દેશોદેશ અનેક એ બળવડે આત્મારૂપે શોભના
તે તે ધર્મ અહિં જુઓ વન અરે દર્ભાસને શોભના ! ૪૫

અરે એટલું જ નહિ પણ

શિખરિણી

કરે ભૂમિવાસો શયનગૃહરત્નો છુટીં જતાં
નથી ખાવા અન્નો દીનહિતશું જ્યાં દ્રવ્ય વહતાં ?

એમછતાં પણ હે ધર્મસ્વરૂપ

યતી ધર્મે સેવા વિજયરૂપ ત્યાં શૌર્યબળથી
રસાદ્રો હા વ્હેતાં સરળ હૃદયો ભક્તિ ઉરથી ! ૪૬

એથીજ,

ઉપેન્દ્રવજ્રા

આત્માતણું તેજ સદા સુવ્યાપો
ને ધર્મઅંગે સહુ કષ્ટ કાપો !

કે જેથી કરી

હા કષ્ટ નાનાવિધ નાશ પામે
આત્માતણો વેગ સદૈવ ઝામે ! ૪૭

અને એમ થતાં

શાર્દૂલવિક્રીડિત

આવિર્ભાવગતિ જહાં વધી જતી આત્માતણાં શૌર્યમાં
તેજતેજ અનેક બિંબ પડતાં કો જ્વાળ લો અંગમાં ? !
એ જ્વાળા ચહુદિશ અંગ ફરતાં સ્વાહા ન કોને કરે ?
હોમાતાં હીન અંગ જ્યાં બલિ બની સૃષ્ટિક્રિયા કો ગ્રહે ? ૪૮

ચાલ ત્યારે હવે યુધિષ્ઠિર સમીપ થાઉં. ઉષાકાળે સત્વર સમીપ થવા રાત્રે સંદેશ આવ્યો હતો. માટે એમને મળી ગુપ્તવાસની સિદ્ધિઅર્થે હોમાદિક કાર્ય કરાવી ગુપ્તવાસઅર્થે શુભ ફળપ્રદ પ્રયાણ કરાવું. ( આવા વિચારમાં ધૌમ્યાચાર્ય યુધિષ્ઠિર સમીપ આવી પહોંચે છે) (આવી પહોંચનાં સ્વગત)

### ઇંદ્રવજ્રા

ના, ના કદિ હા મુજ સંગ ત્યાગ્યો
વિયોગ જોતાં ઉર ખેદ જાગ્યો !
એ પાંડવો હા દુર વર્ષ થાશે
ક્યાં ? ક્યાં ? તું, પ્રેમી ઉર આ છુપાશે ! ! ! ૪૯

અરે પણ આ હું મારા પ્રેમને ત્યાં ક્યાં ઝુરૂં ? ધર્મસ્વરૂપ યુધિષ્ઠિરની પલટાતી ગતિ શું વિચારવા યોગ્ય નથી ?

### ઇંદ્રવજ્રા

ક્યાં એક ચક્રાપુરી વેશ એનો ?!
ને મચ્છવેધે બળગર્ભ કો તો ?
ક્યાં યજ્ઞક્રિયા રવિતેજવંતી
ક્યાં ? ક્યાં ? સભારીત તુ ખેદવંતી ! ! ! ૫૦

એમછતાં પણ વસ્તુસ્વરૂપ તો આજ જોઉં છું

### શાર્દૂલવિક્રીડિત

એ એ હંત ક્રિયા સહુ પુરી કરે આબાળ દુઃખી અરે
હા અગ્નિ વનવાસ યે સહી સહુ ક્યાં ગુપ્ત વાસો કરે ?
હા કો શૌર્ય અહિં તુ ધર્મ વસતું ? ક્લેશો ન ક્રિયા ગ્રહે !
ફાંફાં યોગી કરે જહાં શમગુણે સુસિદ્ધ સૌ ત્યાં અરે ! ! ! ૫૧

ખરેખર

### મંદાક્રાંતા

ક્યાં એ વેશો ? નૃપહૃદય ને ક્યાંય આ મૃગવાસો ?!
ક્યાં ? ક્યાં ? ધર્મોનૃપસમૂહ ને ક્યાંય હા મુનિ દાસો ?!
ક્યાં હા ? શૌર્યે શરગતિ થતી ક્યાંય આ શાંતિપાસો ?
હા એ ક્રિયા દ્વિગુણ વહતી લક્ષતાં ક્ષોભ ક્યાં ? શો ? ૫૨

( આવા અનેક વિચારમાં તપસ્વીઓ સહ બેઠેલા યુધિષ્ઠિર સમીપ થઈ રહે છે એવે )

**યુ૦**—( ઊભા થઈ હસ્ત જોડી ) મુનિશ્રેષ્ઠ, હું નમસ્કાર કરૂંછું.

( બીજા સહુ પણ ઊભા થઈ નમસ્કાર કરે છે. )

**ધૌ૦**—ધર્મશ્રેષ્ઠ, **कल्याणमस्तु !!!**

**યુ૦**—( ગદ્‌ગદ્ ) મુનિશ્રેષ્ઠ, આજ લાંબે સમયે આપનો વિયોગ અલ્પ સમય પણ અસહ્ય જ થઈ પડશે.

**ધૌ૦**—શાંતિસ્વરૂપ ! એ સહુ કલ્યાણદાતા હો. અને હે ધર્મસ્વરૂપ તમો આસન લો અને બીજા સહુ કો પણ આસન લો.

( સહુ બેસે છે. )

**યુ૦**—આચાર્યશ્રેષ્ઠ, આપના આશિષથી અનુગ્રહિત છતાં પણ હૃદય તો સ્વાભાવિક જ પ્રેમથી પ્રાપ્ત થનાર વિયોગને ઝુરે છે. તેમાં વળી ક્રિયાસ્થિતિનુ અનુસ્મરણ હૃદયને વિશેષ દ્રાવિત કરે છે.

### માલિની

સ્મરતું મમ હૃદ આ ' ધૌમ્ય આચાર્ય ત્યાગે,
ઉપકૃતમય કલ્પે હા સભા સ્થાન એ એ ! '
સ્થળ જળ ન જણાતાં વિશ્રમે કલેશ થાતા
પરિમિત ગતિ જોતાં કષ્ટ દુર્યોધને હા ! ! ' ૫૩

અને એ ઉત્પત્તિ હેતુરૂપ

કદિય શું ભુલું ? બોધે નારદ પ્રશ્ન કીધા
પિતુગતિ પિતૃલોકે જોઈ સંદેશ દીધા
નિજ તનબળ જાણી યજ્ઞ આજ્ઞા હું દીધી
વચન તમ શુણીને વ્યાસઆશિષ લીધી. ૫૪

પૂજ્ય વ્યાસજી અને મહાત્મન્ તમારી પણ સંમતિ મળતાં

### ઇંદ્રવજ્રા

હા કૃષ્ણ તેડી સહુ મંત્ર કીધા
ને સાર્વભૌમત્વ શું માર્ગ લીધા
હા પર્શુથી જ્યાં બીજ ક્ષત્રી લુપ્યુ
એ સાર્વભૌમત્વ કહિ શું દિપ્યું ? ' ! ! ૫૫

જ્યાં ક્ષત્રી દેતા કર હર્ષ આણી
શું સાર્વભૌમત્વ કથા અજાણી ?
મારી જરાસંધ તુ કષ્ટ કાપ્યાં
કે જે હતાં હા નૃપઅંગ વ્યાપ્યાં ? ૫૬

કર્ષ્યા શિશુ, કૃષ્ણશુંતે, વધંતા
એકે હણાયો રવિ તેજવંતાં
ઈર્ષ્યા તુ હા એજ કુરૂશું વ્યાપે
આચાર્ય ! ત્યાં આ વનવાસ આપે ! ૫૭

એમછતાં પણ હે મુનિશ્રેષ્ઠ અને તપસ્વીઓ, પ્રસંગોપાત આ વનવાસમાં પણ દુર્યોધનાદિકથી પરિતાપ પામતાં છતાં તમારા બોધ, તમારા સમાગમ અને તમારા સંસર્ગથી હમારા ધર્મ અને હમારા આનંદની અભિવૃદ્ધિ જ થતી રહી છે. આ વનવાસ પણ હવે પૂર્ણ થતાં હે તપસ્વીઓ, (ગદ્‌ગદ) કાળબળના આઘાતની છાયા તળે આ સમયે મારૂં હૃદય તમો જુઓ છો તેમ ક્ષોભયુક્ત પ્રવર્તતું જણાય છે કે અહો કાળ !

## શિખરિણી

હજી શાશા વેશો ? સમય ભજવાવે ક્રમ ફરી !
તપાવે ક્યાં ક્યાં એ ? વપુ શિથિલ દાહે ઉર ગ્રહી !
હશે કાક ચેષ્ટા ? ઉર ! ઉર હવે ત્યાંય ધરતી !
છતાં શાંતિરૂપે ગતિ વિકળ હૃદે શું ભરતી ?!! ૫૮

હે પરમાત્મન્ ! એ સહુ ક્રિયા કયા હેતુ અર્થે ? !!

( આવા ઉદ્ગાર નિકળતાં હૃદય સ્તબ્ધ થઈ યુધિષ્ઠિર મૂર્છાગત થઈ જાય છે. )

( યુધિષ્ઠિરની આવી સ્થિતિ જોઈ ભીમ પણ ગદ્‌ગદ્ થતાં )

**ભીમ**—હે તપસ્વીઓ ! અહો મુનિશ્રેષ્ઠ ! હમારા સંબંધમાં આ કાળગતિ પણ અતિ વિચિત્ર રૂપે જ પ્રવર્તે છે ! નહિ તો આ ધર્મસ્વરૂપ શાંતિસ્વરૂપ, સ્થિર હૃદયવાન, યુધિષ્ઠિરરાયને આ તીવ્ર વેદના શી ? હમો સરખા શૌર્યયુક્ત ભ્રાતા છતાં આ કષ્ટ શું એમને સહન કરવું યોગ્ય

છે ? ખરે વિધાતા જ બળવાન છે ! ! આ વનવાસ કરતાં પણ ધર્મના લોપરૂપ ગુમવાસની ક્રિયા ધર્મસ્વરૂપને અતિ ક્લેશદાતા થઈ પડે છે. વનવાસમાં તો હે તપસ્વીઓ ! નમારા સંસર્ગથી આનંદ શિવાય અન્ય કો ક્રિયા જોવાઈ નથી. અહિંયાં તો હમારાં તત્વોને સ્વતંત્રતાસહ પૂર્ણ અવકાશ હતો. ત્યારે ગુમવાસમાં તો એ સહુનો લોપ કરવો પડશે. શું એમ ધર્માદિક તત્વોનો લોપ કરી, એમને કાર્યરહિત ગુપ્ત ઢંકાયલાં પરતંત્ર, દાસત્વભાવશીલ, દબાયલાં ક્રિયાહીન રાખવાં એ કલ્પના શું હૃદયને હચમચાવી ક્લેશ આપ્યા વિના રહે ? તો એવા જ ક્લેશથી આજ યુધિષ્ઠિર રાજન્ પીડાય છે. હમારાં હૃદય તો સ્વાભાવિક રીતેજ એવી ક્રિયામાં પલોટાઇ રહેલાં એટલે એમની તીવ્ર વેદના હમને એટલી બધી પીડે નહિ. પણ જેમનાં હૃદયે એકજ સત્ય સરળ, સ્વતંત્ર, નિસ્પૃહ, પ્રૌઢ ઉન્નત માર્ગ શિવાય અન્ય માર્ગ જોયો નથી તેમનાં હૃદયને એવા માર્ગથી અવનત થવું એ કેટલું બધુ કષ્ટરૂપ હોય ? ! ! ભ્રાતશ્રીને, માર્ગના લોપરૂપ આ પ્રથમ જ ક્રિયા છે. જેથી કરી એમનું હૃદય તીવ્ર દાહયુક્ત થઈ રહ્યું છે. અને એમ થાય એમાં આશ્ચર્ય પણ શું ? કેમકે હે તપસ્વીઓ, હમારાં દુર્ભાગ્ય અતિ બળવત્તર છે. યુધિષ્ઠિરરાયને ક્લેશ પીડે એમ નથી એમછતાં પણ પ્રેમાઆવિર્ભાવની છાયા તળે હૃદયની આર્દ્રતા અને હૃદયની કોમળતાનાં સ્વરૂપ શું કહિયે ત્યાગ કરી શકાયાં છે ?

**ધો૦**—ભીમસેન, ધર્મસ્વરૂપ વિશે તમો જે કહો તે સત્ય જ છે. પણ તમારાં દીનાર્દ્ર હૃદય વિશે તો એટલુંજ કહુ કે "ધૈર્ય ધરો," "ધૈર્ય ધરો." કાળે એમ નિર્માણ કર્યું નથી.

**ભીમ**—અહો આચાર્ય, એ સત્ય હો. પણ હમારાં દુર્ભાગ્ય અતિ બળવત્તર છે એમ પ્રત્યક્ષ દૃષ્ટિગોચર તો થાય જ છે. નહિ તો આ વનવાસ શા અર્થે ? આ કષ્ટ શા અર્થે ? આ ઉરદાહ શા અર્થે ? આ ઉગ્ર અને તીવ્ર ક્લેશો શા અર્થે ? અને આ સહુ વેદનાઓ પણ શા અર્થે ? બાર વર્ષ તો હમો એ મહાકષ્ટે જેમ તેમ પૂરાં કર્યાં છે. પણ આ ગુમવાસ હમને અતિ સાલે છે. મને વિષપાન, યાત્રાના છદ્મ તળે લાક્ષાગૃહમાં હમો બાળવારૂપ કૃત્ય, એક ચક્રાપુરીમાં હમારી ઉદર-

વેદના, હમારાં રાજ્ય વૈભવ અને લક્ષ્મીનો નાશ, દ્રુપદતનયાનું ભર સભામાં વસ્ત્રાપહરણ, એજ સભામાં યાજ્ઞસેની અને હમને કટુ કટાક્ષ-યુક્ત વાણી અને આ વનવાસથી પણ પ્રાપ્ત થયેલ કલેશો કરતાં, આ ગુપ્તવાસનો કલેશ હમને સ્વરૂપરહિતપણાને લીધે અતિ તીવ્ર દાહ અર્પે છે. અને એથી જ હમો ક્ષોભયુક્ત થઈ રહીએ છીએ. કેમકે મુનિશ્રેષ્ઠ, એ સહુમાં દુર્યોધનની દક્ષતા, દુર્યોધનની રાજ્યનીતિ, દુર્યોધનનું કપટ ચાતુર્ય, દુર્યોધનની સ્વાર્થરૂપ ચૌર્યવૃત્તિ, દુર્યોધનની દુષ્ટતા, ધૃષ્ટતા અને અધમતા આદિક જે કહો તેજ સહુ સાધનભૂત થયાં છે. આવી રીતે હમને કલેશ આપવામાં આજના સમયે તો એ સહુ ખરેખર વિજય-વતાં જ નિવડયાં છે. હમારા ધર્મરૂપ ભ્રાતશ્રીને અનેક છળ, અનેક છદ્મ, અનેક પ્રપંચદ્વારા ફસાવવા, ફોસલાવવા, લલચાવવા અને સ્વ-પાશમાં સપડાવવા એ સહુ વિજયવતાં જ નિવડયાં છે! હમને દુઃખરૂપ થવામાં એ સહુની સાર્થકતા સિદ્ધ થઈ શત્રુને વિજયરૂપ હર્ષ અર્પી રહી છે! મુનિશ્રેષ્ઠ, વનમાં પણ હમને કલેશ ઓછા હોય તેમ એ નરા-ધમ સ્વ આડંબરથી હમને કલેશયુક્ત નિસ્તેજ દીનસ્વરૂપમાં શોકગ્રસ્ત કરવા સહુ રાજ્યવૈભવ સહિત ઘોષયાત્રાનિમિત્ત આ વનમાં પણ પૂછળ આવ્યો!

**ધૌ૦**—ભીમસેન, પણ પરમાત્મા તમને રક્ષે છે એ કયાં જોતા નથી?

**ભીમ**—હા મુનિશ્રેષ્ઠ, ચિત્રસેન ગંધર્વે હમારા તરફ પ્રેમાવેશને લીધે એનો ગર્વ ઉતાર્યો. એમછતાં પણ એ સહુ હમને કલેશ આપ્યા વિના રહતાં નથી કે ધૃષ્ટતા અને અધમતાની હદ તે કયાં સુધી? શું એ દુષ્ટનું હૃદય હમને વનવાસ આપી સંતોષ નહિ પામ્યુ? શું એ ચૌર્યરૂપ કપટચારી હમારાં રાજ્ય અને હમારા વૈભવ છીનવી લઈ ધરાયો નહિ? હા! હા! ખરેખર એવાં સ્વાર્થી નિર્લજ અને કઠોર હૃદય સ્વસ્વરૂપ શિવાય અન્ય હૃદયનાં સ્વરૂપ જોઈ શકતાં નથી. ચિત્રસેનના હસ્તે કેદી થઈ હમોથી જ મુક્ત થતા છતાં પણ એ નિર્લજ ન ધરાતાં હમને શ્રાપ અપાવવા દુર્વાસાઋષિને અત્ર વનમાં પ્રેર્યા. જુઓ એની દુષ્ટતાની હદ! જુઓ હમને ભસ્મ કરાવવાની એની યુક્તિ! જુઓ એની દીર્ઘદૃષ્ટિ! જુઓ એના તર્ક! જુઓ કાર્ય કરવામાં એની

શીઘ્રતા અને ચપળતા ! મુનિશ્રેષ્ઠ ! શું એ હમને દાહયુક્ત કરવા પૂરતાં નથી ?

મૈ૦—પણ મહાત્માશ્રી કૃષ્ણ નિરંતર તમારી સહાયે છે એટલે કોણ તમને શું કરી શકે એમ છે ?

ભીમ—એ સત્ય છે કે મહાત્મન્ શ્રી કૃષ્ણ હમને ત્યાગતા નથી, સભામાં જ્યારે હમો સહુ નિરૂપાય હતા ત્યારે એ મહાત્માએ જ અયોનિજાનું રક્ષણ કર્યું. તેવીજ રીતે એ મહાત્માએ દુર્વાસાના શ્રાપરૂપ ભયથી ભયયુક્ત થઈ રહેલાં હમારાં હૃદયને ઉગાર્યાં. પણ એટલા માટે શું હમારૂં હૃદય, ક્લેશ કષ્ટ અને પરિતાપ પામતું, અટકે છે ? નહિ તો શા અર્થે એ સહુ ભોગવતા હમો નિરંતર એ સહુને જ પરવશ ઉગ્ર દાહયુક્ત પ્રવર્તના રહીએ ? હા ખરેખર, એજ ઉગ્ર તાપ, મુનિશ્રેષ્ઠ, તમારા આશિષથી, સમય આવતાં, એ દુર્યોધનાદિકને અનુયાયી સહ બાળી ભસ્મ કરશે. એમછતાં પણ હમને આ સહુ ક્લેશનું કારણ સમજી શકાય એમ નથી.

( એટલે યુધિષ્ઠિર જાગૃત થાય છે. )

યુ૦—( જાગૃત થતાં ) હા મુનિશ્રેષ્ઠ, ભીમસેને વર્ણવેલો ગુપ્તવાસ, અનેક ક્લેશ અને કષ્ટરૂપ અસહ્ય જ છે. સ્વરૂપને નિર્મૂળ કરવું, પ્રકૃતિનો લોપ કરવો અને પરતંત્ર દાસરૂપ થઈ રહેવું એ શું હરકોઈ શૌર્યયુક્ત પ્રકૃતિથી સાધ્ય કરી શકાય એમ છે ? ખરેખર એ અતિ વિષમ ક્રિયા જ છે. પ્રકાશરૂપ આત્માને નિસ્તેજ કેમ કરી શકાય ? શૌર્યરૂપ ધસના વેગને દીનરૂપ દાસત્વમાં કેવી રીતે પ્રવર્તાવી શકાય ? બળની જયરૂપ ગતિને કુંઠિત કરી એના માર્ગનું રૂંધન કેવી રીતે થઈ શકે ? હૃદયનાં રસ વિનય અને સૌંદર્યના આવિર્ભાવને સ્થૂલ, ગતિહીન અલ્પ કે જડ સ્વરૂપમાં કેવી રીતે વહાવી શકાય ? અને વિવેકશીલ ભક્તિરૂપ નિર્મળતાને હૃદયના અનેક કલુષિત સંસર્ગમાં કેવી રીતે મૂકી શકાય ? વળી હમોથી સુપ્રસન્ન રહેતાં, સુરક્ષિત, હમારૂં જ પોષણ કરતી, અસ્તવ્યસ્ત દશાને પ્રાપ્ત થતી પાલનરૂપ શક્તિનું પરાધીનપણે અવલોકન કરતાં, દાસત્વમાં શૌર્યહીન હમો હમારા દિન કેવી રીતે નિર્ગમન કરી

શકીશું ? અનેક હીનવાસ, હીનસંસર્ગ અને હીન ભાવનાયુક્ત ભ હારમર્યાદામાં હમારા આત્માને કેવી રીતે પોષી શકીશું ? હ ધર્મનું સંરક્ષણ કેવી રીતે કરી શકીશું ? હમારા ઉન્નત મનોભા કેવી રીતે માર્ગ કે ગતિ મળતાં રહશે ? આવા આવા અનેક વિ રથી હૃદયને સ્વાભાવિક ક્ષોભયુક્ત સ્તબ્ધતા પ્રાપ્ત થઈ ! મુનિશ્રેષ્ઠ, ક્રિયા એટલેથી જ વિરામતી નથી. ગુપ્તવાસ પછી પણ માર્ગ અ વિકટ અને દુષ્કર જણાય છે. દિગ્વિજયરૂપ કાર્યથી દુર્યોધનને તોષ આપી દુર્યોધનના વિશ્નુયાગની સમાપ્તિએ, અર્જુન અને પાંડવોને હણી, દુર્યોધનને રાજસૂય યજ્ઞ સિદ્ધ કરી આપવાની ઉત્સ બળ અને શૌર્યપૂર્વક કર્ણની પ્રતિજ્ઞા, મુનિશ્રેષ્ઠ, સુવિજ્ઞાત જ છે. કવચ અને કુંડળનું હરણ થતાં છત પણ એની પાસે અમોઘ શ અને સાંગ ઇંદ્ર અને રૂદ્ર તરફથી પ્રાપ્ત થયાં છે. એ નિષ્ફળ જાય ન તેથી અર્જુનનું બળ પણ હું વૃથા સમજુ છુ. આમ વિવિધ પ્ર રના પરિતાપથી મારૂં હૃદય પીડાય છે. માટે આચાર્યવર્ય મ માર્ગ હું સરળ, સ્પષ્ટ અને નિર્વિઘ્ન જોઈ શકતો નથી અને એ આવા પ્રાપ્ત થતા ક્ષોભનું કારણ.

ધૌ૦—મહાત્મન્ યુધિષ્ઠિર, તમને આવો ક્ષોભ ઘટે નહિ. એમ પણ પુનઃ પુનઃ સ્ફુરી આવતી હૃદયગતિનું ઉત્થાનકાળમાં એ એક ક્રિયાચિત્ર છે. એના તમો ભોગ થયા હો એમાં આશ્ચર્ય ન કેમકે શાંતિસ્વરૂપ સમગ્ર રીતે સુપ્રગાઢ થયા વિના એ ગતિ ગમે તે હૃદયનાં ઉંડાણમાં અલ્પમાં અલ્પ પણ છાયારૂપે સ્ફુર્યા વિના રહે નથી. એ છાયારૂપી ગતિનું ભાન અન્ય પ્રેક્ષકોને ન હોય. જેથી સ્થિરતા અને હૃદયની શાંતિ ઉપરથી અલ્પ ક્રિયાવાન મનુષ્યો એ અંતરમાં તદન જ લોપ કે એનો તદન અસંભવ માને એ સત્યસ્વ નથી. એવી આછી છાયારૂપ હૃદયપ્રવાહની ક્રિયા એ આત્મસ્વ પ્રાપ્ત કરવા મંથન કરતી વૃત્તિઓની હૃદયપ્રદેશમાં લયક્રિયા જ છે, વૃત્તિઓનાં લય થવારૂપ ક્રિયાસ્વરૂપ જ છે. એનું ભાન સામાન્ય મનુષ્ય હોઈ શકતું નથી. તો એવી લયરૂપ ક્રિયાના તમો ભોગ થઈ પ

હો તો એ આશ્ચર્ય ન હોતાં હૃદયની સ્વાભાવિક જ ક્રિયાગતિ છે. માં હે ધૈર્યશીલ, ગુપ્તવાસનો આ તમારો ક્ષોભ પણ અસ્થાને જ છે. કે સહુ જાણતાં છતાં તમો એને વશ્ય થયા એ પણ કાળની જ ગતિ અથવા કહોતો કાળક્રિયામાં એ પણ હૃદયની જ એક પ્રક્રિયા. શું બલિના ભયથી ઇંદ્રને પણ કેટલાંક વર્ષ ગુપ્તવાસ સેવવો નથી પડ્યો દૈત્યનાં નાશરૂપ કાર્ય માટે વિશ્નુને પણ શું દિતિના ગર્ભમાં ગુપ્તવાસ ધારણ કરવો નથી પડ્યો? દેવતાનું કાર્ય કરવા શું અગ્નિને પણ જળમાં ગુપ્તવાસ કરવો નથી પડ્યો? ઇંદ્રનાં વજ્રમાં પ્રવેશી વિશ્નુએ જે કાર્ય કર્યું તે શું અજ્ઞાત છે? ઔર્વ નામના બ્રહ્મર્ષીએ સાથળમાં છૂપી રીતે પ્રવેશ કરી દેવતાઓનું જે કાર્ય કર્યું તે પણ હે ધર્મજ્ઞ શું અજ્ઞાત છે? આ તેજસ્વી સૂર્યે પણ પૃથ્વીમાં વાસ કરી શત્રુને બાળી ભસ્મ કીધા હતા. તો એવી જ રીતે આ તમારા વનવાસ અને ગુપ્તવાસરૂપી ક્રિયાઓ શું સૃષ્ટિક્રિયામાં કોઈ પણ મહત્ ફેરફાર માં સર્જાયલા નથી? ઉન્નત શુદ્ધ નિર્મળ સરળ અને શૌર્યાન્વિત પુરૂષને આત્મા મિથ્યા ક્લેશ સહન કરતો નથી. આ તમારા ગુપ્તવાસથી તમારા શત્રુ પણ બળી ભસ્મ થાઓ!!!

**યુ૦**—મુનિશ્રેષ્ઠ, એ મહાત્માની ગતિઓને હું પામી શકતો નથી. અને એથી૦ એમનાં કાર્યનું મારાથી અનુકરણ થઈ શકે નહિ, તો એમની ક્રિયાનુ હું કેવી રીતે અનુકરણ કરી શકું? મારૂં સત્યવ્રત કદિ પણ ચલાયમાન મા થાઓ એજ મારી દૃઢ પ્રતિજ્ઞા તીવ્ર જીજ્ઞાસાયુક્ત છે. એ૦ મારૂં વ્રત છે. અને એજ મારૂં બળ છે. એ શિવાય કો અન્ય ગતિ મને મા હો!!!

**ભીમ**—મહારાજ ધર્મશ્રેષ્ઠ, આવાં તમારાં ધર્મ વ્રતને લીધે જ મેં અર્જુન સહિત કંઈ પણ સાહસ કાર્ય ન કર્યાં. પણ આ અજ્ઞાત વાસ પૂર્ણ થતાં હમારાં શૌર્યનો પ્રકાશ આપ્યા વિના રહીશું નહિ.

**ધૌ૦**—હા ધર્મશ્રેષ્ઠ, ભીમસેન સત્ય કહે છે. લોમશઋષિનાં અનેક આખ્યાન પરમાત્માસ્વરૂપ શ્રી કૃષ્ણનું ઉત્સાહપૂર્વક અનેકધા ધૈર્યસિંચન, અને માર્કંડેયઋષિનાં આત્મહિતનાં વચનો એ સહુ તમારા ઉત્કર્ષની દિશાનું જ સૂચન કરે છે. મહાત્મન્ વ્યાસજીએ પણ આ વનમાં તમારૂં સાંત્વન

કરતાં કહ્યું છે કે શુદ્ધ અંતઃકરણવાન શત્રુની સમૃદ્ધિથી પરિતાપ પામતા નથી. વળી કહ્યું કે અનંત સુખ કોઈને હોતું નથી. જગતની સ્થિતિ અને લયનાં કારણરૂપ બ્રહ્મને જાણનાર પુરૂષ, કૃપિકારસમ કાળે પ્રાપ્ત થતાં અજાથી સંતોષપૂર્વક રહતાં સુખ અને દુઃખ સહન કરે છે, પણ હર્ષ તથા શોક પામતા નથી. અને વળી કહ્યું કે શ્રમથી પ્રાપ્ત કરેલાં દ્રવ્યથી દાનરૂપ વ્યયદ્વારા જે ગતિ પ્રાપ્ત થાય છે તે તપશ્ચર્યાથી પણ પ્રાપ્ત થતી નથી. એમ મુદ્દલનાં દૃષ્ટાંતરૂપ તમારૂં વિવિધ પેર એ મહા ત્માએ સાંત્વન કર્યું છે છતાં કહું છું કે તમારૂં સત્ય, તમારૂં આર્જવ, તમારી લજ્જા, તમારી નિર્મળતા, તમારો અક્રોધ, તમારી ધૃતિ, તમારી સ્થિરતા, તમારી ક્ષમા, તમારૂ ઔદાર્ય, તમારી સહનશીલતા તમારૂં દાન, તમારૂં બ્રહ્મચર્ય, તમારો તપ, તમારો યશ, તમારાં બાહ્ય અને આંતર ઇંદ્રિયનિગ્રહરૂપ સંયમ, તમારો ધર્મ, તમારૂં તેજ, તમારો પ્રભાવ, તમારી પ્રૌઢતા એ સહુ કાળના પરિપાકે સ્વતેજ દર્શાવ્યા વિના રહશે નહિ. તમો શૌર્યહીન નથી. તમારો આત્મપ્રભાવ ઉત્કટ બળના ભાવપૂર્વક જ વધ્યો જાય છે. આ વનવાસમાં પણ એ ગુણોને જ તમોએ વૃદ્ધિ પમાડયા છે. તો એ સહુ, પરિણામનું સ્વસ્વરૂપ, પામ્યા વિના કેમ રહશે ? આ વનવાસમાં પણ વાયુપુત્ર ભીમસેને અનેક દુષ્ટોને સંહારી તમારો જ ઉત્કર્ષ દર્શાવતાં ઋષિસમૂહને શાંતિ અર્પી છે. આ ઇંદ્રસુત અર્જુને સમુદ્રતટે રહેતા અને દેવગણને દુઃખ આપતા માયાની ત્રિકોટી નિવાત કવચોને હણી દેવોના રાજા ઇંદ્ર સહિત સહુ દેવનું કાર્ય કર્યું છે. એટલું જ નહિ પણ પૌલોમ અને કાળખંજના હિરણ્યપુરનો એ દૈત્યો સહિત નાશ કરી સ્વર્ગમાં અતિ ઉત્તમ પ્રતિષ્ઠા, યશ, જય અને બળ પ્રાપ્ત કર્યાં છે.

યુ૦—એમછતાં પણ કર્ણની સાંગ અને શક્તિનો ભય રહે છે.

ધૌ૦—એઓ અર્જુનને કંઈપણ કરી શકે એમ નથી. ઇંદ્રે અથવા રૂદ્રે કંઇ એવું વરદાન આપ્યું નથી કે એથી અર્જુન જ મૃત્યુ પામે. એઓ તો કોઈ મહારથીના ઘાત માટે જ અપાયલાં છે. કાળે એમજ નિર્માણ કર્યું છે અને તે પ્રમાણે થશે. જેથી હે શૌર્યરૂપ, તમારે આવા ક્ષોભને પ્રાપ્ત થતુ યોગ્ય નથી. આ નકુલ અને સહદેવે પણ ભ્રાતની સેવામાં

તત્પર રહી, વિવેક, વિનય, ભક્તિ, સુજનતા, નિર્મળતા આદિક ઉત્કૃષ્ટ ગુણોનો જ આવિર્ભાવ દર્શાવ્યો છે. અને આ સાધ્વી દ્રૌપદીએ પણ પતિની સેવામાં સદા તત્પર રહી સ્વચારિત્રથી સ્વ ઉત્કર્ષ જ દર્શાવ્યો છે. તીર્થેતીર્થ ફરી અનેક મહર્ષિઓના સમાગમથી, તેમની શુશ્રૂષાથી અને તેમના આશિષથી પણ તમોએ ઉત્તમ ગતિ પ્રાપ્ત કરી છે. વળી નળ, રામચંદ્રજી, સાવિત્રી આદિકની ઉત્કૃષ્ટ ગતિ પણ આખ્યાનદ્વારા શ્રવણ કરી છે. બ્રહ્મજ્ઞાનના બોધરૂપ અનેક પ્રસંગો તમને પ્રાપ્ત થયા છે. તો તમો પણ આ ગુપ્તવાસ અંતે એજ શ્રેષ્ઠ પુરૂષોની ગતિને પ્રાપ્ત થશો. ધર્મરૂપ યક્ષે પણ હે ધર્મશીલ, તમારૂં સાંત્વન કરતાં તમને એજ વાણી કહી છે. માટે કર્તવ્યને યોગ્ય કાર્ય માટે હે યુધિષ્ઠિર, હવે તમો તત્પર રહો.

**યુ૦**—આચાર્યશ્રેષ્ઠ, આજ બહુ ઉપકૃત કર્યો. તમારા બોધે કરી ભ્રમણાયુક્ત ક્ષોભથી હું મુક્ત થયો. ( તપસ્વીઓને ઉદ્દેશીને ) ( હસ્ત જોડી ) હે તપસ્વીઓ, હમારી સ્થિતિ તમો સહુને સુવિદિત જ છે જેથી કરી હવે તમો હમને અજ્ઞાત વાસ માટે આજ્ઞા આપવા યોગ્યછો. અત્રેથી હમો એકલાએજ અન્ય સ્થળે જવું જોઈએ કે દુર્યોધનના કરતા ચારો હમારી ગતિ જાણી શકે નહિ, અને હમો ગુપ્તવાસને અંતે હમારી રાજ્યસમૃદ્ધિને પુનઃ પ્રાપ્ત કરીએ. માટે હવે તમો સહુ યોગ્ય આજ્ઞા દેવા યોગ્ય છો.

**તપસ્વીઓ**—હે રાજન્! તમારૂં કલ્યાણ હો! હમો તમોથી ઘણા સંતુષ્ટ થયા છીએ અને તમારૂં કલ્યાણ હો! હમો રજા લઈએ છીએ અને તમો સુખરૂપ સમૃદ્ધિને પુનઃ પ્રાપ્ત કરી શાંતિરૂપ રહો!!!

( તપસ્વીઓ જાય છે. ) ( તપસ્વી ગયા પછી ધૌમ્યાચાર્યને )

**યુ૦**— મુનિશ્રેષ્ઠ, આપણ પણ અત્રેથી અન્ય સ્થળે જઈએ.

**ધૌ૦**—હા તેમ કરો. ( સહુ જાય છે. )

( માર્ગમાં મધ્યાહ્નકાળ થતાં )

**યુ૦**—આપણ અત્ર વિરામ લઈશું.

**ધૌ૦**—હા અને મધ્યાહ્ન સમયના આહ્નિક કર્મ પણ કરી લઈએ.

**યુ૦**—હા. ( સહુ તેમ કરે છે. )

( કર્મથી પરવારી સહુ એકત્ર થતાં )

**ભીમ**—( ક્ષોભયુક્ત હૃદયે ) ભ્રાતશ્રેષ્ઠ,

### ઇંદ્રવજ્રા

આમુખ જોતાં રવિ તેજ અર્પો
ને અંગશું રૂપ સ્વ પ્રૌઢ કલ્પો
છૂપે કદિ શું તન ઉરહાવો ?
હિમાદ્રિ આ આ રૂપ કયાં શમાવો ?॥ ૫૯

ક્ષેમસ્વરૂપ !

### માલિની

નહિ કદિય નમેલું શીર્ષ આ શું જ ફૂહેશે ?
વિષમ સમય હા હ્યાં ! તેજ તો કેમ રૂહેશે ?
નહિ નહિ સહતો આ ભીષ્ણુ માનાપભ્રંશો
કઠિણુ સમય કાઢે દંશ કયાં કયાં ન લેશો ?॥ ૬૦

વળી આ પાર્થનું ઉર અતિ ઉગ્ર છે કેમકે

### ઇંદ્રવજ્રા

જ્યાં જ્વાળ ઉડે કહું રોષ વ્હેતો
બાળી ન કો એ વળી ભસ્મ દેતો।
સ્વાહાશું જ્યાં ખાંડવ એ પ્રજાળે
શક્તિ ન ઇંદ્રે રહી પાર્થ ખાળે ॥ ૬૧

હા એ પણ ખરૂં છે કે,

કો સમે આત્માઅપકર્ષ સ્હેતો
ખોને સુરક્ષે રસ ક્યાં ન વ્હેતો ?
છાયાસુગંધે અપકર્ષ વ્હેતાં
કો શૌર્યરૂપો ન વિકાસતાં ત્યાં ? ૬૨

### દોહરો

વિકાસ એહ પ્રકટતાં સહુએ મળશે ધૂળ
ધર્મ ધર્મત્વ નહિ રહે ઊખેડે ઉન્મૂળ। ૬૩

**અર્જુન**—ભીમસેન તમો સત્ય કહોછો. ગમેતેમ હો પણ ધર્મ અને આત્માનો અપકર્ષ તો અસહ્ય જ હોય!!

**ભીમ**—માટે જ હું કહું છું કે આ અગ્નિરૂપ જ્વાળાસમ હિમાદ્રિ પર્વતને ભ્રાતશ્રેષ ગુપ્ત રાખવા માગે છે તે કેમ બની શકશે? ભ્રાતશ્રેષ્ઠ, આ તમારૂં સ્વરૂપ શું કયાંય પણ છૂપુ રહી શકે એમ છે? ભવ્ય આકૃતિ, પ્રૌઢ મનોભાવ, ઉન્નત હૃદય, વિશાળ દૃષ્ટિ, નિર્મળ રસ, સરળ અને સત્ય વહતું ઉર, આ સહુ શું ગુપ્ત રહી શકે એમ છે? આવા આવા વિચારથી ખરેખર મારૂં હૃદય તો ક્ષોભ પામી જાય છે. કેમકે દુર્યોધનના ચારો અને રાજસૂય યજ્ઞમાં નિસ્તેજ થએલ નૃપો ઈર્ષ્યાભાવથી જ્યાં ત્યાં આપણી ચેષ્ટા જ જોતા, શોધતા ફરતા રહે છે. તો એમનાથી આપણા સહુ આચાર છૂપાવવા એ શું સહેલું કાર્ય સમજોછો? આ વિચારથી ભ્રાતશ્રેષ્ઠ, મારૂં મન તો ઉદ્વિગ્ન થઈ રહે છે.

**યુ૦**—ભ્રાત, યક્ષરૂપ ધર્મના વરદાનથી એ સહુ સહેલાઈથી બની શકશે. આપણને કંઈ પણ વિઘ્ન પીડશે નહિ. જોકે કપિકેતનનો વેગ અપ્રતિહત, અખંડિત ધારામાં જ પ્રચાર પામતો રહે છે અને એનું નિવારણ કરવા કે એનો વેગ અટકાવવા કો પણ સમર્થ નથી તોપણ સંરક્ષણ થતા ધર્મને ધ્વંસના ભયનું કારણ ન હોય. કેમકે,

### શાર્દૂલવિક્રીડિત

ધર્મે જ્યોત વહી વહે ભુવન આ ઉગ્રા વહે શક્તિ એ
સંરક્ષે નિજરૂપ ધર્મ વહતું હા પાર્થ પાર્થિવ એ;
ક્રોધે ધ્વંસ થવા જહાં ગતિ વહે, ઉત્કર્ષઆત્મા ધસે
જ્વાળા જ્યોતશું યૌન અંગ વહતાં રક્ષા ન કો રક્ષશે?! ૬૪

હે ભ્રાત, આત્માનો ઉત્કર્ષ સ્વતેજનું સદાય રક્ષણ કરે છે. એવા ઉત્કર્ષ

સંગે શાંતિનો પ્રભાવ પણ અકલ્પનીય છે. આત્મોત્કર્ષ સ્વતેજનું સંરક્ષણ કરે છે ત્યારે શાંતિપ્રભાવ સહુ વિઘ્નને અચિંત્ય ગતિદ્વારા વિડારી રહે છે. એજ આત્માનો સદ્યોદિત પ્રભાવ છે. માટે કોઈ પણ પ્રકારના ભયને સ્થાન મા હો.

**અર્જુન** – નૃપશ્રેષ્ઠ, તે ધર્મરાયનાં વરદાનથી આપણને કોઈ ઓળખી નહિ શકે એ નિઃસંશય છે. તોપણ ઘણાં અન્નવાળા કુરૂપાંચાળ, ચેદી, મત્સ્ય, શૂરસેન, પટચ્ચર, દશાર્ણ, નવરાષ્ટ્ર, મલ્લ, શાલ્વ, યુગંધર, કુંતિરાષ્ટ્ર, સુરાષ્ટ્ર અને અવંતિ એટલા દેશોમાંથી કયા દેશમાં છૂપા રહીશું ?

**યુ૦**—હે મહાબાહો, ધર્મરાયનું વચન મિથ્યા થાય નહિ તેથી અવશ્ય આપણે વિરાટરાયને ત્યાં છૂપા રહીશું. એ રાજા બળવાન, ધર્મશીલ, ઉદાર તથા પાંડવો પ્રત્યે પ્રીતિમાન છે.

**અર્જુન**—હે ધર્મરૂપ, દુઃખ ન સહન કરવા યોગ્ય કોમળ હૃદયશીલ, લજ્જાવાન, ધર્મ અને સત્ય પરાક્રમશીલ તમો ત્યાં શું કાર્ય કરશો !

**યુ૦**—મારાં હૃદયરત્ન, પાસાના તત્વને જાણનાર એવો હું વિરાટરાયનો સભાસદ થઈ રહીશ. બૃહદશ્વ પાસેથી એ વિદ્યા હું શિખ્યો છું એતો સહુકોને સુવિદિત જ છે. કંક નામના બ્રાહ્મણનું નામ ધારણ કરી રહતાં હું એ વિરાટરાય તેમજ તેની સભાને રંજન કરી પ્રસન્ન રાખીશ અને એમછતાં મને કોઈ પણ ઓળખી શકશે નહિ. હું કહિશ કે હું નિરંતર ધર્મરૂપ યુધિષ્ઠિરની સમીપ રહતો અને હું યુધિષ્ઠિરનો મિત્રરૂપ પ્રાણ કે આત્મા જ છું. એ ધર્મરૂપ યુધિષ્ઠિરના ગુપ્તવાસથી, આમ વિયોગ સેવવા અત્ર આવ્યો છું. પણ હે ભીમસેન તું કેમ વર્તીશ.

### ઇંદ્રવજ્રા

આહાર ને શૌર્ય તું કેમ છૂપે ?
ક્રોધે થતાં રક્ત શું નેન લુપે ?
કો કો ક્રિયાશું તુજ શાંતિ વ્હેશે ?
જાણે ન કોઈ રૂપ આ શું દેશે ? ૬૫

**ભીમ**—ભ્રાતશ્રેષ્ઠ, પાકશાસ્ત્રમાં હું <u>પ્રવિણ</u> છું એટલે વિરાટરાયને ત્યાં બલ્લવ નામના પાકશાસ્ત્રી તરીકે હું રહીશ. મારાં <u>સ્વાદિષ્ટ</u> અને ઉત્તમ ભોજનોથી હું વિરાટરાયને પ્રસન્ન કરીશ. મારાં શૌર્યના માર્ગ અર્થે હું પાકસ્થાન માટે કાષ્ટ લાવવાની ક્રિયા પણ કરીશ. તેમજ મલ્લકુસ્તી પણ કરીશ. હસ્તી વૃષભ આદિકને વશ કરીશ. અને આવી રીતે કોઇનો પણ ઘાત ન કરતાં સહુને પ્રિય થઈ પડીશ. કેમકે એવી ચેષ્ટામાં તો સહુકોનો રસ ભરપૂર જ વહતો રહે છે. જેથી કરી અન્ય ચાકરો અને અન્ય સમૂહ પણ મને રાય તુલ્ય ગણી મારૂં સન્માન કરશે. અને હું કહીશ કે યુધિષ્ઠિરરાજન ત્યાં હું રસોઈ, મલ્લકુસ્તીઆદિ કાર્ય કરતો હતો. એથી કરી આપણા ગુપ્તવાસમાં કોઈ પણ પ્રકારનુ વિઘ્ન ન નડે.

**યુ૦**—ત્યારે હે પાર્થ તું કેમ વર્તિશ ?

### ઇંદ્રવજ્રા

છુપાં રહે આટણ આ શું હસ્તે ?
તેજે વહંતો રવિ ક્યાં શું ગ્રસ્તે ?
શૌર્યે ખરો ઇંદ્ર તું ત્યાં વિરાજે
યુદ્ધે ન હા રૂદ્ર કદિય લાજે !! ૬૬

**અર્જુન**—મહારાજ, સુરભવનમાં ઉર્વશીના શાપરૂપ વ્યંઢળ સ્વરૂપ મને એક વર્ષ માટે પ્રાપ્ત થયું છે. અને આ ગુપ્તવાસને અનુકૂળ અને વ્યંઢળ સ્વરૂપને જોઇતા ગુણોથી, મહારાજ, ઇંદ્રની આજ્ઞાથી ચિત્રસેન ગંધર્વે મને ઉપકૃત કર્યો છે. એટલે હવે મારે વિષે કશી પણ ફીકર કરવા જેવું નથી. કંકણથી આટણ દેખાશે નહિ. આ તેજસ્વી કુંડળ હું કર્ણમાં ધારણ કરીશ. વેણી રાખી કેશ ગુંથીશ. અને બૃહન્નલા નામે સ્ત્રીભાવે સંગીત અને વાદ્ય સહિત અનેક ઉત્તમ પુરૂષોનાં ચરિત્ર ગાઈ વિરાટરાય તેમજ અંતઃપુરની સ્ત્રીઓને પ્રસન્ન કરીશ; અને વિવિધ પ્રકારનાં નૃત્ય, વાદ્ય, સંગીત આદિક પણ અંતઃપુરની સ્ત્રીઓને શિખવીશ; અને એમ કરતાં સારાં કર્મનાં જ વખાણ કરીશ. આવી રીતે હું મારા આત્માને ગુપ્ત રાખીશ એટલે આપણને કશો ભય નથી.

અને કહીશ કે હું દ્રૌપદીની દાસી હતી જેથી આ સહુ વિદ્યા જાણું છું.

યુ૦—ત્યારે હે નકુલ તું કેમ વર્તીશ? તારૂં સૌંદર્ય તારો રસ અને તારી આકૃતિ એ સહુ કેમ છૂપાં રહી શકશે?

નકુલ—ભ્રાત, હું અશ્વવિદ્યા સારી રીતે જાણું છું. વિરાટરાયના અશ્વની પરીક્ષા, રક્ષણ, શિક્ષણ અને ઔષધાદિક હું ઉત્તમ રીતે કરીશ એટલે વિરાટરાયને હું અવશ્ય પ્રિય થઈ પડીશ. હું ગ્રંથીક નામ ધારણ કરીશ અને કહીશ કે યુધિષ્ઠિરરાયનો હું અશ્વપાલક હતો.

યુ૦—હે સહદેવ તું કેમ કરીશ? તારી ભક્તિ, તારા વિવેક અને તારી નિર્મળતાને ક્યાં માર્ગ મળશે?

સહ૦—ભ્રાતશ્રેષ્ઠ, હું ગોવિદ્યા સારી રીતે જાણું છું. એટલે વિરાટરાયની ધેનુનું રક્ષણ કરીશ. તેમજ બળદોની પરીક્ષા પણ કરીશ. ધેનુનું દૂધ વૃદ્ધિ પામવાથી વિરાટરાયને હું પ્રિય થઈશ. હું તંતીપાલ નામે ગોપાલક થઈ રહીશ. આપે મને ગોરક્ષણ અર્થે મોકલ્યો હતો એટલે એ વિષે મારી કુશળતા સુવિદિત જ છે.

યુ૦—એમછતાં પણ આપણ સહુને રક્ષણ કરવા યોગ્ય, પ્રાણથી પણ અધિક પ્રિય, આ દ્રૌપદી શું કરશે? એણે ક્લેશ જોયો નથી, એ રાજ્યભોગમાં જ ઊછરી છે અને એ વળી સુકોમળ નિર્મળ યશવાળી પતિવ્રતા છે. એણે કંઈ પણ કાર્ય કરી જાણ્યું નથી. એ આ દ્રુપદતનયા શું કરશે? એટલું જ નહિ પણ એને અનેક પ્રકારના ભય, ક્લેશ, પરિતાપ અને અપવાદ પણ સહન કરવાનો સમય આવે ત્યારે એ પોતાનું સંરક્ષણ કેવી રીતે કરી શકશે? (દ્રૌપદી પ્રત્યે લક્ષ કરી) હે ચારૂશીલે,

## માલિની

પરિમલ મુખ મ્હેકી ભૃંગશું મોહ અર્પે
નૂતન રસશું લોભી શું ન કંદર્પ કલ્પે?
અવયવરસધારા ચિત્ત રંગી સુધોળે
મૃદુ મૃદુ વપુવાળા માન કો શું ન મોડે?! ૬૭

અહો દ્રુપદતનયા ! કામ્યક વનમાં જયદ્રથનો પ્રસંગ ક્યાં વિસ્મરણ થાય એવો છે ? શું એવા પ્રસંગ પુનઃ પુનઃ પ્રાપ્ત નહિ થાય ? કેમકે,

**મંદાક્રાંતા**

જ્યોતે વ્હેતો નર મન હરે અગ્નિઉદ્‌ભાવ તારો
હાર્યા નૃપો પિતુભૂમિથકા રોપ કેટો વિચારો !
સતી નારી, વપુરસ ભરી, સ્વામી અંગે ન જોતાં,
ભૂંડા ભાવો દુરજન નડે રક્ષણે શું કરો ત્યાં ?! ૬૮

હે સુશીલે, મારા મનને આ વિચાર અતિ ક્લેશ આપી રહ્યા છે ! માટે તું શું કરીશ અને કેમ વર્તીશ ?

**દ્રૌ૦**—ધર્મસ્વરૂપ, હું પાંચ પતિને વરી છું. ધર્મ, શૌર્ય, જયસ્વરૂપ ઉત્કર્ષ, ગુણોત્કૃષ્ટ સૌંદર્યાભિનિવેશ અને અલંઘનીય ભક્તિરૂપ નિર્મળ જ્યોતિનો દીર્ઘ દૃષ્ટિપ્રભાવ, એવા પંચસ્વામીનાં હૃદયરૂપ અભિનિવેશથી મને રૌદ્રરૂપિણી જ જાણો. એવું રૌદ્રસ્વરૂપ સમય આવતાં સ્વસ્વરૂપ પ્રકાશે છે. એવાં રૌદ્રસ્વરૂપે સ્વસ્વરૂપ પ્રકાશ્યું છે અને સદાય પ્રકાશતું રહશે. એ વિષે સંશય મા હો ! ગુણાનુરાગની જ્યોતિ અતિ બળવત્તર હોય છે. એનો પરાભવ કરવા આ સૃષ્ટિક્રિયામાં, આ ભૂમંડળમાં કો સમર્થ છે ? એથીજ હું પંચ સ્વામીયુક્ત ગણાઉં છું. સભા સમક્ષ એજ જ્યોતિએ મારૂં રક્ષણ કર્યું છે અને હવે પણ એજ જ્યોતિ મારૂં રક્ષણ કરશે. માટે યશસ્વરૂપ, ગુપ્તવાસદ્વારા પ્રકાશરૂપ ક્રિયાકાર્યનો નિશ્ચિંતપણે આરંભ કરો. હું વિરાટરાયના અંતઃપુરમાં સૈરંધ્રી નામે દાસી થઈને રહીશ. સુદેષ્ણાના કેશ ગુંથીશ, વેણીમાં પુષ્પ ભરીશ, વિરાટરાયનું ચંદન ઘસીશ ઇત્યાદિ કાર્ય કરીશ. વળી કહીશ કે, પાંચ ગંધર્વ મારા પતિ છે તે નિરંતર મારૂં રક્ષણ કરે છે. મારાપર જે કોઈ પણ કુદૃષ્ટિ કરશે તે અવશ્ય એ ગંધર્વને હસ્ત મૃત્યુવશ્ય થશે. એ પ્રમાણે હું ગુપ્ત રહીશ માટે મારી ચિંતા મા હો !!

**યુ૦**—હે કલ્યાણી, તું રૂડાં વ્રતવાળી, સત્કુળમાં ઉત્પન્ન થયેલી, પાપથી તદ્દન અજ્ઞાત, કલ્યાણરૂપ જ છે એમછતાં પણ પાપી લોકો તને ક્લેશ ન

આપે એમ સાવધ રહેવાની પરગૃહવાસમાં આવશ્યક્તા છે અને અવશ્ય તેમ તું રહીશ.

દ્રો૦—યશશીલ, અવશ્ય એમ જ થશે.

યુ૦—હે ભ્રાત, સ્વઆત્માનાં બળ અને નિષ્ઠાના અવલોકન પૂર્વક આ સહુ વ્યવસ્થા અનુકૂળતા જ આપશે; માટે હવે આપણા આચાર્ય, દ્રુપદરાયને ત્યાં રસોઇના અધ્યક્ષ આદિકને લઇ, અગ્નિહોત્રનાં પાત્ર સાચવે. અને ઇંદ્રસેનાદિક રથ વિગેરે લઇ દ્વારિકા પ્રત્યે જાય. એઓએ કહેવું કે પાંડવો તો હમને દ્વૈતવનમાં ત્યાગી કયાંય ચાલ્યા ગયા. માટે હે આચાર્ય હે મુનિશ્રેષ્ઠ હવે અમને આજ્ઞા આપો !

ધૌ૦—હે ભરતર્ષભ, ધર્મ, સત્ય, લજ્જા, ઔદાર્ય, ક્ષમા અને સ્નેહાદિક ઉત્તમ ગુણોએ તમોમાં વાસ કર્યો છે. યુદ્ધનાં જયઆદિક પણ તમો સહુ સારી રીતે જાણો છો. એમછતાં પણ સ્નેહને લીધે હુ કંઇક કહુ છું તે શ્રવણ કરો.

યુ૦—મુનિશ્રેષ્ઠ, અવશ્ય કહો, હમો ધ્યાનપૂર્વક જ છીએ.

ધૌ૦—રાજ્યગૃહવાસ અતિ વિષમકાર્ય છે. પણ એમાં તમને નવો આચાર શિખવો પડે એમ નથી. તમો સહુની સ્વાભાવિક ચેષ્ટા જ એવા આચારને અનુરૂપ જ પ્રવર્તે છે. છતાં કહું છું કે સ્નેહિઓએ સ્નેહથી સ્નેહી વિદ્વાનને પણ સારી શિક્ષા આપવી કે જેથી તેનાં ધર્મ અર્થ અને કામ એ ત્રણ પુરૂષાર્થ સિદ્ધ થાય. માટે હે યુધિષ્ઠિર, ભીમ, અર્જુન, નકુલ, સહદેવ અને દ્રૌપદી, તમોએ પૂછયા વગર રાજા સમીપ થવું નહિ. રાજાને માન્ય છું એમ ધારી ગર્વ ધરવો કે ગર્વ કરવો નહિ. સદા સાવધાન રહેવું. સત્યતાથી વર્તવું. રાજાની સમીપમાં મર્યાદા વિનય અને વિવેકની અનેક રીતભાતો નિરંતર જાળવવા સંભાળ પૂર્વક રહેવું. તિરસ્કારથી ખેદ પામવો નહિ. ક્રોધ કરવો નહિ. રાજાનું કોઇ પણ આગળ અપ્રિય બોલવું નહિ. રાજાનાં કાર્યમાં "મહારાજ શું આજ્ઞા છે?" એવાં વચનથી નિરંતર તત્પર રહેવું. સમયસૂચકતા, તર્ક અને હાજરજવાબીનો ઉપયોગ કરવો, ઇત્યાદિ આચારો એ રાજ્ય ગૃહવાસને અંગે સ્વાભાવિક ક્રિયા છે. એનું યથાસ્થિત તમો પાલન

કરશો. એ પ્રમાણે તમારૂં એક વર્ષ નિર્વિઘ્ન પૂર્ણ થતાં તમો તમારા દેશ અને તમારી રાજ્યસમૃદ્ધિને પામી સદા સુખી થાઓ. હે રાજન્ !

## શાર્દૂલવિક્રીડિત.

પામો સુદૃઢ તેજ જ્યાં ઉરવિષે આ ગુપ્તવાસે કરી
આપો નાશ હિ દુષ્ટ દુર્મતિ વળી સ્વાર્થે પીડંતી ખરી
સેવંતાં સહુ તેજવંત ભૂમિ જ્યાં શૌર્યે કરી ધારતા
ઉલ્લાસે રમ આર્ય ઉર વહતાં આત્મા તજેને ખિન્નતા !!! ૬૯

## ઇંદ્રવજ્રા.

ગ્લાનિતણો વેગ તું જ્યાં નહો જ્યાં
ઉત્કર્ષ આત્માણુ લોપો ન જ્યાં ત્યાં !
એ તેજવૃદ્ધિ સહુ અંગ વ્યાપો
આનંદ આનંદ તું ઉર થાપો !!! ૭૦

યુ૦—મુનિશ્રેષ્ઠ, આપની કલ્યાણયુક્ત વાણી સદા શુભ ફળદાતા જ છે. તમોએ અમારાં હિતની જે વાણી કહી તે સદા ફળવતી હો ! આચાર્યશ્રેષ્ઠ, અજ્ઞાતવાસનાં કાર્યમાં વિઘ્ન ન પીડે એવું કાર્ય હવે કરાવો.

ધૌ૦—આ હું અગ્નિ પ્રદિપ્ત કરૂં છું અને એમાં હોમરૂપ કર્મથી તમને સિદ્ધિની પ્રાપ્તિ, સંવૃદ્ધિ, લાભ અને જય પ્રાપ્ત થાઓ !! ( અગ્નિ પ્રદિપ્ત કરે છે. ) ( અગ્નિ પ્રદિપ્ત થતાં ) આ અગ્નિ પ્રદિપ્ત થયો. હવે સહુ હોમ કરો. ( સહુ તેમ કરે છે. )

**ॐ भूः स्वाहा इदमग्नये नमम ! ॐ भुवः स्वाहा इदं वायवे नमम ! ॐ स्वः स्वाहा इदं सूर्याय नमम ! ॐ भूर्भुवः स्वः स्वाहा इदं प्रजापतये नमम ! ॐ अग्नये स्विष्टकृते स्वाहा इदमग्नये स्विष्ट कृते नमम ! ॐ ब्रह्मणे स्वाहा इदं ब्रह्मणे नमम ! ॐ आत्मकृतस्यैनसो वयजनमसि स्वाहा इदमग्नये नमम ! ॐ एनस ऽ एनसो वयजनमसि स्वाहा इदमग्नये नमम ! यच्चाहमेनो विद्वाँ-**

**कार यन्मावेद्धूँस्तस्य सर्व्वं यैनसो यजनमासे स्वाहा इदम-
मये नमम ! ! !**

### શાર્દૂલવિક્રીડિત.

આ ત્યાં અગ્નિ સ્વતેજ શૌર્યરૂપથી ઘાતેશું વ્યાપો સદા
આયુર્વૃદ્ધિ વ આત્મતેજ વધતાં શાંતિ ગ્રહો સર્વથા!
વાધંતાં ઉરતેજ ભૂનભ ખરે ઉત્કર્ષ ઉરે વહો !
અગ્નિજ્યોતશું જ્યોત હા વહી વહે જ્વાળા ઉરે એ ગ્રહો ! ૭૧

### ઇંદ્રવજ્રા.

એ એ પ્રકાશો તમ અંગ વ્યાપો
કાંતિ સુકાંતિ સહુ ક્લેશ કાપો
વ્યાપંત ધારા નિજ તેજ રક્ષો
ઉત્કર્ષ આત્મારૂપ એજ લક્ષો ! ! ૭૨

આ હોમ અને આશીર્વચન પણ થઈ રહ્યાં. હવે દ્રૌપદી સહ અગ્નિની પ્રદક્ષિણા કરો. ( યુધિષ્ઠિર સહ સહુ તેમ કરે છે ) ( પ્રદક્ષિણા થઈ રહેતાં) **कल्याणमस्तु ॐ कल्याणमस्तु ! शांतिरस्तु ॐ शांतिरस्तु ! ! सिद्धिरस्तु ॐ सिद्धिरस्तु !**

**યુ૦ ભીમ આદિ સહુ**—આચાર્યશ્રેષ્ઠ, હમો સહુ નમસ્કાર કરીએ છીએ.

**ધૌ૦**—( હસ્ત વડે ) કલ્યાણ ! કલ્યાણ !

**સહુ પાંડવો**—આચાર્ય, હમો સહુ હવે રજા લઈએ.

**ધૌ૦**—સુખી ભવ. ( પાંડવો જાય છે. )

( અને ધૌમ્યાચાર્ય પણ જાય છે. )

ઇતિ પ્રથમ અંકે દ્વિતીય પ્રવેશ.

## પ્રવેશ ૩ જો.

### વિરાટસભા.

યુ૦—( વિરાટરાયની સભાને માર્ગે જતાં સ્વગત )

**ઇંદ્રવજ્રા.**

રક્ષો હિ રક્ષો સહુ દેવ ત્યાં ત્યાં
ને જ્યોત વાધો ઉરશક્તિ જ્યાં ત્યાં
હે શક્તિ દેવી ઉર તુંજ આવો
બ્રહ્માંડ વ્યાપી ગતિ ત્યાં બતાવો ! ૭૩

સ્તુતિ કરંતા સહુ દેવ દેવા
આરાધી ઇચ્છે સહુ તારી સેવા
હો બ્રહ્મજ્યોતિબળ રૂપ તારૂં
વાસો વસી શ્રેય કરો હમારૂં ! ૭૪

હો શક્તિદેવી રૂપશૌર્યવાળી
રક્ષે ! હિ રક્ષે ! દુઃખ સર્વ ટાળી
ત્યાં ત્યાં સ્ફુરો ઉજ્જવળ તેજ તારૂં !
ઉગ્રા પ્રકાશે નહિ કલેશ ધારૂ ! ૭૫

( અંતરનાં ઉંડાણમાંથી જાણે આવિર્ભાવ પામતી જ્યોતિરૂપ શક્તિનો ધ્વનિ સ્ફુરતો હોય તેમ હૃદયઆકાશે આંતર શક્તિનો પોકાર ) હે ધર્મ, સ્થિર હો ! સ્થિર હો ! તારૂં કલ્યાણ હો ! કલ્યાણ હો !

નિર્વિઘ્ને રાજ્યો ફરી તુજ પામે
શત્રુ હણી હા જય અંગ ઝામે !
ભ્રાતાકુટુંબીસહ હર્ષ વાધે
આયુષ્ય ઐશ્વર્ય સહુ તું લાધે ! ૭૬

આશિષવાચાફળ આમ ત્યાં લે !
ને સાર્વભૌમત્વ વ કાંતિ તું રહે !

નાસે સહુ ક્લેશ વિવિધ તારા
આનંદ આપો ઉર એહ મારાં ! ૭૭

( યુધિષ્ઠિરનાં હૃદયે જાણે એ આશિષ ગૃહણ કર્યાં હોય તેમ હર્ષિત બની યુધિષ્ઠિર આનંદના વેગથી ધસનાં હૃદયે ) હે કૃષ્ણ સ્વરૂપ ! હે કૃષ્ણ સ્વરૂપ !

**શાર્દૂલવિક્રીડિત.**

છેદ્યું શીર્ષ સભાવિષે સહુ નિરખતાં શિશુ શમ્યો જેહમાં
ઈર્ષ્યા કોપ ઉઠે જહાં વન ભમે સ્નેહી ખરે ખેદમાં
જોતાં વેગ પ્રકૃતિનો દુર રહી કાર્યો શું શું ધારતા
એવા કૃષ્ણ ઉગારજો ગુણ ગણી દાસત્વ એ સારતાં ! ૭૮

( એમ ઉર ચિન્તન કરતાં કરતાં યુધિષ્ઠિર વિરાટરાયની સભાદ્વાર સમીપ આવી રહે છે. ) ( દ્વાર સમીપ થતાં દ્વારપાળને )

**યુ૦**—હે દ્વારપાળ, તારા રાજાને કહે કે કંક નામે બ્રાહ્મણ તમારા અનુગ્રહને ઇચ્છે છે.

**દ્વાર૦**—( હસ્ત જોડી નમન કરી ) મહારાજ, જેવી આજ્ઞા. ( દ્વારપાળ વિરાટરાય સમીપ જઈ આવતાં ) મહારાજ ! વિરાટરાય આપને અંદર પ્રવેશ કરવા નિમંત્રણ કરે છે.

**યુ૦**—( દ્વારપાળને ) કલ્યાણ હો. ( એમ વદતાં સભાપ્રવેશ કરે છે. ) ( એવે દૂરથી જ યુધિષ્ઠિરને જોતાં )

**વિરાટ૦**—સભાસદો, આ કોઇ બ્રાહ્મણ ન હોય.

**ઇંદ્રવજ્રા.**

આજાનુ બાહુ રૂપ શૌર્ય યોગે
નિઃશંક કાયા લહું ભૂપ જોગે
શાંતિપ્રભાવે મુખચંદ્ર જોતો
ઉત્સાહ વેગે લહુ ઇંદ્ર કો તો ! ! ૭૯

( એવે યુધિષ્ઠિર સમીપ આવી રહે છે. ) ( સમીપ થતાં )

યુ૦—હે રાજન્, જેનું સર્વસ્વ નાશ પામ્યું છે એવો હું તારી પાસે નિર્વાહ અર્થે આવ્યો છું. વળી હે રાજન્,

**સ્રગ્ધરા.**

આત્મા સેવે ગતિઓ, સ્વરૂપ રૂપ ભળે, જ્યોત આનંદ દેતી
ધરા રાજ્યે વહંતાં, સરળ ગતિ વડે, વ્યક્તિ ઉલ્લાસ વ્હેતી
પ્રૌઢા કાંતિશું શૌર્યો નિરભર વહતાં, દીન યાચના તજે જે
દીપંતિ દિવ્ય કાંતિ, યદિ યદિ ભજશે ધર્મ તું કંક જે તે. ૮૦

વિરાટ૦—બ્રાહ્મણશ્રેષ્ઠ, હું આપનો સત્કાર કરૂં છું. તમો ભલે આવ્યા. આમ ( બતાવતા ) આપ અત્ર બેસો. ( યુધિષ્ઠિર બેસે છે. ) આપ કોણ છો ?

યુ૦—( બેસતાં ) કંક નામ ધારણ કરનાર હું બ્રાહ્મણ છું.

વિ૦—આપનુ ગોત્ર કયુ ?

યુ૦—વ્યાઘ્રપાત.

વિ૦—આજ સુધી આપનું નિવાસસ્થાન ક્યાં હતું ?

યુ૦—પાંડુપુત્ર યુધિષ્ઠિરરાયઅંગે એમના મિત્ર રૂપ હું રહેતો. તેઓ હાલ એક વર્ષ કયાંય ગુપ્તવાસે ગયા છે. એટલે હું તેટલો સમય નિર્વાહના સાધન રહિત તારા આશ્રય તળે તારી આજ્ઞાને અનુવર્તી રહીશ.

વિ૦—આપનો વિદ્યાસંસ્કાર શુ છે ? આપને કયુ કાર્ય રૂચિકર થઈ પડશે ?

યુ૦—હે રાજન્, યુધિષ્ઠિરરાયની દરબારના સહવાસથી હું ન્યાયની તુલના કરી શકું છું. તેમજ ધર્મ, નીતિ અને ઈતિહાસનાં વૃત્તાંતો પણ કહી શકું છું; અને વળી બૃહદશ્વ ઋષિનો શિષ્ય હોવાથી સભારંજનાર્થે પાસાની રમત પણ જાણું છું. માટે હે રાજન્, તને યોગ્ય લાગે તે કાર્ય સોંપ. પાસાની રમત કલહરૂપ છે માટે વચ્ચે પડી જીતેલું દ્રવ્ય હે રાજન્ તારે અપાવવું.

વિ૦—હે કંક, આપની ઇચ્છાનુસાર વર માગો, હું આપને તે અવશ્ય આપીશ. દેવતુલ્ય આપ તો રાજ્યનું રક્ષણ કરવા યોગ્ય જ છો. જેથી આપને યોગ્ય લાગે તો તેમ પણ કરો. હું અવશ્ય આપનું પ્રિય

કરીશ. અક્ષવિદ્યાથી પણ આપ મને પ્રિય છો. આપની સત્તા આજથી મારા જેટલી જ પ્રવર્તો. અંતઃપુર, ઉદ્યાન આદિક સર્વત્ર ફરવા આપને છુટ છે. આપને વાહનમાં અશ્વાદિક પણ હવેથી મુજસમ જ પ્રાપ્ત થયાં છે. હું એ માટે આ આજ્ઞા આપું. હે સભાજનો, સેવકો અને દાસ જનો—" આ કંક ઋષિ હવેથી મારા પરમ મિત્ર છે અને આ રાજ્યાધિકારમાં એમને હવેથી મારા જેટલીજ સત્તા છે. અશ્વાદિક વાહન, ગૃહ ઉદ્યાન એ સહુ મારા સમ જ એમને પ્રવર્તો. એમનું જે કોપણ અપ્રિય કરશે તેને રાજ્ય બહાર કરીશ. " વળી હે કંક, વૃત્તિલોપાદિકની કોઈપણ બ્રાહ્મણની આપની આગળ ફરિયાદપર હું લક્ષ આપીશ. અને તે તેને પુનઃ પ્રાપ્ત કરાવીશ. આમ હરેક પ્રકારે શંકા રહિત આપ સંપૂર્ણ છુટ અને સ્વતંત્રતાથી આપને યોગ્ય કાળ અત્ર નિવાસ કરો.

**યુ૦**—હે રાજન્, તારૂં કલ્યાણ હો ! !

( એવે સભામાં પ્રવેશ કરતા ભીમસેનને જોઈ )

**વિ૦**—હે કંક રૂષિ, હે સભાસદો, પેલો કોણ આવે છે. જોતાં જાણો.

**ઇંદ્રવજ્રા.**

ગંધર્વ કો શૂર અહિં જ આવે
છે વેશ હીણો પણ અંગ ભાવે
એ ચિત્તવિષે ધરતો શું ચિંતા?
સંતાપ આપો મન જ્યાંય જીત્યાં. ૮૧

હે સભાસદો, એને જઈ પૂછો કે આ સભા સન્મુખ ઉભો રહી એ શું ઇચ્છે છે ?

**એક સભાસદ**—( ભીમસેન સમીપ જઈ ) હે ભાઈ, વિરાટરાય તારૂં હિત કરવા ધારે છે, માટે તને શાની ઇચ્છા છે એ કહે.

**ભીમ**—ચાલો, હું રાજન્ સન્મુખ થાઉં. ( એમ વદી રાજન્ સન્મુખ આવી રહતાં નમસ્કારપૂર્વક ) રાજન્, હું બલ્લવ નામે પાકશાસ્ત્રી છું. શાક, ચટણી આદિક સ્વાદિષ્ટ ભોજન કરી જાણું છું. માટે એ કાર્યઅંગે આપ આજ્ઞા આપવા યોગ્ય છો.

વિ૦—હે ભાઈ, કડછા આદિકથી તારો આવો વેશ છતાં તું કોઈ પણ પાકગૃહમાં વાસો કરનાર નથી. કેમકે

### ઈંદ્રવજ્રા.

આ રૂપશોભા વળી શૌર્ય નાકે
ના, ના કહે આ હીન અંગ ચાક
શું નૃપ ભોગી દુઃખમાં પડેલો ?
ભાગ્યે કરી આવી તું ત્યાં ચ્હડેલો ? ૯૨

ભીમ—રાજન્, યુદ્ધમાં મારા સમો કો સમર્થ નથી. હું યુધિષ્ઠિરરાયને ત્યં પાકશાસ્ત્રી હતો. તેમજ મલ્લયુદ્ધ, કુસ્તી, વ્યાઘ્ર સિંહ આદિ સંગે શૌર્યના ખેલ પણ કરતો હતો. તેઓ એક વર્ષ ક્યાંય ગુપ્ત રહ્યા છે માટે તેટલો સમય આપનો આશ્રય શોધું છું. ઉત્તમ ભોજન, તેમજ કુસ્તી અને કસરતના ખેલ આદિકથી સભાજનો તેમજ પ્રજાજનનું મન રંજન કરીશ અને એજ અર્થે પાકશાસ્ત્રી તરીકે આપને ત્યાં હું નિવાસ કરવા ઉત્સુક છું. સમય પરત્વે આપને અર્થે યુદ્ધ પણ કરવા હું સદા ઉત્સાહવાન છું. આપને વ્યય આદિકમાં લાભ થાય એવાં અનેક કાર્ય પણ કરીશ.

વિ૦—હે બલ્લવ, આજથી પાકગૃહનો તને અધિપતિ સ્થાપુ છું. તારૂં અંગ તારાં શૌર્યની સાક્ષી આપે છે. તારી મરજીમાં આવે એવું કાર્ય તારે હવેથી કરવું. તારા સરખું કૃત્ય કોપણ મનુષ્ય કરવા શક્તિમાન ન હોય જેથી તું સમુદ્ર પર્યંત ભૂમિપતિ થવા યોગ્ય જ છે. માટે હે બલ્લવ, આજથી તારે અત્ર મારા પાકગૃહના અધિપતિ થઈને રહેવું. હું તારાથી પ્રસન્ન થયો છું જેથી એમ હો.

ભીમ—રાજનની જેવી ઇચ્છા ( એમ કહી નમસ્કાર કરી જાય છે. )

( એવે ગૌશાળા તરફ દૃષ્ટિ જતાં )

વિ૦—પ્રતિહાર,

પ્ર૦—( હસ્ત જોડી ) મહારાજ શી આજ્ઞા.

વિ૦—હીન વેશમાં પેલો કોણ તેજસ્વી પુરૂષ ગૌશાળા આગળ ઉભો છે ? એ શુ નિરાક્ષે છે ? અથવા તો એ શું ઇચ્છે છે ?

પ્ર૦—( હસ્ત જોડી ) જેવી મહારાજની આજ્ઞા. ( પ્રતિહાર જાય છે. )
( પ્રતિહાર સહદેવ સમીપ થઈ તેને વિરાટરાય સન્મુખ તેડી લાવે છે )
( વિરાટ સન્મુખ થતાં )

વિ૦—હે પુરૂષ ! આવા વેશમાં તું કોણ છે ? ગૌશાળા સન્મુખ શું નિરીક્ષણ કરતો હતો ? તું શું ઇચ્છે છે ?

સહદેવ—( હસ્ત જોડી ) મહારાજ હું વૈશ છું. આગળ હું પાંડવોની ગાયો ચારતો હતો અને તેમનું રક્ષણ કરતો હતો. એ પાંડવ હવે તો કોણ જાણે કે કયાંયે ગયા. હું ધંધા વગરનો થયો જેથી મહારાજ હું આપની પાસે આવ્યો. ઉદ્યમ વગર પેટ ભરાય નહીં. માટે આપના ગુણ સાંભળી આપણી પાસે આવ્યો. આપના વગર બીજો કોઈ રાજા મને પસંદ પડયો નહીં.

વિ૦—હે ઉત્તમ પુરૂષ, તું ગોવાળ નથી. કયાં તો બ્રાહ્મણ ક્ષત્રી કે કોઈ રાજા છે એમ જ હું ધારૂં છું. માટે સત્ય હોય તે કહે. આ વૈસ્ય કર્મ તને યોગ્ય નથી. એમ છતાં તું કયાંથી આવ્યો ? આવો વેશ કેમ ? તું શું કરીશ ? તું શું લઈશ ?

સહદેવ—પાંડુરાજાના મોટા પુત્ર યુધિષ્ટિરરાયનો હું તંતીપાળ નામે ગોવાળ છું. એમની હું અગ્યાર લાખ ગાયને જુદા જુદા વરગમાં વંચી પાળતો. ગાય બળદની પરીક્ષા કરતો. જેથી દસ યોજનમાં એમનું ભૂત ભવિષ્ય વર્તમાન કંઈપણ મારાથી છૂપું રહે નહીં. યુધિષ્ટિરરાય એ મારા ગુણ સારી રીતે જાણતા હતા તેથી મને રાખ્યો હતો. યુધિષ્ટિર રાજા વગર મેં બીજા કોઈને પણ જોયા નથી. થોડા વખતમાં ગાયોનો વધારો થાય, ગાયોને રોગ થાય નહીં એ સહુ સાધન હું જાણું છું અને ઉત્તમ બળદની પરીક્ષા પણ કરૂં છું. લક્ષણવાન બળિવર્દના મૂત્ર સુંઘવાથી વંધ્યાને પણ પ્રસવ થાય એ સહુ વિદ્યા હું જાણું છું.

વિ૦—ત્યારે મારી એક લક્ષ ગૌ આજથી હે તંતિપાલ હું તને જ સોંપુ છું. હવેથી એ પશુ તારે આશ્રયે રહો !

સહદેવ—( હસ્ત જોડી ) મહારાજની જેવી આજ્ઞા. ( જાય છે. )
( એવે વ્યંઢળ સ્વરૂપમાં દૂરથી અર્જુનને જોતાં )

વિ૦—સભાસદો, જુઓ તો ખરા પેલું સ્વરૂપ !

ઇંદ્રવજ્રા

ધ્રૂજે તુ ભૂમિ નહિ વેગ સ્હેતાં
આવેશ આનો કહુ કોણ ર્હેતા ?
છે હસ્ત લાંબા વળી કેશ છૂટ્યા
કો હસ્તીશૌર્યે નહિ માન ત્રુટ્યાં ? ૮૩
તેજે તુ બીજે રવિ ક્યાં ઉગે શું ?
કર્ણે તુ તારા ઝુમી ક્યાં દીપેશું ?
આ શા નિપાતો અહિં કંકણે તો ? !
વિદ્યુત તેજે ન શું ઝાંખ દેતો ? ! ૮૪

( એમ વિરાટ સન્મુખ અર્જુન આવતાં સભાસદો સહુ આશ્ચર્ય ચકિત સ્તબ્ધ થઈ રહતાં, ) હે સભાસદો, એ શ્રેષ્ટ સ્વરૂપ કોણ છે એમ એને પૂછો. (હૃદયની સ્તબ્ધતાને લીધે કોઈપણ પ્રશ્ન કરી શકતુ નથી અને અર્જુન સમીપ થઈ રહે છે.) ( અર્જુનને સન્મુખ ઉભેલો જોઈ ) હે શ્રેષ્ટ પુરૂષ ! હે દિવ્ય સ્વરૂપ !

ઇંદ્રવજ્રા.

ગાંભીર્ય રૂપે ઘન કો અહિં આ ?
આશ્ચર્ય સ્તબ્ધા તુ સભા જુએ જ્યાં !
ના ના કદિ વ્યંઢળ રૂપ આ આ
શૌર્યે દિપંતું તવ તેજ જ્યાં ત્યાં ! ૮૫
છું વૃદ્ધ ત્યાં હું મુજ રાજ્ય રક્ષે
જેનાં હિ હા દીસતું એજ ચક્ષે
સોંપુ ધુરા રાજ્ય તું શૌર્યરૂપે
રક્ષે હિ દેશો જન જેમ રીઝે ! ૮૬

હે વ્યંઢળરૂપ નરરત્ન ! આ મત્સ્ય દેશનાં રક્ષણ અર્થેજ તું આ-વ્યો જણાય છે. કેમકે હું વૃદ્ધ થયો છું. અત્ર તું મુજમન અથા॥ મમ પુત્રસમ થઈ રહે.

**અર્જુન**—હે નરેંદ્ર, નૃત્ય તથા ગાયનમાં હું કુશળ છું. હું ગાઇશ, વાદ્ય વગાડીશ અને નૃત્ય કરી સહુ સભાજનને સારાં ચારિત્રનાં આખ્યાનથી રંજન કરીશ. તેમ હે નરેંદ્ર, આપની આજ્ઞા હોય તો હું ઉત્તરા કન્યાને નૃત્ય શિખવીશ. આ સ્વરૂપ મને જેવી રીતે પ્રાપ્ત થયું છે તે કહેવાથી શું? એથી તો ઉલટો મને કલેશ થાય. રાજન્ બૃહન્નલા નામે માતા પિતા વગરનો પુત્ર વા પુત્રી મને જાણો.

**વિ૦**—હે બૃહન્નલા, તારી વાણીથી હું પ્રસન્ન છું. મારી ઉત્તરા કુંવરી તેમજ એની બીજી સખીઓ પણ તને સોંપુ છું. એમને તું નૃત્ય શિખવ. તારી સહુ ઇચ્છા હું તૃપ્ત કરીશ. પણ હે બૃહન્નલા, આ કાર્ય તને યોગ્ય નથી. તારી ગતિ તો શૂર પુરૂષોને જ યોગ્ય છે. (પ્રતિહારને) આ બૃહન્નલાના સ્ત્રીવેશની પરીક્ષા કરી એને અંતઃપુરમાં પ્રવેશ કરાવી ઉત્તરા કુંવરી અને એની સખીઓને એને સોંપો.

**પ્ર૦**—મહારાજની જેવી આજ્ઞા. (અર્જુનને) બૃહન્નલા ચાલો. (અર્જુન જાય છે.)

(પુનઃ પ્રતિહાર પ્રવેશ કરી) મહારાજ અન્ય સ્ત્રીઓને બૃહન્નલાની સમીપ મોકલી એના સ્ત્રીવેશની પરીક્ષા કરી છે. એમાં શંકા જેવું નથી.

**વિ૦**—ત્યારે સહુ વ્યવસ્થા આગળ કહ્યા પ્રમાણે હો.

**પ્ર૦**—જેવી મહારાજની આજ્ઞા.

(એવે વિરાટરાયની હયશાળા તરફ દૃષ્ટિ જતાં)

**વિ૦**—પ્રતિહાર.

**પ્ર૦**—મહારાજ, શી આજ્ઞા?

**વિ૦**—અશ્વશાળામાં પેલો કોણ પુરૂષ અશ્વને તપાસે છે? એનાં લક્ષણ ઉપરથી જ એ અશ્વપરીક્ષામાં ચતુર હોવો જોઈએ. માટે એને અત્ર નિમંત્રણ કરી લાવ.

**પ્ર૦**—જેવી મહારાજની આજ્ઞા. (જાય છે.)

(પ્રતિહાર નકુળ સહિત પ્રવેશ કરે છે.)

**નકુળ**—(પ્રવેશ કરતાં નમસ્કારપૂર્વક) પૃથ્વીપતિ, તમારૂં કલ્યાણ હો.

**વિ૦**—હે પુરૂષશ્રેષ્ઠ, આપ અશ્વનિરીક્ષણ શા અર્થે?

**નકુળ**—હે નૃપશ્રેષ્ઠ, અશ્વવિદ્યા હું સારી રીતે જાણું છું. આપની જે ઇચ્છા હોય તો હું આપના અશ્વને કેળવીશ.

**વિ૦**—એમ હો. પણ તું ક્યાંથી આવ્યો? તારૂં નામ શું? અત્ર તારૂં આવાગમન પણ શા અર્થે? એ સહુ યથાર્થ કહે.

**નકુળ**—હે ગુણશ્રેષ્ઠ, પાંડુરાયના જ્યેષ્ઠ પુત્ર યુધિષ્ઠિરરાયે અશ્વ કેળવવામાં મારી યોજના કરી હતી. જેથી હું અશ્વની જાતને ઓળખું છું. અશ્વના દોષ, અશ્વને શિક્ષા, અશ્વની કેળવણી અને ઔષધાદિક એ સહુ હું જાણું છું. ખરાબ અશ્વને પણ કેળવી સારે માર્ગે લાવુંછું. મારૂં શિખવેલું વાહન ભય પામે નહિ. મારી શિખવેલી ઘોડી ખરાબ હોય નહિ, જેથી યુધિષ્ઠિરરાય ગ્રંથિકના નામથી મને બોલાવતા હતા.

**વિ૦**—હે ગ્રંથિક, હું મારા અશ્વ અને સહુ વાહનો હવે તને સોંપુ છું, અને અશ્વરક્ષકનો તને અધિષ્ઠાતા સ્થાપું છું. પણ હે ગ્રંથિક, તું અશ્વશાસ્ત્ર જાણનાર સામાન્ય મનુષ્ય નથી. તું કોઈ રાજ્ય પુરૂષ કે રાજા હોય એમ દીસે છે તેથી અશ્વ સંબંધી કાર્યને તું યોગ્ય નથી. તારાં દર્શનથી યુધિષ્ઠિરરાયનાં દર્શનરૂપ આજ મને આનંદ પ્રાપ્ત થયો છે. સેવકજનરહિત એ યુધિષ્ઠિરરાય વનમાં પોતાના દિવસ કેવી રીતે નિર્ગમન કરતા હશે? ગ્રંથિક, એ સહુ આશ્ચર્યવતજ છે. છતાં તું અત્ર સુખેથી નિવાસકર અને મારા અશ્વને સારી રીતે કેળવી એમનું રક્ષણ કર. પ્રતિહાર, એને એનું કાર્ય સ્વાધીન કર.

**પ્ર૦**—જેવી મહારાજની આજ્ઞા.

( ગ્રંથિકને ) ચાલો ગ્રંથિક. ( નકુળ ને પ્રતિહાર જાય છે. )

( એવે વિરાટરાયની દાસી દ્રૌપદી સહ સભામાં પ્રવેશ કરે છે. )

**દા૦**—( પ્રવેશી વિરાટરાયને નમન કરતાં ) મહારાજ, દેવી સુદેષ્ણાએ આ સૈરંધ્રી નામની દાસી સંગે મને મહારાજની સન્મુખ મોકલી આપનાં કહાવ્યું છે કેઃ—આ અતિ રૂપવાન, પવિત્ર હાસ્ય, ગંભીર શબ્દ અને વિનયવાળી, કોઈ પણ મહાન્ રાજ્ઞીપદનું ભાન કરાવનારી, જેનાં નાસિકા, નેત્ર, કાન, નખ, સ્તન અને ગ્રીવાનો ભાગ ઉન્નત છે, વળી હાથ પગનાં તળાં, નેત્રના અંતભાગ, હોઠ, જીભ, અને નખ રક્ત છે,

જેની હંસના સરખી મંજુરી વાણી છે, જેનાં નેત્રની પાંપણ વાંકી છે, જે કાશ્મિર દેશની ઘોડીસમ સર્વ લક્ષણ સંપન્ન છે, નાડિઓ જેની દેખાતી નથી, જેના કંઠના અગ્રભાગમાં શંખના જેવી ત્રણ રેખા છે, એવી આ કોઈ દેવાંશી અબળાને રાજ્ઞીપદ ધારણ કરનાર કેકય દેશની આપની સુદેષ્ણા રાણીએ, દુઃખિત વેશે મહેલાત્રામાં દાસીરૂપ ફરતી જોઈ. એનાં એવાં લક્ષણ જોતાં સ્વાભાવિક પ્રેરણાથી રાણીશ્રીએ એને સમીપ બોલાવી અને એને વિષે સમાચાર પૂછ્યા. તો એણે કહ્યું કે—" હું દ્રૌપદીની દાસી છું, હું મહારાજ વિરાટરાયના અંતઃપુરનું કાર્ય કરવા ઇચ્છું છું. જો એ કાર્યઅંગે મહારાજા શ્રી રાખે તો હું રહેવા ઇચ્છું છું, " આવી એની વાણી છતાં એ દાસી હશે એમ માનવામાં આવતું નથી. વળી એણે ઉમેર્યું કેઃ—" રાજસ્ત્રીઓના કેશ સમારવા, કેશ ગુંથવા, પુષ્પની માળા કરવા વિગેરેમાં અને ચંદન ઘસવામાં હું કુશળ છું અને જો મહારાજા શ્રી આજ્ઞા કરે તો એ કાર્ય કરવા ઉત્સુક છું. " આવાં એનાં વચન શ્રવણ કરતાં રાણીશ્રીએ એને કહ્યું કેઃ—" હે ભામિની ! તું અનેક દાસ દાસીઓને હુકમ કરવાવાળી છે. પહેરેલ વસ્ત્રો એ સહુ ચિહ્ન વિદિત કરે છે. તારા પગની ઘુંટી સરખી પણ દેખાતી નથી. તારાં શરીરનાં લક્ષણ કોઈ મહાન્ રાજાને જ યોગ્ય છે. તારી વાણી ગંભીર અને મધુર છે. તારી બુદ્ધિ નિર્મળ છે. તું પૂર્ણિમાના ચંદ્ર સરખી શાંત તેજસ્વી મુખવાળી, યુવાન, સુંદર કેશવાળી, તથા રૂડા કટિપશ્ચાદ્ ભાગ વાળી છે. રૂપે કરી શરદઋતુનાં કમળ સરખાં નેત્ર તથા ગંધવાળી અને ઋતુનાં કમળને સેવનારી લક્ષ્મી સરખી છે. તેથી હે કલ્યાણી, તું કોઈ પણ પ્રકારે કોઈની પણ દાસી નથી. તું સત્ય કહે કે તું કોણ છે ? શું તું કોઈ યક્ષ કે ગંધર્વની સ્ત્રી છે ? કોઈ અપ્સરા, દેવકન્યા, નાગકન્યા, કોઈ નગરની દેવતા અથવા વિદ્યાધર કે કિન્નરની સ્ત્રી કે ચંદ્રની સ્ત્રી રોહિણી છે ? અલંબુષા, મિશ્રકેશી, પુંડરિકા, માલિની એ અપ્સરા, ઇંદ્ર કે વરૂણની સ્ત્રી ત્વષ્ટા કે પ્રજાપતિની સ્ત્રી, એમાંથી હે સુંદરી તું કોણ છે એ સત્ય કહે—એમ પૂછતાં એણે કહ્યું કેઃ—" ગંધર્વ, દેવ, અસુર એઓમાંથી કોઈની પણ હું સ્ત્રી નથી, પણ હું તો રાજાના અંતઃપુરની સૈરંધ્રી એટલે

દાસી છું. એજ સત્ય વાત કહું છું. કેશ સમારવા, ચંદન ઘસવું, માલતી કમળ અને ચંપાની વિચિત્રરૂપ અને ઉત્તમ પ્રકારની માળા ગુંથવી એ હું જાણું છું. શ્રી કૃષ્ણની પ્રિય સ્ત્રી સત્યભામા અને પાંડવની સ્ત્રી દ્રૌપદી એઓની હું સેવા કરતી હતી. તેથી ત્યાં વસ્ત્ર અને ભોજન પણ મળતાં. તેઓએ માલતી એવું મારૂં નામ પાડ્યું હતું. પણ હે સુદેષ્ણા, આ સમયે હું આપની સેવા અર્થે આવી છું.'' આવી એની વાણી શ્રવણ કરતાં રાણીશ્રીએ કહ્યું કે:—'' હું ખુશીથી તને રાખીશ એમાં સંશય નથી, પણ મહારાજાશ્રીની સંમતિ જોઇએ.'' અને વળી ઉમેર્યું કે:—'' આ અંતઃપુરની સર્વ સ્ત્રીઓ તને જોઈ મોહ પામી ગઈ છે, તો કયો પુરૂષ તારાં સ્વરૂપથી મોહ ન પામે? આ વૃક્ષો પણ તને જોઈ જાણે સ્તબ્ધ જેવાં થઈ ગયાં છે તો મનુષ્ય માત્રની શી કથા? હે વિશાળાક્ષી, તારાં નેત્રની ચંચળતા અને તારાં સૌંદર્યથી હરકોઈ પુરૂષ પણ કામાસક્ત થાય, જેથી વિરાટરાય આ તારૂં અમાનુષ શરીર જોઈ મારો ત્યાગ કરે અને તને ઇચ્છે એ શંકા મારા હૃદયમાં પ્રવેશે છે. જેથી મારા ગૃહમાં તારો નિવાસ પણ હું મારાં અહિતરૂપ જ સમજું છું.'' ત્યારે એણે કહ્યું કે:—'' હે રાણી, વિરાટરાય કે બીજો કોઈ પણ પુરૂષ મને સ્પર્શ કરી શકે તેમ નથી, કેમકે સત્યવાન ગંધર્વના પાંચ યુવાન પુત્રો મારા સ્વામી છે. તેઓ નિરંતર મારી રક્ષા કરે છે. અને હું પણ તીક્ષ્ણ વ્રતવાળી છું. તેથી સિંહણસમ મને કોપણ ગ્રહી શકે એમ નથી. મને ઉચ્છિષ્ટ અન્ન ન આપવાથી અને મારી પાસે પગ ન ધોવરાવવાથી મારા ગંધર્વ પતિઓ પ્રસન્ન રહે છે. અન્ય પ્રાકૃત સ્ત્રીસમ જો કોઈ પુરૂષ મારો સ્પર્શ કરશે તો તેજ રાત્રીએ તે મૃત્યુવશ થશે. માટે હે સુદેષ્ણા, મને કોપણ ચલાયમાન કરી શકે એમ નથી. આ સમયે દુઃખને પ્રાપ્ત થયેલા બળવાન મારા ગંધર્વ પતિઓ મને પ્રિય છે અને છૂપા રહી તેઓ નિરંતર મારી રક્ષા કરે છે.'' આ ઉપરથી ઉત્તમ જનને આશ્રય આપવારૂપ નીતિથી એને રાખવા હા કહી અને ઉચ્છિષ્ટ ન આપવા તેમ જ પાદસ્પર્શાદિક હીણું કાર્ય પણ એની પાસે નહિ લેવા કહ્યું અને મહારાજાશ્રીની સંમતિ માટે મને એ મહિત અત્ર મોકલી આપી છે. માટે હવે શી આજ્ઞા?

(આવું દ્રૌપદીનું સ્વરૂપ જોઈ વિરાટ સ્યાલક અને પ્રધાન કીચક હૃદયમાં અકળાટ અનુભવે છે.)

**કીચક**—(હૃદયમાં અકળાટ સ્ફુરતાં સ્વગત.)

## શિખરિણી.

હશે આ શું પાતો? ઝગઝગી હરે નુર હું અહિ!!
થતાં ઝાંખાં નેત્રો હૃદય! શી દશા મૂઢ તું ખરી?!
દિસે ગૌરી કો આ? તડિતસમ જ્વાળા રૂપ ધરે
વિંધાયે હા મારાં મદનરૂપ મર્મો સહુ ખરે!!! ૮૭

ખરેખર આ શું ફેરફાર હશે? હૃદય કેમ ખળભળી ઉઠે? હું કેમ દીન થઈ જાઉં? આ મારૂં મન કેમ ગ્લાની પામે છે? આ હૃદય પણ કેમ ઘોળાય છે? હું અકળાઉં છું, ગુંચવાઉં છું. મને કાંઈ સુઝતું નથી. તાલાવેલીનો તાપ ઉગ્ર પ્રકટ થતો જાય છે. અહો! શું દૈવેચ્છા?!!! આ સ્વરૂપ તે કેવું મનોહર! ખરેખર હું પરવશ થઈ ગયો છું. એને પણ વિરાટરાય રાખે તો ઠીક. વિરાટરાય નહિ જ રાખશે તો અવશ્ય હું એને રાખી લઈશ.

(આવા વિચારમાં કીચકનું હૃદય રમે છે એવે)

**વિ૦**—હે સૈરંધ્રી, તને રાખવી એ મુશ્કેલ નથી. આશ્રય આપવો એ તો એક મહત્ ધર્મ છે. પણ તારૂં રક્ષણ થવું એ એક અતિ વિકટ કાર્ય છે.

**કીચક**—(એકાએક મધ્યે) મહારાજ, એમાં શી હરકત?

**વિ૦**—હરકતો તો અનેક પ્રકારની છે. આવાં સ્વરૂપનું રક્ષણ કરવું એ સહેલ નથી. અને રક્ષણ ન થયું તો ગંધર્વોથી મહત્ ભય અને ઉપદ્રવનો સંભવ રહે. માટે એવા ભય અને એવા ઉપદ્રવ વ્હોરવા હું તો તત્પર થઈ શકું નહિ.

**કીચક**—એવો ભય રાખવા કશુંએ કારણ નથી. મારૂં સામર્થ્ય સહુને પહોંચી વળવા પૂરતું છે.

**સૈ૦**—નીચ વાસનાના યોગે જ એવા ભય કે ઉપદ્રવનો સંભવ રહે.

**કીચક**—પણ હમારાં રક્ષણ તળે એવી વાસનાનો ભય કોઈ પણ પ્રકારે કો

પણ કાળે હોઈ શકે નહિ. માટે મહારાજ, એને સુદેષ્ણાના અંતઃપુર-
માં મોકલવા આજ્ઞા કરો.

વિ૦—હા, ત્યારે તેમ થાઓ. દાસી, રાણીને કહે કે એને રાખવા અને એનું રક્ષણ કરવા વિરાટરાયે નીતિધર્મને અનુસરી સંમતિ આપી છે.

દા૦—જેવી મહારાજની આજ્ઞા. ( સૈરન્ધ્રી સહિત દાસી જાય છે. )

વિ૦—આ સભા પણ હવે વિસર્જન થાય છે. ( સહુ જાય છે. )

( કીચક પણ સૈરંધ્રીથી પરિતાપ પામતો જાય છે. )

કીચક—( જતાં જતાં માર્ગમાં સ્વગત ) અહો હૃદય! એક તરફ આશ્રયરૂપ રક્ષણ કરવા પ્રતિજ્ઞા કરે છે; ત્યારે બીજી તરફ હે હૃદય, અરે તું એનાં અંગરસમાં તલ્લીન સ્નાનનિમગ્ન રહેવા ધાવન કરે છે. તારી આવી દ્વિધા ગતિ પણ ખરે વિચિત્ર જ છે.

## શિખરિણી

વહે આ શું ઇચ્છા? " હૃદયશું જઈ એ રસ ગ્રહું "
" થતાં આશ્લેષો ત્યાં હૃદય હૃદયે હા બુડી રહું "
અહા જ્યાં લોભાતો–" મુખરસ પિપાસા શું ન છીપે ? "
રહું જોઈ જોઈ ઉરકલહશું આ તન ધીકે ! ! ! ૮૮

ખરેખર આ હૃદયઅવસ્થા પણ અતિ વિષમ જ છે. આ હૃદયનો અકળાટ સ્હેવાતો નથી. ઉર ધમધમે છે. હવે ક્યાં જાઉં ? શું કરૂં ? આ હૃદયને માર્ગ શો ? એનો વિરામ શો ? હા હા આ અતિ દુષ્કર ક્રિયા ક્યાંથી પ્રાપ્ત થઈ? એ કેમ વિરામે ? એ કેમ લય પામે ? ( આવા આવા પરિતાપ પામતો કીચક પણ જાય છે. )

ઈતિ ગુપ્તપાણ્ડવનામ નાટકે પાંડવહૃદયક્રિયાચિત્રનામ પ્રથમો
અંક સમાપ્ત.

# અંક ૨ જો.

## હસ્તિનાપુર-દુર્યોધનપ્રાસાદ.

**દુર્યોધન**—(કંઈક અવલોકન પૂર્વક) શું હું નિશ્ચિંત છું ? પાંડવોને વન કાઢી શું હું ભયરહિત છું ? શું મને હજી પાંડવરૂપી દાવાનળક્લેશ પીડતા નથી ? રાજસૂયયજ્ઞથી પ્રકોપ પામતા ઈર્ષ્યારૂપ અગ્નિએ દ્યૂતના માર્ગને જન્મ આપ્યો. પાંડવોની જીતેલી ભૂમિ, જીતેલાં રત્ન, જીતેલાં દ્રવ્ય અને વાહન આદિકનો હું અધિપતિ થયો. એમને નિષ્કિંચન, આશ્રય અને સાધનરહિત રઝળતા કર્યા. ઉદરવેદનામાં જ એમનાં શૌર્યની ગતિનો પ્રવાહ વહતો કર્યો. એમ એમનો મદ ઉતારતાં, એમનો ગર્વ હીન કરતાં એમને એમનાં નિસ્તેજ સ્વરૂપમાં ઉરથી બળતા કર્યા. એ ઉરરૂપ બળતા દેહયાગમાં ઘૃતથી દેહને દગ્ધ કરવાની ક્રિયા બળવત્તર કરવા સ્વસ્થિતિનાં ભાનથી, સ્વસ્થિતિનાં નિસ્તેજપણાંથી, સ્વસ્થિતિનાં નિર્વીર્યપણાંથી ક્લેશની સ્વાહારૂપ જ્વાળા પ્રકટાવવા ઘોષયાત્રા નિમિત્તે હું મારા સહુ વૈભવ અને રાજ્ય સમૃદ્ધિસહ દ્વૈતવનમાં એમની સમીપ ગયો. અને ધાર્યું કે મારાં બળ, શૌર્ય અને વૈભવની અસૂયાથી એમને પ્રાણરહિત પણ કરીશ. પણ દૈવ એમની મદદે આવ્યું. ગંધર્વ આડે પડ્યો અને મને બંધનરૂપી વિષમતામાંથી મુક્ત કરનાર તો ઉલટા એજ પાંડવો થયા. ત્યારથી મને નિદ્રા નથી. હું નિર્ભય નિશ્ચિંત રહી શકતો નથી. અને મારૂં હૃદય કોઈ પણ પ્રકારની સ્વસ્થતા પણ પ્રાપ્ત કરી શકતું નથી. કેમકે જ્યાં

### શાર્દૂલવિક્રીડિત

ઝૂમે છે શિર શત્રુ શૌર્ય ધરતા, સુખો હું ક્યાં પામતો ?
યુદ્ધે જાગતું શાર્ય કેર કરશે, દાવાનળે દાઝતો !!
દાબ્યો અગ્નિ સતેજ ક્યાર ખીલશે, કાયા ન હા ભાળતી !!
ઊરાકુ ધૂળ ભસ્મ એહ કરતાં, આશા વહે બાળતી !!! ૮૫

જીવે જ્યાંસુધી એહ પ્રાણ ભરતા, જીવ્યે કરૂં કા કથા ?
સ્ફુરે જ્યાં શત્રુશૌર્ય અંગ તપતુ ક્યાં ? ક્યાં ? મટી હું વ્યથા !

વ્હેતો જ્યાં ભૂમિ પાંડવે ઝૂરઝરે, નિદ્રા લહે કાય ક્યાં ?
હા હા જ્યાં નહિ ભસ્મ એહ બનતા, જીવી કરૂં શુંય ત્યાં ?!!!૯૦

મને નથી સૂઝ પડતું કે

## મંદાક્રાંતા

ક્યાંથી આવો ઉર પજવતો શૌર્યઉદ્ભાવ વ્હેતો ?
વસ્ત્રો હીણા ઉદર પીડતાં અંગ એ ક્યાંથી રૂહેતો ?
કાયાકષ્ટે ધનહીન વનશું શું ન એ નાશ ફૂહેતાં ?
મુનિરૂપે બળહત ફરે તોય એ શૌર્ય ક્યાં હા ?!!! ૯૧

હા! હા! શૌર્યનો માર્ગ પણ અકલ્પ્ય જ જણાય છે!!

## હરિણી

અચિંત ન દિસે ક્યા ? ક્યાં ? માર્ગો વહે વહી શૌર્યશું !!
ઉર પ્રજળતાં અંગો તાતાં કહો કદિ ક્ષેમ શું ?
શમિત રૂપ જ્યાં અગ્નિ જાગે ઉડે ન શું જ્વાળ એ ?
અનિલ ધુમતો રૂંધે કાયા ભયે ન તુ આર્ત કો ?!! ૯૨

હા! સત્ય સ્વરૂપ તો આ જ દસ્યમાન થાય છે કે

## માલિની

નહિ નહિ રૂપ નાશે પાંડવે જેહ વ્હેતું
નહિ કદિ વશ થાતું શૌર્ય જે એશું રૂહેતું
વિઘ્ન વિઘ્ન કરૂં યુક્તિ નાશ નિર્મૂળ દેવા
સ્ફુરતી ગતિ જહાં ત્યાં શક્તિ ક્યાં રોધ ફૂહેવા ?! ૯૩

અને એથી જ

## ઇંદ્રવજ્રા

કુંઠિત હા આ ગતિ મુજ થાતી
વ્યાધિનિદાને નહિ શક્તિ ધાતી
હા માર્ગ મારા સહુ બંધ થાતા
જ્યાં શૌર્ય કીર્તિ સહુ એશું ધાતાં

આથી જ હું ખરેખર બળ્યો ઝળ્યો ફરૂં છું. આથી જ મને સુખ નથી. આથી જ મને જંપ નથી. અનેક યુક્તિઓ શોધું છું પણ હું નિષ્ફળ થાઉં છું. જ્યારે જ્યારે હું શત્રુનો નાશ કરવા પ્રયત્ન કરૂં ત્યારે ત્યારે દૈવગતિ શત્રુને જુદાં જ સ્વરૂપમાં દર્શાવે અને એમને જુદાં જ પ્રકારનું બળ અર્પે. એમનાં તેજની વૃદ્ધિ કરે, એમનાં યશ અને કીર્તિને અનિલસમ ચારે તરફ ફરતાં કરે. એમ અનેક રીતે એમને પોષે, એમને સંતોષ આપે અને એમના આનંદની વૃદ્ધિ કરે, એમનું હરેક પ્રકારે રક્ષણ કરે, એમની હરેક પ્રકારની ન્યૂનતા અન્યૂનતા રૂપ થઈ રહે. આબાળવૃદ્ધ, નૃપ, વિદ્વાન ઋષી મુનિ આદિ સહુ સમૂહ એમનું જ યશોગાન કરે અને એઓ એમય જ થઈ રહે. મેં અનેક પ્રપંચો રચવામાં અને યુક્તિઓ યોજવામાં બાકી રાખ્યું નથી. એમછતાં પણ એઓ તો ઉકલતા ને ઉકલતા જ રહે. આમ હોવાનું કારણ શું? નિર્ધનતારૂપ ક્લેશમાં પણ સંતોષપૂર્વક રહેવાનું કારણ શું? લક્ષ્મી વિના ભૂમંડળમાં કહિંયે સુખ હોઈ શકતું નથી. કોઈને વિષે ક્યાંયે પણ લક્ષ્મી વિના સુખ જણાતું નથી. લક્ષ્મી વિના ઉદરપોષણ, વૈભવ, માન, મહત્તા, ગૌરવ, સ્વતેજ, સ્વપ્રતિષ્ઠા, યશ, કીર્તિ, સુખ, પરોપકાર, ઉદારતા, દયા, દાન, ધર્મ, યજ્ઞ, વિદ્યાનું સેવન અને વિદ્યાનું પોષણ આદિ કંઈ પણ ક્રિયા કે કંઈ પણ કર્મ હોઈ શકતું નથી. એટલુંજ નહિ પણ ભાગ્યયોગે તેમનો ઉદ્દ્ભવ થાય તો એ સહુ નીભી શકતાં નથી. લક્ષ્મી વિના એ સહુ નીભાવી શકાતાં નથી. એમના નિભાવ માટે પણ લક્ષ્મીની જરૂર તો રહે. ત્યારે આ પાંડવો કયાં બળ, કઈ આશા, કયાં જીવન અને કઈ નિષ્ઠામાં સ્વતેજ, આનંદ અને ગૌરવ માની ફરતા રહે છે, એમનું શૌર્ય શાથી પોષણ પામતું રહે છે, એ સહુ સમજી શકાય એમ નથી.

ઇંદ્રવજ્રા

કયાં? કયાં ગતિ લક્ષ્મી વિના શુંણાતી?
ક્યાં? ક્યાં વિના એ સુખવૃત્તિ ધાતી?
ક્યાં ધૈર્ય લક્ષ્મી વિન તો જણાતું
ક્રો-વૃત્તિ આનંદ-વિન એહ પાતું?!!! ૯૫

## શિખરિણી

નથી જોતો હા હું કવણુ ગતિએ પાંડવ ફરે ? !
વસે કો કો ગર્ભો ? હૃદય જઈ જે સૌ બળ ભરે
કરે કા કા તૃષ્ણા ? જીવનગતિ જે સૌ રસ ધરે
વહે જ્યાં સૌ શૌર્યે, હૃદય મૂઢ એ પાંડવ કરે ? !!! ૮૬

હા ! હા ! એમ હોવાનું એ સહુ કારણ એમનું શૌર્ય જ છે. અને એમ ઉત્સાહપૂર્વક એ શૌર્યનું બિંદુ જાળવનાર સ્થાન પણ ભીમ જ છે. બાળવયથી જ એનું માપ મેં જોયું હતું અને એથી જ જ્યારે ત્યારે હું એ શૌર્યરૂપ ભીમનો નાશ કરવા પ્રયત્ન કરતો આવ્યો છું પણ હજી ચોકસ ફાવતો નથી. કેમકે

## શાર્દૂલવિક્રીડિત

આપ્યું જ્યાં વિષ ભીમ નાશ કરવા, શુંણું બળે વાધતો !
બાળું જ્યાં ગૃહ લાક્ષ એ મથી મથી તો દ્રુપદે ઝામતો !
મ્હેણાં દે કહી અંધપુત્ર હમને માઝા ન હા રાખતો !
સાલે હંત હું તેજહીન બળતાં યજ્ઞે હવિ આજતો ! ! ૮૭

આ સહુનું શમન તો ગદાયુદ્ધમાં હું એ ભીમને પહોંચી વળું છું એથી જ થાય છે. ગદાયુદ્ધમાં મારૂં સામર્થ્ય, એમાં મારી પ્રવીણતા સહુ કો સારી રીતે જાણે છે. એટલે એ ભીમનું શૌર્ય તો હું ગણું પણ નહિ. એમછતાં પણ અર્જુનનાં બળ અને વેગ સહન કરી શકાય કે નિવારી શકાય એમ નથી. પ્રથમ તો એકલા ભીમનો જ ભય હતો. બળરામ પાસે ગદાયુદ્ધની વિદ્યા પ્રાપ્ત થતાં એ ભીમનો ભય તદન નિર્મૂળ થયો, એટલે તો પાંચાલપતિને ત્યાં મચ્છવેધ સમયે અર્જુનનાં અમાનુષ પરાક્રમથી મારાં હૃદયને એ પાંડવોના બળરૂપ નવો ક્ષોભ પ્રાપ્ત થયો. એથી પણ અધિક રાજસૂયયજ્ઞ સમયે અર્જુનનાં પરાક્રમને વશ મયદાનવે રચેલ દસહજાર હસ્ત લાંબી અને દસહજાર હસ્ત પહોળી જળ વગેરે વિચિત્ર પ્રકારની રચનાવાળી, અનેક પ્રકારની કારીગીરીથી વિભ્રમ ઉત્પન્ન કરનારી, અનેક પ્રકારનાં મૂલ્યવાન હીરા માણેક મૌક્તિક આદિકથી ભરપૂર, અનેક પ્રકારના રસને આપનારી દૈવી સભાથી

મારા ક્ષોભની અવધી આવી રહી. હુ મારી જાત, મારાં સ્વરૂપ, મારા વૈભવ, મારૂં રાજ્ય અને મારાં સમૃદ્ધિ આદિકને પણ તુચ્છ ગણી એ સહુ ભૂલવા લાગ્યો. હું મારાં જ સ્વરૂપને મારાં હૃદયમાં નિર્માલ્ય, હતવીર્ય, તિરસ્કારયુક્ત જોવા લાગ્યો. એમ સહુ પ્રકારે હું મારી જાતને જ હીણી, હલકી, કોઈ પણ પ્રકારની ગણના રહિત જોઈ રહ્યો. એમ થતાં તો હૃદયમાં ક્રોધ પ્રકટવા લાગ્યો, અને એ ક્રોધસ્વરૂપ પણ આવી રીતે દીસવા લાગ્યું કે

## ઈંદ્રવજ્રા.

મારે જરાસંધ હિ શૌર્યે જોતાં
એ સાર્વભૌમત્વ ન કોણ બ્હીતાં ?

એમછતાં પણ

ઈર્ષ્યા પ્રકોપે મુજ અગ્નિ તાતો
હા હા ન હા રોપ હું ત્યાં શમાતો ! ૯૮

એ ઈર્ષ્યારૂપી દાવાનળ અગ્નિ પણ ભય અને દીનતામાં પલટાતાં હું હૃદયની સ્થિરતા પણ ભૂલવા લાગ્યો.

કૃષ્ણે તુ છેદ્યું શિશુ શિશ જ્યાં હા
વાણી ન ક્ષત્રીવર બોલતું ત્યાં !
સૌ મૌન ધારી ભયભીત બેઠા
એ એ પ્રતાપો નહિં મેં જ દીઠા ! ! ૯૯

હા ! ખરેખર કેટલાક ક્ષત્રીવીરોનાં હૃદય, શિશુપાલનાં વધરૂપ કૃત્યથી સભામાં કકળતાં હતાં. એમછતાં તેઓ કંઈપણ શબ્દ ઉચ્ચારી શક્યા નહિ. પુતલાંસમ ભયભીત હૃદયે તેઓએ જોયા કર્યું. એ શું એ પાંડુ પુત્રોનો થોડો પ્રભાવ હતો ? એ શું એમના પ્રતાપના તાપનું ભાન કરાવવા પૂરતું ન હતું ? મને પણ કંઈ માર્ગ સૂઝી શક્યો નહિ. મારૂં હૃદય સ્તબ્ધવત્ થઈ રહ્યું અને કંપવા લાગ્યું કે આવા શત્રુનો હું કેવી રીતે નાશ કરી શકીશ ? આ સમયે એ પાંડવોનું અસીમ બળ, એમનાં અદ્ભુત પરાક્રમ, એમનાં અમાનુષ કાર્યો, ખાંડવના દાહરૂપ શૌર્યનો વેગ એ સહુ નજર આગળ તરવરી રહ્યાં. મારૂં હૃદય અનેક

વિભ્રમમાં ભયાર્ત દીન વહવા લાગ્યુ. એમનાં ચાતુર્ય, યશ, લક્ષ્મી, વૈભવ, ઔદાર્ય, દાન, પરોપકાર, ગૌરવ, પ્રતિષ્ઠા, માન, મહત્તા અને સહુ જનના પ્રેમ અને એમના તરફ એ સહુનાં પૂજ્ય ભાવથી તો હું તદન નિર્માલ્ય, નિસ્તેજ, હીનકાય, તુચ્છ એક શુદ્ર સમજ દીસવા લાગ્યો. એ સહુ સહન કરવું મને ભારે થઈ પડ્યું. હૃદય અનેક કષ્ટ, ક્લેશ અને પરિતાપ અનુભવવા લાગ્યુ. સર્વત્ર મારા માર્ગે રૂંધન થયેલ લાગ્યા. મારૂં તન એવા અનેક તાપથી કૃપ, શુષ્ક, તેજહીન, વીર્યહીન, અને કાંતિહીન થતું ચાલ્યું. એવી મારી અવસ્થા જોઈ મામાની તીવ્ર બુદ્ધિએ તત્કાળ તોડ કાઢી મને ઉગાર્યો. મામાનાં તર્કસ્વરૂપે ધર્મરૂપ શૌર્યસ્વરૂપને વહી જવાનુ એકજ બારીક પણ બળવાન છિદ્ર જોયું.

### ઉપજાતિ

પ્રપંચ વિદ્યા નહિ એહ જાણે
ભોળા બીચારા કહ્યું સત્ય માને
અને એથી કરી જ હા! ખરેખર
શકુની ચૂસે તન માંસ લોભી
નિઃસત્વ કાયા વનવાસ ભોગી ! ૧૦૦

જરાસંધને બાહુયુદ્ધમાં જીતનાર કર્ણ અર્જુનને પહોંચી વળે એવો છે છતાં મામાએ યુદ્ધે કરી પાંડવોને જીતવા અશક્ય ધાર્યા. અને દ્યૂત માં યુધિષ્ઠિરની પ્રીતિ જોઈ પિતાશ્રી પાસે એ માટે પાંડવોનું નિમંત્રણ કરાવ્યું. મામા દ્યૂતવિદ્યામાં કુશળ છે. ધર્મનાં મિથ્યાભિમાનને લીધે એઓ પિતાશ્રીની આજ્ઞા લોપે નહિ. એવું મિથ્યાધર્માભિમાન જ એમને ક્લેશરૂપ અને મને સુખરૂપ થઈ પડયું. એઓએ રાજ્ય, લક્ષ્મી, વૈભવ, વાહનાદિક સર્વસ્વ ગુમાવ્યું અને મૃગચર્મમાં વનેવન ભટકતા વનવાસ જ સેવતા થયા. એમછતાં પણ મને સંતોષ થયો નહિ. મને એમની સ્થિતિ જોવાનું મન થયું. મારા વૈભવરૂપ અસૂયાથી એમને પરિતાપ પમાડવાની જીજ્ઞાસા સ્ફુરતાં તીવ્ર ઉત્કંઠા વૃદ્ધિ પામી. એથી મારા આત્માને સંતોષપૂર્વક આનંદની વૃદ્ધિ જ ધારી. એ મારો અંતર્હર્ષ વશ રહી શકયો નહિ. અને ઘોષયાત્રા નિમિત્તે જ્યાં એ પાંડવોને પરિતાપ આપવાની મતિ સૂઝી ત્યાં તો

### ઈંદ્રવજ્રા

ગંધર્વે બાંધ્યો મૂઢ કેદી ચાલ્યો !
આકાશ માર્ગે મુજ ગર્વ હાલ્યો !
સૈનિક હું, પાંડવ શૌર્ય યાચે
છૂટયો જહાં હા મુજ અંગ દાઝે ! ! ૧૦૧

એ પાંડવોનાં શૌર્યથીજ મારો છૂટકારો મારાથી સહન થઈ શકયો નહિ. મારૂં જીવન, મારૂં રાજ્ય, મારૂં બળ અને કર્ણનો આશ્રય એ સહુ મેં મિથ્યા માન્યાં. આવી રીતે નિસ્તેજ અને ગર્વભંગ થતાં મરણ એજ મારે માટે ઉત્તમ માર્ગ લાગ્યો. કેમકે જ્યાં

### ઇંદ્રિવજ્રા

ધર્મે તુ વાણીરૂપ બોધ શુણ્યું
હા શત્રુ શૌર્યે ઉપકૃત ઝૂરૂં !
ભૂમિ પ્રવેશી મુજ મૃત્યુ માગું
હા હા દશા શેં હીનતેજ સાંખુ ? ! ! ! ૧૦૨

લજ્જાથી ઉચ્ચુ મુખ જ્યાં ન થાતું
ઉરે દબાઈ તન કલેશ પાતું
સ્ફુરે ઉરે જ્યાં મુજ તેજ હાની
"હા મૃત્યુ" "હા મૃત્યુ" ઉરે હું વણી ! ! ૧૦૩

અરેરે એથી પણ અધિક

ગંધર્વ જ્યાં ફ્હે મુજ ઉરભાવો
દીનાંગ કાયા ! કથું શું શું હાવો ? ! !
હા મૃત્યુ યુદ્ધે ગતિ શ્રેષ્ઠ ક્હેતો !
શેં કલેશ આ શૌર્યહીણો હું સ્હેતો ? ! ! ૧૦૪

હા એજ સમયે

### શિખરિણી

ખરે ઇચ્છયું મેં તો, " મરણ શરણે કયાં નહિ ગયો ?"
જુએ જ્યાં સ્ત્રીવર્ગો, દીન તન ઝુરે " હા હત થયો ?"

અહા શું ત્યાં સ્થિતિ ?! ગૃહિણી લલના સૌ હીન જુએ,
જીવંતાં શત્રુએ, ઉર દહી દહી મર્ણું જ કરે ! ૧૦૫

મારાંજ સ્ત્રીવર્ગ સન્મુખ દીન અને હીન થયેલો, યુધિષ્ઠિરથી લજ્જત પામતો, શત્રુરૂપ બળથી મારાં સ્ત્રીવર્ગ સહિત મુક્ત થવારૂપ કલેશથી બળતો, મારાં પુનઃ જીવિતપણા માટે ખેદ કરતો, મારી જાત, મારાં બળ મારાં શૌર્ય અને મારા સહાય ઉપર ક્રોધ, તિરસ્કાર, ખેદ અને આક્ષેપ કરતો હું યુધિષ્ઠિર સમીપથી જેમ તેમ ઉઠી મૃત્યુને વશ્ય થતો છતાં પણ હું મરણશરણ થવા વનમાં જઈ બેઠો, એટલે ગંધર્વથી ભાગી ગયેલો કર્ણ મારી સન્મુખ આવી રહ્યો. એ સમયે કર્ણને મેં જે વાણી કહી તે પણ હજીયે હું ભૂલી શકતો નથી. હા ખરેખર તે સમયે મેં કર્ણને કહ્યું કે

## પ્રહર્ષિણી

દર્શાવું શું મુખ હવે હું ભીષ્મ દ્રોણે ?
કા સ્થિતિ ઉર હું ? કથા પિતા તુ શુણે !
વૃદ્ધો હા વિદુર બાહ્લિકો જ જો જો
શુણંતાં કહું પરિહાસ કો ન દે એ ? ૧૦૬

હે કર્ણ, પિતામહ ભીષ્મ, પિતા ધૃતરાષ્ટ્ર, કાકા વિદુર, ગુરૂ દ્રોણ, આચાર્ય કૃપ, બ્રહ્મતેજ અશ્વત્થામા, વૃદ્ધ બાહ્લિક, સોમદત્ત, સંજય બ્રાહ્મણો અને બીજાં પુરજન આગળ નિસ્તેજ, નિર્મુખ, નિર્વચન નગરપ્રવેશ કરવો એ હવે તો મારાથી બની શકે એમ નથી. માટે હે અંગપતિ

## ઇંદ્રવજ્રા

દુઃશાસને રાજ્ય હવેથી થાપો
આ ભ્રષ્ટ કાયા દુઃખ ત્યાગી કાપો
જે માન શત્રુ સહુ મોડતો હું
હા કષ્ટ સ્નેહી સહુ આપતો તુ ! ! ૧૦૭

ના ના હવે રાજ્ય કદિ હું સેવું
ક્યાં શત્રુનાં શૌર્યશું ગર્વ ફ્લેક

શેં હાસ્ય શત્રુનું સહુ હું સ્હેતો ?
નિસ્તેજ હા હા ફિટ જીવી રહેતો ? ૧૦૯

હા ! હા ! આ સમયનું સ્મરણ પણ હવણાં તો આ મારાં ચિત્તને વિભ્રમમાં નાંખી હૃદયને કલેશ રૂપ આદિક ઈર્ષા, ક્રોધ, તિરસ્કાર, દીનતા, શોક, અપમાન, ગર્વનાશ, નિસ્તેજપણું આદિ ભાવ હૃદયને ખડા કરી દે છે. અને હા, એ સમયે જ મેં દુઃશાસનને કહ્યું કે " ભ્રાત, હવે હું રાજ્યને યોગ્ય નથી. તું હસ્તિનાપુર જા. બ.જા સહુ ભ્રાતો તારૂં સેવન કરો અને તમો સહુને હું વિસ્મરણરૂપ થઈ મારૂં નિરસ્તિત્વ જ આ સૃષ્ટિમાં કાયમ રહો ! વધુ સમય હવે હું જીવન ધારણ કરી રહેવા યોગ્ય નથી. આ ઘોષયાત્રારૂપ કૃત્યથી પિતાશ્રી ધૃતરાષ્ટ્ર, ભીષ્મ અને વિદુર આદિકે મને વાર્યો હતો તો હવે એમને શું મુખ બતાવું ? જે શત્રુને મેં નિસ્તેજપણું આપ્યું હતું તેજ શત્રુથી જીવિત રૂપ દાન, ઉપકાર અને જીવન ગ્રહણ કરતાં હાંસીને પાત્ર થઈ નિસ્તેજપણું પ્રાપ્ત કરી હું જીવી કેમ શકું ? જીવન પણ કેમ ટકાવી શકું ? જે શત્રુનું મેં સભામા તિરસ્કારયુક્ત હાસ્ય કર્યું હતું તેજ શત્રુથી બંધનમુક્ત થતાં, તેની આગળ જ અવમાનિત થતાં, ગંધર્વે ઈર્ષ્યારૂપ હૃદયનું ભાવપૂર્વક જે હાસ્ય કરી મને નિહત મૃત્યુતુલ્ય અવસ્થામાં મૂક્યો તે સહુ હું કેવી રીતે સહન કરી શકું ? અરે એટલુંજ નહિ, પણ આપણી ગુપ્ત ગોષ્ટિ ઉઘાડી પડી જતાં આપણાં જ સ્ત્રીવર્ગ આગળ, મારી દીન દયાર્ત સ્થિતિમાં મારૂં જે હાસ્ય અને અપમાન થયાં તે સહુ હવે ભૂલી, હૃદયની સ્થિરતા હૃદયનાં ગૌરવ અને હૃદયનાં માન એ સહુ પુનઃ કેમ ધારણ કરી શકું ? આવા આવા વિચારો મને પીડે છે. મારૂં જીવિત વ્યગ્ર કરે છે. મને ઠરવા દે નહિ. તો એ સહુ કરતાં હું મરણ એજ ઉત્તમ ગણું છું. ગંધર્વ સાથે યુદ્ધમાં જ જો હું મરણવશ્ય થયો હોત તો ઉલટી મારી પ્રતિષ્ઠા વૃદ્ધિ પામત, પણ આ તો મારૂં શૌર્ય લુપ્ત થયું. હું કેદી બન્યો અને શત્રુથી જ છૂટયો. એ સહુ સહન કરી હું હવે રાજ્ય કરી શકું એમ નથી. માટે હે દુઃશાસન, તમો સહુ હવે જાઓ અને કર્ણાદિકની સાહાય્યથી રાજ્ય કરો. મારી આશા કરશો નહિ. હું આ વનવાસમાં જ મારૂં જીવિત પુરૂં કરીશ કે મરણને વશ્ય થઈશ. "

આવાં મારાં વાક્યથી દુઃશાસનનું રૂદન, દુઃશાસનની દીનતા, દુઃશાસનના મારી પ્રસન્નતા અર્થે પ્રયાસ, દુઃશાસનની મને રાજ્ય ગ્રહણ કરાવવાની પ્રતિજ્ઞા, દુઃશાસનનો બાન્ધુભાવ, દુઃશાસનની આર્દ્રતા એ સહુ નિષ્ફળ ગયાં. દુઃશાસનની આ અવસ્થા જોતાં કર્ણનું મને સાંત્વન, કર્ણનાં ઉત્સાહપ્રેરક વાક્યો, મારી ખેદયુક્ત સ્થિતિનાં નિવારણ અર્થે કર્ણનું સમર્થન, કર્ણના બોધ, શૌર્ય, ઉત્સાહ અને તેજયુક્ત કર્ણની વાણી, ધૈર્ય માટે કર્ણના આગ્રહ, પાંડવો મારાં પ્રજારૂપ જ હોવાથી એ દ્વારે તેમનાં કર્તવ્યરૂપ જ હોવાનું વસ્તુસ્વરૂપ, પાંડવોનાં કષ્ટરૂપ દૃષ્ટાંતથી મારો શોક ભુલાવવાને કર્ણના પ્રયાસ, વળી શકુનીના આત્મઘાત ન કરવા માટે મને બોધ, પાંડવ સાથે સલાહ કરી, સ્વસ્થપણે ઉચિતને ધારણ કરી રાજ્ય કરવા મને શકુનીનો આગ્રહ, અને આવા શોકથી મારાં હૃદયની નિર્બળતાને નિવારનાર શકુનીની વાણી એ સહુના અનાદર અને તિરસ્કાર કરતાં હા! વળી તે સમયે મેં કહ્યું કે

### શાર્દૂલવિક્રીડિત.

જાઓ ત્યાંથી ગયું અરે પ્રિય જનો શાને અહિં જીવવું ?
હા ઐશ્વર્ય વ ભોગરાજ્ય સહુ એ કોઅર્થ ત્યાં સેવવું !!
હા ત્યાગી જળ અન્ન ત્યાં સહુ અરે જીવિત પૂરૂં કરૂં
આ દર્ભાસન સેવીને હું તન તો નિશ્ચે ચિતાશું ધરૂં !! ૧૦૯

આમ સહુ નિર્મુખ થઈ ગયા અને હા ખરેખર મેં સ્વહસ્તે જ ચિતા તૈયાર કરી અને વ્રત પાળી એ ચિતામાં જ મારા દેહને અર્પવાનો હોમવાનો નિશ્ચય કરી રાખ્યો. પણ દૈવગતિ બળવાન થઈ. રાત્રીને વિષે કોણ જાણે શાથી હું રસાતળમાં આકર્ષાઈ ગયો. ત્યાં મેં દાનવોના સમૂહને યજ્ઞવેદી સમીપ જોયો. અરે હા એ ચિત્ર હું કેમ વિસરૂં ? એ દાનવોએ મને ઉત્સાહ અને બળ અર્પતાં શાંતિપૂર્વક કહ્યું કે

### ઇંદ્રવજ્રા

ક્યાં કર્યું અરે સાહસ આ કરે તું ?
આ આત્મઘાતે [illegible]

શેં હર્ષવૃદ્ધિ અહિં શત્રુ અર્પે ?
કા આ મતિ શોકગ્રસ્ત તું કલ્પે ? ! ૧૧૦

છે બુદ્ધિ શૌર્ય બળરૂપ તું તું
આ આ દશા હા કદિ શું ઘટે તું ?
શત્રુ હિ જીતે તુજ કાર્ય વ્હેતી
ઉત્સાહવંતે ગતિ આ શું રૂહેતી ? ! ૧૧૧

વળી મારાં બળ, મારાં તનની દિવ્યતા અને મારાં ચિરાયુપણાનું ભાન કરાવતાં કહ્યું કે

### મંદાક્રાંતા

નિર્માયેલાં વપુ ગુણ સહુ રૂદ્ર શક્તિ વડે જ્યાં
ક્યાં ? ત્યાં ઝુરે અસુરગણ, તો રક્ષશે કાય જ્યાં ત્યાં !
વજ્રો ભેદે નહિ નહિ કદિ અંગ નાભીથી ઉંચે
શક્તિદેવી મનહર કરે, અંગ નાભીથી નીચે. ૧૧૨

કુંળી કાયા કુસુમ સરખી અંગના પ્રિય વ્હેતી
શસ્ત્રો અસ્ત્રો ભય ન ધરતી ભોગ આહ્‌લાદ દેતી
ભીષ્માદિકો ક્રૂર રૂપ ધરી નાશ શત્રુશું દેશે
જ્યાં ત્યાં તારો યશ વધી વધે દાનવો પક્ષ લેશે. ૧૧૩

હે દાનવપ્રિય દુર્યોધન

### ઇંદ્રવજ્રા

એ કર્ણ નર્કાસુર રૂપ લે તું
અર્જુનને સત્ય હિ નાશ દેતું
મા મા કદિ શોચ તું આમ ત્યાં ત્યાં
આઘાત પક્ષે નહિ દે જ જ્યાં ત્યાં. ૧૧૪

શૌર્ય, બળ અને નિદ્રારૂપ આવી ભવિષ્ય દાખવતી વાણી શ્રવણ કરતાં તો હું સતેજ, જાગૃત ઉત્સાહવાન થઈ ગયો. મારાં ઉરમાં નવું જ બળ આવિર્ભાવ પામ્યું. હું કર્ણ સમીપ આવ્યો. મેં રાજ્ય ગ્રહણ કરવા કહ્યું. શોચ અને ક્ષોભથી હું મુક્ત થયો એમ વિદિત કર્યું. પણ મારામાં જે બળ પ્રવેશ પામ્યું—અને એ બળ ક્યાંથી પ્રવેશ્યું તે તો મુદ્દલે કહ્યું નહિ, અને હજી કોઈને પણ એ કહેવા ઇચ્છતો

નથી—મારાં ઉરમાંથી ઉદ્દ્ભવતાં એ બળનો આવિર્ભાવ મારું જ ઉર જાણે છે ભીષ્માદિક કો'પણ એ જાણતા ન હોવાથી વારંવાર મને રોકે છે. પણ એ મારાં બળમાં હું સદા નિષ્ઠાયુક્ત હોવાથી પિતામહ ભીષ્મ, પિતાશ્રી ધૃતરાષ્ટ્ર, માતુશ્રી ગાંધારી, નીતિજ્ઞ કાકા વિદુર, ગુરૂ દ્રોણ અને કૃપાચાર્ય આદિકનાં વચનની અવજ્ઞા કરી એ સહુ તરફ હું બેદરકાર રહું છું. દાનવ સમીપથી પ્રાપ્ત થયેલાં શૌર્ય, બળ અને ઉત્સાહના આવિર્ભાવયુક્ત અને તેજસ્વી, નિષ્ઠાયુક્ત, હીમ્મતયુક્ત વેગવાન જોઈ કર્ણે પણ પ્રતિજ્ઞા કરી કે

ઇંદ્રવજ્રા

અર્જુનને નાશ અવશ્ય આપુ
યુદ્ધે હણી વાણી હું સત્ય થાપું
મિથ્યા થતાં વાણી ન શસ્ત્ર ધારૂં
કા કા પ્રતિજ્ઞા અહિં હા ઉચ્ચારૂં ?! ૧૧૫

વળી કર્ણે ઉમેર્યું કે

હા મૃત્યુ માગી કુણ શ્રેય લેતા ? !
જો દેહથી શત્રુ ન નાશ દેતા !
કાયા ગુમાવી સુખ ક્યાંય જોતા ?
આ કાય જીવે સુખ-શૌર્ય વ્હેતાં ! ૧૧૬

વળી મને ઉત્સાહયુક્ત કરતાં સંબોધનપૂર્વક એ વધો કે, હે રાજન્ દુર્યોધન !

ઊઠો હિ ઊઠો સહુ શોક ત્યાગો
આઘાત શત્રુરૂપ શૌર્ય જાગો !
હા કષ્ટ ને તાપ અનેક આપો
એ શૌર્ય વ્હેતાં ન રહે બળાપો ! ૧૧૭

આવાં કર્ણના ઉત્સાહ, શૌર્ય, નિષ્ઠા અને દૃઢતાયુક્ત વચનથી, દાનવો-થી આવિર્ભાવ પામેલાં મારાં હૃદયબળમાં અનુપમ શૌર્ય અને તેજ વ્યાપી રહ્યાં; અને ત્યારથી જ હું દીનતારહિત શૌર્યયુક્ત વહતો રહ્યો છું અને પાંડવરૂપી શત્રુને હરકોઈ પ્રકારે નાશ આપવા યુક્તિ પ્રયુક્તિ

શોધવામાં જરા પણ રાત્રીદિવસ જંપતો નથી. અને આજ પણ એવો જ અજંપાનો વ્યાધી મને પ્રાપ્ત થયો છે. હાલ તો ખરેખર મામાનાં બુદ્ધિબળે

શકુની ચુસે તન માંસ લોહી
નિઃસત્વ કાયા વનવાસ ભોગી!

આમ પણ નિર્ભય રહી શકાય નહિ અને હું નિર્ભય રહી શકતો પણ નથી. મૃતદેહ પણ સજીવન થતાં શ્રવણ કરાય છે. જ્યાં એવાં નિર્જીવ અને નિર્માલ્ય દેહથી નિર્ભય બેદરકાર રહી ન શકાય, તો એ પાંડવોથી હું નિર્ભય બેદરકાર કેવી રીતે વિચરી શકું? જો હું એમ કરૂં તો ખરેખર મારા જેવો મૂઢ કે મૂર્ખ અન્ય કો હોય? માટે હાલનો સમય તો નિર્માલ્ય અને નિર્જીવ અવસ્થા ભોગવતા એ પાંડવોને પણ તદ્દન નિર્મૂળ નાશ કરવા માટે પ્રયત્નશીલ રહેવું જોઈએ. ફરીથી એઓ કદિ પણ માથું ન ઉચકી શકે એવું કોઈપણ કૃત્ય મારે આદરવું જોઈએ. પણ એ મને સુઝી શકતું નથી. પ્રથમ એઓનું બળ એકલા ભીમમાં જ હતું પણ હવે તો ભીમ કરતાં અર્જુનથી બ્હીવાનું વધારે છે. એમ છતાં મારાં હિતાર્થે હજી એટલું પણ સારૂં છે કે એઓ ધર્મરૂપ યુધિષ્ઠિરને જ અનુવર્તે છે અને એથી જ હું ફાવી શકું છું અને હજી પણ ફાવતો રહીશ. એ ભોળીઆ યુધિષ્ઠિરે જ મને છોડાવ્યો. નહિ તો હું ત્યાંજ મરણ પામત. હા ખરેખર, બીજો કયો બુદ્ધિવાન પુરૂષ મરતા શત્રુને ઉગારે? જ્યાં શત્રુનું કાશળ આપોઆપ જ જાય ત્યાં વળી શત્રુની મદદે જઈ તેને ઉગારવો એ તે વળી શું? એમ ઉગારી સ્વ ક્લેશ, કષ્ટ, અને પરિતાપની અભિવૃદ્ધિ કરવી એ તે કઈ નીતિ, કયું સૂત્ર કે કયા સ્વાર્થની સિદ્ધિ? એમાં તે બુદ્ધિની મહત્તા કે બુદ્ધિનું દૌર્બલ્ય? એમાં તે રાજ્યનૈપુણ્ય કે સ્વવિનાશરૂપ મૃત્યુપાશ? આટલું પણ સામાન્ય વ્યવહારિક બુદ્ધિ ગ્રહણ ન કરવાથી આપણે જ આપણા વિનાશના કેટલા બધા કારણભૂત થઈ પડીએ છીએ એ એ બિચારો ધર્મપરાયણ યુધિષ્ઠિર ગ્રહણ કરી શકતો નથી કે સમજી શકતો નથી. શત્રુને તો હરેક પ્રકારે નાશ આપવો એજ ઉત્તમ રાજ્યનિપુણતા. હું તો એ

સિવાય અન્ય સ્વયં જોઈ કે જાણી શકતો નથી. અરે, એટલુંજ નહિ પણ અન્ય મંત્ર મુજમાં પ્રવેશી પણ શકતું નથી. માટે જ હું જાણું છું અને વારંવાર કહું છું પણ કે

### ઇંદ્રવજ્રા

આજન્મ ઓડામાં લહું ભ્રમં હું તો
નિસ્તેજ કાયે ગણું ભીમ કો તો ?
બાણાવળી મંદ ગતિ હું જાણું
ધર્મે દબાયાં સહુ અંગ મારું ! ૧૧૮

આ રીતે પણ એ લોકોને મારે હલકા પાડી નાંખવા જોઈતા નથી. હલકા અને નિર્બળ શત્રુ પણ ભયરૂપ થઈ પડે છે. માટે આવી રીતે એ પાંડવો અવજ્ઞાને યોગ્ય પણ નથી. મારી બુદ્ધિ ચાલતી નથી. અને કાંઈ સૂઝતું નથી. આ સમય પણ મામાની જ બુદ્ધિ કામ આવશે. માટે ચાલ હું તેને બોલાવી પૂછી જોઉં કે હવે મારે શું કરવું? પાંડવોનો વનવાસ તો પૂર્ણ થઈ ગયો છે અને ગુપ્તવાસ પણ હવે શરૂ થઈ ચૂક્યો છે- તો એ લોકો પુનઃ રાજ્યને પ્રાપ્ત ન થાય તે માટે હવે શું કરવું યોગ્ય છે ? ” ( આવા આવા સંકલ્પ વિકલ્પમાં દુર્યોધન સ્વભુવનમાં ફરતો રહે છે. અને હૃદય સ્થિર થતાં પ્રકાશ ) પ્રતિહાર !

**પ્ર૦**—( હાજર થઈ નમન કરતાં ) મહારાજાધિરાજ ! આ હું આપને નમન કરૂં છું.

**દુ૦**—શકુનીમામાને બોલાવ.

**પ્ર૦**—( નમન કરી ) જેવી મહારાજની આજ્ઞા ( જાય છે.

( એટલે )

**દુ૦**—( સ્વગત ) હા ! હા ! ત્યાં તો ખરેખર

### શાર્દૂલવિક્રીડિત

સત્તા ઝાંખી બનું હું નિર્ભય હવે, ઈર્ષ્યા અરે વ્યાપતી
ખુંદાતો હીનકાય રીપુ ભમતા ઉર્મી ઉઠે ગાજતી

" ઉપાયો હવણાં કરૂં બળવડે શત્રુ ન ઉઠે કદિ
છિદ્રો હોય સહસ્ત્ર શત્રુ ફળવા પ્હોંચી વળું આ ઘડી! ૧૧૯

અને ત્યારે જ

ઇંદ્રવજ્રા

આ શૌર્ય બુદ્ધિ મમ એક જોશે
વ્યાપે તુ ધારા છની ક્યાંય રૂહેશે?
ક્યાં? ક્યાં? હવે પાંડવ શૌર્ય દાબે
બુદ્ધિપ્રભાવો મુજ જ્યાંય જાગે!! ૧૨૦

(એવે શકુનીને જોતાં) આ પેલા મામા આવતા જણાય છે. હવે એમને પૂછું કે "તમારૂં બુદ્ધિબળ મને હવણાં કેવી રીતે મદદરૂપ થઈ પડશે? (એવે શકુની સમીપ આવી રહેતાં ઉત્સાહપૂર્વક પ્રકાશ) આવો મામાજી, આ આસન લો.

દુ૦—ભાઈ કુશળ તો છે?

શ૦—આપના પ્રતાપે હાલ તો કુશળ છું.

દુ૦—ત્યારે ફીકર શેની?

શ૦—મામાજી ફીકરતો ભવિષ્યની.

દુ૦—ભવિષ્ય માટે આજથી ગભરાવાનું કારણ શું?

શ૦—મામાજી એમ કેમ કહો? સાવધ ન રહીએ તો શત્રુ વૃદ્ધિ પામી જાય અને એમનું બળ પણ વધી જતાં આપણે એમને કેવી રીતે દમી શકીએ? એમને કેવી રીતે વશ કરી શકીએ? સમયની રાહ જોતાં તો શત્રુ સહલથી ફાવી જાય. એમને એમનાં બળની વૃદ્ધિ કરવા એમના સહાય પ્રાપ્ત કરવા અને બીજાં અનેક સાધન મેળવવા માટે અવકાશ આપી આપણે જ એમનાં સાધનભૂત થતાં આપણે આપણો જ વિનાશ યાચી લઇએ. માટે જ એમને નિર્મૂળ કરવા તો આજથી જ યુક્તિ પ્રયુક્તિરૂપ ઉપાય યોજી રાખવા જોઈએ. એમ જો ન કરીએ તો આપણે શું આપણી બુદ્ધિનું દૌર્બલ્ય નથી દર્શાવતા? આપણે શું સમયસૂચકતાનાં સૂત્રનો લોપ નથી કરતા? આપણે શું સંમૂહની દૃષ્ટિ આગળ આપણી જાત, આપણી રાજનીતિ, અને આ-

પણાં પરાક્રમરૂપ શૌર્યને હીનસ્વરૂપમાં નથી ખડું કરતા ? આવા આવા તો રાજ્યનિપુણતાના અનેક પ્રશ્નો ખડા થઈ જઈ હૃદયને હચમચાવી ધમધમાવી મૂકે છે.

શ૦—ત્યારે શું કરવું ધાર્યું ?

દુ૦—એ સહુ યુક્તિઓ તો, મામાજી, તમારી પાસે જ છે.

શ૦—એમાં ભૂમિપતિ કયાં અકુશળ છે ?

દુ૦—મામાજી હું તો માત્ર મારો સ્વાર્થ જ જોઈ શકું છું. મારી સત્તા અને મારા વૈભવને ઉણું ન આવે એજ માત્ર જોવા હું તો ઉત્સુક છું. મારાં તેજ અને ગૌરવ સાચવવા મથું છું. અને એ અર્થે જ સહુ પ્રયત્ન કરૂં છું. પણ સમયને અનુકૂળ એ માટે જોઈતી યુક્તિઓ કે ક્રિયાઓ તો હું કલ્પી શકતો નથી. એ માટે જોઈતા તર્ક હું ઊઠાવી શકતો નથી. અને એવા ગુણવિના સાવધ છતાં પણ હું મારી જાતને તો ગાફલ જેવો જ લાગું છું. માટે મારાં શૌર્ય, તેજ, ઉત્સાહ અને સ્વાર્થનું સંરક્ષણ એમને સતેજ રાખવાની વિદ્યા કે કળા જે કહો તે તો મામાજી હું તમારી જ સમજુ છું. એ કળા મારી નથી. એ વિદ્યાનું મને જ્ઞાન નથી. એવી કળા કે વિદ્યાવિના આપણે પાંડવોને વનવાસ કેવી રીતે મોકલી શકત ?

શ૦—મહારાજાધિરાજ, એ માટે તો હું એકલો પણ અયોગ્ય છું. આપણું મંત્રી મંડળ જોઈએ.

દુ૦—મામાજી, તમો કોની સલાહ લેવી યોગ્ય ધારોછો ?

શ૦—દુઃશાસન અને કર્ણને પણ સંગે રાખવા જોઈએ.

દુ૦—ત્યારે તેમ કરો. એઓ પણ કુશળ છે.

શ૦—પ્રતિહાર

પ્ર૦—(નમન કરી) મહારાજનો જય.

શ૦—દુઃશાસન અને કર્ણને કહે કે મહારાજાધિરાજ મંત્રગૃહમાં તમોને આમંત્રણ કરે છે.

પ્ર૦—જેવી મહારાજની આજ્ઞા. ( જાય છે )

દુ૦—મામાજી, શત્રુરૂપ પાંડવો બારે દિવસ છુંદાયલા દબાયલા ભટકતા

રહે એમાં જ આપણા અર્થની સિદ્ધિ છે; એમાં જ આપણું નિર્ભય પ્રાણ, આપણું મહત્વ, આપણું ગૌરવ, આપણું તેજ, આપણું રાજ્ય, આપણાં, વૈભવ, આપણી લક્ષ્મી, આપણી સત્તા, આપણું સાર્વભૌમત્વ અને જે કંઈપણ ઉલ્લાસપૂર્વક કે હર્ષયુક્ત આપણું કહી શકીએ, અથવા તો જે કંઈપણથી આપણું હૃદય ગૌરવયુક્ત, પ્રફુલ્લિત, સત્તાવાન, લક્ષ્મીવાન, સુખંવત રહે તે એ સહુ એ પાંડવોના દારિદ્રયરૂપ ભ્રમણમાં જ સમાયલું છે. એમનાં ધર્મરૂપ નિર્વાર્થિપણાંથી જ આપણમાં એ આસક્ત થઈ રહેલું છે, તો મામાજી, એ સહુનો હવે ત્યાગ કેવી રીતે હોઈ શકે ? એ સહુનો નિર્વાહ કરવામાં જ આપણી પ્રતિષ્ઠા, આપણું ગૌરવ, આપણું ચાતુર્ય, આપણા બુદ્ધિપ્રયોગો, આપણાં રાજ્યવ્યવસ્થાનાં સૂત્રો, પ્રજારંજનઅર્થે આપણા પ્રયાસો અને એ માટે અનેક પ્રયોગો, આપણાં બળ, તેજ, ઓજ, શૌર્ય અને દેહનાં શ્રમાદિકનો ભોગ આપીએ છીએ તે એ શું સહુ વ્યર્થ છે ? તે એ શું સહુનો ત્યાગ કરવા માટે છે ? મામાજી, પાંડવોરૂપી વિભાગનો ત્યાગ મારાથી કોપણ દિવસે બની શકશે નહિ. જ્યાં સુધી મારા દેહમાં પ્રાણ છે ત્યાં સુધી તો હું એ કદિયે છોડું એમ નથી. એ પાંડવોને ખુંદાયલા, દબાયલા, ભટકતા દ્રવ્યહીન રાખવા શું આપણે સામર્થ્યહીન છીએ? શું એ માટે આપણમાં બળ નથી ? શું એ અર્થે સાધન નથી ? શું એ અર્થે આપણે શૌર્યહીન છીએ ? શું એ માટે આપણી સત્તાનો દમામ પૂરો ઝામેલો નથી ? શું એ માટે આપણા ચારો, સેવકો, સેનાનીઓ, સૈનિકો, અને રાજવ્યવસ્થાપક પુરૂષો, કાયર ભીરૂ, બેદરકાર, બુદ્ધિહીન, શૌર્યહીન, ઉત્સાહરહિત, આલસ્યયુક્ત, મોજીલા કે વૈભવશીલ થઈ ગયા છે ? શું એઓમાં બીજા હીનઅંશે પ્રવેશ કર્યો છે ? જો આમાંનું કોપણ છિદ્ર આપણમાં ન હોય તો હું નથી ધારતો કે એ પાંડવો કોપણ કાળે સ્વવિભાગ લઈ શકે. મામાજી, તમો શું ધારો ?

શ૦—હા મહારાજાધિરાજ, એજ સત્ય સ્વરૂપ છે.

દુ૦—પણ એ અર્થે એ પાંડવોનાં શૌર્ય અને ગુણ તદન નિર્મૂલ કે નિર્માલ્ય થઈ જાય એવું કંઈ યોજવું જોઈએ કે જેથી કોપણ કાળે એ માથું સરખુ પણ ઉંચકી ન શકે.

શ૦—રાજન્, રાજ્યપુરૂષમાં હૃદયનો એજ ઉન્નત ભાવ સહુ પ્રશંસનીય છે.

દુ૦—મનુષ્ય માત્રનું શૌર્ય ટકી રહેવા લક્ષ્મી એજ મુખ્ય સાધન છે. આ સૃષ્ટિ-
ક્રમ અનુભવ પૂર્વક આપણ સહુને એજ શિખવે છે કે

ઇંદ્રવજ્રા

કયાં ? કયાં ? વિના લક્ષ્મી ગતિ શુણાતી !
કયાં? કયાં ? વિના એ સુખવૃત્તિ ધાતી !!
કયાં ? ધૈર્ય લક્ષ્મીવિન તો જણાતું ?
કો-વૃતિ આનંદ–વિન એહ પાતું ? ! ૧૨૧

શ૦—એજ સત્ય અને બારિક અવલોકન ફળ છે.

દુ૦—માટેજ આપણ એ પાંડવોને દ્રવ્યહીન રાખવા પ્રયાસ કરતા આવ્યા છીએ.

શ૦—એતો આપણ સહુની નજર આગળની જ વાત છે.

દુ૦—ગમે તેવાં શૌર્યશીલ પુરૂષોનાં ગૌરવ, તેજ, પ્રકાશ અને શૌર્યાદિક લક્ષ્મીવિના નષ્ટ થઈ જાય છે. અને એમ થતાં સર્વ તેજ નિસ્તેજ થઈ જાય છે. એમને સાહાય્યરૂપ કોપણ સહાય હોતું કે પ્રાપ્ત થઈ શકતું નથી. એમ સહુ પ્રકારે એઓ સાધનરહિત બની જાય છે. દારિદ્રયનો બેલી કોણ હોય ? લક્ષ્મીહીનની શું ગણના ?

શ૦—ખરૂં કહ્યું.

દુ૦—એમ મનુષ્યમાત્રને નિસ્તેજપણાની અસર લાગતાં હૃદય ઝુરવા માંડે છે. ઝુરવું એ એક જાતનો પ્રદિપ્ત અગ્નિ છે, દીનતારૂપી દાવાનળ છે. એમ ઝુરવું શિરૂ થતાં દીનતારૂપી દાવાનળ પોતાની જ્વાળા સર્વત્ર પ્રસરાવવા માંડે છે અને ધીરે ધીરે એ દાવાનળની ગતિ વૃદ્ધિ પામ-તાં, એ ધગધગતી અગ્નિરૂપ જ્વાળા સર્વને સ્વાહા કરવા માંડે છે. એટલે શૌર્ય અને ગુણરૂપ સહુ ગૌરવ, તેજ, પ્રતિષ્ઠા, માન, હીમ્મત, દૃઢતા, ધૈર્ય, ઉદારતા, બુદ્ધિ, બુદ્ધિવેગ, બુદ્ધિનું ચાતુર્ય, તર્ક ને અવલો-કનશક્તિ એ સહુ સહ સહાય વિગેરે એ સ્વાહારૂપી યજ્ઞમાં હોમાય છે. અને એમ થતાં મનુષ્યમાત્ર બળીને ભસ્મ થઈ જાય છે તો પછી એની બળી ભસ્મ થયેલ અને ફુંક માત્રથી ઊડી જતી ખાખ શું કરી

શકે ? માટે જ મારો હૃદયવેગ બળ અને ઉત્સાહપૂર્વક પણ કંઈક પરિતાપયુક્ત વહતો પોકારી ઉઠે છે કે

### શાર્દૂલવિક્રીડિત

ઝૂમેછે શિર શત્રુ શૌર્ય ધીકતા, સુખો હું ક્યાં પામતો ?!
સુદ્ધે જાગતું શૌર્ય કેર કરશે દાવાનળે દાઝતો !
દાબ્યો અગ્નિ સતેજ ક્યાર ખીલશે કાયા ન હા બાળતી ?!
ઊરાડું ધૂળ ભસ્મ એહ કરતાં, શૌર્યે ગતિ વાધતી. ! ૧૨૨

મામાજી, આજ મારૂં સર્વાંગ એજ શૌર્યધૂનથી વ્યાપ્ત થઈ રહ્યું છે. માટે હવે તમો એ વિષે શું કહો ?

શ૦—ભૂમિપતિ ! મહારાજાધિરાજ, આપની અવલોકનશક્તિ અને આપની અવલોકનક્રિયા અતિ સૂક્ષ્મ છે.

દુ૦—( કંઈક દીનતાયુક્ત જીજ્ઞાસાસહ ) મામાજી, તમો ક્યાં જોતા નથી કે આપણા સહુએ પ્રયાસ એ ક્રિયાની સિદ્ધિ અર્થેંજ પ્રવર્તે છે ?!

શ૦—હા એ સહુ અજાણ્યું નથી.

દુ૦—એમ છતાં પણ મામાજી, વચ્ચે વચ્ચે એ લોકો માથું ઉંચકતા રહે છે એજ આપણને ક્લેશ અને પરિતાપનું કારણ થઈ પડે છે.

શ૦—પણ હે શત્રુદમન શૌર્યશીલ ભૂમિપતિ ! આપણી બુદ્ધિ, આપણાં તર્ક, આપણી કલ્પના, આપણી ત્વરા અને આપણી સમયસૂચકતા ક્યાં એને પહોંચી વળ્યાં નથી ? આપણી રાજ્યકુશળતાએ શું એમને નિહત નથી કર્યા ?

દુ૦—એ ખરૂં, પણ જુઓને મામાજી, આપણે જેમ જેમ એ પાંડવોને છુંદવા પ્રયત્ન કરતા રહીએ તેમ તેમ એઓ તો સતેજ વેગવાન જ વધતા જણાય છે.

શ૦—રાજન્, એ ભ્રમણા ક્યાંથી ?

દુ૦—એ ભ્રમણા નથી પણ આપણો અનુભવ તપાસી જુઓ.

શ૦—કયો અનુભવ ?

દુ૦—(કંઈક દીનતાયુક્ત) આમ અજાણ્યા ક્યાં થઈ જાઓ ? જોતા નથી કે

### શાર્દૂલવિક્રીડિત

આપ્યું જ્યાં વિષ ભીમ નાશ કરવા, શુણ્ડ બળે વાધતો
બાળું જ્યાં ગૃહલાક્ષ એ મથી મથી તો દ્રુપદે ઝામતો
મ્હેણાં દે કહી અંધપુત્ર હમને માઝા ન હા રાખતાં
સાલે હંત હું તેજહીન બળતો યજ્ઞે હવી ગાજતાં ! ! ! ૧૨૩

એથી પણ અધિક

### ઇંદ્રવજ્રા

ક્યાં ક્યાં ભૂલો સ્થિતિ હું ઘોષયાત્રા ?!
અર્જુનશૌર્યે દીન થાય ગાત્રો!
ગંધર્વ સ્હામે કહું કોણ ઊભો ?
જ્યાં કેદીરૂપે ઉરગર્વ દુભ્યો ! ૧૨૪

મામાજી, શું એ સહુ અવજ્ઞા કરવા યોગ્ય છે? શું એ સહુ ભૂલવા યોગ્ય છે? શું એ સહુ નિર્માલ્ય ગણવા યોગ્ય છે ? શું એ સહુનું વિસ્મરણ થઈ શકે એમ છે ? મામાજી ! આ સહુ પ્રશ્નો મને ગુંચવે છે, ગભરાવે છે અને ઉરમાં અતિ અકળાટ કરી મૂકી અંગ માત્રને ધમધમાવી મૂકે છે. વિષપાનથી ભીમનું દસ હજાર હસ્તીનું બળ ક્યાં ?! અને લાક્ષાભુવનથી દ્રૌપદીની પ્રાપ્તિ સહ દ્રુપદરાયની સાહાય્ય ક્યાં? શું આ અતિ વિષમ ક્રિયા નથી ? અને એવાં આપણાં નિસ્તેજપણાંથી ઇંદ્રપસ્થના રાજ્યનું એમને સ્વાધિનત્વ ક્યાં? શું એ કદીપણ સાલ્યા વિના રહે? એકલા અર્જુનને જ અદ્યાપિ પર્યંત કોઈથી જીતી શકાયું નથી. એ અર્જુનનાં બળે જ રાજસૂયયજ્ઞ સ્વરૂપમાં ઈર્ષ્યારૂપ દાવાનળ શું આપણા અંગમાં પ્રકટાવ્યો નથી ? શું એવો યજ્ઞ આપણે કરી શકત ? મામાજી, આ સહુ પ્રશ્નરૂપ જ રહી જાય છે. રાજસૂયયજ્ઞ સમયના મારા પરિતાપનું ચિત્ર તો મામાજી તમોએ જાતે જ પિતાશ્રી સન્મુખ રજુ કરેલું એટલે પુનઃકથવાની જરૂર નથી. તે સમયે તો તમારી જ બુદ્ધિએ મને ઉગાર્યો અને છેવટ છેવટ ઘોષયાત્રાનો પરિતાપ ઉત્પન્ન થયો. વળી શ્રવણ કરાય છે કે સ્વર્ગમાં ઇંદ્રથી અનેક અસ્ત્ર અર્જુનને પ્રાપ્ત થયાં છે. દૈત્યના નાશ રૂપ કૃત્યથી એ અર્જુન ઇંદ્રને સહાય રૂપ પણ થઇ પડયો હતો. તો એ સહુ ભ્રમણા ક્યાં કહેવાય ? આ સહુથી જ ખરેખર હું નિરંતર બળ્યો ઝળ્યો ફરૂં છું. મને નિદ્રા નથી. મારી ક્ષુધા ત્રુટતી જાય છે

અને મારા જીવને કશોએ જંપ વળતો નથી. માટે મામાજી, કંઈપણ ઉપાય સત્વર શોધી કાઢી આ મારા બળતા આત્માને શાંતિ આપો. કેમકે

ગીતિ

નહિ ગણુતા કદિ તોયે, દુઃખ અતિશય હૃદયને એ દે છે
લહીએ મામા શકુની અસ્થિર હૃદયે તીવ્ર દંશો વ્હે છે. ૧૨૫

શ૦—ભાઈ, આમ ગાભરા શાદને બનો ? ઉપાય શોધીશું. દુઃશાસન અને કર્ણને આવવા દો.

( એવે દુઃશાસન અને કર્ણ આવી રહે છે )

દુ૦—( હૃદયના ઉકળાટમાં પ્રથમથી જ ) આવો અંગપતિ કર્ણ !

કર્ણ—( સહજ નમીને ) મહારાજાધિરાજ, હું આપને પ્રણામ કરૂં છું પણ આટલો બધો અકળાટ શો ?

દુ૦—અંગપતિ ! ( બતાવી ) આ આસન લો.

કર્ણ—મહારાજ, આ હું બેઠો. ( કર્ણ બેસે છે. )

દુ૦—અરે કર્ણ !

શાર્દૂલવિક્રીડિત

ઝૂમે છે શિર શત્રુ શૌર્ય ધરતા સુખો હું કયાં પામતો ?
યુદ્ધે જાગતું શૌર્ય કેર કરશે દાવાનળે દાઝતો !
લાગ્યો અગ્નિ સતેજ કયાર ખીલશે, કાયા ન હા ભાળતી ?
ઊરાંકુ મૂળ ભસ્મ એહ કરતાં, આશા શું ના બાળતી ? ૧૨૬

આવી આશા જ્યારે આપણાં હૃદયને બાળે છે, ઉકાળે છે, ત્યારે હે અંગપતિ ! ઉરને અકળાટ અને ઉકળાટ કેમ ન હોય ?

કર્ણ—( ધીટતાથી ) મહારાજાધિરાજ ! હું વિસ્મય પામું છું કે પાંડવોમાં તમો એવું શૌર્ય જોઈ રહો છો ? ! હે ભૂમિપતિ ! એથી શું આપણે આપણાં શૌર્ય, આપણાં બળ, આપણા પ્રકાશ અને આપણાં સાધનની અવગણના નથી કરતા ?

દુ૦—અંગપતિ ! એમ હો વા ન હો ! પણ પાંડવોથી હું ત્રાસ પામતો તપાયમાન થતો તો રહું છું. અને શૌર્યમાં, શુદ્ધ શૌર્યમાં તો હજી આપણે એને પહોંચી શકયા નથી.

કર્ણ—( કંઈક રોષપૂર્વક ) હે ભૂમિપતિ !

ઈંદ્રવજ્રા

શું ક્ષત્રી આ ત્યાં હીન શૌર્ય ધારો ?
ક્યાં શૌર્ય ભૂલી તન આમ બાળો ?
કો પાંડવે શૌર્ય હિ આમ જોતા ?
શૈં શત્રુશૌર્યે તન કષ્ટ દેતા ? ! ૧૨૭

અરે એટલુંજ નહિ પણ

મંદાક્રાંતા

ક્યાં ના જોયું ભૂમિપતિ અરે એ તિરસ્કાર સ્હેતા
મુંગા મુંગા સહન કરતાં શૌર્ય, શું એહ વ્હેતાં ?
ચાલ્યું ના, ના બળ તમ વહે દગ્ધ એ ઉર બેઠાં
નિશ્વાસે જ્યાં તન કકળતાં શૌર્ય એ કોણ કહેતાં ? ૧૨૮

હજી પણ એથી અધિક

ઈંદ્રવજ્રા

કો શૌર્યવંતા બળ સાંખી રૂહેતા
નાશે તુ શ્વાનો બળહાની જોતાં
જોયુ સભાશું, શું ન શૌર્ય એ એ ?
કો ક્ષાત્રધર્મે તન શૌર્ય દે એ ? ! ૧૨૯

ત્યારે હે નરાધિપ ! એ નિસ્તેજ પાંડવોનાં એવાં શૌર્યહીન કૃત્યોથી કયો ક્ષત્રીવર ક્ષોભ પામી સ્વમાન, ગૌરવ અને પ્રતિષ્ઠાનો ત્યાગ કરવા તત્પર રહે ? કયો ક્ષત્રીવર, એવાં શૌર્યહીન કૃત્યોથી આમ દીન થઈ ઝુરવા બેસે ? કયો ક્ષત્રીવર એવાં શૌર્યહીન કૃત્યોથી પોતાનાં બળ, તેજ અને શૌર્યને હીન થયેલાં માને ? હે નૃપવર પણ એ સહુ લક્ષણ તો આજ હું તમોમાં જ જોઉં છું. હે નરાધિપ ! આજ તમો ક્યા મોહ કે કઈ મૂઢતાને આમ પરવશ થઈ ગયા છો ? શું એ ક્ષત્રીપણાનો દાવો કરતા હરકોઈ પુરૂષને યોગ્ય છે કે સ્વ નિર્બળતા અને સ્વ શૌર્યહીનતાનેજ ઝુર્યા કરવું ? શું આપણે આપણાં શૌર્યની વૃદ્ધિ

માટે પ્રયાસ નથી કર્યા ? અને શું આપણે એવા પ્રયાસથી વિમુખ રહીએ છીએ ? શું આપણે એ માટે યોગ્યસાધન નથી રાખ્યાં ? ત્યારે આ ભય શો ? આ પરિતાપ શો ? આવા ક્લેશ અને ઉદ્વેગ પણ શા અર્થે ?

દુo—અરે કર્ણ, હું પ્રાણાંતે પણ સ્વમાન, ગૌરવ અને પ્રતિષ્ઠાનો ત્યાગ કરૂં એમ નથી. પણ હવે એને કેમ જાળવી રાખવાં એજ મુઝવણમાં છું.

કર્ણ—મહારાજાધિરાજ, એમ મુઝાવવું પણ શા અર્થે ? શૌર્ય એવી સહુ મુંઝવણનો નાશ કરે છે. તો એવાં શૌર્યનું ક્યાં તમો સેવન નહિ કરો ?

શo—અહો અંગપતિ ! એ સત્ય હો ! પણ એકલુંજ ક્ષાત્ર શૌર્ય કાર્ય કરે એમ પણ નથી. કંઈકિ કાળ સમય, અને દેશનું નિરીક્ષણ, કંઈકિ દીર્ઘ દૃષ્ટિ, કંઈકિ સમયસૂચકતા, કંઈકિ સાવધાનતા, કંઈકિ યુક્તિ પ્રયુક્તિ વાળી તર્કવિદ્યા, કંઈકિ છળ અને છદ્મના વેશો, કંઈકિ વસ્તુ-સ્થિતિને માનીને કલ્પના, કંઈકિ સુઘડના ભરેલું રાજ્ય પ્રાપંચ્ય, કંઈકિ દયા તો કંઈકિ નિષ્ઠુરતા અને કઠોરતા, કંઈકિ પરોપકાર, કંઈકિ ઉદાર વૃતિ, કંઈકિ ઉપકારયુક્ત કૃત્યો, કંઈકિ પ્રેમ અને કર્તવ્યનાં છદ્મ-યુક્ત વર્તન, કંઈકિ વાક્ચાતુર્ય, કંઈકિ વાક્ચાતુર્યથી આંજી નાખનારી છટા, કંઈકિ શ્રદ્ધા, વિશ્વાસ અને નિષ્ઠાના ઢોંગ, કંઈકિ સત્યના સ્વાંગ, કંઈકિ પ્રમાણિકપણાની શુદ્ધિ અને ઉચ્ચતાનો આડંબર, કંઈકિ ડોળ, કંઈકિ ધૃષ્ટતા, કંઈકિ તિરસ્કાર અને અવજ્ઞા, કંઈકિ ભય પ્રવેશાવનારૂં ઉરઉદ્ઘાટન, કંઈકિ શૌર્યના આવેશ, કંઈકિ ક્રોધ, કંઈકિ રોષ, કંઈકિ ક્રૂરતા અને એ સહુ માટે હૃદયની દુષ્ટતાદિકની પણ આવશ્યક્તા રહે છે. એકલાંજ શૌર્યથી કયું કાર્ય સધાય કે સધાતું હોય તે તો હું મુદ્દલે જોઈ શકતો નથી.

કર્ણ—મહારાજાધિરાજને પ્રાપ્ત થયેલ સાર્વભૌમત્વ શું વિસ્મૃત થયું છે ? મહારાજાધિરાજને વિશ્નુયાગ સમયે વશ્ય થઈ રહેલ અનેક નૃપવરો-ની પરાધીનતા શું ભૂલવા કે અવગણના કરવાયોગ્ય છે ?

શo—અંગપતિ ! સત્ય પૂછાવો તો રાજસૂયયજ્ઞ સમયે જ અર્જુન અને

ભીમનાં પરાક્રમે એ માર્ગ સરળ અને સુગમ કર્યો હતો. એટલે શૌર્યહત નૃપો સ્વાભાવિક રીતે જ આધીન થઈ રહે એમાં આશ્ચર્ય કે નવીનતા નથી.

**કર્ણ**—વિશ્નુયાગ સમયે મારે મારા જ દિગ્વિજયની પ્રશંસા કરવી એ યોગ્ય નથી. એમ છતાં પણ ભીષ્મ, ગુરૂ દ્રોણ, અશ્વત્થામા અને કૃપાચાર્ય-નાં બળને શું અસાધ્ય હોઈ શકે?

**શકુ**—એ સહુએ છતાં દ્રૌપદીસ્વયંવર અને રાજસૂયયજ્ઞ જેવું કંઈ એ કાર્ય આપણે કરી શક્યા નથી. અર્જુને હતવીર્ય કરેલ, નાશ પમા-ડેલ ઉત્તમ નૃપવરો પછી રહેલ નિર્જીવ નૃપોને જીતવું એ મુશ્કેલીનું કાર્ય ન હતું અને એમ થવામાં મને તો કંઈપણ શૌર્ય દિસતું નથી. હે અંગપતિ! ઘોષયાત્રા સમયે એ સહુ આપણું શૌર્ય ક્યાં લોપ થઈ ગયાં હતાં તે તો મુદ્દલે સમજી શકાય એમ નથી.

**દુઃશાસન**—એ પણ ખરૂં છે કે ભ્રાતશ્રી રાજન્ દુર્યોધન, પિતામહ ભીષ્મ, ગુરૂ દ્રોણ, અંગપતિ કર્ણ, અને અશ્વત્થામા અને કૃપાચાર્ય આદિમાં જો શૌર્યનો અંશ ન હોત તો સભાવિષે એ અર્જુન અને ભીમ આપણે કરેલ પંઢતીલ આદિક તિરસ્કાર સહન કરી રહેત નહિ. આપણે કંઈ કરી ન શક્યા અને ઘોષયાત્રા સમયે આપણે હાર્યા, બંધાયા એ ગમે તેમ હો પણ પાંડવોમાં તો નિસ્તેજપણાંના શૌર્ય શિવાય અન્ય કશું શૌર્ય હું તો જોઈ શકતો નથી. નહિ તો સભામાં આટલું બધું અપમાન કોણ સહન કરી રહે? કોઈપણ એવું અપમાન સહન કરી રહે જ નહિ. તો એવા પાંડવોથી ભય શો? અને એવા પાંડવોની ગણના પણ શી?

**કર્ણ**—હા, શૌર્યની કસોટી તો એ સભાનાં કાર્યપરથી જ કરી શકાય છે. એ માટે અન્ય કસોટી શોધવા કે અન્ય પ્રસંગો તરફ લક્ષ આપવાની મુદ્દલે આવસ્યકતા નથી. અન્યો અન્યનું ખરૂં બળતો એ સભા સ્થાન વિષે જ અંકાઈ ગયું છે. તો હવે મિથ્યા વિભ્રમ ઉત્પન્ન કરવાથી શું?

**દુઃશાસ**—એ સભામાં આપણાં બુદ્ધિબળ, પરાક્રમ શૌર્ય, ચાતુર્ય, શીઘ્રતા અને ચપળતાથીજ એ પાંડવો દ્રવ્યહીન ક્લેશ પામતા રખડતા રઝળતા

ફરતા કે ભમતા રહ્યા છે. ગુમાવેલું તેજ, ગુમાવેલું દ્રવ્ય, ગુમાવેલા સહાય, ગુમાવેલું ઐશ્વર્ય અને ગુમાવેલાં શૌર્ય એ શું પુનઃ પુનઃ પ્રાપ્ત કરવાં એ સહેલું ધારોછો ?

**દુર્યો૦**—ભ્રાત, એ પ્રાપ્ત કરવું સહેલું નથી. તેમજ શૌર્ય, બળ તેજ અને નિષ્ઠાને એ પ્રાપ્ત કરવાં મુસ્કેલ પણ નથી. શાંત દિસતો અગ્નિ પણ પુનઃ પ્રદિપ્ત થાય છે.

**શ૦**—દુઃશાસન અને કર્ણ કહે તેજ વસ્તુસ્થિતિનું સત્ય સ્વરૂપ નથી.

**કર્ણ**—ત્યારે હે રાજમાતુલ, તમો શું કહેવા માગો છો?

**શ૦**—સભાવિષે એ પાંડવો ધર્મપાશને લીધે શસ્ત્રહીન હતા. ધર્મપાશને આપણે તો મુદ્દલે ગણુતા નથી. પાંડવોને તો એજ મહત્ અંકુશ છે. એમ છતાં ભીમનું ઉછળતું, સંતપ્ત અને ક્રોધાયમાન થતું પણ ધર્મપાશરૂપી રક્ષામાં ઢંકાયેલું હૃદય શું ભૂલવા યોગ્ય છે ? સ્થિર હૃદયવાન અર્જુનનો પણ આંતર રાગ શું છૂપો રહ્યો હતો ? શાંત દિસતાં છતાં પણ નકુળ સહદેવની આંતર જ્વાળા શું એમનાં નયનકટાક્ષ દર્શાવી આપતી ન હતી ? અને ધર્મને જ પરવશ યુધિષ્ઠિરનુ હૃદય તો જાણે ધર્મથી જ છૂટકારો ઇચ્છતું હોય, એવી ક્રિયા શું કરતું ન હતું ?

**દુઃશા૦**—અરે મામાજી, એ સહુ ગણુનાની શી જરૂર ? આગિઆના તેજથી કોણ બળી ભસ્મ થયું છે ? તો વર્ષાઋતુસમ એવા અનેક ...ટિ આગિઆ ઉભાઈ નીકળે તો પણ શું થયું ? એવું દષ્ટિમાત્ર ...જ કયા શૌર્યશીલ પુરૂષને ભય આપી શકે ? મામાજી, તમો બળ અને બળનાં માપ જોઈ શકતા નથી.

**શ૦**—હા, દુઃશાસન, જ્યાં સુધી ભીમની ગદાનું માપ આપણે જોયું નથી ત્યાંસુધી એમ જ છે.

**દુઃશા૦**—મામાજી, તમો તો ભીમને જ વખાણ્યા કરો છો. બળભદ્રે ભ્રાતશ્રી દુર્યોધનની જે ગદાયુદ્ધમાં પ્રશંસા કરી હતી તે ક્યાં ભૂલી જાઓ છો ? ગદાયુદ્ધમાં ભ્રાતશ્રીનું ચાતુર્ય અને ચપળતા તો સહુ કોને સુવિદિત જ છે. તો વારંવાર “ ભીમ ” “ ભીમ ” એ શું ? ઘોષયાત્રાસમયે

ભ્રાતશ્રીની દીનતા અને ભ્રાતશ્રીના મોહનો લાભ લઈ એવા જ ભય-થી મામાજી ! તમોએ પાંડવોને તેમનું રાજ્ય પાછું આપી તેમની સંગે સલાહ કરી તેમને મનાવવા ભ્રાતશ્રીને બોધ કર્યો હતો. શું એ તમારી સલાહ યોગ્ય હતી ? એમ જ હતું તો આટલાં બધાં વાનાં કરવાની આપણને જરૂર પણ શી હતી ?

ગા૦—યોગ્ય અયોગ્ય હું કહી શકતો નથી. પણ આત્મઘાત માટે દુર્યોધન-ની તત્પરતા, દુર્યોધનના મોહ અને દુર્યોધનની કાયરતા એ સહુ જોતાં તે સમયે એ સલાહ મને યોગ્ય જ લાગી હતી.

દુઃશા૦—ત્યારે શુ તમે અંગપતિ કર્ણનાં બળ, ધનુર્વિદ્યા અને શૌર્યની ગણના ન કરી ?

શ૦—કર્ણે એવું શું કર્યું હતું ? ગંધર્વના યુદ્ધસમયે તો એ ગાડિએ દૂર ભાગી ગયો હતો ?

દુઃશા૦—આકાશમાંથી આવતી બાણવૃષ્ટિને વારવું એ તો મુસ્કેલ જ હોય. પણ ત્યાર પછી એમનો દિગ્વિજય શું ભૂલવાયોગ્ય છે ? મા-માજી, એ સમયે તમો અને ભ્રાતશ્રી દુર્યોધને કર્ણને " ધન્ય " " ધન્ય " ના પોકારથી શું વધાવી લીધો ન હતો ? એજ સમયે શું તમારાં અને ભ્રાતશ્રીનાં હૃદયે સાક્ષી પૂરી ન હતી કે કર્ણ એકલો જ અર્જુનનો નાશ કરવા શક્તિમાન છે ? તો સ્વાર્થ સમયે એ કર્ણનાં બળમાં વિશ્વાસ રાખો અને સમય જતાં એજ કર્ણનાં બળમાં શંકા લાવો અને એજ બળની અવજ્ઞા કરો એ તે તમારી કઈ પ-રીક્ષકશક્તિ ? અને એવી પરીક્ષકશક્તિથી હે મામાજી ! તમે કયું શ્રેય સિદ્ધ કરો ? આથી અંગપતિનાં શૌર્યની શું તમો અવજ્ઞા કરતા નથી ? આથી અંગપતિનાં બળને ઉતારી પાડી એમનાં હૃદયને આ-પણાંથી શું તમો ભેદ પણ પમાડતા નથી ? મામાજી, આપણો સહુ આધાર તો એ અંગપતિ ઉપર જ છે, તો એમનાં શૌર્યની અવગ-ણના કરી એમને નિસ્તેજ ઉતારી પાડી એમને હલકા ગણવા એ શું કોઈપણ રાજ્યપુરૂષને યોગ્ય છે ? કે એ શું કોઈપણ રાજ્યનીતિને અનુસરતું છે ? પિતામહ ભીષ્મ, ગુરૂ દ્રોણ અને કૃપાચાર્ય એ સહુનો

સ્નેહ તો પાંડવો તરફ જ ઢળતો રહે છે. એઓ તો આપણા તરફથી પોષણ પામતા હોવાથી જ ઉપર ઉપરથી આપણાં પક્ષી હોવાનું ડોળ દર્શાવે છે એટલે એઓનાં બળ, શૌર્ય અને એઓની વાણી ઉપર કેટલો વિશ્વાસ રાખી શકીએ છીએ તેની તો આપણ સહુકોનાં હૃદય જ સાક્ષી પૂરે છે. ખરેખર આપણે એઓ ઉપર સંપૂર્ણ વિશ્વાસ રાખી શકતા નથી. જેથી આપણો સહુ આધાર તો અંગપતિ કર્ણ ઉપર જ છે. તો એવાં શૌર્યનું આમ અપમાન કયા સ્થાને અને શા હેતુથી હોઈ શકે? મામાજી, કોઈપણ રીતે અંગપતિનું શૌર્ય અવજ્ઞાને યોગ્ય નથી. પરશુરામની વિદ્યાના બળથી એ કર્ણ કોઈપણ રીતે અર્જુનથી ઉતરે એમ નથી. અર્જુનને નાશ કરવા માટે એનાં તપ અને એની વારંવારની પ્રતિજ્ઞા પણ સુવિજ્ઞાત જ છે.

કર્ણ—આપણે કંઈ ગંધર્વને જીતવા સાથે સંબંધ નથી. આપણને તો જે જરૂર છે તે અર્જુનના નાશની જ જરૂર છે ઘોષયાત્રા સમયે મહારાજાધિરાજ દુર્યોધનના સાંત્વન અર્થે અર્જુનને નાશ કરવાની મેં પ્રતિજ્ઞા લીધી હતી. વિશ્નુયાગના દિગ્વિજયથી એ પ્રતિજ્ઞાના બળનું માપ પણ હું આપી ચૂક્યો છું. એટલે એ પ્રતિજ્ઞા અર્ધી સફળ જેવીજ હું તો ગણું છું. વળી પાંડવોનો ગુપ્તવાસ પૂર્ણ થતાં એ અર્જુનનો નાશ કરી, મહારાજાધિરાજને રાજસૂયયજ્ઞ કરાવવા કરેલી પ્રતિજ્ઞા પણ હું ભૂલી ગયો નથી. અને એ પ્રતિજ્ઞાના ફલિતાર્થ અર્થે લીધેલું વ્રત પણ હું યથાર્થ સાવધાનતા, પવિત્રતા, નિર્મળતા, શ્રદ્ધા અને નિષ્ઠાપૂર્વક પાળતો ચાલું છું; જેથી અર્જુનના નાશ માટે મને તો લેશમાત્ર પણ શંકા રહેતી નથી. વિશ્નુયાગની સમાપ્તિ અંતે પણ રાજન્ દુર્યોધનના સ્વમુખે કહેવામાં આવ્યું હતું કેઃ—" હે કર્ણ, તારાં જ બળથી હું બળશીલ છુ. તારાં જ શૌર્યથી સહુ સમૃદ્ધિ અને યાગને અંગે આ સહુ ગૌરવ, માન અને યશ મને પ્રાપ્ત થયાં છે. અને તારાંજ બળથી હું રાજસૂયયજ્ઞ પણ કરીશ." વળી દિગ્વિજય કરી હસ્તિનાપુર પ્રત્યે આવતાં પણ હે રાજન, જ્યારે તમો સહુ મને સ્હામા વધાવી લેવા આવ્યા ત્યારે સહુ સમક્ષ આપ વદ્યા હતા કેઃ—" હે

કર્ણ, સર્વ પૃથ્વી જીતીને આવતાં તેં મારા ઉપર મહત્ ઉપકાર કર્યો છે. હું જે પિતામહ ભીષ્મ, ગુરૂ દ્રોણ, કૃપાચાર્ય અને બાહ્લિકથી પામ્યો નથી તે આજ તારાથી પામ્યો છું. હે કર્ણ, તારૂં કલ્યાણ થાઓ! હું વધુ શું કહું? તારાં જ શૌર્યથી હું સનાથ છું. હે મહાબાહો, પાંડવો તેમજ પૃથ્વીના બીજા કોઈ પણ રાજા તારાં જ બળનો સોળમો ભાગ પણ નથી. હવે તું પિતાશ્રી ધૃતરાષ્ટ્ર અને ગાંધારીને મળ." "મહારાજાધિરાજ," શું એ હૃદયસ્થિતિ ભૂલવાયોગ્ય છે? શું એ પરાક્રમ અવગણનાને યોગ્ય છે?

દુ૦—અરે કર્ણ, હમો કોઈ પણ રીતે તારી અવજ્ઞા કરતા નથી. આપણે જે પણ કાંઈ કરીએ છીએ તે તો વસ્તુસ્થિતિનું માત્ર અવલોકન છે. એ અવજ્ઞા ન હોય. એથી હલકું માની લેવા કશું પણ કારણ ન હોય. મામાજીએ કાંઈપણ કહ્યું હોય તે તો હે અંગપતિ! તમારાં શૌર્યની કસોટી જોવા ખાતર જ હોય કે "શું એ શૌર્ય મંદ તો નથી પડ્યું વા શિથિલ તો નથી થઈ ગયું?" કંઈ તમારી અવજ્ઞા માટે ન હોય અને એમ નથી એમ જ હું સમજું છું.

શ૦—હે અંગપતિ, તમારે આમ ખોટું લાવવાને કાંઈ પણ કારણ નથી. મેં જે કંઈપણ કહ્યું છે તે તો તમારા ઉત્સાહની કસોટી જોવા ખાતર જ કહ્યું છે. નહિ તો દિગ્વિજય સમયે દુર્યોધનરાય તેમ જ હું પણ તમને "ધન્ય" "ધન્ય" ના પોકારથી કેવી રીતે વધાવી શકત? તમારાં જ બળ અને શૌર્યમાં વિશ્વાસ રાખી, નહિ તો, કેવી રીતે નિશ્ચિંત બેસી શકત? માટે હે વૃષસેન, આમ કદિ પણ તમારે હમારા તરફથી અવજ્ઞા માની લઈ ઓછું આણવાને મુદ્દલે કારણ નથી.

કર્ણ—રાજન્ દુર્યોધન અને શકુની! તમારાં વચનથી મને સંતોષ થયો છે અને વિશ્નુયાગઅંતે અર્જુનનો નાશ કરી દુર્યોધનરાયને જે રાજસૂયયજ્ઞ કરાવવા પ્રતિજ્ઞા કરેલી તે પ્રતિજ્ઞા પુનઃ તાજી કરતાં કહું છું કેઃ—"જ્યાં સુધી હું અર્જુનને મારૂં નહિ ત્યાં સુધી હું મારા ચાકરાદિ પાસે પગ ધોવરાવીશ નહિ, માંસભક્ષણ કરીશ નહિ, મદ્યપાનનો ત્યાગ કરી વ્રત સેવીશ અને મારી પાસે કોઈપણ યાચકરૂપે જે કંઈ પણ પદાર્થ માગે તેને નકાર ભણીશ નહિ.

**દુ:શાસન અને શકુની**—ધન્ય, અંગપતિ ધન્ય.

**દુ૦—હે** કર્ણ, હું તો તારા દિગ્વિજય અને તારાં જ બળથી સિદ્ધ થયેલ વિશ્નુયાગ સમયથી જ અર્જુનને હણાયલો માનું છું અને પાંડવોને મૃત્યુતુલ્ય જ જાણું છું.

**કર્ણ**—મહારાજાધિરાજ

### ઇંદ્રવજ્રા

પૂરો થશે એ વનવાસ જ્યારે
નિષ્કાય હા પાંડવ આપું ત્યારે
મામા ધરો ક્ષોભ કદિ તમો તો
ભુજા પ્રતાપે સહુ નાશ ફ્હેતો. ૧૩૦
છે સૂર્ય પિતા મમ એમ જાણુ
એ રક્ષતાં બ્હીક હું કોની આણું
યુદ્ધે વહે જ્યાં રવિતેજ મારૂ
કો ક્ષત્રી હું જીર્તો જીવે શું વારૂ? ૧૩૧

માટે હે રાજન્, તમો નિર્ભય રહો અને કોઈ પણ પ્રકારના સંકલ્પ-વિકલ્પ મા કરો. એ પાંડવોના નાશ માટે જ મેં અનેક તપ તપી, અને ન અપાય એવાં દાન પણ આપી દેવો પાસેથી વરદાન માગી લીધાં છે. માટે હે રાજન્, તમો હર કોઈ પ્રકારે નિર્ભય રહો!

દુ૦—હા કર્ણ, મને તારાં વચન ઉપર પૂર્ણ વિશ્વાસ છે. હું એ ઉપર દૃઢ શ્રદ્ધાવાન છું કે અવશ્ય તું તેમ કરીશ. એ મારી નિષ્ઠા કદિપણ ચલાયમાન થાય એમ નથી.

### મંદાક્રાંતા

જો જો મારૂ ફિર અહિં વહે ભૂમિ નિ:શત્રુ સેવું
શૌર્યે તારાં બળરૂપ બની ત્રાસ શત્રુ હું દેઉં
સિદ્ધિયોગો ભૂમિયશ મળે એ સહુ કાર્ય તારાં
જ્યાં ત્યાં સૌએ નૃપ નમી નમે કો ન લે શૌર્યધારા?। ૧૩૨

હે કર્ણ, એવી રીતે હું નિર્ભય અને નિશ્ચિંત છું અને તારાં શૌર્ય ઉપર જ ઝુમી હું દરેક ડગ ભરતો રહું છું. એથી મારી નિષ્ઠાનું વિશેષ માપ શું હોઈ શકે?

કર્ણ—મહારાજાધિરાજ, હું ઉપકૃત થયો છું.

દુ૦—મામાજી, આજ આટલું અવલોકનકાર્ય બસ છે. સમય થયો છે માટે તમો સહુ હવે જાઓ અને શત્રુને નિર્મૂળ કરવાની યોજનાવિષે તર્ક અવલોકન અને યુક્તિ આદિકદ્વારા સદા ઉદ્યુક્ત રહો, શત્રુનાં છિદ્ર શોધતા રહો શત્રુને નિરંતર દબાયલા રાખવા માટે યુક્તિપૂર્વક કલ્પના કરતા રહો અને હવેથી કદિપણ શત્રુ આપણને પુનઃ પુનઃ ક્લેશ કે ભય ન આપે તે માટે સાવધ, ગાફલતારહિત, શૌર્યયુક્ત વહતા રહો એજ કાર્ય.

કર્ણ—મહારાજાધિરાજ, એમાં હવે વિશેષ કહેવાનું નથી.

શ૦—હે રાજન્, હમો એ માટે સદા ઉદ્યુક્ત જ છીએ, અને હમારાં તર્ક, બુદ્ધિ અને સાધન સદા રાજરાજેન્દ્રની સેવામાં જ અર્પતા રહીએ છીએ.

દુ:શા૦—ભ્રાતશ્રેષ્ઠ, હમો કદિયે બેદરકાર રહ્યા નથી. શત્રુનાં બળના ઉદ્દ્ભવનો સહજ પણ સંભવ હોતાં એ સહુ સત્વર આપને નિવેદન કરી શત્રુના નાશ માટે યુક્તિશૌર્ય અને ઉત્સાહપૂર્વક ઇલાજ લેતા રહીએ છીએ. અને હજી પણ એજ પ્રમાણે વિશેષ સાવધાનતાથી કરતા રહીશું. એમાં નવીન કહેવાનું નથી, માટે હવે આજ્ઞા દો.

દુ૦—હા, હવે તમે સહુ જાઓ; અને આપણે પુનઃ મળી એ વિષે સમયપૂર્વક યોગ્ય ચર્ચા કરીશું.

**શકુની, દુ:શાસન અને** કર્ણ—મહારાજાધિરાજ, હમો રજા લઇએ છીએ.

દુ૦—હા, જાઓ અને સહુ સાવધ રહો. ( એ સહુ જાય છે )
( એઓ ગયા પછી સ્વગત )

### ઇંદ્રવજ્રા

હા ક્ષોભ થાતાં ઉર આજ આવો
કર્ણે મટાડ્યા મુજ દીન ભાવો
હા શૌર્ય એનું મુજ ઉર યાચે
શૌર્યે ક્ષમે ત્યાં કહુ કો ન રાચે ?! ૧૩૩

અને જ્યાં સહુની સમક્ષ મેં કર્ણને કહ્યું તે પણ સત્ય છે કે

### મંદાક્રાંતા

જો જો મારું ઉર અહિં વહે ભૂમિ નિઃશત્રુ સેવું
શૌર્યે તારાં બળરૂપ બની ત્રાસ શત્રુ હું દેઉં
સિદ્ધિયોગો ભૂમિયશ મળે એ સહુ કાર્ય તારાં
જ્યાં ત્યાં સૌ એ નૃપ નમી નમે કો ન લે શૌર્યધારા ?! ૧૩૪

( જતાં જતાં આવી રીતે દુર્યોધન પણ વિરામ પામી રહે છે. )

ઈતિ ગુપ્તપાંડવનામ નાટકે પાંડવનાશપ્રતિજ્ઞારૂપ ક્રિયાનામ

દ્વિતીય અંક સમાપ્ત.



# અંક ૩ જો.

## પ્રવેશ ૧ લો.

### હસ્તિનાપુર-ધૃતરાષ્ટ્રભવન.

ધૃતરાષ્ટ્ર—(સ્વગત) અહો મનોભાવ! " તારી શું ગતિ ? " " તારી ક્યાં સ્થિતિ ? " " તારી ક્રિયાની સમાપ્તિ અને પર્યાપ્તિ પણ શેમાં ? " " તારો ક્યો માર્ગ ? " " તને આશ્વાસન સ્થળ કયું ? " " તારો વિરામ શો ? " " તને સ્થિરતા ક્યાં ? શાથી ? " " તારૂં પર્યવસાન શું ? " એ સહુ ક્રિયા અને એવી ક્રિયાની ગતિઓ અકલ્પ્ય જ છે. નહિ તો ભરસમુદ્રે પવનના સપાટામાં ડૂબી જવાની અણીપર અફળાતાં ઠોકાતાં નાવસમ હું આમતેમ એક વૃત્તિપરથી બીજી અને બીજીપરથી ત્રીજી એમ અનેક વૃત્તિસ્વરૂપ સમુદ્રમાં ઝોકા કેમ ખાતો રહું ? પાંડુપુત્રોની સ્થિતિ તરફ મારૂં હૃદય દયાર્દ્ર થયા વિના રહેતું નથી. એમના ગુણથી એમના પ્રત્યે મારૂં હૃદય આકર્ષાયા વિના રહેતું નથી. અને બીજી તરફ પુત્રસ્નેહ કે પુત્રપાશમાં દુર્યોધનનું અહિત પણ નથી ઇચ્છતું. એમછતાં પણ ( દયાર્દ્ર પીગળતાં ) અહો ! મારા પાંડુપુત્રોને આજ વનવાસ ગયાને બાર વર્ષ થઈ ગયાં છે. એ લોકોની શું સ્થિતિ હશે ? એઓએ પોતાનો સમય કેમ ગુજાર્યો હશે ? એઓએ કષ્ટ કેમ સહન કર્યું હશે ?

#### ગીતિ.

છે કોમળ હા કાયા ! દુઃખ કયાં મમ ધર્મ એ સહુ સહતો ?
કુસુમમૃદુ એ અંગો ધૂલિધૂસર રજવ્યસ્ત હું કરતો ! ! ૧૩૫

અરે એટલુંજ નહિ પણ હા ! વનવાસમાં

શય્યા એ નહિ જાણે ભૂમિશયન અંગ એહ જ્યાં ધરતો
મુનિસંગે હા ફરતો શિરછત્ર નૃપ પણ કષ્ટ બહુ વહતો ! ! ૧૩૬

હા હા ! સ્વભાવમાત્રથી જ એ યુધિષ્ઠિર ધર્મરૂપ નિર્મળ હોતાં એનામાં કષ્ટની ભાવના પણ ક્યાંથી સંભવે ? ઉલટાં એ તો

તપ તપતાં શું એ એ, શુંય પુરૂષાર્થ અંગ સિદ્ધ કરતો
હા હા! શાંતિરૂપે ત્રિભુવન બળવા શું શક્તિ નહિ ધરતો ?! ૧૩૭

કેમકે

સેવે એ જ્યાં શાંતિ, શૌર્ય વિજયરૂપ નિર્મળા વહતી
ક્યાં ના સ્ફુરે આત્મા–દ્વાર વિધવિધે–શક્તિગતિ ઊછળતી ?! ૧૩૮

હા હા ! ખરેખર, શૌર્યરૂપ ભીમસેન, વિજયરૂપ ગાંડિવધર, રસરૂપ નકુળ, નિર્મળતારૂપ સહદેવ અને એ સહુનાં પોષણરૂપ દ્રૌપદી પણ એજ શાંતિનું શક્તિરૂપમાં પોષણ કરે છે. તો એ ધર્મસ્વરૂપ યુધિષ્ઠિરનાં તપને શું અસાધ્ય હોય ? એનાં હૃદયબળ અને એનાં આત્મબળનું માપ કોણ કથી શકે ? હા ખરેખર, યુધિષ્ઠિર તું તપસ્વરૂપ જ છે. વ્યવહારકાળ અને રાજ્યપ્રપંચમાં પણ તપ શિવાય અન્ય ક્રિયા તારા વિષે જોઈ શકાઈ નથી. શું એ તારૂં ઉત્કૃષ્ટ ગતિસ્વરૂપ નથી ? શું એ ગતિસ્વરૂપ સહુકો સહૃદય પ્રાણીને લજ્જાયમાન કરતું નથી ? એમ છતાં પણ હા ખરેખર, જ્યાં સ્વાર્થ, લોભ અને દ્રવ્યલાલસા, વૈભવ અને સુખની જીજ્ઞાસા, માન, મહત્તા, ગૌરવ, કીર્તિ અને પ્રતિષ્ઠાની તૃષ્ણા એ સહુ પ્રશ્નો ખડા થઈ જાય ત્યાં આગળ તો હે તપસ્વરૂપ,

## ગીતિ.

ત્યાગ્યા કોણે સ્વાર્થો ? કો યાચે ઉરપીંડા સહુ ત્યાગે ?!
હા ગર્વલક્ષ્મીનું જીવન પુત્ર પરિવાર દુઃખ ક્યાં સાંખે ?! ૧૩૯

હા ! હા ! વ્યવહારધર્મ કે વ્યવહારનું વૃત્તિસ્વરૂપ એજ સિદ્ધ કરે છે કે " મારો ગર્વ આમ ભંગ નહિ થાય, આમ હું હલકો કે હીણો નહિ ગણાઉં, આમ હું ઓછો કે ઉતરતો ન રહું, આથી મારૂં તેજ હીન થતાં હું અપમાન, તિરસ્કાર નહિ વ્હોરૂં. " આવાં આવાં ઉરમાં ગર્વનાં વિવિધ સ્વરૂપો અને વળી હૃદયની લાલસા કે ઉરની તીવ્ર જીજ્ઞાસા કે " મારા પુત્ર પૌત્ર પરિવારને આ દ્રવ્ય મળશે, મારા પુત્ર પૌત્રાદિકના દ્રવ્યમાંથી આટલું ઓછું થશે, આ દ્રવ્યથી એઓ સહુ વૈભવશીલ રહેશે, નહિ તો એઓનાં વૈભવ સુખાદિકમાં આમ ઊણું આવશે. " આવાં આવાં સ્નેહ કે આવરણરૂપ માયાનાં સ્વરૂપો એજ

સંસારના વ્યવહારક્રમમાં ઉરને સંતોષપૂર્વક પર્યાપ્તિ સ્થાન છે કે ઉરને કલેશરૂપ મહત્ શલ્ય છે. આટલું કે આટલું બધું દ્રવ્ય, આટલી બધી મિલ્કત, આટલું બધું રાજ્ય, આટલું બધું જવાહિર હું મૂકી જાઉં છું એજ ઉરને તો ખરેખર આનંદ, સંતોષ, તૃપ્તિ કે પર્યાપ્તિસ્થાન છે. વ્યવહારમાં પણ જે પુત્ર પૌત્રાદિક માટે દ્રવ્ય રહેવા દેતો નથી અથવા તો એમને માટે જેમ બને તેમ વધુ દ્રવ્ય મૂકી જતો નથી અને સંચય કરેલાં દ્રવ્યનો પણ ગમે તેવો સદુપયોગ કરતો છતાં પુત્રાદિકનાં દ્રવ્યમાંથી જ કોપણ ઓછું કરે છે, એ સહુ પુત્રાદિકનાં દ્રવ્યને ઊરાડી મૂકવારૂપ મૂર્ખતા કરતા જ ગણાય છે. વ્યવહારનું ઉર અને આપણું ઉર કોઈ પણ પ્રકારે ભિન્ન નથી તો વ્યવહારમાર્ગથી અવળે માર્ગે આપણે શા માટે ચાલવું જોઈએ ? શું અહિં વૃત્તિરૂપ કલેશ ઉદ્ભવ પામતો નથી ? શું અત્ર તત્ત્વોના અથડાટ અને આઘાતરૂપ પ્રસંગો ઉત્પન્ન થતા નથી ? શું અત્ર હૃદયનું વૃત્તિસ્વરૂપ સ્વક્રિયાથી વિમુખ રહે છે? પાંડુપુત્ર અને મારા પુત્રોના સ્વાર્થના નિર્ણયમાં ખરેખર આજ શલ્ય મને બહુ તીવ્ર વેદના આપી રહે છે. વ્યાવહારિક હૃદયક્રમનો માર્ગ હું ત્યાગી શકતો નથી. પાંડુપુત્ર તરફ હું દયાર્દ્ર થાઉં છું ખરો, પણ દુર્યોધનાદિકનું દ્રવ્યસુખ ઓછું થતું હું જોઈ શકતો નથી. ઉપાર્જન થતાં દ્રવ્યમાંથી પુત્રાદિકની દરકાર વિના જે લોકો વ્યય કરે છે તેઓ મૂર્ખ છે, એટલું જ નહિ પણ જે લોકો ગમે તે દ્વારા દ્રવ્યપ્રાપ્તિનાં સાધન નજર આગળ ખડાં થતાં હોય અને તેનો લાભ ન લે, અથવા એનો લાભ લેવામાં ગફલત કરે, ચૂકે, ગાફલ રહે, કે સંશયયુક્ત રહે, તે પણ મૂર્ખ જ છે કે મૂર્ખ ગણાય છે, અને સ્વમૂઢતા, બુદ્ધિહીનતા કે અજ્ઞાનતાદિ માટે વ્યવહારમાં હાંસી, ઉપહાસ અને તિરસ્કારને પાત્ર થાય છે. એઓ કાર્ય ને સમય પરત્વે કુશળ ન ગણાતાં વ્યવહાર માટે તદ્દન અયોગ્ય કે અપાત્ર જ ઠરે છે. આજ વ્યવહારક્રમ છે અને હું પણ એજ ક્રમને અનુસરું છું. એ બહાર હું જઈ શકતો નથી. શાસ્ત્ર, સદ્પુરૂષ, નીતિ, ધર્મ, ઋષિમુનિ, ધર્મજ્ઞ શ્રેષ્ઠ પુરૂષો અને તેમનાં આચરણો મને બહુએ સમજાવે, મને અનેક પ્રકારે પ્રેરણા કરે અને પ્રસંગોપાત્ વ્યવહારનો સ્થૂળ, ક્ષુદ્ર અને સાંકડો માર્ગ ત્યાગ કરવા પણ ઊર્મિને ઉશ્કેરે, એમછતાં મારૂં હૃદય વ્યવહા-

રનો અધ્યાસક્રમ છોડી શકતું નથી. દુર્યોધનને કંઈ પણ ઊણું મળે કે કંઈપણ ઊણું આવે એ હૃદય સહન કરી શકતું નથી. માટે જ હું દુર્યોધનના સ્વાર્થ અને દુર્યોધનની આશામાં તણાયો જાઉં છું. પછી ભલે એ સ્વાર્થ ગમે તેવા નીચ અને અધમ હોય, ભલે એ ગમે તેવા અનાચાર, પાપાચાર અને દુષ્ટાચારથી સધાતા હોય, ભલે એમાં અન્યાય થતો હોય, ભલે એથી બીજાનો ન્યાયયુક્ત સ્વાર્થ લુંટાતો હોય, ભલે એથી અન્ય કોને મરણવશ થવું પડતું હોય, એ સહુ છતાં પણ હૃદય સ્વસ્વાર્થવૃત્તિ ત્યાગી શકતું નથી. સ્વપ્રાણઆશા અને સ્વજીવનઆશાને એજ હૃદય એમ ચિરકાળી મહત્ સ્વરૂપમાં માની રહે છે. એ આગળ સ્વાર્થરૂપ હૃદયવૃત્તિને અન્ય કંઈપણ ઊતરી શકતું નથી. અને હા! વ્યવહારના અથડાટ, વ્યવહારના તનમનાટ અને વ્યવહારનાં સંસર્ગી વાતાવરણ સ્વરૂપમાં એ ઊતરી પણ કેમ શકે? એ સ્વરૂપને આચારમાં મૂકી પણ કેમ શકાય? આ સહુ ઉરબાધા આજ મને પીડે છે. યુધિષ્ઠિરના રાજસૂયયજ્ઞ અંતે દુર્યોધનના આવાગમનથી મને જે ઉરબાધા પીડતી હતી તેજ ઉરબાધા આજે પણ અતિ ઉગ્ર અને તીવ્ર સ્વરૂપમાં મારાં હૃદયને પીડી રહે છે કે "અહો પાંડુપુત્રને વનવાસ સેવતાં બાર વર્ષએ પૂરાં થઈ ગયાં અને છેલ્લું ગુપ્તવાસનું તેરમું પણ શિરૂ થઈ ચૂક્યું છે, અને એ પણ પૂર્ણ થતાં "એઓ શું કરશે?" "દુર્યોધનસંગે એઓ કેમ વર્તશે?" "શું એઓ સ્વરાજ્ય પાછું પ્રાપ્ત કરવા યુદ્ધ જ કરશે?" કે "દુર્યોધન એમને એમ એઓનું રાજ્ય પુનઃ સ્વાધીન કરશે?" "એમનાં રાજ્યલક્ષ્મી આદિક દુર્યોધન જો આપોઆપ જ સ્વાધીન નહિ કરશે તો શું યુદ્ધ જ થશે?" અને "યુદ્ધ જ થશે તો અજીત પાંડવોને જીતવા એ શું સમુદ્રશોષણ કરવારૂપ ફાંફાં મારવા જેવું નથી?" "યાદવકુળશ્રેષ્ઠ શ્રી કૃષ્ણ એમની સહાયે છે. એ પાંડવોને જીતવા ઇંદ્રાદિક દેવો પણ સમર્થ નથી એ તો સહુ અનુભવસિદ્ધ થઈ ચૂક્યું છે તો પરિણામ કેવું વિપરીત અને ભયંકર આવશે?" હા હા, આ સહુ વિચાર હૃદયને ઉગ્ર કરે છે, તનને તપાવે છે, મનને ચેન પડવા દેતા નથી અને શરીરને કંઈએ પણ જંપ વળતો નથી.

### શિખરિણી

થશે જ્યાં એ યુદ્ધો, જીવનગતિ હા ક્યાંય ઠરશે ?!
કહું કો કો પ્રાણી જીવ જીવન ત્યાં ધારી ફરશે ?!
થતાં કુળે ઘાતો ઉર સમૂહનાં શું ન બળશે?
શું હા છિન્ના ભિન્ના નગરજન દાહો ન દહશે ?!!! ૧૪૦

શું યુદ્ધનાં સ્વરૂપ અને ફળ થોડાં ભયંકર હોય ? ખરેખર

### હરિણી

ઉર ઉકળતાં યુદ્ધે ઘાતાં હરે સહુ પ્રાણ એ
હૃદય મનની સૌ સૌ ક્રિયા બને તહિં લુપ્ત રે ! !!
સમય વિતતાં શાંતિ થાતાં ઝુરે ઉરદાહ એ
સ્વરૂપ સ્ફુરતાં એ એ આજે કરે મન વ્યગ્ર રે ! ૧૪૧

અને એથી જ હા !

### ઇંદ્રવજ્રા

ઇચ્છું હું હા યુદ્ધ કદિ ન થાઓ
એ પાંડુપુત્રે નિજ લક્ષ્મી જાઓ
શૌર્યે વમંતાં હીન રૂપ લુપો
સંતોષ દેતાં નહિ ઉર દુભો ! ! ૧૪૨

આવો હૃદયભાવ છતાં, આવી મને સલાહ છતાં, એમ થવા માટે જ અનેક બોધ છતાં, દુર્યોધનનાં હૃદયનો કલેશ હું સહન કરી શકતો નથી. અને એથી જ આવી મંથનક્રિયામાં ઉર ઉદ્વેગ પામે છે, મન વ્યગ્ર રહે છે, અને એ ક્રિયામાં ધડિક સુજ્ઞ, નીતિજ્ઞ, ભ્રાત વિદુરની સલાહ શ્રેષ્ઠ માનું છું, તો ઘડિક હું સ્વાર્થી અને લોભી બની પુત્ર-પાશમાં દુર્યોધનને હિતરૂપ, ફળરૂપ, સ્વાર્થરૂપ નિવડતાં કાર્યમાં નીતિ, ધર્મ અને હૃદયવિરૂદ્ધ કાર્યનું પણ સેવન કરી, હૃદયને પણ છેતરી, અંતઃક-રણની પણ અવજ્ઞા કરી, પુત્રસ્નેહ, પુત્રપાશ, પુત્રલાલસા અને પુત્રને સુખરૂપ, સ્વાર્થરૂપ કલ્પાતી દરેક ભાવના અને હરેક ક્રિયામાં હું ત-ણાઉ છું કે તણાયો જાઉં છું. એવાં કાર્યમાં સાથે સંલગ્ન રહું છું. એવાં કાર્યમાં દુર્યોધનનો વિજય થતાં મારૂં હૃદય ઉભાઈ જઈ થન-

યન નાચી રહે છે. એટલું જ નહિ પણ સહુસમક્ષ હર્ષના ઉદ્દગાર અને પોકાર યે કરતાં હૃદય શરમાતુ નથી. એ સહુ શા અર્થે ? પુત્રના આનંદમાં ભાગી થવા અર્થે ! પુત્રના આનંદથી ઉરને તૃપ્તિ અર્પવા અર્થે ! હા, એ સહુ ખરેખર એમ જ છે. નહિ તો રાજસૂયયજ્ઞ અંતે ઇંદ્રપ્રસ્થથી દુર્યોધનના આવ્યા પછી સુબળસુત શકુની અને દુર્યોધનનાં સ્વરૂપ મને એમનાં જ ક્રિયામાર્ગમાં ઘસડી જાત નહિ; દુર્યોધનના સહુ કલેશ, દુર્યોધનના સહુ ઉરદાહ, દુર્યોધનના સહુ પરિતાપ, દુર્યોધનની સહુ લાલસા, પરદ્રવ્યહરણ અર્થે દુર્યોધનની સહુ પ્રકારની તીવ્ર વૃત્તિ, એમાં એની સહુ પ્રકારની ધૃષ્ટતા, નિષ્ઠુરતા, કઠોરતા અને દુષ્ટતાદિક સહુ ક્રિયાઓ એ સહુ હું સહન ન કરી રહત. પણ એમ થયું નહિ અને આજે પણ એ સહુ સ્વરૂપ લ્હાં ખડાં થતાં મારાં રૂઆં ઊભાં થાય છે, હું દગ્ધ થાઉં છું. હા હા ! શકુનીના ઉદ્દગાર હજી તાજા જ છે. દુર્યોધનને ઉદ્દેશીને જ્યાં શકુનીએ કહ્યું કે: હે રાજન્,

### ઇંદ્રવજ્રા

વિવર્ણ કાયા શું ન પુત્ર જોતા ?
શુષ્કાં શરીરે મન ઉગ્ર વ્હેતાં !
હા ગર્વ એનો સહુ નાશ પામ્યો
કો શત્રુ લક્ષ્મીથી ન મોહ વામ્યો ?! ૧૪૩

શોકે રીબાતો તમ પુત્ર જુઓ
એ પાંડુપુત્રે તમ પુત્ર ખુઓ
ઉત્કૃષ્ટ શત્રુ દહતો વહે જ્યાં
કો જીવ હા જીવિત ધારતું ત્યાં ?! ૧૪૪

આવી વાણી શ્રવણ કરતાં કયું હૃદય મૂકાયા કે પીગળ્યા વિના રહે ? દુર્યોધનનાં હૃદયનાં આવાં ચિત્રસ્વરૂપથી મારૂં હૃદય ગળગળું થઈ ગયું. એવાં સ્વરૂપથી કયું હૃદય ભેદાય નહિ ? કયું હૃદય શોકગ્રસ્ત થાય નહિ ? કયું હૃદય પુત્રસુખમાં તણાય નહિ ? અને એથીજ ગળગળા થતાં મેં દુર્યોધનને પૂછ્યું કે

### મંદાક્રાંતા

કો આ ચિંતા? હૃદય ભમતી, દાહ આ શો કરે ત્યાં?!
વાણી આ આ સુબલસુતની, અર્થ કો સૂચવે હા?!
ના ના જાણું નૃપ રૂપ તને ભેદવા કો સમર્થ!
જોતો ના ત્યાં!–વપુ બળતુ તું શોક માની શું વ્યર્થ?  ૧૪૫

વળી પૂછ્યું કે

### ઇંદ્રવંશા

દિવ્યાંગના માંસશું અન્ન તો મળે
સેવે વળી ભ્રાત સમૃદ્ધિઓ વડે
સ્નેહે કરી એ સહુ પ્રિય તો કરે
કો અર્થ શુષ્કાંગ વિવર્ણ તું કરે?!!  ૧૪૬
વિહારસ્થાનો વળી જ્યાંય ત્યાંય છે
હા શ્રેષ્ઠ શય્યા ગૃહવાસ અંગ છે
ઇચ્છિત જ્યાં વૈભવ રૂપ પામતો
દીનાર્ત કાયા શિદ ઝૂરી ગાળતો?  ૧૪૭

આટલું પૂછતાં પણ પ્રત્યુત્તર મળ્યો નહિ, ત્યારે છેવટે ઉમેર્યું કે

### દોહરો

દાહ શકુનીના શુણતાં, હું પૂછું દુર્યોધન;
દીન થઈ કેમ શોકતો? ના ઘટે એ નૃપજન.  ૧૪૮

આવી મારી વાણી શ્રવણ કરતાં તો દુર્યોધન ગાજી ઉઠયો કે

### વૈશ્વદેવી

સંતોષે ક્યાંયે, વૃદ્ધિ દીઠી પિતા શું?
નાશે હા શૌર્યો શું નપુંસક થાશું?
થાતા જે કલેશો શત્રુશું રિદ્ધિ જોતાં
કોને ના બાળે અંગમાં હાય હોતાં?!!  ૧૪૯
જોઈ રિદ્ધિ જ્યાં હા યુધિષ્ઠિરયજ્ઞે
"કો?" "કો? હું આ ત્યાં!!"—ગર્જતાં ઉર ભગ્નાં!!
અર્પે દાહો હા સુખ નિર્વીર્ય ક્રિયા
મિથ્યા જીવું શે ત્યાં? ન જ્યાં શત્રુ જીત્યા!'  ૧૫૦

આમ વદી રહતાં વળી ઉરનો તાપ દર્શાવતાં એ બોલ્યો કે

ઇચ્છું ક્રોધે હા કાળ ઉલ્લંઘવાને
અંગો ધીકે હા શત્રુ એ જીતવાને
મોડે શત્રુનું તેજ:ગર્વો હું ગર્જે
ક્યાં, ના નિસ્તેજે ઉરશું ઉર ખીજે ?!' ૧૫૧

આવો આંતર ક્રોધ જણાવ્યા પછી પણ એ વદતો રહ્યો કે

## ઉપેંદ્રવજ્રા

સંતોષ રાખે નૃપ વૃદ્ધિ ખોતા
સમૃદ્ધિ ને માન હિ નાશ દેતા
હા અંગશું ગૌરવ નાસતું જ્યાં
દીનાંગ કો હા ન શું દાઝતું ત્યાં? ૧૫૨
જોતાં યુધિષ્ઠિર સમૃદ્ધિ જ્યાં ત્યાં
મિથ્યા હું માનું મુજ રાજ્ય આ ઘાં
નિ:સ્વાદ હા ભોજન ચાવતો હું
હીણો હું હીણો ઉર શોચતો તુ !! ૧૫૩

આવી રીતે પોતાના શોકનું કારણ દર્શાવી યુધિષ્ઠિરની યજ્ઞસમૃદ્ધિનું વર્ણન કરતાં કહેવા લાગ્યો કે

## શાર્દૂલવિક્રીડિત

જ્યાં અઠ્યાસી સહસ્ત્ર ઋષિ જમતાં આશિષ તો આપતા
સન્યાસી વળી બ્રહ્મચારી જમવા સુવર્ણપાત્રો હતાં
હસ્તી અશ્વ અનેક જ્યાંય ઝુલતા સંખ્યા ન જાયે ગણી
ભેટો ભેગી થતી જહાં અગણિતો મૌક્તિક રત્નોમણી ! ૧૫૪
હા હા ઇંદ્ર કુબેર કે યમગૃહે સમૃદ્ધિ ના ના ખરી
ખેડુ બ્રાહ્મણ ખર્વત્રિ ધરી ધરે માર્ગો ન પામ્યા જરી
નૃપો જ્યાંય અનેક માર્ગ મળવા સ્પર્ધા કરે દ્રવ્યશું
ના શુણેલ તુ ભેટ ત્યાં ઢગ થતાં મૂર્ચ્છા વળે ઉર હું !! ૧૫૫
લાવ્યા નીર અહા તુ દેવગણ જ્યાં ઉદીચી સિંધુથકું
હા હા ઘૃત અનેક પાત્ર કનકે ગોપાળનાં યુથશું ? !

થાતું આ મન વ્યગ્ર—" હા કદિય શું કો ભેટ આ પામતું ?
જોતાં હા અભિષેક ત્યાં વિધવિધા, મૃત્યુ સુખે માનતું ! ૧૫૬

એ ઉપરાંત સ્વફિરતાપનું ચિત્ર રજુ કરતાં કહેવા લાગ્યો કે

ઉપજાતિ

કા ? કા ? કથા લ્યાં કરૂં ઉરબાધા
જ્વરે પીડાતાં નહિ અંગ શાતા
ઊર્મિ પીડે—" હા નહિ એ સમૃદ્ધિ"
જીવી કરૂં શું વિન એજ ઋદ્ધિ ? ! ! ૧૫૭

આવી વાણી વદતાં એ દીન મૂઢ સ્તબ્ધવત્ થઈ રહ્યો. એનું વિચારશૂન્ય હૃદય ભયનું ભાન કરાવવા લાગ્યું. અને મારી સન્મુખ સર્વત્ર સ્તબ્ધતાની જ છાયા પ્રસરી રહી. એટલે દુર્યોધનનાં આશ્વાસન અને ધૈર્ય અર્થે સુબલસુત વદ્યો કે હે નરેંદ્ર !

ઇંદ્રવજ્રા

જાણું હું જે અક્ષ વમંત વિદ્યા
યુધિષ્ઠિરે એ પ્રિય વિન રીત્યા
યુદ્ધે વ દ્યૂતે ન નકાર દેતો
આવ્યે અહિં ઋદ્ધિ સહુ જ જીતો ! ૧૫૮

આથી દુર્યોધન ઉત્સાહવાન થઈ બોલી ઉઠયો કેઃ—" હે પિતાશ્રી ! શકુની યુધિષ્ઠિરની સહુ સમૃદ્ધિ ખેંચી લેવાને ઉત્સાહ રાખે છે તો એ યુધિષ્ઠિરને સભાનાં નિમિત્તે અત્ર અવશ્ય બોલાવો." ત્યારે મેં મહાબુદ્ધિમાન મંત્રી વિદુરજીની સલાહ લઈ પ્રત્યુત્તર આપવા કહ્યું અને જણાવ્યું કે "વિદુરજીની સલાહવિના હું કોઈપણ કાર્ય કરતો નથી માટે તેને મળી એ વિષે હું નિશ્ચય કરીશ. પુખ્ત વિચાર કરી બોલનાર અને દીર્ઘદર્શી વિદુરજી આપણું તથા પાંડવોનું હિત થાય એવો જ ધર્મરૂપ નિશ્ચય અવશ્ય કહેશે." આથી તો દુર્યોધન શોકાવેશમાં ક્રોધપૂર્વક વદી ઉઠ્યો કે " વિદુરજી તો એ કાર્ય માંડી વળાવશે અને તેમ થતાં હું અવશ્ય મૃત્યુ પામીશ. અને એમ થતાં હે પિતાશ્રી !

### ઇંદ્રવજ્રા

જીવો ભલે હા મુજ મૃત્યુ લાવી
સેવો હિ સુખો,–વિનપુત્ર,–આવી
હા ધિક્ પિતા જે સુત મૃત્યુ ઇચ્છે
ધર્મે બની મૂઢ ન હિત પ્રીછે. ! ૧૫૯

મારા જન્મને પણ ધિક્કાર છે કે આવા પિતાનો હું યોગ પામ્યો. પિતાશ્રી ! ભલે તમે જીવો અને સુખ ભોગવો. હું તો અવશ્ય મૃત્યુનું જ સેવન કરીશ. ” આમ ક્રોધયુક્ત નિષ્ઠાપૂર્વક આક્ષેપ કરી દુર્યોધન મૂક રહ્યો અને મને પણ કંઈ બોલી શક્યું નહિ. આખરે દૈવજ બળવાન છે એમ માની મેં દ્યૂત માટે સંમતિ આપી. વિદુરજીને યુધિષ્ઠિરને તેડી લાવવા આજ્ઞા દીધી. વિદુરજીએ મને સમજાવતાં કહ્યું કે આથી તો હું કુળનો નાશ જ વ્હોરી લઉં છું. એના પ્રત્યુત્તરમાં મેં એટલું જ કહ્યું કે “ દૈવ જ બળવાન છે, દૈવેચ્છા જ સફળ થશે, માટે હે વિદુર અન્ય પ્રશ્નને અવકાશ નથી. વૃદ્ધ અને પિતાતુલ્ય ભીષ્મ, દ્રોણાચાર્ય અને તમારી સન્નિધિમાં કોઈપણ અનર્થનો સંભવ નથી. ” આવા પ્રત્યુત્તરથી વિદુરજીનું મુખ બંધ કર્યું અને એ યુધિષ્ઠિરને તેડવા ગયા. પણ મને ચેન પડયું નહિ અને મેં પુનઃ દુર્યોધનને સમજાવવા પ્રયત્ન કરતાં કહ્યું કે હે ગાંધારીસુત !

### વૈશ્વદેવી

માચે ક્યાં તું ના સુખ ? દુર્બુદ્ધિ ત્યાગી
છદ્મે કયાં હા હા આમ લે વૈર માગી
હા હા વિનાશો ત્યાં દિસે છે બહુ એ
કુટુંબે કલેશો નાશ જોઉં સહુ એ ? ! ૧૬૦

વળી મહાન કવી વિદુરજીની પ્રશંસા કરતાં કહ્યું કે

### ઇંદ્રવજ્રા

વિદુર વાણી ન વદે અસત્ય
બૃહસ્પતિ નારદ જે શું સત્ય

જ્યાં નિર્મળું ઉર વ બુદ્ધિકાંતિ
છે કૌરવેશ્રેષ્ઠ ન લે તું ભ્રાંતિ!! ૧૬૧

એ મહાન્ બુદ્ધિમાન મંત્રી વિદુરજીના મંત્ર વિના હું કંઈએ કાર્ય કરૂં નહિ. યાદવોમાં જેમ શ્રેષ્ઠ ઉદ્ધવની સલાહ માનનીય છે તેમજ એ વિદુરજીની સલાહ મને સદાય માન્યવંતી છે અને એટલાજ ખાતર હે દુર્યોધન! હું પુનઃ પુનઃ કહું છું કે

જો હિતવાણી તું વિદુર શુણે
ના ના કદિ છદ્મશું પ્રીત જોડે
વિદુર નિંદે જવ કાર્ય આ તું
જાણું અવશ્યે હિત નાસતું તું! ૧૬૨

વળી પિતા તરીકેની ફરજનું ભાન કરાવતાં કહ્યું કે "માતાપિતાએ પુત્રનું કલ્યાણ જોવું એ પરમ કર્તવ્ય છે. અને એ અંગે જ હે દુ-ર્યોધન! તારૂં જેથી કલ્યાણ થાય એવી જ વાણી હું તને કહું છું. માટે ધર્મ અને શાસ્ત્રને અનુસરીને પણ એ વાણીને તું માન આપ. તેં શાસ્ત્રનું અધ્યયન કર્યું છે, ધર્મ તું શીખ્યો છે, તને પિતા પ્રપિતામહનું રાજ્ય પ્રાપ્ત થયું છે, હમોએ તને ઊછેરી મોટા કર્યો છે અને વડિલ હોવાથી રાજ્યગાદિને તું પ્રાપ્ત થયો છે તો તારૂં શ્રેય કેમ સમજી શકતો નથી? હમારી હિતરૂપ વાણી કેમ તું શ્રવણ કરતો નથી? અન્યને કષ્ટે પણ ન પ્રાપ્ત થતાં ભોજન અને વૈભવાદિક તને સુલભ છે તો આવા હાનિકારક શોક અને કલેશ તું શા અર્થે વ્હોરી લે છે? તારૂં તેજ, તારી સત્તા, તારાં ગૌરવ, માન અને પ્રતિષ્ઠા સ્વર્ગમાં ઇંદ્રસમ ઝળકી રહે છે. એ સહુ પ્રત્યક્ષ તું અનુભવતાં છતાં આવાં શોકાર્ત હૃદયનો હેતુ શો? આવા શોકને તારૂં હૃદય કેમ અધીન થઈ રહે છે?" આવા મારા ઉદ્ગાર નીકળ્યા ન નીકળ્યા એટલે તો દુર્યો-ધનનો ક્રોધ ઉછળી ઊઠયો કે

ઇંદ્રવજ્રા

છું હું શું પ્રાણી હિન પૌરૂષે જ્યાં!!
શત્રુસમૃદ્ધિ નહિ ખેદતો જ્યાં

હું શેં જીવું ત્યાં રીપુઋદ્ધિ જોઈ?!
ક્રોધે વિના હા નર દીન હોઈ?! ૧૬૩

સંતોષ, ના, હા હું સમૃદ્ધિ દેતી
યુધિષ્ઠિરે જ્યાં બહુ ઋદ્ધિ વ્હેતી
જીવું હું આ ત્યાં જીવ સ્થિર રાખી
કોણે હું—હા! હા!—ગતિ ઉર ભાખી?!! ૧૬૪

એ યુધિષ્ઠિરની સમૃદ્ધિથી થતા ક્લેશનું ચિત્ર દોરી એ વળી કહેવા લાગ્યો કે "હે પિતાશ્રી! એ યુધિષ્ઠિરને ત્યાં કુકુર દેશના કારીગર લુહારો બંદુકાદિ અનેક અગ્નિશસ્ત્ર બનાવવા સેવકરૂપ રહેલા છે. વળી ભેટ અર્થે રત્નો લઈ આવેલા શુદ્ર લોકો તો પ્રવેશવા પામ્યા જ નહિ પણ એમને તો અનેક અમૂલ્ય અગણિત ભેટો આગળ દૂર જ કાઢી મૂકવામાં આવ્યા હતા. એથી પણ અધિક

મંદાક્રાંતા.

ના ના જાણું કવણ ભૂમિથી અશ્વ ને રત્ન આવે
સંસ્થા સોંપી વડિલરૂપ હું કાર્યનું માન ક્હાવે
જોતાં ભેટો ઉર હું ધરતો શું શું હા મૂલ્ય હોશે?
હસ્તે લેવા સમય ન મળે કોણ સંખ્યા તું ક્હેશે?!! ૧૬૫

હા હા થાકયો ગ્રહણ કરતાં ભેટના થોક થોકે
રત્ને ભૂમિ ભૂષિત ઝળકે ને સભાસ્થાન જ્યોતે!
હા સ્ફાટિકે પગથી ધરતી જ્યોતશું ધોતધારા
જ્યોતે જ્યોતે નયન ઉર હા ભ્રાંતિ ઊઠે ઉભારા!!! ૧૬૬

હા હા! પિતાશ્રી! હૃદયની આવી સ્થિતિથી ઉરે મુંઝાતાં, કંઈક દીન થતાં, કંઈક હૃદયમાં શરમાતાં, અકળાતાં મારૂં હૃદય મને સ્થિરતા પ્રાપ્ત કરવા દેતું નહિ." આમ વદતાં વદતાં જાણે એનું ઉર મુંઝવણ, શરમ, દીનતા આદિક અનુભવતું હોય તેમ એમની સામે થવા, એ-મનો નાશ કરવા ઉછાળા મારતું એનું હૃદય રોષ અને પ્રકોપપૂર્વક વહવા લાગ્યુ કે:—

## માલિની

સ્ફટિક જળની યુક્તિ હા કરી દાનવે જ્યાં
સ્થળ જળ સહુ ભ્રાંતિ ભેદતી હા હું જ્યાં ત્યાં!
સ્ફટિક જળ હું માને વસ્ત્ર ઉંચા કરૂં જ્યાં
ભીમ થકી શુણી હાસ્યો ક્રોધ વ્યાપે હું જહાં ત્યાં! ૧૬૭

પણ અરે પિતાશ્રી!

## ઇંદ્રવજ્રા

વિચારી પાછો હઠું હુંય ત્યાં હા!
પામ્યો દશા જે શિશુ મુજ ક્યાં ના?
જ્યાં નાશ દેવા ભીમ, ઉર ઊઠયું!
જોઈ દશા શિશુશું શૌર્ય તૂટયું!! ૧૬૮

હતાશ એ દીન દુર્યોધન વળી વદ્યો કે "અરે પિતાશ્રી! એટલું જ નહિ પણ હજી ભીમનાં હાસ્યથી તપાયમાન થતું મારૂં હૃદય શમ્યુ નહિ, એટલે તો આગળ ચાલતાં

## માલિની

કમળ ભૂષિત શોભા હા સરે ભૂમિ માની
ડગડગ ખસતા ત્યાં પાય લપસ્યો હું માની
જળશું જઈ પડયો જ્યાં હાસ્ય કીધુ સહુ એ
વ્યથિત મન ભમે હું હાસ્ય જ્યાં દ્રૌપદીએ!! ૧૬૯

અરે પિતાશ્રી!

## ઇંદ્રિવજ્રા.

હસ્યા વળી પાંડુ સુતો સહુ જ્યાં
ને કૃષ્ણ હાસ્યે મૂઢ હું થતો ત્યાં
ધીકે પિતા આ સહુ અંગ મારાં
એ એ પીડા હા ઉર દુઃખ ભારા!! ૧૭૦

હે પિતાશ્રી! દ્રૌપદી અને પાંડુસુતે કૃષ્ણસહિત જ્યાં મારૂં હાસ્ય કર્યું અને હા હા જ્યાં

### ઇંદ્રવજ્રા

એ વસ્ત્ર સૂકાં જલ લાવી દેતા
ભીના તુ વસ્ત્રે મુજ અંગ ધીક્યાં
શેં શેં અરે મૂર્ખ હું હા બનું ત્યાં ?!
પાતાળ ફાટી નહિ માર્ગ દે ક્યાં ? ! ૧૭૧

હા શત્રુ ચેષ્ટા મુજ મૂઢ જોતા
સ્ત્રીએ સહિતે વળી હાસ્ય દેતા
જો જો હતે શૌર્ય તુ પ્હોંચવા એ
આપ્યા વિના નાથ ન રૂહેત ત્યાં એ ? ! ૧૭૨

દુર્યોધનનાં આવાં ચિત્રરૂપ સ્વરૂપથી મને પણ લાગ્યા વિના રહ્યું નહિ કે દુર્યોધનના કોપ અને રોષ અકારણ નથી. ગૌરવશીલ પુરૂષે ગૌરવયુક્ત પુરૂષ આગળ ઉપહાસયુક્ત મૂઢ દેખાઈ રહેવું અને તેમાં વળી સ્ત્રીઓ સન્મુખ હાંસીપાત્ર થવું એ તો હૃદયને અતિ વિષમ અને દુષ્કર ક્રિયા જ હોય અને એ સહન પણ ન કરી શકાય. મોહ, ભ્રાંતિ અને પરિતાપની કથા અકથ્ય જ હોય. એ કથા વળી લ-બાવતાં દુર્યોધન કહેવા લાગ્યો કે

### મંદાક્રાંતા

આશ્વિનો જ્યાં કર ધરી વદે દ્વાર ત્યાં ત્યાં જ છે આ
ફાળે શોકો સ્વરૂપ મૂઢશું, ભીંત સ્ફાટિક જ્યાં ત્યાં
દ્વારો માંને શિર મુજ ફુટ્યું, હા હું મૂર્ચ્છા જ પામ્યો
આ આ દ્વારો વળી વળી વદે રોષ હું ત્યાં જ ઝામ્યો ! ૧૭૩

અરે પિતાશ્રી ! એટલું જ નહિ પણ

### વૈશ્વદેવી.

હાસ્યે બોલ્યો જ્યાં ભીમ " હે ધાર્તરાષ્ટ્ર !
ક્યાં આ જાઓ હા ? ! દ્વાર છે અત્ર અત્ર
આશ્ચર્યે હાસ્યે અંધ હા જ્યાં ગણાતો
ક્યાં ? ક્યાં ? પિતા હા રોષ એ તો શમાતો ? ! " ૧૭૪

એ રોષમાં જાણે ઈર્ષ્યા વૃદ્ધિ કરતી હોય તેમ એનાં ઉકળતાં હૃદયદ્વારા

એ વદવા લાગ્યો કે " ભરતકુળશ્રેષ્ઠ હે પિતાશ્રી, એ રોષમાં જાણે ઉમેરો કરતી હોય તેમ આંતર રૂપ ઈર્ષ્યાવૃત્તિ પણ હૃદયમાં ખળભળવા લાગી. સહુ ચિત્ર નજર સન્મુખ તાજાં ખડાં કરવા લાગી. સ્વતનમનાટમાં જ એ નાચી રહી, હૃદયને એ કંપાવવા લાગી અને કંપ અંતે હૃદય તપાયમાન થતાં રાજ્યપુરૂષનાં હૃદયને પણ એ ઈર્ષ્યા મૂઢ કરવા લાગી કે "અહો શું દ્રવ્ય? રત્નના આ શા ઢગ? વૈદૂર્ય મણી અને મૌક્તિકની આ શી લાદીઓ? ભિન્નભિન્ન નહિ શ્રવણ કરાયેલ દૂર દેશથી ભેટમાં આવતા આ શું અનેક હસ્તિઓ, અશ્વો, ઉષ્ટ્રો, રેશમ અને રેશમી વસ્ત્રો? વળી હૃદયને સદ્ય આકર્ષી લે એવાં આ શું ઝીણાં સુંદર અને કારીગીરીવાળાં જૂદાં જૂદાં રંગનાં ઉનનાં વસ્ત્રોના ઢગો?" પિતાશ્રી! આવા આવા અનેક વિચારે મારૂં હૃદય મોહ પામી મૂઢવત્ થઈ રહ્યું. ત્યાં ત્રણ આંખ અને એક પગવાળાં, મનુષ્યનું ભક્ષણ કરનાર, મોટા રૂવાંવાળાં, અતિ બળિષ્ઠ મનુષ્યો પણ દસહજાર ખચ્ચર ઉપર વક્ષુ નદિના તટ ઉપર નિપજતાં સુવર્ણ અને રૂપાની ભેટ લઈ આવતા જોયા. કાંબોજ દેશથી, બકરા ઉંદર અને બીલાડીનાં વાળનાં સુવર્ણના ભરતકામથી આકર્ષક વસ્ત્રો, મૃગચર્મો, અશ્વો વિગેરે આવ્યાં. કૃપિકાર તથા શૂદ્રો ત્રણ ખર્વ દ્રવ્ય લાવ્યા છતાં અંદર પ્રવેશવા ન પામ્યા! ભૃગુકચ્છના રાજાએ સુંદર દેહવાળી, મોટા કેશવાળી સુવર્ણના અલંકારથી અલંકૃત એક લક્ષ દાસી તથા ગાંધાર દેશના ઘોડાઓ અને બીજી અનેક ભેટ મોકલી. કિતવો, રામકો, પારદો અને આભિરો અનેક રત્નો, ગાય, સુવર્ણ, ખચ્ચરો ઉંટો વિવિધ પ્રકારના અસંખ્ય રસો અને શાલનાં વસ્ત્રો લાવી દ્વાર આગળ ઉભા હતા. પ્રાગ્જ્યોતિષપુરનો અધિપતિ તથા મ્લેચ્છનો રાજા ભગદત્ત યવનોસહિત વાયુના વેગે ગતિ કરનાર અશ્વો લઇને આવ્યો હતો અને પ્રવેશવા અનેક રત્નો અને હીરામણી આદિકથી જડેલી મૂઠવાળી અનેક તલવારો ભેટ આપી. વળી ચિનાઓ, શકો, આદ્રો, વનવાસી બર્બરો, વાર્ષ્ણેયો, હારહુણો, હિમાદ્રિ વિષે રહેનાર કૃષ્ણો, નીપો, ઉપો કિમતી ઉનનાં વસ્ત્રો, રંકુ નામનાં હરિણનાં ઉનનાં કુમાસદાર વસ્ત્રો, કોમળ મૃગચર્મો, તીક્ષ્ણ ધારવાળી લાંબી તલવારો, શક્તિઓ, ફરસીઓ, શ્રેષ્ઠ કુવાડાઓ, અનેક જાતના રસો, સુગંધી પદાર્થો અને

અસંખ્ય રત્નો લઈને આવ્યા હતા. શકો, તુષારો, કંકો રોમશો અને બીજા પણ કેટલાક સીંગડાવાળા પુરૂષો શીઘ્ર ગતિ કરનાર અસંખ્ય હસ્તિઓ, અશ્વો, અને સુવર્ણાદિક ભેટો લઇને આવ્યા હતા. એમણે વળી મણી, સુવર્ણ હાથી દાંતની પાલખીઓ, શય્યાઓ, આસનો, કવચો અનેક શસ્ત્રો, અશ્વો, સુવર્ણના રથો, હસ્તિઓની ઝુલો, નારાચ, અર્ધનારાચ બાણો અર્પતાં એઓ સભામાં પ્રવેશ પામ્યા. હે રાજન્, આર્યાવર્ત અને આર્યાવર્ત બહારના એવા નાના મોટા અનેક રાજાઓ અને લોકોના નામની સંખ્યા ગણતાં પાર આવે નહિ. તેથી હવે અમુક અમુક નામ જ લઈ જાઉં છું. એમ કહી કહેવા લાગ્યો કે–શરીરઉપર મોટા કેશવાળા અને મોટા વાળવાળા ખસો પારદો, કુલિંદો, તંગણો, પરતંગણો સુવર્ણની રજથી ભરેલાં પાત્રો, શ્વેત ચમર અને મણી લઈને આવ્યા. હિમાદ્રિ, મેરૂ, મંદરાચળ, કારૂષ અને લોહિત્ય પર્વતોના રાજાઓને તથા ફળમૂળનું ભોજન કરનાર, ચામડાંના વસ્ત્રો પહેરનાર, ભયંકર વસ્ત્રોવાળા અને ક્રૂર કર્મ કરનાર ભીલોને પણ ત્યાં હે રાજન્, મેં જોયા. એઓ રમણીય પક્ષિઓ દાસીઓ, અગરૂ, રત્નાદિક લઈને આવ્યા હતા. વળી દરદો, દર્વો, યમકો ઔદુંબર, થોડું થોડું રાજ્ય કરનાર કાશ્મિર, ત્રિગર્ત, ભદ્ર, કેકય, કુકુર દેશના રાજાઓ, અંગ, બંગ, શાલાવતી, ગયાજી, મૌલેયા, અંબષ્ટો વિગેરે અનેક પ્રકારનું દ્રવ્ય, અનેક પ્રકારની વસ્તુઓ લઈને આવ્યા હતા. વળી ચિત્રરથ ગંધર્વ અને તુંબરૂ ગંધર્વ પણ અશ્વાદિકની કિમતી ભેટ લઈને આવ્યા હતા. વિરાટ દેશનો રાજા સુવર્ણની માળા પહેરાવેલ બે હજાર હસ્તિ લાવ્યો હતો. પાંશુ દેશનો રાજા સુવર્ણની માળાવાળા છવીસ હસ્તી અને બે હજાર અશ્વો લાવ્યો હતો. તેમાં યજ્ઞસેન રાજાએ તો ચૌદ હજાર દાસીઓ, સ્ત્રી સહિત દસ હજાર દાસો અને પોતાનું સર્વ રાજ્ય પણ હસ્તિ સહિત ભેટ કર્યું. વૃષ્ણિકુલોત્પન્ન શ્રી કૃષ્ણે પણ ચૌદ હજાર શ્રેષ્ઠ હસ્તિ ભેટ કર્યા અને એ ઉપરાંત વળી કહ્યું કે " અર્જુન મારો આત્મા છે અને અર્જુનનો આત્મા હું છું. " પિતાશ્રી, એ સત્ય છે કે કૃષ્ણ વાસ્તે અર્જુન પોતાનો પ્રાણ પણ ત્યાગ કરે. વળી ચોળ અને પાંડ્ય દેશના રાજાઓ ગાય, ચંદન, સુવર્ણના ઘડામાં રસો, અગરૂચંદન, પ્રકાશમાન રત્નો વિગેરે લાવ્યા હતા. સિંહલ દેશના

રાજાઓ સેંકડો વૈદૂર્યમણિ અને મૌક્તિક લાવ્યા હતા. એ પ્રમાણે સમુદ્ર પેલેપારના અને સમુદ્રકિનારેના અને ઉત્તર પશ્ચિમ પૂર્વ અને દક્ષિણ દેશના સર્વે મ્લેચ્છો અને સર્વે રાજાઓ વિવિધપ્રકારની મૂલ્યવાન ભેટો લઈને આવ્યા હતા. એ સહુ જોઈ ઈર્ષ્યા અને ક્રોધરૂપી દાવાનળથી મને તો એમજ લાગ્યું કે "અહો અત્રે હોવા કરતાં હું મૃત્યુ પામ્યો હત તોજ વધુ સારૂં." વળી હીન અંગ, કુબડા અને વામનરૂપ મનુષ્યને દ્રૌપદીને ભોજન કરાવતાં જોઈ. સેવકજનો, બ્રાહ્મણો, બ્રહ્મચારીઓ, સન્યાસીઓ વિગેરેને ઉત્તમ પ્રકારનાં અન્ન અને વસ્ત્રાદિક પામતાં જોયાં. સંબંધીપણાને લીધે પાંચાલ અને વૃષ્ણિકુળના યાદવો અને સખાપણાને લીધે અંધકકુળના રાજાઓ સિવાય સહુ રાજાઓ કર આપતા હતા. દાનથી તૃપ્તિ પામતા ગરિબ લોકના આશિર્વાદથી એ સ્થળ ગાજી રહ્યું હતું. અને કોઈપણ વર્ણના મનુષ્યને ખાનપાન તથા શ્રેષ્ઠ અન્નવસ્ત્રાદિક અને અલંકારરહિત પણ મેં જોયા નહિ. "શત્રુનો નાશ થાઓ" એમ વેદમંત્રના ઘોષરૂપ આશિર્વાદ પોષણ પામતા ઋષિમુખે મેં શ્રવણ કર્યો. અને ગરિબલોકોને અન્નવસ્ત્રાદિકે કરી હર્ષથી ઉભાઈ જતા આનંદથી પ્રફુલિત થઈ રહેતા મેં તે સમગ્રે જોયા. એટલું જ નહિ પણ હા ત્યાં

## શાર્દૂલવિક્રીડિત

શાલે યુક્ત નૃપો સહસ્ર સહુએ ગોપાત્ર તો અર્પતા
સાહિત્યો અવભૃથ સ્થાન બનવા હોંસે લઈ સર્પતા
બાહ્લિકાદિ નૃપો સહુ ધરી ધરે અશ્વો ધ્વજ મુકુટો
ઋષિ નારદ વ્યાસ ધૌમ્ય પરશુ દે હા, અભિષેક તો !! ૧૭૫

અરે વળી હા !

## ઇંદ્રવજ્રા

પંખા કરે એ ભીમ અર્જુનો ત્યાં
ને સાત્યકી છત્ર ધરી ઉભો જ્યાં
હા ! માદ્રીપુત્રો ચમરો સુઢાળે
ને કૃષ્ણ સીંચે નીર હું જ સાલે !! ૧૭૬

રે વિશ્વકર્મા કહુ શંખ અર્પે
થાતાં અભિષેક તુ કૃષ્ણ મત્પે
હા નીર ચાલ્યું ચહુ દિશ વ્હેતું
એ હર્ષનાદો કહું કોણ સ્હેતું ?!! ૧૦૭

ઊભાં થતાં હા મુજ રોમ ત્યાં ત્યાં
કે કે નૃપો ભાન ભૂલી સુતા જ્યાં
એ એ દશા નૃપ, હું ઉર બાધા
જોઈ હસે યાદવ કાંત રાધા !! ૧૭૮

રે રે હસે ત્યાં વળી પાંડવો એ
ને શૌર્યશીલા સહુ યાદવો જે
હા ! હા ! દશા ત્યાં મુજ ભૂંડી જોતાં
કોને ન પિતા ! ઉર દુઃખ વ્હેતાં ?!! ૧૭૯

આટલું કહીને પણ ન ધરાતાં એ દુર્યોધન સંતપ્ત હ્રદયે વદતો રહ્યો કે " હે પિતાશ્રી ! હવણાં તો હુ યુધિષ્ઠિર કરતાં કોને પણ અધિક જોતો નથી. હાલને સમયે તો એજ સહુથી અધિક છે, સહુથી શ્રેષ્ઠ છે અને સહુ સમૃદ્ધિથી સહુએ કરતાં સમૃદ્ધિવાન છે. રંતિદેવ, નાભાગ, યૌવનાશ્વ, શ્રાદ્ધદેવ મનુ, વેનના પુત્ર પૃથુ, ભગિરથ યયાતિ તથા નહુષ રાજાઓ પણ એવા હતા નહિ. રાજન્ હરિશ્ચંદ્રસમ યુધિષ્ઠિર રાજસૂયયજ્ઞની સમાપ્તિને પામતાં હરિશ્ચંદ્રસમ સમૃદ્ધિ યુધિષ્ઠિરમાં આવી રીતે જોયા પછી હે પિતાશ્રી ! મારા જીવવામાં તમો કેવી રીતે શ્રેય માનો ? આવા આવા આઘાત, ક્ષોભ વિચાર અને કારણોથી જ હું વિવર્ણકાય થઈ ગયો છું, મારૂં શરીર શુષ્ક થતું જાય છે અને મૃત્યુ મને ઘેરી લેતું હોય તેમ મારી આસપાસ ફરી વળ્યું છે. " આ પ્રમાણે દુર્યોધને પોતાની કથાની સમાપ્તિ કરતાં એને એવા વિચારથી વિમુખ રાખવા પુનઃ સમજાવતાં મેં કહ્યું કેઃ—

**મંદાક્રાંતા**

દ્વેષો લેવા કદિ નહિ ઘટે જ્યેષ્ઠ હા પુત્ર એવા
ઈર્ષ્યા દ્વેષે નિજ જીવનનાં અંત શેં યાચી લેવા ?

દ્વેષો ના દે બળરૂપ વહે પાંડુપુત્રો અરે એ
ત્યાગી શોકો ઉર ઘુમવતો મોહ ક્યાં ના તજેરે !! ૧૮૦
શૌર્યે દ્રવ્યે સમરૂપ તુંયે, યત્ન શેં ના કરે તું ?
અર્પે દ્રવ્યો નૃપ સહુ તને પ્રેમ ક્યાં એ ન લે તું ?
ઇચ્છા એવી પરધનવડે દેહનો નાશ અર્પે
કાળો ગાળે સ્વધન સુખમાં કોણ એ શાંતિ કલ્પે ? ૧૮૧

અને વળી

ઇંદ્રવજ્રા

વિપત્તિ જોઈ નહિ દુઃખી થાતો
ને શૌર્ય ઉદ્યોગથી નમ્ર ધ્યાતો
ઇચ્છે કદિ ના પરદ્રવ્ય જે જે
સંપત્તિ સુખો સહુ દોડી રૂહે એ !!! ૧૮૨

માટે હે પુત્ર ! પાંડવરૂપી ભુજા તું મા કાપ ! તેમનું દ્રવ્ય એ તારૂં જ દ્રવ્ય છે. કેમકે તારા અને એ પાંડુપુત્રના પિતામહ એક જ પુરૂષ છે. માટે એ પાંડુપુત્રોરૂપ મિત્રોનો દ્રોહ કરવો તને ઘટે નહિ. મિત્રના દ્રોહથી કોપણ મનુષ્ય સુખ કે સ્વસ્થતાને પામતું નથી. એવા દ્રોહથી મહા અધર્મ પ્રાપ્ત થાય છે તો એવા અધર્મનો ભાગી તું શિદને થાય ? હે ભરતકુળમાં શ્રેષ્ઠ! ઇચ્છિત સુખ, ઇચ્છિત ફળ અને અનુભવને પામનોર પીડા રહિત એવો તું શાંતિને પામ ! ”

આટલું કહ્યા છતાં પણ દુર્યોધનને સ્વસ્થતા વળી નહિ અને એનું વિકારયુક્ત હૃદય ઊછળી નિકળ્યું કે:—

વૈશ્વદેવી.

જાણો શું ના હે પિતુ ! હું નીતિ ધર્મો ?
ક્યાં ? ક્યાં ? હા ભૂલો મોહશું ધર્મકર્મો ?!
નૃપો તો પાળે ધર્મ લૌકિક રીતે
સ્થાપે એ નીતિ દેવગુરૂ જ પ્રીતે. ૧૮૩

અરે પિતાશ્રી !

ઇંદ્રવજ્રા

ગોથાં શું આ ? ધર્મ અધર્મ વચ્ચે !
રાજા જનો તો નિજ સ્વાર્થ લક્ષે !

જ્યાં ત્યાંથી પામે જય એજ ઇચ્છા
જાણો સમૃદ્ધિ નૃપ એજ કક્ષા !! ૧૮૪

હા પિતા ! હા પિતા !

## ઇંદ્રવજ્રા

જોનો ન હા ! હા ! તમશું સ્વપ્નમાં !!
કો સ્વાર્થ સાધે પરબુદ્ધિ લસ્રા ? !
જ્યાં મોહ પામો પરબુદ્ધિ સેવી
કો સ્વાર્થ સાધો રૂપ આવું ટેવી ? ૧૮૫

હે પિતાશ્રી ! આવી રીતે તમો મોહ પામી તમારા સ્વાર્થને જાણી શકતા નથી, તમારો સ્વાર્થ શું છે તે પણ મુદ્દલે સમજી શકતા નથી. આવા ધર્મની અજ્ઞાનતામાં તમો તમારૂં એકલાનુંજ નહિ પણ સાથે મારૂંયે અહિત આદરો છો. શું એ મૂઢતા કે મૂર્ખતાનું સ્વરૂપ નથી ? વ્યવહારમાં એવાં સ્વરૂપને કોણે માન્ય કર્યું છે ? કયો રાજ્યપુરૂષ કે કયો સામાન્ય જન પણ વ્યવહારમાં એવાં સ્વરૂપનો સત્કાર કરી એ પ્રમાણે વર્તે છે ? એમ વર્તતાં એ કયા પ્રકારની બુદ્ધિરૂપ તુલનાને પ્રાપ્ત થાય છે ? ઐતિહાસિક દૃષ્ટાંતો શું શિખવે છે ? એવી બુદ્ધિથી કોણ શું પ્રાપ્ત કરી શકે છે ? સંસાર કે સૃષ્ટિક્રિયાની પ્રગતિને એવી બુદ્ધિ શુ રોધરૂપ થઈ પડતી નથી ? એવી બુદ્ધિથીજ શુ આપણે જ્યાં ને ત્યાં મહત્વત્ કાર્યને કર્મહીન બેસી રહેતા નથી ? એથીજ શુ આપણે આપણું સર્વસ્વ ગુમાવતા નથી ? હે પિતાશ્રી ! વ્યવહારથી વિપરીત આવી બુદ્ધિનો બોધ મને મા કરો ! એવી બુદ્ધિના પ્રયોગો મારી શ્રવણેંદ્રિય સમીપ પણ કદિયે મા લાવો. પિતાશ્રી એવી બુદ્ધિ, એવી બુદ્ધિની નિર્માલ્યતા અને ક્રિયાહીનતા મારે જોઈતાં નથી. એ કર્મરૂપ પ્રગતિનો માર્ગ નથી. પણ વૃદ્ધિ કે પ્રગતિના માર્ગને રૂંધનરૂપ મહત્ અંકુશ કે બંધનખાનાની અલ્લંઘનીય કોટરૂપ દિવાલ છે. તો એવા કોટમાં હે પિતાશ્રી હું કેમ બંધનયુક્ત થઈ રહું ? તમો એવા બંધનપાશમાં સીકડાઈ જકડાઈ ગયા છો અને એથીજ મને પણ ભ્રમમાં નાંખી મારા સ્વાર્થના વિરોધી થઈ મારો પણ દ્વેષ કરો છો. એમ કરવું શું તમને ઘટે છે ? શત્રુને વશ કરવા શત્રુને મહાત

કરવા, શત્રુનું દ્રવ્ય હરણ કરવા હરકોઈ પ્રકારની યોજના કે યુક્તિઓ અયોગ્ય હોય નહિ એજ રાજ્યનીતિનું સૂત્ર છે. આપણાં પડોસીની વૃદ્ધિ જોઈ આપણે જો હાથ પગ જોડી બેસી રહીએ તો એથી આપણે આપણા નાશનું જ નિમંત્રણ કરીએ છીએ. ભલે પછી એ આપણો શત્રુ હો કે મિત્ર હો! માટેજ પિતાશ્રી, આપણા કરતાં કોઈની પણ અધીક વૃદ્ધિ જો આપણે જોઈએ તો તે વૃદ્ધિનો અટકાવ કરવા, તેનો નાશ કરવા, એ વૃદ્ધિને જીતી સ્વસાધનમાં વશ કરવા હરેક પ્રકારે આપણે સતત ઉદ્યુક્ત તત્પર રહેવું જોઈએ. પછી એ વૃદ્ધિ ભલે મિત્ર કે શત્રુની હો! આજ સ્વાર્થ અને રાજ્યનીતિનાં મહત્ સૂત્રો છે. એનું જો આપણે આચરણ કરીએ નહિ તો આપણો વિનાશ આપણને જ ઘેરી પોતાના ઝપાટામાં લઈ એકદમ આપણને સ્વાહા કરી દે છે. એમાં શત્રુમિત્રનો ભેદ રહેતો નથી. કેમકે સ્વાર્થે કરી શત્રુ પણ મિત્ર થાય છે અને મિત્ર પણ શત્રુ થાય છે. તો આવા સ્વાર્થના અથડાટને લીધે બાંધવો અને એથી પણ અધિક પિતૃવ્યકો તો સ્વાભાવિક રીતે જ સહજ શત્રુ છે. તો એવા શત્રુની વૃદ્ધિ પ્રગતિ જોઈ હાથ પગ જોડી આપણથી મૌનરૂપ શાંત નિષ્ક્રિય કર્મ અને ક્રિયાહીન બેસીજ કેમ શકાય? હે પિતાશ્રી! માટે આવા પ્રશ્નો શું તમારે વિચારવા યોગ્ય નથી? એવા પ્રશ્નોને કોરે મૂકી આપણ શું એકપણ ડગ સૃષ્ટિક્રમમાં આગળ વધી શકીયે ખરા? હા! હા! પિતાશ્રી તમો તો ભ્રમણાથી કદિપણ મુક્ત થઈ શકના નથી. માટે તમારી આવી ભ્રમણામાં મને કદિયે સહભાગી મા કરો. એવો સહભાગી થવા હું કદિયે પણ ઇચ્છતો નથી. બે કારભારીથી ગૃહ વણસે છે. બે માલમથી વહાણ કિનારે પહોંચી શકતું નથી. તેમજ તમો પણ સત્તા સ્વહસ્ત રાખવા જતાં રાજ્યને હાની કરી મારૂં જ અહિત આદરો છો. માટે હવેથી હું તમારાં વાક્યને માન્ય કરી શકીશ નહિ. એટલું જ નહિ પણ હું હવે સ્પષ્ટ કહું છું કે હવેથી હું તમારાં વાક્ય માન્ય કરી કરીશ નહિ, એટલું જ નહિ, પણ તમારા બીજા પુત્રો પણ તમારી આજ્ઞાની અવજ્ઞા કરશે. તમારા બોધ હમને હિતકર્તા નથી. એ બોધ હમને રૂચે એમ નથી. એ બોધો હમારી હાની

અને નાશરૂપ જ છે. દ્યૂતેકરી શત્રુની સમૃદ્ધિ સરળતાથી હરણ કરી શકાય છે. માટે જ પાંડવોની લક્ષ્મી હરણ કરવા અર્થે દ્યૂત સિવાય અન્ય કોપણ પ્રતિકાર હું જોઈ શકતો નથી. તમો કહો છો કેઃ—" પાંડવો આપણા શત્રુ નથી," "પાંડવો સાથે સમતા રાખવી." પણ હે પિતાશ્રી! જે શત્રુવટ રાખે તેજ શત્રુ નથી પણ સ્વાર્થના અથડાટ રૂપ એ પ્રાંડવો તો આપણા સહજ જ શત્રુ છે. એ પાંડવોથી આપણને પરિતાપ થાય છે, આપણે ઝાંખા પડીએ છીએ. એ પાંડવોથી જ આપણાં ઉદય, કીર્ત્તિ, તેજ, યશ, માન, પ્રતિષ્ઠા, આપણી વૃદ્ધિ કે પ્રગતિ અને આપણાં લક્ષ્મી આદિક સહુને જ હાની પહોંચે છે. તેથી જ એ પાંડવો આપણા શત્રુ છે. મિત્ર અને સ્નેહી છતાં આપણા એ પાંડવો સહજ શત્રુ છે. કેમકે આપણી ગતિને એઓ રોધકરતા છે. એટલું જ નહિ પણ એ પાંડવોથી આપણાં ઉરમાં આપણને ક્લેશ અને દુઃખાદિક અનેક વ્યથાઓ અનિચ્છતાં છતાંયે સ્વાભાવિક પ્રાપ્ત થઈ આપણને શોકરૂપ સાગરમાં ડૂબાડી દે છે. તો હે પિતાશ્રી! એ શું સહુ સહન થઈ શકે એમ છે? એ શું સહુ સહન કરી શકાય એમ છે? એટલા જ માટે શત્રુને પીડવા, મહાત્ કરવા કે એમને પીડા આપવી એજ શ્રેષ્ઠ ધર્મ છે. શત્રુની સમૃદ્ધિ ગમે તે પ્રકારે હરી લેવી એજ શ્રેષ્ઠ કર્તવ્ય કે કર્તવ્યરૂપ છે. અને એથી જ હે પિતાશ્રી! એજ શ્રેષ્ઠ રાજ્યધર્મ છે. પૂર્વે ઇંદ્રે કોઇનો પણ દ્રોહ ન કરવાનો સંકલ્પ કર્યા છતાં નમુચી નામના દૈત્યનું મસ્તક કાપી નાંખ્યું હતું. શત્રુવિષે એવીજ વૃત્તિ પરંપરાથી ચાલી આવે છે. એજ સ્વાભાવિક ક્રમ છે. હે પિતાશ્રી! શત્રુની સમૃદ્ધિ તમને પ્રીતિકર મા થાઓ! કેમકે શત્રુની સમૃદ્ધિ હરી લેવી એજ શ્રેષ્ઠ રાજ્યધર્મ છે. પિતાશ્રી! પાંડવોની સમૃદ્ધિ જ્યા સુધી મેં જોઈ ન હતી ત્યાં સુધી મને મુદ્દલે ખેદ ન હતો. પણ હવે તો હે પિતાશ્રી! ક્યાં તો હવે હું પાંડવોની સમૃદ્ધિને પામું કે ક્યાં તો યુદ્ધમાં નાશ પામી મૃત્યુવશ થાઉં એજ મારો સંકલ્પ અને એજ મારો નિશ્ચય છે. કેમકે પાંડવોથી ગૌરવ, તેજ, લક્ષ્મી, યશ અને કીર્તિ આદિકમાં હું મારી ન્યૂનતા કિંચિત્ કાળ પણ હવે સહન કરી શકતો નથી." આ પ્રમાણે દુર્યોધને પોતાની વાણી બંધ કરી કે સુબળસુત શકુની દુર્યોધનની વાણીને

પુષ્ટિ આપતો વદવા લાગ્યો કે " હે નરેંદ્ર! પૂર્વે નળાદિ રાજાઓ દ્યુત રમ્યા હતા પણ કંઈએ યુદ્ધ થયું ન હતું અને નાશ પણ પામ્યા ન હતા. માટે દ્યુત રમવું અને દ્યુતથી દ્રવ્ય હરણ કરવું એજ પરંપરાની નીતિ છે." ત્યારે વળી દુર્યોધને કહ્યું કે " હે પિતાશ્રી! એજ શ્રેષ્ઠ, ઉત્કૃષ્ટ અને રાજ્યધર્મને અનુસરતો માર્ગ છે. માટે કોઈ પણ પ્રકારના લોવિલમ રહિત અવિલંબે દ્યુત માટે સંમતિ આપો." આથી અકળાઈ ઉઠતાં મેં કહ્યું કે " હે દુર્યોધન, તારાં વચન મને રૂચતાં નથી. બુદ્ધિશાળી વિદુરજીએ પણ દ્યુતને ક્ષત્રીઓના નાશરૂપ કહ્યું છે. અને પરિણામે મહત્ વિનાશરૂપ વિષ જ પ્રાપ્ત થશે એમ જણાવ્યું છે અને તું હઠ લઈ બેઠો છે તો અવશ્ય તેમજ બનશે. તું અવશ્ય નાશ પામીશ અને છેવટે પશ્ચાતાપરૂપી દાવાનળ જ સ્વાહા કરતો તને આશ્રયરૂપ થઈ રહેશે. ખરેખર દૈવ જ બળવાન છે!" આ પ્રમાણે મારી સમજાવટનો અંત આવતાં મેં દ્યુત રમવા સભાસ્થાન તૈયાર કરવા આજ્ઞા આપી. પરિણામે પાંડવો હાર્યા, વન ગયા, તેમની સમૃદ્ધિ આદિક દુર્યોધનને પ્રાપ્ત થયાં, અને એ વનવાસ પણ પૂર્ણ થયો. અને હવે ગુપ્તવાસના છેવટના વર્ષનું જ તેઓ સેવન કરે છે. જેથી એ ગુપ્તવાસ પૂર્ણ થશે કે એ પાંડવો શું કરશે એજ પ્રશ્ન મને અતિશય પરિતાપ અર્પે છે. આજ કેટલોક સમય થયાં મને નિદ્રા નથી. આજનો દિવસ અને રાત્રી પણ એજ વિચારમાં વ્યતિત થઈ ગયાં છે. માટે પુનઃ વિદુરજીને બોલાવી મંત્ર કરૂં કે હવે શું કરવું યોગ્ય છે. હા ખરેખર

ઇંદ્રિવજ્રા

થાઓ કદિ ક્લેશ ન પાંડુપુત્રે
સુખે સ્વ સેવો ધન નીતિ સૂત્રે
ઇચ્છા હું ઉરે શુભ માર્ગ ફ્રેહેતી
કાળે ક્રિયા હા અહિં જુદી વ્હેતી!! ૧૮૬

(આવા આવા મનોભાવમાં ધૃતરાષ્ટ્ર જ્યમત્યમ નિદ્રાવશ થઈ જાય છે.)

ઈતિ તૃતિય અંકે પ્રથમ પ્રવેશ.

# પ્રવેશ ૨ જો.

## હસ્તિનાપુર–ધૃતરાષ્ટ્રભવન. પ્રાતઃકાળ.

**ધૃત૦**—( સ્વગત ) જ્યમ ત્યમ નિદ્રા આવી ન આવી એટલે મારૂ વ્યગ્ર રહેતું મન ભયભીત જાગૃત થઈ જાયછે. પાંડુપુત્ર વન ગયે છતે પુત્રસ્નેહને લીધે મારા જીવને શાંતિ નથી. વનવાસ પૂર્ણ થતાં એ પાંડુપુત્રો પુનઃ વેર લેશે. મારા પુત્રો કરતાં એઓ બલિષ્ટ છે. એઓને શ્રી કૃષ્ણની સાહાય્ય છે. અને એઓ પણ શું ન કરી શકે એમ છે? આવા આવા વિચારે હું અંતરે અંતરે પરિતાપ પામતો રહું છું અને જેમ જેમ એ વનવાસ પૂર્ણ થતો જાય છે તેમ તેમ એ પરિતાપ વૃદ્ધિ પામતો રહ્યો છે. વનવાસમાં એઓનું પ્રયાણ થતાં જ મે વિદુરને સમીપ બોલાવ્યો. પાંડુપુત્ર પ્રત્યે થયેલ અન્યાયથી મારો પરિતાપ કથ્યો, મારા હૃદયની શાંતિ ભંગ થયેલી જણાવી, અને વિદુરને કહ્યું કે— “ હે ભ્રાત ! હું તારાથી સાંત્વન ઇચ્છુ છું. ” એમ કરતાં ભીમ અર્જુનનાં શૌર્ય, પરાક્રમ, બળ, તેજ અને શસ્ત્રઅસ્ત્રની પ્રશંસા કરી. દુર્યોધનનો અનાચાર કહી સંભળાવતાં પૂછ્યુ કે “ ભ્રાત ! હવે એ સહુનો પ્રતિકાર શુ ? ” ત્યારે વિદુરે તો દુર્યોધનને કુળઘ્ન તરીકે એને મને ત્યાગ કરવા કહ્યુ, પાંડુપુત્રને પુનઃ રાજ્ય આપવાનો મને બોધ કર્યો, અને દુર્યોધન જો એમ ના કરે તો દુર્યોધનને કેદ કરવા કહ્યું, અને એમ કરીને પણ યુધિષ્ઠિરને પુનઃ રાજ્યાસન ઉપર સ્થાપિત કરવા કહ્યું, અને વળી એ વિદુરે ઉમેર્યું કે કરેલા અપરાધ માટે દુઃશાસન તેમની માફી માગે. આ સહુ તે સમયે મારૂ હૃદય સહન કરી શક્યું નહિ. વિદુરને મમ પુત્રના હિતનો તે સમયે દ્વેષી ધાર્યો અને એને પાંડવોનું જ હિત ઇચ્છનાર ધાર્યો. એટલું જ નહિ પણ એ વિદુરમાં કપટભાવ આરોપણ કર્યો. મારૂ હૃદય આવી સ્થિતિ પ્રાપ્ત કરતાં વિદુરનો મેં તિરસ્કાર કર્યો. આથી વિદુર કામ્યક વનમાં પાંડુપુત્ર સમીપ ગયો. એ જાણતાં તો ઉલટું મારૂ હૃદય વધુ તપવા લાગ્યું. હૃદયને અનેક અકળાટ, ક્ષોભ અને ભયના અથડાટ ઉદ્ભવ થવા લાગ્યા. સમુદ્રના વિચિસમ હૃદયના અનેક ઉભરા આમનેમ

પછાડા મારવા લાગ્યા. વિદુરને કરેલા તિરસ્કાર માટે હૃદય પશ્ચાતાપ કરવા લાગ્યું. એજ હૃદય વિદુરનાં ગુણ, વિદુરનાં ધર્મજ્ઞપણાં, વિદુરનાં સત્ય અને વિદુરનાં નિષ્પક્ષપાતપણાંનું યશોગાન કરવા લાગ્યું. એજ હૃદય વિદુરનો મારા પ્રત્યે પૂજ્યભાવ અને મારા પ્રત્યે સ્નેહ સ્મરવા લાગ્યું. અને એમ થતાં તો વિદુર વિનાનું જીવન સર્વત્ર અંધકારમય જ દિસવા લાગ્યું. સર્વત્ર નિરાશા પ્રસરવા લાગી અને મૃત્યુ જાણે સમીપ થતું હોય એમ દિસવા લાગ્યું. આ મારૂં અંગ અન્ય નૃપોની સન્મુખ દેહની શુદ્ધિ અને હૃદયનું ભાન પણ ભૂલી બેશુદ્ધ થઈ ગયું. અને પુનઃ શુદ્ધિ પ્રાપ્ત થતાં અકળાટ, ખેદ અને પશ્ચાતાપ સેવતાં મારાં હૃદયે સંજયને વિદુરને મુજ સમીપ નિમંત્રી લાવવા કહ્યું અને જણાવ્યું કે વિદુર વિના મારૂં જીવન ટકી શકે એમ નથી. વિદુરે મારૂં કાંઈપણ અપ્રિય કર્યું નથી. વિદુર મહાબુદ્ધિશાળી છે. એ મારામાં સ્નેહશીલ પૂજ્યભાવ રાખે છે એટલુંજ નહિ પણ એ સાક્ષાત ધર્મરૂપ જ છે. એ વિન મારૂં હૃદય ભેદાય છે. આવાં મારાં વચનથી, આવા મારા હૃદયભાવથી સંજય વિદુરને મુજ સમીપ પુનઃ લઈ આવ્યો. વિદુર મુજ સન્મુખ થતાં મારાં હૃદયનું ક્લેશ ચિત્ર એને કહી દર્શાવ્યું. રાત્રી દિવસ નિદ્રાનો ત્યાગ એને વિદિત કર્યો. એનાં નિષ્પાપપણાં અને ધર્મજ્ઞપણાં માટે પ્રશંસા કરી. તેજ અને લક્ષ્મી રહિત આ મારાં હૃદયની સ્થિતિનું ચિત્ર દોર્યું. અને મારાથી થએલ તિરસ્કાર અને અપરાધ માટે એ બુદ્ધિશાળી વિદુરની ક્ષમા માગી અને ખોળામાં લઈ એના કેશ સુંઘ્યા. એના પ્રત્યુત્તરમાં વિદુરજીએ પ્રેમપૂર્વક પૂજ્યભાવ જણાવ્યો. વડિલ બંધુના અપરાધ ક્ષમારૂપ કહ્યા. અને મારાં દર્શનથી સ્વઆનંદ પ્રદર્શીત કરતાં કહ્યું કે મમ અને પાંડુપુત્રો તો તેને સમાનજ છે. તેણે જે વાણી ઉચ્ચારી હતી તે દુર્યોધન પ્રત્યે દ્વેષને લીધે ન હતી અને વળી ઉમેર્યું કે પાંડવો પ્રત્યે જે કંઈપણ પક્ષપાત દિસતો હોય તે તો ધર્મને પરવશપણાંથી જે સ્થિતિની વિપર્યતા પ્રાપ્ત થાય તે તરફ્ જે દયા ન્યાય અને કોમળતાની લાગણી ધર્મજ્ઞ પુરૂષોમાં ઉદ્ભવ પામે તેનુંજ માત્ર પરિણામ હતું. એની વાણીથી મારૂં હૃદય વિશેષ પીગળી પરમ આનંદ અનુભવવા લાગ્યું. પણ દુર્યોધનને વિદુરજીનું પુનઃ આવાગમન રૂચ્યું

નહિ. અને દુઃશાસન કર્ણ અને શકુની સંગે વનમાં પાંડવોનો નાશ કરવા દુર્યોધન તૈયારી કરી નીકળ્યો. પૂજ્ય અને સમર્થ વ્યાસજીને એ ભાવ દિવ્ય દ્રષ્ટિથી હૃદયગોચર થતાં એઓ દુર્યોધન સમીપ આવ્યા. દુર્યોધનને એનાં દુષ્કૃત્યથી વાર્યો અને મુજ સમીપ આવી દુર્યોધનના પાંડવને વનમાં નાશ કરવા જવારૂપ કપટભાવનું વૃત્તાંત મને કહી સંભળાવ્યું અને બોધરૂપ વાણી કહેવા લાગ્યા કે દુર્યોધન એ સારૂં કરતો નથી. દુર્યોધનની એ મૂર્ખતા જ છે એમ જણાવી એને વારવા કહ્યું. અને એમ ન થશે તો દુર્યોધન નાશ પામશે એમ કહ્યું. સંબંધી સાથે વૈર નિંદાપાત્ર કહ્યું. એથી અધર્મ અને અપયશ પ્રાપ્ત થતાં જણાવ્યું અને એથી મને મોટા અન્યાયની પ્રાપ્તિ કહી. દુર્યોધન વનમાં જઈ યુધિષ્ઠિર સંગે સ્નેહ પૂર્વક રહો એમ કહ્યું અને એવા સ્નેહથી સર્વ ઇચ્છિત કાર્યની સિદ્ધિ જણાવી. વળી ઉમેર્યું કે મનુષ્યનો જેવો સ્વભાવ હોય તેવો સ્વભાવ મૃત્યુ પહેલાં મટતો નથી જેથી દુર્યોધન અવશ્ય નાશ પામશે કેમકે દુર્યોધન કદિયે સમજે એમ નથી. વળી દ્યુતની અવગણના કરતાં પૂછ્યું કે "દ્યુત શું યોગ્ય હતું?" "ભીષ્મ દ્રોણ વિદુરે અને મેં એ કાર્ય શું યોગ્ય ધાર્યું હતું?" "એથી શું દ્રવ્ય વૃદ્ધિ પામતું રહ્યું છે?" "એથી શું ક્લેશ ઓછા થતા રહ્યા છે?" પ્રત્યુત્તરમાં મેં જણાવ્યું કે દ્યુત હું સારૂં માનતો નહતો પણ વિધાતાએ જ મને એ તરફ ખેંચ્યો. કેમકે ભીષ્મ, આચાર્ય દ્રોણ, વિદુરજી અને ગાંધારીએ દ્યુતનો નિષેધ કરી મને વાર્યા છતાં મોહપાશથી યુધિષ્ઠિરને મેં દ્યુત રમવા કહ્યું. કહો કે આજ્ઞા કરી. કેમકે મારા પ્રત્યેના યુધિષ્ઠિરના પૂજ્યભાવને લીધે મારાં વચનમાત્રને યુધિષ્ઠિર આજ્ઞારૂપ જ ગણે છે. એમ છતાં મેં સમર્થ વ્યાસજીને કહ્યું કે મારૂં શ્રેય ન થાય તો પણ પુત્રસ્નેહ કે પુત્રપાશને લીધે દુર્યોધનનો ત્યાગ કરવા હું સમર્થ થતો નથી. ત્યારે વ્યાસજીએ કહ્યું કે "પુત્રસમાન અન્ય કો શ્રેષ્ઠ નથી." એમ છતાં પણ ઇંદ્ર સમીપ સુરભીના સ્વ ગરીબ અને દુર્બળપુત્રનાં અર્થરૂપ દૃષ્ટાંતથી હાલ દુર્બળ અવસ્થાને પ્રાપ્ત થએલ પાંડુવપુત્રો ઉપર દયા અને સમાનભાવ રાખવા બોધ કર્યો. હું વિદુર અને પાંડુપુત્રો એ સહુ એમને સમાન છતાં કપટ એ શું એ જે પાંડુપુત્રો મુદ્દલે જાણતા નથી તેમને અર્થે એમનું હૃદય ભેદાતું કહ્યું અને એટલા જ

અર્થે દુર્યોધન પાંડુપુત્ર સાથે સ્નેહથી વર્તે એમ જણાવ્યું. એ પરથી મેં પૂજ્ય વ્યાસજીને દુર્યોધનને સમજાવવા બોધ આપવારૂપ અનુગ્રહ કરવા અને દયારૂપ કાર્ય કરવા કહેતાં વ્યાસજીએ કહ્યું કે પાંડવોને મળી મૈત્રેયઋષિ અત્ર આપણને મળવા આવે છે તે સહુનું કલ્યાણ થાય એમ દુર્યોધનને સમજાવશે અને દુર્યોધન નહિ માનશે તો એ મહા સમર્થ ઋષિ ક્રોધથી શાપ આપશે. એટલું કહી એઓ તો ચાલ્યા ગયા. મૈત્રેય આવ્યા. દુર્યોધને એમનું કહેવું શ્રવણ ન કર્યું એટલું જ નહિ પણ ઉલટાં સ્વસાથળ ઠોકયાં. એ મહાભાગ ઋષિને કાંઈપણ પ્રત્યુત્તર આપ્યો નહિ, પણ એ દુર્યોધન ભૂમિ ખોતરવા લાગ્યો અને પીઠ ફેરવી બેઠો. આ ઉપરથી તો એ મહાભાગ ક્રોધાવિષ્ટ થઈ ગયા અને પોતાનાં વચનનાં પરિત્યાગરૂપ ફળપ્રાપ્તિ મળવાનો શાપ આપતાં જણાવ્યું કે પાંડવો પ્રત્યે દુર્યોધનના દ્રોહને લીધે .મહા બળવાન ભીમસેન દુર્યોધનનાં બેઉ સાથળો ભેદશે. આ સહુ સ્મરણપથ થતાં આજ પણ મારૂં હૃદય ભેદાય છે, જીવને સ્વસ્થતા નથી. માટે વિદુરજીને સમીપ બોલાવું. ( એમ ધારી પ્રકાશ ) પ્રતિહાર.

પ્ર૦—( પ્રવેશી નમન કરતાં ) મહારાજનો જય.

ધૃ૦—વિદુરજીને આમંત્રણ કરી લાવ.

પ્ર૦—જેવી મહારાજની આજ્ઞા. ( જાય છે )

( વિદુર આવી રહેતાં )

વિ૦—મહારાજને હું અભિવંદન કરૂં છું.

ધૃ૦—વિદુર ! તું આવ્યો એ ઘણું સારૂં થયું. અત્ર બેસ.

વિ૦—હું બેસું છું.

ધૃ૦—ભ્રાત ! આજ મારૂં મન અતિ વ્યગ્ર રહે છે.

## ગીતિ

જાણું હું નહિ ભ્રાતા, કવણ ઉપાયે જીવન મમ ઠરશે,
પીડે જ્યાં ઉરબાધા, શિથિલ હૃદય પરિતાપ કુણ કહશે ? ૨૮૭

હે ભ્રાત !

## શિખરિણી

ખરે જ્યાં સંતાપે કલહ વધતો પુત્ર ઉર જે
ન આપે નિદ્રા એ—" સમય મળનાં શું ફળ ધરે ? "
અહા પાંડુસુતો નહિ નહિ જ મિથ્યા તપ ચરે
પ્રજાળે એ શાંતિ–" દહન કરશે કયાં નહિ અરે ?!! " ૧૮૮

સ્ફુરંતા એ હ્રદે વિપરીત ગાંત શું ન ભરશે ?
તપંતા તાપે એ ઉરદહન કયાં ? કયાં ? ન કરશે ? !
વહે એ જ્યાં શૌર્યે ત્રિભુવનશું કો હામ ભીડતું ?
ન ચાલે ઉપાયો ઉર વહતું જ્યાં વિશ્વ હરતું ? ! ! ૧૮૯

હા ભ્રાત ! હા ભ્રાત !

કયાં એ ભ્રાતા ? કયાં એ પાંડુ ? કયાંય હા ! એના સુત રે
હા ! હા ! કાળે દહેલની...ક્રિયા સહુ અદ્દ્ભુત રે ! ૧૯૦

વે૦—( એકાએક વચ્ચે ) ભ્રાતશ્રેષ્ઠ ! આવા શોકાવેશથી શું ?

ગૂ૦—હા ભ્રાત ! હું એજ કહું છું. હે ધર્મજ્ઞ, મારૂં હ્રદય અતિ તપે છે તો તપાયમાન હ્રદયની ક્રિયા શોકાવેશપૂર્વક વિન અન્ય કા હોઈ શકે ?

વે૦—કાળ, સમય. પ્રસંગ પાત્ર અને જમાનાપૂર્વક ધર્મ અને નીતિનું જ્ઞાન એ સહુનું શમન કરે છે.

ગૂ૦—માટે જ ભ્રાત અત્ર તારૂં નિમંત્રણ કર્યું છે. કેમકે તારામાં એ સહુ સુસ્થાપિત થયાં છે કે જેથી કરી મારાં બળતાં હ્રદયને કંઈક શાતા વળે.

વે૦—ભ્રાત ! એનું કથન માત્ર શ્રવણ કરવા કરતાં એમનું હ્રદયપૂર્વક અંતર અવલોકન એજ વિશેષ આવશ્યક કે ફળદાતા છે. સ્થિરબુદ્ધિની તુલનાશક્તિથી અવલોકનપૂર્વક યોગ્યનાં યોગ્ય કેંદ્રબિંદુ સ્થાપન થઈ, એ માટે તો, સહુ બિંદુને સહુની યોગ્યતાપૂર્વક જ માર્ગ અપાતો રહેવો જોઈએ.

ગૂ૦—પણ ભ્રાત ! જ્યાં હમારી દ્દઢતા ટરતી નથી ત્યાં માર્ગ તુલનાશક્તિ અને અવલોકનશક્તિની શી કથા ?

વે૦—એ માટે શ્રદ્ધાબિંદુને બળવત્તર કરવું.

ગૂ૦—અરે ભ્રાત ! સહુ વાંધા અને મુસ્કેલી અત્ર જ છે. હમારી શ્રદ્ધા

શ્રદ્ધા નથી. હમારી શ્રદ્ધા તો માત્ર વસ્તુનાં દર્શનવાળી જ હોય છે. જેથી એને બિંદુનું તન્મયતા સ્વરૂપ પ્રાપ્ત થઈ શકતું નથી.

વિ૦—એ માટે વૃત્તિનાં લાલસામય સ્વરૂપને પલટાવનાં રહેવું જોઈએ અને એમ પલટાવતાં વૃત્તિમય સ્વરૂપનો તદન નાશ થવો જોઈએ.

ધૃ૦—ભ્રાત! વૃત્તિની લાલસા છૂટવી એ શું તું સ્હેલું ધારે છે?

**મંદાક્રાંતા**

જ્યાં જ્યાં સ્વાર્થી હૃદય ભમતા આવીને અંગ ભેદે
મોહે વૃત્તિ થનથન મચે ક્ષોભ ત્યાં કોણ છેદે?
ઉલ્લાસો જ્યાં નવીન રસમાં અંગને હર્ષ દેતા
ત્યાગી ભાવો રસરૂપ વહે દુઃખ કો માગી લેતા?!! ૧૯૧

વિ૦—ભ્રાત! દુઃખની ભાવનાની તમો શું કલ્પના બાંધો છો? સ્નેહનો વિરહ, બળ બુદ્ધિ અને શૌર્યસહ રસ અને જ્ઞાન છતાં કાળે પ્રાપ્ત થતાં નિષ્ક્રિયપણાંથી પ્રાપ્ત વૈભવ, સુખ, સત્તા, લક્ષ્મી, ગૌરવ અને મહત્તાદિકનો નાશ, ગૃહિણીના ક્ષોભ, દૈન્ય ઉપાલંભ જે સહુ તીવ્રમાં તીવ્રતર કષ્ટ, કલેશ કે દુઃખ કહી શકાય તે અથવા તો અરણ્યભૂમિમાં નિવાસસ્થાન અને અજ્ઞાતવાસ એ દુઃખ તો તમને નથી?

ધૃ૦—હા, એ સત્ય છે. પણ અંતર બેચેની ભયનાં સ્વરૂપથી ધ્રૂજે છે. ઉર પરિતાપ પામે છે અને "હા! હા! આમ થાય તો હૃદયની શી અવસ્થા?" આવા આવા વિચાર હૃદયને અકળાવી ગભરાવી કલેશમય કરી મૂકે છે. જેથી કોઈપણ પ્રકારની શાંતિ પ્રાપ્ત થઈ શકતી નથી.

વિ૦—પણ હૃદય જ્યાં સત્ય અને સ્વનિષ્ઠામાં શ્રદ્ધાન્વિત હોય, ન્યાય, ઔદાર્ય, પરોપકાર અને સ્નેહશીલવૃત્તિથી વર્તતું હોય, પ્રેમને પોષતું હોય, આત્મરૂપ સમાનતા જાળવતું હોય ત્યાં કોઈપણ પ્રકારના ભયને અવકાશ હોઈ શકતો નથી.

ધૃ૦—એ સહુ સૂત્રો તો સહુ કોને માન્ય છે. પણ વ્યવહારના આચારમાં એમનું વર્તન અનુકૂળતાપૂર્વક હોઈ કે અનુકૂળતાપૂર્વક પ્રાપ્ત થઈ શકતું નથી. ખડા થતા પ્રસંગો એથી વિમુખ રાખવા સદા તત્પર જ હોય છે. એ અર્થે સંસર્ગનું વાતાવરણ ભેદવું એ તો અનિવાર્ય જ છે. "આપણું જાય છે, આપણે ગુમાવીએ છીએ, આ વસ્તુ, આ

સવડ, આ વૈભવ કે આ લક્ષ્મી આપણી પાસે નથી, એવો વૈભવ, એવી સવડતા અને એવી લક્ષ્મી આપણને શી રીતે પ્રાપ્ત થઈ શકે ?" એ સહુ વૃત્તિસ્વરૂપનું વિડારણુ અનિવાર્ય જ છે. એ સહુ અંતરાયભૂત થતાં એમનું ઉલ્લંઘન કરવું, વ્યવહારમાં પલોટાયલી લાલસામય વૃત્તિને સ્વવૃત્તિથી ભિન્નવૃત્તિ ઉપર ફેરવવું એ તો સહુ ન ભૂતો ન ભવિષ્યતિ જેવું છે. અને એથી પણ અધિક એમ કરતાં તો સૃષ્ટિક્રમના માર્ગરૂપ, અરે વિકાસરૂપ આપણે આપણી વૃદ્ધિ કે પ્રગતિ ગુમાવીએ છીએ.

વિ૦—વૃદ્ધિ કે પ્રગતિ તો આત્મવિકાસની જ હોવી જોઈએ. વૃત્તિની, લાલસામય વૃત્તિની વૃદ્ધિથી તો ઉલટાં આત્મવિકાસની પ્રગતિને હાની પહોંચે છે. આત્મવિકાસની વૃદ્ધિ જ સહુ પ્રકારની વૃદ્ધિને સુખસાધ્ય કરે છે. એવા આત્મવિકાસસ્વરૂપની સમજ ન હોવાથી કે એવા આત્મવિકાસ સ્વરૂપમાં શ્રદ્ધા ન હોવાથી જ લાલસામય વૃત્તિ સુકાન રહિત નાવસમ સુકાન રહિત હૃદયને આમતેમ ભમાવી, અથડાવી પછાડી ચૂરેચૂરા કરી દે છે.

ધૃ૦—હૃદયને સુકાન શું ?

વિ૦—આત્મસ્વરૂપનું જ્ઞાન અને એ તરફ શ્રદ્ધા, દૃઢતા અને નિષ્ઠાપૂર્વક વર્તન એજ સુકાન. પણ હે ભ્રાત ! જ્યાં તમોમાં વર્તને વાસ કર્યો નથી તો જ્ઞાનરૂપ શાંતિની કથા જ શી ?

ધૃ૦—હા ભ્રાત ! દુર્યોધનના પાશમાં એ વર્તન હું જાળવી શકતો નથી.

વિ૦—જ્યારે હવે તમને આવો તીવ્ર શોકાવેશ પ્રાપ્ત થયો છે તો એવાં વર્તન માટે નિશ્ચયતાપૂર્વક દૃઢતા પ્રાપ્ત કરો.

ધૃ૦—હું તેમ કરવા પ્રયત્ન કરીશ, પણ એ અર્થે હવે માર્ગ શો ?

વિ૦—માર્ગ અન્ય શું હોઈ શકે ? દુર્યોધનને બોલાવો, એને સમજાવો અને પાંડુપુત્રને એમનું ન્યાયયુક્ત રાજ્ય પુનઃ સ્વાધીન કરવા કહી પાંડુપુત્રને એમનું રાજ્ય પુનઃ પ્રાપ્ત કરાવો. કેમકે હે ભ્રાતશ્રેષ્ઠ ! પાંડુરાયના સ્વર્ગવાસ પછી પૂજ્ય અને પવિત્ર વ્યાસજીએ વૃદ્ધ માતુશ્રી સત્યવતીને જે વાણી કહી હતી તે વાણી પળપળે સ્મરણ કરવાયોગ્ય છે. તે સમયે વ્યાસજીએ કહ્યું હતું કે " માતુશ્રી ! વખત હવે એવો આવે છે કે જેમાં દુઃખના દિવસો ઘણા આવશે, પૃથ્વિ રસરહિત થઈ

જશે, સર્વ લોક કપટયુક્ત અને પાપાચારી થશે. ધર્મ, સત્ક્રિયા અને સદ્‌વર્તનનો લાગ થશે અને દુર્યોધનની અનીતિથી આપણું કુળ નાશ પામશે. માટે હે માતુશ્રી ! યોગ ધારણ કરી તપોવનનો નિવાસ સેવો જેથી આપણાં કુળનો ભયંકર ક્ષય જોવામાં ન આવે. ” અને એજ કારણથી વૃદ્ધ માતુશ્રીસંગે માતુશ્રી અંબા અને અંબાલિકા પણ સહચારી થઈઓ.

ધૃ૦—( દીન થતાં ) હા ભ્રાત ! એજ સત્ય દિસે છે. પણ દુર્યોધનપર હવે મારી સત્તા હોય એમ લાગતું નથી. સર્વ સત્તા હવે તો એણે જ સ્વાધીન કરી લીધી છે.

વિ૦—ભ્રાતશ્રેષ્ઠ, તમોએ એ સત્તા સ્વહસ્તે જ સોંપી છે, એટલુંજ નહિ પણ હે ભ્રાત ! એ સત્તા તમોએ ગુમાવી છે. એમ છતાં પણ જે સત્તા રહી હોય તેનો ઉપયોગ કરી ન્યાય અને સત્યનાં ઋણમુક્ત રહેવા કર્તવ્યપરાયણ રહો અને એથી જ આપના આત્માને સંતોષ આપો.

ધૃ૦—ત્યારે મારે હવે શું કરવું ?

વિ૦—શૌર્યાન્વિત, પૂજ્ય અને ધર્મજ્ઞ પિતામહ ભીષ્મ, આચાર્ય દ્રોણ અને દુર્યોધનને અત્ર બોલાવો અને દુર્યોધનને બોધવચન કહી કહેવડાવી પાંડુપુત્ર પ્રત્યે ન્યાયયુક્ત રહી હજી પણ ઋણમુક્ત થાઓ.

ધૃ૦—હા, અવશ્ય હું એમ કરૂં. ( મોટેથી ) પ્રતિહાર.

પ્ર૦—( પ્રવેશી ) મહારાજાધિરાજનો જય.

ધૃ૦—પૂજ્ય ભીષ્મ અને દ્રોણાચાર્યને નિમંત્રણ કરી લાવ અને દુર્યોધનને કહે કે મંત્રગૃહમાં સત્વર હાજર રહે.

પ્ર૦—જેવી મહારાજની આજ્ઞા. ( જાય છે. )

ધૃ૦—ભ્રાત ! ચાલો આપણે પણ મંત્રગૃહમાં જઈએ.

વિ૦—જેવી આજ્ઞા. ( ઉભય ચાલી નીકળી મંત્રગૃહમાં આવી રહે છે. )
( એટલે )

પ્ર૦ ( પ્રવેશી ) મહારાજાધિરાજનો જય.

ધૃ૦—પ્રતિહાર શું છે ?

પ્ર૦—પૂજ્ય પિતામહ ભીષ્મ અને દ્રોણાચાર્ય પધારે છે.

ધૃ૦—એમને સત્વર પ્રવેશ કરાવ. ( ભીષ્મ અને દ્રોણ પ્રવેશતાં વિદુર સહ

ઉભા થઈ ) પિતામહ ! હું આપને પ્રણિપાત કરૂં છું અને આચાર્ય ! હું આપને નમસ્કાર કરૂં છું.

ભી૦—પુત્ર ! તારૂં કલ્યાણ હો.

દ્રો૦—હે રાજન્ ! શાંતિમય હો !

ભી૦—હમો સહુ બેસીએ છીએ અને ધૃતરાષ્ટ્ર, તું પણ આસન લે. ( સહુ બેસે છે. બેઠા પછી ) પુત્ર ! હમારૂં નિમંત્રણ શા અર્થે છે ?

ધૃ૦—પિતામહ ! મારાં હૃદયને શાંતિ ન હોવાથી મેં વિદુરજીનું નિમંત્રણ કર્યું હતું અને એ અર્થે જ એમની સૂચનાથી આપ સહુનું અત્ર નિમંત્રણ કર્યું છે.

ભી૦—વિદુરની સૂચના નિષ્પ્રયોજન હોય નહિ.

ધૃ૦—હા પિતામહ, દુર્યોધનને પણ અત્ર બોલાવ્યો છે અને મારાં હૃદયની શાંતિ અર્થે આપ સહુની સમક્ષ એનાં હૃદયને અસર કરવા અને સમજાવવા હું ઇચ્છું છું. અને હવે એજ મારાં ઉરની શાંતિનું સાધન માનું છું.

ભી૦—દુર્યોધન અતિ દુરાચારી છે. સ્વાર્થ આગળ તે ન્યાય, સત્ય, સમાનતા, સ્નેહ, પ્રેમ, હૃદયની આર્દ્રતા, કોમળતા, સરળતા, તીવ્રતા, હૃદયની શુદ્ધિ અને હૃદયનાં નિર્મળતા, પવિત્રતાદિક ગુણો એનું કઠોર નિષ્ઠુર અને પાપાચારી હૃદય જોઈ શકતું નથી. એટલું જ નહિ પણ ઉલટાં પળપળે એ ગુણોનો ઘાત કરવાનો દુષ્ટાચાર વર્તતો પ્રવર્તાવતો અને એ માટે અધમ, નીચ અને સ્વાર્થી સૂત્રો સ્થાપિત કરતો આચરણમાં મૂકતો એ વધ્યો જાય છે. જે મનુષ્યના ઉદય અને શાંતિનું શુભ ચિહ્ન નથી.

ધૃ૦—હા, પિતામહ ! એ હવે અનુભવસિદ્ધ થતું જાય છે. પુત્રપાશમાં હું એ પ્રથમ જોઈ શકતો ન હતો. પણ હું નિરૂપાય છું. મારી મનોવૃત્તિને એ દુર્યોધન ઉથલાવી ભમાવી સત્યસ્વરૂપના સંશયયુક્ત કરી દે છે. એટલું જ નહિ પણ સંસર્ગીઓની બુદ્ધિને અનુસરતાં તેમની બુદ્ધિને જ અનુરૂપ થતાં મારાં વચનોને પણ કોરે મૂકવાની અમર્યાદા કરવા પણ હવે તો એ ચૂકતો નથી.

ભી૦—અત્ર કાળ જ બળવાન છે. એમ છતાં પણ હે પુત્ર ! એવાં અમ-

ચદ્રિશીલ વર્તનના ઉદ્દ્ભવ અર્થે તું પોતે જ બીજરૂપ થઈ પડ્યો છે. હૃદયના શુદ્ધ, કોમળ, આર્દ્ર અને શૌર્યશીલ ઉચ્ચ ગુણોનો નાશ કરવા તેં પોતે જ સંમતિ આપી છે અને હવે જ્યારે તું સ્વહૃદયના દોષ જાણતાં એ સંમતિ ખેંચી લેવા ધારે છે તો વૃદ્ધિ પામેલ વૃત્તિનું બળ હવે કેવી રીતે વશ થઈ શકે ? એને તો સ્વતંત્ર ગતિ અને બળ પ્રાપ્ત થવાથી તારી પણ દરકાર કર્યા વિના સ્વસ્વરૂપમાં આગળ જ વેગ અને બળથી વધશે. એને હવે તું કેવી રીતે પુનઃ હસ્ત કરી તારા દાબ કે સંયમમાં રાખી શકશે ? એતો હવે આપણી અનિચ્છા છતાંયે આપણને ખેંચી જ જશે અને અથડાઈ પછડાઈ નાશ પામશે. એમાં હવે આપણું કંઈએ ચાલી શકે એમ નથી. મને તો એજ સ્વરૂપ પ્રત્યક્ષ થાય છે.

ધ૦—હા પિતામહ ! એ સહુ સત્ય હું પણ હવે પ્રત્યક્ષ કરૂં છું. પણ બુદ્ધિશાળી અને ધર્મજ્ઞ વિદુરનાં વચનથી ભૂલ સુધારી દોષમુક્ત રહેવા ઇચ્છું છું.

ભી૦—જો તું આત્માને દોષમુક્ત રહેવા ઇચ્છતો હોય તો ભલે દુર્યોધનને બોલાવ.

ધ૦—હૃદયની શાંતિઅર્થે એ સહુ ક્રિયા હું ઇચ્છું છું.

( એવે )

પ્ર૦—ક્ષેમ, મહારાજાધિરાજને ક્ષેમ.

દુ૦—( મંત્રગૃહમાં પ્રવેશ કરી સહુ વડીલને નમન કરતાં ) પિતાશ્રી ! હું આપને નમન કરૂં છું.

ધ૦—પુત્ર ! બેસ.

દુ૦—પિતાશ્રી ! આજ મારૂં નિમંત્રણ કયા અર્થને પ્રબોધે છે.

ધ૦—અગત્યનાં મંત્રકાર્ય માટે તને બોલાવવો પડ્યો છે.

દુ૦—પિતાશ્રી ! અત્યારે એવું શું કાર્ય સાંપડ્યું ?

ધ૦—પુત્ર ! એ કાર્ય નવું નથી, તારા જન્મ સાથે જ ઉદ્દ્ભવ પામેલું છે.

દુ૦—હા પિતાશ્રી ! એ સહુ હું સમજું છું. પણ પ્રત્યક્ષ હેતુ શો છે ?

ધ૦—વૃદ્ધ અને પૂજ્ય પિતામહ ભીષ્મ, આચાર્ય દ્રોણ અને ધર્મજ્ઞ વિદુરથી તને એ સહુ વિદિત થશે.

દુ૦—( ભીષ્મ પ્રત્યે જોઈ અને હસ્ત જોડી નમન કરી ) પિતામહ ! હું આજ્ઞાંકિત છું. આજ શી આજ્ઞા છે ?

ભી૦—રાજન્ દુર્યોધન ! તારા પિતાને આજે શાંતિ નથી. પાંડુપુત્ર પ્રત્યેનાં અન્યાયયુક્ત કૃત્યથી એનું હૃદય ભેદાય છે એટલું જ નહિ પણ એ કૃત્યનાં પરિણામરૂપ મહત્ અનર્થ અને ભયના ભણકારા અને એવાં એવાં ચિહ્નો એનાં હૃદયને પ્રત્યક્ષ થાય છે. જેથી એના પ્રતિકારરૂપ તારા પિતાશ્રીએ આપણુ સહુને અત્ર એકત્ર કર્યા છે. ( દુર્યોધન મૌનપૂર્વક જોઈ રહેતાં ) હે પુત્ર ! તારા પિતાને થતા આઘાત અને પ્રાપ્ત થતી હૃદયવેદના તને ભેદી શકતાં નથી. પાંડુપુત્રોએ તારો કંઈપણ અન્યાય કર્યો નથી. તારા પિતા અંધ હોવાથી ધર્મઆજ્ઞા પ્રમાણે રાજ્યશ્રી એ પાંડુપુત્રોને જ પ્રાપ્ત થાય છે. એટલું જ નહિ પણ તારા પિતાદ્વારા તને પ્રાપ્ત થયેલ રાજ્ય અને રાજ્યસમૃદ્ધિ ક્ષત્રીવર પાંડુરાયે જ પ્રાપ્ત કરેલ છે. અને એથી પણ એ રાજ્યશ્રી એમના પુત્ર યુધિષ્ઠિરાદિકનેજ પ્રાપ્ત થવા યોગ્ય છે. એમ છતાં પણ અન્યાયયુક્ત કૃત્યથી, અનેક છદ્મ અને પ્રપંચદ્વારા એ સહુ તું તારાં પોતાનાંજ ગૃહી બેઠો છે. અને વળી પાંડુપુત્રને અનેક રીતનાં કલેશ, વિષાદ અને આઘાત આપવા તું સદા તત્પર રહે છે. એ શું સહુ કાળ સાંખી શકશે ? એનું પરિણામ શું સારૂં આવશે ? માટે હજી પણ પાંડુપુત્રપ્રત્યે કરેલ અન્યાયને ન્યાયસ્વરૂપમાં પલટાવવાનો સમય છે. એ તકનો લાભ લઈ કરેલી ભૂલ સુધાર, એ પાંડુપુત્રોપ્રત્યે સમાનતાપૂર્વક પ્રેમ, સ્નેહ અને હૃદયની આર્દ્રતાનું તું આચરણ રાખ. તું સત્યનો અભિલાષી હોઈ તારામાં સત્ય જ પ્રવર્તે છે એમ એમના આત્માને, એમનાં હૃદયને સંતોષપૂર્વક તારાં કૃત્યથી સાક્ષી આપ. તારી ભૂલ, તારા દોષ અને તારાં અપકૃત્ય માટે તારૂં હૃદય પશ્ચાતાપ પામતું રહે છે એમ તારાં વર્તનથી સિદ્ધ કરી એ પાંડુપુત્રોના હૃદયના પ્રેમના આવિર્ભાવરૂપ તું થઈ રહે. એ અર્થે એમનું અર્ધું રાજ્ય એમને પુનઃ સ્વાધીન કર. આજ હમારી તારા પિતાની અને સહુકોની ઇચ્છા છે. એમ ન થશે તો કુરૂકુળના વિનાશરૂપ મહા ભયંકર આપત્તિ આવી પડશે. માટે હજી પણ સમજવાને, ભૂલ સુધારવાને અને હૃદયના ઉન્નત ભાવ પ્રત્યક્ષ દર્શાવવાને સમય છે. એ સમયનો લાભ લઈ સહુ વૃદ્ધોનાં વચનને તું માન્ય કર. ( હજી પણ

દુર્યોધન મૌન ધારણ કરી રહે છે અને એનો કરસંપુટ છૂટી જાય છે એટલે ભીષ્મ બોલવું બંધ કરે છે.)

( ભીષ્મ બંધ થતાં )

દ્રો૦—રાજન્ દુર્યોધન ! શૌર્યશીલ અને વૃદ્ધ ભીષ્મની વાણી મિથ્યા પ્રલાપ કરતી નથી કે અસત્ય વેણ ઉચ્ચારતી નથી. એ તમારા વડિલ, વૃદ્ધ પિતામહ અને પૂજ્ય છે. એટલું જ નહિ પણ ધર્મજ્ઞપણાં, બુદ્ધિની વિશાળતા, શીઘ્રતા અને તીવ્રતામાં એ અદ્વિતીય છે. એ વળી સમાન દૃષ્ટિશીલ છે, કપટરહિત છે, લોભ કે પક્ષપાત એમને ભેદી શકતાં નથી. માટે હે રાજન્ ! એમનાં વચન તમારે અવશ્ય માન્ય કરવાયોગ્ય જ છે અને પાંડુપુત્રોને તેમનું અર્ધું રાજ્ય પુનઃ સ્વાધીન કરવું જોઈએ. ( હજી પણ દુર્યોધન મૌનયુક્ત રહેતાં )

વિ૦—હે દુર્યોધન ! તારા વિષે પ્રજ્ઞા અપ્રજ્ઞા કેમ થતી જાય છે ?!! ન્યાય, સત્ય, લજ્જા સમાનતા, સ્નેહ અને પ્રેમ તને કેમ ભેદી શકતાં નથી? અરે એટલું જ નહિ પણ પૂજ્ય, વૃદ્ધ, સત્યશીલ અને હિતચિંતક વડિલોની વાણી પણ તને ભેદી શકતી નથી. આથી તેં કયા અનર્થને નિમંત્રણ દેવા ધાર્યું છે ? આથી તેં કયાં શ્રેયની પ્રાપ્તિ સિદ્ધ કરી રાખી છે? આથી તેં કયા જયની સાધ્યતા નિર્માણ કરી છે ? હે રાજન્! શું અત્ર મૂઢતા તને ઘેરતી નથી ? શું અત્ર સત્ય વિલોકવાનો તારો માર્ગ બંધ થતો નથી ? સત્યને દૂર રાખતી, સત્યનો ત્યાગ કરાવતી, મોહ અને મદાંધવૃત્તિ શું તને પાતાળમાં ઘસડી જતાં નથી ? તેં જ ઉત્પન્ન કરેલ તારો જ ઈર્ષ્યારૂપ અગ્નિ શું તને બાળતો નથી ? એ શું તને જંપવા દે છે? એથી શું તારાં હૃદયમાં સ્થિરતા અને શાંતિ પ્રવર્તે છે? એ અગ્નિ શું તને પ્રજ્વાળતો નથી ? એથી શું તું દગ્ધ ભયભીત રહતો નથી ? ત્યારે શા અર્થે તું પાંડુપુત્રો પ્રત્યે અસમાન અને દ્રોહયુક્ત ભાવવાળો ઈર્ષ્યા લોભ અને મોહથી જ પ્રવર્તતો રહે છે ? જે એમનું છે તે એમને સ્વાધીન કર અને કુરૂકુળનો નાશ અટકાવી તારા પિતાશ્રી, તારી જાત અને તારાં કુળને શાંતિ અર્પનાર થા.

( દુર્યોધન મંત્રગૃહ ત્યાગી ચાલ્યો જાય છે એટલે )

**ભી૦**—રાજન્ ધૃતરાષ્ટ્ર, દુર્યોધન મંત્રસ્થાન ત્યાગી ચાલ્યો ગયો છે. એના-થી શાંતિરૂપ ફળની આશા અનાશા જ છે. અત્ર કાળબળ જ પ્રવર્તે છે અને હમો પણ જઈએ છીએ.

**ધ૦**—( સખેદ ) હા દૈવ! હા દૈવ! હા વૃદ્ધ! હા વૃદ્ધ! કાળની સહુ એજ પ્રેરણા દિસે છે.

( ભીષ્મ, દ્રોણ અને વિદુર જાય છે ).

( એટલે પ્રતિહાર પ્રત્યે ) પ્રતિહાર, માર્ગ દર્શાવ.

**પ્ર૦**—જેવી મહારાજાધિરાજની આજ્ઞા. ( એમ કહી માર્ગ દર્શાવતાં ) આ માર્ગ, આ માર્ગ.

**ધૃ૦**—( જતાં જતાં માર્ગમાં સ્વગત )

શિખરિણિ

નહિ શુણે વાણી હિતકર જહાં વૃદ્ધ વદના!
તિરસ્કૃતા સહુ જ્યાં ભવન સૌ હા શૂન્ય બનતાં?!
ખરે થેયો કાળે મદરૂપ તમિસ્ત્રા ન લહતો!!
થતાં સ્વાર્થે અંધે કુરુકુળ લહુ ક્યાંય ગતિ તો?!! ૧૮૨

( આવી રીતે ક્ષોભયુક્ત હૃદયે કલેશ પામતા ધૃતરાષ્ટ્ર પણ પુંકળ પું-ઢગ જાય છે. )

ઈતિ તૃતીય અંકે દ્વિતીય પ્રવેશ.

---

## પ્રવેશ ૩ જો.

### સ્થળ—દુર્યોધનભવન.

**દુર્યોધન**—( રોષયુક્ત સ્વગત ) ખરેખર, કાકા વિદુર તો હમારા દ્વેષી જ છે. હમારો ઉત્કર્ષ એમને ગમતો નથી પણ પિતાશ્રીને એના વિના મુદ્દલે ચાલતું નથી. પાંડવોના વનગમન પછી પિતાશ્રીએ એમની હમારાં કલ્યાણઅર્થે સલાહ પૂછી તો એમણે શું બુદ્ધિ ચલાવી? હા એમણે તો કહ્યું કે "દુર્યોધન અધર્મી છે, એને કેદ કરો અને પાંડુપુત્રને પુનઃ બોલાવી એમની સલાહથી રાજ્ય કરો." આથી વધુ અનર્થ

અન્ય શો હોય? આથી અધિક શત્રુ અન્ય કો હોય? એથી અધિક પરિતાપ અન્ય કો શત્રુ અર્પી શકે? એ કઈ હાની, ક્યું માનભંગ, કયા સ્વાર્થત્યાગ અને કયું નિસ્તેજપણું પણ ન અર્પે? એ વિદુરની એવી વાણી શ્રવણતાં પુત્રસ્નેહને લીધે પિતાશ્રીએ એનો તિરસ્કાર કર્યો. એ વિદુર નગર છોડી ચાલ્યો ગયો અને હમને કંઈક સુખ અને નિશ્ચિંતપણું પ્રાપ્ત થયું. પણ બંધુસ્નેહને લીધે કે સહવાસ અને પરિચયપણાંને લીધે પિતાશ્રીને એ વિદુર વિના ચાલતું નથી. સંજયને મોકલી એને પાછો બોલાવ્યો. એટલે એ તો પાછો હમારો જ ઘાટ ઘડવાની સલાહ આપતો રહે છે. પોતાનાં ચાતુર્યથી, પોતાની વાક્પટુતાથી અને પોતાનાં નિતિનાં સ્વરૂપથી બ્રાહ્મણાદિક સહુને સ્વપક્ષમાં આકર્ષી લે છે અને હમારી નિંદા કરે છે. એટલું જ નહિ પણ એ સહુ પાસે પણ હમારી નિંદા કરાવે છે, હમને હલકા પાડે છે અને પ્રજાજન સમક્ષ પણ હમને નિંદ્ય તિરસ્કૃત સ્વરૂપમાં એ વિદુર મૂકવા ચૂકતો નથી. હમારા હિતને હમારી નીચ સ્વાર્થબુદ્ધિ કહી હમારો જ વિનાશ ઇચ્છે છે. હમોથીજ પોષણ પામતાં છતાં હમોને જ સત્તાહીન, દ્રવ્યહીન સ્થિતિમાં પણ એ મૂકવાની સલાહ આપતાં અચકાતો નથી. શું એ સહુ સહન થઈ શકે એમ છે? શુ એ સહુ નિભાવી ચલાવી શકાય એમ છે? શું એ સહુ મૌનરૂપ જોવા યા કરાય એમ છે? સો કાંકરે એક કાંકરો પણ લાગે તો એવી સલાહનું સ્વરૂપ વૃદ્ધિ પામી બળગતિને પામતાં હમારી શી અવસ્થા? હમારી શી ગતિ? માટે જ પાંડવોનો વિનાશ સત્વર થાય એવું કંઈક ત્વરાપૂર્વક યોજાવવું જોઈએ. પાંડવો નાશ પામ્યા એટલે એ સહુને મમતા કે સ્નેહનું સ્થળ રહેશે નહિ. અને એ પાંડવો નાશ પામતાં એ સહુ હમને નિંદતા, ઉપદ્રવ કરતા, હમારો દોષ કાઢતા, હમારો દ્વેષ કરતા, હમને કાયર કરતા, હમને ચિંતાગ્રસ્ત કરતા અને એવી હરેક રીતે હમને હેરાનગતિમાં મૂકતા અટકશે. પણ એમ થતાં પ્રથમ પિતાશ્રીને સમજાવવા જોઈએ. એમની દૃષ્ટિ આગળ એ સહુ પ્રત્યક્ષ કરવું જોઈએ. અને પાંડવોના શૌર્યરૂપ ભયથી એમનાં હૃદયને નિર્મુક્ત કરવું જોઈએ. માટે પિતાશ્રી સમીપ અત્યારે જ પુનઃ જાઉં. સંગે શકુની અને કર્ણને પણ લઈ જાઉં કે જેથી કરી મારાં બળ અને મારાં

વચન ઉપર એમને વિશેષ શ્રદ્ધા ચોટિ. ચાલ ત્યારે એમને બોલાવવા પ્રતિહારને આજ્ઞા કરૂં. ( પ્રકાશ ) પ્રતિહાર.

પ્ર૦—( પ્રવેશી નમન કરતાં ) મહારાજાધિરાજનો જય.

દુ૦—શકુની અને કર્ણને કહે કે મંત્રકાર્ય અર્થે રાજન્ ધૃતરાષ્ટ્ર સમીપ થવા સત્વર તૈયાર થઈને આવો.

પ્ર૦—જેવી મહારાજની આજ્ઞા. ( જાય છે. )

દુ૦—( સ્વગત )

ઇંદ્રવજ્રા

કા કા કથા રાજ્યનીતિ હું કહેતી ?
જ્યાં શુદ્ધ નીતિ નહિ શાંતિ દેતી
નીતિતણાં રૂપ વિવિધ જોતાં
ક્યાં? ક્યાં? ન હા અંગ સહુ જ ખોતા ! ! ૧૯૧

નીતિ તણા માર્ગ વ સ્વાર્થ અંગો
જોયા નથી મેં કદિ લેત સંગો
નીતિતણાં જ્યાં રૂપ સ્પષ્ટ ભાખો
ત્યાં સ્વાર્થ સુખો સહુ કાઢી નાંખો ! ! ૧૯૪

ક્યાં? ક્યાં? અરે! ભાવ સમાન ખીલે ! !
જ્યાં સ્વાર્થનાં રૂપ તુ અંગ પીલે
જ્યાં સ્વાર્થશું સ્વાર્થ વિરૂદ્ધ જાતા
કો કો તહાં હા નીતિ સૂત્ર પાતા ?! ! ૧૯૫

જ્યાં માર્ગ નીતિ કદિ ઉર લેતું
હા શૌર્ય શત્રુગતિ વૃદ્ધિ દેતું !
કો મૂઢ ! શત્રુ બળ અર્પતાં એ
યાચી ન લેતો સ્વવિનાશ વ્હેજે ?! ! ૧૯૬

ના ના કદિ યોગ્ય વિદુર સેવા
દેતી જહાં એ સહુ હાની મેવા
હા હા પિતા એશું ભ્રમિત થાતાં
શાંતિતણાં સુખ કદિ ન પાતા ! ! ૧૯૭

ભ્રાંતિતણું રૂપ ન એહ ભેદે
એ એ ક્રિયા આજ હું ઉર ખેદે
હા શોકજ્વાળા મુજ ઉર ઘાતી
શત્રુતણા નાશ વિના ન શાંતિ !!! ૧૯૮

અરે વળી

માને પિતા જ્યાં બળ શત્રુ મોટું
ઐશ્વર્ય કાંતિ સહુ ક્યાંય ગોતું ?
શું હીન અંગે કદિ શૌર્ય વ્હેતું
કો કાંતિ હાની ગણી તેજ ખોતું ?!! ૧૯૯

કો કો ભૂલે હા સ્વપ્રભાવ શૌર્યે ?!
જ્યાં ઉગ્ર ધીકે તન શત્રુ રોળે
હા હા પ્રભાવો જવ શૌર્ય વ્હેતા
રૂહેતા શું શત્રુ નહિ બ્હીક લેતા ?!! ૨૦૦

એ શૌર્યના ઓઘ તુ શત્રુ મર્દે
કા કા કથા જીવશું શત્રુ કલ્પે ?
હા નષ્ટ થાતાં સહુ અંગ ગાત્ર
ત્યાં કા ભીતિ શત્રુશું નામ માત્ર ?!! ૨૦૧

( આવાં અવલોકનસ્વરૂપમાં દુર્યોધનનું ઉર કંઈક ચિંતાગ્રસ્ત, કંઈક વિચારગ્રસ્ત તો કંઈક શૌર્યઆવેશશીલ થઈ રહે છે એવે )

**પ્ર૦**—( પ્રવેશી નમન કરતાં ) મહારાજાધિરાજનો જય !

**દુ૦**—કેમ શકુની અને કર્ણ આવ્યા છે ?

**પ્ર૦**—હા, મહારાજાધિરાજ !

**દુ૦**—એમને પ્રવેશ કરાવ.

**પ્ર૦**—જેવી મહારાજની આજ્ઞા. ( જાય છે. )

( શકુની અને કર્ણ પ્રવેશતાં )

**શકુની અને કર્ણ**—મહારાજાધિરાજ ! હમો અભિવંદન કરીએ છીએ.

**દુ૦**—મામાજી અને અંગપતિ ! આવો. આપણે પિતાશ્રી સન્મુખ જવું છે.

**શ૦**—વળી એવું શું પ્રયોજન નીકળી આવ્યું ?

૬૦— વિદુરકાકા આપણને જંપીને ઠરવા દે કે બેસવા દે એમ લાગતું નથી. જ્યાં ત્યાં એ પિતાશ્રીને ભ્રમિત કર્યા કરે છે. નીતિ અને ધર્મરૂપ વચનથી એ પિતાશ્રીનાં હૃદયને ક્ષોભ ઉત્પન્ન કર્યા કરે છે. એજ નીતિ અને ધર્મને બહાને આપણી નિંદા જ્યાં ત્યાં કર્યા કરે છે. એટલું જ નહિ પણ પિતાશ્રી તેમજ સમૂહ આગળ આપણને હલકા પાડી, આપણાં વજન, પ્રતિષ્ઠા, આપણાં તેજ અને આપણમાં સહુનાં શ્રદ્ધા અને વિશ્વાસની એ હાની કરે છે. એથી જ પ્રજાજનનાં ઉરમાં આપણે નિંદ્ય, તિરસ્કૃત હલકાં અને અધમ સ્વરૂપમાં જોવાઈએ છીએ. ત્યારે પાંડવો પ્રત્યેનો એમનો પક્ષપાત વારંવાર જ્યાં અને ત્યાં એમના મુખે એ પાંડવોની પ્રશંસા જ કરાવ્યા કરે છે. એ શું સહુ સહન થઈ શકે એમ છે? આજરોજ જ ભીષ્મપિતામહ અને દ્રોણાચાર્ય ને પિતાશ્રીદ્વારા સન્મુખ રાખી એણે મારૂં અપમાન કર્યું એટલું જ નહિ પણ એણે મને અવનત કર્યો, અને મારાં ઉરને ક્ષુભિત પણ કર્યું. એઓદ્વારા પાંડવોને તેમનું અર્ધું રાજ્ય આપવા મને બોધ અપાવ્યો, પાંડવોસહ સંધિ કરવા શીક્ષા દેવડાવી અને પાંડવોસહ સમાન અને સ્નેહભાવયુક્ત વર્તવા હિતવચન પણ શ્રવણ કરાવ્યાં અને પોતે પણ એમ સહુ કહ્યું અને કર્યું તે તો જુદું. શું એ સહુની રાજ્યપુરૂષને જરૂર છે? શું રાજ્યપુરૂષના ધર્મ આપણને અજ્ઞાત છે? શું આપણે આપણું હિત કે આપણો સ્વાર્થ નથી સમજતા? મામાજી! હું વિસ્મય પામું છું કે આવા ડોઢડાહ્યા વિના પિતાશ્રીને ચાલતું નથી. ભીષ્મપિતામહ અને દ્રોણાચાર્યની મર્યાદા તો આપણ લોપ કરી શકતા નથી એટલે પિતાશ્રીની મનોવૃત્તિને અનુકૂળ થઈ આપણને વર્તવું પડે છે. ન તો એ વિદુરની સ્થિતિ અત્ર ક્યાંથી હોત? એક વાર તો એને દૂર કરાવ્યો પણ પિતાશ્રીએ એને સંજયદ્વારા પુનઃ આમંત્રણ કરી તેડી લીધો અને પરિણામ તો સહુ અનુભવીએ છીએ. જ્યાં ત્યાં પાંડુપુત્ર જ શ્રેષ્ઠ અને આપણ હલકા, અધમ, નીચ, સ્વાર્થી, કઠોર, નિષ્ઠુર, પાપાચારી વિગેરે જે કહો તે. શું એ સહુ ચલાવી લેવાય એમ છે? ગમે તેમ દરગુજર કરી એ પણ આપણ નીભાવી લઈએ એમ છતાં પણ પિતાશ્રીની નિર્બળતા અને પિતાશ્રીનાં દૌર્બલ્યનો લાભ લઈ એ પાંડુપુત્રોને રાજ્યવ્યવસ્થામાં કે રાજ્યભાગમાં એ વિદુર ઘુસાડી

દે તો આપણી મૂર્ખતા અને મૂઢતાની પરમ અવધી આવી રહે આપણા સહુ પ્રયાસ મિથ્યા જાય અને આપણી મૂર્ખતા શિવાય આપણી પાસે આપણું કંઈપણ અવશેષ રહે નહિ. આપણે નિસ્તેજ, નિર્વીર્ય, પ્રતિજ્ઞાભંગ, સત્તાહીન, દુર્બળ અને દીન ભમતા થઈએ. મામાજી અને હે અંગપતિ ! એ સહુ પરિણામ શું આવવા દેવું યોગ્ય ધારો છો ?

શ૦—રાજન્ દુર્યોધન ! એમ કદિ પણ બની શકે નહિ.

કર્ણ—મહારાજાધિરાજ ! શું ક્ષાત્રતેજ નષ્ટ થયું છે ? ભીષ્માદિકનાં અવલંબનથી આ મુઝવણ તમો મિથ્યા ઉત્પન્ન કરો છો. એક તરફ જ્યારે એવાં અવલંબનથી ભીષ્માદિકની મહત્તા જાળવવા પ્રયત્નશીલ રહોછો ત્યારે બીજી તરફ વિદુરાદિકથી તિરસ્કૃત, અવમાનિત અને નિંદાનેપાત્ર થતા જાઓ છો. એ સહુ શા અર્થે ? શું વિશ્વયાગદિગ્વિજય સમયનો ઉરભાવ સ્મરણમાંથી વિમુખ થતો જાય છે ? મહારાજાધિરાજ ! કલેશ, પરિતાપ, સંકોચ, અવજ્ઞા, અપમાન, સ્વપ્રતિષ્ઠા અને ગૌરવભંગ આદિક નિસ્તેજપણાની આ સહુ ક્રિયા સહન કરવી એ શું તમને ઉચિત છે ? ખરેખર, પરાવલંબન એજ ગતિ પ્રાપ્ત કરાવે છે. ભીષ્માદિકનો પાંડવો પ્રત્યે પક્ષપાત વિશેષ પ્રબળ છે એ તો સહુકોને સુવિદિત જ છે. એમ છતાં એ સહુ તમો જોઈ શકતા નથી અને એનાં પરિણામરૂપે જ આ સહુ તમો સહન કરો છો. સ્વશૌર્યનું તેજ શા અર્થે પ્રકાશતા નથી ?

દુ૦—હું એ માટે જ વિચારગ્રસ્ત છું, પણ મામાજી, તમો શું કહો છો ?

શ૦—અંગપતિ કહે તેટલે દરજ્જે ભીષ્માદિક અવજ્ઞા કરવાયોગ્ય નથી. એટલું જ નહિ પણ એટલે દરજ્જે એમની અવજ્ઞા થઈ શકે એમ પણ નથી. અંગપતિનાં શૌર્યથી આપણે અજ્ઞાત નથી. એઓ જ આપણને આધારરૂપ છે. એમછતાં પણ પાંડવોપ્રત્યે કૃષ્ણની સાહાય્ય જોતાં ભીષ્માદિકનું અવલંબન એજ આપણને આવશ્યક હોઈ પરમ ગ્રાહ્ય છે. કૃષ્ણનાં તેજ, ઓજ અને બળ સન્મુખ ઊભો રહેવા ભીષ્મ શિવાય અન્ય કો ક્ષત્રીવર સમર્થ હોય એમ હું માનતો નથી. આથી અંગપતિની અવજ્ઞા નથી. પણ આજ સત્ય સહુકોને પ્રત્યક્ષ અનુભ-

વસિદ્ધ છે. જેથી કરી ભીષ્માદિકને દૂર કરવા એ તો નહિ બની શકે એમ જ છે. એમના ત્યાગથી તો ઉલટા આપણે પાંડવોનો પક્ષ વિશેષ પ્રબળ કરીશું.

**દુ૦**—ત્યારે મામાજી, અત્ર શો માર્ગ ?

**શ૦**—ધૃતરાષ્ટ્રરાયને સમજાવી એમને છેવટનું પગલું લેતા અટકાવવા એજ માર્ગ મને તો પ્રત્યક્ષ થાય છે.

**દુ૦**—કેમ અંગપતિ! તમો શું ધારો ?

**કર્ણ**—મારી ધારણા તો મેં પ્રથમ કહી. પણ જે ઉચિત લાગે તે જ ગ્રહણ કરવું એ તો આપને હસ્ત છે.

**દુ૦**—હું પણ મામાજી કહે તેમજ ધારૂં છું. ભીષ્માદિકના ત્યાગથી તો આપણે પાંડવોનો પક્ષ સબળ કરીએ. માટે પિતાશ્રીને સમજાવવા અને વિદુર એમનું હૃદય નહિ ભેદે એ જોવું એજ આપણું કાર્ય છે અને એ અર્થેજ તમને નિમંત્રણ કર્યું છે. માટે ચાલો આપણ સહુ પિતાશ્રીના ભવન પ્રત્યે જઈએ.

**કર્ણ**—હા ત્યારે એમ કરો. ( સહુ જાય છે. )

ઇતિ તૃતિય અંકે તૃતીય પ્રવેશ.

---

# પ્રવેશ ૪ થો.

## ધૃતરાષ્ટ્રભવન.

( દુર્યોધન, શકુની અને કર્ણ ધૃતરાષ્ટ્રભવન સમીપ આવી પહોંચતાં )

**પ્ર૦**—( નમન કરી ) મહારાજાધિરાજનો જય!

**દુ૦**—પ્રતિહાર, પિતાશ્રીને આરાં આવાગમનની ખબર આપ.

**પ્ર૦**—જેવી મહારાજની આજ્ઞા. ( જાય છે. ) ( જઈ આવ્યા પછી. ) મહારાજાધિરાજ, પૂજ્ય વડિલ આપને સમીપ થવા કહે છે.

**દુ૦**—મામાજી અને અંગપતિ, ચાલો.

**શ૦ અને કર્ણ**- હા. ( સહુ પ્રવેશે છે. )

**દુ૦**—( પ્રવેશતાં નમન કરી ) પિતાશ્રી! હું આપને નમન કરૂં છું.

ધૃ૦—પુત્ર ! કલ્યાણમય હો. આસન લે. ( દુર્યોધન બેસે છે. )

**શ૦ અને કર્ણ**—મહારાજ ! હમો અભિવંદન કરીએ છીએ.

ધૃ૦—કોણ ? સુબળસુત અને કર્ણ.

**શ૦ અને કર્ણ**—હા મહારાજ.

ધૃ૦—તમો પણ બેસો.

**શ૦ અને કર્ણ**—( બેસતાં ) હા મહારાજ ! હમો સહુ બેસીએ છીએ.
( શકુની અને કર્ણ બેસે છે. )

ધૃ૦—આજ તમારૂં આવાગમન કયા હેતુને ઉદ્દેશે છે ?

દુ૦—પિતાશ્રી ! હમો સહુ તમારાથી કલ્યાણ ઇચ્છીએ છીએ.

ધૃ૦— પુત્ર ! એ સહુ તારાજ હસ્તમાં છે.

દુ૦—પિતાશ્રી ! આપની મર્યાદા મેં લોપી નથી અને એ લોપવા હું ઇચ્છતો પણ નથી.

ધૃ૦—હે સુબલદૌહિત્ર ! દ્યુતપ્રસંગ હું ભૂલી શકતો નથી.

દુ૦—પિતાશ્રી ! એથી ક્ષોભ પામવા આપને લેશ માત્ર પણ કારણ નથી.

ધૃ૦—( કંઇક ખેદયુક્ત હૃદયે )

### ઇંદ્રવજ્રા

શાને ન ક્ષોભુ અહિં પુત્ર હા ! હા !
સ્વાર્થે લીધા વેશ ન તેં જ શા ? શા ?
હા સત્ય લજ્જા સહુ મહીં દીધાં
ને છદ્મના વેશ શું શું ન લીધા ? ! ! ૨૦૨

અરે પુત્ર ! એટલુંજ નહિ પણ

### મંદાક્રાંતા

સત્યે ચાલે સરળ વહતા જ્યાંય એ પાંડુપુત્રો
ભાવો અર્પે સરળ ઉરનાં દુઃખ શેં દેત ગાત્રો ? !
હા ! હા ! એ એ ફિર વળી રહે નિર્મળું શુદ્ધ પ્રેમી
મર્યાદા એ કદિ નહિ તજે આત્મયોગેશું નેમી ! ! ૨૦૩

અરે વળી

## શાર્દૂલવિક્રીડિત

શ્રદ્ધા રાખી અનુસરે હું વચને વિશ્વાસ ના એ તજે
માને પૂજ્ય અરે બહુ વિનયથી વિવેક જ્યાં ત્યાં કરે
હા એ ભંગ કીધાં સહુ ઉર વડે વિશ્વાસઘાતો કીધા
ને સ્વાર્થેજ નીચોવવા સરળને, કષ્ટો શું શું ના દીધાં?! ૨૦૪

ખરેખર એ પાંડુપુત્રોને ધન્ય છે કે,

## ઇંદ્રવજ્રા

આત્મપ્રતાપી સહુ કલેશ સ્હેતા
જ્યાં આત્મતેજે સહુ તેજવંતા
એ તેજપુંજો અહિં હુંજ બાળે
શા શા ન હા કેર કરેજ કાળે ?!! ૨૦૫

દુ૦—પિતાશ્રી! હમારી અવગણના કરી પાંડુપુત્રોમાં એટલો બધો પ્રતાપ શા અર્થે જુઓ છો ?

ધૃ૦—( સખેદ ) હા પુત્ર ! હા પુત્ર ! એમનું શૌર્ય, એમનું ધૈર્ય, એમની સહનશીલતા, એમનું પુરૂષાર્થ, એમની ક્ષમા, એમનું ઔદાર્ય, એમની સરળતા, એમની પવિત્રતા, એમની સૂજ્નતા, એમની આર્દ્રતા, એમની કોમળતા, એમના વિવેક, વિનય, નમ્ર[illegible]ની હૃદયશુદ્ધિ, એમનું ધર્મજ્ઞપણું, અને એમનાં આત્મનિષ્ઠા આદિ સહુ એજ એમના પ્રતાપનું ભાન કરાવે છે. દીપવડે એમનો પ્રતાપ શોધવા જવું પડે એમ નથી.

કર્ણ—મહારાજ, હું ભુલતો ન હઉં તો એ તત્વોમાં પ્રતાપની ભાવના આરોપણ કરવામાં ભૂલ પણ હોય. પ્રતાપ અને શૌર્યશીલ પુરૂષો કોપણ કાળે મૂંગે મોંએ અપમાન, અવજ્ઞા અને તિરસ્કાર સહન કરી રહેતા નથી. સહનશીલતા એ હૃદયનું દૌર્બલ્ય અને મનોભાવની નિર્માલ્યતા દર્શાવે છે. ક્ષમા એ હીનવીર્યપણું અને કાયરતાની સાક્ષી પૂરે છે. ધૈર્ય એ નિરૂત્સાહનું ભાન કરાવે છે. વિવેક વિનય અને નમ્રતા એ તો સ્નેહની યાચનાપૂર્વક પ્રશંસા પ્રિયતા કે ખુશામતનાં ભિન્ન ભિન્ન સ્વરૂપ છે. અને સહુ ક્રિયાહીન અને કાર્યહીન પુરૂષો ધર્મજ્ઞ જ હોય છે. કેમકે એમનાં ઉર અને મનોભાવને અન્ય ક્રિયા કે અન્ય કાર્યને

અભાવે એ શિવાય અન્ય તૃપ્તિ કે સંતોષનું સાધન રહતું નથી. જેથી બાહ્યાચારમાં પ્રદર્શિત થતું ધર્મજ્ઞપણું અને આત્મનિષ્ઠા એ તો ક્રિયા-હીન પુરૂષોનાં સ્વાભાવિક અંગ છે. એમની સંગે શૌર્ય અને પુરૂષાર્થ કેવી રીતે યોજી શકાય? વિરૂદ્ધ ક્રિયા એક બીજાના સંગમાં સંસર્ગ-પૂર્વક ઉદ્‌ભવી કે ટકી રહી શકતી નથી તો એવાં દુર્બળ અને ક્રિયા-હીન હૃદયમાં શૌર્ય અને પૌરૂષના ભાવનો સંભવ એતો સૃષ્ટિક્રમ વિરૂદ્ધ હોતાં આશ્ચર્યજનક જ ગણાય ! ! !

૬૦—પિતાશ્રી, અંગપતિનું ધર્મજ્ઞપણું, એનો પ્રભાવ, એનો પ્રતાપ, એનું ઔદાર્ય, એનું તપ, એનાં દાન, એનો યશ, એનાં પરાક્રમ અને કીર્ત્તિ તો સુવિખ્યાત જ છે. અને એનું આ હૃદયનું પૃથક્કરણતો મને અવ-શ્ય મનન કરવા યોગ્ય જ લાગે છે. અંગપતિ કર્ણ ક્યાંએ અંજાતો શ્રવણ કરાયો નથી. એનો ઉત્સાહ નિરંતર વૃદ્ધિ પામતો જ રહે છે. કંહિયે એનામાં કાયરતા લક્ષાઈ નથી. વિશ્નુયાગસમયે એનું શૌર્ય, એનો પ્રતાપ અને એનો પ્રભાવ એ સહુ ભૂલવા યોગ્ય નથી, તો એની વાણી પણ અર્થરહિત હોય નહિ. એ ગૌરવહીન ત્યાજ્ય ગણાય નહિ. કેમકે જેમણે ક્રિયાની સિદ્ધિ દર્શાવી છે, તેમનું અવલોકન તેમનું પૃથક્કરણ અને તેમના અનુભવ પણ ક્રિયાસિદ્ધ જ હોય છે. જેથી કરી અંગપતિ કર્ણની વાણીમાં શંકાયુક્ત, ન મનન કરવા યોગ્ય, કે ત્યાજ્ય હુંતો કંઈએ જોઈ શકતો નથી. અને એમજ છે તો એકજ સ્વરૂપ કે એકજ તત્વ કે એકજ ગુણને જોવાની દૃષ્ટિમાં પણ સ્વાભાવિક ફેર પડે. અને એવો અંતરાય જ્યાં દૃષ્ટિગોચર થાય ત્યાં કઈ ક્રિયા ગ્રહણ કરવી એ સ્વાભાવિક પ્રશ્ન રહે. તો પિતાશ્રી ! જે ક્રિયાએ સ્વઉત્કર્ષ દર્શાવ્યો હોય, જે ક્રિયાએ સ્વબળ દર્શાવ્યું હોય, જે ક્રિયાથી અનેક અર્થની સિદ્ધિ પ્રાપ્ત થઈ હોય કે એવા અનેક અર્થની સિદ્ધિ પ્રાપ્ત થતી હોય, વળી જે ક્રિયા એવા અનેક અર્થની સારભૂત થતી હોય, જે ક્રિયા વ્યવહારમાં સુલભ, સરળ અને પ્રત્યક્ષ માર્ગ દર્શાવતી હોય, જે ક્રિયાને વ્યવહારકાળમાં સહુ માન્ય કરતું હોય, જે ક્રિયા મનુષ્ય માત્રની પ્રગતિની પોષક હોય, તેજ ક્રિયા, પિતાશ્રી! અનુકરણીય, આદરણીય અને માન્ય હોવી જોઈએ. તો અંગપતિ કર્ણની ક્રિયા મને તો એવી જ સ્પષ્ટ, સરળ, વ્યવહારકાળમાં અનુ-

ભવસિદ્ધ, સહુને સુલભ, સહુને જ પ્રત્યક્ષ દૃષ્ટિગોચર થતી અને માનનીય ભાસે છે. જેથી પાંડવો વિષે આપનાં અવલોકનફળમાં પણ દોષ રહેવા કે હોવાનો સવિશેષ સંભવ હોય.

ધૃ૦—અંગપતિ કર્ણનું પરાક્રમ આપણે જોયું છે. ઘોષયાત્રા સમયે ગંધર્વથી એનું પલાયન એનાં શૌર્યની સાક્ષી પૂરે છે. ત્યારે દ્યૂતસભા વિષે સૂતપુત્ર કર્ણની વાણી એનાં હલકાં પ્રકૃતિ સ્વરૂપની પૂરતી ઓળખ આપે છે.

દુ૦—પિતાશ્રી, એક પ્રસંગથી જ મનુષ્ય માત્રની તુલના હોઇ શકતી નથી. તુલના તો સમગ્ર સ્વરૂપ ઉપરથી જ થઈ શકે. તો અંગપતિ કર્ણે મેળવેલા જય તરફ સમગ્ર રીતે દૃષ્ટિ કરીએ તો એ શૌર્ય અને પરાક્રમશીલ જ ઝળકતો રહે છે. એની તુલના કો કરી શકે એમ નથી. અને સભાગાં એની વાણી વિષે પૂછો તો શત્રુમાત્ર અવજ્ઞા અપમાન અને તિરસ્કારને જ પાત્ર છે. એવી રીતે હલકા પડી હલકા ગણાતાં એઓ નિરુત્સાહવાન નિર્વીર્ય અને કાયર થઈ જાય. જેથી કરી એઓ ફરી માથું પણ ઊંચકી શકે નહિ. એટલે કર્ણની એવી વાણી મારી ઇચ્છાનુસાર જ હતી. એથી કરી અંગપતિ અવજ્ઞા યોગ્ય કે દોષપાત્ર થતો નથી. અને એથી કરી જ એની મનન કરવા યોગ્ય વાણી અમનન કરવા યોગ્ય થઈ પડતી નથી. માટે પિતાશ્રી, કર્ણની વાણીમાં જે કંઇપણ સત્ય હોય તે પણ વિચારવા યોગ્ય જ છે.

ધૃ૦—હે પુત્ર દુર્યોધન ! આમ તું ક્યાં આંધળીઆં બંધાવે છે?!! શું ભીમનું માપ હજી પણ અંકાયું છે? શું અર્જુનનો ખાંડવદાહ હજી પણ પ્રાપ્ત થઈ શક્યો છે? સ્વર્ગમાં એનું પરાક્રમ વળી વિશેષ ઉગ્રતર સંભળાય છે તો એના ગાંડિવ ધનુષના ટંકાર અને અક્ષય્ય ભાથાનું બળ કોપણ દર્શાવી શકે એમ છે? અને યુધિષ્ઠિરની સત્યપરાયણતાને કોપણ [illegible] શકે એમ છે? ધર્મ વેદ અને શાસ્ત્ર એ સહુ સત્ય એજ તપ એમ વારંવાર પોકારી કહે છે તો એવું તેજથી ઝળહળતું, પ્રકાશથી દેદિપ્યમાન, ધૈર્ય ક્ષમા ઔદાર્ય અને સહનશીલતાથી શાંતિયુક્ત કાંતિમાન તપઃપ્રભાવનું સ્વરૂપ, યુધિષ્ઠિર વિના શું કહિયે પણ ઉપલબ્ધ છે? તો પુત્ર આવા મિથ્યાવાદની શું !

દુ૦—પિતાશ્રી, હું મિથ્યાવાદ વદતો નથી પણ વ્યવહારનું સત્ય સ્વરૂપ જ આલેખું છું. પ્રત્યક્ષ પ્રમાણ એજ સ્પષ્ટ તેજોમય સત્ય છે. આનુમાનિક તરંગ કે કલ્પનાનાં સ્વરૂપ સર્વથા ત્યાજ્ય છે. એ નિરંતર સત્યમાર્ગ દર્શક ન હોતાં આપણને ગુંચની કોણ જાણે કયાંયે ઢોળી ફેંકી દેછે! ત્યારે અનુભવસિદ્ધ પ્રત્યક્ષ સ્વરૂપ એજ સત્ય માર્ગ દર્શક છે. પિતાશ્રી. એ સ્વરૂપ આપણને બોધે છે કે હાનીથી આપણને ગ્લાની ઉદ્‌ભવે છે, અને લાભથી હર્ષ ઉદ્‌ભવ થાય છે. દ્યુતમાં થતા લાભથી પિતાશ્રી તમને એવોજ અનુભવસિદ્ધ હર્ષ પ્રાપ્ત થયો હતો. "શું જીત્યા?" "શુ જીત્યા?" એમ ઉમળકાભર તમારૂં હૃદય ઉછળી વારંવાર પ્રશ્ન કરતું હતું. એ હૃદયનુ અનુભવસિદ્ધ પ્રકૃતિ સ્વરૂપ શું ભૂલવા યોગ્ય છે?

ધૃ૦—પણ પુત્ર! હું હવે એ મારો દોષ યથાર્થ જોઉંછું. ખરેખર, એ હૃદયની નિર્બળતા હતી અને એટલુંજ નહિ પણ એનો શોચનીય હૃદયની દુર્બળતા જ હતી, આસક્તિયુક્ત વૃત્તિનો પ્રભાવ હતો અને એજ આસક્તિ આજ મને ઉગ્રપરિતાપ અને મારા હૃદયકલેશનુ કારણ થઈ પડી છે.

દુ૦—એમછતાં પણ પિતાશ્રી એજ સત્ય સ્વરૂપ છે. આજ પણ પુત્રશોક પુત્રહાની તમને પીડયા વિના રહે નહિ. આજ પણ પુત્રનો નષ્ટ થતો વૈભવ તમને કલેશ આપ્યા વિના રહે નહિ. આજ પણ સહજ લક્ષ્મીહાની તમને ખેદ આપ્યા વિના રહે નહિ. જ્ઞાનનાં સર્વ ડોળ [illegible] હૃદયક્રિયા તો એજ કાર્ય કરેછે. માટે પિતાશ્રી, અનુભવસિદ્ધ સત્ય તો એજ છે. અન્ય તો વૃત્તિને આડે માર્ગ દોરવવાનાં કે [illegible]ાં ફાંફાં છે. અને એવાં ફાંફાંથી જ આપણે આપણું આ લોકમાં [illegible]હુવાતું કે [illegible]રીકે પ્રાપ્ત કરવા યોગ્ય સહુએ ગુમાવતાં વ્યવહારમાં [illegible] છીએ.

ધૃ૦—([illegible] પડી જતાં સ્વગત) હા અનુભવતો એજ છે. હું પ્રત્યક્ષ [illegible]ું કે એજ સત્ય, એજ સ્પષ્ટિકરણ હૃદયને આઘાત આપે છે. [illegible] કંઈક પ્રત્યક્ષ અનુભવસિદ્ધતાનો પ્રભાવ છે. હું [illegible]ળ આડે [illegible] છે. દુર્યોધનનાં કહેલ

સત્ય આગળ હું અન્ય કંઈપણ વદી શકવા સમર્થ નથી. (એમ ધારી મૌન રહેતાં)

દુ૦—પિતાશ્રી, ભીમના બળની પ્રશંસા કરો છો પણ ગદા યુદ્ધમાં અદ્વિતીય ગણાતા બળભદ્રજીએ ગદાયુદ્ધમાં ભીમ કરતાં મારી વિશેષ પ્રશંસા કરી છે. અને અર્જુનના પ્રતિકાર રૂપતો કર્ણ પાસે સાંગ છે. એટલે તમને ભયનાં જે આવરણ ઉદ્દભવ થતાં હોય તે મિથ્યા જ છે. કેમકે યુધિષ્ઠિરનો કલ્પનાજન્ય તપ આપણને કંઈપણ ભેદી શકે એમ નથી.

ધૃ૦—ત્યારે પુત્ર તું શું કહેવા ધારે?

દુ૦—પિતાશ્રી, હું ઇચ્છું છું કે પાંડવોને તમારે પુનઃરાજ્ય કોઈપણ કાળે આપવું નહિ. એથીજ આપણો વૈભવ, આપણી મહત્તા, આપણી સત્તા, આપણું તેજ, આપણો પ્રકાશ, આપણી પ્રતિષ્ઠા, આપણું ગૌરવ, આપણી કીર્તિ, આપણો યશ, આપણી લક્ષ્મી અને આપણી સહુ પ્રકારની વૃદ્ધિનાં સાધન અને આપણું જે કહો તે સહુએ પણ એમ પાંડવોને પુનઃરાજ્ય ન આપવાથીજ અનષ્ટ રહેવા સંભવ છે. પાંડવોને એમનો વિભાગ પુનઃ આપતાં જ વિભાગે કરી એ સહુ અલ્પતા, લઘુતા અને ક્ષયને જ પ્રાપ્ત થશે. અને એથી તો શત્રુ વૃદ્ધિ પામી આપણાં લક્ષ્મી તેજ કીર્તિ યશ અને સ્વાર્થાદિકને હાની પહોંચાડશે તે તો જૂદું. વૃદ્ધિ પામેલ શત્રુ વૃદ્ધિ પામેલ રાફડા સમ ગળ્યા વિના રહેતો નથી. માટેજ શત્રુની વૃદ્ધિનાં મૂળ છેદવાં એજ પિતાશ્રી સનાતન ઉત્તમ રાજ્યધર્મ કે રાજ્ય નીતિ જે કહો તે એજ છે.

ધૃ—એમછતાં પણ હે પુત્ર! પાંડવો પ્રત્યે ઔદાર્ય અને સમાન ભાવ રાખવાં એશું આપણો ધર્મ નથી? એ શું આપણું કર્તવ્ય નથી? એશું આપણને ફળદાતા નથી? એશું આપણી કર્મશુદ્ધિ નથી? એશું આપણને શાંતિપોષક નથી? એશું આપણુ અને એઓ એમ ઉભય વચ્ચે સ્નેહ ચિરસ્થાયી રાખનાર નથી? એ સહુ હું આજ પ્રત્યક્ષ જોઈ શકું છું. એ સહુનાં પરિણામ કળી શકું છું. ત્યારે તારાથી સ્થાપિત થતી અને અનુસરાતી નીતિને હું કેવી રીતે અનુમોદન આપી શકું?

દુ૦—પિતાશ્રી, રાજ્યનીતિ આજ્ઞા કરે છે કે સહજ શત્રુ પ્રત્યે કોઇપણ કાળે ઔદાર્ય અને સમાન ભાવ હોઈ શકેજ નહિ કે એવા ભાવ રહી શકે પણ નહિ. જ્યાં આપણા સ્વાર્થ અથડાય છે ત્યાં સહજ શત્રુત્વ સ્વાભાવિક ઉદ્દભવ પામે છે. એ ઔદાર્ય અને સમાન ભાવોના પ્રયોગો તો જ્યાં સ્વાર્થ અથડાતા ન હોય ત્યાંજ કરવાના છે. પ્રજા પ્રત્યે પણ કેટલીક હદમાંજ એનો ઉપયોગ કરી શકાય. આપણા સ્વાર્થની વિરૂદ્ધ ન આવે એવી રીતે ફક્ત જેઓ સ્વપોષણ અને સ્વવૃત્તિની તૃપ્તિ અર્થેજ કે એવી ઇચ્છાથી જ આપણને વળગે છે, આપણને સેવે છે તેમના પ્રત્યેજ એ ક્રિયાનો પ્રયોગ કરી શકાય. અને આપણા તરફથી એમજ થાય છે એ સહુ તમો પ્રત્યક્ષ જુઓ છો. વૃદ્ધ અને પૂજ્ય ભીષ્મ, આચાર્ય દ્રોણ કૃપાચાર્ય અને અંગપતિ કર્ણાદિક તૃપ્તિ પૂર્વક આપણાથી સંતોષ પામતા રહે છે. જેથી કરી આપણે એમના પ્રત્યે સમાન અને ઔદાર્ય ભાવથા જ વર્તીએ છીએ, એટલુંજ નહિ પણ એમને સવિશેષ પ્રેમ સ્નેહ મમતા અને પૂજ્યભાવની ઊર્મીથી અવલોકતા રહીએ છીએ. શું એ આપણાં હૃદયની નિર્મળતા, શુદ્ધિ અને પવિત્રતા નથી? શું અહિંયાં આપણું હૃદય—હૃદયના કોમળ મધુર અને તીવ્રભાવો, ધારણ કરતું નથી ? જેથી કરી પિતાશ્રી એમના પ્રેમની અપેક્ષા પણ આપણુ રાખતા રહીએ છીએ. પ્રજાજન પ્રત્યે પણ આપણે છૂટથીજ કાર્ય લેતા રહીએ છીએ. એટલે આપણી રાજ્ય નીતિથી પ્રજાજન ક્લેશ પામતી હોય એમ તો મુદ્દલે જણાતું નથી. એતો સહુ આનંદ પૂર્વક જ વર્તતાં જણાય છે. જે કઇ આપણી વિરૂદ્ધ હોય તેતો કાકા વિદુરનો બકવાદ માત્રજ હોય. ત્યારે પિતાશ્રી ઔદાર્ય અને સમાન ભાવના મિથ્યા ભ્રમથી શું? એમનો પ્રયોગ તો યોગ્ય સ્થાન પરત્વે યોગ્ય રીતેજ થઈ શકે અને તેમ થાય છે પણ ખરો.

ધૃ૦—પણ હે પુત્ર ! પ્રકૃતિનું સ્વરૂપ તું કળી શકતો નથી. જે પ્રકૃતિ આપણાથી સંતોષ પૂર્વક તૃપ્તિ પામતી રહે છે, તેજ પ્રકૃતિ આપણાં અન્યાય યુક્ત કૃત્યને ઉરમાં નિંદતી પણ રહે છે. એવાં અન્યાય યુક્ત કૃત્યથી ઉરમાં ક્ષોભ અને આઘાત પામતી પણ જણાય છે. અને જોકે એવી પ્રકૃતિનો કશોપણ સ્વાર્થ સધાતો ન હોય, કે કશોપણ સ્વાર્થ અથડાતો ન હોય,

તોપણ એવી પ્રકૃતિ તો ફકત સમયનુંજ અવલંબન કરતાં સમયનુંજ પાલન કરી આપણ પ્રત્યે સ્નેહ અને મમતા દર્શાવે છે. અને સમયનું જ અવલંબન કરતાં આપણને સેવે છે કે આપણને સેવતી રહે છે. અથવા તો સ્વ-સ્વાર્થ અંગેજ આપણને વળગી રહે છે. પણ સમય પલટાતાં આપણાં અન્યાય યુક્ત કૃત્યો એમનાં ઉરમાં મહત્ અને ભયંકર સ્વરૂપ ધારણ કરી લેછે. આપણા ઉપકાર, આપણું ઔદાર્ય, આપણો સમાન ભાવ અને આપણાં પ્રેમ સ્નેહ અને મમતા એ સહુને એજ પ્રકૃતિ સ્વરૂપ ગૌણ નિર્માલ્ય,, નિર્જીવ, કે નિંધ, સ્વાર્થરૂપ સ્વાર્થી ભાવથી યોજાયેલ અને ત્યાજ્ય સ્વરૂપમાં જ મૂકી દેછે. એટલું જ નહિ પણ ન્યાયયુક્ત સત્ય અને ધર્મ તરફ એ ઢળી પડતાં સત્ય અને ધર્મયુક્ત ક્રિયાનો પક્ષ એ સ્વાભાવિક તત્પરતા, આતુરતા અને પરિશ્રમથી લેવા ઉત્સુક થઈ રહેછે. કે એવા પક્ષમાં ભાગ અર્પનાર સ્વકર્તવ્ય અદાકરવા રૂપ કર્તવ્ય પરાયણતાની ભાવનાથી એજ પ્રકૃતિ સ્વરૂપ સદા આતુર પ્રયત્નશીલ અને ધર્માંધ બની રહે છે. ઉંચે ચઢવું એજ પ્રકૃતિ માત્રની ગતિ કે ક્રિયા છે. ન્યાય સત્ય અને સમાન ભાવથી જ પોષણ, એથીજ તૃપ્તિ અને એવાં સ્વરૂપથી જ આનંદ એ પ્રકૃતિ સ્વરૂપનો સ્વાભાવિક ઉન્નત ધર્મ કે મનોભાવ છે. કે પ્રકૃતિનું મનોભાવ રૂપી ઉર એવુંજ દૃષ્ટિગોચર થાય છે. હીન અને અધમ તત્વો સંગે સ્વાર્થને લીધે સંલગ્નપણું એ સત્ય ક્રિયા નથી. જેથી કરી પ્રસંગ તક કે સમય મળતાં સ્વસ્વરૂપ ગ્રહણ કરી લેવા એ સદા સ્વાભાવિક તત્પર રહે છે અને એમાંજ એવું પ્રકૃત્તિ સ્વરૂપ ઉન્માદ પૂર્વક આનંદ લેતું જણાય છે. જેથી કરી ભીષ્માદિક અને પ્રજાજન પ્રત્યે હે પુત્ર! તારૂં કૃત્ય કે વર્તન ઉદારતા, સમાનતા અને પ્રેમપૂર્વક હોવા છતાં એમનાં હૃદય તો પાંડવો પ્રત્યેના તારા અન્યાયથી, પાંડવો પ્રત્યેની તારી ક્રૂરતાથી, પાંડવો પ્રત્યેની તારી નિષ્ઠુરતા, કઠોરતા, ધૃષ્ટતા અને દુષ્ટતાથી, પાંડવો પ્રત્યે તારા અવિનયથી, પાંડવો પ્રત્યે તારા દંભ છળ છદ્મ અને પ્રપંચના અનેક વેશોથી, પાંડવો પ્રત્યેના તારા સ્પષ્ટ ઉદ્ધત અને ઉચ્છૃંખળ તિરસ્કારથી એ સહુનાં હૃદય થરથર ધ્રૂજે છે, અનુકંપાથી કંપે છે, પાંડવોને થતા ત્રાસથી ત્રાસયુક્ત રહે છે, પાંડવોના કલેશમાં કલેશ યુક્ત રહે છે, પાંડવો પ્રત્યે સ્વાભાવિક હૃદયની પ્રેરાતી દયાથી આર્દ્ર થઈ રહે છે, પાંડવોને થતા ક્ષોભ અને આઘાતનો એમના સહુ

પ્રત્યક્ષ અનુભવ કરે છે અને હરેક રીતે એ સહુ હૃદય પાંડવોનાં હૃદયમય જ થઈ રહે છે. તો હે પુત્ર ! એ પ્રકૃતિસ્વરૂપ શું વિચારવા અને મનન કરવા યોગ્ય નથી કે તું આમ આંધળીઆં બંધાવવા સદા તત્પર રહે છે ?"

દુ૦—હા પિતાશ્રી ! આ સહુ વિદુરજીના બોધનું જ પરિણામ. છે. એ શિવાય તમો હવે અન્ય કંઈ પણ જોઈ શકતા નથી એ ખરે શોચનીય છે. પણ પિતાશ્રી આરાથી વદાતા ધર્મનું સેવન શું સુરવર્ગે નથી કર્યું ? શું સુરગુરૂ બૃહસ્પતિએ એ ધર્મને પ્રતિપાદિત નથી કર્યો ? શું સુરપતિ ઇંદ્રે એજ ધર્મરૂએ નમુચિરાક્ષસનો દ્રોહ યુક્ત ઘાત નથી કર્યો ? પિતાશ્રી, સૃષ્ટિકાળથી શત્રુ પ્રત્યે તો એજ ધર્મ સ્થાપિત દૃષ્ટિગોચર થાય છે. તો મારૂં કૃત્ય, મારૂં વર્તન અને મારૂં હૃદય એ સહુ નિંદ્ય કેવી રીતે હોઈ શકે ? એ સહુ ત્યાજ્ય કેવી રીતે હોઈ શકે ? માટે પિતાશ્રી ખરેખર તમો ભ્રમિત થઈ ગયા છો અને એથી કરી તુલનાશક્તિ કાર્યપરત્વે નિર્ણય કરવાની સ્થિતિમાં રહી ટકી શકતી નથી.

ધૃ૦—પુત્ર, ત્યારે હવે તેં વિશેષ શું ધાર્યું છે ?

દુ૦—પિતાશ્રી મેં કહ્યું તે એજ કે પાંડવને તમારે એમનો વનવાસ પૂર્ણ થતાં એમનું રાજ્ય પુનઃ આપવું નહિ.

ધૃ૦—એવાં કૃત્યને સંમતિ આપી હે પુત્ર, દોષ યુક્ત સાક્ષીભૂત પણ હવે હું રહેવા માગતો નથી. તમારો માર્ગ મને રૂચિકર લાગતો નથી. હું તમારૂં શ્રેય જોઈ શકતો નથી. કાળનાં ચિહ્ન પણ એજ સહુ પ્રત્યક્ષ કરે છે. તારાગણનું ખરવું અને અન્ય પ્રાણિઓની ચેષ્ટા અને ક્રિયાની વિક્રિયા આદિક પણ એજ કાળબળને પુષ્ટિ આપે છે. માટે હવે હું ઉઠું છું અને તમને યોગ્ય લાગે તે માર્ગ ભલે તમો ગ્રહણ કરો. (મોટેથી) પ્રતિહાર, માર્ગ દર્શાવ.

પ્ર૦—જેવી મહારાજની આજ્ઞા ( માર્ગ દર્શાવતાં ) મહારાજ આ માર્ગ, આ માર્ગ. ( પ્રતિહાર અને પાછળ ધૃતરાષ્ટ્ર જાય છે. )

દુ૦—મામાજી, જોયું વિદુરજીનું પ્રબળ! પિતાશ્રીને કેવા શીખવી ભંભેરી ભૂત બનાવી દીધા છે?! જે આપણી સાન્નિધ્યમાં રહેતા, આપણાં કાર્ય

ને સંમતિ આપતા, આપણાપર સ્નેહ દર્શાવતા અને આપણાં હિતનાં હરેક કાર્ય અને કૃત્ય માટે કાળજી રાખી તત્પર રહેતા, તે પિતાશ્રી આજ આપણને તરછોડી ચાલ્યા જાય છે. મામાજી એ ગમે તે હો! પાંડુપુત્રોને ત્રાસ આપ્યા વિના મારા જીવને લેશમાત્ર પણ જંપ વળે એમ નથી. માટે કોઈ પણ માર્ગ દર્શાવો.

શકુ—પાંડવોને હાલ ગુપ્તવાસનો સમય ચાલે છે. એમનાં ચિહ્ન એમની ક્રિયા અને એમનાં ચેષ્ટાદિકથી એઓ કોપણ કાળે ગુપ્ત રહી શકે એમ નથી. માટે હુશિયાર દૂતોને મોકલી એમની ખોળ કઢાવો. અને એઓ પ્રત્યક્ષ થયા એટલે એઓ પાછા રઝળશે. એમને એમ કાળ લંબાતાં એમના નાશનો પ્રતિકાર કાળ જ દર્શાવી આપશે.

દુ૦—કેમ અંગપતિ તમો શું ધારો છો ?

કર્ણ—મહારાજાધિરાજ ! હાલતો મને પણ એમ કરવું એજ યોગ્ય લાગે છે.

દુ૦—ત્યારે મામાજી યોગ્ય દૂતની સત્વર વ્યવસ્થા કરો. એમને દ્રવ્યાદિકથી સંતુષ્ટ રાખો અને પાંડવોને શોધી કાઢતાં મોટાં મોટાં મોટાં પારિતોષિકનું એમને વચન આપી એમને સત્વર રવાના કરો. હાલતો એજ. અન્ય ક્રિયા કાળ દર્શાવશે ત્યારે જોઈ લઈશું.

શ૦—જેવી રાજનની આજ્ઞા.

દુ૦—મામાજી તમો કાર્યમાં તત્પર રહો અને હવે આપણ જઈએ.
( ઊઠી સહુ જાય છે. ) (જતાં જતાં માર્ગમાં સ્વગત.)

ઈંદ્રવજ્રા

વિકૃત બુદ્ધિ પિતુ આજ જોતો
સ્વાર્થે હું એથી સહુ અંગ ખોતો
હા હીનબુદ્ધિ ત્રુ વિદુર સેવે
ભૂગર્ભવાળા કહું કોણ જીવે ? ! ! ૨૦૬

એ માટે જ

માનો પિતા વા કદિ ના જ માનો
એ પાંડુપુત્રો સહુ નાશ પામો
એ નાશ પામે સહુ સિદ્ધિ લેવા
હા હા કરૂં છું સહુ આયુ સેવા! ! ૨૦૭

એથીજ ત્યારે

## શાર્દૂલવિક્રીડિત

જ્યાં સુધી તુ દિગન્ત હાજ ફરશે વાણી વહે વ્યાપતી—
"નષ્ટામૃત થયા સહુ સુત અરે પાંડુ ખરા નામથી."—
ત્યાં સુધી નહિ દેહ જંપી ઠરશે, કાર્યોઘમે એ રતા
વાયુ અગ્નિ વ તેજ ભૂમિ ગણુ સૌ હા સિદ્ધિશું આવતાં ?!! ૨૦૮

ઈતિ ગુપ્તપાંડવનામનાટકે ધૃતરાષ્ટ્રહૃદયશલ્યચિત્રરૂપ અને પાંડવનાશચિંતકદુર્યોધનપ્રક્રોમનામ તૃતીય અંક સમાપ્ત.

# અંક ૪ થો.

## પ્રવેશ ૧ લો.

### કીચક મંદિર.

**કીચક**—(સ્વગત) રાજસભામાં તે દિવસે પેલી સૈરંધ્રીને જોઈ ત્યારથી મારૂં હૃદય સ્થિર રહેતું નથી. હૃદયમાં કંઈ કંઈ ખળભળાટ થઈ આવે છે અને આ અખિલ તન તાલાવેલીથી તપાયમાન થઈ રહેતાં એમ લાગ્યા વિના રહે નહિ કે:—

**મંદાક્રાંતા**

કો આ સ્ફુર્ણો મદનગૃહશું? વેગ કો આ દિસે વા?
જોતાં ચક્ષુ રસભર ભૂમિ હોંસ ઉલ્લાસ કો ત્યાં?
નાચે રાચે થન થન વપુ કૂપ પિપાસુ જોયે
સ્પર્શે તૃષા, અમૃતકણથી, છીપવા–હોંસ કો યે? ૨૦૯

આટલા બધા માસ મેં ધૈર્યથી કાઢ્યા, પણ હવે મારૂં હૃદય મારા હસ્તમાં નથી. હસ્તમાં રાખવા જતાં એ પરિતાપ આપે છે, અંગમાં અગ્નિની જ્વાળા પ્રસરાવે છે અને ગાત્ર માત્રને શિથિલ કરી મૂકે છે. તો આ અસહ્ય વેદના હવે ક્યાં સુધી સહન થઈ શકે? એ વેદના કેવી રીતે દાબી શકાય? હા! હા ખરેખર,

**મંદાક્રાંતા**

વૃત્તિગર્ભો બળ કરી કરી આવી પીડે અહિં હું?
સૈરંધ્રી એ ઉર લઈ લઈ દીન કાયે બનું શું?!
વૃત્તિ સ્ફુરે વળી વળી જુએ અંગચેષ્ટા હું મંદે
"શું ના યોગો ઉર ઉર વહે?" ઝુરૂં હ્યાં એજ છંદે!!! ૨૧૦

અરે હા એ છંદનું સ્વરૂપ પણ રસમય થઈ રહતાં કેવું પીડી રહે છે!

**ઇંદ્રવંશા**

આસ્વાદ સુખો શશી મુખ લેઉં
કે ચંદ્ર વ્હેતો ઉરભાવ જોઉં

કુંળી કુંળી ખીલની અંગસૃષ્ટિ
શોભા રીબાવે હરી ઉરતૃપ્તિ ! ! ૨૧૧

હા ! હા !

એ ઉરનો સ્વાદ લેતો ન પીતો
એ મર્મ ક્લેશે રહું હુંજ વિંધ્યો
એ ઉર હાવો સહુ ધાઈ પીડે
ને ચારૂ અંગે રસભાવ જોડે ? ૨૧૨

જેથી કરી ખરેખર વ્યાધિનું નિદાન જાણ્યા પછી ચિકિત્સા એજ પ્રતિકાર. તો હવે એની ચિકિત્સા માટે વધુ વિલંબ શા અર્થે ? સૈરંધ્રીના સ્પર્શથી કંઈક હૃદયને શાતા વળશે એમ ધારી સૈરંધ્રીને શોધી સમીપ થવા હૃદય અકળાય છે. એમછતાં પણ હે મદનસ્વરૂપ !

## હરિણી

વિકળતનની આ શું ધારા ? વહે કુણ દેશ એ ?
નહિ નહિ વહે મિથ્યા કાર્યે ક્ષુધા પડી દેહ જે !
અમલ તનની ક્રિયા જોતે શું ચૌર્યરતા વહે ?
અનલ ધીકતો કાયા બાળે ક્રિયા વપુ કો કહે ? ૨૧૩

હા ! હા ! એવી ક્રિયાના પરિણામે

## માલિની

નયન પીયૂષ જોતાં અંગ વાળે પ્રસ્વેદો !
તૃતીય શશિ ભ્રૂચાપે ધ્રૂજતાં રોમ અંગો !
સર સર રસધારા નાસિકા રેલી જાયે
સરસ રસ ઉભાતાં કો પડી ત્યાં ન ન્હાયે ? ? ! ૨૧૪

( એવે સૈરંધ્રીને જોતાં ) પેલી સૈરંધ્રી આવતી જણાય છે. ચાલ એને હું મારો મનોભાવ વિદિત કરૂં. અહિં કોઈ જણાતું પણ નથી. માટે સત્વર જ એની સમીપ થાઉં. ( એમ ધારી ચાલતાં ) શું એ રાજસ્યાલકનું અપમાન કરી શકશે ? વિરાટ જેને માન આપી જેનાં શૌર્યને વશ વર્તે છે તેવા પુરૂષની શું એ અવગણના કરશે ?

ના, ના એતો અસંભવિત જ છે. દાસીઓ તો ઉલટી એવા પુરૂષનો પ્યાર, સ્નેહ કે ભાવ પ્રાપ્ત કરવા પ્રયત્નશીલ રહે છે. એટલે અત્ર આ મારી અભિલાષા તૃપ્ત થવામાં હું કંઇએ પણ અંતરાય જોતો નથી. કંઇએ પણ અંતરાય મારી દષ્ટિ તળે આવતો નથી. માટે આજ સધ જ મારા પીડાતા રીબાતા મનોવિકારને શાંતિ મળશે. ( એવા વિચારની ધૂનમાં કીચક દ્રૌપદી રૂપ સૈરંધ્રી સન્મુખ આવી રહે છે ) ( સન્મુખ થતાં સૈરંધ્રીને ઉદ્દેશીને ) અરે સૈરંધ્રી ! આમ તું એકલી ક્યાં ફરે છે ?

**સૈરંધ્રી**—( આવા અકસ્માત પ્રશ્નથી કંઇક ચમકી સ્વસ્થ થતાં ) પ્રધાનજી, મહારાણી સમીપથી પરવારી વિશ્રામ લેવાના વિચારમાં હતી એટલે તમો અહિં મળ્યા.

**કી૦**—ખરેખર ! તું અતિ મનહર છે ! ! !

**સૈ૦**—( સવિસ્મય ) પ્રધાનજી ! તમો શું કહેવા ધારોછો ?

**કી૦**—( કંઇક ક્ષોભ યુક્ત ) સૈરંધ્રી, કહેવાનું તો કંઇએ નહિ, પણ તારો મનોભાવ જોવા હ્રદય અકળાતાં આવા ઉદ્દગાર નીકળી જાય છે !

**સૈ૦**—( પ્રૌઢતા પૂર્વક સકોપ ) શો મનોભાવ ? ! !

**કી૦**—( લજ્જા યુક્ત કંઇક દીન થતાં ) પુરૂષને સ્ત્રીના સંગમાં–અન્ય મ-નોભાવ શો હોય ?

**સૈ૦**—( પ્રકોપપૂર્વક દઢતાથી ) પ્રધાનજી ! શું તમારી મતિ વિપરીત થઇ છે ?

**કી૦**—( હામ ભીડતાં ) અરે સૈરંધ્રી, આવાં વેણ ઉચ્ચારવાં એ તને યોગ્ય નથી.

**સૈ૦**—આવી ચેષ્ટા આજ તમોમાં ક્યાંથી ?

**કી૦**—હે સૈરંધ્રી ! સભામાં તારા પ્રથમ દષ્ટિપાતના સમયથી હું પરિતાપ પામુંછું. આજ લગભગ દસ માસ સુધી એ સહુ પરિતાપ સહન કર્યો. પણ હવે મારાથી વધુ ખેંચી શકાય એમ નથી. માટે જ હું કહુંછું કે

**માલિની**

વપુ રસ બસ ધારા આજ અર્પે હું દેહે
મધુર મધુર ચાળા એજ સંદેશ કહે છે

સમીર સમ તું વાયે રાગ અંગે રહે જે
કથ વપુરસ તારો ક્યાર આનંદ દે એ ? ૨૧૫

હા સૈરંધ્રી! હા સૈરંધ્રી! વય અને સૌંદર્યે કરી તું સુખે ઉપભોગ કરવા યોગ્ય જ છે.

સૈ૦—( નિશ્ચયુક્ત હૃદયે ) પ્રધાનજી! શું તમને મોહે ઘેર્યા તો નથી? સ્ત્રીનું પાતિવ્રત્ય સર્વત્ર પૂજનીય અને માનનીય છે.

કી૦—અરે સૈરંધ્રી! તું એક દાસી છે. એવી દાસીઓ પાતિવ્રત્યમાં શું સમજે? દાસીઓ તો રાજગૃહમાં ઉપભોગ વાસ્તે જ હોય!

સૈ૦—( શૌર્ય પૂર્વક ) આવા નીચ કામયુક્ત વાસનાના ઉદ્‌ગાર એ અતિ દુષ્ટાચાર જ છે.

કી૦—હે સૈરંધ્રી! એ દુષ્ટાચાર ન હોય.

### ઇંદ્રવંશા.

સ્વચ્છંદ વેલી વનવૃક્ષ વીંટતાં
આનંદી નાચે રસપાક પામતાં
દાસી ખરી વેલ રસાર્દ્ર ગાજતી
પામી સુવાસો રસ અંગ મ્હાલતી!! ૨૧૬

હે સૈરંધ્રી! જો તું માનચેષ્ટા કરતી હોય તો એવી માનચેષ્ટા પણ મારાં આકળાં હૃદયથી વધુ સહન થઇ શકે એમ નથી. ( સૈરંધ્રી રોષયુક્ત મૌન રહે છે. )

સૈ૦—( રોષયુક્ત સ્વગત ) હજી ગુપ્તવાસને બે માસ બાકી છે તો અત્ર મારે શું કરવું? ( એવા વિચારમાં ચિંતાગ્રસ્ત રહે છે. એટલે વળી )

કી૦—અહો સૈરંધ્રી! વિજળીસમ પ્રકાશ મારતું તારૂં વદન મનોવૃત્તિને અહા ખરેખર મારી મનોવૃત્તિને હચમચાવી ચંચળ કરી મૂકે છે. એવું વદન કોને પણ પાન કરવા યોગ્ય ન હોય ? (સૈરંધ્રી સ્વવિચારમાં જ ચિંતાગ્રસ્ત જાણે કંઈ શ્રવણ ન કરતી હોય એવી સ્થિતિમાં સ્તબ્ધવત્ ઊભી થઈ રહેલ છે એવે વળી ) સરોજસમ ખીલી રહેલું મુખારવિંદ, પ્રૌઢભાવ, વિપુલ લલાટ ચિત્તાકર્ષક ભ્રૂવલ્લી સહ નયનપ્રકાશ,

નાસિકાનો રેલતો પ્રવાહ, એ સર્વને શોભાવનાર કર્ણની છટા અને રસમય તરી નીકળતાં અવયવો કોણને પણ મોહ આપ્યા વિના રહે?

સૈ૦—( સતેજ જાગૃત થતાં વિશેષ પ્રકોપ પામતી ) પ્રધાનજી ! તમો મૂઢ થતા જાઓ છો. પરિણામ સારૂં આવશે નહિ ! !! પાતિવ્રત્યનો પ્રભાવ શું અજ્ઞાત છે?

કી૦—હે સૈરંધ્રી! એવા ભયદર્શક ઉદ્‌ગાર રાજ્યપાલકને શું કરી શકે? દાસીનો દમામ મને ભયકરી શકે એમ નથી.

સૈ૦—( પ્રકોપપૂર્વક ) આ તો મૂઢતાની અવધી ' ! ! ( એમ વદી જતી રહે છે ). ( જતાં જતાં માર્ગમાં સ્વગત ) શું દાસીઓ પશુધણ છે? શું દાસીઓ સ્વચ્છંદ વિહાર અર્થે સુરભિ ટોળામાં ફરતા વૃષભ રૂપ રાજા અને રાજ્યપુરૂષોનું મદનસ્થાન છે? આ તો સહુ એમ જ દીસે છે !!! ( એવે સ્વશયનસ્થળે એજ વિચારમાં લંબાતાં પ્રકોપ-યુક્ત હૃદયે આવી રહે છે અને નિદ્રા પણ ન સેવાતાં વળી સ્વગત) દાસીઓનો ગમે તે ઉપભોગ કરી શકે ? ! દાસીઓ પશુ અને વનની લતાસમ વિહાર કરે અને દાસીઓ પાછળ કામાંધ પુરૂષો ભટકતા ફરે એ કરતાં રાજગૃહમાં અન્ય પશુઅવસ્થા કઈ હોઈ શકે? જે રાજગૃહ નીતિના સંરક્ષણ, શમ, દમ અને ન્યાયના પાલન અર્થે સર્જાયલું છે તે રાજગૃહ આવા પશુભાગનું વિહારસ્થાન થઈ પડે એ કરતાં બીજી કઈ અધમતા રાજ્યને અંગે હોય ? ! મદનસ્વરૂપથી પરિતાપ પામતા જનોનાં હૃદયોને બાળવાને એ કરતાં બીજો કયો લોહતપ્ત સ્તંભ હોઈ શકે ? !! નર્કકુંડમાં ખદબદતાં છતાં આનંદ પામતાં ક્ષુદ્ર જંતુઓ માટે બીજું કયું અઘોર નર્ક હોઈ શકે?! હા ! હા ! પશુસમ અન્યોઅન્ય સન્મુખ, એક બીજાની દૃષ્ટિતળે વિહાર કરતા, વિહાર માટે તલસતા, વિહાર માટે ફાંફા મારતા અને મદનઆવેશની કુચેષ્ટાઓ કરતાં પશુજનોની પશુચેષ્ટા અધમ રાજ-ગૃહોમાં કે મનુષ્યવ્યવહારમાં જોતાં–શ્રવણતાં કયાં ધર્મશીલ હૃદયને આઘાત ન થાય કે—"હા ! હા ! શું જીવનનો આ જ હેતુ કે આ જ અર્થ છે ? !! જીવનને શું આ જ સાધ્ય છે ? !! જીવનની શું આજ પરિપાકદશા છે ? ! ! હા કષ્ટ! હા કષ્ટ! હે અધમ જીવનો ! તમો

કયે કાળે ઉદ્ધાર પામી શકશો ?!! સૃષ્ટિક્રમમાં કયે કાળે તમો આત્માનું દર્શન કરી શકશો ?!! હે આત્મન્! એમને રક્ષો! રક્ષો! એમને ઉદ્ધારો! ઉદ્ધારો! ( કંઇક વિશ્રામનતાં પુનઃ હૃદયમાં ઉકળાટ વહેવા લાગ્યો કે ) હે નારીઓ! એવા પશુરૂપ પ્રાણિઓની લાલસા વૃદ્ધિ કરવામાં, લાલસા કેળવવામાં અને લાલસા તૃપ્ત કરવામાં સાધનભૂત થઈ પડતાં શું તમને તમારૂં હૃદય ક્ષોભ આપતું નથી? શું તમને લજ્જા ઘેરતી નથી? લાલસાતરફ ધસી જતાં હૃદયને વિઘ્નરૂપ થવામાં શું વિવેક અને મર્યાદા સાધનભૂત થઈ પડતાં—આડે આવતાં નથી? શું ધર્મ તમને બાધ કરતો નથી? શું આત્મરૂપ પ્રબોધથી તમો જાગૃત થતાં નથી? શું આત્મરૂપ પ્રકાશની ઝાંખી તમને થઈ નથી કે થતી નથી? કે શું એવી આત્મપ્રકાશની ઝાંખી તમે શ્રવણ કરી નથી? કે શું એવા આત્મરૂપ પ્રકાશની ઝાંખીનો બોધ તમને કોઈએ આપ્યો નથી? કે શું એવી આત્મરૂપ પ્રકાશની ઝાંખીપર તમારી શ્રદ્ધા ધાવન કરતી નથી? કે શું એવી શ્રદ્ધાનાં તત્વો તમોમાં પોષણ પામતાં નથી કે પોષણ પામ્યાં નથી? અહો નારીઓ! શું તમો એટલાં બધાં અજ્ઞાત, અઘોર અંધકારમય છો કે મદનક્રિયા એ પણ એક પશુચેષ્ટા જ છે એમ માની પશુસમ પ્રવર્તો છો!!! સ્ત્રીપુરૂષ સંબંધની કામચેષ્ટાના સંતોષઅર્થે જ કલ્પના કરો છો કે સ્ત્રીપુરૂષ એ પણ વિષયજન્ય પશુ જ છે!!! અને વિષયજન્ય પશુસમ એમની ચેષ્ટા પણ પશુસમ હોવાઅર્થે જ પ્રબોધો છો, વર્તો છો અને અનુકરણ રૂપ થઈ પડો છો!!! એવી ચેષ્ટા તમો સ્વેચ્છાચારી, સ્વચ્છંદમય વૃત્તિના સંતોષ પૂર્વક જ કરવા મથી પ્રયત્નશીલ રહો છો!! હે આત્મરૂપ ગર્ભધારણ કરનાર નારીઓ! શું એજ તમારો ધર્મ છે એમ કદિયે પણ વિચાર કરી જોયો છે ?! આત્મવૃત્તિ, વૃત્તિના પટો અને વિષયજન્ય સુખ અને એવાં સુખની લાલસા વિગેરે ક્યાંથી સ્ફુરે છે, ક્યાં લય પામે છે, દેહ રૂપ જીવનમાં એના શા શા ધર્મ છે વિગેરે પૃથક્કરણક્રિયા શું કદિયે તમોએ કરી જોઈ છે? કે એવું પૃથક્કરણ કરવા કદિયે પ્રયત્ન કર્યો છે? હા! હા! ખરે તમારાં દુર્ભાગ્ય છે કે હૃદયના ધર્મ તમો સમજી શકતાં નથી! કે ગ્રહણ કરી શકતાં નથી! અને એથી જ આમ પુરૂષને તમો પાશરૂપ

થઈ પડો છો અને સૃષ્ટિનાં અનેક ક્રિયામંડળને જન્મ આપો છો! નારી એ તપ્ત શુદ્ધ સુવર્ણમય સર્વ કાળે સર્વથા જ્યોતિરૂપ જ છે. એ જ્યોતિરૂપ એવુંજ જ્યોતિરૂપ રહે એ જ ધર્મ છે. આત્માની ઉન્નત ક્રિયા એ જ્યોતિરૂપને જાળવે છે. તો આત્માનાં સ્વરૂપને ઓળખી એ જ્યોતિસ્વરૂપનું સંરક્ષણ કરવું એજ ધર્મ છે. વ્યવહારની ગુંથણી, વ્યવહારની લાલસા, વ્યવહારની પ્રવૃત્તિનાં માપો કે વ્યવહારની મુઝવણો અને વ્યવહારનાં જ આસક્તિયુક્ત કે મોહવશ, વ્યવહારને ભિન્ન ભિન્ન રંગ આપવા રચાતાં પલટાતાં સૂત્રો એ સહુ વ્યવહારમય પ્રકૃતિ અને પ્રવૃત્તિની હરકોઈ છાયા હૃદયપર પટ આપનાર, અપાવનાર કે સંસ્કાર પાડનાર પડાવનાર વૃત્તિમય ચિત્રો હોઈ, આત્મધર્મરૂપ ન હોવાથી, એવું હરકોઈ ચિત્ર કે વૃત્તિમય સ્વરૂપ સર્વથા ત્યાજ્ય જ છે. એવા ત્યાગ માટે હૃદયપટ ઉપર ઉત્પન્ન થતા સંસ્કાર ઉપર અવશ્ય લક્ષ આપવાની જરૂર છે. કયો સંસ્કાર ખડો થાય છે, એ શું ક્રિયા કરે છે, એ કયો પટ અર્પે છે એ સહુ પળપળે વિલોકવાની આવશ્યક્તા છે. અને આત્માના ધર્મરૂપ **સ્વતંત્રતા, સમાનતા, નિઃસ્પૃહતા** અને **પ્રેમ** ના ધર્મે કરી કે એવા ધર્મની ભાવનાએ કરી દરેક સંસ્કારના પટો પડતા અટકાવવા કે ઉન્નત આત્મધર્મના પટો પડવા દેવા એજ કાર્ય શાશ્વત ધર્મક્રિયા છે. એજ હું અવલોકું છું, એનું જ હું સેવન કરૂં છું અને આત્મસ્વરૂપ પ્રત્યે એની જ હું પ્રાર્થના કરૂં છું. હે આત્મસ્વરૂપ! એ જ મારો ધર્મ હો! એ જ મારૂં સ્વરૂપ હો! અને એ જ મારો અંતર્જ્યોતિરૂપ પ્રકાશ સદાય પ્રવર્તો અને પ્રવર્તતો રહો! જ્યાં આવી જ્યોતિર્મય ક્રિયા પ્રવર્તે છે ત્યાં અધમ પશુવત્ પુરૂષના સંસ્કાર ક્યાં પણ ઉન્નત ઉત્કટ સ્વરૂપમાં તેજોવંત સ્વરૂપને ભેદી શકે?!! એ દુષ્ટ સદ્ય નાશ પામશે! મારી એ ઇચ્છા નથી. મારૂં એ કાર્ય નથી. પણ અધમ પ્રવૃત્તિનો વેગ બળવત્તર થતાં સર્વવ્યાપક આત્મસ્વરૂપનો જ્યોતિર્મય ધર્મ આવિર્ભાવ પામી ઝળહળતાં તેજોમય પ્રકાશવંત સ્વરૂપને પ્રાપ્ત થાય છે. એ આગળ એવી સહુ અધમ ક્રિયા દગ્ધ થઈ નષ્ટાંશ થઈ રહે છે! એજ નિયમને અનુસરી આ દુષ્ટ કીચકનો પણ અવશ્ય નાશ થશે. એજ ઉરભાવ મારો આત્મા પોકારી રહે છે, એ જ સ્ફુરણા સર્વાંગ વ્યાપ્ત થઈ રહેતાં ઉર અંગ ધમધમી રહે છે. હે આત્મ-

સ્વરૂપ! એ સહુ તમારો જ ધર્મ હો!!! હે આત્મસ્વરૂપ! હું તમને જ નમસ્કાર કરૂં છું! હે આત્મજ્યોતિ! મારી સહુકો ક્રિયા તમો અધીન જ છે! એ સહુ ક્રિયા નિર્વિઘ્ન હો! નિર્વિઘ્ન હો! શાંતિમય હો! શાંતિમય હો!! જ્યોતિરૂપ હો! જ્યોતિરૂપ હો! ૐ શાંતિ! શાંતિ!! એ જ શાંતિ સર્વત્ર વ્યાપી રહો! વ્યાપી રહો! (એવું આત્મસ્વરૂપનું ચિન્તન કરતાં કરતાં દ્રૌપદી નિદ્રાવશ થઈ જાય છે).

ઇતિ ચતુર્થ અંકે પ્રથમ પ્રવેશ.

---

## પ્રવેશ ૨ જો.

### કીચકમંદિર.

કી૦—(સૈરંધ્રીને કરેલ યાચના નિષ્ફળ જતાં કેટલેક દિવસે પુનઃ મોહપીડિત ક્લેશયુક્ત થતાં સ્વગત) અરે સૈરંધ્રી! હા! હા! તાર સ્વરૂપને શું કહું?!! ખરે!

ઇંદ્રવજ્રા

રોષે ભરેલી પણ મોહ આપે
જોતાં તું શોભા બહુ કામ વ્યાપે
રક્તા વહે જ્યાં મુખ તુજ કાંતિ
સૂર્યોદયે હા નલિની જ ભ્રાંતિ!!! ૨૧૭

ખરેખર, કામની તૃપ્તિ વિના કામી પુરૂષની અવસ્થા બહુ બૂરી હોય છે! એ ક્રોધ જણાવતી હતી છતાં એનું દશાંગ તો શોભાથી જ ભરપૂર થઈ રહ્યું હતું. એ હું કેમ વિસરી શકું?!! એ હું કેમ વર્ણવી શકું?!!

શિખરિણી

ગઈ જોકે ક્રોધે હૃદય ધરતું પાછી ફરશે
વિના શબ્દે જાતાં શમન હૃદયે ક્યાંથી મળશે?!!

અપાવ્યો આશ્રો મેં હૃદય ઉપકારો શું ભૂલશે।
હવે માશી માગે મુજ કરગરી તો જ હરશે! ૨૧૮

એ તો પાછી આવશે ત્યારની વાત ત્યારે, પણ એનું મુખ કેવું દીપી નીકળ્યું હતું!!

ઇંદ્રવજ્રા

જાણે ઉગ્યો શું શશિ મેઘ છોડી
કે સૂર્યકિર્ણો લહું મેઘ ફોડી
કે જોઉં થાતાં વિજળી નિપાતો
શોભા સુમુખી! ન કળાય આ તો! ૨૧૯

હા! હા! એ સૈરંધ્રી તો ખરેખર કામની લતારૂપ વેલ જ છે. મદનાનળે જળતા પુરૂષોનું અભિનિવેષસ્થાન છે. નયનને તૃપ્તિપૂર્વક આનંદ પામવાનું સ્થળ છે અને સર્વાંગને બોળી ઝબકોળી ન્હાવાનું સરો તટ છે. અહો મદનસ્વરૂપ! તું પણ અતિ વિચિત્ર જ છે! કેમકે તારૂં સ્વરૂપ ખડું થતાં તો

મંદાક્રાંતા

કાયા ઘેરે મમીર ગગને શુંય બ્રહ્માંડ તોડે
વા એ વાતાં ઉથલી પડતાં અંગ કો એ ન મોડે?!
ઝૂબ્યા મોબ્યા સુરગણ સહુ ત્રાસી કંપો ભરે હ્યાં?!
હે ત્રાતા! તું શરણ જ છિયે એજ વાણી વદે ત્યાં!!! ૨૨૦

અરે એટલું જ નહિ પણ હે મદનસ્વરૂપ! આવાં તારાં સ્વરૂપથી તો આ મારાં વપુની દશા પણ વિપરીત થતી જોઉં છું.

કો આ ભાથો મનસિજગૃહે વૃત્તિ આઘાત દેતો?!
કે કે જવાળા બળવતી અતિ અંગશું પાત ફૂહેતો।
સૂ સૂવેગે ચહુદિશ ધસે બાણુની તીવ્ર ધારા
પાતે ઢીલાં અવયવ થતાં મામ મૂકું હું કાયા!!! ૨૨૧

દીનાર્ત ) હા! હા! હું મારા મનોભાવને, અરે મારા મનોવેગને

વાળું છું, ખાળું છું. એ અર્થે પ્રયત્ન પણ કરૂં છું. એમ છતાંયે મદનગર્ભમાંથી કામનો આવેગ સ્ફુરી નીકળતાં એ કામઆવેગ હૃદયનાં ઉંડાણમાં પ્રવેશી, હૃદયનાં મર્મને છેદી, દેહને થરથર ધ્રૂજાવી નિહત કરી મૂકે છે. અને હા ! હા ! એથી જ દીન થતાં આ મારાં શરીરને, મારાં અવયવ માત્રને, મદનરસનું પાન કરાવ્યા વગર કે મદનસ્વરૂપને સંતોષ્યા વગર કંઈ એ પણ ચેન પડી શકે એમ નથી. કેમકે અત્ર તો સ્ફુરતા મદનઆવેશનું સ્વરૂપ ખડું થતાં

## મંદાક્રાંતા

ઊઠે જ્વાળા ભડભડ કરી કાય સ્વાહાશું લેતી !
તાતાં રાતાં દીન અવયવે શુચ વિશ્રામ દેતી ? !
" શાંતિ ! શાંતિ ! શમન કરતું ! "—ઉર મિથ્યા વહે ક્યાં !
ઘેરી કાયા સડસડ ચડે હા બલિ અર્પવો ત્યાં !!! ૨૨૨

હા ! હા ! એ મદનસ્વરૂપ દેહબલિ કે આત્મભોગ વિના શમી શકે એમ લાગતું નથી. તો ગમે તે ઊપાયે પણ સૈરંધ્રીને કામભોગમાં સહાયભૂત કરવી જોઈએ. આ મારાં ઉદ્વેગ અને મનનો થનથનાટ હું કેવી રીતે શમાવી શકું ?

## માલિની

નહિ નહિ વશ થાતો કોટી ઉપાય લીધા
હૃદય શમન દેતાં વેગ વાધે બહુધા
જળગતિ કદિ ઘેરો, માર્ગ છીદ્રો કરી લે
અતિ બળવતિ એતો ભાગી ચૂરા કરી દે !! ૨૨૩

હા ! હા ! એજ મદનસ્વરૂપ મને પ્રાપ્ત થયું છે. એજ પ્રમાણે કામનો વેગ અટકાવવા જતાં શરીરના ચૂરા થાય છે. માટે સૈરંધ્રીને પ્રાપ્ત કર્યા શિવાય મારાં બળતાં અંગને શમાવવા બીજો કશોએ ઈલાજ નથી. ( ઊઠવાનો વિચાર કરતાં ) ચાલ એને શોધું અને એને મનાવવા, રીઝવવા, વિનવવા અને વશ કરવા પુનઃ પ્રયત્ન આદરૂં. ( એવી કલ્પનાના તરંગમાં રમતો કીચક સૈરંધ્રીને શોધે છે. )
( શોધતાં વળી સ્વગત )

### મંદાક્રાંતા

કુંળી કુંળી તનુ મધુલતા હુંય આકર્ષી લે છે
આસ્વાદું એ રસ ચુસી ચુસી અંગને કોડ દે છે
રેખા ટીપા મદભર ઝરે પાન ઉલ્લાસ વ્હે છે
નીર્ખી નીર્ખી સરતટ બુડે નિમ્ન હા ધ્યાન ત્યાં છે! ૨૨૪

હા ખરેખર!

### ઇંદ્રવજ્રા

એ ધ્યાનનો સ્વાદ શું જાય સાખ્યો?
સ્વાદે વધેલો રસભાવ વાધ્યો
હા ધ્યાનની ધૂનશું ડૂબવા એ
ધા તું રસાર્દ્રા મન હુંય ત્યાં એ!!! ૨૨૫

અહો રસાર્દ્ર મન! તું પણ અતિ અગમ્ય છે. તું નતો

### શિખરિણી

કહો કોણે કલ્પી? રસગતિ વહે ધ્યાન ધૂનમાં
કથો શું એ વાચા? લદબદી રમે અંગમુદમાં
કદિયે શું જોઈ! હૃદયગતિ જે નિર્ભર વહે
ન હા! હા! સૌ ક્રિયા પરિમિત અણું આ કદિ કહે?!! ૨૨૬

એવે સૈરંધ્રીપર દષ્ટી પડતાં) પેલી સૈરંધ્રીજ જણાય છે. ચાલ હું સમીપ થાઉં. (સમીપમાં) સૈરંધ્રી, ઉભી રહે, ઉભી રહે. હું કંઈ કહેવા ધારૂં છું.

સૈ૦—શું?

કી૦—હે સૈરંધ્રી! મદનાવેશની મારી પીડા હજીએ ટળી શકતી નથી. હે રસાર્દ્રા! હું તારા રસથી ભીંજાઈ તલ્લીન સ્તબ્ધવત થઈ રહું છું.

### ઇંદ્રવજ્રા

નિતંબ તારાં લચી જો રહેલાં
સુપક્વ પાકાં રસશું ભરેલાં
હીંચોળું હા ગાઢ ફળો રસાર્દ્રાં
બાઝે વહે આ મન ભાવ આર્દ્રા!! ૨૨૭

સૈ૦—( સ્વગત ) આ મૂઢ મૂઢતામાં દબાયો જાય છે. મદનઆવેશના વૃત્તિપાશમાં એને કાંઈ સૂઝી શકતું નથી. મદનઆવેશનાં જ રાત્રી અને દિવસ, હાલતાં અને ચાલતાં એને સ્વપ્ન આવે છે. એ સ્વપ્નમાં જ એ ઘેરાયેલો રહે છે. મદનઆવેશની તરંગસૃષ્ટિ શિવાય અન્ય સૃષ્ટિ એના હૃદયપટપર જઈ શકતી નથી. માટે આ સમય એનાં અશ્લિલ વચન પણ શ્રવણ કરી, એને ક્રોધ અને તિરસ્કારપૂર્વક આક્ષેપ દઈ, એને એની મૂઢતાનું ભાન થવારૂપ હિતવચન કહેવું એ પણ અયોગ્ય ન હોતાં ધર્મરૂપ જ છે. એથી પાત્ર આત્માના ઉદ્ધારરૂપ પરોપકારયુક્ત કૃત્ય પણ સાધી શકાય અને એ હરઘડી પીડતો પણ અટકે. ( આવા વિચારમાં સૈરંધ્રી માન રહી શ્રવણ કરે છે. એવે વળી )

કી૦—હે સૈરંધ્રી ! એટલું જ નહિ પણ

ઉત્તુંગ શૃંગો રસપાક વાળાં
પોકારતાં " શેં ન ઝીલો રસાળાં ? "
જ્યાં ચંદ્રધારા વહી મુખ જાતી
લોભાઈ પીવા શું ન વૃત્તિ ધાતી ? ૨૨૮

સૈ૦—( ક્રોધપૂર્વક ) બસ ! બસ !

કી૦—સૈરંધ્રી ! હું આમ તિરસ્કાર કરવા યોગ્ય નથી. વિરાટનાં રાજ્યનો પણ અધિષ્ઠાતા અને ચલાવનાર પણ હું જ છું. મારા જેવું પરાક્રમ, રૂપ તથા સૌભાગ્ય પૃથ્વીમાં ક્યાંય પણ નથી. જેથી કરી હે સૈરંધ્રી, તને પાછળ પશ્ચાતાપનો સમય ન આવે તેનો પ્રથમથી વિચાર કર.

સૈ૦—( નિંદાપૂર્વક ) પ્રધાનજી ! કાળ આગળ એ સહુ બળ નિહત થયેલું જાણો.

કી૦—અરે સૈરંધ્રી ! એટલું જ નહિ પણ મારા સરખો વિવિધ પ્રકારના ભોગ ભોગવનાર અન્ય કો પુરૂષ આ સૃષ્ટિ વિષે નથી. જેથી કરી હે સુભગે ! તારાં સ્વરૂપને યોગ્ય નહિ એવું આ દાસીપણું તું મિથ્યા શિદને ભોગવે છે ?

સૈ૦—મારાં કર્તવ્યમાં વચ્ચે પડવા તમને કશો હક નથી. શું કર્તવ્ય છે અને શું અકર્તવ્ય છે તે મારે જાતે જ જોવાનું છે.

કી૦—સૈરંધ્રી ! આ મિથ્યાવાદનો તું ત્યાગ કર અને ઉત્તમ પુરૂષના ભોગ

ભોગવવા તત્પર થા. આ રાજ્ય પણ તારે જ અધીન છે એમ અવશ્ય જાણ.

સૈ૦—( વિશેષ પ્રકોપ પામી સંકોરાતા અગ્નિની જ્વાળાસમ ઊછળતાં ) હે સૂતપુત્ર! તને મોહ ઘેરે છે. એ મોહનો ત્યાગ કર. નહિ તો તું સદ્ય મૃત્યુસમીપ થયેલો જાણ. હું તેજસ્વી પતિવ્રતા નાર છું. પાંચ ગંધર્વો મારી રક્ષા કરે છે એ મેં પ્રવેશ સમયે સભામાં જ કહ્યું છે. જેથી મને કોપણ આંગળી અરાડી શકે એમ નથી. માટે આ તને મૂઢ કરતા મોહનો ત્યાગ કર અને તારાં ખરાં સ્વરૂપને પામ. વૃથા મૃત્યુ શિદને માગી લે છે? મારાપર કુદૃષ્ટિ કરવાથી આકાશમાં ફરતા એવા સહુ કૃત્યને જાણનાર દેવપુત્રો મારા પતિ ગંધર્વોથી તું ક્ષેમકુશળ રહેશે નહિ. એ મારા પતિ ગંધર્વોનો રોષ પ્રકોપ પામતાં સ્વર્ગ મૃત્યુ અને પાતાળ એ ત્રણે સ્થળે તારૂં કોઈ પણ રક્ષણ કરી શકે એમ નથી. માટે જો જીવિતની આશા રાખતો હોય તો મિથ્યા મોહનો ત્યાગ કર. અને તારાં રાજ્યકાર્ય પ્રત્યે સુખેથી વળગ.

કી૦—( ભય કે લાલસાથી સૈરંધ્રી વશ થાય એમ નહિ લાગતાં ભંગકાય દીન થઈ જતાં દીનાર્ત ) હે સૈરંધ્રી! હું તારા ઉપર બળાત્કાર કરવા ઇચ્છતો નથી. તારી વૃત્તિને અનુસરીને જ હું મારા રસનું પોષણ ઇચ્છું છું, શૃંગારમાં પ્રવિણ પુરૂષો બળાત્કારને પશ્વાચારની જ નીચ ઉપમા આપે છે. માટે હું તે કદિએ ઇચ્છતો નથી અને જ્યારે આમ તું અચળ દૃઢ વ્રતાન્વિત છે ત્યારે મારે તને સતાવવી એ કદિ પણ યોગ્ય નથી. એમ છતાં પણ તું સુશિક્ષિત જણાય છે. માટે અત્ર મારા ક્ષોભનું તું નિવારણ કરવા યોગ્ય છે.

સૈ૦—હા, એવી દીન વાણી હું સર્વથા સાંભળી દીનતા નિવારવા બનતો પ્રયત્ન કરીશ.

કી૦—સૈરંધ્રી! ત્યારે સાંભળ.

## શિખરિણી.

પીડે છે આ પાપી ક્રુર મદન ત્યાં અંગ ઝીકતો<br>
ઝુડે જ્યાં એ કાયા અનળ ધીકતાં મૃત્યુ લહતો

મુજે આ સૌ ગાત્રો શિથિલ વપુ હા મર્મ દહતાં
ન કો ત્યાં ઉગારે ? મરણ શરણે અંગ પળતાં ? ! ।   ૨૧૯

હે ઉત્તમ વ્રતવાળી ! મરણથી ઊગારવું એ શું ધર્મ નથી ? તું જુએ છે તેમ હું ખરેખર મરણસમીપ થતો જાઉં છું.

**સૈ૦**—હે કામદગ્ધ ! આત્મસંયમ એજ અહિંસા ધર્મ છે. એવી વૃથા યાચનાથી તારા કલેશની વૃદ્ધિ મા કર.

**કી૦**—હે ધર્મશીલે ! દાનધર્મ એ પણ ઉત્કૃષ્ટ ધર્મ છે, તો આત્માના દાનવડે આત્માનું રક્ષણ કર. એમ આત્માનુ રક્ષણ કરવાથકું બીજું અધિક પુણ્ય શું હોઈ શકે ?

**સૈ૦**—હે અનંગદીન, એવા વૃથા ધર્મની કલ્પના મા કર. એ ધર્મ તો વૃત્તિ કે કલ્પનાજન્ય જ છે. એ આત્માનો ધર્મ નથી.

**કી૦**—હે સુવાક્યશીલે ! એવી વદંતી છે કે બ્રહ્મા, ઇન્દ્ર અને ચન્દ્ર સરખા દેવો પણ અનંગથી દગ્ધ થતાં, તીવ્ર કામશરને વશ થતાં, એ મદનસ્વરૂપને સંતોષવા વ્યવહારમર્યાદાનો લોપ કરી અયોગ્ય ગણાતાં સ્થળે પણ ભમવા ચૂક્યા નથી.

**સૈ૦**—તેજસ્વી પુરૂષોની ચેષ્ટા જોવી એ આપણું કાર્ય નથી.

**કી૦**—વળી આગળ ચાલતાં પરાશરે ઢીમરની અવિવાહીત કન્યાનો નૌકામાં ઉપભોગ કર્યો અને એ ઉપભોગનાં ફળ વ્યાસે વિચિત્રવીર્યની નારી અને દાસીનો ઉપભોગ કર્યો અને તેની આંધળી કુષ્ટવિકારયુક્ત અને નિર્માલ્ય પ્રજા થઈ અને એ પ્રજાની સ્ત્રીઓમાં પણ દેવલોકે જ પુત્ર ઉત્પન્ન કર્યા અને પાંચ પુત્રો વળી એક જ સ્ત્રીને પરણ્યા. શું એ સહુ અજ્ઞાત છે ? તો ત્યાં કયો ધર્મ પ્રવર્તતો કહેવાય ?

**સૈ૦**—અરે મોહવશ ! પવિત્ર અને નિર્મળ પુરૂષોનાં હૃદયનું માપ, એમની નીતિ, એમના કર્તવ્યધર્મના ભાનનું માપ, એમનું તપોબળ અને એમના કાળબળનું ભાન મૂઢ અને મૂર્ખ પુરૂષોને હોઈ શકતું નથી. એઓનાં હૃદય તો કાળનેજ અધીન હોય છે. મનોવૃત્તિ કે મનોવિકારને અધીન હોતાં નથી. એટલે કાળચક્રના મહત્ ફેરફાર માટે જ એમનાં હૃદય નિર્માણ થયેલાં હોય છે. જેથી એવા કાળજ્ઞ પુરૂષોની ચેષ્ટા એ ધર્મન્યાય હોઈ અનુકરણ કરવાયોગ્ય કે આદરણીય નથી.

કી૦—સ્વપુત્રીનાં સૌંદર્યથી તમ થતા બ્રહ્માનું ચારિત્ર્ય કયા નિયમને ઉદ્દેશીને હોય ?

સૈ૦—કાળપુરૂષનાં ચારિત્ર્યની કસોટી સામાન્ય કાળનાં સૂત્રથી થઈ શકે નહિ. તેજસ્વી પુરૂષોની તેજનું માપ કાઢવા સામાન્ય પુરૂષનું ગજું નથી. તેમજ એક કાળનાં ક્ષોભનાં ચિત્રની કિંમત અન્ય કાળનાં ક્ષોભનાં ચિત્રથી થઈ શકે નહિ.

કી૦—એમ છતાં સર્વ કાળે હૃદયની ક્રિયા એક જ હોય છે.

સૈ૦—એ ખરી સ્થિતિ નથી. હૃદયધર્મ પ્રચલિત કાળના સંસર્ગને અધીન જ હોય છે. જેથી કરી હૃદયની ક્રિયા કાળના ધર્મ કે કાળના સંસર્ગને અધીન અનુવર્તે છે અને એ કાળસંસર્ગને અનુસરી સ્વધર્મ સ્થાપવા મૂઢ હૃદય પ્રવર્તી કાળના આવેશને અધીન થતાં એવું હૃદય અધિક મૂઢતાને પ્રાપ્ત થાય છે.

કી૦—તો હે સુમુખી ! જેમ પરાશરાદિક કાળ આવેશને અધીન થઈ વર્ત્યા તેમ આ મારી ક્રિયા પણ કાળ આવેશને જ અધીન સ્ફુરે છે. તો એવી સ્ફુરણા પણ દયાભાવને અનુસરી તૃપ્ત કરવા યોગ્ય છે.

સૈ૦—અરે મોહાંધ ! તપોબળ, આત્મબળ, પવિત્રતા, તેજસ્વિતા, નિર્મળતા આદિક ઉત્કૃષ્ટ હૃદયની પ્રકાશમય ઉચ્ચ ભૂમિકાઓ અને નીચ અને અધમ વૃત્તિનાં અંધકારમય મૂઢ અને મંદ હૃદય વચ્ચેનો ભેદ, અઘોર પાપમય મૂઢ હૃદય જોઈ શકતું નથી. એ ભેદની ગતિ તો ઉચ્ચ નિર્મળ, પવિત્ર, શુદ્ધ અને ઉત્કૃષ્ટ હૃદયને સ્વાભાવિક જ સ્વઆત્મોન્નતિના માર્ગમાં સ્પષ્ટ, માર્ગદર્શક દૃષ્ટિગોચર કે હૃદયગમ્ય થઈ રહે છે. એવાં સ્વરૂપની તુલના કરવા પામર પ્રાણીનું ગજું નથી. એજ હવે બસ ! માટે હવેથી હું હઉં ત્યાં કદિ પણ તારે આવવું નહિ, મને છેડવી નહિ અને એક વાર ચેતાવ્યા પછી, સમજાવ્યા પછી તારી મૂઢતા જો પુનઃ પ્રવર્તતી રહેશે તો તારાં જીવિતનું રક્ષણ થવું અશક્ય છે એમ નક્કી જાણ.

કી૦—હે સૈરંધ્રી ! મને કોણ શું કરી શકે એમ છે ? તારા આવા મિથ્યા ભયથી હું બીહી જાઉં એમ નથી. પણ મારા તને આશ્રય અપાવવારૂપ ઉપકારયુક્ત કૃત્યો તો જરા યાદ કર !

સૈ૦—હે અધમ ! જે નિષ્ઠાથી કાર્ય થયું હોય તેનું ફળ સદ્ય મળશે એ જ મારી છેલ્લી વાણી છે. ( એમ ક્રોધાક્ષેપ કરી સૈરંધ્રી ચાલી જાય છે.)

કી૦—( સૈરંધ્રી જતી રહેવાથી વિકળ થતાં ) હા ! હા ! એ કોઈ પણ રીતે પત કરતી નથી. સમજાવી, લોભાવી, દીન થઈ યાચના કરી, ભય બતાવ્યો તે છતાં એ સહુ ક્રિયા એને ભેદી શકતી નથી. હવે ક્યાં જાઉં ? શું કરૂં ? આ તન અતિ વિકલ થતું જાય છે ! !

## શિખરિણી

નહિ હા હા શાંતિ ! ! પ્રજળી ધિકતું આ તન અરે !
કથા શું ત્યાં ક્હેવી ? મદન દહતાં સૌ બળ અરે
ન ચાલે આ અંગો શીત હિમ સમાં જ્યાં ઠરી જતાં
થતાં ચેષ્ટા હીણાં જડરૂપ સહુ શૂન્ય બનતાં ! ! ! ૨૩૦

અરેરે ! હવે શો પ્રતિકાર ?!! ( વિચારગ્રસ્ત થઈ ) હવે તો મંદિર તરફ પાછા વળી મારા અંતરદાહ શમાવું. હાલ તો એજ પ્રતિકાર. ખરેખર એજ પ્રતિકાર ! ! ! ( એમ ચિંતાગ્રસ્ત રહેતો, અંતરદાહથી બળતો જ્યમ ત્યમ મંદિર તરફ જતાં સ્વગત ) હા ! હા ! સૈરંધ્રી ! તું આમ તરછોડે છે. છતાંયે મારી વૃત્તિ તો તારા પ્રત્યે જ ધાવન કરતી રહે છે.

## ઇંદ્રવજ્રા

ધાતી હું આ વૃત્તિ તું અંગ અંગે
આસ્વાદ ચૂસે મુખ રંગ રંગે
આશ્લેશ ગાઢે ઉર ઊંડું જાતું
વિંટાઈ વેલે સહુ અંગ ન્હાતું. ૨૩૧

આ તો માત્ર હૃદયનું જ રમણ છે, હૃદયનો જ રાસ છે, હૃદયનો જ રંગ છે, પરંતુ વસ્તુપ્રાપ્તિનું સત્ય સુખ નથી, એમ ભાન થતાં હે સૈરંધ્રી ! મારૂં મન અતિ પરિતાપ પામે છે કે

## ગુર્જરી રાગ ( ગીતગોવિંદ. )

મદન સદન સરોજ ખીલેલું સરસી એ નહિ પાતું
રસમદ ધૂન મચવંતી લીલા ઉરશું ઉર કો શમાતું ?!

હંત હા સરસ સમીપ ન ધ્યાતું
ખેદ ધરે ઉર અતિ અકળાતું. ધ્રુવ૦ ૨૩૨

કુવલય કુંળું સરસી રસીલું ઉર ધસી જ્યાં આવે
મદમદ મદભર રસ હિ વહંતાં કોને હા ન સતાવે ?! હંત૦ ૨૩૩
તનમન થનથન નાચતું લીલા ઉરસરોજ જઈ બેસે
અણુગણતું કંઈ ભૃંગસમું એ ડંશી સ્વાદરસ લે છે. હંત૦ ૨૩૪
અધરસુધા સરસી રસ ચૂસે બિસતંતુ ચુડગ્રાહે
ઉરશું ઉર બહવે લીલા મોદ ખેદ ધરે વિગ્રાહે. હંત૦ ૨૩૫
સરસી રૂપ તન નહિ મળતું જ્યાં દૂર રહી ઉલ્લાસે
સ્ફાટિક મણીરૂપ રૂપ બહવતાં રવિકિરણે વિભાસે. હંત૦ ૨૩૬
સરસીરૂપ સહુ અંગ વિલોકતું–પ્રદક્ષિણા ઉર કરતું
ભ્રૂવલ્લી ભ્રૂલલાટ રેખા–કેશિની મન્મથ ઝરતું ? હંત૦ ૨૩૭
શીતચંપક ઉર તનુ રોમાવલી ઉર સર શીતળ હારો
હંસી ચરતાં નુપુર ઝરતાં ભવ્ય સ્વરૂપ મદ ધારો. હંત૦ ૨૩૮
નમતી લચતી ઉરૅ ઉરૂવેલી રસલગ્ના સોપાનો
પાદપદ્મ વા પદ્મક્રિયાઓ સરલીલા ઉરહાવો. હંત૦ ૨૩૯
હાવ ધરંતુ ભાવ ભરંતુ ઉર પીડે જ્યાં ભારી
સરસી શરની શીતળ ધારા ઉગ્ર દહે ભયકારી. હંત૦ ૨૪૦

( સરસી શરની શીતળ ધારા ઉગ્ર દહે ભયકારી, એમ ચિંતા કરતો કરતો કીચક વિરામ પામી રહે છે. )

ઈતિ ચતુર્થો અંકે દ્વિતીય પ્રવેશ.

---

## પ્રવેશ ૩ જો.

### કીચક મંદિર.

કી૦—( સૈરંધ્રીના તિરસ્કારથી મદન આવેગનો ઉકળાટ અને અકળાટ

વૃદ્ધિ પામતો રહેવાથી તનપરિતાપ ન સહેવાતા સ્વગત સ્વઉરક્રિયાનું અવલોકન કરતો ) અહા ! મારી શી દશા ? મૃણાલસૂત્રસમ મારાં હૃદયની ગતિ પણ અતિ બારિક થઈ પડી છે. રસનો સૂક્ષ્મમાં સૂક્ષ્મ એક અંતરપટ કે વૃત્તિરેપાનાં ચિત્રનો આઘાત લાગતાં હૃદય વ્યથાશીલ થઈ જાય છે, ઉરભારનાં દબાણુનળે ડૂબી જાય છે. સૂક્ષ્મ થતી હૃદયગતિમાં એવી વ્યથાથી અશ્રુબિંદુ પણ ગળવા ચૂકતાં નથી. અહાહા ! શી વ્યથા ? શું પરિતાપ ? શો આઘાત ?

## મંદાક્રાંતા

કુંળી કુંળી હૃદયગતિ કા ?–બિસ તંતુ નમંતાં !
સ્હેતી ના હા રજ વજન યે સૂક્ષ્મ ભાવે ભમંતાં
સૂક્ષ્મા એવી હૃદયગતિને પુષ્પધન્વા તું પીડે !
સાલે જ્યાં ત્યાં રસગતિશરો–ઉર સૈરંધ્રી હૂંડે ! ! ૨૪૧

હૃદયમાં પરિતાપ પામતો, શરવ્યથામાં દડદડ ગળતાં અશ્રુથી ન્હવાતો, તારા મદરૂપ શલ્યથી ઘવાતો, હે સૈરંધ્રી ! હું તને હૂંડુ છું. પણ અરે સૈરંધ્રી ! તું આટલો બધો પરિતાપ અને આટલો બધો ક્ષોભ આપશે એમ કદિયે મેં ધાર્યું નહતું. મને આટલો બધો તું અથડાવશે એમ લેશ માત્ર પણ કલ્પના કરી નહતી. મારાં હૃદયને આટલો બધો દાહ આપશે એ જરા પણ સ્વપ્ને નહતું ! દીન થઈ યાચના કરવી એ કરતાં મૃત્યુનું સેવન કરવું એજ ઉત્તમ માર્ગ હૃદય ગ્રહણ કરે છે, એમ છતાં પણ મારા સરખા શુરવીર પુરૂષે દીન થઈ યાચના કરી મૃત્યુથી સંરક્ષણ માગ્યું, અને એક ઉત્કૃષ્ટ આત્મા તરીકે ઉપકાર, દયા અને મહાનુભાવતાનું દાન ચાહ્યું, એ પણ સર્વ વૃથા ગયું. એ સહુ ક્રિયા નિષ્ફળ જતાં આ બળતાં હૃદયને અધિક દાહ ઉત્પન્ન થાય છે, કે અહો ! આત્મા અને વૃત્તિનો સંસારમાં શું ધર્મ છે ? સૃષ્ટિના ઉત્પત્તિકાળે એ કયા ધર્મથી પ્રવર્તતાં હતાં ? તો કાળ કાળે ભિન્ન ભિન્ન ધર્મનું પ્રયોજન શા અર્થે હોવું કે રહેવું જોઈએ ? પ્રાચીનકાળમાં સ્ત્રી અને પુરૂષો છૂટ અને સ્વતંત્રતાથી વિચરતાં અને હજુ પણ કેટલેક ભાગે એમજ વિચરે છે. પશુમાં એ પ્રાચીન રીત પ્રવર્તે છે.

ઉત્તર કુરૂ અને અન્ય દેશમાં પણ છૂટથી પશુ સમ વિચરવાની રીતિ પ્રવર્તે છે. ઉદ્દાલક ઋષિએ એ રીતિ દોષરૂપ ગણી નહિ. પણ એના પુત્ર શ્વેતકેતુએ પોતાના પિતાની સાન્નિધ્યમાં સ્વમાતાનો હસ્ત કોઈ બ્રાહ્મણે પકડવાથી મર્યાદાની બેડી પ્રવેશ કરાવી. એવી મર્યાદા શા અર્થે ? શું એક વ્યક્તિએ બાંધેલી મર્યાદા અન્ય વ્યક્તિને બંધનકર્ત્તા હોઈ શકે ? શું એક કાળની મર્યાદા અન્ય કાળને બંધનકર્ત્તા થઇ શકે ? તો એવી મર્યાદાને શા અર્થે અનુસરવું જોઈએ ? સ્થૂલ દેહ એ તો માત્ર બાહ્યદષ્ટિની જ ક્રિયા છે. ખરા ધર્મનું ભાન તો હૃદય અને વૃત્તિક્રિયા જ કરાવે છે. ખરો ધર્મ અત્ર જ અનુભવાય છે. તો સ્થૂલને નિયમિત કરી સ્થૂલનું વર્તુલ સંકુચિત કરી હૃદય અને વૃત્તિ-ક્રિયાના ધર્મને પણ સંકુચિત શા અર્થે કરવા જોઈએ ? નિરંકુશ, નિ-ર્બાધ એઓ પ્રવર્તે એમાં જ એમની ગતિ, રસ, પ્રોત્સાહ અને પોષણ રહેલાં છે. અને જે ક્રિયામાં એ તત્વો રહેલાં છે તે જ વ્યવહારનો ધર્મ છે કે એજ વ્યવહારનો ધર્મ હોવો જોઈએ. કેમકે

## ગીતિ.

સ્વરૂપશું સ્વરૂપ તણાતાં ઉર્મી વ્હે જ્યાં હા રસરૂપ રેલે
સૃષ્ટિના ભિન્ન ભાવો આડે થઈ શેં ઉરરસ એ ઠેલે ?! ૨૪૨

અરે એથી પણ અધિક

ઠેલંતા રસ ભાવો, ઉર પીડા હૃદય અહિં અકળાવે
હા હા નહિ હા શાંતિ તીવ્ર દંશ ઉર ધસી જ્યાં તપાવે ! ! ! ૨૪૩

તો બાહ્યાચારથી સ્થૂલના એવા સૂક્ષ્મ આચારને બાધ શા અર્થે હોવો જોઇએ ? સ્થૂલવ્યવહારને માની એવી ભિન્ન ભિન્ન સાંકડી ગલીઓ શા માટે હોવી જોઈએ ? હોવી ન જોઈએ તો એવી સાંકડી વ્યવ-સ્થાઓ શા અર્થે ઉદ્ભવવી જોઈએ ? પશ્વાદિકમાં તો એવી કંઈએ સંસ્થા હોતી નથી, એટલું જ નહિ પણ જંગલી પ્રદેશમાં એ પશ્વા-દિકસમ વૃત્તિ સંતોષવારૂપ ધર્મ, સૃષ્ટિના ઉત્પત્તિકાળની ક્રિયાના સાક્ષી-રૂપ—હજીએ પ્રચલિત છે. તો એવી સાંકડી વ્યવસ્થારૂપ ગતિઓ શા અર્થે પ્રવેશ કરાવી ? એવી ગતિઓ પ્રવેશ કરાવતાં અનેક ક્લેશ અને દાહથી તપ્ત થતાં હૃદયની ગણના શું તેઓએ કરી ન હોય ? એથી

શું તેઓએ હૃદયના સ્વતંત્ર ધર્મનો વિચાર કર્યો ન હોય ? એથી શું ઉરના દાહ પરિતાપ અને ઉરનાં બંધનરૂપ અનેક વિઘ્નરૂપ શૃંખલાની તેઓએ કલ્પના કરી ન હોય? તેઓ ભૂલ્યા હોય તો એવી ભૂલો શા અર્થે ચલાવ્યા કરવી જોઈએ ? હૃદયનો સ્વતંત્ર ધર્મ એજ સૌથી શ્રેષ્ઠ ધર્મ છે. તો એવા હૃદયના સ્વતંત્ર ધર્મને માર્ગ આપતાં આપણે શા અર્થે અટકવું જોઈએ ? એ અર્થે આપણે શા માટે પાછલા પ્રચલિત વ્યવહારથી પ્રતિબાધિત થવું જોઈએ ? ના, ના, એમ કદિ પણ થવું જોઈએ નહિ. અગ્નિથી બળતાં પ્રાણીનાં હૃદય તેઓ જોઈ શકયા નથી. હૃદયની સ્વતંત્રતાની તેઓએ મુદલે ગણના કે કલ્પના કરી નથી. નહિ તો આવી કલેશકારક, દાહયુક્ત, અનેક વિઘ્ન અને અંતરાયરૂપ મર્યાદા તેઓ કદિ પણ સ્થાપિત કરે નહિ. રસના પ્રવાહમાં ધસતાં એક અંગને અન્ય અંગસંગે મરજીપ્રમાણે અમુક જ કાળ સંલગ્ન થવામાં શો બાધ ? હૃદય ક્ષણેક્ષણે સ્વધર્મ પલટે છે અને એવા પલટાતા હૃદયધર્મસંગે એ સંબંધ પણ તૂટે કે સંલગ્ન રહે એ તો હૃદયની જ સ્વતંત્ર ક્રિયા રહેવી જોઈએ. એને વળી ધર્મ, નીતિ અને વ્યવહારનાં સ્વરૂપો શા અર્થે બાધરૂપ થવાં જોઈએ ? એવા બાધથી

**શાલિની**

ભોગ્યા કાળે શેં અભોગ્યા જ થાતી
ના જે ભોગ્યા કાળશું ભોગ્ય જાતી
કા આ ધર્મો સ્થિતિ ભેદે કરીને ?
વસ્તુ એ એ, ભેદ ત્યાં કો વળી એ ?! ૨૪૪

ખરૂં સ્વરૂપ તો આજ છે કે

વૃત્તિવેગો ભેદ કો ના વિચારે
વૃત્તિ વૃત્તિ ઐક્ય થાવું જ ધારે
ઉંડે ઉંડે ઉરશું ખુંકું ચાહી
શોધે આશ્રો જ્યાં દિસે બિંબ ગ્રાહી ! ૨૪૫

એવો આશ્રય મળવામાં ફક્ત મર્યાદા અને બંધનરૂપ બેડીઓ જ વિઘ્ન

કરતા થઈ પડે છે. કાળસંસર્ગના અધ્યાસથી જ મર્યાદાનું .બંધન ઉ-લ્લંઘી શકાતું નથી. સ્થૂલરહિત આત્માનો ધર્મ વિચારતાં વસ્તુતઃ મર્યા-દા કે બંધન જેવું કંઈ જ નથી. જેથી કરી :ઉલ્લંઘવા ન ઉલ્લંઘવા જેવું કંઈપણ હોતું જ નથી. કેમકે હૃદય અને હૃદય તો દૂરથી પણ વૃત્તિસ્વરૂપદ્વારા ભાવનામય અંગે એકીસ્વરૂપમાં તન્મય નાચી રહે છે. પણ માત્ર વ્યવહાર મર્યાદા કે બંધનાદિકથી જ સ્થૂલ અને સ્થૂલ એકી સ્વરૂપમાં પ્રવર્તી શકતાં નથી. એ સહુ અધ્યાસની જ ભ્રમણા, નહિ તો અન્ય શું હોય ? અધ્યાસને લીધે જ સમગ્ર સૃષ્ટિ અનેક પ્રકારના ક્લેશ સેવે છે, સહન કરે છે અને નિરૂપાય માનતાં અનેક દાહ અને પરિતાપના ભોગ થઈ પડે છે. હું પણ એવા દાહ અને પરિતાપનુ સ્થાન થઈ પડ્યો છું અને રીબાતાં પીડાતાં હૃદયની દીનાર્ત યાચના અમલમાં મૂકી શકતો નથી. એ મારી અવસ્થા હું શું કહું?

### મંદાક્રાંતા

હૃદે કુંળું લચ્યોં લચ્યોં જતું કામઇચ્છા ધરે આ
" આવી અર્પે હૃદય ઉભરો પ્રેમનો ભોગી છું હા. "
" ત્યાં હું આત્મા વિપુલ બનશે પ્રેમનું પાન લેતાં
પાને લીના તનુકળી વળી એકી આનંદ ફૂહેતાં! " ૨૪૬

એમ ઐક્યરૂપ થતા એકી આનંદનું સ્વરૂપ કોણ વર્ણવી શકે ? એથી તો વ્યક્તિ માત્ર

### હરિણી

હૃદય હૃદયે પેશી ન્હાતાં ભૂલે સ્થૂલ સૃષ્ટિ આ
રસતણી વહે ધારા જ્યાં ત્યાં બને રસરૂપ હા !

અને એમ થતાં

રસ રસ જહાં વ્યાપી વ્યાપે કહું રસગર્ભ કો?
રસરૂપ બને ત્યાં બ્રહ્માંડો લહો કુણ સૃષ્ટિ ત્યાં ? ૨૪૭

સમગ્ર સૃષ્ટિ જ રસરૂપ થતાં રસમય આત્મા આગળ સ્થૂલભેદ, હૃદય-ભેદ અને વૃત્તિભેદ એ પણ શું ?

### ઇંદ્રવજ્રા

હું તું તણા ભેદ દિસે નહિ ત્યાં
ના વ્યાપતું કો રૂપ સૃષ્ટિનું જ્યાં
ધારી રહે જ્યાં રૂપ એજ સૃષ્ટિ
કો અન્ય–આત્માવિન–કૃર્તસૃષ્ટિ ?!! २४८

આવાં સ્વરૂપ માટે તલસતું હૃદય કેવી રીતે શમી શકે ? આવી રીતે હૃદય હૃદયનો યોગ પણ કેવી રીતે અધર્મ હોઈ શકે ? આવા યોગથી તો હૃદય વિશાળ, સમગ્ર અને પ્રેમ વર્ષાવતું થાય છે. તો સાંકડી સાંકડી ગલીઓથી પ્રેમવર્ષારૂપ હૃદયને ક્ષોભ શા અર્થે મળવો જોઈએ? પ્રેમનો પ્રવાહ તો અવિચ્છિન્ન અવિહિત જ વહવો જોઈએ. એવા પ્રેમના પ્રવાહને બાધ કે રોધ આવતાં આત્માની ગતિ સંકુચિત થાય છે, અને જીવિત માત્ર કલેશિત થઈ રહે છે, તો એ કલેશને દૂર કર્યા શિવાય અન્ય શાંતિ શું હોય? પણ એ કલેશ દૂર કેમ કરવો એ મહત્ પ્રશ્ન છે. અન્યનું હૃદય મળ્યા શિવાય પ્રેમ કેળવાતો નથી અને બળાત્કારથી અન્યનું હૃદય મળતું નથી. પણ પ્રસંગ અને સંસર્ગજ હૃદય મેળવવાનું સાધન થઈ પડે છે. તો સૈરંધ્રીના સંબંધમાં પણ એવો પ્રસંગ મળવો જોઈએ કે જેથી કરી કાળ અને સમયની અનુકૂળતાને લીધે સૈરંધ્રીનું હૃદય મેળવી શકાય. અને એવાં હૃદયની પ્રાપ્તિ અર્થે પ્રસંગ ન હોય તો પણ પ્રસંગ ઉત્પન્ન કરવો જોઈએ. (વિચારમાં પડી જતાં) પણ હા! એ પ્રસંગ કેવી રીતે ઉત્પન્ન કરવો ? હા! હા! આ તો સહુ અપ્રાપ્ય વસ્તુની જ હું સૃષ્ટિ ખડી કરી દઉં છું.

### ગીતિ.

અંગો અંગ અડી જ્યાં મુંગી મુંગી વહતી રસરેલો
નથી મળતી રસધારા, ક્યાં રચું હા આ રસસાગર ઠેલો ?!! २४९

હા! હા એવી મિથ્યા કલ્પનાથી શું? એમ છતાં પણ

### ગીતિ

દૂર રહી પીતાં પીતાં અંતર તૃષા જરી એ ન છીપતી
ઉરરસ વહી વહી આવે, રસરસ બનતાં ય તૃપ્તિ નહિ મળતી! २५०

ખરેખર આ મારી શી દશા ?

### ઈંદ્રવજ્રા

સર્જે ન કાર્યો ભમી એહ જોઉં
જોતાં સુજોતાં મનભંગ હોઉં
હા ! હા ! ન સર્જી કદિ ભોગ લેવા
સંસ્કાર આ કો મન દુઃખ દેવા ? ! ! ૨૫૧

( આમ ચિંતાગ્રસ્ત થઈ કીચક કેટલોક સમય વિચારમાં ડૂબી રહેછે.) ( જાગૃત થતાં ) હા, એ માટે માત્ર એકજ ઉપાય દષ્ટિપથતળે આવે છે. ભગિની જો સાધનભૂત થાય તોજ સૈરંધ્રીનો સંસર્ગ કે પ્રસંગ પ્રાપ્ત થઈ શકે, ભગિનીની એ દાસી છે. જેથી ભગિનીની આજ્ઞાથી એને મારી સમીપ આણી શકાય. એમ છતાં પણ ભગિની યે બંધન-યુક્ત અધ્યાસના ઉદ્‌ભાવવાળી છે. તો એમ થવામાં ભગિનીની સંમતિ કેવી રીતે મેળવી શકાય ? ( વિચાર કરતાં ) હા ! દયા એ હૃદયનો ધર્મ છે તો ભગિનીના દયાપાત્ર થવું એજ હવે માર્ગ છે. દયાનો આવિર્ભાવ થતાં ભગિની ભ્રાતને છેહ દઈ શકશે નહિ. ( પુનઃ વિ-ચાર કરી ) હા, એજ માર્ગ છે. હવે અન્ય કશોએ પ્રતિકાર નથી. માટે મારે હવે ભગિની સમીપ જ જવું જોઇએ. ( એમ સંકલ્પ દઢ થતાં ) ચાલ ત્યારે તો અત્યારે જ જાઉં. ( ઉઠી કીચક ચાલે છે. ) ( સુદેષ્ણાના મંદિર સમીપ થતાં વળી સ્વગત )

### ઇંદ્રવજ્રા

ક્રમે કરી ના મુજ પાય ચાલે
" શું ભાવ કહેવો ? " મન એજ સાલે
અધ્યાસ નિંદા કરી તોય પીડે
" હીંડું શું અર્થે ? " " શુંય હામ ભીડું ? " ૨૫૨

એમ છતાં પણ મનનો પરિતાપ જોતાં મારે અવશ્ય જવું જોઈએ. મારી અવસ્થા વિદિત કરવી જોઈએ. હવે મારાથી ટકાતું નથી. એ સૈરંધ્રી પત કરે એમ પણ નથી. રાત્રી દિવસ જંપ નથી, નિદ્રા નથી, મારી મુખમુદ્રા પણ ફીકી પડી ગઈ છે, અંગ ધ્રૂજે છે. તો

હવે કયાં જાઉં ? શું કરૂં ? અન્ય શો ઉપાય ? એ કેમ વશ થાય ? ભગિની સન્મુખ આવા વિષયની ચર્ચા અને મદનસ્વરૂપને સંતોષવાની યાચના એ ખરેખર ધૃષ્ટતા કે નિર્લજ્જપણું જ કહેવાય. નિયમ અને મર્યાદાનો ભંગ કહેવાય. પણ કરવું શું ? દાહથી અંગ પરિતાપ પામે છે અને મરણ સમીપ થતું જણાય છે તો મરણ કરતાં એ નિર્લ-જ્જપણું સારૂં. ભ્રાતના જીવિતનું રક્ષણ કરવારૂપ ભગિનીને પુણ્ય થશે. અને એમ હો વા ન હો તોપણ કલેશ પામતાં મારાં અંતરમર્મો એ નિર્લજપણું પણ સહન કરવા અધીરાં અધીરાં થઈ રહ્યાં છે. માટે કો-પણ શંકાને અવકાશ ન આપતાં ભગિનીની સમીપ થવું એજ મને તો આવશ્યક છે અને તેટલુંજ એની સન્મુખ અંતર્‌દાહનું ચિત્ર ખડું કરવું એ પણ આવશ્યક છે. ( આવા નિશ્ચયસહ કીચક સુદેષ્ણા સમીપ આવી રહે છે. )

સુ૦—( કીચકને જોતાં ) ભ્રાત ! આજ વિકળ કેમ ? તનનો અકળાટ કયા ભયનું સૂચન કરે છે ? ભ્રાત ! તને ભય પીડે એમ નથી છતાં આવી અસ્વસ્થ અવસ્થા શાથી ? ( કીચક મૌન રહે છે ) ભ્રાત ! તારાં મૌનથી મારી અધીરતા વૃદ્ધિ પામે છે. માટે તારી આવી દશા કયા ભયનું સૂચન કરે છે એ સત્વર કહે.

કી૦—( દીન ગળગળો ) ભગિની ! એ કથા કહેવાય એવી નથી. છતાં જડવત્ આકસ્મિક તારી સન્મુખ થતો હું મારી જાતને લાગું છું. ( એટલું વદી મૂક થઈ જાય છે. )

સુ૦—( કંઈક ગભરાટનાં ચિહ્નયુક્ત ) એવું શું હોય? મૂક થતી હે ભ્રાત, તારી વાણીનો રોધ શું સૂચન કરે છે ? કહેવાયોગ્ય ન કહેવા યોગ્ય જે હોય તે સત્વર કહે. હું ધૈર્યથી સાંભળવા તત્પર છું. તારૂં મૌન ઉલટું મારો ભય વૃદ્ધિ કરે છે.

કી૦—સ્નેહશીલ ભગિની ! એમ ભય પામવા કશુંએ કારણ નથી.

સુ૦—( સ્વસ્થ થતાં ) જ્યારે ભયને અવકાશ નથી ત્યારે આ સહુ અવ-સ્થાનો હેતુ શો ?

કી૦—હા, હું એજ હેતુપર આવવા ઇચ્છું છું. પણ મારૂં હૃદય ધસતું નથી, મારી વાચા ઉપડતી નથી અને અવયવ માત્ર શૂન્ય થઈ જાયછે.

સુ૦—એ કઈ અવસ્થાને માનીને ?

કી૦—અવસ્થા માત્ર અકથનીય જ છે.

સુ૦—રાજ્યવ્યવસ્થા તો સુરક્ષિત છે? શત્રુઓનો ભય તો નથી? તારા બનેવી વિરાટરાય તો ક્ષેમકુશળ છે?

કી૦—હા, એ સહુ ક્ષેમકુશળ અને સુરક્ષિત છે. મારી દશા મારાં હૃદયને માનીને જ છે.

સુ૦—ત્યારે કોઈ પણ કામના તને પીડતી હોવી જોઈએ. એ તૃપ્ત થવામાં શું કંઈ અવરોધ આવે છે?

કી૦—( નિઃશ્વાસસહ ) હા, એમ જ છે!

સુ૦—શું વિરાટરાય અનુકૂળ ન હોતાં અવરોધરૂપ થઈ પડે છે? પણ એમ બનવું અશક્ય છે, કેમકે સહુ રાજ્યસૂત્ર તારે આધીન છે. ત્યારે એ કામના તૃપ્ત થવામાં શો અવરોધ?

કી૦—પર હસ્તનું કાર્ય સ્વકૃત થઈ શકતું નથી.

સુ૦—શું રાજ્યસત્તા શિથિલ થઈ છે? શું વિરાટરાય એવી રાજ્યસત્તાનો અમલ કરવામાં મોળા પડતા થયા છે? એમ પણ ન હોવું જોઇએ, કેમકે રાજ્યસત્તાનો અમલ પણ તારે હસ્ત જ છે.

કી૦—એ કામના રાજ્યસત્તાથી તૃપ્ત થઈ શકે એમ નથી, તેમ જ વિરાટરાયની ગમે તેટલી અનુકૂળતા છતાં પણ એ કામના સંતોષી શકાય એમ નથી.

સુ૦—ત્યારે એવી કઈ તીવ્ર કામના તને આટલી બધી પીડે છે?

કી૦—હા, એ જેટલી તીવ્રા છે તેટલી જ અલભ્યા પણ છે.

સુ૦—રાજ્યપુરૂષને કંઈ પણ અલભ્ય ન હોય!

કી૦—એ રાજ્યપુરૂષની સત્તા બહાર હોઈ, ભગિની! તારી સત્તા અંગે પ્રવર્તે છે.

સુ૦—શું મારી સાહાય્યની જરૂર છે?

કી૦—હા, એમજ જણાય છે.

સુ૦—કેવી રીતે? શા અર્થે?

કી૦—અર્થ અને રીત એજ મને મૂકપણું પ્રાપ્ત કરાવે છે.

સુ૦—હું તને સમજી શકતી નથી.

કી૦—( નયન ઢાળતાં નિશ્વાસપૂર્વક ) એવી જ રીતે હું સમજાવી શકતો

નથી. ( શરીર પણ કંઇક ચમકી કંપે છે. )

સુ૦—તારા નિઃશ્વાસ શાનું સૂચન કરે છે ? કઈ અનિર્વચનીય પીડા તને બાધ કરે છે ? અને આવો કંપ પણ શા કારણે ?

કી૦—જે પીડા બાધ કરે છે તેજ પીડા કંપ કરાવે છે. એ જો કહેવા સરખી હોત તો કયારનીએ કહેવાઈ જાત.

સુ૦—( કીચકનો ભાવ કંઇક કળતાં ) મારાં પ્રયોજનવિના રાજયસ્યાલકને ઉપભોગ કરવાયોગ્ય હરકોઈ વસ્તુ અસાધ્ય હોય નહિ.

કી૦—( નિઃશ્વાસ વૃદ્ધિ પામતાં ) એમ નથી.

સુ૦—( સંકોચ પામી જતાં શું કરવું ? શું પુછવું ? વિગેરે ન સૂઝવાથી વિચારગ્રસ્ત થઈ જાય છે. મૂહુર્ત માત્ર મૌન પ્રસરી રહેતાં મૌનનો ભંગ કરી સંકોચયુક્ત ) ત્યારે તો કામના અસ્થાને હોય.

કી૦—( દીનાર્ત ) સ્થાન અસ્થાનનો નિર્ણય કરી શકું એવી સ્થિતિમાં હું નથી.

( પુનઃ મૌન પ્રસરી રહે છે. )

સુ૦—( પુનઃ મૌન ભંગ કરી નિરૂપાય ) હું પણ એ નિર્ણય કેવી રીતે કરી શકું ?

કી૦—એ નિર્ણય મારી દશાને જ સોંપવાયોગ્ય છે.

સુ૦—તો દશાને અનુસરી દશાનું યોગ્ય નિવારણ કરવું.

કી૦—યોગ્યાયોગ્યનો પ્રશ્ન અતિ વિકટ છે.

સુ૦—અહિંયાં શાસ્ત્રમર્યાદા માર્ગદર્શક છે, વ્યવહાર નીતિઓ સોપાન છે અને આત્માનો ધર્મ એ આસન છે.

કી૦—એ સહુએ વિદિત છતાં અંતર અકળાટ અસહ્ય છે, પરિતાપ પામતાં અંગની ગ્લાની નિર્વેદનીયા છે અને હૃદયની મૂઢતા એ પરમ અવધી છે.

સુ૦—સત્સંગ અને સચ્છાસ્ત્રથી હૃદયની મૂઢતાને નિવારવી એ પરમ કર્તવ્ય છે.

કી૦—ઔષધોપચાર સહુ પ્રાણાંત પહેલાં હોય છે. દેહનો ત્યાગ કરવા તત્પર થયેલા પ્રાણુને ઔષધી નવું જીવન આપી શકતી નથી.

( કઈ નારીના મોહથી કીચક પીડાય છે એ વિમાસણુમાં સુદેષ્ણા

પડી જાય છે અને કીચક પણ મૌનપૂર્વક જ રહે છે. )

સુ૦—( સંશય અને વિમાસણપૂર્વક ) ત્યારે કઈ વસ્તુ પ્રાણને ઉગારી શકે?

કી૦—મનોરથની સિદ્ધિ કે આત્મજ્ઞાન.

સુ૦—ત્યારે તો આત્મજ્ઞાનનું સેવન કરવું.

કી૦—એ માટે હૃદયનાં તત્વો અનુકૂળ નથી. પ્રસંગ, સંસર્ગ અને કાળ એ સહુને દૂર કરે છે.

સુ૦—કાળને પુરૂષાર્થથી જીતવો, પ્રસંગને દૂર કરવો અને સંસર્ગનો ત્યાગ કરવો એજ પ્રાણ બચાવવાના માર્ગ છે.

કી૦—એવું પુરૂષાર્થ હજી પ્રાપ્ત થયું નથી, પ્રસંગ પૂઠ પકડે છે અને સંસર્ગે હૃદયમાં વાસો લીધો છે.

( કોને ઉદ્દેશીને આ સહુ ક્રિયા હશે એ વમળમાં સુદેષ્ણા ગુંચવાયછે.)

સુ૦—( ગુંચવાતાં હૃદયે ) ત્યારે તો સ્થાનની યોગ્યતાવિન મનોરથ સિદ્ધિ કેમ હોઈ શકે?

કી૦—( સુદેષ્ણાનો ગુંચવાટ કળી જતાં ) એ મનોરથસિદ્ધિ ફક્ત તારા આદેશને જ અનુવશ્ય છે.

સુ૦—કયે સ્થળે શો આદેશ કરવો?

કી૦—ભગિની! રણવાસમાં નવી દાસી અપરિચિત નથી.

સુ૦—( આશ્ચર્યયુક્ત ) શું સૈરંધ્રી?

કી૦—હા.

સુ૦—હું એને આદેશ આપી શકું એમ નથી. આશ્રયસમયની એજ મારી પ્રતિજ્ઞા છે. તેમ જ સૈરંધ્રી દાસીસ્વરૂપમાં કોઈ દાસી હોય એમ લાગતું નથી. એ તેજસ્વી છે, ધર્મજ્ઞ છે, સારાં શીલયુક્ત છે. જેથી હું એને કંઈપણ કહી શકું એમ નથી. અને એવી વૃથા આશા કદિ પણ તારે કરવી નહિ. એ હમેશાં કહેતી રહે છે કે પાંચ ગંધર્વો એના પતિ છે. તેઓ આકાશમાર્ગે એનું રક્ષણ કરે છે. જેથી એને છેડવામાં કંઈપણ લાભ હું તને જોઈ શકતી નથી. એનો કેડો લેવાથી પરિણામ અનર્થરૂપ જ આવશે. માટે હે ભ્રાત! તારી મનોવૃત્તિને વાળ, સંયમનું સેવન કર, શમ અને દમને અનુવર્તનાર થા અને એ માટે દેવાદિકનો તેમની પૂજા અર્ચાથી અનુગ્રહ માગ.

કી૦—(ધૈર્યભંગ અકળાતાં ) શું ભગિની! તને અપરિચિત છે? ન તો

## શિખરિણી

શું તું ના જુવાં જોતી ? મુખરસ હું વિવર્ણ પડતો
ધ્રૂજી કંપે ગાત્રો રસહીન વહી મૂઢ બનતો !
ઉપાયે બાળું તો ત્વરિત ગતિએ વેગ વધતો
દશા હું ભૂંડી હા ! પીલી ઉછળતાં અગ્નિ ભડકો ! ! ૨૫૩

હે ભગિની !

## ઇંદ્રવજ્રા

હા મૂઢ હા હું રસમૂઢ થાતો
દેવાર્ચનાએ નહિ શાંતિ ખાતો
હા હા કહિ શું ભય ભેદતો હું ? !
સૈરંધ્રી તાપે સહુ શલ્ય છું હું ! ૨૫૪

કેમકે

## શાલિની

ધાઉં ઘેલો નેત્રશું એહ લેવા
કાર્યો ત્યાગું અંગશું રંગ દેવા
ના, ના, સૂઝે કાંઈ એવો થતો હું !
હા ! હા ! એવી અંધ ચેષ્ટા કયે શું ? ! ! ૨૫૫

સુ૦—(નિરૂપાય દિસતાં ) અત્ર હું શું કરી શકું એમ છે ? મારાથી વચ્ચે પડી શકાય નહિ. શું તને ક્ષોભ પીડતો નથી ? તારી વેદના ગમે તેમ શમાવ.

કી૦—( નિરાશાયુક્ત દૈન્યથી ) ખરેખર ! જો તું વચ્ચે પડી શકે એમ નથી તો

## શાલિની

નિશ્ચે લેજે દેહ, ના, સૃષ્ટિ જોશે
ઝૂરી ઝૂરી કાય આ પ્રાણ ખોશે
ભ્રાતા મારી સેવ સૃષ્ટિ ભલે તું
શાંતિ શાંતિ અર્પ દેહે ગુણે તું ! ! ! ૨૫૬

સુ૦—( સ્વગત શોચ કરતી ) ખરેખર આને કામપીડા અતિ પીડે છે. એનું જીવન ટકે કે નહિ એ સંશયયુક્ત છે. ત્યારે શું ભ્રાતને નજર આગળ મૃત્યુ સમીપ થતો જોયા કરવો ? ( વિચાર કરતાં ) હૃદય એ વેદના સહી શકે એમ લાગતું નથી. ભ્રાતનાં કષ્ટથી હૃદય દયાર્દ્ર થાય છે. તો નીતિને બાધ ન આવે તેમ યોગ્ય હોય તો બનતી સાહાય્ય દેવી. ( એમ વિચાર કરી પ્રકાશ ) ભ્રાત ! ભ્રાતૃભાવ દયાર્દ્ર થતાં મારાં હૃદયને તારા પ્રત્યે આકર્ષે છે. જેથી મારી પ્રતિજ્ઞાને બાધ ન આવે એવી કાંઈ સાહાય્ય મારાથી બની શકતી હોય તો કહે.

કી૦—( નવું જીવન આવ્યું હોય તેમ ) હા દયાર્દ્ર ભગિની ! હું એટલી જ યાચના કરૂં છું.

સુ૦—કેવી રીતે ?

કી૦—સૈરંધ્રીને કંઈપણ નિમિત્તે મારાં મંદિરમાં મુજ સમીપ આવવા આજ્ઞા કર.

સુ૦—હા, હું એટલું જ કરીશ. વિશેષ નહિ. પછી સમયનું કાર્ય સમય કરે.

કી૦—હે ભગિની ! આજે ખરેખર તેં મને નવું જીવિતદાન આપ્યું છે.

સુ૦—ભ્રાત ! હું તારી દયાને અધીન થઈ છું. માટે કોઈ પર્વણી નિમિત્તે મારે માટે ઉત્તમ સુરા તૈયાર કરાવજે. સૈરંધ્રીને એ સુરા લેવા તુજ સમીપ મોકલીશ. ત્યાં એની સાંત્વના કરી જોજે અને સમયને અનુકૂળ એ અનુરાગ દર્શાવે તો તારી અભિલાષા તૃપ્ત કરજે.

કી૦—હે ભગિની ! એટલી જ મારી યાચના છે. હવે હું રજા લઉં છું.

સુ૦—સુખેથી જા, ( કીચક જાય છે. ) ( કીચક ગયા પછી સ્વગત ) અહો ! આ શો વિષમ પ્રસંગ પ્રાપ્ત થયો છે ?! સૈરંધ્રી નિમિત્તે ભ્રાત માટે મારૂં દૂતિકાર્ય ! ?! અહો કાળ ! તું અગમ્ય છો અને તારી ક્રિયા પણ અગમ્ય હોઈ વિચિત્રતાપૂર્વક જ પ્રવર્તે છે પ્રાણી માત્ર તારાં નચાવ્યાં નાચે છે. પુરૂષાર્થ તો અત્રે નિર્માલ્ય સ્વરૂપમાં સૂતું ઘોરતું જ જણાય છે. હે કાળ ! પુરૂષાર્થે તારો જય કરવો એ શું અચિંત્ય જ છે ? એ શું અશક્ય જ છે ? આ સમયને માની ખરે એ સહુ એમ જ દિસે છે ! ! ! ( આવા આવા વિચારમાં સુદેષ્ણા શમી જાય છે. )

ઈતિ ચતુર્થ અંકે તૃતીય પ્રવેશ.

# પ્રવેશ ૪ થો.

## સુદેષ્ણામંદિર.

( કીચક તરફથી સુરા લેવા સૈરંધ્રીને મોકલવાનું કહેણ આવતાં કીચકની યાચના પર અવલોકન કરતી )

સુ૦—( સ્વગત ) અહા ખરેખર !

### હરિણી

મદવિકલના પીડે આ શું ? નહા જરી જંપતો !
અર્ધોર અર્ધોરો બ્હીલો બ્હીલો શું ચક્ષુશું કંપતો ? !
ક્ષુભિત નયનો દીસી લુખાં, છતાં સ્થિર એ વળી
હૃદય નુર હા ઊડી જાતાં શું મૂર્ત્તિ શિલા ખરી ? ! ! ૨૫૭

હા જ્યાં

દીન વચન એ યાચવામાં ધ્રૂજી વપુ આવતાં
મિત મૂક થતાં સ્તબ્ધાં ગાત્રો શું મૃત્યુ સુણાવતાં ? !
બળહીન હૃદે છાયા વિંટ્યું ચુરાઈ ડુબી જતું
અવયવ જડાં ચેષ્ટાહીણાં દુઃખે દુખ હું થતું ! ! ! ૨૫૮

અને એથી જ

### ઇંદ્રવજ્રા

જોતાં દશા હા મુજ બંધુ કેરી
થાતી દયાર્દ્રા જ્યમ મૃત્યુએરી !
મર્મે સુતેલાં જન જોઈ ચક્ષુ
કો ? કો ! ન અર્પે નિજ આત્મ રક્ષ્યું ! ! ! ૨૫૯

અનુભવસિદ્ધ ક્રિયા તો આજ છે કે

### ઉપેંદ્રવજ્રા

દયાર્દ્ર થાવું લહું આત્મભાવો
દુઃખે દુખાતાં હૃદયે શું હાવો !

ઉગારવું મૃત્યુ સમીપ થાતું
આત્માપ્રભાવો લહુ કો ન પાતું ?!! ૨૬૦

એમ છતાં કહેવાય કે

ઇંદ્રવજ્રા

વૃત્તિતણા વેશ હીણા દીસે જ્યાં
કો અર્થ વા ધર્મ ઉગારવા ત્યાં ?

તો પ્રત્યુત્તર એટલો જ કે

લેતાં પ્રયાસો બળ આત્મ નાસે
શેં ત્યાં ન ઉગારવું ? દેહ આશે ! ૨૬૧

કેમકે જ્યાં

વ્યાપે નિરાશા બળઆત્મ સેવે
કીધા પ્રયાસો બળ ના જ દે એ
હા વ્યાપતું જ્યાં વૃત્તિ ઝાઝું
નિર્માલ્ય કાયે લહુ મૃત્યુ સાચું ! ૨૬૨

એથી જ હા ખરેખર જ્યારે વૃત્તિઓ મનુષ્ય માત્રને ઘેરવાની પ્રેરણા કરે છે ત્યારે એ વૃત્તિઓને અટકાવનાર પુરૂષાર્થ સ્વાભાવિક વધુ ઓછો તો થાય છે. પણ સમગ્ર આત્માનું બળ પોષણ પામેલું ન હોવાથી વૃત્તિઓ પ્રાધાન્ય પદે થઇ પડે છે, પુરૂષાર્થ દબાઈ ડૂબી જાય છે અને વૃત્તિનાં બળ આગળ પુરૂષાર્થનું બળ પ્રાપ્ત થઈ સતેજ સ્થિતિપર આવતું ન હોવાથી નિરાશા અને દીનતા પ્રવર્તી, અવયવ માત્ર શિથિલ, ગાત્ર ઢીલાં, અંગ નિર્બળ, ચેષ્ટામંદ થઈ, નિરાશાના ભારતળે દબાતાં જીવનનો અંત આવે છે.

ઇંદ્રવજ્રા

તારો તરી જ્યાં નદી વેગ કાપે
ધાતો નદી ઓઘ તુ કાય દાખે
જાપે તણાયો પુરૂષાર્થ વેગી
ત્યાં શૂન્ય કાયે થતું ના શું એલી ?! ૨૬૩

જ્યાં આવી રીતે કાયા શૂન્ય થઈ ગઈ હોય, નદીઓઘ ઘસડી જઈ મૃત્યુ આણતો હોય, અને પુરૂષાર્થ નિહત હોય, ત્યાં પ્રાણદાન એ શું આત્મધર્મ ન હોય? આત્માએ આત્માનું રક્ષણ કરવું અને પોષણ કરવું એ અનિવાર્ય મનોભાવ અને આત્માનો પ્રભાવ છે. એ આત્મા-પ્રભાવનાં બળથી જ દયા, કરૂણા, સહાનુભૂતિ, પરોપકાર આદિ પ્રાણી માત્રમાં ઉદ્દ્ભવ થાય છે. જેથી કરી જ્યાં આત્મ મૃત્યુસ-મીપ થઈ મૃત્યુવશ થતો હોય, અને એવા આત્માને ઉગારવા યોગ્ય પ્રસંગ પ્રાપ્ત થતો હોય, ત્યાં ગમે તે પ્રકારે આત્માને ઉગારવા સિવાય અન્ય ધર્મ હોતો કે હોઈ શકતો નથી. એમ ન થાય તો વ્યાવહારીક ધર્મ કે વ્યાવહારીક મર્યાદા લોપ પામે છે. એથી પણ અધિક એમ થવા માટે આત્માનું સર્વસ્વ આપી આત્મા ઉગારવો એ આત્માનો સર્વોત્કૃષ્ટ ભાવવાળો, સર્વોપરી પ્રભાવવાળો ધર્મ, ઉન્નત આત્મહૃદય-ધામમાં, થનથન નાચી રહે છે. તનમનાટ મચાવી મૂકે છે અને સર્વ પ્રકારે આત્મભોગ અર્પવા તત્પર થઈ રહે છે. શાસ્ત્ર પણ આજ્ઞા કરે છે કે અણી સમયે મૃત્યુ પામતાં પ્રાણીને ગમે તે ઉપાયે જો બચતું હોય તો ઉગારવું. અત્ર દોષ, અદોષ, ધર્મ, અધર્મ નહિ જોવો એજ ધર્મ છે. કેમકે એ સમયે આત્મા વૃત્તિને વશ ન હોતાં, આત્મા પોતાના ઉન્નત સ્વપ્રભાવ ઉપર જ હોઈ, સ્વઅર્પનાર થાય છે. અને એમ થતાં સ્વવિશાળતા, સ્વસમગ્રતા, સ્વપ્રભાવ, સ્વનિસ્પૃહતા અને સ્વપ્રેમનો જ પ્રકાશ અને પ્રવાહ પ્રવર્તાવે છે. વૃત્તિનો ધર્મ અને આ-ત્માનો ધર્મ આ બન્ને ભિન્ન ક્રિયા છે. વૃત્તિનો ધર્મ દોષયુક્ત હોય પણ આત્માનો ધર્મ તો કોઈ પણ કાળે દોષયુક્ત હોઈ શકે નહિ. માટે અત્ર હું પણ આત્મધર્મ અદા કરવાની સ્થિતિપર આવી પડી છું. અહિં ભ્રાતની મદનચેષ્ટારૂપ 'વૃત્તિક્રિયા પ્રાધાન્ય ક્રિયા નથી. પણ ભ્રાતનાં નાશ પામતાં જીવનનું રક્ષણ અને તેથી ભ્રાતના આત્માનું રક્ષણ એજ પ્રાધાન્ય ક્રિયા પ્રવર્તે છે. ભ્રાતપ્રત્યેના ભાવ, સ્નેહ કે મમતા તરીકે નહિ પણ આત્માનો આત્મા પ્રત્યે ધર્મ એજ સર્વોપરી સત્રન્યાયે અત્ર મારી ક્રિયા પ્રવર્તે છે. જેથી કરી મૃત્યુ સમીપ થતા ભ્રાત કે કો અન્ય પ્રાણીને જો સ્વસત્તા અને બળ હોય તો ઉગારવા પ્રયત્ન કરવો એ અનર્થ, અધર્મ કે દૂતીકાર્ય કેવી

રીતે હોઈ શકે ? ( આવા વિચારનાં આંદોલનમાં સુદેષ્ણા સૈરંધ્રીને બોલાવવાનો વિચાર કરતાં પ્રકાશ ) નિપુણિકા !

નિ૦—દેવી ! શી આજ્ઞા ?

સુ૦—સૈરંધ્રીને અત્ર બોલાવ.

નિ૦—જેવી દેવીની આજ્ઞા. ( જાય છે. )

સુ૦—( નિપુણિકા જતાં પુનઃ વિચારપર ચઢી :સ્વગત ) જ્યારે ધર્મનો અત્ર આવો જ નિશ્ચય થાય છે તો હવે મારે સૈરંધ્રીને કેવી રીતે ઉપદેશવી ? કેવી રીતે પ્રેરવી ? આ બહુ મુંઝવણના પ્રશ્ન છે. એની ચેષ્ટા, એનાં સ્વભાન, એનું તેજ અને એના આચાર અને વિચાર ઉપરથી તો એ દૃઢાન્વિત, અચળ તેજયુક્ત પતિવ્રતા નાર જણાય છે. એની સંગે આવા વિષયનું સ્ફોટન કેવી રીતે કરવું ? ( વિચાર કરી ) એવા વિષયમાં ચર્ચાનું કામ નથી. મદિરા લઈ આવવા સૈરંધ્રીને આજ્ઞા કરવી અને પ્રસંગનો ધર્મ પ્રસંગ અને કાળને અનુસરી સાચવવો એટલું જ મારૂં કાર્ય. ( એવે સૈરંધ્રીને આવતી જોઈ ) પેલી સૈરંધ્રી આવતી જણાય છે.

સૈ૦—( સમીપ થતાં ) આજ્ઞા, દેવી !

સુ૦—કીચકના મંદિરમાં જઈ મારે માટે મદિરા લઈ આવ, મને અતિ તૃષા લાગી છે.

સૈ૦—( વિચારમાં પડી જાય છે. ) ( તરત જ જાગૃત થતાં ) દેવી ! એવી આજ્ઞા મા કરો. અન્ય દાસીઓથી પણ એ કાર્ય થઈ શકે એમ છે.

સુ૦—મારી આજ્ઞાનું ઉલ્લંઘન થશે નહિ.

સૈ૦—( કંઈક રોષયુક્ત ) કીચક કામાસક્ત છે. એટલું જ નહિ પણ નિર્લજ્જ છે. દેવી ! એ તમો જાણો છો દેવી ! તમારો આશ્રય વ્યભિચારયુક્ત વાસનાઓને અધીન થવા શોધ્યો નથી. આશ્રયની યાચના સમયે એ મારી પ્રતિજ્ઞા તમને સુવિદિત જ છે. દેવી ! કીચક મારો તિરસ્કાર કરશે અને એમ થતાં એનું પરિણામ સારૂં આવશે નહિ. એથી જ હું ત્યાં જઈશ નહિ. આજ્ઞા કરવાલાયક બીજી અનેક દાસીઓ છે.

સુ૦—તું મારી આજ્ઞાથી જાય છે જેથી તને એવા ભયનું લેશ માત્ર પણ કારણુ નથી. એ તારો તિરસ્કાર નહિ કરે. તારે અવશ્ય જવું જ પડશે.

સૈ૦—( સ્વગત ) હા ! કાળની એમ જ મરજી છે તો કાળને અધીન થાઉં. આજ કીચક મૃત્યુ માગે છે. એ હવે જીવે એમ લાગતું નથી. હું નિરૂપાય છું. ( એમ વિચારી ) દેવી ! જેવી મરજી ! કાળ બળવાન છે ! ! !

સુ૦—( આંગળીથી બતાવી ) પેલું ઢાંકણુસહિત કનકપાત્ર લઈને જા.

સૈ૦—હા દેવી. ( ઢાંકણુસહિત કનકપાત્ર લઈને જાય છે. )

( જતાં જતાં માર્ગમાં સ્વગત )

ઇંદ્રવજ્રા

હા ધિક્ક સેવા કરી ધર્મ રૂહેતો !
સેવે હીણી વૃત્તિ નીચો જ વ્હેતો
હા ધર્મ લુપે કહું આત્મ અર્પે
આત્માતણો ભોગ જ કોણ કલ્પે ?! ! ૨૬૪

સર્વથા સેવા ધર્મને જ ધિક્કાર છે. પરવૃત્તિનાં પોષણુઅર્થે આત્માની અધોગતિ કરવી એ કરતાં જીવનનો અન્ય ધ્વંસ શો હોય ? આમ જીવનનો ધ્વંસ થતાં જીવનનું સાફલ્ય પણ શું ? જે જીવન આત્માનો ઉત્કર્ષ કરી શકતું નથી, જે જીવન આત્માનો ઉત્કર્ષ દર્શાવી શકતું નથી અને જે જીવન આત્મામાં આત્મામય થઈ પરિપાક પામતું નથી કે પરિપાક પામી શકતું નથી તે જીવન હા ! હા ! અઘોર અંધકાર માટેજ નિર્માણ થયેલ છે. પરવૃત્તિ માટે પરતંત્ર દાસત્વવાળું જીવન કયે કાળે ક્યાં સામર્થ્યથી ઉદ્ધરી શકે ! એવા ઉદ્ધાર માટે એવાં જીવનને માર્ગ પણ શો ? ખરેખર નર્કરૂપ પરતંત્રતામાં જ સડવા એ તો નિર્માયલું છે. હે આત્મસ્વરૂપ ! હે જ્યોતિસ્વરૂપ ! હે તેજસ્વરૂપ ! સૃષ્ટિના ધારણુહાર, સૃષ્ટિના સ્તંભ અને સૃષ્ટિમાં હે સર્વવ્યાપકસ્વરૂપ ! સ્વસ્વરૂપની રક્ષા કરો, સ્વસ્વરૂપનું તેજ પ્રકાશો ! હે સૂર્યસ્વરૂપ ! હું પ્રાર્થના કરૂં છું. આ મારી પ્રાર્થના સ્વીકારો ! આપનાં સ્વજ્યોતિમય સ્વરૂપને બળપૂર્વક પ્રકાશમય, તેજોમય દર્શાવો ! ! ! દર્શાવો ! ! !

### ઈંદ્રવજ્રા

જ્યોતિ નમું હું રહી સર્વે વ્યાપી
આત્માવિષે વ્યાપતી કષ્ટ કાપી
એ જ્યોતના ઓધ અહિં ધસો લ્યાં
રક્ષો ! સુરક્ષો ! દુખ પામતી જ્યાં ! ! ! ૨૬૫

હે દેવ !

જ્યાં ભક્તના ભાવ અધીન રૂહેતો
આ દુષ્ટના રંગ તું શિદ જોતો ?!
હે દેવ આવી સદુ સ્હાય દેજે
આ દુષ્ટથી હુંય ઉગારી લેજે ! ! ! ૨૬૬

( આમ અંતરૂચિંતન કરતાં કરતાં ) હે સૂર્યસ્વરૂપ ! આપનો પ્રકાશ વૃદ્ધિ પામો, વૃદ્ધિ પામો ! ! ! અચળ વ્રતાન્વિત એવી મને ઉગારો, ઉગારો ! ! ! હું આપની જ્યોતિમય છું. આપ જ્યોતિસ્વરૂપ છો. એ જ્યોતિસ્વરૂપ અખંડ અવિચળ પ્રકાશમય રહો, પ્રકાશમય રહો !!! એનો પ્રકાશ સર્વત્ર પ્રવર્તો, સર્વત્ર પ્રવર્તો ! ! ! એ સર્વને જ્યોતિરૂપ કરો, જ્યોતિરૂપ કરો ! ! ! સર્વ વિઘ્ન વિડારો, અંધકાર હણો અને સર્વત્ર આપ જ્યોતિરૂપ જ રહો ! ! ! જ્યોતિરૂપ જ રહો ! !! ( જાણે અંતરથી કંઈ અનુમોદનપૂર્વક પ્રકાશ અર્પતું હોય તેમ ) હે સત્યસ્વરૂપ ! તું જ સત્ય છે ! ! ! તું જ સત્ય છે ! ! તું જ ઉત્કૃષ્ટ છે ! !! તું જ ઉત્કૃષ્ટ છે ! ! ! તું જ બળવિદ છે ! ! ! તું જ બળવિદ છે ! ! ! તુંજ શૌર્ય છે ! ! ! તુંજ શૌર્ય છે ! ! ! તું જ બળશ્રેષ્ઠ છે ! ! ! તું જ બળશ્રેષ્ઠ છે ! !! ભય મિથ્યા છે, ભાવ મિથ્યા છે, તુંજ બળરૂપ છે ! ! ! તુંજ બળરૂપ છે ! ! ! ( એમ ધ્યાન ધરતી, અંતરબળ પામતી, ધ્યાનલીન હૃદયના ઉંડાણમાં પ્રવેશી સ્થિર થઈ જાય છે. ) ( પુનઃ જાગ્રત થઈ બળ પામેલી એવી ભયરહિત આગળ ચાલવા લાગી. ) ( ચાલતાં ચાલતાં પુનઃ ) પણ અરે હે આત્મસ્વરૂપ !

### શાલિની

આ સૃષ્ટિશું લ્યાં દિસે કા વિહારો ?
ચેષ્ટારૂપે ભિન્ન ભિન્ના !! શું ધારો ?

કો જ્યાં ધર્મી ધર્મભાવે જ રૂહેતા ?
તો કો હા એ ધર્મ ઉચ્છેદ દેતા !!! ૨૬૭

## ઇંદ્રવજ્રા

ઉચ્છેદ પામી જવ ધર્મ વ્હેતો
ચેષ્ટા પશુ ત્યાં કહું કોણ સ્હેતો ? !
હા ધર્મ ! હા ધર્મ ! ઉઠે જ વાણી
દીનાર્ત ચેષ્ટા નહિ છે અજાણી !!! ૨૬૭

હા ખરેખર આવી દીનાર્ત ચેષ્ટાથી વ્યવહાર પરિતાપ પામતાં છતાં પણ વ્યવહાર તો ધર્મને લોપનાર ક્રિયાનું જ સેવન કરે છે એજ આશ્ચર્ય છે. નહિ તો

## શિખરિણી

અહિં શું આ સેવે ? દ્રુપદતનયા દુષ્ટ મતિઓ !
જીવે શું આ કંકે ? ઉદર ભરવા ઘૃત રસિયો !
શું જ્યાં ચૂલો સેવે ? શુર પુરૂષ કો બલ્લવ બની !
કદિયે શું નાચે ? સુરપતિ સમો નૃતુર ધણી ! !! ૨૬૮

ખરેખર દૈવપ્રભાવ જ બળવાન છે, કે ધર્મનો લોપ કરનાર વૃત્તિઓ કંઈક કાળ વ્યવહારમાં જય પામી અધર્મીઓને ઉલ્લાસપૂર્વક તેમનાં હીન કાર્યમાં સહાયભૂત થઈ તેમનાં હીન કાર્યની પ્રેરક થઈ પડે છે. હે વૃત્તિઓ ! તમારાં સ્વરૂપ અચિંત્ય છે ! તમારી ક્રિયા અગમ્ય છે ! અને તમારાં ફળ પણ અદશ્ય જ છે !!! એમ છતાં પણ અધમ વૃત્તિઓની પરિસીમાથી હદ ! દુર્યોધન અને દુઃશાસનનાં કૃત્યને ભૂલાવે એવાં કીચક અને સુદેષ્ણાનાં વૃત્તિપ્રક્રિયારૂપ ચિત્રોથી તો પરાકાષ્ઠાની અવધી ! શું ભગિની ભ્રાતનાં મદનચેષ્ટારૂપ ચિત્રોમાં પ્રવેશી શકે ? શું ભગિની ભ્રાતની દૂતી બની ભ્રાતને મદનરૂપ કાર્યસાધક થઈ પડે?! અહિં કઈ મનોવૃત્તિનો ધર્મ પરિપાક પામે ? અહિં મદનસ્વરૂપનું કયું રૂપ વિકાસ પામે ? ભગિનીનો શો ધર્મ ઉદય પામે ? ભ્રાતનાં મદનસ્વરૂપમાં પ્રવેશ કરતાં ભગિનીનાં લજ્જાસ્વરૂપે શું એને ન ઘેરી ? શું એને ન વારી ? શું એનું યશસ્વરૂપ આડે ન આવ્યું ? શું એને કી-

ર્તિની ભીતિ નહિ નડી ? શું એને પ્રભુના કોપનો ડર ન લાગ્યો ? વ્યવહારસ્વરૂપમાં હીન ગણાવવારૂપ હૃદયદંશ કે હૃદયક્ષોભ શું એનાં વૃત્તિસ્વરૂપને અટકાવનાર અભેદ્ય દિવાલ થઈ ના પડ્યાં ? હા ! હા ! આ સહુ શું કોઈએ પણ આડે ન આવ્યાં ? શું એણે સ્વહૃદયને તેમ જ ભ્રાતનાં હૃદયને પોતાના વિવેક, મર્યાદા, લજ્જા, શરમ, ભીતિ, યશ-લોપભય, પ્રભુના કોપરૂપ ત્રાસ અને વિનય આદિક ધર્મથી ન સમજાવ્યાં ? હા ! શું ત્યારે ભગિનીનો **હૃદયધર્મ** આ સહુ સહન કરી શક્યો ? શું ભગિનીનો **શરમધર્મ** આ સહુ ઉલ્લંઘન અવલોકન કરી શક્યો ? શું ભગિનીનો **આત્મારૂપધર્મ** આડે ન આવ્યો ? હા ! હા ! નજ આવ્યો!!! નહિ તો આ પરીણામ શું કરવા આવત ?!! મને મદિરા લેવા પ્રેષવા નિમિત્તે ભ્રાતની મદનઅભિલાષા સંતોષવા શું કરવા ઇચ્છત ?! એવાં કાર્ય માટે તત્પર પણ શું કરવા થાત ?! હા ! હા ! હે અધમ સ્વરૂપો ! તમારાં હૃદય નષ્ટ થઈ ગયાં છે ! તમને વિવેક અવિવેક, ધર્મ, લજ્જા, મર્યાદા, આત્મા અનાત્મા, આત્માનો પ્રકાશ આત્માની સમગ્રતા આદિ કશાનું ભાન રહી શકતું નથી !!! તમારૂં હૃદય એવું ભાન જાળવી શકતું નથી ! તમારી બુદ્ધિ નિર્મળતા, સત્યપરાયણતા, તુલના આદિ ન્યાય અને માર્ગદર્શક શક્તિઓ સહુ લોપભાવને પામી ગઈ છે ! તમો વૃત્તિઅધીન વૃત્તિરૂપ જ થઈ ગયાં છો ! તો એજ વૃત્તિ તમારો વિનાશકર્તા નિવડો ! એજ વૃત્તિ તમારો વિનાશ કરો ! વિનાશ કરો ! એજ વૃત્તિ તમારા વિનાશનું કારણ હો ! કારણ હો !!! એજ વૃત્તિ તમને યમયાતના કરાવો ! યમયાતના કરાવો !!! હે આત્મસ્વરૂપ ! હે સૂર્યસ્વરૂપ ! અધમવૃત્તિનો સંહાર કરો ! સંહાર કરો !!! આત્મતેજનું રક્ષણ કરો !!! રક્ષણ કરો !!! અને સ્વજ્યોતિમય થઈ રહો !!! સ્વજ્યોતિમય થઈ રહો !!! એજ બળ, એજ સંકલ્પસંગે રહી રક્ષો !!! રક્ષો !!! હે દેવ સર્વત્ર સર્વથા રક્ષો !!! રક્ષો !!! ( આવી રીતે અંતરધ્વનિની ઉઠતી ક્રિયામાં સૈરંધ્રી કીચકના મંદિર સમીપ આવી રહે છે અને દ્રૌપદીનું રક્ષણ કરનાર કોઈ દૈવીપાત્ર સંગે રહેતું હોય એવો દ્રૌપદીનો મનોભાવ બળાન્વિત વહતો રહે છે.)

ઈતિ ચતુર્થ અંકે ચતુર્થ પ્રવેશ.

# પ્રવેશ ૫ મો.

## કીચકમંદિર.

કી૦ –( સૈરંધ્રી કીચકના મંદિરમાં પ્રવેશી કીચક સમીપ થાય છે એવે સૈરંધ્રીને ઘેરી ) હે સૈરંધ્રી! મારૂં મન અતિ અકળાયું છે. તું આવી એ ઘણું સારૂં થયું. હવે તારે મને વધુ પીડા આપવી એ યોગ્ય નથી. મદનવિલાસની મારી કામના તૃપ્ત કર. સારૂં થયું કે આટલા વિલંબે પણ તું હું સમીપ થઈ. રાજ્યપુરૂષનાં શયનગૃહનો અનંગરંગ કોને અપ્રિય હોય? વિલાસચેષ્ટામાં રમી રહેલું મારૂં મન મને અતિ અકળાવે છે.

સૈ૦—( આત્મચિંતન કરતી મૌન રહે છે ).

કી૦—હે સૈરંધ્રી! જો તો ખરી

### વસંતતિલકા

આદર્શ રત્ન તુરતો બહુ જ્યાં પ્રકાશે
પુષ્પે કરી પ્રસરતો મદગંધ ભાસે
મ્હેકી સુગંધ શયને ઉર તો વિલાસે
નાના ખીલી રૂપ રૂપો રસ જો ઉલ્લાસે! ૨૭૦

હે સૈરંધ્રી! વળી જો જો

### ઉપજાતિ

અનંગચેષ્ટા બહુ રૂપ ભાસે
આદર્શછાયાં ઉર કોડપાશે
વિલાસજ્વાળા અહીં રંગ માતાં
ઉરાશું ઉરો કહુ કો શમાતાં?!! ૨૭૧

( હજીપણ કોપાનળયુક્ત સૈરંધ્રી શાંત રહતાં ) હે સૈરંધ્રી! આવા ઉરનો લ્હાવો કોણ ત્યાગી શકે?

### માલિની

વરતનુ! સુખ શૈય્યા, રંગ ભૌગ્યા હું સેવો
કનકણુશું જ્યોતો ઓપ આપે તું કેવો

પ્રસરી ઝળકતી આ, ધાર કોને ન ઝાંખે ?
વપુરસ તવ જોતાં, જ્યોત ખીલે હું અંગે ! ૨૭૨

( સૈરંધ્રીને હજી પણ મૌનપૂર્વક જ જોતાં ) હે પ્રકાશવદને !

**મંદાક્રાંતા**

જ્યોતે ઝાંખાં નયન મુજ આ જ્યોતુશું સ્નાન ઈચ્છે
ધારા કો આ મુખ બહવતી, તીવ્ર સુર્યાંશું ફેંકે ?
જોઉં છૂટે સુતનુ ! તુજ આ અંગશું રૂપજવાળા
ભેદે મર્મો હૃદય મુજ આ કંપતાં શીત કાલાં !!! ૨૭૩

વળી હે સુરૂપે !

**ઈંદ્રવજ્રા**

ધાતી હું આ વૃત્તિ તું અંગઅંગે
આસ્વાદ ચૂસે મુખ રંગરંગે
આશ્લેશ ગાઢે ઉર ઉંડુ જાતું
વિંટાઈ વેલે સહુ અંગ ન્હાતું !! ૨૭૪

( સૈરંધ્રી જવાનો માર્ગ બંધ જોઈ કલેશ પામતી કંપતી સ્તબ્ધ. મૂક, શન્ય થઈ ઉભા રહે છે. ) ( એવે વળી ) હે સુગાત્રી ! આ તો માત્ર હૃદયનું જ રમણ છે, હૃદયનો જ રાસ છે, હૃદયનોજ રંગ છે પણ વસ્તુપ્રાપ્તિનું સત્ય સુખ નથી એ ભાન થતાં હે રસાર્દ્રે ! મારૂં મન અતિ પરિતાપ પામતું અકળાય છે ! ( સૈરંધ્રી હજી પણ મૌન ધરી રહતાં વધુ મૌન સહન નહિ થતાં ) હે સુકેશી ! મારામાં અધીરતા વૃદ્ધિ પામતી જાય છે. માટે શયન ઉપર આવ અને આ મદિરા પાન કર.

સૈ૦—( મૌનભંગ કરતાં રોષપૂર્વક ) હે નૃપશ્યાલક ! મને તો સુદેષ્ણાએ તમારી પાસે " અતિ ત્વરાએ મદિરા લઈ આવ " એવું કહી મોકલી છે. સુદેષ્ણાને તૃષા લાગી છે.

કી૦—હે કલ્યાણી ! મદિરા તો બીજી દાસીઓ પણ લઈ જશે માટે તું પરિતાપ પામતાં આ મારાં અંગને શાંતિ આપ. ( સૈરંધ્રી કંઈપણ ન વદવાથી કીચક સૈરંધ્રીનો હસ્ત પકડે છે અને એમ પકડતાં )

## માલિની

શમન કર હું તાતાં અંગ આ જ્યાં ધીકેલાં
વપુ સમીપ હું થાનાં કેમ જાશે છુટેલાં?

સૈ૦—( હસ્ત તરછોડી નાસવાનું કરતાં ) હે હરિ !

## ઇંદ્રવજ્રા

સંકલ્પ કૂડો કદિએ ન કીધો
ઉગારજો જ્યાં હણી દુષ્ટ સીધો !
કેડો ન છોડે કદિ પાપી આ તો
ધાજો પ્રભુ સદ્ય હું રક્ષવા તો !! ૨૭૫

( સૈરંધ્રી નાસે છે એવે )

કી૦—( ખભાપરનું વસ્ત્ર ખેંચતાં )

સુમનકળી શું કુંળું અંગ ખુલ્લું થતું જ્યાં
મધુ નિબિડ રસાર્દ્રા ભૃંગ ચંચુ ભરે ત્યાં !!! ૨૭૬

( એમ વદતો સૈરંધ્રી પાછળ કીચક ધસે છે. સૈરંધ્રી કીચકને તરછોડી વસ્ત્ર છોડાવી કીચકને જોરથી હડશેલી મૂકે છે. કીચક પડી જાય છે. એટલે સરંધ્રી વિરાટની સભામાં જ્યાં કંક આદિ સહુ બેઠા છે ત્યાં શરણે આવી રહે છે. કીચક પણ ઊઠી પાછળ ધસતો આવી સૈરંધ્રીના કેશ સભામાં ઝાલે છે. સૈરંધ્રીને ભૂમિપર પાડી લાત મારે છે એવી સ્થિતિમાં )

સૈ૦—

## શાલિની

રક્ષો ! રક્ષો ! શક્તિ સત્યે રહી જે
પાપી પીડે કેશ ઝાલી અહિંયે
આવી દેવો ! પાશ પાપીથી છોડો
જ્યાં ત્યાં સંગે આવી મૂકે ન કેડો !!! ૨૭૭

( એવે એકાએક રાક્ષસરૂપે કોઈ દેવ પ્રવેશ કરી કીચકને ઘસડી જઈ પછાડે છે. ભીમસેન આ સહુ જુએ છે. ) ( જોતાં જોતાં )

**ભી૦**—( સ્વગત ) આ સહુ હું શું જોઉં છું ? !!

**સ્રગ્વિણી**

કાળ કોપી કરે કેર ઝાઝો અરે
દુષ્ટ લોકો દમે દ્રૌપદી બો ! બળે ! !
શૌર્ય છૂપાં દહે દેહને બાળતાં
ક્રોધ વેષ્ટિત હા અંગ ઉકાળતાં !!! ૨૭૮

( ઉકળાટમાં ) આ સહુ કેમ સહન થાય ?

ના ના હવે એ સહુ આજ સ્હેતો
ઉભો રહે દુષ્ટ ! ઉભો રહી જો !!
આ ભીમ ભીડે ભુજબંધ જ્યારે
આશ્લેશ દેતાં જીવ ક્યાંય પાળે ? !! ૨૭૯

( આમ ક્રોધાવેશમાં ભીમ ઊભો થવા જાય છે એવે )

**કંક**—( સૂચનરૂપે અંગુઠાનું મર્દન કરતાં )

**ઈંદ્રવજ્રા**

ચિંતા કરો બલ્લવ આ શું આમે ?
જુઓ શું વૃક્ષો કહિં અગ્નિ કામે ?
છે વૃક્ષ ભૂમિ નહિ દૂર લ્યાંથી
ઉખેડશો વૃક્ષ બહુજ ત્યાંથી ! ૨૮૦

**ભી૦**—( સમસ્યા સમજી જતાં કંઈક સ્વસ્થ થઈ ) હા કંકઋષિ ! એજ વિચારમાં હું હતો. આપે સત્ય કલ્પના કરી.

**સૈ૦**—( એવે રોતી રોતી સભામાં ઉભી રહી આક્ષેપ કરતાં )

**શાર્દૂલવિક્રીડિત**

ઝાલી કેશ ઝીંકે ભૂમિપર અરે દુષ્કૃત્ય શું ના જુઓ ?
ત્યાગે ધર્મ પાડે જહાં નીચ જનો આર્યત્વ શેં લ્યાં ખુંઓ ?
હા નિર્માલ્ય હદે જુએ નિચું વળી, વાણી વદે કો ન યે
આર્યો શૌર્ય ગુમાવતાં મૂક રહે, આર્યત્વ લ્યાં ક્યાં અરે ?!! ૨૮૧

( સભામાં કંકરૂપી યુધિષ્ઠિર, ભીમ અને કોઈપણ સભાસદ ન વદતાં વળી )

### દ્રુતવિલંબિત

બળ છતાં બળહીન થઈ જુએ
નૃપતણો યશ કેમ સહુ ખુએ ?!
ન વદતા નૃપ કંક સભાવિષે
નૃપ શૂરાતન જ્યાં મૂક શા મિષે ?!! ૨૮૨

( એવે )

**વિરાટ૦**—હે સૈરંધ્રી ! મિથ્યા આક્ષેપ મા કર. કલહનું તત્વ જાણ્યાવિના ન્યાયતુલના થઈ શકે નહિ.

**સૈ૦**—હે રાજન્, ન્યાય છણવા અને આપવાની શક્તિ છતાં અને એવી ન્યાય આપવાની સ્થિતિમાં છતાં જે મનુષ્ય મૂક રહે છે તે અધર્મને જ પ્રાપ્ત થાય છે. હા ! હા ! અત્ર તો સહુએજ મૌન ધારી રહ્યા છે.

### શાર્દૂલવિક્રીડિત

દ્રષ્ટા સ્વામી સભાવિષે દીનમુખા, આક્રોશ દેતાં જુઓ
શેં શૌર્યાન્વિત હા છતાં સમય આ, દુષ્કર્મ મૌને જુઓ ?!
દેજો આશ્રય દીન આર્ત જનને, શું સત્યપાશે વસો ?!!
પીડે છે સૂતપુત્ર નારી અબળા હે ધર્મ ! જ્યાં ધર્મ શો ?!! ૨૮૩

( જેમને ઉદ્દેશીને વદી તેમના તરફથી કંઈપણ પ્રત્યુત્તર ન મળતાં ) હે મત્સ્યાધિપ ! ( વિરાટને સંબોધતાં છતાં પોતાના સ્વામીને આક્ષેપ આપતી )

### વસંતતિલકા

ગંધર્વ કાળબળશું નિરવીર્ય જોતી
નિસ્તેજ શૌર્ય દિસતાં અહિં અશ્રુ લોતી
હા નૃપ ધર્મ લુપતાં નપુસંક જોતા
ક્ષોભે ન ત્યાં હ્રદય શેં દુખ નાર સ્હેતાં ?!! ૧૮૪

**વિરાટ૦**—અરે સૈરંધ્રી! તમારો વિરોધ સભાથી પરોક્ષ થયો છે. વસ્તુ-
સ્થિતિ જાણ્યા શિવાય ન્યાય કેવી રીતે આપી શકાય?

**વિરાટ સભા**—( સ્વગત )

### સ્ત્રગ્વિણી

ધન્ય! હા ધન્ય હા! નારના દેવી એ
શૌર્ય ઉદ્દગાર વ્હેતા જહાં વાણી એ
ન્યાય એ યાચતી સત્ય તો ભાખતી
દુષ્ટના દોષ જ્યાં આ સભા ન્યાળતી !!! ૨૮૫

( સભાજનોનાં મુખારવિંદપરથી સભાજનોનાં હૃદયનો ભાવ કળી જતાં
કંઇપણ વદવું જોઇએ એમ ધારી )

**કંક**—હે સૈરંધ્રી!

### ઇંદ્રવજ્રા

જા જા સુદેષ્ણા ગૃહ તુ અહિંથી
ઊભા ન રૂહેવું ઘટતું મતિથી
વિરાંગના કલેશ સહી શરીરે
પામે પતિલોક કદિ ન ઝૂરે ! ૨૮૬

હે સૈરંધ્રી! વળી સાંભળ

ગંધર્વ તારા રવિ રશ્મિવંતા
થાશે તુને સ્હાય સમો ભર્જતા
જોતા !—"નથી કાળ સહાય દેવે"
શેં ક્રોધ મિથ્યા કરી આપ ખુએ? ૨૮૭

જ્યાં ના સમો! નિર્લજ શિદ રોતી?
આવ્યે સમો શોક સહુ જ ખોતી
મા અર્પ તું વિઘ્ન સભાવિષે ત્યાં
જીવે ન એ દેવ તું કોપતાં જ્યાં !!! ૨૮૮

**ભીમ**—( સ્વગત ) દ્રૌપદીના વાક્પ્રહારથી દગ્ધ થાઉં છું પણ ભ્રાતશ્રીની
દૃઢતા અને આત્મશાંતિથી આશ્ચર્યચકિત થાઉં છું. શું દ્રૌપદીના પ્રહાર

હમને ઉદ્દેશીને નથી? ત્યારે ભ્રાતશ્રી યુધિષ્ઠિરનું સાંત્વન તેટલુંજ પ્રૌઢ કાળની સમીક્ષા કરનારૂં, આશ્ચર્યજનક અને શાંતિ આપનારૂં છે. સમય જોઈ દ્રૌપદીને સહાય થવા ભ્રાત ગર્ભિત સૂચના આપે છે અને હું એજ કાળની અપેક્ષા કરૂં છું. અવશ્ય એ દુષ્ટ મારે હસ્ત નાશ પામશે.

સૈ૦—કંક ઋષિ! દયાળુ એવા ગંધર્વો માટેજ મારૂં ધર્મવ્રત છે. એઓ એનો સદ્ય નાશ કરશે એમ હું નિશ્ચયાત્મક છું. (આ શબ્દ નીકળતાં)

ભીમ—( શીર્ષનાં કંઈક સૂચનપૂર્વક દ્રૌપદીને ઉદ્દેશીને ) હા અવશ્ય.

(ભીમનું આ સૂચન ગ્રહણ કર્યું હોય તેમ દ્રૌપદી સંતોષપૂર્વક જાયછે.)

ઇતિ ચતુર્થ અંકે પંચમ પ્રવેશ.

## પ્રવેશ ૬ ઠો.

( સભામાંથી સુદેષ્ણાના મંદિરે આવી સુદેષ્ણાને મળ્યા પછી અને સાંત્વન પામ્યા પછી પ્રાયશ્ચિત કરી સ્વઆરામગૃહે શું કરવું એ કાર્યના વિચારમાં )

સૈ૦—( સ્વગત ) મારા તિરસ્કાર માટે સુદેષ્ણાની કીચકને મરાવવાની પ્રતિજ્ઞા, મારાં રૂદન માટે સુદેષ્ણાનું સાંત્વન, કીચકનાં અધમ કામાંધપણાં માટે સુદેષ્ણાનો તિરસ્કાર, આ સહુ જોતાં મારાં અંતરમાં પણ ખરેખર સુદેષ્ણાને મેં અમસ્થિજ દોષિત કરી. સુદેષ્ણાનો તિરસ્કાર પણ અમસ્થોજ હતો. અત્ર સુદેષ્ણાની કશીએ કસુર જણાતી નથી અને સમ્મતિ પણ હોવાનો સંભવ નથી. ખરેખર સુદેષ્ણા અદુષિતજ છે. સમય અને પ્રસંગને માની આપણા સંશય આપણને અદુષિતને પણ દોષપાત્ર ગણાવવા ઘસડી જાય છે. મનોવૃત્તિનું બળ ખરેખર એવુંજ છે. પણ હવે મારે શું કરવું? કીચકથી મારૂં રક્ષણ કેમ કરવું? એ નિર્લજ્જ હવે મને વધુ સતાવ્યા વિના રહેશે નહિ. માટે એનો પ્રતિકાર આજ રાત્રેજ થવો જોઈએ. મહાત્મા ધર્મે સભાવિષે સૂચનદ્વારા એના નાશ માટે વચન આપ્યું છે. માટે એમને મળી એ

કીચકનો નાશ કરવા કહું. નહિ તો હવે હું નિર્ભય નથી. ( આમ વિચારતી રાત્રીસમયે યુધિષ્ઠિરનાં શયન સમીપ આવી રહે છે. )

( યુધિષ્ઠિરને સ્પર્શથી જાગૃત કરતાં )

યુ૦—( જાગૃત થતાં ) રાત્રી સમયે અહિંયા કોણ છે ?

દ્રૌ૦—આપની આજ્ઞાંકિત અને પતિવ્રતા દાસી.

યુ૦—રાત્રી સમયે તું અહિં ક્યાંથી ?

દ્રૌ૦—સ્વામિનાથ ! સભાનો પ્રસંગ શું વિસ્મરણ થયો છે ?

યુ૦—એ વિષે તું શું કહેવા ધારે છે ?

દ્રૌ૦—સ્વામિનાથ ! હું હવે નિર્ભય નથી. એ દુષ્ટથી રક્ષી મને ભયરહિત સુરક્ષિતા કરો.

યુ૦—આર્યે ! એ મારૂં કર્તવ્ય નથી.

દ્રૌ૦—ધર્મસ્વરૂપ ! નારી સદા રક્ષણીયા છે. તેમાં ધર્મપત્ની તો પ્રાણને ભોગે પણ સદા રક્ષણ કરવા યોગ્ય જ છે. તો પાણીગ્રહણની પ્રતિજ્ઞા ભંગ કરી પત્નીને આમ તરછોડી અનાથ રખડતી કરી શીયલ ભંગ કરાવવું એ શું આર્યપુરૂષનો ધર્મ છે ?

યુ૦—આર્યે ! સમય સમયનો ધર્મ આજ્ઞા કરે છે કે હું તારો પતિ નથી તેમજ તું પત્ની નથી. વિષમ ધર્મનાં કર્તવ્ય પણ વિષમ જ હોય છે.

દ્રૌ૦—તો હે આર્ય ! હવે મારે શું કર્તવ્ય છે ?

યુ૦—ગુપ્તવાસ રહેવાના સમયે મારા પ્રશ્નના પ્રત્યુત્તરમાં જેમ તેં કહ્યું હતું તેમ તારૂં આત્મબળ એજ માર્ગ દર્શાવી તારી રક્ષા કરશે. અનેક વિઘ્નમાં તું અરક્ષિતા રહી નથી.

દ્રૌ૦—હું આપને નમસ્કાર કરૂં છું.

યુ૦—તારૂં કલ્યાણ હો ! સુરક્ષિતા ભવ ! ( દ્રૌપદી જાય છે. )

દ્રૌ૦—( સ્વગત માર્ગમાં ) ભીમસેન વિના કોઈ કીચકનો નાશ કરી મારૂં રક્ષણ કરે એમ નથી એ હું સારી રીતે જાણું છું. એમ છતાં પણ સ્વામિઓને વિજ્ઞાપના કરી વસ્તુસ્થિતિથી પરિચિત કરવા એ કર્તવ્ય રૂપ જ છે. એથી હવે હું ગાંડિવધર સમીપ થાઉં. ( એમ ધારી વ્યં-

ડલરૂપ અર્જુનસમીપ આવી રહે છે અને અર્જુનને જાગૃત કરી )
પ્રાણુનાથ! રક્ષણુ કરી અનાથને સનાથ કરો.

**અ૦**—એવું શું છે ?

**દ્રો૦**—દુષ્ટ કીચક કેડો છોડતો નથી. વિરાટની સભામાં કીચકનું દુષ્કૃત્ય તો શ્રવણુપથ તળે આવ્યું હશે ?

**અ૦**—હા, એ સહુ સુવિજ્ઞાત છે.

**દ્રો૦**—તો પ્રાણુનાથ! એ સહુ તમો કેવી રીતે સહન કરી રહો ? !!

**અ૦**—હું તો વ્યંઢળ છું.

**દ્રો૦**—ત્યારે હે પ્રાણુનાથ ! ગાંડિવનામા ધનુષ અને પશુપતાકાસ્ત્ર હવેથી ધારણુ નહિ કરવાં એવી પ્રતિજ્ઞા લો.

**અ૦**—હે વ્રતશીલે ! ધનુષનું નામ લઈશ નહિં. પ્રતિજ્ઞા અને ધર્મને અધીન સમયે હું અસમર્થ છું. હે સુશીલે ! એવું અપમાન મને તું આપવા યોગ્ય નથી. પૃથ્વીમાં ધર્મ શિવાય કોઈનું પણુ અપમાન હું સહન કરતો નથી.

**દ્રો૦**—નારીનું રક્ષણુ એ પણુ ધર્મ જ છે.

**અ૦**—તક્ષકને ધનુષ સોંપતા એક વર્ષ ધનુષ ન લેવાનું પણુ કર્યું છે એ મિથ્યા થાય નહિ.

**દ્રો૦**—હે આર્યસ્વરૂપ ! નાગદેવની આજ્ઞા લઈ ધર્મ માટે ધનુષ લેવાં એમાં પણુને શું બાધ ? એવાં પણુ નિમિત્તે શું મને સદા કલંકિત જ અને ક્લેશિત જ કરવી ધારી છે ?

**અ૦**—ધૈર્યશીલે ! ગમે તેમ હો ! મિથ્યા ધર્મે મારાં ગૌરવ અને મારી વિદ્યા હું નષ્ટ થયેલાં જોવા ઇચ્છતો નથી.

**દ્રો૦**—તો ભલે તમે વ્યંઢળરૂપ રહો. હું રજા લઉં છું.

**અ૦**—સુખી ભવ. ( દ્રૌપદી જાય છે. )

( નકુલ સમીપ થઈ નકુલને જાગૃત કરતાં )

**દ્રો૦**—સ્વામિનાથ ! મારૂં રક્ષણુ કરો.

**ન૦**—શાથી ?

**દ્રો૦**—કીચકની કથા સુવિજ્ઞાત જ છે.

**ન૦**—હું તો અશ્વરક્ષક છું. ભ્રાતશ્રી ધર્મ, ભીમ અને ગાંડિવધરે શું કહ્યું ?

**દ્રૌ૦**—ધર્મ અને કાળનું નિમિત્ત આગળ કરી સહુકો છૂટી પડે છે. શૌર્ય-સ્વરૂપ ભીમસેન અને કાળજ્ઞ સહદેવ સમીપ હજી થઈ નથી. ધર્મ-સ્વરૂપ આત્મબળથી રક્ષણ કરવા કહે છે. ગાંડિવધર પ્રતિજ્ઞાભંગથી નષ્ટ ગૌરવ અને નિષ્ફળ થતી વિદ્યાનો ભય દર્શાવે છે. એ સ્થિતિમાં આપ સમીપ હું થાઉં છું.

**ન૦**—દેવી ! હું તો ગ્રન્થિક છું. જીમુતને જેર કરનાર કીચકને જેર કરશે.

**દ્રૌ૦**—એ કરો વા ન કરો, પણ તમો સહુથી હું નિર્મુખ થાઉં છું.

**ન૦**—દેવી ! કાળને જ અનુસરવું. કાળ આગળ અન્ય પ્રશ્ન નથી.

**દ્રૌ૦**—દેવ ! હું રજા લઉં છું.

**ન૦**—આર્યે ! સુરક્ષિતા ભવ. ( દ્રૌપદી જાય છે ).

( સહદેવ સમીપ થઈ સહદેવને જાગૃત કરતાં )

**દ્રૌ૦**—ત્રિકાળદર્શી સ્વામિનાથ ! કીચકથી રક્ષણ કરો.

**સ૦**—( ધીરેથી )

ગીતિ

વિકળ ગતિ હા નારી સહવી સમય રીત તો સહુ વિચારી
અબળ ન રૂહે તું નિશ્ચે થાશે કો શક્તિ તુજ સ્હાયકારી ! ૨૮૯

**દ્રૌ૦**—કાળજ્ઞ ! હું એજ ધારતી હતી.

**સ૦**—આર્યે ! મારી પાસે વિશેષ નથી.

**દ્રૌ૦**—હું રજા લઉં છું.

**સ૦**—સફળા હો ! ( દ્રૌપદી જાય છે. )

( ભીમસેન સમીપ થઈ એને સ્પર્શથી ઉઠાડી )

**દ્રૌ૦**—( નિશ્વાસપૂર્વક ) હે સ્વામિનાથ ! આજ તમને નિદ્રા કેમ આવે છે ?

**ભીમ**—આર્યે ! તું અહિં ક્યાંથી ?

ઈંદ્રવજ્રા

છે ક્લેદવાળું તુજ મુખ શાથી ?
શોષાઈ કાયા ! તન દુઃખ ક્યાંથી ?

વિવર્ણ અંગો ! વદ વ્યાધી શું છે ?
નિશ્વાસ શા આ ? તન તાપ કો છે ?! ૨૯૦

**દ્રૌ૦**—પ્રાણનાથ ! હું આપને શરણે આવી છું.

**ભીમ**—દ્રુપદતનયા !

ઇંદ્રવજ્રા

ઉત્સુક હું છું તુજ સ્હાય દેવા
વિશ્વાસ આણી કથ દુઃખ કેવાં ?
છે સ્હાય કીધી બહુ વાર તારી
હા ભીમ જીવ્યે દુઃખ કોણ? નારી !!! ૨૯૧

**દ્રૌ૦**—( શોકાર્ત ) પ્રાણનાથ ! તમોમાં વિશ્વાસ છતાં, સભાનો પ્રસંગ પ્રત્યક્ષ કરતાં છતાં તમો આમ નિશ્ચિંત થઈ શયન કેમ કરી શકો ? ખરૂં છે કે

ઇંદ્રવજ્રા

હા ધર્મપત્ની ગત શોક ક્યાંથી ?
દુઃશાસને ખેંચી સભા મહિંથી ! ! !
દુઃખાર્ત જીવી દુઃખ સ્હે બીજાં કો
સિંધુપતિ કીચક સ્પર્શ લે કો ? !! ૨૯૨

**ભીમ**—આર્યે ! તું આટલી બધી આકળી કેમ થાય છે ?

**દ્રૌ૦**—શૌર્યસ્વરૂપ ! આકળી કેમ ન થાઉં ?

શાર્દૂલવિક્રીડિત

ઝાલી કેશ ઝીકી ભૂમિપર અરે ! દુષ્કૃત્ય શું ના દીઠું ? !
ત્યાગે ધર્મ પીડે જહાં નીચ જનો, આર્યત્વ કો ત્યાં લીધું ? !
હા નિર્માલ્ય હદે વસી સહુ અહિં, આર્યા ન રક્ષે યદા
આર્યેશૌર્ય ગુમાવતાં બળ લુપે આર્યત્વ કો ત્યાં તદા ? !! ૨૯૩

હે વાયુસુત !

કો રાજકન્યા દુઃખ આમ સ્હેતી ?
સ્હેતાં દુઃખો જીવિત ધારી રૂહેતી ? !!

કો અર્થ ? હા ! જીવ જીવી રહે હું ? !
જ્યાં આત્મહાની કરી દાસ રૂહેલું ? !! ૨૯૪

હે સ્વામિનાથ ! એવાં દાસપણાંથી આ અંગને પરિતાપ થયા વિના રહેતો નથી કે અરે !

## શિખરિણી

કહો શેં ત્યાં સેવે ? દ્રૂપદતનયા દુષ્ટ મતિઓ !
જીવે શેં ત્યાં કંકે ? ઉદર ભરવા ઘૂત રસિયો !
શું ત્યાં ચૂલો સેવે ? શુર પુરૂષ આ બલ્લવ બની !
કહો શેં ત્યાં નાચે ? સુરપતિ સમો ન્નુરધણી !!! ૨૯૫

**ભીમ**—આર્યે ! એ સહુ કાળને વશ વર્તતાં જ થાય છે. પણ તારૂં દુઃખ કહે. હું તે અવશ્ય ફેડીશ.

**દ્રૌ૦**—પ્રાણનાથ ! મારાં દુઃખ કરતાં પણ તમો સહુની સ્થિતિનાં ચિત્ર જોઈ આ મારાં હૃદયને વિશેષ દુઃખપૂર્વક પરિતાપ થાય છે અને તેમાં આ મારૂં દુઃખ અધિક ઊમેરો કરે છે કે

## શાર્દૂલવિક્રીડિત

નામંતાં હિ સહસ્ર શીર્ષ વસુધા, જ્યોતિ ભૂમિ વ્યાપતાં
મુકુટે દીપજ્વાળ રશ્મિ પડતાં ન્નેત્ર ઝાંખાં થતાં !
કોટીદર્પ ગળી જઈ હૃદયશું જ્યાં પ્રેમ વર્ષાવતા
હા તે આર્ય ભૂલી જ શૌર્યરૂપને, કાયે ન શું ક્ષોભતા ? ! ! ૨૯૬

અને એથી કરી જ હા આર્યપુત્ર !

## ઈંદ્રવજ્રા

હા નાથ વાળી હું અનાથ રૂહેતી !
દુષ્ટોતણાં દુઃખ સહુ જ સ્હેતી !
દૃષ્ટિ તણો જ્યાં નહિ પાત લેતી
હા નાર થાવા હું સહુ જ વ્હેતી ! ! ! ૨૯૭

**ભીમ**—હમો જીવતાં એમ કદિ પણ બનનાર નથી. હે અગ્નિરૂપે ! એની ભૂંડી વાંછા કરનારનો હું સદ્ય જ નાશ કરીશ. માટે કહે કે એ સહુ શું છે ?

દ્રૌ૦—( દીનાર્ત થતાં ) હું શું કહું ? સ્વામિઓનું નિર્વીર્યપણું જોઈ મારાં હૃદયને સાલ્યા વિના રહતું નથી કે શું એ સહુએ વિરાટરાયને પ્રસન્ન રાખવા અર્થેં જ સર્જાયા છે ? શું એમનું પૌરૂષેય એ માટે જ નિર્માણ થયેલું છે ? હા ! હા ! એ સહુ ખરે અતિ તીવ્ર વેદના આપી રહે છે. તેમાં વળી જ્યાં

### ઇંદ્રવજ્રા

મહિપ હસ્તી વળી વ્યાઘ્ર સિંહે
કુસ્તી કરો ત્યાં મન હુંય પીડે !
"હા ધન્ય ! હા ધન્ય !" વદી હસંતી
દાસી, સુદેષ્ણા, મન મોદવંતી !!! ૨૯૮

એથી પણ અધિક

ચિંતાતુરૂં ત્યાં મુજ અંગ જોતાં
સ્નેહાર્દ્ર ચિત્તે રૂપ યોગ કહેતાં !
હા કલ્પતાં જ્યાં મદભાવ છૂપો !!
શોકાર્ત ઇચ્છું મુજ જીવ લુપો !!! ૨૯૯

હા ! હા ! એવો આપણો છૂપો સંબંધ કલ્પી સુદેષ્ણા મારો વારંવાર તિરસ્કાર કરે છે કે—" સ્ત્રીઓનું ચિત્ત જાણવામાં આવતું નથી. " એવા તિરસ્કારને પામતી, અગાધ સમુદ્ર જળમાં ડૂબતી હું શા અર્થે હે પ્રાણનાથ ! આ જીવનને ધારણ કરી રહું ? અરે એટલુંજ નહિ પણ

### વસંતતિલકા

વેણી વિકૃત બનતાં કિરીટી ન લાજે !
ત્યાગે તુ કિરીટ ધનૂ ચૂડલાર્થો રાચે !
કન્યા મૃદંગ પરિધે મદહસ્તિ લેતાં
શોકાંધ ચક્ષુ બનતાં નૃપ નૃત્ય જોતાં !!! ૩૦૦

કેમકે જેનાં પરાક્રમના દેવલોક પણ ગુણ ગાય છે એવા ગાંડિવધરની આવી દશાથી કોણને પણ શોક થયા વિના રહે ?! ધર્મ તથા સત્યશીલ જીષ્ણુની આવી વિપરીત દશાથી અહા ! ખરેખર મારૂં મન પરિતાપ પામતું દુઃખાર્ત થઈ રહે છે કે

### શાર્દૂલવિક્રીડિત.

બાળી ખાંડવ અગ્નિ તૃપ્ત કરતાં હા ઇંદ્ર ઝાંખો થયો!
રૂદ્રે આમ મૂકી નિવાત કવચો પૌલોમ આદિ જુઓ!
વ્યાપે તેજ અધિક શૌર્ય પુરૂષે, ભૂશત્રુ હા કંપતાં
દિવ્યાસ્ત્રે શૂર શોભતો સુરસમો હા સૌ લહુ લુપતાં!!! ૩૦૧

એ ક્રિયાવાન અર્જુનની ક્રિયા નિષ્ક્રિયા થતાં હા! આ દાસત્વ ભૂમિ અને એની અનેક ભૂમિકાઓથી હૃદય શું ત્રાસ પામી તપાયમાન થઈ નથી રહેતું? હે શૌર્યસ્વરૂપ! આવી વિપરીત અવસ્થાઓ શું હૃદયને કંપાવતી નથી?!!

### વસંતતિલકા

નિષ્પાપ હા જીવન જે સહદેવ જુઓ
ગોપાળ ગુણ ગ્રહતાં તનધર્મ કિયો?!!
હા વત્સચર્મ વહતો! નિશિ એશું સુતો!!
ગોપાળ સંગ ફરતાં ન શું દુઃખ દેતો?!! ૩૦૨

હા! હા! પૂજ્યસ્વરૂપ કુંતાજીની વાણી શું વિસ્મરી શકાય એમ છે?

થાતાં પ્રયાણ વનનું વદી શ્વશ્રૂ ત્યાં હા!
"હે યાજ્ઞસેની! વનમાં કહું રક્ષજે આ!
વાચા વદી ગદ્દગદી "શીલગુણ એશું!"
"લજ્જા વ ધર્મ કરતાં તનવાસ જેશું!!!" ૩૦૩

હા! હા! એજ સહદેવને ગેરૂ આદિ હલકી ધાતુના અલંકાર ધારણ કરી ફરતાં જોઈ કોનું હૃદય પણ કંપ્યા વગર રહે? વળી જુઓ કે

### ઇંદ્રવજ્રા

હા રૂપસંપન્ન વ બુદ્ધિ અસ્ત્રો
રક્ષે અહિં શૂર વિરાટ અશ્વો!
આ સ્વારરૂપે શું નકુલ જોતાં
દાઝે ન હા મર્મ હૃદે તપંતા ?!! ૩૦૪

આ વળી મારી અવસ્થા તો જુઓ

દાસીરૂપે દાસગુણે હું જીવું
સેવા કરાતી, ભય વશ્ય તે હું!

પાણી વ માટી સહુ અર્પતી જ્યાં
ભાવો ભયાર્તા કુણ કલ્પતું ત્યાં ? !! ૩૦૫

હે શૌર્યસ્વરૂપ ! શું મારી અવસ્થા વિચારવાયોગ્ય નથી ?

**શાર્દૂલવિક્રીડિત.**

જ્યાં હા દાસજનો હું વિંટી ફરતાં, તે દાસીરૂપે ફરૂં !
સેવા શ્વશ્રૂ વિના ન ચંદન ઘસુ, કાર્યો પરાર્થે કરૂં !!
હસ્તે આટણ આ જુઓ પરવશા, કા ? કા ? કરૂં કલ્પના ! !!
ના લેતી ભય શ્વશ્રૂ કે તમ થકી, ભીરૂ હૃદે ભાવ ત્યાં !! ૩૦૬

હા ! હા ! એવી હૃદયની ભયાર્ત દશા શું પરિતાપ આપતી નથી ? "રાણીને આ મારૂં કાર્ય ગમ્યું હશે કે નહિ ?", "અન્યનું ચંદન ન ગમતું એવા વિરાટરાયને આજ મારૂં ચંદન ગમ્યું હશે કે નહિ?" "હવે મને શું આજ્ઞા મળશે ?", "મારે શું કરવાનું હશે ?" આવા આવા ભયાર્ત મનોભાવમાંજ જ્યાં મારાં રાત્રી દિવસ જાય છે ત્યાં કયો પરિતાપ ન કહેવાય ? હે શૌર્યસ્વરૂપ ! એ સહુ શાને લીધે ? માત્ર ધર્મસ્વરૂપનાં ધુતરૂપ કાર્યને લીધેજ ! આવી રીતે નિશદિન પરિતાપ પામતી એવી મારી અવસ્થારૂપ પરતંત્રતાથી આ મારૂં વિવર્ણ શરીર તો જુઓ ? ! વનમાં તો દુઃખ છતાંયે સ્વતંત્રતા હતી, જેથી મારી કાંતિ લોપ પામી ન હતી. પણ પરવશપણાની આ મારી દશા તો જુઓ !! ( કિંચિત્ કાળ મૌન રહી, વળી નિશ્વાસપૂર્વક રોતી રોતી હૃદયને કંપાવતી ગદ્દગદ કંઠે વળી વદવા લાગી કે )

**ઇંદ્રવજ્રા**

કીધા હશે હા અપરાધ દેવે !
દુર્ભાગ્ય કો હું વિન આહિં જીવે ? !
હા હા થતાં સ્મર્ણ હૃદે હું ફાટે !!
હે કાળ કોપે અહિં શુંય સાટે ? !! ૩૦૭

( આમ વદતાં વદતાં રૂદન વધતાં, હૃદય ડીબાથી ડસકાં વૃદ્ધિ પામતાં ભીમસેન આશ્વાસન કરે છે. )

**ભીમ**–( ગળગળો થતાં ) હે કલ્યાણી ! તું દુખાર્તા હોવા થકી મારાં શૌર્ય અને અર્જુનનાં ગાંડિવ ધનુષને ધિક્કારતાં કહે છે કે—" હમો

છતાં આવાં કષ્ટ તું શા અર્થે સેવે છે ?" એમ છતાં તારો અંતર-દાહ, જે તારાં હૃદયને આ સ્થિતિપર આણી મૂકે છે તે મને સત્વર જણાવ એટલે હું તેનું આજ જ નિવારણ કરીશ. કીચકનો મેં સભા-માં જ નાશ કર્યો હોત. જ્યારે કીચકને મેં તને લાત મારતાં જોયો ત્યારે જ વિરાટસહ સહુનો નાશ કર્યો હોત, પણ ધર્મશ્રેષ્ઠ ભ્રાત ધર્મે ઓળખાઈ જવાના ભયથી કટાક્ષે કરી વાર્યો તેથી હું શાંત રહ્યો. છતાં પણ

## ઇંદ્રવજ્રા

માર્યા ન દુર્યોધન કર્ણ આદિ
છેદ્યાં ન હા શીર્ષ દુઃશાસનાદી
સંતપ્ત એવો વળી તપ્ત થાતો
આ શલ્ય જોતાં અહિં હું રીબાતો !! । ૩૦૮

એમ છતાંયે હે સુશીલે ! આ નિંદાની વાત યુધિષ્ઠિર, અર્જુન, નકુલ, સહદેવ જો તારા મુખથી શ્રવણ કરશે તો અવશ્ય તેઓ પ્રાણત્યાગ કરશે અને તેઓ સંગે મારે પણ પ્રાણત્યાગ કરવો પડશે. માટે હે પતિવ્રતે ! તું ધૈર્યશીલ રહે. ધૈર્ય એજ પતિવ્રતાનું ભૂષણ છે.

દ્રૌ૦—પ્રાણનાથ ! ધૈર્યથી જ હું મારૂં જીવન ટકાવી રહી છું. નહિ તો મારા પ્રાણ ક્યારનાએ મને ત્યાગી ગયા હોત. ખરેખર હું અહિંયા કાળને જ બળવાન ગણું છું. જય અને પરાજય એ સૃષ્ટિની સ્વાભાવિક ક્રિયા છે. જેથી આ પ્રતિકૂળકાળ વિરામતાં ઉદયકાળની આશામાં જ ધૈર્યથી મારા દિવસ નિર્ગમન કરૂં છું. એમ છતાં પણ હૃદય ઉકળાટનાં વચનો સ્વા-ભાવિક નીકળી ગયાં. એ વિષે તમો શોચ કરવાયોગ્ય નથી. એજ દૈવ પુનઃ અનુકૂળ થતાં આપણી ગયેલ સર્વ સમૃદ્ધિ પુનઃ પ્રાપ્ત થતાં આપણા સહુ દિવસ સુખમાં જશે.

ભીમ—હે સત્યશીલે ! પતિવ્રતા નારીઓએ એજ ધર્મનું સેવન કર્યું છે. રાફડા સહિત શિર છે જેનું એવા ચ્યવન ઋષિને સુકન્યા ઉલ્લાસપૂર્વક અનુવર્તતાં સેવતી હતી. એજ પ્રમાણે નારાયણની કન્યા ઇન્દ્રસેના

પોતાના હજાર વર્ષના વૃદ્ધ સ્વામિને અનુસરી સેવતી હતી. વળી વૈદેહી જનકતનયા સીતાજીએ પણ સ્વામીસહ અરણ્યવાસ સેવ્યો છે અને કામાંધ રાવણુથી ક્લેશ અને પરિતાપ પણ પામ્યાં છે. શું રામચંદ્રજી વિષે શૌર્ય ન હતું ? કાળ અનુકૂળ થતાં એજ સીતાજી પુનઃ સ્વામીને પ્રાપ્ત થયાં. અગસ્ત્ય ઋષિની પત્ની લોપમુદ્રા પણ સર્વ અમાનુષ કામનાનો ત્યાગ કરી સ્વામીનીજ પરિચર્યા કરતી હતી. ધુમત્સેનના પુત્ર સત્યવાનની પાછળ એની સાધ્વી સ્ત્રી સાવિત્રી યમલોકપર્યંત એકલી જ ગઈ હતી. તો આ ગુણુરત્નો સમ તું પણ હે યાજ્ઞસેની ! સર્વ ગુણે કરી યુક્ત છે, માટે હવે દોઢ માસ ધૈર્ય ધર. દુઃખ સહન કરવાનો કાળ હવે ઘણો નથી. આ તેરમું વર્ષ પૂર્ણ થતાં તું પુનઃ રાજ્ઞીપદને પામીશ.

દ્રૌ૦—( હૃદય નિર્મળ થઈ મૂકાઈ જતાં ) પ્રાણપ્રિય ! અતિ ક્લેશાવેગથી મેં અશ્રુ પાડયાં. પુનઃ એ યાદ મા કરો ! હવે તો પ્રાપ્ત થયેલ ધર્મ અદા કરતાં કીચકને હણો. એજ સત્વર કરવાયોગ્ય કાર્ય છે. મારાં સૌંદર્યની શંકાથી સુદેષ્ણા પણ મારા પ્રત્યે શંકાયુક્ત દૃષ્ટિ ફેંકે છે કે— “ હું રાજાપ્રત્યે કેમ ન જાઉં ?! ” એવા અભિપ્રાયની ભાવનાવાળો કીચક મારી રોજ પ્રાર્થના કરે છે. હું તેનો તિરસ્કાર કરૂં છું. ગંધર્વોનાં બળનું સ્મરણ કરાવું છું. પણ કામાંધ મૂઢ સ્વબળમાં મદગ્રસ્ત છે. મેં તેને બોધ આપ્યો, સમજાવ્યો, ભય દર્શાવ્યો, પણ સહુએ વૃથા ગયું. ગંધર્વનાં બળના મારા આલાપને તે હસતો, તેનાં જીવનનો નાશ થશે એવી મારી સૌમ્ય વાણીને તે નિંદા અને તિરસ્કારથી જોતો, મારાં ધર્મ, શીલ, ગુણ, પાતિવ્રત્ય અને કુળની પ્રતિજ્ઞાને તે દાસીઓની સહજ બુદ્ધિનાં છદ્મ ગણતો, અને તે મને નિરંતરની પ્રાર્થનાથી કાયર કરતો. એવે એક સમયે સુદેષ્ણાએ સ્નેહથી કીચક સમીપ મને મદિરા લેવા નિમિત્તે મોકલી. ત્યાં કીચક મારી સાંત્વના કરવા લાગ્યો. સાંત્વના નિષ્ફળ જતાં સ્પર્શની ઇચ્છાવાળો તે મારાં તન ઉપર ધસ્યો, અને હું વેગથી દોડતી વિરાટરાય અને સભાને શરણે આવી. પછીની સહુ કથા તો સુવિદિત જ છે. સભામાં કોઈ બોલ્યું નહિ ત્યારે મેં વિરાટરાય તથા કંકની વારંવાર આક્રોષપૂર્વક નિંદા કરી. તોપણ વિરાટરાયે તેને વાર્યો નહિ, તેમ ઠપકો પણ આપ્યો

નહિ, કેમકે વિરાટરાય કીચકને અને એનાં શૌર્યને આધીન છે. કીચક શઠ છે, અભિમાની દુષ્ટાત્મા છે. જ્યારે જ્યારે મને જુએ ત્યારે ત્યારે મારી પ્રાર્થના કરે. હું તિરસ્કાર કે નિષેધ કરૂં એટલે મને મારે અને મારે પ્રાણ ત્યાગ કરવા પડે. તેથી હે શૌર્યશીલ! તમારો ધર્મ નાશ ન પામે એ અર્થે કીચકને મારી સત્વર મારૂં રક્ષણ કરો! જટાસુર થકી પણ મારી રક્ષા તમોએ કરી હતી, તેમજ જયદ્રથને પણ ભાઈઓ સહિત જીત્યો હતો, તો હવે કીચકને અવશ્ય હણો. તે જીવતે છતે જો પ્રાતઃકાળ થશે તો મારા આત્માનો હું વિષપાનથી ત્યાગ કરીશ, પણ કીચક સમીપ નહિ જાઉં.

**ભીમ**—હે ભીરૂ! તું કહે તેમ અવશ્ય હું કરીશ. આજ જ બાંધવસહિત કીચકનો નાશ કરીશ. તે અર્થે તારે કીચકને હાસ્યયુક્ત કહેવું કેઃ—"હે પ્રધાનજી હું તમારા ઉપર પ્રસન્ન થઈ છું" અને વળી ઉમેરવું કે "આપણા સમાગમ માટે રાત્રીએ નૃત્યશાળા શણગરાવો." એટલે હે પતિવ્રતે! એ અધમ ત્યાં આવશે અને તારે અર્થે હું ત્યાં જઈ એનો અવશ્ય નાશ કરીશ. માટે હવે તું પાછી વળ. રાત્રી વિતવા આવી છે અને હવે તું નિશ્ચિંતપણે આરામ લે.

**દ્રૌ૦**—(ગદ્‌ગદ) સ્વામિનાથ! હું જાઉં છું. મારી મનકામના હવે તૃપ્ત થઈ સમજુ છું. કીચક હવે નાશ પામેલો જ જાણું છુ. (જાય છે)

**ભીમ**—(ગયા પછી સ્વગત) હે દુષ્ટાત્મન્ દુર્યોધન! અહિઆં દાસત્વમાં પણ તારી કૃતિન પરિણામરૂપ ફળ અમો ભોગવીએ છીએ. તારી દુષ્ટતા, તારી ધૃષ્ટતા, નષ્ટતા, ઈર્ષ્યાદિક અમને વિવિધ પ્રકારે પીડન. રહે છે. અને એક મુખ્ય પ્રવાહ જેમ અનેક દ્વારદ્વારા પ્રસરી ફેલાય છે, તેમ તારૂં એક જ મુખ્ય દુષ્ટ કૃત્ય અનેક દ્વાર દ્વારા પ્રસરતાં હમને પળપળે સાલ્યા વિના રહેતું નથી. લોભ, સ્વાર્થ અને ઈર્ષ્યારૂપ તારાં સદા કાળ પ્રવર્તનાં પ્રપંચસ્વરૂપથી અહા! હમો કેટલાં બધાં કષ્ટને પ્રાપ્ત થયા છીએ!! હમો કેવી દશા સેવીએ છીએ?! હમારી વૃત્તિઓ હમને કેટલે બધે પ્રકારે ભેદે છે??!! હમારાં હૃદયમર્મો કેવી રીતે

અને કેટલાં બધાં ભેદાઈ છિન્ન ભિન્ન થઈ રહે છે ? ! હમને કેટલો અનિવાર્ય ક્ષોભ પીડતો રહે છે ? ! ! હમારાં ગૃહત્યાગ, સ્થળત્યાગ અને રાજ્યત્યાગ, હમારી નિર્ધનતા, હમારા વૈભવનાશ, હમારૂં દાસત્વ, હમારી પરાધીનતા, હમારી પરતંત્રતા, એ સહુ હમને કેટલાં બધાં સાલે છે ? !! એ શલ્યનો આવિર્ભાવ હમને અને હમારાં હૃદયને કેટલો બધો ધમધમાટી બેચેનીમાં ગૂમ કરી દે છે ?? એ સહુ અકળાટ, ઉકળાટ અફળાટ અને શૌર્યસ્વરૂપનાં ધણધણાટનાં ફળની હે દુર્યોધન ! તને અને તારાં સ્વાર્થી પાપમય અને દુષ્ટ હૃદયને કલ્પના ક્યાંથી હોય ? ખરેખર

### ઇંદ્રવજ્રા

સાલે સહુ હા ફળ નીચતાનાં
હા દ્રૌપદી ત્યાં પણ દુઃખી શેમાં ? !
હા દુષ્ટ તારી કૃતિ ત્યાંય વ્યાપે
જોનાં ન કોને કહુ ત્રાસ આપે ? !!! ૩૦૯

એમ છતાંયે

### શાર્દૂલવિક્રીડિત

છોડે ના કદિ પુઠ એ દુરમતિ ! ક્યાં જીવ એ રાખશે ?!'
ક્યાં સુધી વહશે અરે નીચગતિ ? ! પ્રાણાંત તો પામશે !!'
ક્યાં સુધી રહશે જ તોર છળનો ? જ્યાં વજ્રઘા સાલશે !
યુક્તિઓ સહુ ક્યાં સુધી બળવતી ? જ્યાં શૌર્ય હું વ્યાપશે !!! ૩૧૦

હા ! હા ! આ મારાં શૌર્યનો પ્રકાશ જ્યારે વ્યાપી રહેશે ત્યારે શું

### વસંતતિલકા

દેતાં દગો કુભૂપ એ શું ભૂમિ વિરાજે ? !
ઉચ્છેદ કાઢું ભૂમિથી, મન હા ન લાજે !
રોળે મતંગ શું મદે ? નહિ શૌર્ય ધારી
ના ના હવે શરમ—ના ધરૂં—બંધુ ભારી ! !' ૩૧૧

એ પ્રકાશના ઝળહળાટમાં જ્યારે

સ્રગ્ધરા.

અંગે જ્યાં જ્વાળ વ્યાપે, ભડભડ બળતી, ઘેરી ત્રૈલોક્ય જ્યાં ત્યાં
વેરાતી ઘુમતી એ, ચહુદિશ ફરતાં, ભેદ પામે ન કો ત્યાં !
વાયુ પ્રેરેલ વાયુઅનુજ ઘુમી ઘુમે "ત્રાહિ" કો ના પુકારે
હવ્યો જ્યાં હવ્યવાહે કીચક તનુ અને અંધ કો અંગ ત્યાં રૂહે ?!! ૩૧૨

હે કીચક ! હવ્યવાહનનાં હવિષ્ય માટે પ્રથમ ગ્રાસરૂપ આજ તારો જ વારો આવ્યો છે. માટે હે નરાધમ ! એ માટે હવે તું તત્પર રહે. શૌર્યરૂપ વાયુતનુજ વડવાનળને સચેત પ્રકોપપૂર્વક જાગૃત કરતાં કો નરાધમ જીવનની આશા ધારણ કરી શકે ? હે દુષ્ટો ! હે પ્રવૃત્તિનાં અધમ પતંગો ! તમારાં મોહાંધપણાને લીધે અગ્નિનાં તમો હવિષ્યાન્ન જ સર્જાયાં છો !!! તમો તમારી દુષ્ટતા, ધૃષ્ટતા, નિર્લજ્જતાદિક જોઈ શકતાં નથી. તો આવો, અને તમારાં દુષ્ટ હૃદયનો પ્રકોપ પામતા હુતભૂકની જ્વાળામાં હોમ થતો જુઓ. તમોરૂપ બળિદાનનો હું હોતા બનતાં તમારાં અંગરૂપ હવ્યકવ્યથી હવ્યવાહનની પ્રજ્વલિત જ્વાળારૂપ પાંચાલીસ્વરૂપ સ્વઅધ્યાવાહનિક પ્રાપ્ત કરો !! પ્રાપ્ત કરો !! અગ્નિરૂપ એ પાંચાલી એથી જ તૃપ્ત થાઓ ! ! ! એથી જ તૃપ્ત થાઓ !!! અને એજ મારો સંકલ્પ ફલિતાર્થ હો !!! ફલિતાર્થ હો !!! ( આવા જ સંકલ્પરૂપ ઉકળાટમાં ભીમસેન સહજ નિદ્રાવસ્થ થઈ જાય છે. )

ઈતિ ગુપ્તપાંડવનામનાટકે પાંચાલીસંરક્ષણક્રિયાચિત્રરૂપ

ચતુર્થ અંક સમાપ્ત.

# અંક ૫ મો.

## પ્રવેશ ૧ લો.

### દુર્યોધનભવન.

દુ૦—( ધૃતરાષ્ટ્રના મનોભાવપર અવલોકન કરતાં સ્વગત )

**શાલિની**

જાણે પિતા હા ન હું અર્થ સિદ્ધિ
હા ! શત્રુશું અર્પવા ઋદ્ધિ બુદ્ધિ !!!

આવી મતિનો ઉદ્દ્ભવ એ તે કેવી મૂર્ખતા ? પિતાને આ શું સુઝે છે ? ( રોષાવેશમાં )

**ઈંદ્રિવજ્રા પદ**

કો મૂઢ ? કો મૂઢ ? તુ અર્પતાં એ
યાચી વિનાશો ઉર શોક તો લે !!! ૩૧૩

ના, ના હવે એમ કદિ પણ બનશે નહિ.

**ઈંદ્રવજ્રા**

રે મૃત્યુ ! આવી મુજ આત્મ લે તું
સર્વાંગ ઋદ્ધિ વળી નાશ દે તું
તોયે ન અર્પું કદિ શત્રુ ઋદ્ધિ
કો મૂર્ખ થાતું દઈ શત્રુ સિદ્ધિ ? !! ૩૧૪

માટે જ વારંવાર મારૂં ઉર પોકારી રહે છે કે

**શાર્દુલવિક્રીડિત**

જ્યાં સુધી તુ દિગન્ત હા જ ફરશે વાણી વહે વ્યાપતી
નષ્ટામૃત થયા સહુ સુત અરે ! પાંડુ ખરા નામથી
ત્યાં સુધી નહિ દેહ જપી ઠરશે કાર્યોધમે એ રતા !
વાયુ અગ્નિ વ તેજ ભૂમિગણ સૌ એ સિદ્ધિશું અવનાં !!! ૩૧૫

આમ જ અવશ્ય બનશે કેમકે

### ઇંદ્રવજ્રા

સાહાય્ય દેવા કીધી જ્યાં પ્રતિજ્ઞા
એ ભીષ્મ દ્રોણે સહુ લબ્ધ સંજ્ઞા
જ્યાં દિવ્ય અસ્ત્રો રૂપ એ વહંતા
ન્હાસે ન કો શૌર્ય તહિં નમંતાં ?!! ૩૧૬

ના મૃત્યુ જાતું કદિ ગુરૂપુત્રે
હા બ્રહ્મતેજે સહુ અર્થ મંત્રે
જ્યાં કર્ણ ને કૃપ સહાય થાતા
જાણું ન હા શત્રુ જીવે કહિં ત્યાં ?!! ૩૧૭

એ ભીષ્માદિક ઉપરાંત વળી

### શાર્દૂલવિક્રીડિત

વાયુ અગ્નિ વ તેજ વશ્ય કરતા જ્યાં દાનવો આવશે
યુક્તિએ રૂપ શૌર્ય એ બહવતાં હા શત્રુ ક્યાં ફાવશે ? !!
કાંતિ તેજ વ લક્ષ્મીહીન ભમના શત્રુશું કો શૌર્ય એ ?
ક્યાં ? ક્યાં ? પાર્થ વ ભીમરૂપ ગણના, યુદ્ધેશુ જ્યાં યોદ્ધ એ ?! ૩૧૮

શું મારાં ગદાબળ આગલ ભીમ ફાવી શકે એમ છે ? ત્યારે ભીષ્મ, દ્રોણ, અશ્વત્થામા અને કર્ણની સાંગ આગળ એ અર્જુન પણ ક્યાં જીવતો રહી શકે એમ છે ? તો મારે એ પાંડવોનો મિથ્યા ભય શા માટે ધરવો જોઈએ ? પિતાશ્રી એ સહુ જોઇ શકતા નથી. એ તો અર્જુનનાં બળની જ પ્રશંસા કર્યા કરે છે. એના ગાંડિવ નામા ધનુષના ભયથી ભયભીત થઈ રહે છે. પણ નક્ષત્રી પૃથ્વી કરનાર પરશુને મ્હાત કરનાર ભીષ્મપિતામહના દિવ્ય પ્રયોગને એ ભૂલી જાય છે. એવા ભીષ્મ આગળ એ અર્જુન ક્યાં સુધી ટકી રહે ? માટે જ પિતાશ્રીના સહુ ભય આળપંપાળ છે. એથી જ આવાં બળશીલ હું કોપણ કાળે પાંડવોને એમનું રાજ્ય પુનઃ આપવા સમર્થ થતો નથી. આપવું એવો સંકલ્પ યે મને સ્ફુરતો નથી, તો એમ આપવાના વિચારની કથા જ શી ? હા ! હા ! પિતાશ્રીના મનોભાવને ખરેખર વિદુરે જ વિકારયુક્ત કરી મૂક્યો છે, એ વિકાર ક્યમે કરી છૂટે એમ લાગતું નથી, તો હવે પિતાશ્રીને પૂછવા કે વધુ સતાવવાની આવશ્યક્તા થોડી જ

રહે. સહુ આધાર મારાં બળ, મારી યુક્તિ અને મારા સહાય ઉપરજ ટકી રહે છે. હું મહા સમર્થ ક્ષત્રીવરો અને કળાકૌશલ્યાશીલ દાનવોથી પરિવેષ્ટિત છું. તો એવા બળવાલો હું કદિપણ સિદ્ધ થયેલ સ્વાર્થ-ત્યાગ કરી દઉં એમ નથી. માટે હે પાંડુપુત્રો! તમો રાજ્યની જે આશા કરતા હો તો તે સહુ મિથ્યા જ છે! આ દુર્યોધનનાં દેહમાં જ્યાં સુધી પ્રાણ છે ત્યાં સુધી તો એમ કદિ પણ બનનાર નથી. તમો તો વનવાસ, વનફુળ અને વનફળ માટે જ સર્જાયલા છો, એજ તમને યોગ્ય છે, તમારી મનોવૃત્તિને પણ એજ અનુકૂળ છે. માટે એનું જ સેવન કરતાં રાજ્યની આશાનો સદા માટે ત્યાગ કરો. એજ મારો સંકલ્પ સિદ્ધ નિશ્ચયરૂપ છે!!! ( એરે વિચાર સ્ફુરી આવતાં ) આ તો હું મારાજ વિચારની ધુનમાં દરબારનો સમય પણ ભૂલું છું. મારે ત્યાં સત્વર જવું જોઇએ! પિતામહ ભીષ્મ અને બીજા સભ્યો મારી રાહ જોતા હશે. ( એમ ધારી દરબારગૃહ તરફ જાય છે. )

ઇતિ પંચમ અંકે પ્રથમ પ્રવેશ.



## પ્રવેશ ૨ જો.

### દરબારગૃહ.

**નેકીદાર**—ભૂરિક્ષેમ! ભૂરિક્ષેમ!! મહારાજાધિરાજને ભૂરિક્ષેમ!!!
( દરબાર પ્રવેશતાં ).

**દ્વારપાલ**—જય શ્રી જય! મહારાજાધિરાજનો શ્રી જય!!

**સભાસદો**—( ઉભા થઈ ) જય શ્રી જય! મહારાજાધિરાજનો શ્રીજય!!

**મંત્રીઓ અને સરદારો**—( ઉભા રહેતાં ) મહારાજાધિરાજ, હમો અભિવંદન કરીએ છીએ,

**દ્રોણાચાર્ય**—( આશિર્વાદપૂર્વક ) રાજન્! તારૂં કલ્યાણ હો!

**ભીષ્મ**—( બેસી રહતાંજ ) રાજન્ દુર્યોધન! તું ભલે આવ્યો. સુખી ભવ.

**દુ૦**—( ભીષ્મને પાય પડી નમન કરતાં ) પિતામહ! હું આપના આશિર્વાદ જ ઇચ્છું છું.

**ભી૦**—રાજન્ દુર્યોધન! તું સ્વસ્થ થઈ બેસ. ( દુર્યોધન બેસે છે. )

દુ૦—ગુરૂજી ! તમો પણ આસન લો અને સહુ સભાસદ પણ આસન લે.
( સહુ તેમ કરે છે. ) ( એવે )

દ્વારપાળ—( પ્રવેશી નમન કરતાં ) મહારાજાધિરાજનો જય !

દુ૦—( શકુનીને ઉદ્દેશીને ) મામાજી ! દ્વારપાળ શું કહેવા માગે છે ?

શ૦—જેવી મહારાજની આજ્ઞા. ( દ્વારપાળને ઉદ્દેશી ) દ્વારપાળ ! તારે શું કહેવું છે ?

દ્વા૦—મહારાજાધિરાજ ! પાંડવોને શોધવા મોકલેલા ચારો આપની આજ્ઞાની રાહ જુએ છે,

દુ૦—એમને સત્વર પ્રવેશ કરાવ.

દ્વા૦—( નમન કરતાં ) જેવી મહારાજની આજ્ઞા. ( જાય છે. )

ચારો—( પ્રવેશ કરી નમન કરતાં ) મહારાજાધિરાજનો જય !

દુ૦—મામાજી ! એમને પૂછો કે એઓ શું ખબર લાવ્યા છે ?

શ૦—જેવી મહારાજની આજ્ઞા. ( ચારો પ્રત્યે ) હે ચારો ! પાંડવો વિષે શું શોધ લાવ્યા તે મહારાજાધિરાજ જાણવા ઇચ્છે છે.

ચારો—( પાયે પડી નમન કરતાં ) મહારાજાધિરાજ ! હમો પાંડવોને સર્વત્ર ખોળી વળ્યા છીએ. નદી, ગિરી, ગિરીશૃંગ, ગુફા, વન, અરણ્ય, રણ, સમુદ્રતટ, ગ્રામ્યવાસ, નગરવાસ, ઋષિ, મુનિ, તપસ્વી, આશ્રમવાસી અને વળી બ્રાહ્મણ, ક્ષત્રી, વૈશ્ય, અને શૂદ્ર આદિ વર્ગ પણ હમો સહુ સ્થળે ખોળી વળ્યા, પણ પાંડવોની તો હમને કહિંએ ભાળ લાધી નહિ. પાંડવોના સારથી ઇંદ્રસેન પાછળ પાછળ હમો દ્વારિકા પર્યંત પણ ગયા અને ત્યાં પણ હમને પાંડવોની કશિયે ભાળ મળી નહિ. જેથી હમો ધારીએ કે તેઓ તો નાશ પામ્યા હશે. એમ છતાં પણ મહારાજાધિરાજ ! વિરાટનગરમાં હમને એક કૌતુક લાગ્યું. વિરાટના રસોઇઆએ કેટલાક માસ ઉપર જીમુત નામના મલ્લને માર્યો અને કોઇ ગંધર્વે વિરાટસ્યાલક કીચકને કન્યાની નૃત્યશાળામાં હવણાં જ એક રાત્રી સમયે મારી નાંખ્યો. તેમજ એ કીચકના એકસો પાંચ ભ્રાતને પણ સ્મશાનભૂમિમાં કીચકના દાહ સમયે મારી નાંખી એજ ચિતામાં ભસ્મીભૂત કર્યા. કીચક શૂરો અને પરા-

ક્રમી હતો. જેથી વિરાટરાયની સહુ પ્રજા આશ્ચર્ય અને ભયચકિત દિસતી હતી કે " આ! શું? " " આમ કેમ બન્યું ?! " " આમ બની પણ કેમ શકે? " " શું એ ગંધર્વનું જ કૃત્ય હશે? " " જો ગંધર્વનું જ એ કૃત્ય ન હોય તો અન્ય કોનું સામર્થ્ય પણ શું! " " એજ કીચકે ત્રિગર્તને ત્રાસ આપી નસાડયો હતો અને વિરાટરાયનું રક્ષણ કર્યું હતું તે કીચક શું આમ મનુષ્યહસ્તે જ માર્યો જાય?" આવા આવા ભણકારા હમને કાનપર પડના રહ્યા. તો આ ઉપરથી મહારાજાધિરાજ! આપને જે યોગ્ય લાગે તે અનુમાન કરો. મહારાજાધિરાજ! એ શિવાય હમો કશુએ વિશેષ જાણી શક્યા નથી. માટે મહારાજાધિરાજ! હવે અમને અન્ય શી આજ્ઞા?

દુ૦—મામાજી! હવે એમને રજા આપો.

શ૦—જેવી મહારાજની આજ્ઞા, (ચારો પ્રત્યે) જાઓ, હવે તમને રજા છે.

ચારો—( નમન કરી ) મહારાજાધિરાજનો જય! ( એમ વદી પાયે પડી ચાલ્યા જાય છે. )

( ચાર ગયા પછી )

દુ૦—સુજ્ઞ મંત્રીઓ! આ ચારલોકોનું વૃત્તાંત તો તમો સહુકોએ શ્રવણ કર્યું. એ ઉપરથી તમો સહુ શું ધારો? એ ઉપરથી હવે આપણને શું કર્તવ્ય રહે છે? પાંડવોનો ગુપ્તવાસ પણ હવે સંપૂર્ણ થવા આવ્યો છે. એટલે હવે આપણથી આલસ્યમાં બેસી રહેવાય એમ નથી. પાંડવોની ભાળ ગમે ત્યાંથી પણ મેળવવી જોઈએ. અને એ માટે હવે આપણે શું કરવું તે સહુ યથાબુદ્ધિ કહો. ન તો એ શૌર્યશીલ પાંડવોથી અવશ્ય આપણને દુઃખ અને કલેશ પ્રાપ્ત થયા વિના રહેશે નહિ. માટે જ એઓ પુનઃ વનપ્રવેશ કરે એવો પ્રતિકાર સત્વર શોધવો જોઈએ. એ માટે જેને જે યુક્તિ, કલ્પના, તર્ક કે પ્રતિકાર સૂઝે તે યથામતિ કહો.

કર્ણ—મહારાજાધિરાજ! ચારો કહે છે તેમ પાંડવો નાશ પામ્યા ન હોય. એ પાંડવો કાંઈ અલ્પ ક્રિયાવાન નથી. એઓ તો કોપણ સ્થળે હોવા જ જોઈએ. માટે વિશેષ ચતુર ચારો કે જે તર્ક, અવલોકન અને અનુમાનબુદ્ધિથી મનુષ્ય માત્રની અને મનુષ્ય માત્રના મનોભાવની પરીક્ષા

કરી શકે એવા નિપુણતાસહ સદા ઉત્સાહવાન, તત્પર અને ચતુર હોય તેવા ચારોને મુનિઆશ્રમ, ગિરીગુફા, ગ્રામ્યવાસ, નગરવાસ તીર્થાદિક સ્થળો વિગેરે હરકોઈ ભૂભાગ અને મનુષ્યના વાસમાં એ પાંડવોને શોધવા પુનઃ ફરતા કરો. એઓ તો ક્યાંય પણ છૂપા જ હશે.

**દુઃશાસન**—નરેંદ્ર ! વિશ્વાસપાત્ર ચારોને પુનઃ ફરતા કરવા જોઈએ એજ મારી મતિમાં પણ અંગપતિ કર્ણ કહે તેમ આવે છે. પણ પાંડવોની ભાળ આપણા દરેક સ્થળે ફરતા ચારોને મળતી નથી. તેથી હું એમ પણ ધારૂં કે પાંડવો તો રઝળી મૃત્યુવશ થયા હશે અથવા તો સર્પદંશાદિકને વશ્ય થઈ દેહરહિત થઈ ગયા હશે અથવા તો ક્યાંયે ગુપ્ત પણ હોય. એટલા ખાતર આપણે નિરૂદ્યમી કે ઉત્સાહભંગ રહેવું ન જોઇએ; અને ચારોને વિશેષ દ્રવ્ય આપી પાંડવોની શોધમાં પુનઃ ફરતા કરવા જોઈએ.

**દ્રોણ**—રાજન્ ! પાંડવો જેવા ઉત્કૃષ્ટ ક્રિયાવાન કદિ પણ રઝળે કે નાશ પામે નહિ. ધર્મ અને નીતિયુક્ત મહાત્મા યુધિષ્ઠિર સર્વના પોષક છે. એઓ સહુ અર્થને જાણનારા છે. સહુ ભ્રાતો ધર્મ, ધૈર્ય, શૌર્ય, ઔદાર્ય અને સંયમાદિ શીલયુક્ત છે. એઓ વળી મહા બુદ્ધિવાન છે. એઓ સહુ ધર્માત્મા યુધિષ્ઠિરને જ અવલંબે છે. અને એ મહાત્મા સ્વતેજોત્કર્ષથી સર્વના પોષક, પાળક અને રક્ષક હોવા છતાં સહુ ભ્રાતોને જ એઓ પણ અનુસરે છે. જેથી અતિ સાવધ એઓ તો સહુ પોતાના ઉદયકાળની જ રાહ જોતા હશે. એઓ ક્યમે કરી નાશ પામે નહિ. માટે જે કરો તે સહુ વિચારપૂર્વક વિલંબરહિત કરો. પાંડવોના નિવાસ વિષે પણ વિચારો. એમ છતાંયે શૌર્ય અને તપઃપ્રભાવશીલ પાંડવો પ્રયાસે પણ કદિયે જાણ્યામાં આવે એમ નથી. નિર્મળ, સત્યવાદી, પવિત્ર, ઉત્કૃષ્ટ તેજોયુક્ત મહાત્મા યુધિષ્ઠિર પ્રત્યક્ષ હોય તોપણ ઓળખાય નહિ. એટલા જ માટે વિચારપૂર્વક ચાર, બ્રાહ્મણ આદિક નિપુણ પુરૂષની યોજના કરો.

**ભીષ્મ**—દુર્યોધન ! તત્વદર્શી દ્રોણાચાર્યે જે કહ્યું તેજ મારી બુદ્ધિ પણ ગ્રહણ કરે છે. પાંડવો વેદશાસ્ત્રસંપન્ન, સત્યવ્રતમાં તત્પર, સમયને જાણનાર, સમયને અવલંબનાર, વૃદ્ધ પુરૂષને અનુસરનાર, ક્ષાત્રધર્મપ-

રાયણ , મહાત્મા શ્રી કૃષ્ણને અનુસરનાર અને સત્ય પુરૂષના ધર્મને પાળનાર એવા સર્વ લક્ષણસંપન્ન હોવાથી મહાબળવાન એઓ કદિ પણ પરાભવ પામે નહિ. ધર્મ, શૌર્ય અને પરાક્રમે રક્ષિત કોપણ કાળે નાશ પામે નહિ. હે દુર્યોધન, અત્યંત નીતિવાનની નીતિ ખોળવા અનીતિવાન પુરૂષો કદિ પણ સમર્થ થતા નથી. પાંડવોનો નિવાસ અન્ય મનુષ્ય સમ સામાન્ય ન હોય. સત્યવાણી ક્યારે પણ દ્રોહને પ્રાપ્ત થાય નહિ. દુર્જનને હું ક્યારે પણ નીતિ શ્રવણ કરાવું નહિ. ધર્મશીલ યુધિષ્ઠિરનો જ્યાં નિવાસ હશે તે દેશ એ ધર્મજ્ઞ પુરૂષનાં ગુણ અને શીલ સંપન્ન જ થઈ રહશે. તેમજ એ ધર્મજ્ઞ પુરૂષના આનંદ અને શાંતિસ્વરૂપનો આવિર્ભાવ પણ સ્થાવર જંગમ સ્થૂલ સૂક્ષ્મ હરેકોઈ વસ્તુ કે પ્રાણીમાત્રમાં વ્યાપી રહશે. દ્રવ્ય, સુગંધ અને રસકસ આદિકની વૃદ્ધિ સર્વત્ર બ્હેકી રહશે. પૃથ્વી વાયુ તેજ અગ્નિ આદિક પણ સહુને આનંદ, ઉત્સાહ અને ઉલ્લાસ પૂર્વક જ વહતાં પ્રવર્તતાં રહશે. જેથી કરી એવા ધર્માત્મા યુધિષ્ઠિરને બ્રાહ્મણ ક્ષત્રિય અને વૈશ્ય કોપણ જાણવાને સમર્થ નથી. અહિં સામાન્ય મનુષ્યનું બુદ્ધિબળ કાર્ય કરી શકે એમ નથી. એ યુધિષ્ઠિરમાં સત્ય, ધૈર્ય, દાન, શાંતિ, ક્ષમા, લજ્જા, શ્રી, કીર્તિ, તેજ, સમતા અને કોમળતા એ ગુણો સદાય સ્થિર રહેછે. માટે જ એ પાંડવોનો નિવાસ તેમજ ગમન એ પણ છૂપાં જ છે. હું અસત્ય વાણી વદતો નથી. માટે જો મારાં વચન ઉપર શ્રદ્ધા હોય તો હું કહું તેમજ એ સહુ છે. એમ માની જે કરવાથી તારૂં હિત સચવાતું હોય તેજ માર્ગ આદર.

દુ૦—(સ્વગત) પિતામહ તો પાંડવોની જ મહત્તા વધારી હમારાં તેજની હાની કર્તા રહેછે. કર્ણ કહે તેમ એમનો પક્ષપાત તો પાંડવો તરફ જ ઢળતો રહેછે. પિતામહને પૂછું કે હમોએ કયાં રાજ્યનીતિનાં સૂત્રોનો ત્યાગ કર્યોછે જે એઓ આમ પાંડવોને જ અધિક આદરપૂર્વક જોતા રહેછે. પણ કૃપાચાર્ય બોલવા તત્પર જણાયછે તો પ્રથમ એમને શ્રવણ કરી લઉં.

કૃપાચાર્ય—ભૂમિપતિ! વૃદ્ધ ભીષ્મે પાંડવોને યોગ્ય જ વાણી કહીછે. એમ છતાં એમનો નિવાસ જાણવો એજ આપણને તો આવશ્યક છે. હે તાત! સામર્થ્ય અને સમૃદ્ધિને ઇચ્છનારે સામાન્ય શત્રુની પણ ઉપેક્ષા કરવી નહિ તો સંગ્રામ કુશળ પાંડવોની ઉપેક્ષા તો શી જ રીતે થઈ શકે? પાં-

ડવોએ પ્રતિજ્ઞા કરેલ સમય પણ હવે થોડો જ રહ્યો છે. માટે પાંડવોના ઉદયની સમીક્ષા કરવી અને સ્વ તેમ જ મિત્રનાં સૈન્ય અને સામર્થ્યની પણ સમીક્ષા કરવી એ પણ આવશ્યક છે. વિશેષ, ન્યૂન, અને સમાન બળના ભેદે કરી સંધિ વિગ્રહ સામ અને ભેદની નીતિથી કાર્ય લેવું. જેથી હે રાજન ! સમય અને કાળને અનુસરી સ્વ ઉદ્યાગનો નિશ્ચય કરો.

**દુ૦**—પિતામહ, મેં સહુની વાણી શ્રવણ કરી છે, પણ પાંડવોનું આધિક્ય અને પાંડવોનો ઉત્કર્ષ શા અર્થે કહોછો ?

**કર્ણ**—ભૂમિપતિ ! ભીષ્મ વયોવૃદ્ધને લીધે બીજાનાં બળ, શૌર્ય અને ગુણની ગણના કરી શકતા નથી. એમને તો પાંડવો શિવાય ક્યાંયે શૌર્ય અને ગુણ દૃષ્ટિગોચર થતાં નથી.

**ભીષ્મ**—હા તાત દુર્યોધન, કર્ણને સ્વબળનો ગર્વ છે. એને સ્વબળ આગળ અન્યનાં બળની તુલના નથી. કર્ણે કંઈ એવું ઉત્કૃષ્ટ કાર્ય કરી બતાવ્યું નથી છતાં મદવાદ અને બકવાદ તો વૃદ્ધિ જ પામતાં રહે છે.

**દુ૦**—પિતામહ ! વિશ્નુયાગ સમયે એનું પરાક્રમ શું ભૂલાય એમ છે ?

**ભીષ્મ**—હા દુર્યોધન ! પાંડવોએ નિર્જીવ કરેલ રાજાઓને જીતવા એમાં વિશેષ શૌર્યની આવશ્યક્તા ન હતી. પણ દ્રૌપદી સ્વયંવર સમયના યુદ્ધ પ્રસંગે અજ્ઞાત એવા બ્રાહ્મણ સ્વરૂપમાં અર્જુનની કરેલ પ્રશંસા આજ એજ કર્ણ તેમજ તું પણ હે રાજન્ ભૂલી જાય છે ! “શું તું સાક્ષાત ધનુર્વેદ વા પરશુરામ, ઇન્દ્ર અથવા તો સાક્ષાત વિશ્નુ છે !” શું એ સમયે આવી કર્ણની સત્ય વહતી અને અર્જુનનાં શૌર્યની પ્રશંસા કરતી વાણી ભૂલવા યોગ્ય છે ? એકલા અર્જુને જ સહુ રાજાઓને મ્હાત કર્યા હતા એ પણ શું ભૂલવા યોગ્ય છે ?

**કર્ણ**—ઓ પિતામહ ! તે સમયે અર્જુનને બ્રાહ્મણધારી, બ્રાહ્મણ બ્રહ્મતેજને લીધે જીતાય નહિ એમ ધારી હું ખસી ગયો હતો. પણ ત્યાર પછી તો ઇન્દ્રનાં સાંગરૂપ વરદાનથી અર્જુનનો અવસ્ય નાશ કરવા હું સમર્થ છું.

**ભીષ્મ**—હા રાધેય ! સાંગ ઇન્દ્રે અર્જુનનો નાશ કરવા આપી નથી પણ એક મહારથીનો જ નાશ કરવા આપી છે તે ભૂલી જવું જોઈતું નથી.

**કર્ણ**—અર્જુન શિવાય અન્ય કો ઉપર તેનો ઉપયોગ ન કરવા મારો દૃઢ સંકલ્પ છે.

**ભીષ્મ**—એ તો સહુ કાલ જ સિદ્ધ કરશે. પણ ઘોષયાત્રા પ્રસંગે તું તારા જ રાજનને ત્યાગી તારો જ જીવ બચાવવા, ક્ષત્રીનાં કર્મરહિત ભાગી ગયો હતો તે વિષે તું શું કહે છે?

**કર્ણ**—દેવ પુરૂષસંગે સ્પર્ધારૂપ તુલનાનો આ વિષય નથી. અત્ર તો સમાન સ્વરૂપની જ તુલનાને શૌર્યભેદથી અવકાશ રહે.

**દુ૦**—હા પિતામહ! આપણને કંઈ ગંધર્વ સાથે સંબંધ નથી. આપણું કસોટી ભાજન તો મનુષ્યરૂપ અર્જુન જ છે.

**ભીષ્મ**—અર્જુન એ સામાન્ય મનુષ્ય નથી.

**કર્ણ**—ઓ ભૂમિપતિ! વયોવૃદ્ધને લીધે આ ભીષ્મ કંઈ રાજ્ય શ્રેય સમજતા હોય એમ લાગતું નથી. વૃદ્ધાવસ્થાને લીધે કાયરતા પણ સ્વાભાવિક હોય. વળી ભીષ્માદિકનો પાંડવો પ્રત્યેનો પક્ષપાત પણ સુવિદિત જ છે. એટલે આવી નિરૂત્સાહયુક્ત વાણીદ્વારા મહારાજાધિરાજ! એ ભીષ્માદિકે તો તમારો દ્રોહ જ આદર્યો છે. તમોથી એઓ પોષણ પામતા છતાં એમનાં હૃદયમાં તમારૂં કંઇ પણ હિત કે શ્રેય હોય એમ લેશ માત્ર પણ સંભવતું નથી. તો એવા સંગે મંત્રકાર્યથી હે ભૂમિપતિ! તમો ક્યાં શ્રેયની ઇચ્છા રાખો?! અપંગ અંબુવિચ રાજા સમ રાજ્ય દૈવમાંથી જવાનું થશે ત્યારે તો અવશ્ય જશે અને રહેવાનું હશે તો અવશ્ય રહશે. એમાં બળ કે પ્રયત્ન કંઈ પણ ફળ આપતાં નથી. ત્યારે સ્વગૌરવ, સ્વમાન, સ્વતેજ અને સ્વલક્ષ્મીની હાની શા અર્થે કરવી? માટેજ શુભ અશુભ મિત્રનો નિશ્ચય કરી હે રાજન્ દ્રઢતાથી જ વર્તવું એજ આપણને તો આવશ્યક છે.

**દ્રોણ**—હે દુષ્ટ કર્ણ! ધર્મજ્ઞ, દીર્ઘદર્શી, જ્ઞાત અને શૌર્યશીલ, આ વૃદ્ધ અને દુર્યોધનના પિતામહ, શંતનુના પુત્ર ભીષ્મને શું તું ઓળખતો નથી? એનાં હૃદયની શું તને પરીક્ષા નથી! હા એથી જ તું એમની તેમ જ હમો સહુની નિંદા કરતો અટકતો નથી. હે કર્ણ! તું અર્જુનનો દ્વેષી છે. એજ દ્વેષ તને ઉસ્કેરી આમ તારી બુદ્ધિ ભ્રષ્ટ કરતાં તને ભમાવતો રહે છે અને એથી જ તું પાંડવોના અહિતમાં તત્પર રહી તારી કનિષ્ઠ બુદ્ધિના પ્રતાપે દુર્યોધનનું અહિત પણ સાથે સાથે આદરે છે. પાંડવોને એમનું અર્ધું રાજ્ય પાછું આપવું જોઈએ. એમાં આડે આવતુ

એ પણ અન્યાય યુક્ત જ છે. યુધિષ્ઠિરને રાજ્ય જો પાછું આપવામાં ન આવશે તો કુરુકુળનો અવશ્ય નાશ થશે. એ હું વારંવાર અનેક પ્રસંગે કહેતો આવ્યો છું, અને અત્ર પુનઃ પુનઃ કહું છું. શું ભીષ્મ કે ભીષ્મની વાણી અવજ્ઞાને યોગ્ય છે? તો તારા સરખાથી એ નિંદાને પાત્ર તો ક્યાંથી જ હોઈ શકે?

ભીષ્મ—(સકોપ) હે દુર્યોધન! [illegible] સંસર્ગથી વેષ્ટિત એવો તું ક્યાં શ્રેયની ઇચ્છા રાખે છે? શૌર્ય કરતાં જ્યાં મદ, ઈર્ષ્યા, દ્વેષ અને ગર્વરૂપ અંધકારઆવેશ બળવત્તર છે ત્યાં આગળ હે દુર્યોધન, તેં કયા જયની સિદ્ધિ આદરી રાખી છે? પરમ ઉદાર, સરળ, સહન કરવામાં ધૈર્યશીલ રંક અને નૃપ એ સહુ પ્રત્યે સમાન ભાવ અને સમાન પ્રેમથી વર્તનાર, ઉત્સાહ, ધૈર્ય અને શૌર્યશીલ પાંડવોનો વેગવાન અગ્નિ જ્યારે પ્રજ્વલિત થાય ત્યારે ઇન્દ્ર સરખા પણ એમની સન્મુખ ઊભા રહેવા સમર્થ થતા નથી તો હે દુર્યોધન! અન્યની તો ગણના જ શી? અનેક પ્રસંગે એમણે પોતાનું શૌર્ય સ્વતઃ સિદ્ધ દર્શાવ્યું છે એવા પાંડવોને શું તું શૌર્યહીન ધારે છે? તારાં દુષ્કૃત્ય એઓ શું સહુજ સહન કરી રહશે? એઓ ગુણાભિલાષી હોવાથી એમનું નિર્મળ હૃદય બાહુબળ કરતાં ગુણને જ નમે છે. એમ છતાં પણ શું કાળ એ સહુ જોઈ રહશે? દુર્યોધન! એમ તું ન[illegible]ન કે કાળ સહુને જ ન્યાય આપે છે. એજ કાળે ન્યાય આપ્યો છે અને એજ કાળ ન્યાય આપતો રહશે. એ સમયે જ્યારે તું [illegible] ન હતો થઈ [illegible]શ ત્યારે જ તારું સંવિદગ્ધ હૃદય તને જ અનેક રૂપે ક્લેશરૂપ થઈ પડશે. એ ક્લેશરૂપ દાવાનળ આગળ કોપણ બળી ભસ્મ થયું નથી? હિરણ્યકશ્યપ, બલિ અને રાવણ આગળ તો તું એક પામર જન જ છે. એ સહુએ શૌર્યશીળ હતા પણ માત્ર એમની ક્રૂરતા, દુષ્ટતા અને એમનો ગર્વ જ એમના નાશરૂપ થઈ પડ્યાં તો આ તું આવા તારા અનેક છળ, પ્રપંચ, છળ, ક્રૂરતા અને સ્વાર્થ આગળ ક્યાં જીવિતની ઇચ્છા રાખી ફરતો રહેછે.? મનુષ્યનાં કૃત્યથી મનુષ્ય છેતરાયાં છે, ભોળવાયાં છે અને ક્લેશરૂપ વિટંબણામાં પણ આવી પડ્યાં છે. એમ છતાંયે શું કા[illegible]દિ પણ છેતરાયો છે? એજ કાળ નિર્બળ અને નિર્માલ્ય દિસતાં મનુષ્યને બળ આપતો આવ્યો છે અને એજ કાળ નિર્વીર્ય લક્ષાતા પુરુષમાં વીર્ય

શૌર્ય અને બળના આવિર્ભાવ ઉત્પન્ન કરશે. એજ કાળ ગુણનો આ-વિર્ભાવ દર્શાવતો આવ્યો છે. સત્વશીલ પુરૂષમાં અલૌકિક શક્તિ ઉત્પન્ન કરતો આવ્યો છે અને એમજ એ કાળ વ્યાપતો પ્રવર્તતો પણ રહશે. ત્યારે હે દુર્યોધન! તે સમયે તારી કા ગણના?

ઇંદ્રવજ્રા

જો જો ગતિ રાવણ શિશુપાલે!
ને કંસ મૃત્યુ નહિ કો વખાણે?
હા હા જરાસંધ ગતિ તું જોતો
ક્યાં એ ભૂલે દષ્ટિ પ્રમાણ ખોતો?!! ૩૨૯

હા દુર્યોધન! એ સમય પ્રાપ્ત થતાં તું પણ ક્યાં રહીશ? તારી ગણના પણ કાળબળમાં શું રહશે? એથી તું કયું સદાચાર યુક્ત સહુને અનુકરણીય સ્વરૂપ મૂકી જવા ઇચ્છે છે? જો એમ ન થાય તો તારા નામની પણ કાળજવાળામાં શી ગણના? પળપળે અસંખ્ય પ્રાણી અને જંતુઓ ઉદ્ભવે છે અને લય પણ પામે છે. હે દુર્યોધન! તારી પણ એજ ગતિ છે. તેજસ્વી ગુણની આસપાસ અનેક તેજસ્વી શક્તિઓ પરિક્રમણ કરતી રહે છે. એ શક્તિઓ અનેક રૂપે સ્ફુરવા લાગતાં, અનેક તેજોમય સૂર્ય સ્વરૂપ ધારણ કરતાં, ઝળહળ કરતું એમનું જ્યોતિર્મય સ્વરૂપ વૃદ્ધિ પામી સર્વત્ર વ્યાપી રહતાં, હે દુર્યોધન, તું પણ ક્યાં રહશે?! જ્યાં આગળ મારી પણ ગણના નથી ત્યાં આ-ગળ તારી શી ગણના?! જ્યાં એક ગુણ સ્વરૂપમાંથી આવિર્ભાવ પામેલ તેજસ્વી બિંદુની આસપાસ અનેક સૂર્યગણ સુદર્શનરૂપ ચક્રાકારમાં ફરતા રહે છે ત્યાં એ ચક્રગતિને રોધ કરવાનું કોનું સામર્થ્ય?! એ ચક્રગતિનો પરાભવ કરવા પણ કઈ મૂઢતા હામ સરખીએ કરી શકે?! બ્રહ્મા, વિષ્નુ, રૂદ્ર, વસુ અને ઇંદ્રાદિ દેવો પણ એ ચક્રની ગતિને લોપી શકતા નથી, તો હે દુર્યોધન, તું એક પામરજન ક્યાં?! તારૂં બળ પણ કયું? તો હા! આગળ તારી અને તારા કર્ણની પણ કા ગણના?! ભૃગુપુત્રના શાપે તારા કર્ણની ગતિ તો ક્યારનીએ કુંઠિત કરી મૂકી છે, તો એની કુંઠિતા ગતિ તારૂં શ્રેય કેની રીતે સાધી શકશે!

એ ગતિ તારો કેવી રીતે ઉદ્ધાર કરી શકશે ?! આ સુબળસુત શકુનીમાં પ્રપંચવિદ્યા શિવાય અન્ય બળ નથી. છળ અને કાપટય પ્રયોગમાં એનું બળ વિશેષ ઝળકી નીકળે છે ખરૂં. પણ શું એ બળનો અંત નથી ? એ બળ પણ હવે અંત સમીપ થતું જાય છે. સહુ કોને એ વિદ્યા અત્યાર સુધી આંજતી ભ્રમમાં નાંખતી, પણ હવે તો સહુ કોની દૃષ્ટિ સ્પષ્ટ થવા લાગી છે કે લોભી, પાપી, દુષ્ટ, દુરાચારી અને સ્વાર્થી લોકો સ્વકૃત્રિમતાથી, સ્વઆડંબરથી, સ્વના મિથ્યા પ્રલાપથી, મિથ્યા વચનથી સહુકોની આંખમાં ધૂળ નાંખતા હતા. હવે તો સહુ-કોને એ તારાં બળવિષે લેશ માત્ર પણ શ્રદ્ધા નથી તો વિશ્વાસ પણ કયાંથી હોય ? હે દુર્યોધન ! હવે તું તારા માતુલ સુબળસુતને તારો સહાય અને માર્ગદર્શક પણ ન ગણતાં એ સુબળસુતને તારા વિનાશનાં અંગીભૂત કારણ તરીકે જ માન ! કદાચ તારા દુઃશાસનાદિ ભ્રાત ઉપર તું ધુમતો હઇશ, પણ અત્ર તો મૂઢતાની પરમ અવધી જ છે. દુર્બુદ્ધિથી ભરેલું ઉદ્ધત ટોળું કયો અર્થ સાધી શકે ? એમની ક્રુર-તા, એમની દુષ્ટતા, એમની નીચતા અને અધમતા કયું શ્રેય તને પ્રાપ્ત કરાવી શકે ? હા ! ખરેખર, એમનું બળ તને કદાચ તારા આડંબર પોષવામાં હોય, તારી ખુશામતથી તારાં ગૌરવને પ્રકાશ અર્પવામાં હોય !! તારી વૃત્તિને અનુરૂપ થવા રૂપ તારી વૃત્તિનાં પોષણદ્વારા તને તૃપ્તિ, સંતોષ, હર્ષ અને મિથ્યા આનંદ અર્પવામાં પણ એમનું બળ કદાચ સાર્થક થતું હોય !! તારા લોભ, તારા સ્વાર્થ, તારી અહંતા, તારા ગર્વ અને મોહાદિકને સહાયભૂત થઈ એમને ઉત્તેજીત કરી ઉશ્કે-રવા, કોપાયમાન કરવાંમાં પણ એ બળ કાર્ય કરતું હોય ! વળી કદાચ તારી વૃત્તિને તૃપ્તિપૂર્વક તારી આશા અને તારી તરંગસૃષ્ટિની અભિલાષા અ-ભિવૃદ્ધિ કરવામાં પણ એ બળ સહાયભૂત થતુ હોય ! વળી તારી મહત્તા દર્શાવવા, એઓને દશ્યમાન થતા તારા ગુણોનું યશોગાન ગાઈ તારા ગર્વ, તારા મદ, અને તારા અહંભાવને ઓપ અર્પી ચકચકિત દ-ર્શાવવામાં એ બળ તારી સેવા કરી તારા આનંદનું અભિવૃદ્ધિ-સ્થાન પણ થતું હોય ! એથી પણ અધિક તારા સ્વાર્થ અને તારી અભિલાષાના ઉત્તેજનપૂર્વક એઓ કાર્યસાધક હોઈ, તને તૃપ્તિ હર્ષ અને આનંદનું સ્થાન પણ એઓનો સંસર્ગ જાળવતું હોય !!! હે દુર્યોધન ! આ

સહુ સ્વરૂપ શું મૂઢતાનો જ આવિર્ભાવ દર્શાવતાં નથી? હા ખરેખર! એ મૂઢતાના સ્વરૂપનું ભાન તને થઈ શકતું નથી અને એ મૂઢતામાં જ તું રાચી રહે છે। દુર્યોધન! એથી તું ફુલાતો નહિ, એમાં મુગ્ધ થઇ રહેતો નહિ, ઉદ્ધત અને અંધકારમય મનોભાવ ઉપર તું આધાર રાખતો નહિ. હે દુર્યોધન! જ્યાં હૃદયને–નિર્મળ સરળ અને પવિત્ર હૃદયને, સમાન ભાવવાળાં પ્રેમી હૃદયનો અવકાશ નથી ત્યાં સર્વત્ર અંધકાર જ છે. જ્યાં હૃદયના ઉચ્ચ તત્વોનો પ્રભાવ ખીલતો નથી, ત્યાં તો દિવસને જેમ મધ્યાહ્નકાળ પછી સાંયકાળ પૂર્વરૂપ બનતાં રાત્રી ઘેરવા માંડે છે, તેમજ વ્યક્તિ માત્રની વૃદ્ધિને, વ્યક્તિ માત્રના ઉદયને, ક્ષય અને નાશરૂપ અંધ તિમિસ્રા ઘેરવા માંડે છે. બુદ્ધિનો પ્રભાવ એજ એક ઉદયનું કારણ છે. શુભ પ્રજ્ઞા એજ એક ઉત્કૃષ્ટ બુદ્ધિસ્વરૂપ છે. અન્ય બુદ્ધિનાં સ્વરૂપો બુદ્ધિ નથી. એ અન્ય બુદ્ધિસ્વરૂપો હૃદયવિકાસ કાર્યમાં મુદ્દલે સાધનભૂત થતાં નથી. એટલે એવાં અન્ય બુદ્ધિસ્વરૂપથી પ્રાપ્ત થતો કે દીસતો ઉદય પણ હે દુર્યોધન ઉદય જ નથી. એવાં અન્ય સ્વરૂપમાં તો તર્ક, અવલોકન, તુલના, અનુમાન, ગ્રહણ અને સ્મરણશક્તિ જ શીઘ્રતા, તત્પરતા, ઉત્સાહ, આગ્રહ અને ખંતદ્વારા કાર્યસાધક બનતાં એજ સહુ તત્વો એવાં અન્ય બુદ્ધિસ્વરૂપસહ નાશને જ પ્રાપ્ત થાય છે. પણ એવાં બુદ્ધિસ્વરૂપમાંથી આત્મપ્રભાવરૂપ આવિર્ભાવ પામતાં **સ્વતંત્રતા, સમાનતા, નિસ્પૃહતા અને પ્રેમ** કે એમનાં સ્વરૂપ મુદ્દલે ઉદ્ભવી શકતાં નથી. એ તો શુભ પ્રજ્ઞાદ્વારા ઉત્કૃષ્ટ હૃદયનો જ પ્રભાવ છે. એવું શુભ પ્રજ્ઞાથી આવિર્ભાવ પામતું હૃદય એ જ સત્ય હૃદય છે. અને એમાંથી ઉદ્ભવતો આવિર્ભાવ એજ સત્યરૂપ પ્રકાશરૂપ છે. એજ આવિર્ભાવ સતત જ્યોતિર્મય છે, તેજોમય છે. એજ આવિર્ભાવ ભૂ, સ્વર્ગ, પાતાળ, નક્ષત્ર સૂર્યગણ આદિ સર્વત્ર સ્થળે પ્રકાશરૂપ હોઈ સર્વથા સર્વ કાળે વ્યાપક સ્વરૂપશીલ છે. અને એથી એજ આવિર્ભાવ આત્માનું જ્યોતિસ્વરૂપ છે. એ આવિર્ભાવ સ્વરૂપ હૃદયમાં શુદ્ધિ, નિર્મળતા પવિત્રતા, આર્દ્રતા, કોમળતા, તીવ્રતા, શૌર્ય, ઉત્સાહ, વેગ, સરળતા, સત્યપરીક્ષા, સત્યનિષ્ઠા, વિનય, ઉચ્ચ સ્વરૂપ પ્રત્યે હૃદયનું રેલાટપૂર્વક આપોઆપ ધાવન, વિવેક, ક્ષમા, દયા, ઔદાર્ય, સૌજન્ય, સ્નેહ, આપત્તિકાળે પણ ધૈર્ય અને સહન-

શીલતા, અદીનતા, અક્રૂરતા, સત્યપરાયણુતા, કર્તવ્યજ્ઞતા આદિ સત્ય અને ઉન્નત તત્વોનો જ આવિર્ભાવ દર્શાવી એમને જ ક્રિયામાર્ગમાં મૂકી પ્રવર્તતું રહે છે. અને જ્યાં એવાં તત્વો ક્રિયા માર્ગમાં નથી ત્યાં અ-ધમ હીણું, નીચ, સ્વાર્થી, પિશુન અને આડંબરી ભાવવાળાં જ તત્વો ઉદ્‌ભવ પામી ક્રિયામાર્ગમાં દર્શન દે છે. અત્ર તો સત્ય, ન્યાય, કર્તવ્ય-પરાયણુતા, સત્યપરીક્ષા, ઉચ્ચસ્વરૂપ પ્રત્યે ધાવન કરતું હૃદય, કર્તવ્યજ્ઞતા આદિમાંનુ કશુંએ હોતું નથી. એથી જ એ અધમ તત્વો વ્યક્તિના નાશ કે ક્ષયરૂપ બની રહે છે. એઓ તો અંધ તિમિસ્રારૂપ, અસમાન, ક્રૂર, દુષ્ટ, લોભી, સ્વાર્થી, લાલસાયુક્ત પ્રાપચ્યશીલ, આસક્તિયુક્ત વૃત્તિસ્વરૂપવાળાં તત્વોનું જ સ્વરૂપ દર્શાવતાં હૃદયની ગતિને કુંઠિત કરે છે. એમ થતાં નિષ્ઠુ-રતા, શઠતા, કઠોરતા, અવજ્ઞા, પ્રાપંચિક ચાતુર્ય, અસત્ય, છદ્મરૂપ ક્રિયાનાં સ્વરૂપો, મિથ્યાવચન, મિથ્યાપ્રલાપ, મિથ્યાગર્વ, આડંબર, મદ, અહંતા, અહંભાવનાં અનેક સ્વરૂપો સ્વપ્રશંસા અર્થેજ તીવ્રતર જીજ્ઞાસા અને એ માટે ધાવન, હૃદયવેગ રહિત અસત્ય પ્રશંસાનાં સ્વરૂપો, આડંબર રૂપ યશ અને કીર્તિ માટે જ પ્રયાસ ખંત, આગ્રહ અને ધાવન, હૃદયનાં આર્દ્રતા, કોમળતા, કર્તવ્યજ્ઞતા, સત્યપરાયણુતાદિ ભાવ રહિત મિથ્યા ડોળ અને વૃત્તિનાં અનેક સ્વરૂપો, મિથ્યા વચનો આદિ અનેક હીણું હલકાં, ઉદ્ધત અને સ્વાર્થી તત્વોને ક્રિયામાર્ગમાં મૂકી એમનેજ સત્ય પ્રત્યક્ષ સ્વરૂપ તરીકે માની સ્થાપન કરી એમાંજ વડાઈ લેતાં ઉદ્ધતાઇ, ઉચ્છૃંખલતા, રાગાવેશ, ક્રોધાવેશ, સ્વાર્થાવેશ, આડંબરાવેશ, અવજ્ઞા, આક્ષેપ, આદિ સ્વરૂપોના જ આવિર્ભાવનું પ્રકાશ સ્વરૂપ દર્શાવે છે. તો હે દુર્યોધન! એ સ્વરૂપમાં સામર્થ્ય કેટલું? એવાં સ્વરૂપમાં ચળ-કાટરૂપ દિસતાં બળની નિત્યતા પણુ કેટલી? હે દુર્યોધન! એથી જ એ સામર્થ્યહીન અને નાશવંત નિર્જીવ ટોળું પવન સપાટામાં ક્યાં સુધી પોતાની સ્થિરતા અને સ્થિતિસ્થાપકતા જાળવી શકે? સત્ય હૃદયના આવેગરૂપ વાયુના પૂર જોસમાં વહતા સપાટા આગળ એઓ તો ક્યાંય ને ક્યાંય અસ્તવ્યસ્ત વિખેરાઈ જઈ નાશત્વને પ્રાપ્ત થઈ જાય છે. એક પછી બીજો વ્યાપતો કાળ સ્વપરંપરામાં એવાં ટોળાને વિખેરતો અને એવાં ટોળાનો નાશ કરતો જ આવ્યો છે. હે દુર્યોધન! શું એમ વિખેરાયલાં અને નાશ પામેલાં ટોળાંની કાળ સ્વરૂપમાં ગણુના

રહી છે? તો તેં માની લીધેલ આવાં સ્વાર્થી સ્વરૂપની ગણના પણ ક્યાં સુધી રહેશે? એવાં સ્વાર્થી સ્વરૂપનું શૌર્ય પણ શું? એનો પ્રકાશ પણ શું? એ સ્વાર્થી સ્વરૂપમાં કે એના ક્રિયામાર્ગમાં દિસતું શૌર્ય એ સત્ય શૌર્ય નથી. એ તો સ્વાર્થી સ્વરૂપને જ નાશ અર્પવારૂપ અગ્નિનો પ્રકાશ છે. હે દુર્યોધન, એમાં સતત બળપોષક કે શૌર્યદર્શક કઈ શક્તિ તને પ્રત્યક્ષ થાય છે? એમ છતાં પણ હા! હા! મોહાંધ પુરૂષો એનેજ સત્ય અને અનુકરણીય સ્વરૂપ માની એમાંજ લુબ્ધ થઈ રહે છે, એ કાળની વિચિત્રતા નહિ તો અન્ય શું હોય? હા એ પણ કાળનું જ કાર્ય છે, એ પણ કાળની જ એક ક્રિયા છે, અને એ-થીજ હે દુર્યોધન! તારી દૃષ્ટિ સમીપ એ સહુ તરતું પ્રત્યક્ષ અનુભવ કરવા યોગ્ય જ દીસે છે. તને તો એજ કાર્યસાધક અને ફળસિદ્ધિને અર્પનાર દૃષ્ટિગોચર થાય છે. અનુરૂપ તત્વો અનુરૂપ તત્વોનેજ ગ્રહણ કરી લે છે. તારી વૃત્તિનો વેગ અતિ તીવ્રતર ગતિને પ્રાપ્ત થઇ ચૂક્યો છે. એટલે તું એવાંજ સ્વરૂપને ગ્રહણ કરે કે એવાં જ સ્વરૂપનો અનુ-યાયી થાય એમાં આશ્ચર્ય પણ શું? હા હા, તારો એજ ક્રિયામાર્ગ છે. એજ ક્રિયામાર્ગ તને સર્વત્ર બળ શક્તિ અને શૌર્યનો લોપ દર્શાવે છે! હે દુર્યોધન! આવી રીતે કાળનીક્રિયા શું તું કદિ પણ અવલોકી શકે છે? લક્ષ્મી, સ્વાર્થ, વૈભવ, માન, મહત્તા, આડંબર, છળ, પ્રપંચ, અને છદ્મનાં અનેક સ્વરૂપમય રાજ્યનીતિ કે રાજ્યપ્રા-પંચ્ય કદિ પણ શ્રેયકર થતાં નથી અને કો કાળે પણ શ્રેયકર થઈ શકશે નહિ. એવાં સ્વરૂપનો સ્વભાવ જ ચળકાટ સ્વરૂપ દર્શાવી એજ સ્વરૂપને નાશ પ્રાપ્ત કરાવાનો છે. માટે રાજન્ દુર્યોધન! હજી પણ કાંઇ સમજ, પાંડવોનો કેડો છોડી દે, સત્ય સ્વરૂપ વિલોકતો થા, એવાં સત્ય શીલ સ્વરૂપ તરફ અવજ્ઞારહિત થઈ હૃદયનાં, આર્દ્રતા નિર્મળતા અને કોમળતાપૂર્વક ધાવન કર. અને પાંડવોને ન્યાયયુક્ત પ્રાપ્ત થયેલ એમનું રાજ્ય એમને પુનઃ સ્વાધીન કર!! સ્વાધીન કર એટલુંજ નહિ પણ એમને પ્રેમ અને સ્નેહપૂર્વક સ્વહસ્તે કરી સોંપ. એ રાજ્ય એમના પિતા પાંડુએ જ પ્રાપ્ત કરેલું છે. તારૂં કશુંએ નથી. પ્રપંચ અને અધમતાથી આવી રીતે તું રાજ્ય પચાવી પડી કદિએ ફુલાઇશ નહિ. ભલે તું આ મારાં વચનનો આદર કર વા ન કર પણ એજ તારો કાળ અને

તારા વિનાશ રૂપ છે. આજ ત્રિલોકમાં પણ શ્રી કૃષ્ણ પરમાત્માની તુલના કરી શકે એવો કોણ છે? બળ, વીર્ય, શૌર્ય શીલ, રાજ્યનીતિ અને કાર્યદર્શીપણામાં એ સર્વ કાળમાં અદ્વિતીય જ છે. એવા શ્રી કૃષ્ણ પાંડવોને સહાયરૂપ જ પ્રવર્તે છે, તો એવા પાંડવો સાથે વૈરથી, શત્રુભાવથી તું કયાં ફળ કે કયાં શ્રેયની ઇચ્છા રાખી રહે? એ શ્રીકૃષ્ણ સામે યુદ્ધ કરવા સામર્થ્યવાન એક પણ યોદ્ધો તો તું ત્રિભુવનમાં દર્શાવ?! ત્યારે તું તારાં કયાં બળ, કયાં સામર્થ્યથી એવા શૌર્યરૂપ પુરૂષના સહાયશીલ પાંડવોનો નાશ કરવા ઇચ્છે છે? દુર્યોધન, એઓ હાલ દબાયલા છે, એમ છતાં પણ જ્યારે એઓ ઉછાળો મારશે ત્યારે એમની ગતિનું રૂંધન કરવા કો પણ સમર્થ થશે નહિ, એ શું તું કદિએ પણ જોઈ શકે છે? તે સમયે તારા કર્ણાદિ પણ કંઈ હિસાબમાં રહશે નહિ. એવે સમયે મારી પણ ગણના નથી, તો તું જેના ઉપર આધાર રાખતો હોય એવા કયા પુરૂષની ગણના કરાવી શકે? માટે જ હું પુનઃ પુનઃ કહું છું કે હે દુર્યોધન તું મિથ્યા ફાંફાં છોડી દે, તારા અધમ સ્વાર્થનો ત્યાગ કર અને પાંડવો સહ મૈત્રી કરી એમના સહમિત્ર જ રહેવાનો સત્ય સંકલ્પ કર. એમાં જ તારૂં શ્રેય છે. એજ તારો યશ છે અને એજ તારૂં સ્વર્ગ છે. મારે જે કહેવાનું, દર્શાવવાનું અને સ્પષ્ટ કરવાનું હતું તે એજ. માટે હે દુર્યોધન! વિચારપૂર્વક તારાં શ્રેયને અનુકૂળ પડતો માર્ગ લે.

**વિદુર**—રાજન્ દુર્યોધન! હમારો માર્ગ તને રૂચિકર થઇ પડતો નથી. એમ છતાં પણ તારાં હિતરૂપ વાણી તું જાણવા માગે છે તો કહું છું કે પાંડવો તારા પિતાથી તારા સહોદર જ છે એટલે એમને તો તારે બંધુ દુઃશાસન સમજ ગણી એમના તરફ પ્રેમ અને સમભાવ પણે જ વર્તવું જોઇએ. જો કે તું પાંડવોને શત્રુ ગણે છે પણ પાંડવો તો તારી સંગે તારાં કૃત્ય તરફ ન જોતાં, ભ્રાત તરીકેનો જ સંબંધ રાખી તમારા પ્રત્યે પ્રેમપૂર્વક જ વર્તતા રહે છે. સ્વબંધુથી તમારા પ્રત્યે એઓ લેશ માત્ર પણ ભિન્નભાવ રાખતા નથી. એઓ તો તમો સહુને વિવેક, વિનય અને પ્રેમથી જ સંતુષ્ટ રાખવા પ્રયાસ કરતા રહે છે, ત્યારે તું અને તારા અનુયાયીઓ એમને શત્રુ ગણો

છો, એમના પ્રત્યે શત્રુરૂપ વર્તો છો; એમની ઈર્ષ્યા કરો છો અને એમનો ઉચ્છેદ કાઢવા સદા પ્રયત્નશીલ રહો છો. એ સહુ શું યોગ્ય છે? શું કદિયે પણ તમોમાથી ઈર્ષ્યાનો લોપ થયો છે? શું કદિયે પણ તમોમાં સમાન ભાવના અંશે પ્રવેશ કરી વાસો કર્યો છે? તમારાં હરકોઈ કૃત્ય કૃત્રિમના, છળ, પ્રપંચ, સ્વાર્થ અને છદ્મનાં વેશથી જ ભરપૂર હોય છે. જે કંઈપણ તમો સારૂં વર્તન ચલાવવારૂપ ડોળ કરો તે તો દૂરનાં ભવિષ્યમાં એમને મહત્ વિનાશ અર્પી તમારો સ્વાર્થ સાધવાના પગથીઆં રૂપ જ છે. સમભાવ જણાવી નિયમિત હદમાં જે થોડી ઘણી ઉદારતા, થોડો ઘણો સ્નેહ કે થોડી ઘણી મમતા દર્શાવો તે સહુએ તો તમારા સ્વાર્થનો માર્ગ સરળ અને સુલભ કરવાના જ હૃદયના ખોટા ઉદ્દેશથી હોય છે. એવી ઉદારતાનો બદલો પણ તમો તમારી જાતને મોટા ગણાવી કોઇપણ રીતે લેવા ચૂકતા નથી. એવો બદલો ન મળે તો ખોટા વ્હેમ, આક્ષેપ અને નિંદાપ્રદાનની વર્ષા વર્ષાવવા પણ ચૂકતા નથી. અને એમ કરતાં ખરેખર એક ભિક્ષુક તરીકે જ તમો તમારી અધમતા પ્રત્યક્ષ સિદ્ધ કરો છો અને એવા પ્રકારની અનેક અધમતા માટે સર્વે પ્રકારની વડાઇ માગો છો. એવા જ માર્ગને તમો ન્યાય અને રાજ્યનીતિનાં મહત્ સૂત્ર તરીકે સ્થાપિત કરો છો. ત્યારે ખરો સત્વવાળો લાભ આપતાં તમારાં હૃદય કચવાય છે, તમારાં હૃદયને અનેક પ્રકારનો ક્ષોભ પીડે છે, તમારાં હૃદય આગળ અનેક પ્રકારના વ્હેમ, અનેક પ્રકારનાં વૃત્તિ સ્વરૂપો ખડાં થઈ જાય છે, સ્વાર્થભયવાળી અનેક તીવ્ર વૃત્તિઓ તમારાં હૃદયને હચમચાવી એમાં અનેક પ્રકારના ખળભળાટ કરી મૂકે છે, અને એમ થતાં સંકુચિત કરેલ હદમાં જ તમો અને તમારી સહુ ક્રિયાઓ પરિક્રમણ કરતાં પ્રવર્તતાં રહે છે. જેથી કરી રાજન્ દુર્યોધન! હમારી સલાહ તમને કેવી રીતે શ્રેયકર કે ફળવતી થઇ પડે! દુર્યોધન! પાંડવો કંઇપણ કૃત્ય કે કોઈપણ કાર્ય લાભની આશાથી કરતા નથી. એઓ તો પ્રકૃતિથી જ નિસ્પૃહ હોઈ સમાનતા અને પ્રેમના ભાવવાળા છે. એઓનાં સહુએ કૃત્ય સ્વઆત્માને માનીને જ હોય છે, પણ અન્યને દર્શાવવાના આડંબર ખાતર હોતાં નથી. એઓને સ્વભાવથી જ સત્ય પ્રિય છે, પણ એઓ સત્યના ડોળવાળા નથી. એમની નિષ્ઠા જ એ-

મનું માપ દર્શાવે છે. એમનું કોઈપણ કૃત્ય એમને દાંભિક, અસત્ય, શીલ કે ડોળઘાલુ દર્શાવતું નથી. એઓ સ્વભાવથી જ વીર્યવાળા છે, પણ અહંતાજન્ય ઉદ્ધતાઈથી કદિયે લેપાતા નથી. રાજન્ દુર્યોધન! તમો અને પાંડવો વચ્ચે આવા અનેક મહત્ ભેદો દષ્ટિગોચર થાય છે. તેથી એ સત્ય છે કે તમો બન્નેની મૈત્રી જ કેમ સંભવે? માટે જ રાજન્ દુર્યોધન! હમારી સલાહ, હમારા વિચાર અને હમારી વાણી તને નિરર્થક છે. પાંડવોની પાછળ યશ ધાવન કરે છે ત્યારે હે રાજન! તું અને તારા અનુયાયીઓ યશ માટે ફાંફા મારો છો, એ માટે અનેક કૃત્રિમતા ઉત્પન્ન કરો છો અને કરાવો છો પણ ખરા, અને હરેક પ્રકારે એ માટે તમારો વળખાટ પણ શમતો નથી, જેથી હમારી વાણી તમને કેમ માન્ય હોઇ શકે? પાંડવો વડિલને પૂજ્યભાવથી અર્ચે છે ત્યારે હે રાજન્! તું વડિલને સ્વાર્થ સાધવાનું યંત્ર કરે છે. જેથી કરી હમારૂં સત્ય તને કેવી રીતે ભેદી શકે? માટે હે દુર્યોધન! તને યોગ્ય લાગે તેવો માર્ગ આદર, ભીષ્મપિતામહ સાથે હમે હમારૂં કર્તવ્ય અદા કર્યું.

દુ૦—કાકાજી! હું કાંઇ વિશેષની આશા રાખતો ન હતો. તમોતો સદા પાંડવોનોજ પક્ષ કરતા આવ્યા છો. એ માટે પિતાશ્રીને પણ અનેક દુર્બોધ આપી તેમને ભંભેરી મૂક્યા હતા અને હજીયે પણ તેમ જ કરો છો. તમો તો હમોમાં કંઇએ પણ સારૂં જોઈ શકતા નથી. એટલે તમારી સલાહ અને તમારી વાણી હમને કેવી રીતે રૂચિકર થઈ પડે?

દ્રો૦—નરેન્દ્ર! ઇક્ષ્વાકુકુળનાં જ ગુરૂને ધન્ય છે કે જેમની ઇચ્છા સહજ પણ લોપાતી નહિ. વૃદ્ધ ભીષ્મ અને વિદુરજી કહે તેમ પાંડવો ન્યાયયુક્ત રાજ્યના ભાગી છે. એ ભાગ એમને મળવો જોઇએ. દ્યૂત અને પ્રપંચરૂપી કપટથી કંઈ રાજ્ય હરણ કરી શકાતું નથી. એ તો શુદ્ધ શૌર્ય બાહુબળ અને ધર્મયુદ્ધને જ વશ્ય છે. યુધિષ્ઠિરને હૃદયધર્મ જ પ્રિય છે, એટલે હે રાજન્! તમારી સર્વ કામના ફળવતી થઇ! અર્જુનનું પરાક્રમ અજ્ઞાત નથી એમ છતાં એ પણ ધર્મજ્ઞ હોઇ ધર્મને જ અનુવર્તે છે. વૃકોદરની ગર્જનાથી કોણ સ્તંભિત થયું નથી? એમ છતાં એ પણ ધર્મરૂપી અંકુશને જ વશ્ય વર્તી રહે છે. નકુલ સહદેવ અને પાંચાલી

પણ ધર્મને જ અનુરૂપ થતાં એ ધર્મનેજ સેવતાં પોષતાં રહે છે અને રાજન્ યુધિષ્ઠિર તો ધર્મસ્વરૂપ જ હોઈ સર્વના પોષક અને સર્વના આત્મબળસ્વરૂપ જ છે. તો અહિં કયો પ્રયત્ન સફળ થવાની આશા રાખી શકાય કે ધારી પણ શકાય ? રાજન્ ! મારૂં કહ્યું જો માનતા હો તો પાંડવોનો હવે કેડો ધરવો નહિ પણ એમની સંગે સલાહ કરી એમને યોગ્ય ન્યાય આપી ધર્મ અને યશ વધારવા એજ ઉચિત અને શ્રેષ્ઠ ધર્મ કે માર્ગ છે.

દુ૦—ગુરૂજી ! તમો પણ પવન વાય તેમ વાઓ છો. ( શકુની પ્રત્યે જોઈ) મામાજી ! તમો શું કહો છો ?

શ૦—હે નરેન્દ્ર રાજન્ દુર્યોધન ! વૃદ્ધ ભીષ્મ અને વિદુર તો પાંડવોના જ હિતૈષી છે અને ગુરૂને તો અર્જુનનો પક્ષપાત છે. હે ચક્રવર્તી રાજન્ ! ભય તો કાયર પુરૂષોમાં જ વાસો કરી રહેલ છે. ભીષ્મ અને ગુરૂજી વૃદ્ધ થયા છે એટલે એમનામાં શિથિલતા સ્વાભાવિક હોય, તો એવી શિથિલ પ્રકૃતિના ઉદ્ગારને કેવા સ્વરૂપમાં ગ્રહણ કરવા એ સ્પષ્ટ કરવાને આવશ્યકતા રહેતી નથી. કૃષ્ણસાહાય્યનો ભય એ પણ નિર્વેદ ઉત્પન્ન કરાવવાની એક યુક્તિ જ છે. ગોપવૃંદ અને સ્ત્રીવૃંદમાં ઉછરેલા પુરૂષમાં સ્વાભાવિક જ શૌર્યનો સંભવ હોઈ શકતો નથી. જરાસંધથી એ કૃષ્ણ કેટલીવાર પલાયન કરી ગયો હતો તે ભૂલી જવું જોઈતું નથી. જો એનામાં શૌર્ય હત તો એ દ્વારિકામાં છૂપાઈ શા અર્થે રહેત ? અને એ વેરથી એ જરાસંધને પણ રાજન્ ! એ કૃષ્ણે કપટથી જ હણાવ્યો. તો અત્ર કયો ધર્મ પ્રવર્તે એ પણ વૃદ્ધ ભીષ્મ, આચાર્ય અને વિદુર કહશે ? એમ છતાં પણ જો એ કૃષ્ણમાં બળ માનતા હો તો એના પ્રતિકારરૂપ હે સાર્વભૌમ ! શું તમારા યોદ્ધાઓ નથી ? ત્યાર પછી અન્યના બળનું ચિત્ર તો માત્ર વાક્ચાતુર્યજ છે. સ્વપ્નમાં રમણ કરનારનાં કપોલકલ્પિત તરંગો કે મૃગજળથી લોભાતા મૃગોની આશાસૃષ્ટિ જ છે. કાયર પુરૂષ ભય પામે, હિતૈષીઓનું કાર્ય સધાય, અને વાણીમાં મોહ પામનારને આનંદ મળે એજ ક્રિયા અત્ર તો વૃદ્ધ ભીષ્મ, આચાર્ય દ્રોણ અને વિદુરની વાણીમાં પ્રવર્તે છે. હે ક્ષત્રીનંદન ! સહજ શત્રુ કોપણ

કાળે મિત્ર થઈ શકતો નથી. વિરૂદ્ધ સ્વાર્થ કોપણ કાળે ઓતપ્રોત સ્નેહવર્ધક થઈ શકતો નથી. તો પછી પાંડવો સહ સ્નેહ અને મૈત્રીની શી કથા ? ઉદ્દેશેનું લક્ષ્યસ્થાન અચોટ સંરક્ષણપૂર્વક જાળવવું એજ ઉત્તમ રાજ્યનીતિ છે. તો પછી આમ પવનમાં બાચકાં ભરવા જવું એ તો નૃપશ્રેષ્ઠ, સમૂહ અને જમાને જમાને મૂર્ખતાનો જ આવિર્ભાવ દર્શાવવો ગણાય !!! કોઇપણ નૃપવર એવી મૂર્ખતા દર્શાવે નહિ. અને જે કોપણ એમ કરવા તત્પર થાય તે તો સ્વવિનાશનેજ નિમંત્રણ કરે છે. યશોવર! સ્વગૌરવ નષ્ટ થતું જોવા કોપણ સામાન્ય જન ઇચ્છે નહિ તો પછી નરેન્દ્રને એવું કલ્પનાચિત્ર કેવી રીતે ગ્રાહ્ય હોઈ શકે ? માટે હે કુરૂનન્દન, પાંડવોને શોધી પાછા તેર વરસ વન મોકલી નિર્ભયપણે રાજ્ય કરવું એ કરતાં અધિક પ્રાપ્ત કર્તવ્ય શું હોય ? નૃપશ્રેષ્ઠ ! અને તો જે યોગ્ય લાગે તે આજ માર્ગ છે અને સજ્જનની આજ્ઞા એજ હમારે તો કર્તવ્યરૂપ છે.

દુ૦—( ભીષ્મ પ્રત્યે ) પિતામહ ! પાંડવોનાં વનગમનસમયથી જ હું આપને શરણે છું. આપે એ પ્રતિજ્ઞા પાળવા જણાવી મને નિર્ભય કર્યો છે એમ છતાં પણ હું મારો સંકલ્પ ક્યારેય ત્યાગી શકું એમ નથી.

ભી૦—દુર્યોધન ! ભલે તું શરણે હો ! પણ મારે તો સત્ય સ્વરૂપ દર્શાવવું જોઈએ. સત્યપુરૂષનો એજ ક્રિયામાર્ગ છે.

દુ૦—ત્યારે પિતામહ ! આ મંત્રકાર્યમાં હવે શો માર્ગ દર્શાવો છો ?

ભી૦—વિશેષ માર્ગ હું દર્શાવી શકતો નથી. પણ તારા કર્ણાદિકથી સાવધ રહે એજ સૂચન કરૂં છું.

દુ૦—પિતામહ ! જ્યારે તમો માર્ગ દર્શાવી શકતા નથી ત્યારે મારે મારા ક્રિયામાર્ગમાં તો એમને જ અનુસરવું પડે અને એમનાં જ અવલોકનફળ જોવાં પડે.

ભી૦—એમ કરતાં તને કો અટકાવ કરતું નથી.

( એવે )

સુશર્મા—મહારાજાધિરાજ, આ પ્રસંગે હું પણ કંઇક સૂચન કરવા ઇચ્છું છું.

દુ૦—ત્રિગર્તનરેશ, સુખેથી કરો.

સુ૦—પ્રભુ, મત્સ્ય તથા શાલ્વના યોદ્ધાએ વારંવાર ત્રિગર્તનાં મનુષ્યને છે-

તર્યો છે. તેમાં તો મત્સ્ય નરેશના સૂત કીચકે તો વારંવાર છેતરી ત્રિગર્તમનુષ્યોને પીડ્યાં છે અને બંધુ સહિત મારો પણ બળાત્કારથી બાધ કર્યો છે. એ સહુ કીચક સ્વપ્રેરણાથી કરતો હતો. એ પાપી, ક્રૂર સ્વભાવ યુક્ત, દુષ્ટ બુદ્ધિશીલ, પ્રખ્યાત કીચક ગંધર્વને હસ્ત માર્યો ગયો છે માટે વિરાટરાય હવે ઉત્સાહ રહિત થયો હશે. જેથી ત્યાં ચઢાઈ કરવી એમ હું ઇચ્છું છું. માટે ભૂમિપતિ! આપની સહુ કૌરવ અને મહાત્મા કર્ણની જો અનુમતિ હોય તો એ કાર્ય અવશ્ય કરવા યોગ્ય છે. એ સમૃદ્ધિવાન દેશ પ્રત્યે જઈ, નાના પ્રકારનાં રત્ન, ધન, એ દેશ અને એનાં ગ્રામ જીતી શહેરને પણ પીડી એ દેશની સુંદર ગાયનું હરણ કરીએ. ગાયનું હરણ તો આપણે એકત્ર થઈ તાત્કાળજ કરવું. સેનાને બે ભાગમાં વિભક્ત કરી વિરાટરાયનાં પરાક્રમને હણીશું. એની સેનાને નાશ પમાડી એ રાજાને ન્યાયથી વશ કરી સુખપૂર્વક રહીશું. એથી આપના સૈન્યની પણ વૃદ્ધિ થશે એમાં સંશય નહિ.

**કર્ણ**—હે નિષ્પાપ સુશર્મા, તમો અતિ સુંદર વાણી વદો છો. આપણ સહુ સત્વર જ સેના તૈયાર કરી નીકળીએ. અથવા તો તમારી ઇચ્છાનુસાર સેનાના વિભાગ કરીએ. અથવા તો આપણ સહુના પિતામહ અને બુદ્ધિમાન ભીષ્મ, આચાર્ય દ્રોણ અને કૃપાચાર્ય એ સહુ કહે તેમ કરો. ધન, બળ પરાક્રમ તથા ઉત્સાહ રહિત પાંડવો સહ હાલ આ-પણને શું પ્રયોજન છે? પાંડવો તો ક્યાંય દૂર નીકળી ગયા હશે અથવા તો યમલોક પ્રત્યે ગયા હશે. માટે આપણને તો વિરાટ નગર પ્રત્યે જવું એજ ઉચિત છે અને વિરાટનાં ધન અને ગૌ હરણ કરવાં.

**દુ૦**—પિતામહ! આપ શું ધારો?

**ભી૦**—શરણાગત સુશર્માની મદદે જવામાં બાધ નથી.

**દુ૦**—ત્યારે તો હે દુઃશાસન! તું આપણી સેના સત્વર તૈયાર કરાવ. સેનાના વિભાગ કરી ઉત્તર અને દક્ષિણ દિશા પ્રત્યે આપણ જઈએ. મહારથી ત્રિગર્ત પ્રથમ વિરાટ નગર તરફ જાય. એ દક્ષિણ દિશા તરફ જઈ ગાયોનું હરણ કરે. આપણ ઉત્તર દિશાએ ગાય હરીશું અને બીજે દિવસે સહુ એકત્ર થઈશુ. આ પ્રમાણે મારા સહુ યોદ્ધાઓ સત્વર તત્પર થઈ રહો. અને સહુ એ કાર્યનો આરંભ કરો. સહુને હવે રજા છે.

**નેકીદાર**—ક્ષેમ! ભૂરિ ક્ષેમ!! મહારાજાધિરાજને ક્ષેમ!!! (દુર્યોધન ઊઠે અને

સહુ સભાસદ પણ ઊઠે છે એટલે ) ક્ષેમ ! ભૂરિ ક્ષેમ ! ! મહારાજાધિરાજને ક્ષેમ ! ! ! ( દુર્યોધન જાય છે. નેકીદાર પણ નેકી પોકારતો ચાલે છે અને સહુ સભાસદ જાય છે. )

દુ૦—( સ્વગત માર્ગમાં. )

ઇન્દ્રવજ્રા

હા પાંડવો જાણું કદિ હશે ત્યાં
આ અર્થસિદ્ધિ થઈ આજ હું ક્યાં !
કો કીચકે એ વિષ ધાત દેતું ?
હા ભીમ વિના નહિ શૌર્ય વ્હેતુ !

એમ છતાં પણ આજ કર્ણે જરા પિતામહને વિશેષ રોષપર ચઢાવ્યા. ભીષ્મની વાણીમાં સત્યાંશ છે એમ છતાં પણ હું મારો સ્વાર્થ ત્યાગી શકતો નથી અને ભીષ્મ કે કર્ણનો પણ અનાદર કરી શકતો નથી.

શાર્દૂલવિક્રીડિત

શું એ પાંડવ શૌર્યરૂપ વહતા વાણી કથે ભીષ્મ જે ? !
તોયે ક્યાં દીઠ શૌર્ય નિષ્ફળ જતું જે ભીષ્મ શું વ્યાપતું ! !
ત્યાં કો કૃષ્ણ વ અન્ય શક્તિ ફળતી, જ્યાં ભીષ્મ આચાર્ય એ ? !
હા ! કો પાંડવ અસ્ત્ર વિફળ કરે ? દિવ્યાસ્ત્ર જ્યાં દ્રોણ લે ?! ૩૨૧

ભીષ્મ અને આચાર્યનાં દિવ્ય અસ્ત્ર આગળ પિતામહે ઉત્પન્ન કરેલ ભયનું સહુ સ્વરૂપ તો મિથ્યા જ ભાસે છે. કેમકે એઓ તો ખરેખર મહાસામર્થ્યવાન છે. એમનું શૌર્ય તો સર્વત્ર વ્યાપી રહેલું જ છે. એઓ અજીત જ ગણાય છે અને વળી

ઇન્દ્રવજ્રા

ના ના કદિ અંગશું દ્રોહ વ્યાપે
વિશ્વાસ દેતાં સહુ શૌર્ય આપે
હા હા ખરા એહ ત્રિલોક રક્ષી
વ્યાપંત શૌર્યે ન શું દેત લક્ષ્મી ?! ૩૨૩

( એમ વિચારતો દુર્યોધન જતો રહે છે. )

ઇતિ ગુપ્તપાંડવનામનાટકે પાંડવસંશોધનક્રિયાચિત્રનામ

પંચમ અંક સમાપ્ત.

# અંક ૬ ઠો.

## પ્રવેશ ૧ લો.

### વિરાટ અંતઃપુર.

( વિરાટરાય દક્ષિણ દિશા તરફની ગાયો ત્રિગર્તનરેશ સુશર્મા હરી ગયેલો તે વારવા કંક બલ્લવ આદિ અને અન્ય યોદ્ધાસહ સેના લઈ ગયેલા અને ઉત્તર કુંવરને રાજ્યધુરા સોંપી ગયેલા, એ સમયે ઉત્તર કુંઅર સ્વગત વિચારમાં રમણ કરતો અંતઃપુરમાં બેઠો છે. )

**ઉત્તર કુંઅર**—( સ્વગત )

ઇંદ્રવજ્રા

પિતા ગયા જ્યાંય ત્રિગર્ત જીતે
આજે સભા હા સહુ શૂન્ય દીસે !
જ્યાં કાર્યધુરા મુજ અંગ સોંપી
ધર્મે હું રહેતો નહિ શૌર્ય લોપી ! ૩૨૩

પણ અરે એ ત્રિગર્ત નરેશ કે જેણે અનેકવાર અમારે હસ્ત હાર ખાધી છે તે કેમ પાછો આવતો હશે ?

ધેનુ હરી શેં નૃપ આમ પીડે ?
હારેલ એ હામ શું કોની હીડે ?
છે સૈન્ય મોટું વળી અંગ હર્ષે
માર્યો જશે શું નહિ ? આમ તર્ષે !!! ૩૨૪

( આવા વિચારમાં વિરાટરાયનો માનીપુત્ર ભૂમિંજય અંતઃપુરમાં બેઠો છે એવે ગોવાળ અધ્યક્ષ ભયભીત થયેલો અંતઃપુરમાં એકાએક પ્રવેશી )

**ગોવાળ અધ્યક્ષ**—( ભયાર્તે ) કુંવર ! રક્ષો !!! રક્ષો !.!

**ઉત્તર કુંઅર**—શો ભય છે ? આ પોકાર શા અર્થે ? ભયભીત તારાં ગાત્ર કેમ ધ્રૂજે છે ?

**અધ્યક્ષ**—કુંવર ! આપણી સાઠ હજાર ગાયો કૌરવ હરી જાય છે !!!

**ઉત્તર**—( કૌરવનું નામ શ્રવણ કરતાં ) આ તું શું કહે છે ?

**અધ્યક્ષ**—હું નજરે જોઈને આવું છું. દુર્યોધન રાજા ગાય હરી જાય છે. માટે હે ભૂમિંજય, વિરાટરાય જે તમારાં શૌર્યની પ્રશંસા કરતા હતા તે વિરાટરાયની વાણી આય વારી સત્ય કરો. હે કુંવર! ઇંદ્રસમ કૌરવોને જીતી ગાય વાળી યશ મેળવી નગરમાં પ્રવેશ કરી સહુને આનંદ આપી આનંદ પામો. હે દેશની વૃદ્ધિ કરનાર, એ માટે વિલંબ કરવાનો નથી. જલદી તૈયાર થઈ ગાય વાળો. હમો તમોથી જ નચિંત થઈશું. તમો જ અમારી ગતિરૂપ છો !

**ઉત્તર**— હે અધ્યક્ષ, હું તારી વાણીને ધન્ય માનું છું પણ ત્રિસ દિવસનાં યુદ્ધ સમયે મારો સારથી હણાઈ ગયો છે. માટે અશ્વ હાંકનાર ચતુર સારથી હોય તો હું અહુણાં જ ગાયોના છુટકારા અર્થે નીકળી પડું. સારથીને પાત્ર યોગ્ય પુરૂષ હાલ કોઈ જોતો નથી. માટે સારથીની જલદીથી તજવીજ કરો. મને જો ચતુર સારથી મળે તો દુર્યોધન, ભીષ્મ, કર્ણ, દ્રોણાચાર્ય, કૃપાચાર્ય અશ્વત્થામાદિને ત્રાસ પમાડી અહુણાને અહુણાં જ પશુ પાછાં લઈ આવું.

### ઇંદ્રવજ્રા

કો કર્ણ ભીષ્માદિક ધેનુ ચોરે ?
દુર્યોધને આમ શું ગાય દોરે ?
જ્યાં શૌર્ય મારૂં વહીએ પ્રજાળે
નાના કદિ અર્જુન હુય ખાળે. ! ૬૨૫

( અંતઃપુરમાં આવી રીતે ઉત્તર કુંવરને વદતાં સાંભળી અર્જુનની પ્રેરણાથી સૈરંધ્રી એકાએક પ્રવેશી. )

**સૈ૦**—હે વીર ! યુવાવસ્થાવાળો તથા ધનુષ ધારણ કરનાર બૃહન્નલા પૂર્વે પાંડવોના સારથી અને શિષ્યરૂપ શ્રેષ્ઠ હતો એમ હું જાણું છું. મેં એને પાંડવ સમીપ જોયો હતો. ખાંડવવન બાળતી વખતે અર્જુનના ઉત્તમ અશ્વો એણે નિયમમાં રાખ્યા હતા. વળી એની સહાયનાથી જ

અર્જુને ઇંદ્રપ્રસ્થમાં સહુ પ્રાણીઓને જીત્યાં હતાં. માટે એના સરખો અન્ય કો સારથી નથી.

**ઉત્તર**—સૈરંધ્રી, તું કહે એવો એ ઉત્તમ પુરૂષ હોય એમ જો તું જાણુતી હો અને એ નપુંસક નથી એમ પણ જાણુતી હો એ સત્ય હોય ! પણ એને કહેવા હું સમર્થ થતો નથી.

**સૈ૦**—તમારી ભગિની ઉત્તરાની વાણી એ મિથ્યા કરશે નહિ. કેમકે ઉત્તરા ઉપર એનો ઘણો પ્રેમ છે. એ જો સારથી થાય તો નિશ્ચે તમો પશુ સહિત નગરમાં પ્રવેશ કરો.

(આ વાણી શ્રવણુતાં ઉત્તરા જે સમીપ હતી તેને ઉદ્દેશીને)

**ઉત્તર કુંવર**—હે ભગિની, તું બૃહન્નલાને બોલાવી લાવશે ?

**ઉત્તરા**—હા ભ્રાત, જરૂર હું તેને સારથી રૂપે લાવીશ. (ઉત્તરા જાય છે.)

(બૃહન્નલા સંગે ઉત્તરા પ્રવેશ કરતાં)

**ઉત્તર કું૦**—બૃહન્નલા, સૈરંધ્રી કહે છે કે ખાંડવ વન બાળતી વખતે તમે અર્જુનનું સારથીપણું કર્યું છે. અને તમારી સહાયતાથી જ સમગ્ર પૃથ્વિનો જય પણ એ અર્જુને કર્યો હતો. આવી તમારી પ્રશંસા શ્રવણુ કરવાથી કૌરવોનાં ગૌહરણ સામે મારાં સારથીપણાં માટે તમને બોલાવ્યા છે. મારા અશ્વોને જો તમો નિયમમાં રાખો તો કૌરવો સાથે યુદ્ધ કરી ધેનુધણ પાછું લાવું.

**બૃ૦**—હે રાજકુંવર ! એવાં સારથીપણાં માટે મારૂં શું સામર્થ્ય ? હું તો ગીત, નૃત્ય અને નાના પ્રકારનાં વાદિત્ર વગાડી શકું. મારા વિષે સારથીપણું ક્યાંથી સંભવે ?

**ઉત્તર કું૦**—એ માટે હાલ પ્રસંગ નથી. તમો ગમે તે હો પણ હાલના સમયે તો તમો જલદીથી રથમાં બેસી અશ્વને નિયમમાં રાખો.

**બૃ૦**—ત્યારે તો કુંવર તમે કહો તેમ ! આ હું ચાલ્યો અને રથ તૈયાર કરી લાવું.

**ઉત્તર કું૦**—હા એ કાર્ય સત્વર કરો.

(ઉત્તર કુંઅર યુદ્ધ અર્થે પ્રયાણુની તૈયારી કરે છે એટલે બૃહન્નલા રથ તૈયાર કરી લાવતાં)

**બૃ૦**—કુંવર ! રથ આ તૈયાર થઈ આવ્યો.

ઉત્તર— બૃહન્નલા, ત્યારે આ કવચ પહેરો.

બૃ૦—(હાસ્ય ઉત્પન્ન થાય એવી રીતે શરીર પર નાંખતાં) આ તે કેમ પહેરાતું હશે? (એમ કહી ઉંચુ ઉરાડી શરીર પર નાંખતાં)

ઉત્તરા અને અન્ય કન્યાઓ—(હાસ્ય કરતાં) બૃહન્નલા, આ શું વેશ કાઢો છો? આમ તે કવચ પહેરાતું હશે?

ઉત્તર—(બૃહન્નલાને મુંઝાયલો જાણી કવચ પહેરાવતાં) બૃહન્નલા, આમ પહેરાય. આ આવી રહ્યું. ચાલો હવે આપણે રથમાં બેસીએ.

બૃ૦—હા ચાલો. (બેઉ જણાં રથમાં બેસવા તૈયાર થઈ નીકળતાં)

ઉત્તરા—"જીતી આવજો વીરા વ્હેલારે
વસ્ત્ર લાવજો લીલાં પીળાંરે. ૩૨૬

ઢીંગલી હમારી કાલીરે
વીર વસ્ત્રે કરીશું રઢીઆળારે—જીતી૦ ૩૨૭

વીરા વળી આટલું હમારૂં મંગળ ગીત શ્રવણ કરી હમારાં ઓવારણાં પણ ગ્રહણ કરતા જાઓ.

ઉત્તર કું૦—હા બેન, તમો સુખેથી મંગળ કરાવો.

ઉત્તરા—

મારી સહીયર સમોવડ સાથ રમવા ઓઢણીરે
હમો જોઇએ વીરાને હાથ ધનુષને મોજણીરે. ૩૨૮

અન્ય સખીઓ—જીતી આવજો વીરા વ્હેલારે
વસ્ત્ર લાવજો લીલાં પીળાંરે.

ઉત્તરા—જરી ઝીનાર નવરંગ પટકુળ વાગારે
લાવે વીરો હમારે સંગ શત્રુ ઝધા રે. ૩૨૯

સખીઓ—જીતી આવજો વીરા વ્હેલારે
વસ્ત્ર લાવજો લીલાં પીળાંરે.

ઉતરા—વીરા હમારે ઉત્સંગ ઢીંગલી નાચેરે
ચિત્ર વિચિત્ર પટકુળ જોઈ જોઈ રાચેરે. ૩૩૦

સખીઓ—જીતી આવજો વીરા વ્હેલારે
વસ્ત્ર લાવજો લીલાં પીળાંરે.

ઉત્તરા—વીરા હમારા કંઈ આનંદ પુતળાં માગેરે
રમતાં ધનુષને બાણુ શત્રુ ભાગેરે. ૩૩૧

સખીઓ—જીતી આવજો વીરા વ્હેલારે
વસ્ત્ર લાવજો લીલાં પીળાંરે.

ઉત્તરા—વી—રા વી—રા આનંદ વીર વધામણાં રે.
(એમ બોલતાં પુષ્પ વધાવે છે.)
ખેલશું સહીઅર સંગ આમણાં સામણાં રે ૩૩૨

સખીઓ—(પુષ્પ વધાવતાં)
જીતી આવજો વીરા વ્હેલારે
વસ્ત્ર લાવજો લીલાં પીળાંરે

ઉત્તરા—વીરા વીરા આનંદનો રંગ સહિયર દાખવેરે
શત્રુ સમોવડ રંગ નહિ નહિ ભાગવેરે! ૩૩૩

સખીએ—જીતી આવજો વીરા વ્હેલારે
વસ્ત્ર લાવજો લીલાં પીળાંરે

ઉત્તરા—વીરા વીરા ઓવારણા આજ હમારાં લેજોરે
(એમ બોલતાં ઓવારણાં લે છે.)
ધરી શત્રુ પર ઝાઝી રીસ હાથ ખૂબ દેજોરે! ૩૩૪

સખીઓ—જીતી આવજો વીરા વ્હેલારે
વસ્ત્ર લાવજો લીલાં પીળાંરે

ઉત્તરા—વીરા વીરા આજ આનંદ વીર વધામણાંરે
(એમ વદતાં ફરી પુષ્પથી વધાવી લે છે.)
છુટશે છુટશે શત્રુપર બાણુ આમણાં સામણાંરે! ૩૩૫

સખીઓ—જીતી આવજો વીરા વ્હેલારે
વસ્ત્ર લાવજો લીલાં પીળાંરે.
(સખીઓ પણ પુષ્પથી વધાવે છે.)

બૃહન્નલા—ઉત્તરકુમાર જો કૌરવોને જીતશે તો વસ્ત્રો હું અવશ્ય લાવીશ.

ઉત્તરકુમાર—બ્હેની હવે રજા.

ઉત્તરા—હા વીરા જય કરો.

ઉત્તર કુ૦—બૃહન્નલા રથ હાંકો.

(બૃહન્નલા રથ હાંકે છે એવે)

ઉત્તરા સખીઓ સંગે—

બાળ્યું ખાંડવ વન અર્જુનેરે
મંગળ દીધું હરીએ એનેરે
એ મંગળ લઇને આવજોરે
બૃહન્નલા સારથી ભાવજોરે.

(એવે શકુનમાં પવિત્ર સ્નાન કરેલ બ્રાહ્મણ મળતાં)

જુઓ બ્રાહ્મણ શકુન આપેરે
કન્યાઓ મંગળ થાપેરે
શત્રુઓ તમારા હારેરે
જીતી આવો મંગળ આરેરે.

(એટલે રથ વેગપૂર્વક દૂર જતો રહે છે)

(જતાં જતાં માર્ગમાં)

ઉત્તર કું૦—બૃહન્નલા, મારો રથ કૌરવ સૈન્ય સન્મુખ સત્વર હાંકો. ચૌર્યરૂપ કાર્ય કરનાર કૌરવોને હું મળવા અતિ ઉત્સુક થાઉં એ મહારથીઓને જીતે નગરમાં પ્રવેશ કરતાં મારા આનંદો રહશે નહિ. (એવે કૌરવસૈન્ય દષ્ટિમર્યાદામાં આવતાં સ્મ· ભૂમિમાં શમીવૃક્ષ સમીપ રથ થઈ રહે છે એટલે)

બૃહ૦—કુંવર સમુદ્ર સરખું પેલું કૌરવસૈન્ય દેખાય છે.

(સૈન્યને જોતાં જ)

ઉત્તર કું૦—ઓ બૃહન્નલા!

ઇંદ્રવજ્રા

ઉત્સાહભંગે અહિં હું ધવાતો
ના, ના, કહિ ક્યાંય હું હામ લેતો!
આ ભીષ્મને દ્રોણ તુ યોધ જોતાં
આ ગાત્રને ઉર શિથિલ વ્હેતાં!
કો અર્થ? યુદ્ધે જહિં પ્રાણ જાતા

એ ભીષ્મનાં બાણ શું હ્યાં ખમાતાં?!
પર્શુંશું યુદ્ધે રહી જે પ્રકાસ્યો
એ ભીષ્મશું પ્રાણ હું જાય ત્રાસ્યો!!! ૩૩૯

અરે બૃહન્નલા અહિંયા તો ખરેખર

શત્રુ હિ જોતાં મન ખેદ પામે!
રોમાંચ થાતાં ભય અંગ વામે!
મૂર્ચ્છા તુ પામી મૂઢ જ્યાં હું થાતો
ક્યાં શૌર્યરૂપે મુજ ભાવ ધાતો?!! ૩૪૦

ના સૈન્ય સંગે મુજ આજ છે હ્યાં
હા અસ્ત્ર આ બાળ લઉં હું ક્યાં? ક્યાં?!
દિવ્યાસ્ત્રવાળા સહુ યોધ શત્રુ
પાછા ફરો આ અહિં એજ મંત્રુ!!! ૩૪૧

બૃહ૦—અરે કુંવર! શત્રુએ હજી રણસંગ્રામમાં કંઈએ કર્મ તો કર્યું નથી એટલામાં આમ તું શાને બીહે છે? આવી રીતે આગળથી જ ભય પામી જઈ દીન થઈ શત્રુનાં હર્ષની વૃદ્ધિ કરનાર આમ તું શિદને થાય? "કૌરવો પ્રત્યે મને લઈ જા" એમ તો તેં મને પોતે જ કહ્યું છે તો હવે આમ કાયર શીદને થાય? તારાં જ વચનથી એ શત્રુની ધ્વજાના સમૂહ સન્મુખ હું તને અવસ્ય લઈ જઈશ. સ્ત્રીસમાજ સન્મુખ અને પુરૂષ મધ્યે પણ તે તારાં પરાક્રમને વખાણતાં તેં પોતે જ પ્રતિજ્ઞા કરી હતી કે "શત્રુને અવસ્ય જીતીને આવીશ." તે શું તું આ સમયે આમ ભૂલી જાય છે? યુદ્ધથી ભય શા અર્થે પામી રહે છે? હે કુંવર! પ્રતિજ્ઞા કર્યા પછી તું યુદ્ધ શા અર્થે કરતો નથી? ગાય જીત્યા વગર જો તું પાછો ફરીશ તો સ્ત્રી પુરૂષ શું તારૂં હાસ્ય નહિ કરશે? સૈરંધ્રીએ મારી પ્રશંસા કરી સારથીપણામાં મને વિખ્યાત કહ્યા છે તો ગાયો જીત્યા વગર મારાથી પણ નગર પ્રત્યે શી રીતે જવાય?! "હે કુંવર! કૌરવોને જીતી ગાય લાવીશ" એ વાણી શું તું ભૂલી જાય છે? જ્યાં સૈરંધ્રીએ મારાં વખાણ કર્યાં તો યુદ્ધ વિના હું પાછો કેમ ફરૂં? હે ભીરૂ! તું સ્થિર થા! સ્થિર થા!!

ઉત્તર૦—હે બૃહન્નલે! કૌરવો ઇચ્છા પ્રમાણે મત્સ્યનું ધન હરણ કરો. અં
વા પુરૂષ મરજીમાં આવે તેમ મારૂં હાસ્ય કરો, મારી ગાયો પણ ભલે
જાઓ અને પિતાનું નગર યે ભલે શૂન્ય થાઓ! પણ મારાથી તે
યુદ્ધ ન થાય. હે બૃહન્નલા! શું તું મારી સ્થિતિ જોતો નથી? મારા
જેવા બ્હીકણનું સંગ્રામમાં કામ નથી. (એમ કહી ધનુષ બાણ ફેંક
રથમાંથી કૂદી ભાગવા લાગે એટલે અર્જુન પાછળ દોડી પકડે છે
બૃહ૦—(દોડી પકડતાં)

ઇંદ્રવજ્રા

ભાગે શું ક્ષત્રી થઈ ક્ષત્રી આગે?
શૌર્યે કરી મર્ણ તું શે ન માગે?
શે' કાયનો ભોગ ન ક્યાંય દેતો?
ક્ષત્રીતણો ધર્મ તું એજ કૂહેતો!! ૩૪

હે ભીરૂ! આમ શત્રુ સમીપ થઈ ભાગી જવાથી તું કયું શ્રેય ઇચ્છે છે
ઉત્તર— ઓ બૃહન્નલા! હું તને દસ સોના મ્હોર આપું. અશ્વ હસ્તી વિગે
પણ આપું. મને તું જવા દે. યુદ્ધમાં હું અવશ્ય મરણ પામીશ. ઇ
વતો નર ભદ્રા પામે પણ મરણથી મારૂં કયું શ્રેય થશે? (આ
વદતાં વદતાં ઉત્તર કુંવર ભયથી ચેતન રહિત થઈ જાય છે. બૃહન્નલ
તેને રથ સમીપ લાવે છે અને કુંવરને જાગૃત કરી ઉત્સાહ પૂરતાં
બૃ૦—હે કુંવર!

ઇંદ્રવજ્રા

કો? શૌર્ય ત્યાગી હીન લક્ષ્મી લેશે!!
કા લક્ષ્મી? જ્યાં શૌર્ય તુ કીર્તિ દેશે!
આત્મા વળી શૌર્ય વડે જ શોભે !
કા? કા ગતિ આમ તું અંગ જોડે?!! ૩૪

અરે કુંવર! તું આટલો બધો ભયભીત કેમ થઈ રહે છે? જો ત
હામ ન હોય તો તું યુદ્ધ કરનો નહિ. હું એકલોજ યુદ્ધ કરીશ. પ
તું યુદ્ધવિદ્યા શિખ્યો છે તો મારૂં સારથીપણું કરજે. હું તારૂં અ
શ્વ રક્ષણ કરીશ. માટે હે કુંવર, તું ઉત્સાહને પામ! આમ ક્ષત્રી
ણુનો ત્યાગ મા કર! હું તારાં શત્રુને જીતીશ અને કૌરવોના મહા

થીઓને ક્ષોભ પમાડી એમની સેનાનો નાશ કરી અવશ્ય વિરાટ-રાયનું પ્રિય કરીશ. હે વીર! આવી રીતે તું હામ નહિ હાર! આવાં કાયરપણાંને પણ મા પામ અને દીનતામાં ડૂબી અવયવ માત્રને શિથિલ કરી આમ તારાં અંગનો ભંગયે કર નહિ! કાયર, ભીરૂ અને દીન પુરૂષોની ગતિ ક્યાંયે હોતી નથી કે શ્રવણ કરાતી નથી તો આવા વેષથી તું તારૂં મનુષ્યપણું શા અર્થે ગુમાવે?! શું તને વિદ્યાનો સંસ્કાર થયો નથી? શું તું મનુષ્યત્વના આચાર શિખ્યો નથી? શું તને આર્યત્વનું ભાન નથી? આ પ્રમાણે હે વીર આર્યત્વ તું શા અર્થે લોપ કરે? તારા પિતા તથા ગુરૂએ તને કંઈ વિદ્યાનો સંસ્કાર અર્પ્યો છે? શું ઇતિહાસ તેં શ્રવણ પણ કર્યા નથી? શું શૂર પુરૂષની ગતિ તને શ્રવણપથ થઈ નથી? શું ચારિત્ર તું શિખ્યો નથી? શું ક્ષત્રિધર્મ તને વિદિત નથી? ક્ષત્રીને અંગના કર્તવ્યથી શું તુ આટલો બધો જ અજ્ઞાત છે? એ અંગે હે કુંવર! હૃદયધર્મ જોતા શું તું શિખ્યો નથી? શું સૃષ્ટિક્રમના માર્ગનું અવલોકન તેં કરી જાણ્યું નથી? એવાં અવલોકનથા શું હૃદયનું બળ પ્રાપ્ત થયું નથી? કે શું હૃદયના વિશાળ પ્રદેશો તારાથી જોવાયા નથી કે જેથી હૃદયના ક્રિયામાર્ગ અને વિકાસમાર્ગથી તું તદ્દન આટલો બધો જ અજ્ઞાત રહ્યો છે? એમ ન હોયતો હે કુંવર! આટલો બધો આમ તું ભીરૂ અને દીન કેમ થઈ રહે? આમ તુ ગાત્રભંગ પણ કેમ થઇ જાય? ભયને પ્રાપ્ત થયાં પહેલાં જ આવી રીતે ભયને પણ કેવી રીતે વશ્ય થઈ જાય? શૂરપુરૂષે તો ભયના મધ્યમાં જ નીડરતાથી અભયરૂપ અડગ ઉભા રહેવું જોઇએ એજ શૂરપુરૂષની ગતિ છે! તો હે કુંવર એ તો દૂર રહ્યું, પણ અલ્પ ક્ષુદ્ર પ્રાણી સમ તું રાજકુંવર થઈ આ ગતિને શાથી પ્રાપ્ત થઈ રહે? હે કુંવર! તારો ધર્મ વિચાર, તારાં સ્વરૂપને ઓળખ, પ્રાપ્ત કર્તવ્યને જો અને એ અર્થે હીમ્મત આણી સાવધ અને તત્પર રહે. પણ આવી રીતે ભીરૂ હીન અને કાયર પુરૂષની દીનવાણી તું મા વદ! શાસ્ત્રના અધ્યયનનું તુ સ્મરણ કર! આત્માના ધર્મનો વિચાર કર અને સ્થિતિને અનુકૂળ ગતિને પામ! પણ હે કુંવર આમ ભંગકાય તું પડી રહે નહિ! (આવી અનેક વાણીથી સમજાવતાં બે ઘટિકાનો સમય થતાં કુવંરને બૃહન્નલા રથમાં ઉચકી બેસાડે છે

અને રથને શમીવૃક્ષ સમીપ લઈ જાય છે.) (શમી સમીપ રથ રાખી વળી) હે કુંવર! આ વૃક્ષ જો, એ ઉપર બાંધેલું જે દેખાય છે તે ધનુષ લઇ આવ. આ તારૂં ધનુષ મારૂં બળ સહન કરી શકે એમ નથી. મહાત્મા સત્યવાદી યુધિષ્ઠિર, ભીમસેન, અર્જુન, નકુલ અને સહદેવ એ શૂરવીર પાંચે પાંડવોનાં ધનુષ, બાણ, ધ્વજાઓ, દિવ્ય કવચ વિગેરે આ શમી પર રાખ્યાં છે. એમાં સર્વે આયુધરૂપ, શત્રુમાત્રને બાધ કરનાર, દિવ્ય, મનોહર, વિસ્તારવાળું, તાલવૃક્ષ સમ અતિ મ્હોટું, ઘણો ભાર સહન કરવાવાળું, તેજસ્વી, તીક્ષ્ણ અને સુંદર ગાંડિવ નામે ધનુષ મહા પરાક્રમી અર્જુનનું છે. તેમજ યુધિષ્ઠિર ભીમસેન નકુલ અને સહદેવનાં પણ તેજવાન ધનુષ છે તે લઈ આવ. (આમ બૃહન્નલાનાં બળ પર વિશ્વાસ આવતાં)

ઉત્તર—એ શમી ઉપર તો કોઇનું શબ બાંધ્યું છે એમ સંભળાય છે તો રાજપુત્ર થઈ હું એ શબને કેવી રીતે અડું? મૃત શરીરને અડવાથી શબ ઊંચકનાર સરખો અપવિત્ર થાઉં તો તું પણ મારી સાથે વ્યવહાર કેમ રાખે?

બૃ૦—કુંવર, ભય મા ધર. એ શમીમાં મૃત શરીર નથી જેથી તું વ્યવહાર માટે અયોગ્ય નહિ થાય. માટે ધનુષ લઇ આવ. હે રાજપુત્ર! શૂરકુળમાં ઉત્પન્ન થયેલ મત્સ્યરાયના પુત્ર પાસે હું નિંદિત કર્મ કેવી રીતે કરાવું?

ઉત્તર—હા ત્યારે તો લાવું. (એમ કહી શમી વૃક્ષ ઉપર ચઢે છે.) (ચઢી રહે એટલે)

બૃ૦—જે વિંટેલું હોય તે છોડી વૃક્ષના અગ્રભાગ થકી ધનુષ છોડી સત્વર આવ.

(ઉત્તર કુંવર ધનુષો લઇ નીચે આવે છે. ધનુષનાં બંધ છોડે છે અને છોડતાં છોડતાં)

ઉત્તર—આ ચાર ધનુષોથી અધિક પ્રકાશ મારતું અતિ મોટું, નયન તેજને ઝાંખ આપતું, જેને પડખે સુવર્ણના ચિત્રેલ હસ્તીઓ છે એવું આ ધનુષ કોનું? અને શોભિતાં આ બીજાં ચાર ધનુષ પણ કેનાં? વળી

આ ખડગ ગદા વિગેરે પણ કેનાં છે? બૃહન્નલા એ સહુ કહો! એ સહુ જોતાં હું આશ્ચર્યચકિત થાઉં છું.

બૃ૦—પ્રથમ ધનુષ વિષે પુછ્યું તે ગાંડિવ નામે અર્જુનનું ધનુષ છે. એજ ધનુષથી અર્જુને દેવ તથા મનુષ્યોને જીત્યા છે. એ ધનુષની પૂર્વે દેવ દાનવ તથા ગંધર્વોએ ઘણાંક વર્ષ પર્યંત પૂજા કરી હતી. પ્રથમ બ્રહ્મા પછી પ્રજાપતિ પછી ઇંદ્ર પછી ચંદ્રમા એમ એક પછી એક હસ્તે અનેક કાળ પર્યંત એ રહ્યા પછી એ મહા પ્રતાપી ધનુષ વરૂણે અર્જુનને આપ્યું. આ બીજાં ધનુષ સત્યશીલ યુધિષ્ઠિર, વેગવાન ભીમસેન, સૌંદર્ય અને વિનયયુક્ત નકુલ અને ભક્તિમાન, વિવેકશીલ, શાસ્ત્ર ધર્મ અને કાળને જાણનાર સહદેવનાં છે. (બતાવતાં) આ ગદા ભીમસેનની છે. ખૂટે નહિ એવાં આ બાણ અર્જુનનાં, આ વળી યુધિષ્ઠિરનાં, આ ભીમસેનનાં, આ નકુળનાં અને આ સહદેવનાં. આ મોટો ખડ્ગ અર્જુનનો, આ બુદ્ધિમાન ધર્મરાજાનો, આ ભીમસેનનો, આ નકુળનો અને આ સહદેવનો.

ઉત્તર—(આશ્ચર્યચકિત) હે બૃહન્નલા, ત્યારે એ પરાક્રમશીલ પાંડવો હાલ ક્યાં છે? મનુષ્ય માત્રનાં બળને આકર્ષણ કરનાર અર્જુન ક્યાં છે? સત્યમાં જેની ઉપમા આપી શકાય નહિ એવા યુધિષ્ઠિર ક્યાં છે? જેના શૌર્યનો વેગ કોઇથી સહન થઇ શકે નહિ એવા ભીમસેન ક્યાં છે? અને પરાક્રમી માદ્રી પુત્રો નકુલ સહદેવ પણ ક્યાં છે? રાજ્ય હારી ગયા પછી એમની ગતિ કહિંયે શ્રવણ કરાતી નથી. પાંચાલ કન્યા દ્રૌપદી અતિ ઉત્તમ શીલવાળી સાંભળી છે. એ રત્નરૂપ પાંચાલી પણ ક્યાં છે? એ પણ સ્વામી સંગે વનમાં જ ફરતી સંભળાય છે.

બૃ૦—હે કુંવર, હું જ અર્જુન, વિરાટસભામાં પાસે રમનાર તે મહાત્મન્ યુધિષ્ઠિર, રસોઇ કરનાર બલ્લવ તે ભીમસેન, અશ્વરક્ષક ગ્રંથિક તે નકુળ અને ગૌરક્ષક તંતિપાલ એ સહદેવ અને સૈરંધ્રી એ તું દ્રૌપદી જાણ કે જેની તું આમ પ્રશંસા કરે છે અને જેનાંજ નિમિત્તથી હીનમતિ કીચકો પંચત્વને પામ્યા.

ઉત્તર—હે બૃહન્નલા, અર્જુનનાં દશ નામ સંભળાય છે તે જો કહો તો મને પૂર્ણ વિશ્વાસ આવે.

બૃહ—કુંવર, ત્યારે સાંભળ, અર્જુન, ફાલ્ગુન, જીષ્ણુ, કિરીટી, શ્વેતવાહન, બીભત્સુ, વિજય, કૃષ્ણ, સવ્યસાચી અને ધનંજય. આ પ્રમાણે મારાં દશ નામ સુવિખ્યાત છે. (આ શ્રવણ કરતાં)

ઉત્તર—(પાયે પડી) ભગવન્ હું પ્રણામ કરૂં છું. મારી અજ્ઞાનતા અને દોષરૂપ વાણી ક્ષમા કરવા યોગ્ય જ છે. તમારા અપૂર્વ દિગ્વિજયાદિક આશ્ચર્યયુક્ત કર્મોથી મારો ભય જતો રહે છે. માટે હે સમર્થ વીર, તમારો રથ શત્રુના સૈન્યમાં ક્યે સ્થળે લઉં એ હવે આજ્ઞા દો.

અર્જુન—હે સંગ્રામચતુર! હું તારા ઉપર પ્રસન્ન છું. તારે કશો ભય ધરવો નહિ. તારા શત્રુને હું હણીશ અથવા તો હાર આપીશ. માટે હવે તું સ્વસ્થ થા અને મારૂં ભયંકર કર્મ જો. આ સુવર્ણજડિત [illegible] અંગુલથી મોટા [illegible] બાણોના ભાથા આદિક રથમાં લે. (ઉત્તર કુંવર તેમ કરે [illegible] ધનુષ શમી પર મૂકી આવે છે) (મૂકી આવે)

ઉત્તર—હે મહાબાહો! વિશ્નુ અથવા ઇંદ્ર સાથે યુદ્ધમાં સ્થિર એવા હું તમોને જાણી બીહિતો [illegible] પણ મોહ પામું છું તો ખરો, જેથી હવે ભાગી નહિ જાઉં. પણ મને પ્રશ્ન રહે છે કે હે મહાભાગ તમો આવા વ્યંડળના વેષને શાથી પ્રાપ્ત થયા? તમો આવા વ્યંડળવેશમાં છતાં પણ હું તો તમને મહાદેવજી કે ગંધર્વના રાજા ઇંદ્ર સમ જ માનું છું.

અર્જુન—હે રાજપુત્ર! ધર્મશીલ વડિલ ભ્રાત યુધિષ્ઠિરની આજ્ઞાથી આ એક વર્ષનું હું વ્રત પાળું છું. હું નપુંસક ન હોતાં ધર્મસહિત છું. એ વર્ષનું વ્રત હાલ સમાપ્ત થયું છે. એટલે હવેથી હું એ દુઃખ મુક્ત થયો છું.

ઉત્તર—હે નરોત્તમ! હે બળરૂપ, આપે મારા ઉપર મહત્ અનુગ્રહ કર્યો. મને વિશેષ આનંદ તો એ જ થાય છે કે મેં પૂર્વે જ કહ્યું હતું કે આવા પુરૂષો નપુંસક હોય નહિ. એજ મારો તર્ક આજ સત્ય ઠર્યો. તમારી સહાયતાથી દેવ સાથે પણ યુદ્ધ કરવા હવે હું ઉત્સાહ રાખું તેથી હવે મને ભય નથી. મારા સહુ ભય જતા રહ્યા છે. જેથી હવે મારે શું કરવા યોગ્ય છે તે કહો. હે [illegible], ગુરૂ પાસેથી હું સા-

રથીપણું શિખ્યો છું, જેથી શ્રીકૃષ્ણના દારૂક અને ઇંદ્રના માતલી સારથી સમ હે મહાભાગ તમો મને જાણો. ( એમ વદતાં ઉરના ઉલ્લાસ-પૂર્વક સ્વગત )

### ઇંદ્રવજ્રા

આ ચાર અશ્વો વહતા શું કૃષ્ણ
ગાંડિવ તેજે અરિ શૌર્ય ભસ્મ!
આ જીષ્ણુનો સારથી જ્યાં બનુ હું
ધેનુ હરે કૌરવ એ કદિ શું? ૩૪૪

( એવે અર્જુને કંકણાદિક કાઢી સુવર્ણ કવચમાં મૂક્યાં અને કેશને શ્વેત વસ્ત્રથી બાંધ્યા અને પૂર્વ દિશા સન્મુખ થઈ શુદ્ધ ચિત્તથી અસ્ત્રોનું ધ્યાન કર્યું અને એમ થતાં ધનુષનો ટંકાર કર્યો )

( એટલે )

**ઉત્તર**—( આશ્ચર્યયુક્ત ) હે મહાભાગ!

### ઇંદ્રવજ્રા

ટંકારનો ઘોષ પ્રચંડ આ શો?
આઘાત પામે બહુ વાયુ વાતો!!!
ઉલ્કાશું ઉત્પાત લહું હું થાતા
ઉઆં સ્વરૂપે રૂપ સૌ ધ્રવાતાં!!! ૩૪૫

એમ છતાં પણ હે પાંડવશ્રેષ્ઠ! આ સહુ ઇંદ્ર સન્મુખ યુદ્ધ કરવા સમર્થ એવા ભીષ્માદિક યોદ્ધાને તમો એકલા જ કેમ જીતશો? હે કુંતીસુત! તમને આ સમયે કોઈનો પણ સહાય નથી એવી શંકાથી ભયભીત આ મારૂં મન વ્યગ્રતાને પામી રહે છે.

**અર્જુન**—હે કુંવર! એમ વ્યગ્રપણાને પણ મા પામ!

### શાલિની

ગંધર્વે તુ યુદ્ધ જ્યાં ઘોષ યાત્રા
જીત્યા એ સૌ વિન સાહાય્ય તત્ર!
પૌલોમાદિ રાક્ષસો જ્યાં હણંતો
સ્વર્ગે ત્યાં કો હું સહાયે ગણંતો?! ૩૪૬

વળી એ સમયની પણ આગળ

**ઇંદ્રવજ્રા**

યોદ્ધા અનેકે વળી યુદ્ધ કીધું
જીત્યો જહાં દ્રૌપદી મચ્છ વેધ્યું
જ્યાં ખાંડવે અગ્નિશું ભક્ષ્ય દીધું
સાહાય્ય દેવા હતું કો કહે તું? ૩૪૭

હે કુંવર, આ મારાં પરાક્રમ સુપ્રસિદ્ધ જ છે. ત્યારે શ્રી કૃષ્ણ અને મહાદેવજીનો આશ્રય કરનાર હું ભીષ્મ, દ્રોણાચાર્ય, કૃપાચાર્ય, ઇંદ્ર, કુબેર યમ, વરૂણ અને અગ્નિ સાથે એકલો જ યુદ્ધ કેમ ન કરૂં? હે કુંવર, તારા મનનો તાપ તું ટાળ! અને મારો રથ હવે તું જલદીથી ચલાવ. આ શમીવૃક્ષની હું પ્રદક્ષિણા કરી આવું છું (અર્જુન પ્રદક્ષિણા કરવા જાય છે. ઉત્તર કુંવર રથ હાંકે છે. એટલે માર્ગમાં અર્જુન અગ્નિએ આપેલા રથનું ધ્યાન કરે છે. એમ ધ્યાન ધરતાં આકાશમાંથી રથ આવે છે.)

(એવે)

**ઉત્તર કું૦**—(સવિસ્મય આકાશ તરફ લક્ષ કરતાં) હે ભારત

**ઇંદ્રવજ્રા**

આકાશ માર્ગે કંઈ પેલુ આવે!
(કિંચિત્ કાળ પણ જોઈ ન રહે એટલે તો રથ સમીપ આવી રહતાં)
એ દિવ્ય અંગે રથ કોણ લાવે?
(વળી સવિસ્મય જોઈ રહેતો)
કો બેઠું દિસે રથ એ વિષે તો?
સુવર્ણતેજે સહુ જ્યોત વ્હે તો!!! ૩૪૮

(એટલે રથ અર્જુન સમીપ આવી રહતાં)

ગાંડિવધર! આતો હનૂમાનજી સહિત દિવ્યરથ આપની સન્મુખ થાય છે.

**અર્જુન**—હે કુંવર, અગ્નિએ આણેલો આ દિવ્યરથ તું જો. અક્ષય બાણુ ભાથા સહિત ખાંડવદાહ સમયથી મારા ઉપકારના બદલામાં એ રથ

મારે માટે હરકોઈ પ્રસંગે સ્મરણમાત્રથી જ અગ્નિદેવ મારી સન્મુખ હાજર કરે છે. એ દિવ્યરથની હું પ્રદક્ષિણા કરી લઉં એટલે આપણ બેસીએ.

**ઉત્તર**—હે દેવ, તમારો પ્રભાવ પણ અતિગહન અને દિવ્ય જ છે.

( અર્જુન રથની પ્રદક્ષિણા કરી આવતાં )

**અર્જુન**—કુંવર, ચાલ હવે આપણે એમાં બેસીએ. અને આ શ્વેત અશ્વો વાળા રથનું સારથીપણું તું કર.

**ઉત્તર**—હા દેવ.

( ઉભય રથ સમીપ થતાં. )

**અર્જુન**—કુંવર, તું પ્રથમ બેસ.

ઉત્તર—જેવી આજ્ઞા. ( ઉત્તર બેસે છે. બેસી રહેતાં ) દેવ તમો હવે બેસો.

( અર્જુન બેસે છે. બેઠા પછી )

**અર્જુન**—હવે તું ઉત્તર દિશા તરફ રથ હાંક.

ઉત્તર—હા દેવ એમ કરૂં. ( ઉતર રથ હાંકે છે. )

**અર્જુન**—કુંવર, હવે હું શંખનાદ કરૂં છું. અશ્વોની રાશ તું દૃઢ પકડી રાખ.

**ઉત્તર**—હા દેવ.

( અર્જુન શંખનાદ કરે છે. )

( શંખનાદ શ્રવણ કરતાં જ ઉત્તર કુંવર ભયભીત રથમાં દબાઈ જઈ ચમકી ઉઠે છે. ) ( એમ કુંવરને ચમકતાં જોઈ )

**અર્જુન**—હે કુંવર !

**ઇંદ્રવજ્રા**

શાને બીહે શંખ તું નાદ શૃણી ?  
ક્ષત્રીતણું ધૈર્ય શું જાય ભૂલી ?  
શેં અંગ ફીકું તજી શૌર્યભાવો ?  
કા આ દિસે કાયર અંગ હાવો ? ૩૪૯

એ શૌર્યધારા હિ અખંડ વ્યાપે  
ઉત્કૃષ્ટ આત્મા ગતિ એજ થાપે !

જે દીન ભીરૂ બની કાય વ્હેતા
કો પ્રાણી એ આત્મશું રૂપ લેતા ?! ૩૫૦
સંકુચ પ્રાણી દીન જે વહે લ્યાં
દાસત્વ અંગે હિત શુંય લેતા ?
જ્યાં શૌર્ય ને ધૈર્ય સહુ લુપંતાં
કો અર્થ ? કો અર્થ ? જીવી ભજતાં !!! ૩૫૧

હે કુંવર ! શું તેં શૌર્યની ક્રિયા શ્રવણુ નથી કરી કે આમ તું ભયાન્વિત થઈ રહે છે ? શું તેં શંખનાદ નથી શુણ્યા કે તારૂં હૃદય આમ આઘાત પામી જાય છે ? શું તારાં અંગમાં બળનો આવિર્ભાવ હજી ઉદય નથી થયો કે આમ તું દીન અને ભીરૂ થઇ રહે છે ? એવી દીનતા, ભીરૂતા અને ધૈર્યહીનતા કયા ઉદયનું સૂચન કરે ? યુદ્ધસૂચક આવી અલ્પ ક્રિયામાં જ તું કેમ વીર્યહીન, દીન, ભીરૂં, ભયાર્ત થઈ રહે છે ? ઘોર યુદ્ધના કટાકટીના પ્રસંગને તો હજી વિલંબ છે તે પહેલાંજ તું કેમ આવો નિર્માલ્ય, નિર્જીવ જેવો થઈ રહે છે ? શું તેં યુદ્ધ જોયું નથી ? શું તેં યુદ્ધ શ્રવણ કર્યું નથી ? શું તું યુદ્ધની ક્રિયા કે યુદ્ધનાં શિક્ષણથી તદન અજ્ઞાત છે ? ન તો આવી હૃદયસ્થિતિને તું શા અર્થે પ્રાપ્ત થઈ રહે ? હે કુંઅર, તને એ ખરેખર ઘટતું નથી. યુદ્ધમાં તેજ પ્રકાશવા ઇચ્છતાં હૃદયને એ ક્રિયા કદિયે શોભે નહિ. માટે પ્રસંગ, કાળ અને સમયને અનુકૂળ દૃઢ, બલાન્વિત, શૌર્યશીલ અને સ્થિર હૃદયવાળો થા ! હૃદયને ઉત્તેજીત કર ! હૃદયનાં સ્વબળ, સ્વપ્રકાશ, અને સ્વશૌર્ય સ્વરૂપ યુકત જ તું થઇ રહે ! શત્રુના પરાજયને ઇચ્છતાં તારાં હૃદયની એજ ક્રિયા હો ! એજ ક્રિયાને અવલંબી આગણ્ય શત્રુસૈન્યમાં તું તારો માર્ગ કર ! શત્રુને તારાં બળનું ભાન કરાવ ! હે કુંવર, એજ તને આ કાળે પ્રાપ્ત થયેલ ધર્મ કે ગતિ છે. તું કે હું એકલા છીએ એ ભય મા ધર ! એકજ બળાન્વિત આત્મા, અન્ય પ્રાણીનાં તેજ અને બળનું આકર્ષણ કરવા પુરતો સામર્થ્યવાન છે. કુંવર ! એવી દૃઢ નિષ્ઠા, આત્મામાં આરોપ ! અને એવી જ નિષ્ઠાયુક્ત થઈ રહતાં તારા આત્માની જ્યોતીનો પ્રકાશ સર્વત્ર પ્રવર્તાવ. એજ ક્ષત્રીનાં શૌર્ય, એજ

ક્ષત્રીનો ધર્મ, એજ આત્માનો વિકાસ અને એજ આત્મજ્યોતિનાં સત્ય સ્વરૂપની પ્રાપ્તિ છે. તો શું આવી આત્મરૂપ ક્રિયાનું શિક્ષણ તને ગુરૂ, પિતા, સ્નેહી વા સંસર્ગ આદિકથી મળ્યું નથી ?!! જો ન મળ્યું હોય તો આજ તું એ મારાથી ગ્રહણ કર અને સમયને અનુકૂળ ક્ષત્રીધર્મનાં શૌર્ય, બળ, ધૈર્ય અને ઉત્સાહ માટે સર્વ પ્રકારે તત્પર રહે ! એ અર્થે જીવિતને પ્રિય મા કર ! જીવિતને જ પ્રિયકર કરવાથી, એવાં જીવિતનાં જીવરૂપી હીન તત્વોને અધીન થઈ જવાથી, ભય અને દીનતા વૃદ્ધિ પામી જાય છે, શૌર્યની હાની થાય છે અને સર્વત્ર વિકળતા, વિહ્વળતા, વ્યગ્રતા, દીનતા અને ભય વ્યાપી રહેતાં મનુષ્યત્વ, ક્ષુદ્રજંતુની ક્ષુદ્રતાનેજ પ્રાપ્ત થઈ જાય છે. તો હે કુંવર ! આવી રીતે તારાં મનુષ્યત્વ, તારાં વ્યક્તિત્વની હાની શા અર્થે કરે ?! અલ્પ સંકુચ, ઔદાર્ય, ધૈર્ય અને શૌર્યહીન પ્રાણીસમ જ્યારે આમ તારૂ હૃદય ક્ષોભ પામી જાય છે, ત્યારે શૌર્ય, ઔદાર્ય વૃત્તિભોગથી આત્મવિકાસ, જીવના ભોગે જીવનવિકાસ અને સ્વાર્થના ભોગે હૃદયવિકાસ આદિને અભાવે નાશ પામતાં લોપ થતાં તારાં મનુષ્યત્વ કે વ્યક્તિત્વથી હે કુંવર ! તું ક્ષોભ કેમ પામતો નથી ?! કોઇપણ સ્વતેજને ઇચ્છતાં પ્રાણીને આવી ક્રિયાહીનતાથી, આવી આત્મવિકાસની ક્રિયાના લોપથી શું કદિયે પણ ક્ષોભ થતો નથી ? કે ક્ષોભ શું કદિયે પણ ઉદ્ભવતો નથી ? હે કુંવર ! આવી તેજયુક્ત અનેક પ્રકારની વિચારશૃંખલાનું તું અવલોકન કર અને તારા જીવ, તારાં હૃદય અને તારામાંજ રહેલ તારા સ્વઆત્માની પ્રગતિને યોગ્ય, યોગ્ય સ્વરૂપ પ્રાપ્ત કર અથવા તો એવું સ્વરૂપ પ્રાપ્ત કરવા પ્રયાસની મંથનક્રિયારૂપ ઉદ્યોગ, હે કુંવર ! તું આદર ! અને એવા ઉદ્યોગથી તારાં હૃદયને બળવત્તર શૌર્યાન્વિત અને તેજસ્વી બનાવ કે તેજસ્વી બનાવતો રહે !!!

ઉ૦—હે મહાશૌર્યશીલ, આવો શંખનાદ કે ધનુષટંકાર પણ મેં શ્રવણ કર્યો ન હતો. તેમજ ધ્વજાનું આવું સ્વરૂપ પણ મેં જોયું ન હતું. તેથી આ મારાં હૃદયને સ્વાભાવિક રીતે આઘાત પ્રાપ્ત થયો. ગાંડિવધર ! જુઓ આ દિવ્ય અશ્વ પણ એ નાદના ધ્વનીરૂપ ભાર તળે દબાઈ ગયા હતા તો હું બાળકમાં એવી ચેષ્ટા પ્રવેશ થવા પામી

હોય તો તેમાં શું આશ્ચર્ય ? પણ હવે હું દૃઢ થતો રહીશ.

**અ૦**—ત્યારે તેમ હો ! પણ આ કૌરવ સૈન્યમાં દુર્યોધન સન્મુખ જણાતો નથી. કદાચ તે યુદ્ધકળા કે વ્યૂહની બીજી યુક્તિમાં રોકાયો હોય, માટે તેને શોધવા દક્ષિણ તરફ રથ હાંક. ( બતાવતાં ) આ રહ્યા ભીષ્મ, આ દ્રોણાચાર્ય, આ કૃપાચાર્ય, આ અશ્વત્થામા અને આ કર્ણ. પણ દુર્યોધન તો કહિંયે જણાતો નથી. મારે તે અભિમાની દુરાત્મા સાથેજ કામ છે. ગાયો લઈ તે દક્ષિણ માર્ગે જીવ બચાવવા ભાગી જતો હશે એમ મને શક પ્રાપ્ત થાય છે. ગાયો જણાતી નથી અને ગાયો વગર યુદ્ધ ન હોય માટે દક્ષિણ માર્ગે રથ હાંક.

**ઉ૦**—હા, દેવ ! હું તેમ કરૂં છું. ( રથ દક્ષિણ તરફ હાંકે છે. )

( એટલે )

**અર્જુન**—( સ્વગત )

**ઉપજાતિ.**

એ નીચ આજે મુજ હસ્ત જોશે !
શૌર્યે કરી અંગશું તાપ લેશે !
સભાવિષે કૃત્ય કીધાં હતાં જે
સ્મરી સ્મરતાં શું ન તાપ દે તે ?!! ૩૫૨

ઇતિ ષષ્ઠ અંકે પ્રથમ પ્રવેશ.

## પ્રવેશ ૨ જો.

**સ્વર્ગલોક ઇંદ્રભવન.**

**ઇંદ્ર**—માતલી !

**મા૦**—દેવ, હું અભિવંદન કરૂં છું. શી આજ્ઞા ?

**ઇંદ્ર**—સંભળાય છે કે મૃત્યુ લોકમાં વિરાટ નગર વિષે મારા પ્રાણરૂપ અર્જુન અને પાપાચારી હીનમતિ અને સ્વાર્થી કૌરવો સહ ગૌનિ-

મિત્તે યુદ્ધનો સમારંભ થનાર છે. સહુ દેવોને તે જોવા જવા તત્પર થવા કહેવાનું ચિત્રસેન ગંધર્વને કહે અને મારૂં પુષ્કર વિમાન તૈયાર રાખ. વળી સહુ દેવોને પણ કહેવડાવ કે સહુ સહુના વિમાનમાં તત્પર થઇ રહે. એટલી વ્યવસ્થા કરી આવવા કહી ચિત્રસેન ગંધર્વને મારા સન્મુખ થવા કહે.

**મા૦**—( નમન કરી ) જેવી દેવની આજ્ઞા. ( જાય છે. )

( માતલી પુનઃ ચિત્રસેન ગંધર્વ સંગે પ્રવેશ કરે છે. )

**ચિ૦**—( નમન કરતાં ) દેવને હું અભિવંદન કરૂં છું.

**ઇંદ્ર**—ચિત્રસેન, તું આવ્યો ?

**ચિ૦**—હા દેવ.

**ઇંદ્ર**—માતલી સહ કહાવેલ સંદેશનો અમલ તો કર્યો હશે.

**ચિ૦**—હા દેવ, આપની આજ્ઞાનુસાર સહુ દેવ તૈયાર થઈ રહ્યા છે.

**ઇંદ્ર**—માતલી!

**મા૦**—દેવ હું અભિવન્દન કરૂં છું. શી આજ્ઞા ?

**ઇંદ્ર**—મહર્ષિસહિત પિતૃદેવતા, વસુમના, બલાક્ષ, સુપ્રતર્દન, અષ્ટક, શિબિ, યયાતિ, નહુષ ગય, મનુ, પુરૂ, રઘુ, ભાનુ, કૃશાશ્વ, સગર, તથા નળ વિગેરે મુજ સંગમાં મારા વિમાનમાં બેસે એમ કહે.

**મા૦**—જેવી દેવની આજ્ઞા.

( જાય છે. )

( પુનઃ પ્રવેશ કરી ) કાંતીવાન! એ સહુ કાંતિમાન દેવો દ્વાર આગળ હાજર થઇ રહ્યા છે. અને આઠે વસુ, એકાદશ રૂદ્ર, દ્વાદશ સૂર્ય, પ્રજાપતિ તથા વષટ્કાર એ તેત્રીસ દેવો પણ નિયમ પૂર્વક દેવ સંગે વિમાનમાં સહચારી થવા તત્પર થઈ આવ્યા છે. માટે શી આજ્ઞા ?

**ઇંદ્ર**—હવે આજ્ઞા શી ! ચિત્રસેન, આપણે ચાલો.

( ઉઠે છે. ચાલી દ્વાર સમીપ થતાં. )

**સહુ દેવો**—ભગવન્ હમો નમસ્કાર કરીએ છીએ,

**ઇંદ્ર**—હે દેવો, તમો સહુ આવ્યા એ ઘણું મારૂં થયું. મારા પ્રાણરૂપ અર્જુનનો ઉત્કર્ષ જોવા વિરાટ નગર પ્રત્યે આપણ સહુએ જવું જોઇએ. એ આપણ વચ્ચે રહી થોડા સમય ઉપર જ આપણું પ્રેમપાત્ર અ-

ઈ સ્વકર્તવ્ય અંગે ભૂમિલોક ઉપર ગયેલો હોવાથી એ પ્રત્યેનો સ્નેહ આપણને આકર્ષે છે.

દેવો—હા દેવ ! એ તો સહુકોને સુપરિચિત જ છે. એમાં વિશેષ કહેવાનું નથી. એ પાર્થનાં શીલ, પરાક્રમ, શૌર્ય અને ધર્મથી તો હમો અતિ સુપ્રસન્ન જ રહિએ છીએ. એટલે એ પાર્થનો આચાર, એનું અપ્રતિમ શૌર્ય અને એનું સ્વરૂપ પણ જોવા હમો સદા ઉત્સુક છીએ. અને એમ થવું એતો આપણુ સહુને ધર્મ કે પ્રકૃતિ રૂપ જ છે.

ઇંદ્ર—હા એ સહુ એમ જ છે. નિરંતર સતપુરૂષનાં હૃદય દેવલોકનાં નિરંતર નિવાસસ્થાન જ છે. એવા સત્પુરૂષથી દેવહૃદય ભિન્ન હોતાં નથી. એથીજ

ઇંદ્રવજ્રા

અગ્નિય જો કે વન બાળી કીધું
શૌર્યે વહંતાં નિજ તેજ દીધું
જ્યાં અગ્નિ [illegible]ીર એ કરંતો
અગ્નિ [illegible] વદંતો. ૩૫૩
શૌર્યે [illegible]તર હિત[illegible]
ઇ[illegible] એ [illegible] અસ્ત્ર લેતો
દેવો જહાં દિવ્ય [illegible] અસ્ત્ર દેતા
[illegible] અસુરો સહુ દુઃખ દૂહેતા ! ૩૫૪

એક સરખાં સ્વરૂપ બળ અને સૌંદર્યવાળા ત્રણ કોટિ નિવાત કવચો અને પૌલોમાદિ રાક્ષસો કે જેઓ બ્રહ્માનાં વરદાનથી બલિષ્ઠ અને ગર્વિષ્ઠ બની રહ્યા હતા અને જેનાથી હું સહિત આપણ સહુ દેવ વર્ગ ત્રાસી પીડા યુક્ત થઇ રહ્યો હતો તે રાક્ષસોના નાશરૂપ યુદ્ધ સમયે એ પાર્થે જે શૌર્યરૂપ તેજ પ્રકાશ્યું તેનું ચિત્ર મેં માતલીથી શ્રવણ કર્યું હતું. એ [illegible] કૃત્ય થોડુ નિડર ન હતું. એ સહુ પુન[illegible] જાણવા જેવું હોવાથી માતલીના જ શબ્દમાં કહું છું. માતલીએ એ પાર્થે સહિત સુર ભવનમાં પ્રવેશ કરતાં મને કહ્યું કેઃ

### ઇંદ્રવજ્રા

દેવેંદ્ર એ પાર્થ હું શું વખાણું ?
મારૂાંનિવાતો ક્ષણુ મહિ જાણું !
માયાવી દૈત્યો બહુ રૂપ લેતા
શસ્ત્રો વ અસ્ત્રે જીવ રૂંધી દેતાં ! ૩૫૫
હા દૃષ્ય થાતા વલી લોપ જાતા
ને અંધકારે કહુ કો જણાતા ?
માયાવી અસ્ત્રો જહિં વ્યાપી રૂહેતાં
સૂઝે નહીં હુંવળી પાર્થ ક્યાં ત્યાં ? ૩૫૬
હા દિવ્ય અશ્વો તુ વિમુખ થાતા
ચાબુક ને રાશ ન હસ્ત રૂહેતાં
ત્રાસે હું તપ્તો પુછું "પાર્થ ક્યાં છો ?"
સંજ્ઞા વ શુદ્ધિ સહુ લોપતાં તો ! ૩૫૭
દેવેંદ્ર સંગે બહુ યુદ્ધ જોયાં
હા હા ન તોયે રૂપ શુદ્ધિ ખોયાં !
જ્યાં શંબ ને વૃત્ર બલી જીતંતા
ત્યાં ત્યાંય તો પ્રાણુ હું શુદ્ધિવંતા ! ૩૫૮
હા ભાન ભુલ્યો હું નિવાતયુદ્ધે,
માયાવી અસ્ત્રે તમ ક્યાં ન સત્યે ? !
હા પાર્થ ગર્જ્યો ભય હુંશું જોતાં
વ્યાપેલ ત્યાં સૌ તમ નાશ દેતાં ! ૩૫૯

વળી માતલી કહેવા લાગ્યો કે—હે દેવેંદ્ર એ પાર્થના શૌર્યની હું શું પ્રશંસા કરૂં ? એનું દૃઢ આસન, સમયસૂચકતા, બાણુ મૂકવાની ત્વરા, સમયનાં સ્વરૂપને તાત્કાળ જાણી લેવાની શીઘ્ર શકિત, એનાં ઉરનો તેજોમય પ્રભાવ, એ સહુનાં પ્રતાપે જ હે દેવેંદ્ર એણે ત્રિકોટિ મહા સમર્થ અને માયાવી નિવાત કવચો અને પૌલોમ અને કાળકેયનો એમનાં હિરણ્યપુર સહ નાશ કર્યો. કટાકટીના પ્રસંગ સમયે હે દેવ મારાથી વદી જવાયા વિના રહતું નહિ કે " હે પાર્થ તમોમાં જેવું પરાક્રમ છે તેવું દેવોમાં પણુ નથી. " આટલોજ મારો ધસી આવતો ઉરભાવ પાર્થનાં શૌર્યની પ્રશંસા માટે પૂરતો છે. એમ છતાં પાણુ અહો દેવેંદ્ર !

## શાર્દૂલવિક્રીડિત

માયાવી બહુ શૌર્યરૂપ વહતા, માયાવડે વ્યાપનાં
ત્યાં કો કો વિન—પાર્થ શૌર્ય વહતું ? ઉગ્રાતપે બાળનાં !
ઉંચે જાતું વળી નીચું જ ધસતું હિરણ્યપુરે જુઓ
રૌદ્રાસ્ત્રે બહુ દૈત્ય નાશ કરનાં, કો માપ ત્યાં તો લીઓ ? ! ' ૩૬૦

આટલું કહી માતલી વીરામી રહ્યો. તે સમયથી જ મારે એ પાર્થને પ્રતિઉપકાર શું કરવો એના વિચારમાંજ હું રમતો રહ્યો. અને એ વિચારનાં ફળ રૂપે જ્યારે એ અર્જુન ગંધમાદન પર્વત ઉપર એમના ભ્રાત સમીપ જવા તૈયાર થયો ત્યારે કોઈ પણ દિવસ ભેદ ન પામે એવું કવચ, સુવર્ણની માળા, અને સુંદર સ્વરવાળો દેવદત્ત શંખ એટલું અર્પ્યાં. એને વળી મુકુટ પહેરાવી, પ્રિય દિવ્ય અને મ્હોટાં વસ્ત્રો તથા અલંકાર પણ આપ્યાં અને કહ્યું કે " હે ભારત તને સર્વ દિવ્ય અસ્ત્રોની પ્રાપ્તિ થઈ છે, પૃથ્વિને વિષે હવે તારો પરાભવ કરવા કો પણ મનુષ્ય સમર્થ નથી, ભીષ્મ, દ્રોણ, કૃપ કર્ણ અને બીજા રાજાઓ સહિત શકુનીમાં યુદ્ધને વિષે તારામાં જેટલું પરાક્રમ છે તેનો સોળમો ભાગ પણ નથી." હે દેવો આ પ્રમાણે મેં હર્ષ, અને આશિષથી એ કુંતિસુત પાર્થને રવાના કર્યો. આ પ્રમાણે એ પાંડુપુત્ર અર્જુન આપણને એના સદાચારથી જ પ્રિય છે એટલુ જ નહિ પણ આપણ જે બીજા ઉપર અનુગ્રહ કરવાવાળા છીએ તેવા આપણ ઉપર પણ એણે ઉપકાર કર્યો છે. માટે આપણે એનાં ચરિત્રનાં અવશ્ય પ્રેક્ષક રહેવું જોઈએ. હું આ વિમાનમાં બેસું છું ( બેસતાં ) અને તમો પણ સહુ આસન લો. ( સહુ તેમ કરે છે ) ( સહુ બેસતાં ) વિમાન ચાલવા દો. ( વિમાન ચાલુ થતાં વિરાટનગર ઉપર આવી રહતાં ) ચિત્રસેન ! ઉર્વશીના પ્રસંગરૂપ આ બળ અને તપશીલ અર્જુનને ષંઢને યોગ્ય વેશસ્વરૂપપ્રાપ્તિનો પ્રસંગ તો સ્મરણ બહાર ન હોય ?

**ચિ૦**—હા દેવ, એ કેમ ભૂલાય ? એ પ્રયોગ આપે એ પાર્થની ભવિષ્ય સ્થિતિને અનુકૂલ થવા અર્થે જ આદર્યો હતો.

ઇંદ્ર—હા. કાયર થઈ ભાગતા વિરાટપુત્રની પાછળ દોડતા એ વ્યંઢળસ્વરૂપમાં તું પાર્થને તો જો!

ચિ૦—હા દેવ, એ સહુ હું જોઈ રહ્યો છુ.

અન્ય દેવો—હમોને પણ એ ચિત્રથી આનંદ થાય છે કે કૌરવ સૈન્ય સન્મુખ આવી વિષમ સ્થિતિના ક્લેશ એ સત્પુરૂષનાં હૃદયને સુદ્દલે પીડતો નથી.

ઇંદ્ર—જુઓ. પેલી બાજુ ભીષ્મ, દ્રોણાદિક દૂર્યોધન સંગે ઊભા છે. અને પોતાની સામે આવતા યોદ્ધા વિષે વિવિધ પ્રકારના તર્ક અને કલ્પના કરે છે. એમની એવી વિવિધ પ્રકારની ચેષ્ટાના આપણે પ્રેક્ષક થઈ રહીએ.

સહુ દેવો—હા દેવેંદ્ર! એમ પ્રેક્ષક થઈ રહતાં આપણ સન્મુખ રંગભૂમી ઉપર કોઈ નાટય પ્રયોગ ભજવાતો હોય એવો આ આપણાં હૃદયનો ભાવ થઈ રહે છે.

ઇંદ્ર—હા, એ સહુ એમ જ છે. પ્રકૃતિનાં ભિન્ન ભિન્ન પાત્રો કેવા અભિનય સહ કેવાં કેવાં સ્વરૂપ ધારણ કરી રહે તે સહુ ચિત્ર આપણ દ્રષ્ટારૂપ અવલોકી રહીએ. પ્રથમ તો આ સૈનિકોના ઉદ્દગાર સાંભળીએ.

દેવો—હા દેવેંદ્ર! હમો સહુ અવલોકતા અને શ્રવણતા રહીએ છીએ.

(ઉત્તર કુંવર પાછળ બૃહન્નલાને દોડતાં જોઈ)

એક કૌરવ સૈનિક—

ઝુલણા.

વેણી છુટી ખરી, વસ્ત્ર ઝુલે વળી, કોણ જો કુણ અરે પેલું દોડે?!!!
હસ્ત લાંબા વડે નારી લ્હેંકો કરે, હાસ્યના રંગ જો એથી પૂરે! ૩૬૧

૨ જો સૈનિક—અરે ભાઈ તું ક્યાં ભૂલે?
નારી નહિ એ ખરી, છે જ કો વીર વળી, ભસ્મશું કો હશે અગ્નિ છૂપો?

૩ જો સૈનિક—ભાઈઓ! એને શું ઓળખવો પડે એમ છે?
આમ શુ વિચારતા? એજ ગ્રીવાવળી, હસ્તને મસ્તકે વીરશું છૂપો?!! ૩૬૩

૪ થો સૈનિક—અરે ભાઈ, પરાક્રમી અર્જુન વિના કૌરવ સૈન્ય સન્મુખ આમ એકલો કોણ આવે? એકલો જ આ ભીષ્મ, અને દ્રોણાદિક સામે

થવા તો આ સૃષ્ટિમાં અર્જુન વિના કોઈ પણ હામ ભીડી શકે એમ હમેતો સાંભળ્યું નથી. આ વિરાટપુત્ર આમ એકલો નિકળ્યો તે પોતાના જ પરાક્રમથી નીકળ્યો નથી. આ સ્ત્રીરૂપ કપટવેશમાં અર્જુનને સારથી કરીને જ એ નીકળ્યો હશે. પણ હવે એ કુંવર ભય પામી ભાગી જાય છે. અને આ પાવૈયારૂપ અર્જુન એને પકડવા દોડે છે.

**૫ મો**—ત્યારે તો આપણા સહુનું આવી બન્યું. મહારથી શિવાય આપણામાંના કદાચ કોઈ જીવતો જાય એમ મને તો લાગતું નથી.

**૭ ફ્રો**—હા હમો સહુ પણ એ જ વિચારીએ છીએ.

**૭ મો**—જુઓ તો ખરા આપણુ સહુનાં અંગ અને હૃદય ભય અને નિરાશાથી કંપી રહ્યાં છે!

**૮ મો**—પણ હવે કંઈ ભાગી થોડું જવાય છે? દુર્યોધન ક્યાં આપણને જીવતા મૂકે એમ છે?

**૯ મો**—ભાઈઓ, આ તો કાંટાનું કંટેશર થયું. ત્રિગર્તની મદદે વિરાટરૂપી કાંટો કાઢવા જતાં પ્રાણના નાશરૂપ કંટેશર આવી ઉભું.

**૧૦ મો**—ભાઈ વળી કહેની કે આપણે તો વિરાટની ગાયના લોભમાં આવ્યા હતા કે એકુ ગાય આપણને પણ મળી જાય તો ઠીક અને કંઈ લુંટમાં મળે તે તો જુદું. પણ ઈશ્વર સૌનો બેલી છે. જુઓને આ અર્જુન કેવો મદદે આવી ઊભો!!

**૧૧ મો**—ત્યારે શું ભીષ્મ, દ્રોણાચાર્ય, કૃપાચાર્ય અને કર્ણાદિ શું આપણું રક્ષણ નહિ કરશે?

**૧૨ મો**—ભાઈઓ, સાંભળો! સાંભળો! દ્રોણાચાર્ય કંઈ બોલતા સંભળાય છે. (બધા સાંભળવા ધ્યાનપૂર્વક થઈ રહે છે.)

**દ્રોણ**—શંતનુકુળઉદ્ધારક હે ભીષ્મ, મને તો સમય કંઈ વિપરીત જ દૃશ્યમાન થાય છે.

**ભીષ્મ**—શા અર્થે?

**દ્રો**— **શિખરિણી**

જુઓ આ ઉત્પાતો, હયનયનશું અશ્રુ ખરતાં
અતિશે કોપંતો અનિલ ધસતો ઉગ્ર તમ લૈ!

ફરે જ્યાં ત્યાં ધુલી ધ્વજ લગી જના કંપ કરતાં
રૂએ આ શિયાળો ભયભ્રાંત દિશા સૌ જ બનતાં ! ૩૬૩

હે ભીષ્મ, આ સહુ લક્ષણ જોતાં ભય સમીપ જણાય છે. માટે આપણ સહુએ સાવધ રહેવું જોઈએ. એ બાળશત્રુ ઉપેક્ષા કરવા યોગ્ય નથી. એને રક્ષનાર, પોષનાર, બળાન્વિત, શૌર્યસ્વરૂપ આપણે ઓળખી શકતા નથી. એમ છતાં પણ

## ઉપજાતી.

કો ત્યાં ન જોતું હનુમાન પેલો ?
ધ્વજનતણો વેશ શું ના દીઠેલો ?
જીત્યા વિના એ કદિ ના ફરે એ
કો ? ઇંદ્રપુત્રે કદિ હામ લે તે ! ! ! ૩૬૪

એથી પણ અધિક

## ઇંદ્રવજ્રા

કલેશે કરી ક્રોધ કહુ વધેલો.
ઇંદ્રે કરી ઇંદ્ર સમો બનેલો !
સંતાપ દીધા જીની રૂદ્ર યુદ્ધે
કો યોધના અંગ ન એ શું વિધે ? ! ! ૩૬૫

( આવી દ્રોણની વાણી શ્રવણ પર પડતાં જ )

**કર્ણ**—હે આચાર્ય ! તમો તો નિરંતર અર્જુનને જ વખાણતા રહો છો. અને હમોને કલેશ અને સંતાપ ઉત્પન્ન કરો છો. આચાર્ય, એ અર્જુનની હું તેમજ દુર્યોધન સાથે તુલના થઈ શકે એમ નથી ?

**દુ૦**—( હર્ષાવેશમાં ) હે કર્ણ, એ જો અર્જુન જ હોય તો મારૂં કાર્ય સિદ્ધ થયું જ જાણવું. ઠરાવ પ્રમાણે તેર વર્ષની અંદર એઓ ઓળખાય તો એઓએ ફરી વન જવું જોઇએ. એમ છતાં નપુંસક વેશમાં અન્ય કો હશે તો એ મારાં બાણે વિંધાઈ સદ્ય પંચતવને જ પામ્યો જાણવો.

**ભીષ્મ, દ્રોણ**—હે દુર્યોધન, તારાં શૌર્યને ધન્ય છે.
( એવે ગાંડિવ ધનુષનો ટંકાર થતાં)

**સૈનિકો**—અન્યોઅન્ય ( ભયભીત )

ટંકાર ગાંડિવનુ ના સૂણો શુ ?
ભેદે ગિરિ ઘા, શું ન વજ્ર વ્હે શું ?
વિદારતો વાયુ શુ આ ન જુઓ ?
કંપે ધ્વજા વૃક્ષ સહુ, શુ લીઓ ? ૩૬૬

**દ્રોણ**—હે દુર્યોધન, રથનો શબ્દ, શિખરાનાં વાદળાં, ફરકતી ધ્વજાનો પ્રસ્તાવ, પૃથ્વિનો કંપ, આ સહુ ચિહ્ન જોતાં તો અવસ્ય એ અર્જુન વિના કો અન્ય નથી. જો આ શસ્ત્રનો પ્રકાશ લોપ થયો છે. અગ્નિ પ્રજ્વલિત થતો નથી. આપણને ભયપૂર્વક સૂર્ય તરફ મુખ કરી આ વનવાસી જાનવરોનો પોકાર, ધ્વજા ઉપર કાકગૃધ્રનું બેસવું, રૂદન કરતાં શિયાળનું હણાયાં વિનાના સૈન્ય મધ્યે ફરવું, અને તમો સહુના અંગમાં રોમાંચિતપણુ, આ સહુ ચિહ્ન સારાં ફળસૂચક નથી. એઓ તો યુદ્ધમાં ક્ષત્રીયોનો અવસ્ય નાશસુચક છે. તેજસ્વી પદાર્થ યથાર્થ પ્રકાશતા નથી. તેમજ મૃગ અને પક્ષિઓ ક્રૂર લાગે છે. એ સહુ નિમિત્ત આપણી જ સેનાનાં નાશસૂચક જણાય છે. કેમકે આ પ્રદીપ્ત ઉંબાડીઆં તારી સેનાને બાધ કરે છે અને હે દુર્યોધન તારાં વાહન પણ રૂદન કરતાં જણાય છે. તારી સેનાની આસપાસ ગૃધપક્ષિઓ ફરતાં રહે છે. તારી સેના અત્યારથી જ પરાભવને પ્રાપ્ત થઈ ગઈ છે. કોઈ પણ યુદ્ધ કરવા ઇચ્છતું નથી કે યુદ્ધ માટે ઉત્સાહ યુક્ત દિસતું નથી. યોદ્ધાઓનાં મુખ ઉદાસીન થઈ ગયાં છે અને એમનો વર્ણ પણ ફીકો પડી ગયો છે. માટે ગાયોને ચાલતી કરી વ્યૂહ રચનાથી આપણે ઊભા રહેવું જોઈએ.

( દ્રોણાચાર્યનાં આવાં વચન શ્રવણ કરતાં )

**દુ૦**—હે પિતામહ ભીષ્મ, આચાર્ય દ્રોણ અને કૃપાચાર્ય

## શાલિની

શુણો શુણો પાંડવે જે પ્રતિજ્ઞા
છેલ્લે વર્ષે કો ન પામે જ સંજ્ઞા

ધારી ચર્મો બાર વર્ષો તુ રહેતા
ના છે પુરૂં તેરમું શેં હિ જોતા ? ' ' ૩૬૭

માટે

## ઇંદ્રવજ્રા

યુદ્ધે શું જો અર્જુન ગુપ્ત આવે
એ પાંડવો જાય વને તુ હાવે !
કો ધર્મ ધારી અહિં યુદ્ધ દેતો ?
શેં ત્યાં પ્રતિજ્ઞા ફળ ના જ લેતો ? ૩૬૮

કદાચ પ્રતિજ્ઞાનો સમય પૂરો થયો હોય એમ ધારતા હો તો

યાચે ન આવી શિદ ભાગ એ એ ?
શેં ધર્મ ત્યાગી અહિં યુદ્ધ દે એ !?
" ના ભાગ દેશે ધરી સંશયો એ
જો યુદ્ધ દેતો—કહું ધર્મ કો એ ? ! ૩૬૯

સંશય માત્રથી અકસ્માત વગરનિમિત્તનાં યુદ્ધને ધર્મરૂપ કોણ કહી શકે ? તો આવી રીતે યુદ્ધમાં પ્રવર્તવારૂપ અધર્મ શું પાંડવોને બાધ કરતો નથી ? પિતામહ ! એ શુ તમો જોતા નથી ? એઓ ધર્મજ્ઞ અને શાંત હોવા છતાં આવી રીતે અધર્મમાં કેમ પ્રવર્તે ? યુદ્ધ માટે આમ એકાએક સન્મુખ થઈ જવું એ શુ એઓ માટે ધર્મ છે ? મત્સ્ય અને આપણુ વચ્ચે આમ યુદ્ધમાં આવતાં વાલી અને સુગ્રીવ સંબંધમાં રામચંદ્રરૂપ અધર્મ શું ત્યાં પ્રવર્તતો નથી ? ક્યા ધર્મને માની એ અર્જુન ત્યાં આમ યુદ્ધ અર્થે આવે ? વિરાટે તો ત્રિગર્તનરેશના ઘણા અપરાધ કીધા છે. એ ભયભીત ત્રિગર્તે દીન થઈ આપણાં શૌર્યની યાચના કરી છે તો ક્ષાત્ર ધર્મ પ્રમાણે આપણે અત્ર ત્રિગર્તનરેશને સહાયરૂપ આવ્યા છીએ. એ ધર્મરૂપ બંધારણ એવું છે કે સપ્તમીના પાછલા પહોરે ત્રિગર્તોએ વિરાટની ગાયો હરણ કરવી તેમ ત્રિગર્તોએ કર્યું. અષ્ટમીની સ્હવારે વિરાટ ત્રિગર્ત પાછળ ગયો ત્યારે આપણે આ ગાય હરી. તો આપણી સન્મુખ આ કોણ પુરૂષ આવી ઊભો છે તે આપણે કહી શકતા નથી. ક્યાં તો રાત્રીએ પાછો ફરેલ વિરાટ હોય, ક્યાં તો

એનો કોઈ યોદ્ધો હોય, કે કયાં તો અર્જુન હોય. પણ તમો આમ સહુ ભયભીત શા અર્થે થઇ રહો છો? આપણ સહુએ એકત્ર મળી યુદ્ધ કરવું એવી આપણી પ્રતિજ્ઞા છે, તો હે પિતામહ, હે આચાર્ય. હે ગુરૂજી, હે અશ્વત્થામા, તમો સહુના મન ભ્રાંતિયુક્ત કેમ થઈ રહ્યાં છે?

ઇન્દ્રવજ્રા.

કો શ્રેય જોતા અહિં યુદ્ધ વિના?
શાને ન થાતા સહુ શૌર્યવંતા?
કો ઇંદ્ર આવી અહિં ઘેનુ લેતો?
ન્હાસી જીવે કો વળી આશ ફૂહેતો?! ૩૭૦

યુદ્ધથી જો કો અહિંયાં વિરામે
આ બાણધારા કહુ પ્રાણુ કાપે!
કો જીવ વ્હાલો કરી શૌર્ય ત્યાગે?
શું ક્ષાત્રધર્મે ન કલંક લાગે?!! ૩૭૧

હે સૈનિકો! હે સેનાનીઓ! પરાભવ માની લઈ આમ કહિ ભયભીત રહો મા! મૃત્યુ તમને કયાંયે છોડે એમ નથી. તો યુદ્ધમાં શૌર્યરૂપ મૃત્યુથી સ્વર્ગવાસ શા અર્થે બીહો છો? કાયર થઈ કહિ હસ્તિનાપુર ભાગવાનો વિચાર કરશો તો હું તમોને જીવતા જવા દઉં એમ નથી. માટે સત્વર યુદ્ધમાં ઉત્સાહવાળા થાઓ, આ યુદ્ધરૂપ શૌર્યને પામો, સાવધાન બનો, તમારાં અંગને નિર્ભય કાયરતારહિત કરો અને ઉમંગથી સામે આવતા માત્ર એક જ પુરૂષનો પરાભવ કરવારૂપ કાર્ય તત્પરતાથી આદરો. હે સેનાનીઓ!

ઇન્દ્રવજ્રા.

ભીરૂ બની જયાં તમ અંગ વ્હેતાં
લાજે તુ માતા તમ જન્મ ફૂહેતાં!
હા હીન અંગે તમ કયાંય રૂહેશો?
ન્હાસો જહાં ત્યાં તમ જીવ ખોશો!! ૩૭૨

હે શૌર્યરૂપ પરાક્રમશીલ સેનાનીઓ, કાયરતા, વિહ્વલતા, ભીરૂતા, સંશયાત્મકતા અને અંગની દીનતા માત્રનો ત્યાગ કરો! એક પુરૂષનો પ-

રાભવ કરવો એમાં તે શું ? આપણુ સહુ છતા શુ એ પ્રાણસહિત રહશે ? આ પિતામહ ભીષ્મનો પરાભવ કરવા આ સૃષ્ટિમાં કોણુ સમર્થ છે ? આ આચાર્ય સામે પણુ યુદ્ધમાં કોણુ આવી શકે ? અશ્વત્થામાનું બ્રહ્માસ્ત્ર શું અજ્ઞાત છે ? આ કૃપાચાર્ય અને કર્ણરૂપ ધસારાનો વેગ કોણુ સહી શકે એમ છે ? એક વાર દેવનો રાજા ઇંદ્ર પણુ હારી જાય તો અન્યની શી ગણુના ? તો હે સેનાનીઓ આમ તમો સહુ યુદ્ધથી શા અર્થે ડરો છો ? શા અર્થે આમ ભીરૂ, ભયભીત, દીનાંગ વિવર્ણકાય થઈ રહો છો ? ઇંદ્ર હોય તો પણુ શું ? અર્જુન હોય તો પણુ શું ? અને રૂદ્ર પોતે હોય તો પણુ શું ? યુદ્ધ એ જ ક્ષત્રીનો ધર્મ છે તો એવાં યુદ્ધથી કદિ પણુ કાયર અને ભીરૂ મા બનો ! અને તમારાં બાણુરૂપ વર્ષાધારાથી શત્રુ માત્ર છવાઈ ધવાઈ રહો ! હે શૌર્યરૂપ સેનાનીઓ ! શૌર્ય ! શૌર્ય ! યુદ્ધ ! યુદ્ધ ! પ્રજ્વલિત આવેગ ! એજ આવિર્ભાવ તમારાં હૃદય પોકારી રહો ! અને એમ છતાં પણુ જો તમોમાં ધૈર્ય અને શૌર્ય ન જ આવે તો સ્વર્ગ માત્રની કલ્પના કરી આ તમારા દેહને યુદ્ધ માત્રથી દિવ્ય સ્વરૂપ અર્પો. પણુ આમ કાયર મા બનો ! આમ કાયર દીનાગ મા રહો ! એમાં જ તમારૂં શ્રેય છે ! એમાં જ તમારી ઉજ્જવળ કીર્તિ, તમારો ઉજ્જવળ યશ અને આ ભૂમિમાં પ્રાપ્ત કરવા યોગ્ય જે સહુ હોય તે સહુ એમાં જ સમાયેલ છે. ! હે સૈનિકો ! હે સેનાનીઓ ! આજ મારો આદેશ તમો સહુનાં હૃદયમાં સ્થિર રહો ! એજ આદેશ તમો સહુને બળ અર્પો ! એજ આદેશ તમો સહુમાં શૌર્ય સીંચો અને તમારી જીવનગતિને પણુ એજ આદેશ શૌર્યરૂપ શૌર્યમય કરી મૂકો ! શું એથી આ સૃષ્ટિમાર્ગમાં અધિક કો પણુ ગતિ છે ?

( દુર્યોધનના આવાં શૌર્યરૂપ પ્રવાહથી ઊછાળો મારતાં )

કર્ણ—( બળ અને રોષપૂર્વક ) રાજન્ દુર્યોધન, આ સેનાની મોખરે ઊભેલા દ્રોણાચાર્ય સેનાની પાછળ જ ચાલવા યોગ્ય છે. એજ સહુને ભયયુક્ત કરી સહુનાં શૌર્યમાત્રનો ભંગ જ નહિ પણુ અરે લોપ પણુ કરી મૂકે છે. એ શું તમો જોતા નથી ? અર્જુન પ્રત્યે એમના સ્નેહ અને પ્રેમની પરીક્ષા શું હજી તમે કરી નથી ? ! અર્જુન અર્થે પ્રશંસા-

રૂપ વાણીથી તમારા પરાભવરૂપ કૃત્યની શું હજી તમો તુલના કરી શક્યા નથી? આવી રીતે ભયનું જ સ્વરૂપ ખડું કરવાથી કિયાં શૌર્યશીલ પુરૂષનાં હૃદયને પણ આઘાત ન થાય? કિયાં સામાન્ય મનુષ્યનાં હૃદય હીબકાઈ ભયભીત થઈ રહી ધબકા ન ઊઠે? એમ થતાં કયાં શૌર્ય-ભંગ પુરૂષ ભીરૂતા, કાયરતા, વિહ્વલતા અને દીનતાને પ્રાપ્ત નહિ થાય? આચાર્યને તો અર્જુનના અશ્વના ખુંખારા માત્રથી જ ભય વ્યાપી જાય છે, તો એઓ સેનાનું રક્ષણ કેવી રીતે કરી શકે? જ્યાં સેના-નીમાં બળ નથી ત્યાં સૈનિકોમાં તો બળ કયાંથી જ હોય? આચાર્ય બળહીન છે એમ આપણુ કહી શકીશું નહિ પણ અર્જુનના સ્વાર્થ રૂપ પ્રેમ આપણને નિસ્તેજ શૌર્યભંગ, કાયર, દીન, ભીરૂ, અને વિ-હ્વળ કરવા અર્થે એમની પાસે અર્જુનનો સ્વાર્થ સાંધવા કઈ ક્રિયા ન કરાવે? તો આચાર્યનો કેટલો અને કેવો વિશ્વાસ કરવો એ સહુ હે રાજન્ આપે જ વિચારવાનું છે. સ્વાર્થી પાંડવોએ તો આચાર્યને આપની પાસે સ્વસ્વાર્થ સાધવા અર્થે જ રાખ્યા છે. અને આવી રીતે એ આચાર્ય આપને તેજહીન, શૌર્યહીન, ક્ષાત્રધર્મહીન કરી પાંડવોનો જ સ્વાર્થ સાધે છે. કેમકે શૌર્યહીન યૂથ એક શૌર્યાન્વિત પુરૂષનો પણ કેવી રીતે પરાભવ કરવા શક્તિમાન થઈ શકે? આચાર્યની આ સહુ ક્રિયા શું કળી શકાય એમ નથી? આચાર્યની દીર્ઘદષ્ટિ તો જુઓ! ખોંખારવુ એ તો અશ્વનો સ્વભાવ છે, શ્રમથી અશ્રુ પડવાં એ સ્થૂલ માત્રની ક્રિયા છે. વાયુએ વાતા રહેવું, વર્ષાએ વર્ષવું, વિજ-ળીએ ચમકવું, મેઘે કડાકા કરવા, શિયાળે રડવું, કાકે ઉડવું, ગૃધે બે-સવું, આ તો પ્રાણી અને સૃષ્ટિમાત્રની સ્વાભાવિક જ ક્રિયા છે. એમાં તે સૂચન શું? એથી અપશુકન શું? એમાં તે વળી ભવિષ્યનો ભેદ શો? શું આ સહુ હાસ્યજનક બાળચેષ્ટા નથી? બ્રાહ્મણ માત્રની કૃપણુ, સ્થૂળ અને એથી પણ અધિક મૂઢ દષ્ટિનો એ શું આવિર્ભાવ નથી? અથવા તો આચાર્ય બ્રાહ્મણપણાને લીધે અનેકનાં સંહારરૂપ યુદ્ધના ક્ષોભથી આમ વદતા તો ન હોય? આચાર્ય પંડીત છે, વિદ્વાન છે, સમર્થ છે અને માન્ય પણ છે. એમ છતાં એ ગુણો તો સભાસ્થાનને જ શોભાવે. એ ગુણો તો સભાસ્થાન શોભાવવા અર્થે જ છે. યુદ્ધરૂપ

કાર્ય પ્રાપ્ત થતાં શું એ ગુણો કંઇપણ ફળ આપી શકે એમ છે? બ્રાહ્મણોનું કાર્ય તો મહેલ, ઉપવન, શેરી, મહોલ્લા, ગૃહ, ચોગાન આદિમાં સ્ત્રીવર્ગ અને સમૂહને વિનોદરૂપ વાર્તા કથાદિકથી રીઝવવાનુ જ હોય. એઓ યુદ્ધની ગતિને શું જાણે ? તો એઓ યુદ્ધની કથા તો ક્યાંથી જ કરી શકે? અથવા તો યજ્ઞાદિક ક્રિયા અને કર્મકાંડાદિક કાર્યમાં આ પાત્ર આમ જોઇએ, આ પ્રોક્ષણ આમ થવું જોઇએ, આ મંત્ર આમ વદવો જોઇએ, આ ચટનું મુખ આમ જોઇએ, આ ઋત્વિજ, હોતા કે આચાર્યે આમ ચૂક કરી, આમ ગફલત કરી, કે આમ ગડબડગોટા વાળ્યા. આજ શાસ્ત્ર એઓ સમ્યક રીતે કહી શકે. અથવા તો પારકાં છિદ્ર, કીટ પતંગઆદિના પાતથી અન્નદોષ, પ્રાણીઓની ગતિ, વાહન, બળિદાનાદિક એઓ સારી રીતે જાણી શકે. યુદ્ધાદિક રાજ્ય નિપુણતામાં એઓ શું સમજે ? એમની ક્રિયા એઓ શુ કથી શકે? એમના ભાવ અને ભાવનાં અંગો એઓ શું દર્શાવી શકે? તો હે રાજન્! આચાર્યને આવાં અયોગ્ય સ્થાનમાં સલાહ પૂછતાં શું તમો તમારી અજ્ઞાનતા તો દર્શાવતા નથી? બુદ્ધિ, તર્ક અવલોકનશક્તિ, તુલનાશક્તિ, હૃદયબળ, શૌર્યબળ અને એમના વેગ આદિકની તુલનાપૂર્વક કિમ્મત આંકી એમને યોગ્ય સ્થાનમાં યોગ્ય હદમાં જ સ્થાપી રાખવાની કળા હે રાજન! રાજ્યપુરૂષમાં અવશ્ય હોવી જોઇએ. તો રાજન્! અહિંયાં તો તમો સ્થાનભેદનો લોપ કરો છો, એ જોતાં મને વિસ્મય થાય છે કે તમારી બુદ્ધિ, કઈ નીતિનું અવલંબન કરે છે? માટે રાજન્! પારકા ગુણની પ્રશંસા કરનાર પંડિતને પાછળ રાખી શત્રુના વધરૂપ કાર્યનો આરંભ કરો! ગાયોને ચાલતી કરો, સેનાને વ્યૂહમાં ગોઠવો અને ચારે તરફ રક્ષકો રાખી શત્રુસંગે યુદ્ધ કરો. પણ જ્યાં કોઈપણ પ્રકારે ભયભીત, ચંચળતારહિત રહેવું યોગ્ય નથી. ત્યારે હું તો સહુને અત્ર ઉરથી દીન, ભયભીત, યુદ્ધ અર્થે ઉત્સાહ વગરના, યુદ્ધ યોગ્ય ચંચળતા રહિત, અર્જુનના નામ માત્રથી ત્રાસ પામેલ, મિથ્યા પાખંડરૂપ ભયથી ક્ષુબ્ધ થયેલ અને આચાર્યના વાણીરૂપ સૂર્યરશ્મિનાથી ઉદ્ભવતાં ભવિષ્ય કથનથી કંપતા, શૌર્ય હારી જતા, ઉદાસીન, ભયાર્ત જ જોઉં છું.

હે રાજન ! ભલે ભીષ્મ વૃદ્ધપણાને લીધે, દ્રોણાચાર્ય કૃપાચાર્ય અને અશ્વત્થામા બ્રાહ્મણપણાને લીધે અથવા તો પાંડવો પ્રત્યે એમના સ્નેહ ને લીધે, યુદ્ધમાં શૌર્યભંગ ઉત્સાહભંગ થઈ રહે. પણ હું તો આજજ અર્જુનને અહિયાં હણી આપને કરેલી પ્રતિજ્ઞા સફળ કરીશ. જેવો અર્જુન ત્રણે લોકમાં પોતાનાં બળથી સુવિખ્યાત છે તેવો હું પણ ક્યારે યે એનાથી ન્યૂન નથી. વનવાસાદિ કષ્ટનાં સેવનથી અર્જુન યુદ્ધ વિષે વિશેષ ઉત્સાહવાન થઇ બળપૂર્વક યુદ્ધમાં પ્રેરાશે તો પણ એની ધ્વજારૂપ હનુમાનને વિંધી પૃથ્વીપર પાડી પરશુરામનાં અસ્ત્રથી અવશ્ય એ અર્જુનને હણી હે રાજન ! આપનાં હૃદયમાં નિરંતર સાલતાં એ શલ્યને આજ જ નિર્મૂળ કરીશ. હું ઈંદ્ર સાથે પણ યુદ્ધ કરવાના ઉત્સાહવાળો છું, તો એ અર્જુન રૂપ બળાની અત્ર કા ગણના ?!

## શાર્દૂલવિક્રીડિત.

બાણે છૂટતી ધાર જ્યાં તીડસમી આકાશ ઘેરી ફરે
ભાલા શક્તિ વ તીવ્ર અસ્ત્ર ખરતાં કો ? કો ન ત્યાં ત્યાં બળે ?
જોશો જ્યાં મુજ શૌર્ય ઘુમી ઘુમતું, શું મેઘધારા કરે ? !
ગર્જતા ઘનઅસ્ત્ર વિદ્યુત કરે પાતે શું, ના, પ્રાણ લે ?! ૩૭૩

હે રાજન્ !

## ઇંદ્રવજ્રા

એ પાતવિદ્યુત અનેક આપી
શક્તિ હરૂં અર્જુન અંગ વ્યાપી !
આનંદ ત્યાં કૌરવ આજ દેવા
અર્જુન મારી કરૂં કુરૂસેવા !! ૩૭૪

( કર્ણની આવી મિથ્યા ગર્વરૂપ વાણી ન સહન થતાં )

**કૃપાચાર્ય**—હે રાધેય ! હે સૂતપુત્ર !

## શાલિની.

મિથ્યા વાણી આમ ત્યાં ત્યાં વદે શું ?
અર્થે રૂપે તું અનુબંધ રહે શું ? !

બુદ્ધિ તું જ્યાં ક્રૂર રૂપા વહે છે
શાસ્ત્રોઆજ્ઞા યુદ્ધ પાપિષ્ટ કહે છે !! ૩૭૫

યુદ્ધે કયો આદેશ ફલિતાર્થ થાય તે હે રાધેય શું તું સમજી શકે છે ?

ઇંદ્રવજ્રા

કો શૌર્ય—ત્યાગી બહુ દેશકાળો—
જીત્યાં શુંબો ? નૃપ એજ ભાળો !
જોયા વિના દેશ વ કાળ રૂપા
ના શૌર્યરૂપ હમ બુદ્ધિ લુપો !!! ૩૭૬

તો હે કર્ણ ! આવી માર્યા વાણી તું શા અર્થે વદે છે ? દેશ તથા કાળની અનુકૂળતા જોયા વિના હમો કેવી રીતે યુદ્ધ કરીએ ? દેશકાળ જોયા વગરનું કાર્ય કે યુદ્ધ કંઇપણ ફળ આપતું નથી, તો હમો મિથ્યા આચારમાં કેવીરીતે પ્રવર્તીએ ? હે કર્ણ, તું વળી વિચારી જો કે અર્જુન શુ આમ અવજ્ઞા કરવા યોગ્ય છે ?

શાલિની

કો ? કો જ્યાં જ્યાં એવું શામર્થ્ય દાખે ?! !
શૌર્યે જ્યાં એ એકલું અંગ ભાખે !
કો આવે જ્યાં એકલો યુદ્ધ દેવા ?
જોજો ન્હાસે ઉર ગર્ભો તું કેવા ?!! ૩૭૭

અરે કર્ણ, શું તું નથી જાણતો કે ?

ઇંદ્રવજ્રા

કો એક અંગે વન ઇંદ્ર બાળે ?
કો અગ્નિ શું તૃપ્તિ સહુ જ આલે ?
કો રૂદ્ર અંગે સ્થિર યુદ્ધ લેતો ?
એ શૌર્યરૂપો શું તું હા ન કહેતો ?!! ૩૭૮

અરે એટલું જ નહિ પણ

**સ્રગ્ધરા**

શિખ્યો છે અસ્ત્ર વિદ્યા સુરપતિ થકી જે, પાંચ વર્ષો રહીને
માર્યા જેણે નિવાતો સુરથી ન મરતા, એકલું શૌર્ય જો એ !
ગંધર્વો ચિત્રસેને વ દ્રુપદતનયા જીતતો એક જો જો !
કો કો ભૂલે સહુએ શરગતિ વહતી, યત્ર શૌર્યે શું દે કો ?! ૩૭૯

ત્યારે હે સુતપુત્ર કર્ણ,

કો શૌર્ય આપ્યુ વહી એક અંગે ?
કો કૃત્ય તું સૌ ઉર માન ખંડે ?
શે શે હિ મિથ્યા તું કથા વદંતો ?
અગ્નિશું જાતાં જીવ કો લહંતો ? !! ૩૮૦

તો હવે અર્જુન સન્મુખ આમ અકસ્માત આવી પડતાં શું આપણને મોટો ભય પ્રાપ્ત થયો નથી ? એવાં બળ સામે બળની ઠોક મારવી એ શું દુર્બળતા નથી ? ગળે શિલા બાંધી સાગરમાં ડુબી મરવારૂપ આવાં કૃત્યથી પરાક્રમ પણ શું ? ક્ષુધા પીડિત સિંહ સમ એ અર્જુન આપણું કાંઈ પણ અવશેષ રહેવા દેશે નહિ. માટે ભીષ્મ દ્રોણ હું અશ્વત્થામા દુર્યોધન અને તું એ સહુ એકત્ર મળી વ્યૂહ રચનાથી આપણું રક્ષણ કરીએ એજ હવે તો બસ છે. હે કર્ણ, આ સાહસ-નો સમય નથી. માટે સાહસ મા કર ! ઇંદ્ર સરખા બળશાળ અને ઉત્કૃટ અર્જુન સામે તો આપણ છ એકત્ર મળીનેજ યુદ્ધ કરી શકીએ. માટે હે સૈનિકો અને સેનાનિઓ, સહુ સાવધ થાઓ અને યુદ્ધ માટે તત્પર રહો ! દૈત્ય સામે જેમ એકલો ઇંદ્ર યુદ્ધ કરે તેમ આપણી સહુ સામે અર્જુન એકલો જ ઊભો છે. આપણ એકત્ર મળી જો યુદ્ધ નહિ કરીશું તો દૈત્ય સમ આપણો નાશ એ એકલાને જ હસ્તે અવશ્ય સમજવો.

( ઇંદ્ર—હે દેવો, આ સંવાદ અતિ રસમય છે. અને યુદ્ધ પણ એવું જ રસમય થશે.

**દેવો**—હા હમો સહુ શ્રવણ કરીએ છીએ. અને આ ઝળકતા શૌર્યનું પરિણામ પણ જોવા હમો વધુ ઉત્સુક બનતા જઇએ છીએ.

છંદ—આ દ્રોણપુત્ર અશ્વત્થામા હવે બોલવા પ્રેરાય છે.
દેવો—એનાં મુખારવિંદપરથી, એની ક્રોધાવેશ રૂપી વાણી માટે સહુ ઉત્સુકતા કળી શકાય છે. )

**અશ્વત્થામા**—હે કર્ણ !



**ઇંદ્રવંશા.**

પામ્યો નથી સીમ તું હસ્તિનાપુર !
અસ્ત્રોભૂમિ હા તજી ના ગયો દૂર !
ફરે ભમંતી હજી જ્વાળ ના વળી
શે શૌર્ય બાંકી તુંય આમ વ્હે અહિં !! ૩૮૧

અરે કર્ણ, સત્ય તો આજ છે કે

**ઇંદ્રવજ્રા**

અગ્નિની જ્વાળા સહુ ભસ્મ દેતી !
ના, ના, પ્રશંસા કદિ શૂર વ્હેતી !
એ શૌર્યશાંતિ વદતી ન ચાળા
મા મા કદિ ગા ગુણ તું જ તારા ! ૩૮૨

એટલુંજ નહિ પણ અરે બુદ્ધિભ્રષ્ટ કર્ણ !

**શાલિની.**

ત્યાગી ધર્મો નિંદતો તું ગુરૂ વ્યા !
દ્યુતે જીતે પાંડવો શૌર્ય કો ? ક્યાં ?!
હીણાં કર્મે ક્ષત્રી સંતોષ લે શું ?
લજ્જાહીણો ધર્મ દુર્યોધને તું !!! ૩૮૩

હે કર્ણ ! તમારી અધમનાતો એથી પણ અધિક છે.

**ઇંદ્રવજ્રા**

છદ્મે હણો પક્ષિશું જાળ નાંખી !
ને શાઠયયોગે ધન લોજ પાપી !
કો ? કો પ્રશંસા હીન અંગ ભાખે ?
આ કૃત્ય હીણાં શું ન કીર્તિ ઝાંખે ?!! ૩૮૪

હે ક[illegible] અરે તું !

કો યુદ્ધ જીત્યો વળી પાંડવે તું ?
ક્યાં અસ્ત્ર પામ્યો સહદેવ જે તું ?
ક્યાં હસ્ત યુધિષ્ઠિર ભીમ વિત્યો ?
ને ક્યાં નકુલે સહુ મ્લેચ્છ જીત્યો ?! ૩૮૫

હે કર્ણ,

હા શૌર્ય જોયું હિ સભાવિષે હા !
એ દ્રોપદી વેણી તુ ખેંચાતા જ્યાં !
હા નીચ કર્મો કરી શુય ફુલો ?
ધર્મે વસંતાં નહિ શૌર્ય ભૂલો ! ! ૩૮૬

અરે મૂઢ અને અભિમાની મૂર્ખો !

### શાલિની.

જ્યાં એ કૃત્યો કૃષ્ણ ને કોપ આપે
ઉગ્રા જ્વાળા અગ્નિ ક્યાં ? ક્યાં ન વ્યાપે ?!
જો જો ક્ષુદ્રાં જંતુ હિ પ્રાણ રક્ષે !
ધર્મે વાધ્યું તેજ કોને ન ભક્ષે ? ૩૮૭

હે કર્ણ, જ્યાં તમો તમારા વૃદ્ધ વડિલની વાણી શ્રવણ કરતા નથી ત્યાં તો તમારી મૂઢતાની અવધી આવી રહે છે !

### ઇંદ્રવજ્રા

શે ભ્યાં ભૂલે ? વાણી વિદુર કહેતો—
—" એ અર્જુને સૌ, કુરૂકાળ જોતો ! "
એ શૌર્યનો વેગ સહે કહું કો ?!
સામે ધસંતાં કહિં જીવતા તો ?! ૩૮૮

તો હે કર્ણ, એવા અર્જુનની પ્રશંસા કોણ નહિ કરે ? શું ગંધર્વ, યક્ષ, કુબેર આદિમાં કો એની બરોબરી કરી શકે એમ છે ? એ અર્જુન તો ધનુર્વિદ્યામાં ઇંદ્ર અને યુદ્ધમાં શ્રી કૃષ્ણ સમો હોઈ મનુષ્ય સાથે મનષ્યસમ, સુર સાથે સુરસમ, અને દૈત્ય સાથે દૈત્યસમ,

યુદ્ધમાં પરાક્રમ કરવાવાળો છે. તો એવો શિષ્ય ગુરુને પ્રિય કેમ ન હોય? પ્રેમ, સ્નેહ, મમતા અને પ્રીતિમાં તો શિષ્ય માત્ર પુત્રથી જ ઉતરે છે, તો મહાત્મા દ્રોણની નિંદા કરવા તું કયાં નિમિત્તે પ્રેરાયો? શું દ્રોણ, હે કર્ણ તારા પણ ગુરૂ નથી? શું તને પણ દ્રોણ પૂજ્ય નથી? ગુણરહિત ગુરૂ પણ સત્પુરૂષના ધર્મ પ્રમાણે સત્કારને પાત્ર છે, તો આ દ્રોણાચાર્યની નિંદા તારાં કયાં શૌર્ય, વા, તારાં કયાં શ્રેયનું સૂચન કરે? શું એ તમારાં હૃદયની અધમતા, ધૃષ્ટતા, દુષ્ટતાદિ દર્શાવનાં નથી? જેવી રીતે સભામાં છળ કરી દ્યુત કર્યું, જેવી રીતે એ સત્યશીલ સરળ અને સત્ય પરાક્રમી પાંડવોને સભામાં અતિ કટુ વાણી શ્રવણ કરાવી, તેવી જ રીતે તું શકુની અને આ દુર્યોધન સહુ અહિયાં તમારા આ કાળરૂપ પ્રાપ્ત થયેલ અર્જુન સામે યુદ્ધ કરો. ગાંડિવ ધનુષ કંઈ તમારા કૃતદ્વાપરના પાસા નથી કે તમારા ધાર્યા પ્રમાણે તમને જય અપાવે. એતો સહુને સ્વાહા કરવા રૂપ તીવ્રબાણની જ્વાળા જ ફેંકશે. કોપેલા કાળ, પવન, મૃત્યુ અને વડવાનળ અગ્નિ તો કંઈ પણ અવશેષ રહેવા દે, પણ કોપેલા અર્જુનનો ક્રોધ તો કંઇએ શેષ રહેવા નહિ દે. માટે જેમ આ મામા શકુનીએ સભામાં પાસાથી સહાય કરી, તેમ તે પણ અત્રે તેવા જ ઉત્સાહ અને તેવાં જ શૌર્યથી હે કર્ણ, તને અને તારા આ દુર્યોધનને સહાય કરો, અને બીજાઓ મરજીમાં આવે તેમ કરે, પણ હું તો એ અર્જુન સાથે યુદ્ધ નહિ કરૂં. મારે તો મત્સ્ય રાજા જો ગાયોના સ્થાન પ્રત્યે આવે તો જ યુદ્ધ કરવું એ જ ધર્મરૂપ છે.

(**ઇંદ્ર**—ધન્ય! ધન્ય! બ્રાહ્મણપુત્ર ધન્ય!

**દેવ**—કોઈની પણ માઝા ન રાખતાં ગમે તે સંકટમાં પણ સત્ય વદવુ એજ બ્રાહ્મણનો ધર્મ છે અને એજ એમનું બ્રહ્મતેજ કે બ્રહ્મત્વ છે. અને તે ધર્મ આ અશ્વત્થામાએ એને આશ્રય આપનાર દુર્યોધનની પણ ગણના ના કરતાં અંશતઃ પાળ્યો છે. હે અર્જુનના ગુરૂપુત્ર! ધન્ય છે! ધન્ય છે!

**ઇંદ્ર**—જુઓ, આ ભીષ્મ હવે શું કહે છે.

**દેવ**—હા, હમો સાદ્ર શ્રવણ કરીએ છીએ.)

**ભીષ્મ**—દ્રોણપુત્ર, તમારી જે વાણી વહે છે તે સત્ય જ છે. આ કૃપાચાર્યની વાણી પણ અસત્ય વહી નથી. એ સહુ ધર્માનુસારિણી જ છે. અને આ કર્ણ પણ ક્ષત્રીધર્મને ઉદ્દેશીને જ યુદ્ધ કરવા ઇચ્છે છે. એમ છતાં પણ વિવેકી પુરૂષે આચાર્યનું અપમાન કરવું જોઇએ નહિ. અને યુદ્ધ પણ દેશકાળનો વિચાર કરીને જ કરવું જોઈએ. સૂર્યસમા આ પાંડુપુત્રને પામી પંડિત સરખા પણ મોહ પામે તો આ દુર્યોધન મોહ કેમ ન પામે ? સ્વાર્થ સમયે વિદ્વજ્જનો પણ મોહને વસ્ય થાય છે તો દુર્યોધન કર્ણ આદિ મોહ પામે એમાં શું આશ્ચર્ય ? હે રાજા જો રૂચે તો મારી વાણી શ્રવણ કર. કર્ણે જે આચાર્યની નિંદારૂપ વાક્ય કહ્યાં તે આચાર્યને તેજ ઉત્પન્ન કરવા અર્થે જ કહ્યાં છે, પણ દ્વેષથી કહ્યાં નથી. માટે આચાર્યપુત્ર અશ્વત્થામા હાલ ક્ષમા કરો ! આ સમયે મહત્ કાર્ય પ્રાપ્ત થયુ છે. આ સમય વિરોધ કરવાનો નથી. કુંતીપુત્ર અર્જુન સમીપ આપણ પ્રાપ્ત થયા છીએ, માટે હે દ્રોણાચાર્ય કૃપાચાર્ય તમો સહુ આ સમયે ક્ષમા કરો અને બ્રાહ્મણ સ્વરૂપને યોગ્ય શાંતિને પામો ! હે દ્રોણાચાર્ય, સૂર્યની પ્રભા અને ચંદ્રની શોભાસમ, તમારી અસ્ત્રવિદ્યા કોઈ પણ પ્રકારે ન્યૂન નથી. બ્રાહ્મણ્ય તથા બ્રહ્માસ્ત્ર એ બેઉ તમારે વિષે જ છે. ચાર વેદ અને ક્ષત્રીયપણું એ બેઉ પુત્ર સહિત દ્રોણાચાર્ય શિવાય અન્ય પુરૂષમાં હમે શ્રવણ પણ કર્યાં નથી. પ્રાચીન અર્વાચીન સમયમાં પરશુરામ શિવાય દ્રોણથી હે રાજન્ કોઈ પણ પુરૂષ અધિક નથી. આ સમય ભેદ કરવાનો નથી, માટે હે આચાર્યપુત્ર અશ્વત્થામા ક્ષમા કરો ! સૈન્યને નાશ કરનાર ભેદ સમાન કો અન્ય દોષ નથી. માટે હાલના સમયે તો આપણ સર્વેએ એકત્ર મળી અર્જુન સામે યુદ્ધ કરવું એજ ઉચિત છે.

(ઇંદ્ર—જુઓ ! જુઓ ! આ વસુરૂપ ભીષ્મ પ્રસંગના ધર્મથી એક પણ પદ આગળ પાછળ ખસતા નથી. પ્રસંગના ધર્મ સાથે અન્ય ધર્મને જોડતા નથી. સહુને યોગ્ય ન્યાયની તુલના કેવી ઉત્કૃષ્ટતા, સમાનતા, અને ઉદાર બુદ્ધિથી કરે છે એ જ જોવા જેવું છે. દ્રોણાચાર્ય સત્ય ભાખતાં છતાં શિષ્યનાં ગુણમાં સ્વાભાવિક તણાયો. કર્ણ અર્જુન પ્રત્યેની શૌર્યરૂપ સ્પર્ધાની ઈર્ષ્યાથી તુલનાશક્તિનો ત્યાગ કરતાં સ્વપ્રશંસા

આત્મશ્લાઘા અને ગુરૂની નિંદા કરવા રૂપ હીન વાણીમાં જ વહ્યો ગયો. કૃપાચાર્ય અર્જુનનાં શૌર્યથી ક્ષોભ પામી દેશ અને કાળના ધર્મમાં મુગ્ધવત્ સ્થિત થઈ રહ્યો. અને આ અશ્વત્થામા તો પિતાની નિંદારૂપ વાણીથી સત્ય વદવા ઉસ્કેરાઈ અલગ જેવો થઈ ગયો. એ સહુની વૃત્તિના ધર્મનો સમાવેશ ભીષ્મે કેવી ઉત્કૃષ્ટતાથી કર્યો એ જ જોવા જેવું છે. પ્રાપ્ત કર્તવ્યનો શું ધર્મ એ જ ભીષ્મનુ મહત્ સુત્ર છે. આગળ પાછળના ધર્મથી એ સૂત્રને એ ભીષ્મ કલુષિત કરી દેતો નથી. પણ પ્રાપ્તકર્તવ્ય કે પ્રસંગને જ યોગ્ય દરેક બાજુને સત્ય અને સ્પષ્ટ સ્વરૂપમાં જ એ તો જુએ છે. એ જ ભીષ્મનાં હૃદયની સ્થિરતા, દૃઢતા, અને સ્થિતિસ્થાપકતા.

**દેવો**—હા, એ ભીષ્મના હૃદયધર્મ સહેલથી ગ્રહણ કરી શકાય એમ નથી.

**ઇંદ્ર**—જુઓ આ વળી અશ્વત્થામા શુ કહે છે ?

**દેવો**— હા હમો જોઈએ છીએ. )

**અશ્વ૦**—હે પુરૂષશ્રેષ્ઠ ભીષ્મ, શત્રુના પણ ગુણ ગ્રહણ કરવા, પુત્ર તથા શિષ્યને તેમનું હિત કહેવું અને ગુરૂના પણ દોષ કહેવા એ ધર્મ છે એમ છતાં પણ દુર્યોધનનાં દ્યુતાદિક કર્મથી ક્લેશપામતા ગુરૂએ અર્જુનનાં બળ અને ગુણની ન્યાયયુક્ત પ્રશંસા કરી તે ન્યાયરૂપ હમારી વાણી નિંદવા યોગ્ય નથી.

( **ઇંદ્ર**—જુઓ આ અશ્વત્થામાની નમ્ર પણ ધર્મયુક્ત વાણીથી આ દુર્યોધન અકળાઈ ઉઠે છે અને કંઈ વદવા પ્રેરાય છે.

**દેવો**—હા એ દુર્યોધનની ચેષ્ટા હમો જોઈ રહ્યા છીએ. )

**દુ૦**—હે આચાર્ય ! કર્ણની વાણી ક્ષમા કરો ! સહુને શાંતિ આપવી એ જ તમને તો ઘટે. હે આચાર્ય, જો તમો ભેદ ન પામો તો અર્જુનની પ્રશંસા તમે ક્રોધથી કરી એમ હું માનીશ.

( **ઇંદ્ર**—આ આચાર્યનુ હૃદય મુકાઈ જાય છે. બ્રાહ્મણ પ્રકૃતિથી શાંત અને કોમળ છે, તો એમનું હૃદય ક્યાં સુધી ક્રોધ ગ્રહણ કરી રહે ! આ દ્રોણનું હૃદય તો તરત જ પીગળી ગયું. પ્રસન્ન થતા આચાર્ય હવે વદતા જણાય છે.

**દેવો**—હા દેવ ! બ્રાહ્મણ માત્રનાં હૃદય નમ્ર કોમળ અને શાંતિરૂપ હોવાથી એતો સત્વર જ પ્રસન્નતાને પામી જાય છે.)

**દ્રો૦**— હે શંતનુકુળોદ્ધારક ! “ ભેદ ન કરતાં ક્ષમા કરો ” એ વાક્ય માત્રથી જ હુંતો પ્રસન્ન થયો છું. મારૂં હૃદય ભ્રાંતિરહિત છે. માટે હાલ જે સમયને યોગ્ય હોય તે કરો. પણ સંગ્રામમાં અર્જુન સાહસ કે મોહથી દુર્યોધન સામે આવે છે એ નિર્ણય પ્રથમ જ થવાની આવશ્યકતા છે. કેમકે પ્રતિજ્ઞા પ્રમાણે ગુપ્તવાસનું તેરમું વર્ષ પુરૂં થયા વગર અર્જુન દેખાય નહિ. અને ગાયો ન મળે ત્યાં સુધી એ ક્ષમા પણ કરે એમ નથી. માટે એ ધૃતરાષ્ટના પુત્રોને પ્રાપ્ત ન થાય, અને સેના પરાજય ન પામે એમ કરો. હે ભીષ્મ, અહુણાંજ દુર્યોધન વદી ગયો છે કે “ અજ્ઞાતવાસ પૂર્ણ થયો નથી ” એ વાક્યનું સ્મરણ કરી એનો યથાર્થ ન્યાય તોલો.

( **ઈંદ્ર**—દ્રોણે ઠીક પ્રશ્ન પૂછ્યો.

**દેવો**—સત્ય અને ન્યાય તુલના એ બ્રાહ્મણ અને બ્રહ્મતેજના જ ધર્મ છે. ભીષ્મ હવે શું કહે છે તે આપણ શ્રવણીએ.

**ઈંદ્ર**—હા અવશ્ય. )

**ભીષ્મ**—કળા, કાષ્ઠા, મુહુર્ત, દિવસ, પક્ષ, માસ, નક્ષત્ર, ગ્રહ, ઋતુ અને સંવત્સર આ યોજનારૂપ કાળવિભાગથી કાળચક્ર પ્રવર્તતું ગણાય છે. પ્રતિપદથી અમાવાસ્યા પર્યંત ચંદ્રનાં વૃદ્ધિ ક્ષયથી ચોવિસ પખવાડીયાંનું વર્ષ ગણાય છે. એ ત્રણસો ચોપન દિવસનો **ચાંદ્રસંવત્સર** કહેવાય છે. ત્રણસો સાઠ દિવસનો **સાવન** સંવત્સર કહેવાય છે. અને મેષાદિ સંક્રાંતિ ઉપર ગણે તો ત્રણસો પાંસઠ દિવસ, પંદર ઘટિકા એકત્રિસ પળ તથા ત્રિસ વિપળનો **સૌર** સંવત્સર કહેવાય છે. ગ્રહોની ગતિ મંદ તથા શીઘ્ર હોતાં ચાંદ્રસંવતત્સરને સ્વીકારવાથી પાંચ પાંચ વર્ષે બે બે માસ અધિક આવે છે. જેથી ચાંદ્રમાસ પ્રમાણે તેર વર્ષમાં પાંચ માસ અને બાર દિવસ અધિક થયા. એ રીતે ચાંદ્રવર્ષ પ્રમાણે પ્રતિજ્ઞાના કાળથી કાંઇક અધિક દિવસ થયા એમ મારી બુદ્ધિ પ્રમાણે હું કહું. પાંડવોએ પ્રતિજ્ઞા પાળી છે. એમ ન હોય તો

અર્જુન આવે નહિ. જેમના રાજા યુધિષ્ઠિર ધર્મરૂપ છે, એવા મહાત્મા પાંડવો ધર્મ અને અર્થને જાણતા છતાં ધર્મથી કદિ પણ વિમુખ થાય નહિ. નિર્લોભ એઓ સમય શિવાય કદિ પણ રાજ્યને ઇચ્છે નહિ. એમ ન હોત તો દ્યૂતમાં હારતી વખતે જ એઓ પરાક્રમથી પોતાનું સર્વસ્વ પાછું લેવા શક્તિમાન હતા. સમય આવતાં પોતાને ગ્રહણ કરવા યોગ્ય વસ્તુ ઇન્દ્રથી રક્ષિત હોય તો પણ એઓ લીધા વિના રહે નહિ. એમ છતાં પણ હે રાજેંદ્ર, સંગ્રામમાં એકલો અર્જુન જ સિદ્ધિને પ્રાપ્ત થાય એમ હું કયારે પણ જાણતો નથી. તમારી સંપત્ શત્રુ પ્રત્યે મા જાઓ. એમ છતાં પણ યુદ્ધમાં જીવન કે મરણ જય કે પરાજ્ય એકનેજ પ્રાપ્ત થાય એમ કહેવાનું નથી. માટે હે રાજેંદ્ર યુદ્ધને યોગ્ય સહુ કાર્યે તત્પર કરો. અર્જુન નજીક આવતો જાય છે.

(ઇંદ્ર—પરશુરામને પણ જેણે પ્રસ્વાપ નામનાં અસ્ત્રથી હાર મનાવી હતી એવા ભીષ્મનાં નિષ્ઠાયુક્ત વાકય યોગ્ય જ છે. ભીષ્મ અતિ દારૂણ છે. કૌરવોમાં એના જેવો યોદ્ધો એકે નથી. તો અર્જુન કરતાં પોતાનાં બળ, નિષ્ઠા બુદ્ધિ, આત્મસંયમ અને તેજને અધિક માને એમાં આશ્ચર્ય નથી. તેજસ્વી પુરૂષ કયારેયે પણ સ્વનિષ્ઠાનો ત્યાગ કરે નહિ, કેમકે એવા પુરૂષમાં સ્વનિષ્ઠા ને સત્ય સ્વરૂપમાં સ્થાપિત કરવા અથવા સ્થાપિત દર્શાવવાનું પુરતું સામર્થ્ય હોય છે. જેથી એવા પુરૂષો સ્વનિષ્ઠાનો કો પણ કાળે ત્યાગ કરે નહિ. કેમકે એવું તેજ સહુના બળનું માપ પ્રથમથીજ આંકી લે છે. જેથી પોતાની નિષ્ઠાને નમણું ન આપતાં એ નિષ્ઠાને એઓ બળ, તેજ, સંયમ, બુદ્ધિ, ધૈર્ય, શૌર્ય, દૃઢતા અને હૃદયની સ્થિરતાથી સત્ય જ થાપે છે કે સત્ય સ્વરૂપમાં જ દર્શાવે છે. આ શંતનુંસુત ભીષ્મનું પણ એવું એક ઉત્કટ હૃદય છે. એ અતિ તીવ્ર અને સત્યગ્રાહી છે. વળી તુલનાશક્તિ, અવલોકનશક્તિ, પ્રસંગ પ્રસંગના ધર્મનો નિશ્ચય કરવાવાળી શીઘ્ર શક્તિ, એ સહુ એનાં હૃદયરૂપ ઉરનું જ કાર્ય છે. એ કો પણ કાળે સંશયયુક્ત જણાયું નથી. એ ભીષ્મ જ કૌરવોનો સ્તંભ છે. ત્યારે અર્જુનમાં એ ભીષ્મના ઘણાક ગુણોની ન્યૂનતા છે. એમ છતાં

નારાયણુ સ્વરૂપ શ્રીકૃષ્ણુનાં બળ, બુદ્ધિ, ચાતુર્ય, દઢતા, સ્થિરતા સમયસૂચકતા, પ્રસંગપ્રસંગનાં સ્વરૂપ જાણી લેવાની દ્રષ્ટારૂપ શક્તિ, આત્મપ્રકાશ, અને આત્માનો પ્રભાવ એ સહુ ભીષ્મના કરતાં અધિક છે. એટલું જ નહિ પણુ અતિ બળવત્તર, વેગવાન, અને સર્વવ્યાપક સ્વરૂપવાળાં છે. અને એવાં કૃષ્ણુ સ્વરૂપને જ અર્જુન અવલંબે છે, એ કૃષ્ણુસ્વરૂપમાં જ દઢ નિષ્ટાવાન છે. જેથી એવું કૃષ્ણુસ્વરૂપ અર્જુનની દ્રષ્ટારૂપ નિરંતર રક્ષા કરે છે, અર્જુનને બળ અર્પે છે અને અર્જુનનો માર્ગ સરળ કરે છે. અને એવો માર્ગ સરળ કરતાં અર્જુનનાં ઉરને એવું કૃષ્ણુસ્વરૂપ કેળવે છે પણુ ખરૂં. અને એવી કેળવણી દ્વારા અર્જુનનાં તપ, પ્રકાશ અને આત્મતેજની વૃદ્ધિ કરે છે. એથી કરીજ અર્જુન વિજયવતો રહે છે અને હજી પણુ વિજયવતો રહશે એ ભીષ્મ સારી રીતે જાણે છે. એટલે કે અર્જુનને ન નમતાં છતાં, અર્જુનને ન ગણુતાં છતાં પણુ, એ ભીષ્મ કૃષ્ણુસ્વરૂપને તો નમે જ છે. અને કૃષ્ણુસ્વરૂપનો અર્જુન ઉપર ભાવ હોવાથી અર્જુનને પોતાથી અધિક ન માનતાં છતાં પણુ અર્જુનનાં શૌર્ય, બળ, તપ, ધૈર્ય અને ધર્મને તો એ ભીષ્મ માન આપતો આવ્યો છે, અને એ બળ અને શૌર્યાદિક અન્ય કરતાં અતિ ઉત્કટ અને વેગવતાં છે એ પણુ ભીષ્મ સારી રીતે જાણે છે. માટે જ સહુને અર્જુન સામે સાવધાન રહેવા સૂચના કરે.

**દેવો**—અહો દેવેંદ્ર, આપે ઘણું સત્ય સ્વરૂપ આલેખ્યું. ભીષ્મનાં બળ, બુદ્ધિ, ધર્મ અને સંયમ તેમજ અર્જુનની શ્રી કૃષ્ણુમાં ભક્તિને પણુ ધન્ય છે. ભીષ્મ ન હોત તો દુર્યોધન ક્યારનો એ લય પામી ગયો હોત. અને કૃષ્ણુમાં અર્જુનની ભક્તિ ન હત તો એકલા અર્જુનનું બળ પણુ શું કરી શકત? એવી ભક્તિ વગર એ અર્જુન સ્વર્ગલોકમાં આવી દેવેંદ્ર આપનાં અર્ધ આસનને પણુ કેવી રીતે પામત? અને નિવાતાદિ દૈત્યોને હણી આપણુ સહુ દેવવર્ગને ઉપકૃત પણુ કેવી રીતે કરત? એ પાંડવોનાં તપ, ધૈર્ય, ધર્મ અને ભક્તિને જ વશ્ય થઈ શ્રી કૃષ્ણુ સહુ પાંડવો અને દ્રૌપદીને પણુ અણી સમયે નિરંતર સહાયરૂપ જ થઈ રહે છે!!!

ઇંદ્ર—જુઓ, વળી આ દુર્યોધન કંઈ કહે છે.

દેવો—હા, હમો જોઈએ.)

દુ૦—હે પિતામહ ! હું પાંડવોને રાજ્ય નહિ આપુ. માટે યુદ્ધને યોગ્ય સહુ વ્યવસ્થા સત્વરે કરો વા કરાવો.

ભીષ્મ—હે કુરૂનંદન, તું અને પાંડવો મને સમાન છો. પણ જેમ પાંડવો શ્રી કૃષ્ણને આશ્રયરૂપ માની એમને જ અવલંબે છે, તેમ તું પણ મને આશ્રયરૂપ માની મને જ અવલંબતો રહેતો હોવાથી એ આશ્રયરૂપ ધર્મઅંગનાં કર્તવ્યથી જ હું તારૂં રક્ષણ કરતો આવ્યો છું. અને હજી પણ કરીશ. તારાં દુષ્કૃત્ય સાથે મને લેશ માત્ર પણ સંબંધ નથી. તું મારાં રક્ષણની યાચના કરે છે તો હું રક્ષણ કરવા પુરતું જ કર્તવ્ય અદા કરીશ. તારૂં હૃદય અન્ય જે ક્રિયા કરે તેને હું સંમતિ આપતો નથી. એ તારાં હૃદયની દુષ્ટતા, અસત્યતા, અધમતા અને અધર્મજ્ઞતા હું વારંવાર દર્શાવતો આવ્યો છું, અને હજી પણ દર્શાવતો રહીશ. એમ છતાં મારા પિતાશ્રી આગળ ગાદીને રક્ષવારૂપ શપથને માની તેમજ મારાં હૃદયધર્મને માની આશ્રયરૂપ દાનધર્મનો ત્યાગ હું ક્યારે પણ કરૂં નહિ. એજ પરં ક્ષાત્રધર્મ છે. એજ મારૂં પરં શ્રેય છે. અને એને જ હું સેવું છું. માટે એ ધર્મને અનુસરી તારૂં જે શ્રેય હોય તે મારે અવશ્ય કરવું જોઇએ અને તે પ્રમાણે હું તને કહું છું કે સેનાનો ચોથો ભાગ લઈ તું શહેર પ્રત્યે જા. અને બીજો ચોથો ભાગ ગાયો લઈને જાય. અને બાકીનાં અર્ધ સૈન્યથી હમો અર્જુન સંગે યુદ્ધ કરીશું. હું દ્રોણાચાર્ય, કર્ણ, અશ્વત્થામા અને કૃપાચાર્ય એ સહુ નિશ્ચયપૂર્વક યુદ્ધ કરીશું. અને મત્સ્ય રાજા હો, અર્જુન હો કે ઇંદ્ર હો તો પણ મર્યાદા જેમ સમુદ્રને વારે તેમ હમો સહુ એને વારીશું, એટલે તું સહિસલામત જઈ પહોંચ.

(ઇંદ્ર—જોયું આ ભીષ્મનું બુદ્ધિબળ? એ પોતે સહુ કરતો છતાં પણ નથી કરતો એવી સ્થિતિમાં પોતાનાં હૃદયની સ્થિરતા કેવી દર્શાવી આપે છે? વળી એનું યુદ્ધકૌશલ્ય પણ જોયું ? ધેનુ સહિત દુર્યોધનને વળાવી દે છે અને પોતે રક્ષવા ઊભો રહે છે.

દેવો—હા એ સહુ ચમત્કૃતિ છે. જુઓ પેલો દુર્યોધન ધેનુ સહિત ભીષ્મનાં

કહેવાથી જાય છે. અને ભીષ્મ ત્યાં આગળ વ્યૂહરચના કરે છે. સાંભળો એ શું કહે છે ?)

**ભીષ્મ**—હે દ્રોણાચાર્ય, તમો સેનાની મધ્યે રહો. અશ્વત્થામા ડાબી બાજુ રહો, બુદ્ધિમાન શરદ્વાનના પુત્ર કૃપાચાર્ય દક્ષિણ બાજુ રક્ષણ કરો. અને અગ્રમાં સૂર્ય કવચ અને કુંડળવાળો સૂતપુત્ર કર્ણ રક્ષણ કરતો ઊભો રહે અને હું સહુ સૈન્યની પાછળ રહું.

(**દેવો**—હવે તો આ રહ્યો અર્જુન પાસે જ આવી રહ્યો છે. જુઓ જુઓ આ એનાં બાણ છૂટયાં. અરે રે એ બાણ તો દ્રોણ સન્મુખ ધસે છે! એ દ્રોણ હવે શું કરશે ? (સહજ વિરામતાં) એ દ્રોણ શું વદે છે?

**ઇંદ્ર**—પ્રયોજનરહિત, ધર્મથી વિપરીત, અર્જુન દ્રોણ ઉપર પ્રથમ જ બાણ ફેંકે નહિ. માટે આ દ્રોણ કંઈ બોલે છે તે સહુ સાંભળો.

**દેવો**—હા હમારી જીજ્ઞાસા અતિ તીવ્ર ધસે છે.)

**દ્રોણ**—હા ! હા !

**ઇંદ્રવજ્રા**

દૂરે પ્રકાશી ધ્વજ આંહિં આવે!
પોકાર દેતો હનૂમાન ભાવે!
હા શબ્દ એ એ રથ વેગ એ એ!
અર્જુન જોતાં ઉર વ્હેતું જે તે ! ૩૮૯
જોઉં પ્રણામે શિર નામી બાણે !
આવી ઉભાં જે મુજ પાદ સ્થાને
સ્પર્શંત કાને શર પ્રિય પૂછે
જોતાં હિ કાળે ઉર પ્રેમ દૂઝે !! ૩૯૦

લાંબે કાળે આ અર્જુનનું શોભતું મુખારવિંદ જોઈ રહેતાં તો આ મારૂં હૃદય પોકારી ઉઠે છે કે "ધન્ય છે! પાંડુપુત્ર ધન્ય છે!!"

(**દેવો**—અર્જુનનાં આ અતિ કોમળ અને મૃદુ વિનયથી તો હદ છે. આ દ્રોણનું હૃદય પીગળી જાય છે. જુઓ આ એનું હૃદય ગદ્‌ગદ થઈ રહે છે અને ઉભરાતા પ્રેમથી એ અસ્વસ્થ ચિત્તવાન થઈ રહે છે. જુઓ પણ હવે અર્જુન શું કરે છે.

**બીજા દેવો**—એ તો ઉત્તરને કંઇ કહેતો જણાય છે.

**પ્રથમ દેવો**—શું કહે તે આપણ સાંભળીએ.

**બીજા દેવો**—હા.

**અર્જુન**—હે કુંવર, હે સારથી, કૌરવની સેનાને જેમ બાણ પહોચે તેમ અશ્વને ધરી રહે.

**ઉત્તર**—હા દેવ હું તેમ કરૂં છું.

(અશ્વને યોગ્ય સ્થાને ઉત્તર રાખી રહે છે એટલે)

**અર્જુન**—એ કુરૂકુળમાં અધમ દુર્યોધનને જોઈ લઉં. મારે તો એની સંગે જ કાર્ય છે. અન્ય સંગે નથી. (આમ તેમ જોઈ) આ તો દ્રોણગુરૂ, આ રહ્યા પિતામહ ભીષ્મ, પેલા અશ્વત્થામા, પેલા કૃપાચાર્ય અને આ સન્મુખ જુઓ તે અભિમાની અને ઈર્ષ્યારૂપ કર્ણ. પણ પાપી દુર્યોધન કે જે કર્ણની બુદ્ધિને જ અનુસરે છે તે તો કહિંયે જણાતો નથી. (વધુ ઉત્કંઠાથી આમતેમ જોતાં) જેના પર હું બાણની ધારા છોડવા અધીરો થઈ રહ્યો છું તે ક્યાં ગયો ? ત્યાં નથી, પણેય નથી. (વિચાર કરી) શુ પ્રાણના રક્ષણ અર્થે ધેનુ લઈ ભાગી જતો તો ન હોય ? (વળી જોતાં) હા ! હા ! એમ જ છે. પેલો ધેનુ લઈ એ દક્ષિણ દિશા તરફ ન્હાસે છે. સારથી ! એ દુર્યોધન પ્રત્યે ત્વરાથી રથ હાંક ! ધેનુ લઈ, ન્હાસીને ક્યાં જશે ?

**ઉત્તર**—હા મહાભાગ ! આ રથ દક્ષિણ તરફ ચાલ્યો.

**અર્જુન**—સારથી, ધેનુ વગર યુદ્ધ હોય નહિ. આપણને કાર્ય તો ધેનુ જીતી લઈ જવા સંગે છે. માટે તું અતિ ત્વરા કર.

**ઉત્તર**—હે બળરૂપ ! આ આપણે એ દુર્યોધન સન્મુખ આવી રહ્યા.

(**દેવો**—આતો ભીષ્મનું ચાતુર્ય સહુ નિષ્ફળ ગયુ. અર્જુન કંઈ ધેનુ છોડે એમ નથી. પાતાળમાંથી પણ દુર્યોધનને એ ધેનુ સહિત ખેંચી કાઢે એવો છે. આ અર્જુને ભીષ્મને ફાવવા દીધા નહિ. જુઓ, જુઓ, કૃપાચાર્ય કંઈ અકળાટ ગભરાટમાં શું વદે છે.)

**કૃ૦**—(દુર્યોધન પર ભય જોતાં અકળાટમાં) જુઓ ! જુઓ ! દક્ષિણે ! દક્ષિણે ! પેલો અર્જુન ! એ ધસ્યો ! ધસ્યો ! હા ! હા ! દુર્યોધન સપડાયો ! સપડાયો ! સાવધ ! સાવધ ! દોડો ! દોડો ! દુર્યોધન સ-

મીપ ! દુર્યોધન સમીપ ! ત્વરા ! ત્વરા ! દુર્યોધન પડખે જઇએ ! એની પડખે જઈ એ ! દુર્યોધન માર્યો જાય ! માર્યો જાય ! હે સેનાનીઓ ગાય સંગે આપણે હવે કાર્ય નથી. રાજાનું રક્ષણ કરો ! રક્ષણ કરો ! ( સહુ દુર્યોધન સમીપ દોડી જાય છે ) (માર્ગમાં) જુઓ ! જુઓ ! અર્જુને પોતાનું નામ પોકારી દુર્યોધનને થંભાવ્યો ! થંભાવ્યો ! ત્વરા ! ત્વરા ! ( સહુ વેગથી દોડે છે ) અરે આ અર્જુનનાં બાણ છૂટયાં ! આકાશ છવાઈ રહ્યું ! ત્વરા ! ત્વરા ! રક્ષો ! રક્ષો ! ( અર્જુનના વેગ અને શીઘ્રતા જોઈ ) સાંભળો ! સાંભળો ! આ શો નાદ ! આ શો ટંકાર ? આ શો ખળભળાટ ? ધન્ય ! ધન્ય ! પાંડુપુત્ર ધન્ય ! અરે સાંભળો ! સાંભળો ! આ તો ઊમ્ભા ઊમ્ભા, થઈ રહ્યું ! ( સહુ જોઈ રહેતાં ) ગાયો ભાગી ! ભાગી, ઘણુ નાઠું ! નાઠું !

(**ઇંદ્ર**—જોયું આ અર્જુનનું પરાક્રમ અને કૃપાચાર્યનો ગભરાટ !

**દેવો**—આ તો અર્જુને શંખના નાદમાત્રથી જ ગાયોને નસાડી મૂકી અને ગાંડિવનો ટંકાર કરી શરધારાથી સૈન્ય અને સેનાનીઓને ગભરાટમાં મૂકી દીધા ! અહો શું એની શીઘ્રતા ! હવે યુદ્ધ ઝામશે. અને યુદ્ધમાં શું નીપજે તે જોઈ એ. આ ભીષ્મ, દ્રોણ, અશ્વત્થામા અને કર્ણાદિ સહુ દુર્યોધનને રક્ષવા આવી રહ્યા છે. હવે જ યુદ્ધનો ખરો રંગ ઝામશે.

**એક દેવ**—હા જુઓ, અર્જુન કંઈ બોલે છે. )

**અર્જુન**—હે કુંવર ! આ માર્ગે તુ રથ હાંક.
( આંગળી વડે બતાવે છે. )

**ઉત્તર**—હા દેવ હું હાંકું છું. ( ઉત્તર રથ હાંકે છે. )

**અર્જુન**—દુર્યોધનના આશ્રયથી સૂતપુત્ર કર્ણનો ગર્વ વૃદ્ધિ પામ્યો છે. અને હસ્તી જેમ હસ્તી સંગે યુદ્ધ ઇચ્છે તેમ તે નિરંતર મારી સંગે યુદ્ધ ઇચ્છે છે, માટે એ દુરાત્મા કર્ણ પ્રત્યે રથ હાંક.

**ઉત્તર**—હા દેવ તેમ કરૂં. પણ આ રથના માર્ગમાં આપણ અને કર્ણ વચ્ચે આ કોઈ યોદ્ધા આવી આપણને ખાળવા ઊભા છે.

**અર્જુન**—આ તો કર્ણનું જીવિત ઇચ્છનાર ચિત્રસેન, આ એનો ભ્રાત સંગ્રામજીત, આ શત્રુંજય, આ વિજય, અને આ તો કૌરવોમાં શ્રેષ્ઠ

સભામાં સત્યવક્તા વિકર્ણ. એ સદ્ અલ્પ શૌર્યવાન છે માટે એમના સંગે યુદ્ધ પણ લઘુ ક્રિયારૂપ જ હોવું જોઇએ. કુંવર! જો આ વિકર્ણનુ ધનુષ કાપી એનો ધ્વજ પાડું છું.

(એક દેવ—આ વિકર્ણનો ઉત્સાહ તો પ્રથમ પાદે જ ભંગ થયો. આ એનુ ધનુષ કપાયુ. આ એનો ધ્વજ પણ પડ્યો અને આ એ તો ભાગ્યો!

૨ જો દેવ—જુઓ! વિકર્ણનું સ્થાન લેતાં આ શત્રુંજય પણ વિંધાયો અને આ એનો સારથી પણ મરણાવસ્થ થયો.

૩ જો—જુઓ! જુઓ! એ શત્રુંજય પણ પડયો. અરે આ તો એક પછી એક ટપોટપ કૌરવોના યોદ્ધા મરણાવસ્થ થતા ચાલ્યા!

૪ થો—આ સૈનિકોનાં શબના ઢગ તો જુઓ! હા! એ બીચારા પ્રાણરહિત ભૂમિ પર આળોટે છે!

૫ મો—હા ખરેખર! એ શબને સંસ્કાર પણ શુ?

૧ લો—યુદ્ધમાં સંસ્કારની કથા શી? જો એઓ શૌર્યની ધૂનમાં જ જો મરણ પામે તો એઓ દેવલોકને પામે અને કાયરપણાથી પ્રાણ ત્યાગે તો નર્કનો જ વાસ પામે.

૨ જો—અરે રે પેલો કર્ણનો ભાઈ સંગ્રામજીત મુઓ! મુઓ! એનાં શિર અને ધડના ભાગ તો જુઓ!

૬ ઠો—હવે જ અર્જુનનો કર્ણ સામેનો માર્ગ મોકળો થયો.

૭ મો—ભ્રાતના મરણથી કોપાયમાન થયેલા કર્ણ અને અર્જુનનું હવે દારૂણ યુદ્ધ ઝામશે.

૧ લો—આ રહ્યો કર્ણ તો અર્જુન સન્મુખ આવી રહ્યો. એનાં નયન તો જુઓ કેવાં રાતાંચોળ થઈ રહ્યાં છે. શૌર્યની સ્પર્ધા અને ભ્રાતનું વૈર કર્ણને અર્જુન સામે અતિ વેગથી ધસાવે છે. આ એનાં બાણ છૂટયાં.

૭ મો—આ કૌરવો પણ આપણી માફક કર્ણ અને અર્જુનનું યુદ્ધ જોવા તટસ્થ થઈ રહ્યા.

ઈંદ્ર—મહારથી અને મહારથીના યુદ્ધમાં કોઈએ એક પણ ઓસર્યા વિના પ્રથમથી જ વચ્ચે આવવું ન જોઈએ એ યુદ્ધનો ધર્મ છે.

૧ લો દેવ—અરે અર્જુનના બાણથી અકળાઈ આ કર્ણ પણ હામ હારી ભાગે છે. જુઓ! જુઓ!

**૨ જો**—હા ! હા ! હવે કર્ણની બાંક ક્યાં ગઈ !

**૩ જો**—સાંભળો ! કૌરવસૈનિકો કંઈ પરસ્પર વદે છે.

**૪ થો**—હા સાંભળીએ. )

**કૌરવ સૈનિક**—ભાઈઓ ! ઠોક મારતા આ કર્ણના હાલ જોયા !

### ઇંદ્રવજ્રા

સંતપ્ત જુઓ અહિં કર્ણ ભાગે
વિંધેલ અંગે નહિ શૌર્ય જાગે !
દેવા ગયો અર્જુન ત્રાસ જ્યાં તો !
હા હા ન યુદ્ધે સ્થિર ક્યાંય થાતો ! ! ૩૯૧

**૨ જો સૈનિક**—ધન્ય છે ! અર્જુન, ધન્ય !

છાઈ દીધી આ દશ દિશ ત્યાં ત્યાં !
જોવા ન શક્તિ શર ફેંકતો ક્યાં ? !
જોતા શું હા ખાંડવ અગ્નિ બાળે ?
જોતા શું જોતાં દવ એ પ્રજાળે ! ! ૩૯૨

હા કાળરૂપે અહિં આ શું ધાતો ? !
રૂધિર પાને સહુ ભૂમિ પાતો !
હા નાશ પામે સહુ શૌર્ય ત્યાં ત્યાં !
જ્યાં શીર્ષ છૂટાં ધડ ભૂમિ જ્યાં ત્યાં ! ! ૩૯૩

અરે હા એ અર્જુન શો કેર વર્તાવી રહ્યો છે ? ! ! સહુ એ સંતપ્ત બળ્યા ઝળ્યા થઈ રહ્યા છે. રણભૂમિની અવસ્થા જ એ સહુ દર્શાવી આપે છે.

### શાર્દૂલવિક્રીડિત

ન્હાસે હા સહુ જ્યાંય ત્યાંય, હય ને હસ્તી વ આ સૈનિકો ! !
ત્રાસે પીડિત અંગ આ સહુ ધ્રુજે જાણે ન જીવે હિ કો ! !
આકાશે ધ્વજ છત્ર આ ઉડી ઉડે ત્રૂટે સહુ અંગ હા !
ઘેરાતાં રણભૂમિ આ ઘનસમી સૂઝે ન હા હું તું ક્યાં ? ! ! ૩૯૪

આ આ ત્રાડ પડે વળી વળી જુઓ, પ્રાણી તજે પ્રાણ હા ! !
હાહાકાર કરે સહુ જીવ અરે, કંપી ત્રસે કાય જ્યાં !

ઝીલે રૂધિર લાલ ગુર્ય બનતાં, કો પ્રાણીશું પ્રાણ રુહે ? ! !
આ અદ્ભુત શૌર્ય પાર્થ વદતા, શું રુદ્ર કે કાળ એ ? ! ! ! ૩૯૫

**૧ એક દેવ**—મરણના મુખમાં છતાં પણ આ શત્રુના સૈનિકો પણ અર્જુન-નાં શૌર્યની પ્રશંસા કરે છે.

**૨ જો**—જુઓ ! જુઓ ! એ અર્જુન તો કર્ણથી પરવારી દ્રોણ ઉપર આ ક્ષુરપ્રનાં તોતેર બાણ ફેંકે છે. આ દુ:સહ ઉપર દશ, અશ્વત્થામા ઉપર આઠ, દુ:શાસન ઉપર બાર, કૃપાચાર્ય ઉપર ત્રણ, શંતનુના પુત્ર ભીષ્મ ઉપર આઠ અને આ દુર્યોધન ઉપર વળી સો બાણ ફેંકી એ આગળ ધસે છે.

**૩ જો**—કર્ણ વિંધાતાં, જુઓ સૌ કૌરવોનુ સૈન્ય તો નાસભાગ કરી રહ્યું છે.

**૪ થો**—આ જુઓ વળી હવે તો અર્જુન ઉત્તરને કૃપાચાર્ય સન્મુખ રથ હાંકવાનુ કહે છે. એમ કરતાં આ દ્રોણાચાર્યની ગુરૂરૂપ પ્રતિષ્ઠા ખાતર પ્રદક્ષિણા કરે છે અને ઉત્તરને પણ ગુરૂને માન આપવા કહે છે.

**૫ મો**—એજ અર્જુનનું મહત્ શીલ છે.

**૪ થો**—આ ! એ અર્જુન વળી અશ્વત્થામા, દુર્યોધન અને ભીષ્માદિકની પુનઃ ઓળખ કરાવે છે અને સહુના સ્વરૂપ તથા ગુણ પણ કહી બતાવે છે.

**૨ જો**—આ અર્જુન કૃપાચાર્ય સન્મુખ આવી રહ્યો. હવે પુનઃ યુદ્ધ ઝામશે.

**૬ ઠ્ઠો**—આ એની પણ પ્રદક્ષિણા કરી રહ્યો.

**૭ મો**—આ ઉભયના શંખનાદ પણ થઈ રહ્યા. જુઓ જુઓ આ યુદ્ધ ઝામી રહ્યું.

(થોડો સમય યુદ્ધ જોઈ રહેતાં)

**૮ મો**—આ કૃપના ઘોડા વિંધાયા, આ એનાં મોજાં કપાયાં, આ એક પછી એક એનાં ધનુષ ભાંગતાં ચાલ્યાં. આ એની શક્તિના પણ દશ કટકા થઈ એ ચુરેચુરા થઈ ગઈ. આ અશ્વ, રથ, ધ્વજા, વક્ષસ્થળ વિંધાતાં કૃપ ગદા લઈ દોડે. અરે એ ગદા પણ બાણના વેગથી દૂર થઈ ગઈ. આ વાહનરહિત, શસ્ત્રરહિત, વક્ષસ્થળમાં વિંધાયેલ કૃપ પડ્યો ! પડ્યો ! જુઓ ! જુઓ ! આ એને કૌરવો ઉંચકી ચાલ્યા.

**૧ લો**—ધન્ય ! ધન્ય ! અર્જુન ધન્ય !

**૨ જો**—જુઓ હવે આ દ્રોણુ અર્જુન સામે ધસે છે.

**૩ જો**—હવે તો ગુરૂ શિષ્યનું યુદ્ધ ઝામવાનું. ઉભય પરાક્રમી અને દિવ્ય અ-
સ્ત્રના પ્રયોગ જાણુનારા એટલે પૂછવું જ શું!

**૫ મો**—જુઓ આ દ્રોણુની સન્મુખ રથ હાંકવાનું કહેતાં અર્જુન ગુરૂની
પ્રશંસા કરે છે.)

**અર્જુન**—સારથી !

ઇંદ્રવજ્રા

સુવર્ણ વેદી ધ્વજ જો પ્રકાશે
ચાતુર્ય અશ્વે મુજ ઉર ભાસે!
એ અશ્વ રાતા રથયુક્ત જે છે
ત્યાં ત્યાં હવે યુદ્ધ હું વેગ વ્હે છે. ૩૯૬

દિવ્યાસ્ત્ર જાણે સહુ અંગ અંગે
ગુણે તુ તેજે કુણ એજ સંગે!
એ મૃદુ હૃદે નહિ કો વખાણે?
જે વેદને ન્યાય સહુ જ જાણે! ૩૯૭

કુંવર, આ મારા ગુરૂની હું શું પ્રશંસા કરૂ?

શિખરિણી

ક્ષમાને સત્યે તો મૃદુ હૃદય હા એહ વહતાં!
કરે પાડો વેદે નિરમળ વહી ઉર ભરતાં!
ખરે બુદ્ધિ શુક્રે ગુરૂસમ જહાં ન્યાય કરતી!
કહો કો કોની ત્યાં ઉરગતિ નહિ જાય ધસતી?!! ૩૯૮

**ઉત્તર**—હે પાર્થ, આ આપણે પૂજ્ય ગુરૂ દ્રોણાચાર્ય સન્મુખ આવી રહ્યા.
પણ હે દેવ, આ આશ્ચર્ય તો જુઓ!!

ઇંદ્રિવજ્રા

જુઓ જુઓ અશ્વ અહિં જ આ તો
સુધી શું પ્રેમે ઉર દેત જ્યાં તો
આ શ્વેત ને રક્ત ઉભે રથોના
સુંઘે હિ આશ્ચર્ય જુઓ સહુનાં!! ૪૯૯

હા દેવ! ખરેખર

ત્યાં ત્યાં શું જોતો? ગુરૂ શિષ્ય હૃદે
પ્રેમ ભીનાં પ્રેમશું ઉર કો દે?
આ શત્રુ અંગો વળી કંપતાં ત્યાં!
તોયે ન કો ધર્મ કદિ ચૂકે ક્યાં! ૪૦૦

અ૦—હા કુંવર, એ સહુ એમ જ છે. ગુરૂજીનાં મારા ઉપર અતિ પ્રેમ, સ્નેહ અને મમતા છતાં ગુરૂજી એમને અધીન શિથિલ થઈ કદિ પણ યુદ્ધધર્મ ચૂકતા નથી. એજ એમનું મહત્ શ્રેય છે. પ્રેમ આગળ ધર્મનો લોપ કરતા નથી. હવે મારે ગુરૂજીને પ્રણામ કરવા જોઈએ.

ઉ૦—હા દેવ કરો.

(અર્જુન રથમાંથી ઉતરી દ્રોણના રથ સમીપ જઈ)

અ૦—(હસ્ત જોડી) ગુરૂજી હું આપને પ્રણામ કરૂં છું.

દ્રોણ—(હર્ષયુક્ત હસ્ત લાંબા કરી) ધન્ય! હે કુંતીસુત ધન્ય! હે પાર્થ, શ્રેયવાન હો! શ્રેયવાન હો!

અ૦—ગુરૂજી! હમારા વનવાસને લીધે શત્રુ પ્રત્યે હમારો આ અપકાર ક્ષમા કરવા યોગ્ય જ છે. જેથી આ યુદ્ધ આપને કોપનું કારણ ન હો! પણ ગુરૂજી! પૂજ્યત્વને લીધે પ્રથમ પ્રહાર આપના તરફથી હો! અને એમ થતાં આપણ વચ્ચેનાં યુદ્ધનો આરંભ હો!!

દ્રોણ—જેવી તારી મરજી. હવે તું જા અને સાવધ રહી યુદ્ધ કર. આ મારાં બાણ તારી પાછળ આવે છે.

અ૦—જેવી મહારાજની આજ્ઞા. (જાય છે.)

(ઇંદ્ર—દેવો, જોયો આ અર્જુનનો વિનય! જોઈ આ એનાં હૃદયની કોમળતા! અને જોયુ આ એનુ સૌજન્ય!

સહુ દેવો—ધન્ય! હા ધન્ય! પાર્થ ધન્ય!

એક દેવ—આ અર્જુન તો રથમાં બેસે નહિ એટલે, એની શીઘ્રતા, એનું ચાતુર્ય, એનું બળ, એનો વેગ અને એની ચપળતા જોવા દ્રોણનાં વીસ બાણ સત્વર જ એની પાછળ ધસ્યાં આવે છે.

૨ જો—ગુરૂ શિષ્યનું દિવ્યાસ્ત્રવાળું યુદ્ધ, શીઘ્રતા, ચાતુર્ય અને ચપળતાની

ભરપૂર જોવા જેવું જ થશે

૩ જો—જુઓ ! જુઓ ! અર્જુને દ્રોણનાં બાણ કેવી ચપળતાથી વારી દીધાં છે.

૪ થા—હવે તો આ અતિ ઘોર યુદ્ધ ઝામ્યું છે.

૫ મો—કૌરવ સૈન્ય પણ "સાધુ" "સાધુ" કહી ઉભયને વખાણી રહ્યું છે. વળી એઓ શું કહે છે ? હા હા એઓ સત્ય જ કહે છે કે "અર્જુન વિના દ્રોણ સામે અન્ય કો યુદ્ધ કરવા સમર્થ છે ?" એમ કરતાં એઓ અર્જુનથી પળાતા ભયંકર ક્ષાત્રી ધર્મની પણ પ્રશંસા કરી રહ્યા છે.

૬ ઠો—જુઓ આ દ્રોણનાં બાણ અર્જુનને વિંધે છે.

૭ મો—અરે એ બાણ અર્જુનને વિંધે નહિ એટલે તો અર્જુને દ્રોણની બાણવૃષ્ટિને તદન નાશ કરી દીધી.

૮ મો—અરે જુઓ તો ખરા, અર્જુન એટલું જ કરી રહ્યો નથી પણ ચારે તરફ શરધારાથી આકાશને છાઈ દેતાં, એક જ છાયા સ્વરૂપમા ઘનસમ ઘટામાં વાદળરૂપી દોડતાં અસ્ત્રોને અર્જુને ચોતરફ ફરતાં કરી દીધાં છે.

૪ થા—ઝાકળથી ઢંકાઈ રહેલા સમ આ દ્રોણ તો દેખાતો પણ નથી.

૫ મો—એમ ન કહેતાં કહો કે ચારે તરફ અગ્નિથી બળતા ગિરિસમ જાણે દ્રોણ ગિરિરૂપ હોય નહિ શું એવું જ દ્રોણનું સ્વરૂપ થઈ રહ્યું છે.

૨ જો—હવે દ્રોણ શું કરે એજ જોવા જેવું છે.

૬ ઠો—જુઓ ! જુઓ ! આ દ્રોણે પણ અર્જુનની ઘનસમ ફરતી અસ્ત્રધારાનો સત્વર નાશ કર્યો.

૭ મો—આ તો જાણે મહારાજ દેવેંદ્ર અને વૃત્રાસુરનું યુદ્ધ હોય. નહિ શું એવો પ્રબળ પ્રભાવ અત્ર પ્રવર્તી રહે છે !

૮ મો—જુઓ વળી આ દિવ્ય અસ્ત્રના પ્રયોગો ! એક બીજાનાં અસ્ત્રને એઓ કેવી ચતુરાઈથી આકર્ષી લે છે ! એ ખરે જોવા જેવું જ છે.

૯ મો—અરે એથી તો આપણા અંગમાં પણ શૌર્ય વછૂટી રહે છે.

ઈંદ્ર—આ કૌરવ સૈન્ય પણ આપણી વાણી શ્રવણ કરતાં એજ વાણીથી

દ્રોણને વધાવી લે છે કે "ધન્ય! ધન્ય! આચાર્ય! ધન્ય! દૃઢ મુ-ષ્ઠિવાળા, શત્રુને મંથન કરનાર, દેવ અને દૈત્યને જીતનાર એ પરાક્રમી અર્જુનને યુદ્ધ કરાવ્યું.

૧ લો—આ દ્રોણ પણ હવે પાછળ પડતો જણાય છે. જુઓ એ તો અર્જુ-નનાં વિભ્રમરહિતપણાં, શિક્ષા અને લાઘવથી વિસ્મયયુક્ત થઈ રહ્યો!

૨ જો—અરે કૌરવ સૈન્યમાં આ શો હાહાકાર!!

૩ જો—આ તો તીડ જંતુસમ અર્જુનનાં લક્ષ બાણ છૂટી રહ્યાં છે. આકાશ માત્ર છવાઈ ગયું છે. કૌરવસૈન્ય અને દ્રોણ પણ જણાતો નથી. એથી જ કૌરવસૈન્ય હાહાકાર કરી રહ્યું છે!!!

૪ થો—પેલો અશ્વત્થામા પિતુમદદે આવતો જણાય છે.

૧ લો—જુઓ આ દ્રોણ તો ચાલ્યો જાય છે.

૪ થો—આ અશ્વત્થામા પણ અતિ દારુણ યુદ્ધ કરશે. એણે તો આવતાં જ અર્જુનનું ધનુષ કાપ્યું.

૧૦ મો—આ અશ્વત્થામાનાં બાણે ખૂટી ગયાં અને હવે પેલો કર્ણ એની મદદે આવે છે.

૧ લો—અર્જુનનાં અક્ષય ભાથા સામે ન ટકવાથી આ અશ્વત્થામા પણ ચાલ્યો જાય છે. અને અર્જુન તો કર્ણ સામો ધસે છે.

૨ જો—એ બન્ને તો પ્રથમ વાક્બાણ કરવા જ ઉત્સુક જણાય છે.

૩ જો—ત્યારે તો આપણે શ્રવણ કરીએ.)

(કર્ણના ધનુષનો ટંકાર શ્રવણ કરતાં)

અર્જુન—હે કુંવર!

ઇંદ્રવજ્રા

આ કર્ણ શોધું બળ વીર્ય જોવા
આવ્યો ફરી હા હુંશું યુદ્ધ દેવા!

(એટલે કર્ણ સમીપ થઈ રહેતાં કર્ણને) હે સૂતપુત્ર! હે રાધેય!

બોલ્યો સભામાં શર વાણી જે જે
આવ્યો સમો ત્યાં કર સત્ય તે તે!!

હે નીચ! હે ધૃષ્ટ!

**શાલિની**

બોલ્યો વાણી ધર્મહીણી નહિં જે
જો જો તે શું લાભ અર્પે અહિંયે!!
દાબ્યા ક્રોધો ધર્મપાસે કરીને
તે ત્યાં સ્ફુરે શૌર્ય જો તું લહીને! ૪૦૨

**કર્ણ**—હે અર્જુન! તેં શું કરી બતાવ્યું છે જે આમ બળ બાંકે!

**શાલિની**

જ્યાં જ્યાં શક્તિ શૌર્યરૂપે વસંતી
ના તે છૂપે હીન હા! વીર્યવંતી
શેં ના દાખ્યું શૌર્ય જીતે હતું જ્યાં?!
મિથ્યા વાણી આમ શું આપતો ત્યાં?!! ૪૦૩

અરે અર્જુન

**ઇંદ્રવજ્રા**

માને શું પાળ્યો? વનવાસ લીધો!
જો જો ફરી ધર્મ લુપે નહિ તો!
જ્યાં ઇંદ્રને શૌર્યથી યુદ્ધ દેઉં
કો કલેશ યુદ્ધે કરી અંગ લેઉં?!! ૪૦૪

**અર્જુન**—અરે મૂઢ, મિથ્યાભિમાની

**ઇંદ્રવજ્રા.**

જો બંધુ તારો જીવ ત્યાગી જાતો
હારી જતાં શું નતું ત્યાંથી નાઠો?!
કો સુત ત્યાં દોષ ન શું તું જોતા?
બાંકે પ્રશંસા શિદ મૂર્ખ વ્હેતાં?!! ૪૦૫

કો છદ્મક્રિયા વડે શૌર્ય કહેતા?
કો કો પ્રપંચે રહી ધર્મ લેતા?
ક્યાં સત્ય થાતી તું અસત્ય વાણી?
લાજે ન શું આવી તું શૌર્ય કહાણી?!! ૪૦૬

હે દુરાત્મન્, વાણીરૂપ શૌર્યથી, પ્રપંચ અને છદ્મરૂપ શૌર્યને કદિ પણ, કો પણ કાળે, ઉત્કૃષ્ટ, સત્ય સ્વરૂપાન્વિત સતત પ્રકાશમય, તેજોમય શું દર્શાવી શકાય છે? એ દુષ્ટ, સ્વાર્થી, પ્રપંચશીલ, છદ્મયુક્ત કાર્યો કાળે પણ બહાર પડી નિંદાને પાત્ર થયા વિનાં રહેતાં નથી. સ્થૂળ કાળ સ્વરૂપમાં એ કદાચ અંધકારરૂપ દબાયલાં રહે. પણ અનન્તતા રૂપ કાળસ્વરૂપના આવિર્ભાવમાં તો કો પણ છૂપું હૃદયકૃત્ય યે, ગુપ્ત અંધકારરૂપ રહેતું નથી. કર્મપ્રભાવ ફળરૂપ ક્રિયા દ્વારા એવાં સ્વરૂપને સ્પષ્ટ સ્વસ્થિતિમાં જ મૂકી દે છે. ત્યારે હે દુષ્ટાત્મન્! એના ભોગ તમારા જેવા દુર્બુદ્ધિયુક્ત, દુષ્ટ, સ્વાર્થી, નીચ અને પ્રપંચી પુરૂષો આપોઆપ જ થઈ પડો છો. અને એની સ્વાહારૂપ બળતી જવાળામાં આપ મેળે જ હોમાયા જાઓ છો. એ સમય હે સૂતપુત્ર તારે માટે તેમજ તારા અનુગંગી માટે હવે સત્વર જ આવી પહોંચ્યો છે. માટે સાવધ રહે અને આ મારાં ગાંડિવ ધનુષનું બળ જો. (એમ કહી બાણ ફેંકે છે)

(**એક દેવ**—વાણીરૂપી બાણથી કર્ણનાં મર્મસ્થળ ભેદી એને ઉઘાડો લઈ કર્મમાર્ગનું સત્ય સ્વરૂપ દર્શાવી એને યુદ્ધમાં હવે કેવો સપડાવે છે તે જુઓ.

**૨ જો**—હા દરેક કાળમાં એવા અધમ પુરૂષો રાજ્યાસન અને રાજ્યવ્યવસ્થાદિકમાં ઉદ્ભવ થતા રહે છે કે જે લોકો નીચ કર્મ કરતા છતાં તેમાં જ શૌર્ય માની સ્વબડાઈ હાંકતા રહે છે. પણ પોતાનાં નીચ, સ્વાર્થી, દુષ્ટ, પ્રપંચયુક્ત, છદ્મશીલ, ચૌર્યરૂપ કાર્યોથી જરા પણ લજવાતા નથી, કે લેશ માત્ર પણ હૃદયમાં ક્ષોભ પામતા નથી. એવા અધમ પુરૂષોનાં હૃદય સત્ય કે ન્યાય મુદ્દલે જોઈ શકતાં નથી. એઓ તો ગતાનુગતિકતાવાળાં પતંગસમ કાળરૂપી દીપજ્વાળામાં યાહોમ કરી સ્વને જ ભસ્મ કરવાવાળાં હોય છે. એવાઓને ઉદ્દેશીને અર્જુનની વાણી ખરે પ્રશંસાને જ પાત્ર છે. એ વાણી દરેક કાળ અને દરેક જમાને એક સરખી રીતે એક સરખાં જ સત્યનું કથન કરતી વહે છે. એજ અર્જુનનું શ્રેષ્ઠત્વ! એજ એનું તપ, અને એજ એનો ધર્મ.

**૩ જો**—હા, પણ દુર્યોધન જેવાં મનુષ્યો મૃત્યુલોકમાં ન હોય અને બધાં જ પાંડવો હોય તો આ દેવલોક પણ ઉભરાઈ જાય. અહિં આપણુ સરખાને પણ સ્થાન કે સ્થળ મળવું મુસ્કેલ થઈ પડે.

**૪ થો**—એ તો કલ્પનાનું મિથ્યા સ્વરૂપ કહેવાય. કાળરૂપ પ્રકૃતિનું સ્વરૂપ જ એવું હોય છે કે એ કાળ કાળને યોગ્ય પાત્રદ્વારા સ્વકાળમાં જ સદા પ્રવર્તતું રહે.

**૧ લો**—આપણુ એ નિર્ણય કરવા આવ્યા નથી. આપણે તો યુદ્ધ જોવા આવ્યા છીએ. જુઓ આપણે આ ચર્ચા કરીએ નહિ એટલે તો આ કર્ણનાં ધનુષશક્તિ કપાઈ ગયાં. આ એના અશ્વો પણ મુઆ. અરે જુઓ! પેલું વિદ્યુતસમ ધસતું બાણ! જુઓ! જુઓ! કર્ણનું કવચ ત્રૂટયું! આ એનું વક્ષસ્થળ વિંધાયુ. આ એને અંધારાં આવ્યાં! આ એ પડયો! પડયો! એ તો બેભાન થઈ ગયો! આ જુઓ એ તો જાગૃત થતાં ભાગ્યો! ભાગ્યો! એ પેલો ઉત્તરે ન્હાસે! ન્હાસે!

**૨ જો**—સહુનાં પાણી અંકાઈ ગયાં. હવે રહ્યા ભીષ્મ.

**૩ જો**—અર્જુનસારથી ઉત્તર હવે તો યુદ્ધથી વિહ્વળ થઈ ગયો જણાય છે, એ કંઈ અર્જુન આગળ વદે છે.

**૪ થો**—આપણે સહુ સાંભળીએ. )

**ઉત્તર**—( વિહ્વળતાયુક્ત ) હે મહાભાગ, હવે રથ ક્યાં હાંકુ?

**અર્જુન**—હે કુંવર!

**ઇંદ્રવજ્રા**

સુવર્ણ ટોપી વળી શ્વેત છત્ર
હાંકે હવે હા રથ તું જ તત્ર!
પિતામહે યુદ્ધ હવે હું થાશે
જ્યાં સૂર્ય તારા ધ્વજ એ પ્રકાશે! ૪૦૭

છે બુદ્ધિ શૌર્યે નહિ ક્ષત્રી બીજો!
દુર્યોધને વશ્ય હિ એહ ચીજો
છે માન લક્ષ્મી વળી રાજ્ય માંહિં
જોવાતી આજ્ઞા લહું યુદ્ધ જ્યાંહિ!! ૪૦૮

ઉત્તર—(અસ્થિર હૃદયે) અરે મહાભાગ, એ ભીષ્મનાં તો મેં પૂર્વનાં બહુ બહુ પરાક્રમ શુણ્યાં છે. ભીષ્મ વિના નક્ષત્રી પૃથ્વિ કરનાર પરશુરામને અન્ય કો હાર મનાવે? સર્વ ક્ષત્રીય સમૂહમાંથી કાશીરાજાની કન્યા એકલી જ જાતે ભીષ્મ વિના અન્ય કો હરણુ કરવાની હામ ભીડે? અને સ્વપિતાના સંતોષ અર્થે ભીષ્મ વિના રાજ્યનો ત્યાગ પણુ કયો ક્ષત્રીવર કરે? એ સહુ મેં શ્રવણ કર્યું છે અને હરકોઈ ક્ષત્રીવર એનું નામ માત્ર શ્રવણુ કરતાં કંપી ઊઠે છે અને હું તો અહિંયાં આટલા જ યુદ્ધથી અકળાઈ વિહ્વળ થઈ ગયો છું તો મારાથી હવે વધુ નીભી શકાય એમ નથી. બળરૂપ! જરા જુઓ તો ખરા!

**મંદાક્રાંતા**

જોતાં–પ્રાણો ક્ષુભિત બનતા–મેદ રૂધિર મજ્જા!
ભ્રાંતિ થાતાં હૃય વળી વળી પામું મૂર્છા ન લજ્જા!
ગાત્રે ઢીલાં ગ્રહી ન શકતો રાશ આ અશ્વની તો
જોતો ક્યાં હા વીર વીરતણા અગ્નિ ઉદ્‌ભાવ આતો?!! ૪૦૯

દૃષ્ટિ ના ના સ્થિર મમ ઠરે ઉર ચીરાતું હ્યાં હ્યાં!!
ચંદ્રાકારે ધનુષ વળતાં રૂદ્ર કોપે શું જ્યાં ત્યાં?!
આકુળા હ્યાં ત્વરિત ગતિએ પ્રાણુ કંપો કરે છે!!
હે બીભત્સુ! તમ શર છુટે પૃથ્વી ઉત્ક્રામ કૂહે છે!!! ૪૧૦

**અર્જુન**—હે પુરૂષશ્રેષ્ઠ, આમ તું વિહ્વળ શાને બની રહે?

**ઇંદ્રવજ્રા**

ધર્મો ધરી સ્થિર તું હ્યાંય થા થા
કો જન્મી હા મત્સ્યથું ખેદ કહેતા?
આશ્ચર્યરૂપે વળી યુદ્ધ કીધાં
એ શૌર્ય, શું તું, કહિ જાય બ્હીંચાં?! ૪૧૧

**માટે હે કુંવર!**

સેના મુખે ભીષ્મ સમીપ તું થા
જોશે તું ઉત્સાહ શું વૃદ્ધ વ્હેતા!

કાપીશ હા દોરી ધનુષ એનાં
ઉત્સાહ હા કાયશું જેમ રૂહે, ના ! ૪૧૨

મા મા ભયો આમ તું અંગ ત્યાં દે
દિવ્યાસ્ત્ર વ્હેતાં ધરી પ્રાણ કો રૂહે ? !
શંકા થતાં ક્યાંથી હું બાણ છૂટે
શત્રુ તણાં અંગથી પ્રાણ ત્રૂટે ! ૪૧૩

હા ઇંદ્રઆજ્ઞાથી અસુર માર્યા
પૌલોમનિવાત જીવે શું હાર્યા !
હા ભસ્મ દેતાં નિજ માર્ગ લેતાં
અગ્નિસમાં આ મુજ અસ્ત્ર વ્હેતાં ! ! ૪૧૪

મા હે કુંવર ! આ વૃદ્ધ ભીષ્મનો ભય તુ મા રાખ ! હું ઇંદ્રથી દૃઢમુષ્ઠિપણું, હસ્તલાઘવી બ્રહ્મા પાસેથી, પ્રજાપતિ પાસેથી સંકટ સમયે નાના પ્રકારની યુદ્ધકળા, રૂદ્રથકી રૌદ્રાસ્ત્ર, અગ્નિથકી અગ્ન્યાસ્ત્ર વાયુથકી વાયવ્યાસ્ત્ર અને વજ્રાદિક અસ્ત્રો ઇંદ્રથકી મને પ્રાપ્ત થયાં છે. માટે હે કુંવર !

### ઇંદ્રવજ્રા

મા મા કહિ ખેદ તું આમ ભીષ્મે
શું અગ્નિ હું, કૌરવ નાશ ના દે ? !
જ્યાં વૃક્ષવૃંદો બળી ભસ્મ થાતાં
કુરૂકુળે પ્રાણી શું પ્રાણ વંતાં ? ! ૪૧૫

જ્યાં વેગધારા મુજ અસ્ત્ર વ્હેશે
વૃક્ષો વ ગિરિ બળ કોણ સ્હેશે ?
ત્યાં હાંક તું આ રથ ભીષ્મ આગે
ના, ના કહિ બાણ તું એહ વાગે. ૪૧૬

(ઇંદ્ર—જોયો અર્જુનનો વેગ ! નક્ષત્રી પૃથ્વી કરનાર પરશુને પણ મ્હાત કરનાર આ ભીષ્મને પણ એ ગણતો નથી.

**ચિત્રરથ**—આ એણે તો પહેલે જ સપાટે ભીષ્મના રથનાં ધ્વજનું મૂળ

કાપી નાંખ્યું. આ એ ધ્વજ ભૂમિ ઉપર પડયો ! જુઓ પેલા દુઃશાસન વિકર્ણ, દુઃસહ, વિવિંશતી, અર્જુન સ્હામે ધસે છે.

**એક દેવ**—પાંચ બાણુથી વિંધાયલો આ દુઃશાસન તો ભાગ્યો.

**૨ જો**—વિંધાયલો આ વિકર્ણ પણ ભૂમિ પર પડયો.

**૩ જો**—આ વિવિંશતી અને દુઃસહ એમના ઘોડા સાથે જ બેઉ વિંધાઈ ગયા. એ ઉભય ધૃતરાષ્ટ્રપુત્ર ભાગ્યા અને આ ભીષ્મ તો સ્થિર જેવા જ થઈ રહ્યા.

**૪ થો**—આ તો હવે બધા યોદ્ધા એકત્ર થઈ અર્જુન સ્હામે આવતા જણાય છે. હવે જ અર્જુનનું ખરૂં પરાક્રમ ઝળકી નીકળશે. સુણો કુરૂકુળના સૈનિકની ચર્ચા.)

**કૌરવ સૈનિક**—અરે ભાઈ, આ અર્જુન તો કેર વર્તાવે છે. આ દ્રોણાચાર્ય, અશ્વત્થામા, કૃપાચાર્ય, કર્ણ સહુએ વિમુખ થઈ ગયા અને ધ્વજ નિર્મૂળ થતાં આ ભીષ્મ પણ સ્થિરવત્ જેવા થઈ રહ્યા. એ અર્જુનના વેગથી તો તોબા ! તોબા ! !

## શાર્દૂલવિક્રીડિત.

છૂટે જ્યાં શરધાર એ ઘુમી ઘુમી, આ સૈન્ય કંપી રહે !
ત્રૂટે અશ્વથી સ્વાર સૈનિક વળી, પ્રાણી તજે પ્રાણ એ !
ઢાંકી દીધ સહુ અહિં રણભૂમિ, રૂધિર છોળો વડે
હા હા કીચડ રક્ત ત્યાંય કરતાં, કાયા ખુંટી પ્રાણ લે ! ! ! ૪૧૭

અરે ભાઈઓ વળી જુઓ તો ખરા !

હાર્યા માન મૂકી અહિં સહુ રથી, સામર્થ્ય બાકિ ઘણું
હા જ્યાં યુદ્ધ કરે હિ નૃત્ય રસશું, કો નામ લે એ તણું ?
ઝાઝાં મસ્તક ભૂમિ આ ઉડી પડે, પાષાણ શું વર્ષતા !
તેજે ઉગ્ર રવી જુઓ તપી તપે, તાપે ન કો દાઝતા ?! ૪૧૮

ભાઈઓ અરે વળી

આ આ શાંત ઉભા સહુ વીર જુઓ ગર્વે હતા જે ભર્યા ! !
ક્યાં ક્યાં એ શિર પેચ આજ ઉડતા ? અસ્થિયશું રંગે ઠર્યા ! !
ક્યાં શુદ્ધિ ? તનરંગ આજ નિરખે, "હા" "હા" હૃદે જ્યાં વહે !
આ વિક્રાળ જુઓ અરે રણભૂમિ, જ્યાં ત્યાં હવે એ દહે,!!! ૪૧૯

૨ જો—અરે ભાઈ, આવો શોક શાને કરે ? યુદ્ધના રંગ એવા જ હોય. શિર ત્રૂટવાં, અંગ પડવાં, રૂધિરની નદી વહવી, હાહાકાર વ્યાપવો એ તો યુદ્ધનાં સ્વાભાવિક પરિણામભાગી ફળ જ છે. એમાં તે ખેદ શો ?

૧ લો—બાપ, આ ખેદ નથી, પણ એ તો એકના પરાક્રમથી ઉભરાઈ આવતું અદ્દ્ભુત આશ્ચર્ય છે.

૩ જો—જુઓ ! જુઓ ! દુર્યોધનરાયથી આ સહુ સહન ન થતાં, એ રાજન્, દુઃશાસન, કર્ણ, વિવિંશતી, દ્રોણાચાર્ય, અશ્વત્થામા અને કૃપાચાર્યે સહુએ એકત્ર મળી એ અર્જુનને મ્હાત કરવા, ક્રોધપૂર્વક એ અર્જુન સ્હામે અતિ વેગથી ધસે છે.

૧ લો—જાણ્યો જાણ્યો એ વેગ ! આ પેલું ઐંદાસ્ત્ર છૂટયું છે કોઈની શક્તિ એને નિવારણ કરવા ?!

(એક દેવ—જુઓ ! જુઓ ! આ અર્જુનના ઐંદાસ્ત્રનું પરાક્રમ ! રથી, મહારથી, હસ્તી, અશ્વ એ સહુએ, આ મોહ પામી રહ્યા. ! જુઓ જુઓ ! એ સહુનાં ચિત્ત હણાઈ જતાં સહુ સ્તબ્ધવત્ શાંત થઈ રહ્યા છે.

૨ જો—ધન્ય ! પાર્થ ધન્ય ! અનેક મહારથીને ઠીક પહોંચી વળ્યો !

૩ જો—આ તો સહુએની શુદ્ધિ જતી રહતાં, આ ભીષ્મ એકલા જ સાવધ રહ્યા.

૪ થો—હા જુઓ, એ હવે અર્જુન સ્હામે ધસે છે. આ જોતજોતાં બેઉ સમર્થ યોદ્ધાનું યુદ્ધ શિરૂ પણ થઈ ચૂકયું.

૨ જો—આ ભીષ્મનું મહત્ દિવ્યાસ્ત્ર પણ દિવ્યાસ્ત્રથી જ અર્જુને ગ્રહણ કરી લીધું.

૫ મો—આગીઆસમ આકાશમાં ચમકી રહેલાં જુઓ ! જુઓ ! એ ઉભયનાં બાણ ! અહા ! ઘડિકમાં તો એઓ એક બીજાને આચ્છાદન કરી દે છે. તો ઘડિકમાં એ આચ્છાદન કયાંયે વિખરાઈ જાય છે. ઉભય પરાક્રમશીલ છે. અરે હવે તો આ તીડસમ શરધાર વ્યાપી રહી.

૬ ઠો—ધન્ય ! ભીષ્મ ! ધન્ય ! આ શરધાર વિખેરી નાંખવા તું જ એકલો સામર્થ્યવાન છે. દ્રોણ એથી ઘેરાઈ ગયો હતો. તારૂં પરાક્રમ અતિ ઉગ્ર છે. એ શરધાર તો કયાંનીએ કયાં લોપ થઈ ગઈ !

ઇંદ્ર—સાધુ ! સાધુ ! ભીષ્મ સાધુ ! સાધુ ! તારા વિના બીજો કોણ, બળ-

વાન, યુવાવસ્થાન, ચતુર અને શીઘ્ર બાણુ ફેંકનાર અર્જુનનો વેગ સહન કરી શકે? દેવકીપુત્ર શ્રીકૃષ્ણ, દ્રોણુ અને હે ભીષ્મ તું આમ ત્રણુ જ અર્જુન સ્હામે ઊભા રહો! અન્યનું શું ગજું?

**૭ મો**—ત્યાં તો હવે આ પ્રાજાપત્યાસ્ત્ર, ઐંદ્રાસ્ત્ર, અગ્ન્યાસ્ત્ર, ભયંકર રૌદ્રાસ્ત્ર, કૌબેરાસ્ત્ર, વરૂણાસ્ત્ર, યામ્યાસ્ત્ર અને પવનાસ્ત્રના પ્રયોગ પણુ થઈ ચૂક્યા.

**૮ મો**—"હા! હા! આ અસ્ત્રોનો પ્રયોગ મનુષ્યો વિષે યોગ્ય નથી." આ ઘોષ શું શ્રવણુ કર્યો?

**૯ મો**—હા એ તો ભૂતોનો ધ્વનિ વ્યાપી રહ્યો છે કે આવા ભયંકર પ્રયોગો ભૂમિતળ ઉપર મનુષ્યોથી સહન થઈ શકે નહિ.

**૧૦ મો**—હા એ ભૂતોની વાણી સત્ય જ છે. એ ધ્વનિથી એઓ ઉભય દિવ્યાસ્ત્ર પણુ પડતાં જ મૂકે છે અને આ પુનઃ શરયુદ્ધ ચાલ્યું.

**૧ લો**—આ ભીષ્મનું ધનુષ કપાયું, અને એણે આ બીજું પણુ લીધું. આ તો ઘડિકમાં અર્જુન વધે તો ઘડિકમાં ભીષ્મ. ત્યાં તો કો પણુ ન્યૂન લાગતો નથી.

**ચિત્રરથ**—મહારાજ, દેવેંદ્ર

ઇંદ્રવજ્રા

જુઓ! જુઓ! અર્જુન બાણુધારા
ધાતી સુવેગે બની એક જ્વાળા!
બાણો જુદાં મિશ્ર તુ એક રૂપે
એ વેગધારા ગતિ શુંય લુપે?! ૪૨૦

કો તેજ વ્યાપી અહિં પાર્થ રૂહેતું?!
વિચિત્ર રૂપે સહુ અંગ વ્હેતું!
ગાંડિવ ખેંચે શર ક્યાંય છૂટે
કૂહે તું ન કો એ ગતિ શુંય લૂંટે?! ૪૨૧

દિવ્યાસ્ત્રયોગે રૂપ રશ્મિવંતુ
કો ક્યાંય જોતું મુખ એ દિપંતુ?!
ઉભે જુઓ તેજ, શું ભાનુ દીપે!
મધ્યાહ્ન તાપે શું ન દૃષ્ટિ લુપે? ૪૨૨

**ઇંદ્ર**—હા એ એમ જ છે. સહુ દેવોને હે ચિત્રરથ આજ્ઞા કર કે એ પરાક્રમો ભીષ્મ અને બળશીલ અર્જુન એમ ઉભય ઉપર સહુ પુષ્પવૃષ્ટિ કરે.

**ચિત્ર**—દેવો, દેવેંદ્રની આજ્ઞા શ્રવણ કરી?

**દેવો**—હા હમો પણ પુષ્પવૃષ્ટિ કરવા ઉત્સુક થઈ રહ્યા છીએ.
(દેવો પુષ્પવૃષ્ટિ કરે છે.)

**એકદેવ**—આ જુઓ વળી ડાબા પડખામાં ભીષ્મે મારેલાં બાણને અર્જુને હાસ્યથી વધાવી લઈ ભીષ્મનું ધનુષ કાપ્યું.

**૨ જો**—અરે આ દશ બાણનો વેગ તો જુઓ. આ ભીષ્મ પણ ભોંકાયા. આ એનું વક્ષઃસ્થળ ભેદાયુ. આ એ સંજ્ઞારહિત થયા. એ તો પીડાયુક્ત થઈ ધનુષ છોડી રથને જ ઝાલી રહ્યા.

**૩ જો**—આ ભીષ્મનો સારથી એ સંજ્ઞારહિત થતાં એનો રથ બાજુએ લઈ જાય છે.

**૪ થો**—આમ ભીષ્મનું યુદ્ધ પણ નિવૃત્ત થયું. હવે શું થાય એજ જોવાનું રહ્યું.

**૫ મો**—જુઓ પેલો દુર્યોધન આવતો જણાય.

**૪ થો**—એનું તે શું ગજું? પણ જોઈએ હવે શું થાય?

**૫ મો**—આ વળી વિકર્ણ ફરી ભ્રાતની મદદે આવે.

**૬ ઠો**—આ વિકર્ણનો હસ્તી તો એક બાણે જ ભેદાઈ મુઓ. એ વિકર્ણ તો વિંવશતીના રથમાં બેઠો.

**૧ લો**—આ દુર્યોધન પણ વક્ષઃસ્થળમાં ભેદાયો. જુઓ! જુઓ! એ દુર્યોધન, વિકર્ણ અને સહુ યોદ્ધાઓ આ ભાગી ચાલ્યા! ભાગી ચાલ્યા!

**૭ મો**—સાંભળો! સાભળો! અર્જુન કંઈ દુર્યોધનને હાંક મારી કહે છે.

**૮ મો**—હા આપણ સહુ સાંભળીએ!)

**અર્જુન**—હે દુર્યોધન! હે દુર્યોધન!

ઇંદ્રવજ્રા

યુદ્ધથી ક્યાં? ક્યાં? અહિં નાસી જાયે!
શું કીર્તિ ને માન પુઠે ન ધાયે?
વાજાં શું વાગ્યાં જય આજ તારાં?
મિથ્યા શું દુર્યોધન નામ ધાર્યો?! ૪૨.૩

ભાગી જતાં પ્રાણ તું રક્ષજે ત્યાં !
હા દ્યુતરાજ્યો ન તું ભોગવે ક્યાં ?
જા જા અરે ત્યાં હું જવા દઉં છું
હા રક્ષ તું પ્રાણ અહિં કહું છું. ૪૨૪

(**એક દેવ**—અર્જુનની આવી સત્ય અને તીવ્ર વાણી માની દુર્યોધન સાંખી ન શકવાથી યુદ્ધ માટે પાછો આવે છે.

**૨ જો**—આ કર્ણ પણ એની મદદે આવે છે. અરે આ ભીષ્મ, દ્રોણ, અશ્વત્થામા અને કૃપ વિંવિશતી દુઃશાસન પણ દુર્યોધનને પડખે એનું રક્ષણ કરવા આ આવી ઊભા. હવે શું થશે ?

**૩ જો**—એ સહુ તો એકે સામટાં જ બાણ છોડવા લાગ્યા.

**૪ થો**—પણ અર્જુન ક્યાં એ સહુને પહોંચી વળે એમ નથી. જુઓ ! જુઓ ! આ એનું સંમોહનાસ્ત્ર ! !

**૫ મો**—આ તો ભીષ્મ વિના સહુનાં ધનુષ છૂટી ગયાં. જુઓ ! જુઓ ! એ સહુની ચેતનરહિત અવસ્થા ! છે કહિંયે પણ શુદ્ધિ ?! ધન્ય ! પાર્થ, ધન્ય !

**૬ ઠો**—રથમાંથી ઉતરી પેલો ઉત્તર કુંવર કૌરવ સૈન્યમાં શું લેવા દોડતો હશે ?

**૭ મો**—અરે એ તો અર્જુનના કહેવાથી બેનની ઢીંગલી માટે સહુનાં વસ્ત્ર ઉતારે છે. અર્જુને ભીષ્મ સમીપ એ કુંવરને જવા ના કહી છે અને કહ્યું કે ભીષ્મ ચેતનયુક્ત છે, કેમકે સંમોહનાસ્ત્રનું એ ભીષ્મ વારણ જાણે છે.

**૮ મો**—હા એણે તો દ્રોણ અને કૃપનાં ધોળાં, કર્ણનું પીળું, અશ્વત્થામા અને દુર્યોધનનાં લીલાં એમ સહુએનાં વસ્ત્ર લઈ લીધાં. અને આ વળી પાછો રથમાં પણ બેઠો. આ અર્જુનનો રથ હવે જતો રહેવા લાગે.

**૯ મો**—પણ અરે પેલાં બાણ ક્યાંથી ?

**૧૦ મો**—હા એતો ભીષ્મે પોતાનું જાગૃતપણું દર્શાવવા ફેંક્યાં. અને અર્જુને એ વારી પણ દીધાં. અને ભીષ્મના સારથી, ઘોડાસહ, ભીષ્મને પણ વિંધ્યા.

**૧ લો**—આ સહુ કૌરવો હવે સંજ્ઞાને પ્રાપ્ત થયા.)

**દુર્યો૦**—પિતામહ ! આ અર્જુને સંજ્ઞારહિત થયેલા તમો સહુને પાછા ન છૂટો એવી રીતે મર્દન કેમ ન કર્યા ?

**ભીષ્મ–** ( મોટા હાસ્યથી ) ખરે તું બુદ્ધિહીન જ છે. દુર્યોધન, શું શૌર્યધર્મ પણ તું ન સમજે ? તારાં પરાક્રમને પણ ધિક્કાર છે ! !

### ઇંદ્રવજ્રા

જાણે શું ના એહ હિ ઉચ્ચ વ્હેતો ? !
કો શ્રેષ્ઠ આત્મા અહિં ઘાત દેતો ?
જ્યાં શુદ્ધિ ત્યાગી સહુ ત્યાં પડેલા
પાપે કદિ પાંડવ શું ચઢેલા ? ૪૨૫
ના ના કદિ એહ હિ ધર્મ ત્યાગે
ત્રૈલોક્યનું રાજ્ય થતાં તુ આગે !
મૂર્છિત જ્યાં ત્યાં સહુ આમ થાતા
માર્યા ન એણે કહું ધર્મધાતા ! ! ૪૨૬

માટે હે દુર્યોધન ! જલદીથી તું કુરૂદેશ પ્રત્યે જા અને ભલે અર્જુન ગાય જીતી જાઓ. મોહથી તારાં ધનનો નાશ મા થાઓ અને જે કલ્યાણ યોગ્ય હોય તેજ કરો.

( **એક દેવ**—આ દુર્યોધન તો નિશ્વાસ નાંખતો નાંખતો ભીષ્મનાં વાક્યથી અરે જુઓ મૂક અને મૂઢ થઈ રહ્યો- ખરેખર હજી પણ એને પોતાની મૂઢતાનું ભાન થતું નથી.

**૨ જો**—જુઓ આ સહુ કૌરવો હવે જવા લાગે છે.

**૩ જો**—આ વિનયશીલ અર્જુન ભીષ્મ તથા દ્રોણને મસ્તકથી પ્રણામ કરે છે અને અશ્વત્થામા, કૃપાચાર્ય અને બીજા પણ માન્ય પુરૂષને બાણ ફેંકવા રૂપ પ્રણામ કરે છે.

**૪ થો**—પણ અરે પેલા દુર્યોધનનો તો મુકુટ કાપી એને માનભંગ નિસ્તેજ કર્યો.

**૫ મો**—યુદ્ધની નિવૃત્તિરૂપ હવે આ અર્જુન શંખનાદ કરે છે. પેલા કૌરવો હીનતેજ થઈ ચાલ્યા જાય છે. અર્જુનના કહેવાથી ઉત્તર કુંવર પણ નગર તરફ રથ હાંકે છે. અને આપણ સહુ પણ હવે જઈએ.

**ઇંદ્ર**—ચિત્રરથ ! હા આપણ સહુ હવે જઈએ.

**ચિત્ર૦**—જેવી દેવની આજ્ઞા.

( અર્જુનની પ્રશંસા કરતા સહુ દેવો જાય છે )

( જતાં જતાં ઇંદ્રના ઉરમાંથી આશિર્વાદરૂપ હૃદયવેગ આવિર્ભાવ પામી સ્ફુરી નીકળતાં )

**ઈંદ્ર**—(સ્વગત )હે પાંડવો ! તમો ખરેખર ધર્મરૂપ જ હોઈ હૃદય અને નયનને આહ્લાદપૂર્વક જ થઈ રહ્યા છો.

## શાર્દૂલવિક્રીડિત

જે કો ધર્મ ન ચૂકતાં ઉર વિષે, આત્મા ગતિ પોષતા
શૌર્યે ત્યાં હું જ ઇંદ્રરૂપ વસતાં કાયે ન રૂહે ક્ષોભતા !
અર્પુ શ્રેય અનેક અસ્ત્ર વિવિધો, શત્રુ હણે આત્મ જે
વાધે તેજ અધિક સૂર્યસમ એ કો કો દમે એહ એ ?!! ૪૨૭
સત્યે પ્રોઢ ઉદાર ને સરળ જ્યાં શાંતિ ક્ષમા સેવતા
ધૈર્યે કષ્ટ અનેક સેવી વસતા ના દીન હીને થતા !
એ એ તેજશું રશ્મિવંત વહતા આત્મા ન લોપે જરા
એવા શૌર્ય પુરૂષ પાંડવ અરે ક્યાં ? ક્યાં ? ન દીપે ખરા ! ! ૪૨૮

અરે વળી

જ્યાં વિશાળ સમગ્ર પ્રેમ ભરતા, વિવેકવાસે કરી
ત્યાગે સ્વાર્થ તુ ધર્મરૂપ બનતાં ક્યાં ક્યાં ગતિ ના વહી ? !
અર્પે જ્યં વપુ પ્રાણ લક્ષ્મી સહુએ જો દીન કો યાચતા
એ એ નિર્ભય શૌર્ય અંગ ઝળકે, શું તેજ કો ઝાંખતા ?! ૪૨૯
જે જે નિર્મળ દાન પાત્ર ભરતા પાત્રે પરીક્ષા કરી
એ એ શક્તિ વધી વધે વિનયથી, સૌજન્ય જ્યાં ત્યાં ઠરી
જ્યાં નિર્મળ સ્વતંત્ર નિસ્પૃહ ઉરે પ્રેમો વહે ધાવતા
આત્માએ સમ નિજરૂપ બનતાં કો દેહ ? ના દેવ ત્યાં !!! ૪૩૦

માટે જ ખરેખર

## ઈંદ્રવજ્રા

જ્યાં જ્યાં ગુણો એમ વિકાસ પામે
ઈંદ્રાદિ દેવો સહુ આવી ઝામે !
બ્રહ્મા વ વિશ્નુ શિવ શાંતિરૂપો
અર્પે તુ શાંતિ, ઉર શાંતિ દીપો !!! . ૪૩૧

એટલા જ અર્થે હા! હા!

મંદાક્રાંતા

આ સૌ દેવો રૂપ નિરખતા પાંડવે જે પ્રકાશે
આહ્લાદે જ્યાં હૃદય ઉછળી ઉર આશિષ ભાસે!
એ એ ધારા હૃદયરસની પોષતાં પાંડવોને
આનંદો દો ઉર ઉર મળી જ્યોત આત્મા વહીને!! ૪૩૨

અને એ અર્થે

ઇંદ્રવજ્રા

વ્યાપો સુવ્યાપો અહિં આત્મજ્યોતિ!
જ્યાં કૃષ્ણસંગે નહિ કષ્ટ ભીતિ
ઉદ્ધાર દેશે વળી દીધ જ્યાં ત્યાં
કો દુષ્ટ! કો દુષ્ટ! સ્ફુરી પીડે લ્યાં!! ૪૩૩

ઇતિ ગુપ્તપાંડવનામનાટકે અર્જુનઉરવેગ અને ગૌરક્ષણક્રિયાચિત્ર-
નામ ષષ્ઠો અંક સમાપ્ત.

# અંક ૭ મો.

## પ્રવેશ ૧ લો.

### ધૃતરાષ્ટ્રભવન.

**પ્રતિહાર**—(પ્રવેશ) મહારાજાધિરાજનો જય.

**ધૃ૦**—પ્રતિહાર શું છે?

**પ્ર૦**—મહારાજા, દ્વાર આગળ દ્રુપદપુરોહિત યુધિષ્ઠિર તરફથી કંઈ સંદેશો લઈને આવ્યા છે. માટે શી આજ્ઞા?

**ધૃ૦**—પ્રતિહાર, એમને સત્વર પ્રવેશ કરાવ.

**પ્ર૦**—(નમન કરી) જેવી મહારાજની આજ્ઞા. (જાય છે.).

**ધૃ૦**—(સ્વગત) એ દ્રુપદપુરોહિત શું સંદેશ લઈને આવ્યો હશે? દ્રુપદ-

રાયે શું સંદેશ કહાવ્યો હશે? અથવા તો પાંડુપુત્ર ધર્માત્મા યુધિષ્ઠિરે શું સદેશ કહાવ્યો હશે? ખરે હું કંઈ કલ્પના કરી શકતો નથી.
(આવા વિચારમાં ધૃતરાષ્ટ્ર રહે છે એવે પ્રતિહાર પુરોહિત સંગે પુનઃ પ્રવેશ કરતાં)

પ્ર૦—(નમન કરી) મહારાજ, આ રહ્યા દ્રુપદપુરોહિત.

ધૃ૦—પુરોહિત આસન લો. (પ્રતિહારને) પ્રતિહાર, એમનું અર્ઘ્યપાનાદિકથી પૂજન કર.

પ્ર૦—જેવી મહારાજની આજ્ઞા.
(પ્રતિહાર પૂજન કરે છે.) (પૂજન કરી રહતાં) મહારાજ! પૂજન સમાપ્ત થયું.

ધૃ૦—પુરોહિત, ધર્માત્મા યુધિષ્ઠિર આદિક મારા પાંડુપુત્ર કુશળ તો છે? એઓ હમને સંભારે છે પણ ખરા?

પુ૦—મહારાજ, પાંડુપુત્ર મહાત્મા યુધિષ્ઠિરે આપનું કુશળ પુછાવ્યું છે. અને એઓએ સહુનું કુશળ પણ કહાવ્યું છે. વળી એઓએ હે ભરતર્ષભ આપને, વૃદ્ધ ભીષ્મને, વિદુરને, દ્રોણાચાર્ય અને કૃપાચાર્ય આદિ સહુ વડિલ જન અને સભાજનને સંદેશ પણ કહાવ્યો છે. માટે હે ભારત! એઓ સહુ એકત્ર થતાં એ સંદેશ સર્વ સમક્ષ આપ સહુને હું નિવેદન કરવા ઇચ્છું છું.

ધૃ૦—પ્રતિહાર! પુરોહિતની ઇચ્છાનુસાર એ સહુ વ્યવસ્થા સત્વર કર.

પ્ર૦—જેવી મહારાજની આજ્ઞા.
(પ્રતિહાર જાય છે) (ભીષ્મ, દ્રોણ, વિદુર, કૃપાચાર્ય આદિ સહુ એકત્ર થઈ રહતાં) મહારાજાધિરાજ, આપે નિમંત્રણ કરેલ સહુ વૃદ્ધો પૂજ્યો અને સભાજનો આવી રહ્યા છે.

ધૃ૦—પુરોહિત, ત્યારે હવે તમારો સંદેશ નિવેદન કરો.

પુ૦—અજમીઢ કુલોત્પન્ન મહારાજ ધૃતરાષ્ટ્ર! સત્ય પ્રતિજ્ઞા અને શૌર્યશીલ વૃદ્ધ ભીષ્મ, બ્રહ્મતેજ દ્રોણાચાર્ય, કૃપાચાર્ય, સુશીલ અને ધર્મજ્ઞ વિદુરજી, સહુ વૃદ્ધ જનો, નૃપજનો અને સભાજનો, ધર્મસ્વરૂપ મહાત્મા યુધિષ્ઠિર જે સંદેશ આપ સહુ સમક્ષ નિવેદન કરાવે છે તે સહુ એક

ચિત્તે શ્રવણ કરો અને એની ન્યાયયુક્ત તુલના કરો. હું દ્રુપદરાયના પુરોહિત દ્વારા ધર્માત્મા યુધિષ્ઠિર નિવેદન કરે છે કે:—

મહારાજ ધૃતરાષ્ટ્ર તથા સ્વર્ગસ્થ પાંડુરાય એકજ પિતાના પુત્રો સુવિખ્યાત જ છે- જેથી કરી પિતુધનના એઓ ઉભય સ્વાભાવિક સહભાગી પણ છે. એમ છતાં પાંડુરાયના પુત્રને એમના પિતાનું ધન પ્રથમ અવસ્થામાં મળ્યુ નહિ. એ આપ સહુ કો સારી રીતે જાણો છો. એટલું જ નહિ પણ મહારાજ ધૃતરાષ્ટ્રના પુત્ર દુર્યોધનાદિકે પાંડુરાયના પુત્ર પ્રત્યે અતિ વિષમ આચરણ ચલાવ્યુ. એમને વિષ આદિકથી યમપુરી પ્રત્યે મોકલવાના અનેક પ્રયોગો અને પ્રયાસો પણ સહુકોને અજ્ઞાત નથી. દૈવબળ અને આત્મબળથી એ પાંડુરાયના પુત્રો એ સહુએ આપત્તિમાં નિર્વિઘ્ન ઉતર્યા એટલું જ નહિ પણ ધૈર્ય, સહનશીલતા અને ક્ષમાથી, શૌર્યશીલ છતાં, એ સહુ આપત્તિ સહન પણ કરી શક્યા. કેટલેક કાળે મહારાજ ધૃતરાષ્ટ્રે પાંડુરાયના પુત્રોને રાજ્યમાંથી અમુક વિભાગ સ્વતંત્ર રીતે ઉપભોગ કરવા કાઢી આપ્યો. પાંડુરાયના પુત્રોએ એમાં અભિવૃદ્ધિ કરી સ્વતેજ, સ્વપરાક્રમ, સ્વશૌર્ય અને એવા અનેક ગુણોનો પોતામાં આવિર્ભાવ દર્શાવ્યો. મહારાજ ધૃતરાષ્ટ્રના પુત્ર દુર્યોધનથી એ સહુ સહન થઈ શક્યું નહિ. પાંડુરાયના પુત્રોનાં તેજ અને શૌર્ય આગળ દુર્યોધન અને એના સહાયોની ટકી રહેવાની શક્તિ હતી નહિ, જેથી કરી ધર્મશીલ એ પાંડુરાયના પુત્રોને, મહાત્મા ધર્મસ્વરૂપ યુધિષ્ઠિરદ્વારા છળે કરી રાજ્ય ધનાદિકથી, રાજન્ ધૃતરાષ્ટ્ર દ્વારા દુર્યોધનાદિકે વિમુખ રાખી, રાજ્ય ધનાદિ રહિત કર્યા. એ પાંડુરાયના પુત્રોએ દ્વાદશ વર્ષ અરણ્યવાસ અને એક વર્ષ ગુપ્તવાસ પણ સેવ્યો. અને ગુપ્તવાસમાં અતિ કષ્ટ આપનાર દાસત્વભાવ પણ પાળ્યો. દ્રૌપદી સહિત એવી રીતે અનેક પ્રકારનાં કષ્ટ અને ક્લેશ પણ સહન કરતાં પાંડુરાયના પુત્રો ધર્મને વશ્ય વર્તી, ધર્મને વિવેકબળથી જાળવી, ધર્મનું જ સેવન કરતાં, ધૈર્ય અને સહનશીલતાથી સ્વજીવન ગાળતા રહ્યા અને હજીએ પણ એ વૃત્તિ એમનામાંથી લોપ પામી નથી. આવી રીતે છેવટે છેવટે આ તેરમાં વર્ષનો અંત આવતાં એઓ જાણે પુનઃ જન્મને પામ્યા હોય નહિ શું એવી દશા હાલ અનુભવે છે! એમ છતાં એઓ ઉદાર, પ્રૌઢ, મહાનુભાવશીલ, શૌર્ય અને ક્ષમા ગુણયુક્ત છે. જેથી

કરી એઓ સહુ ક્લેશને ભૂલવાવાળા છે અને એમનાં ઉરમાં કોઈપણ પ્રકારના દ્વેષ કે ઈર્ષ્યાની સ્ફુરણા સરખીએ ઉદ્દ્ભવતી નથી. એમ એઓ દ્વેષ અને ઈર્ષ્યાની ભાવના રહિત હોતાં સલાહ, સંપ, સમજુતી અને સ્નેહથી જ મહારાજા ધૃતરાષ્ટ્રના પુત્ર સંગે હજી પણ સ્વધર્મયુક્ત જીવન ગાળવા ઇચ્છે છે. મહારાજ ધૃતરાષ્ટ્ર, વયોવૃદ્ધ અને સત્યશીલ ભીષ્મ આદિ તમો સહુ ધર્મજ્ઞ છો. માટે ધર્મ, કાળ અને સમયને અનુસરી એ ધર્મશીલ પાંડુરાયના પુત્રોને જે આપવા યોગ્ય હોય તે આપો. એજ સ્થિતિ આ કાળ અને સમયને પ્રાપ્ત થઈ છે. એ શૌર્યશીલ પાંડવો વિગ્રહને ઇચ્છતા નથી. અને કોઈપણ પ્રાણી કે વ્યક્તિના ક્ષય વગર સ્વધનાદિકને ઇચ્છે છે. માટે હે ભારતર્ષભ રાજન્ ધૃતરાષ્ટ્ર, સત્ય પ્રતિજ્ઞાશીલ ભીષ્મ, હવે દુર્યોધનાદિકને સમજુત કરવી એ કાર્ય તમારૂં, તેમજ દ્રોણાચાર્ય કૃપાચાર્ય વિદુરજી નૃપજનો અને સભાજનો એમ સહુનું છે. આ પ્રસંગને પ્રાપ્ત થયેલ હે મહાબાહુ ભીષ્મ અને રાજન્ ધૃતરાષ્ટ્ર એ સમજુત કરવી એજ કર્તવ્યરૂપ છે. પાંડુરાયના પુત્રો બળહીન નથી. એઓ બળવાન છે. સાત અક્ષૌહિણી સેના એમની મદદે ઉભી છે. શૂર પુરૂષો અને શૌર્યશીલ યોદ્ધાઓ ફક્ત એમની આજ્ઞાના સમયને જ અવલંબી રહ્યા છે. એમ છતાં પણ પાંડુરાયના પુત્રો યુદ્ધ કે વિગ્રહને ઇચ્છતા નથી. હે રાજન્ ધૃતરાષ્ટ્ર, તમારા પુત્ર દુર્યોધનાદિકે પણ અગ્યાર અક્ષૌહિણી સેના એકત્ર કરી છે. એમ છતાં પણ સાત્યકી, ભીમસેન, નકુલ, સહદેવ, ધૃષ્ટદ્યુમ્ન આદિ સહુ એકેક એ સહુને પહોંચી વળવા પુરતા સામર્થ્યવાન છે. તો અજીત સમર્થ અને દિવ્યાસ્ત્ર જાણનાર ગાંડિવધર સન્મુખ એ સહુએની કો ગણના? રાજન્ ધૃતરાષ્ટ્ર, એટલું જ નહિ પણ મહા કાંતિમાન્ તેજસ્વરૂપ, અનેક દુષ્ટોનો સંહાર કરનાર જ્યોતિરૂપ શ્રી કૃષ્ણ એ ગાંડિવધર અર્જુનના સારથીરૂપ છે. તો એવાં બળને મહાત કરવા આ ભૂમંડળ વિષે કો પણ પ્રાણી હામ સરખીયે ભીડી શકે? એવાં બળ સામે યુદ્ધની કલ્પના પણ કયાં પ્રાણીને ઉદ્દ્ભવી શકે? એવાં બળયુક્ત. એવાં તેજયુક્ત અને પૃથ્વી માત્રનાં બળને સંહાર કરવા પુરતાં શૌર્ય અને સામર્થ્યયુક્ત છતાં પણ એ પાંડુરાયના પુત્રો તો શાંતિને જ ઇચ્છે છે

સમય અને કાળને અનુસરી જે સ્વાભાવિક પ્રાપ્ત થાય તેમાં જ સં-તુષ્ટ છે. અને એજ સંતોષરૂપ શાંતિમય ધર્મજીવનને જ ઇચ્છતા રહે છે પણ અનેકના સંહારરૂપ યુદ્ધને ઇચ્છતા નથી. માટે હે રાજન્ ધૃત-રાષ્ટ્ર, હે શંતનુકુળોદ્ધારક ભીષ્મ, કાળને અનુસરી એમને જે આપવા યોગ્ય હોય તે અવશ્ય આપો અને કાળનું તમો અથવા તો કાળ તમારૂં અતિક્રમણ કરો મા ! ! ! મહારાજ ધૃતરાષ્ટ્ર, હે ભરતર્ષભ મારે જે નિ-વેદન કરવા યોગ્ય હતું તે આજ. અને સર્વવ્યાપક આત્મસ્વરૂપ તમો સહુને શુભ પ્રેરણા આપો ! ! ! ( એમ વદી વિરામે છે. )

( એવે )

**ભીષ્મ**—પુરોહિત ! આપે યથાર્થ વાણી કહી. દામોદર સહિત ધર્મરૂપ યુધિ-ષ્ઠિરાદિકની કુશળતા સાંભળી હમો સહુ આનંદ પામ્યા છીએ. એમની ધર્મયુક્ત ભાવના અને વાસનાથી પણ હમો પ્રસન્ન છીએ. કુરૂકુળનાં બાંધવ જનસંગે એઓ સંધીરૂપ સ્નેહને ઇચ્છે છે, પણ એઓ યુદ્ધને ઇચ્છતા નથી એ એમનું કૃત્ય, એ એમનું આચરણ, એ એમનો મનોભાવ અને એ એમનો હૃદયધર્મ અતિ પ્રશંસાને જ પાત્ર છે. એમ છતાં પણ આપની વાણીમાં અતિ તીવ્રતા અને તીક્ષ્ણતા બ્રહ્મત્વને લીધે જ હશે. બ્રાહ્મણો સ્વભાવથી જ તીક્ષ્ણ હોય છે. પાંડુપુત્રો અત્ર તથા વનમાં ક્લેશ પામ્યા એ સત્ય છે. તેમજ ધર્મથી પિતાનું સર્વ ધન પણ એમને પ્રાપ્ત થવું જોઈએ એ પણ સત્ય છે. અર્જુનનાં બળ વિષે આપે જે કહ્યું તે પણ સત્ય છે. કેમકે સાક્ષાત ઇંદ્ર પણ અર્જુનને સહન કરવા શક્તિમાન નથી તો બીજાં અલ્પ પ્રાણીનું શું ગજું ? ! !

(કર્ણથી આ સહન ન થઈ શકવાથી એકાએક વચ્ચે તિરસ્કારપૂર્વક સકોપ)

**કર્ણ**—અરે બ્રાહ્મણ ! પાંડવોનાં વૃત્તાંતથી અહિંયાં કો પણ અજાણ્યું છે ? એ વૃતાંતની પુનઃ પુનઃ કથણી કરવાથી કયું ફળ પ્રાપ્ત થઈ શકે એમ છે ? રાજન્ દુર્યોધન અર્થે શકુનીએ પાંડવોને દ્યૂતવિષે જીત્યા એટલે દરાવ પ્રમાણે પાંડુપુત્ર યુધિષ્ઠિર વન પ્રત્યે ગયા. પણ હવે એ પાંડુપુત્રો દરાવ પ્રમાણે પિતાના રાજ્યને નથી ઇચ્છતા પણ એ દરાવ કોરે મૂકી

મત્સ્ય તથા પાંચાળ નરેશનાં બળના આશ્રયની છાયા તળે સ્વરાજ્ય મેળવવાની ઇચ્છા રાખે છે. તો હે વિદ્વન્, એવા ભયથી તો રાજન્ દુર્યોધન લેશ માત્ર પણ ડરી તસુએ ખસે એમ નથી. પણ ઉદારતાથી મહાનુભાવપૂર્વકતો સમગ્ર પૃથ્વી પણ શત્રુને દુર્યોધનરાય અર્પી દે એવા છે. એ હીન નથી. સાંકડી મનોવૃત્તિવાળા નથી. માટે પાંડુપુત્રો જો પિતાનાં રાજ્યને ઇચ્છતા હોય તો ઠરાવ પ્રમાણે એઓ પુનઃ વનવાસ અને અજ્ઞાતવાસનું સેવન કરે અને ત્યાર પછી નિર્ભય થઈ રાજન્ દુર્યોધનને ખોળે મસ્તક મૂકે તો એ સહુ એમને સહજ જ પ્રાપ્ત થશે. ભય દર્શાવવારૂપ મૂર્ખતાથી, એવી એમનાં હૃદયની મૂઢતાથી, એ ધર્મશીલ પાંડવોમાં અધર્મનો પ્રવેશ મા થાઓ !! ધર્મનો ત્યાગ કરી કહિયે પાંડુપુત્રો યુદ્ધને ઇચ્છતા હશે તો કૌરવોના શ્રેષ્ઠ યોદ્ધાઓ કંઈ બળહીન તેજહીન અને શૌર્યહીન નથી. અને એમ થતાં એવા શૌર્યશીલ યોદ્ધાઓને જો એઓ પ્રાપ્ત થશે તો આ સમયની મારી વાણીને એઓ અવશ્ય યાદ કરશે !!!

( કર્ણની આવી વાણી નીકળતાં )

ભીષ્મ—હે રાધેય ! તારા આવા મિથ્યા પ્રલાપથી શું ? આપણ છ રથોને એકલો જ અર્જુન જીત્યો હતો તે શું તું ભૂલી જાય છે ? વારંવાર તું અર્જુનથી જીતાયા છતાં આપણ સહુ સન્મુખ એકલાનાં ઉત્કૃટ શૌર્ય અને પરાક્રમથી વિકળતા અને વિહ્વળતાને પામેલ તે સમયની શું તું તારી દશાને અજ્ઞાત થઈ ભૂલી જાય છે ? ગૌહરણ સમયે શું અર્જુનનું તેજ તેં જોયું નથી.? એ સહુ અનુભવનાં છતાં, જાણતાં છતાં તારી આવી મિથ્યાવાણીથી શું ? માટે જે પ્રમાણે આ બ્રાહ્મણ કહે છે તે પ્રમાણે જો આપણ સહુ નહિ કરીશું તો યુદ્ધમાં હણાયલા આપણ નિશ્ચય જ રજનું ભક્ષણ કરીશુ.

(ભીષ્મની આવી વાણી શ્રવણતાં )

ધૃ૦—પૂજ્ય વડિલ આપે જે વાણી કહી તે હમો સહુ તેમજ પાંડુપુત્ર અને જગતના હિતરૂપ જ છે. ( કર્ણને ઉદ્દેશી ) અરે કર્ણ, પાંડુપુત્રો આવી રીતે તારાથી અવજ્ઞા પામવા યોગ્ય નથી. એમના ધર્મ, શૌર્ય અને

પરાક્રમને જેવી રીતે પૂજ્ય અને વૃદ્ધ શંતનુના પુત્ર અને હમારા કુળોદ્ધારક ભીષ્મ કહે છે તેવી જ રીતે યથાર્થ હું જાણું છું. માટે વિચાર કરી હું પાંડવો પ્રત્યે સંજયને મોકલીશ. (પુરોહિતને) પુરોહિત ! પાંડવો પ્રત્યે તમો સત્વર જાઓ. મારૂં કુશળ સહુ પાંડવોને કહો અને સંજયને હું તમારી પાછળ મોકલું છું.

(ધૃતરાષ્ટ્રની આવી વાણી શ્રવણ થતાં)

**પુરો૦**—રાજન્ ધૃતરાષ્ટ્ર

## ઇંદ્રવજ્રા

ધર્મે કરી આ કુરૂકુળ દીપો !
સ્નેહે વસી પ્રેમ કદિ ન લુપો !
એ પાંડુપુત્રો વળી કૌરવો ત્યાં
સંપે પ્રકાશો કુળતેજ જ્યાં ત્યાં ! !! ૪૩૪

રાજેંદ્ર હવે હું આજ્ઞા લઉ છું.

**ધૃ૦**—પુરોહિત પધારો. (પુરોહિત જાય છે)

(ગયા પછી) પ્રતિહાર

**પ્ર૦**—(નમન કરી) મહારાજનો જય !

**ધૃ૦**—પ્રતિહાર, સંજયને અત્ર સભાસન્મુખ સત્વર લઈ આવ.

**પ્ર૦**—જેવી મહારાજની આજ્ઞા. (જાય છે)

**સંજય**—(પ્રવેશી નમન કરતાં) મહારાજ હું સંજય આપને અભિવંદન કરૂં છું, મને શી આજ્ઞા ?

**ધૃ૦**—હે સંજય, તું આવ્યો એ સારૂં થયું. તું બેસ.

**સં૦**—(બેસતાં) મહારાજ હું બેઠો છું. માટે મને જે કહેવા યોગ્ય હોય તે કહો.

**ધૃ૦**—સંજય ! ઉપપ્લવ્ય ગ્રામ વિષે પાંડવો આવ્યાનું સંભળાય છે. માટે મારા તરફથી તારે ત્યાં જવું.

**સં૦**—મહારાજ, હા હું અવસ્ય જઇશ.

**ધૃ૦**—સંજય, ત્યાં જવું એટલું જ નહિ પણ તેમના આચાર અને હૃદય પણ જાણવાં.

સં૦—મહારાજ હવે વિશેષ કહેવા યોગ્ય હોય તે કહો.

ધૃ૦—સંજય, ધર્માત્મા યુધિષ્ઠિરનાં ધર્મ અને સત્વની પ્રસંશા કરી મારા તરફથી તારે એમને સ્નેહપૂર્વક કહેવું કે "હે ધર્મસ્વરૂપ! તમારાં આવાગમનથી હમો સહુ આનંદ પામ્યા છીએ. તમારૂં આવાગમન ભાગ્યરૂપ હો અને હમો સહુ કુશળ છીએ." હે સંજય એવી પ્રેમરૂપ વાણી તું મારા તરફથી એ ધર્માત્મા યુધિષ્ઠિર પ્રત્યે જઈને કહે. કેમકે સંજય

### ઇંદ્રવજ્રા

જોતો નથી હા કદિ ક્રોધ એશું!
આ કષ્ટ સેવ્યાં નહિ ક્રોધ દે શું?!
વ્હેતા જહાં નિર્મળ એ હ્રદેથી
વૃત્તિ તુ મિથ્યા કદિ હોય ક્યાંથી? ૪૩૫

હે સંજય, એ સત્યશીલ પાંડવોમાં કહિં પણ ક્યારેયે મિથ્યાવૃત્તિ મેં કદિયે જોઈ નથી. એટલું જ નહિ પણ એઓ નિષ્કપટી અને ઉપકાર કરવાવાળા છે, કેમકે ખરેખર

### ઇંદ્રવજ્રા

શૌર્યે સહુ લક્ષ્મી હું આણી દેતા
હા! હા! કદિ દોષ ન એશું વ્હેતા!!
ઉત્સુક રૂહેતો બહુ દોષ જોવા
જોતો ન જ્યાં દોષ–શું ગુણ રૂહેવા?!! ૪૩૬

કાર્યો કરે ધર્મ વ અર્થ સાધી
કામે કરી ના કદિ ધર્મ ત્યાગી!
આધી ઉપાધી તન ધૈર્ય સેવે
હા સ્થૂલને સૂક્ષ્મ કહું સુટેવે!! ૪૩૭

અરે સંજય હા! હા!

કો કો વિના આ મમ પુત્રો દુષ્ટો?
દ્વેષો કરે એ ગુણ ઓઘ તુષ્ટો!!
દ્વેષે અહિં કર્ણ તુ ક્ષુદ્ર વ્હે છે
એ પાંડુપુત્ર શું ન નાશ લેશે?!! ૪૩૮

જ્યાં શૌર્ય ને ધૈર્યરૂપે વહંતા
હા પાંડુપુત્રો સહુ આત્મવંતા !
આચાર મિથ્યા કદિ ના જ સેવે
જ્યાં સત્યને શૌર્યશું અંગ ટેવે !!! ૪૩૯

એ સત્ય તેજે કહું હામ કો લે ?
સ્હામે થતાં જીવ શું ધાત ના દે ?
જ્યાં કૃષ્ણ સંગે રહી સત્ય રક્ષે
ક્યાં ? ક્યાં ન કોને કહું કાળ ભક્ષે ? !! ૪૪૦

હે સંજય ! એવા એ મહાત્મા પાંડુપુત્રો સ્વાભાવિક શાંતિરૂપ હોવાથી એમનામાં ક્રોધ સહજ પણ પ્રવેશી શકતો નથી. એમ છતાં પણ આ રાધેય સૂતપુત્ર કર્ણ અને હીનમતિ દુર્યોધન, ક્રોધરૂપ જ્વાળાએ દ્વેષ અને ઈર્ષ્યાને વશ્ય થઈ, શાંતિરૂપ એ સમુદ્રજળનું મંથન કરે છે. દેવ અને દાનવે સમુદ્ર મંથન કરી વિષ ઉત્પન્ન કર્યું ત્યારે આ દુર્યોધન અને સૂતપુત્ર કર્ણ સહુને સ્વાહા કરતી અગ્નિની ક્રોધરૂપ જ્વાળા ઉત્પન્ન કરે છે અને તેમ કરતાં શાંતસ્વરૂપને જ અગ્નિસ્વરૂપમાં પલટાવી નાંખે છે એ શું એમનું થોડું દુષ્કૃત્ય છે ? એ શું એમની થોડી મૂઢતા છે ? પણ હા ! હા ! એઓ સ્વકૃત્ય અને સ્વમૂઢતા જોઈ શકતા નથી. પ્રસંગ પ્રાપ્ત થતાં શૌર્ય અને તેજહીન થતા એઓ પોતાનું મિથ્યા બળ બાંકવામાં જ સહુ ગૌરવ અને સહુ શૌર્ય આવી રહેલું માને છે. હા, હા, એવા આરંભશૂર પુરૂષો સ્વમૂઢતા જોઈ શકતા નથી. હે સંજય એ આશ્ચર્ય ન તો બીજું શું હોય ? હે સંજય, સ્વકૃત્યની યોગ્યતા એઓ ક્યાં સૂત્રને અથવા તો ક્યાં શાસ્ત્રને આધારે સ્થાપે ? હા હા, સ્વકૃત્યની યોગ્યતા સ્થાપન કરતાં શું એમની મૂઢતાની અવધી નથી આવી રહતી ? વાસુદેવ ભગવાન શ્રીકૃષ્ણ, અજીત અર્જુન, શૌર્યસ્વરૂપ ભીમસેન, સાત્યકી અને માદ્રીપુત્રો નકુલ સહદેવ આદિની અવજ્ઞા કરતી વાણી અને દુર્યોધનની માન્યતા કે— જીવતા પાંડવોનો ભાગ લેવા એ પોતે સમર્થ છે—એ મૂઢતા ન તો અન્ય કયું સ્વરૂપ હોઈ શકે ? માટે જ પાંડવો સંગે યુદ્ધ કરવા કરતાં

એ પાંડવોને એમનો ભાગ આપવો એજ યોગ્ય અને ઉત્કૃષ્ટ માર્ગ છે. અર્જુનનાં બળ અને પરાક્રમ શું સહુ કોને અજ્ઞાત છે? સંજય! સંજય!

ઇંદ્રવજ્રા

હા ઈંદ્ર હાર્યો વનઅગ્નિ બાળે !
ભીષ્માદિકો ક્યાં કહું એક ખાળે ?
સ્તંભે ન કો ગાંડિવ નામ શુણે?!!
કો—જીષ્ણુ કૃષ્ણે—ઉર હામ ઝીલે?!! ૪૪૧

હે સંજય, વળી નિરંતર ક્રોધી ભીમસેન ઘૂતસમયની સ્વપ્રતિજ્ઞાનું પાલન કરવા અર્થે શું ન કરી શકે એમ છે? નકુલ સહદેવ પણ એવાં જ બળયુક્ત છે. રાજસૂય યજ્ઞસમયે પૂર્વ પશ્ચિમ અને દક્ષિણના રાજા અને મ્લેચ્છોને જીતી તેમને નમાવી વશ્ય કરી એઓએ સ્વ. પરાક્રમ સિદ્ધ કર્યું છે. અગ્નિ સામે સહદેવ વિન અન્ય કો યુદ્ધ કરી શકે? પણ આ મૂઢમતિ દુર્યોધન સ્વમદમાં એ સહુ જોઈ શકતો નથી. વૃદ્ધ ભીષ્મ અને દ્રોણાદિક સામર્થ્યવાન છે એ ના પાડી શકાય નહિ, પણ શ્રીકૃષ્ણ અને અર્જુન આગળ એ સહુ તુચ્છ, નિર્જીવ નિર્માલ્ય જેવા જ દીસે છે. સ્વર્ગ, ભૂ અને પાતાળમાં એ ઉભયે પ્રદર્શિત કરેલ શૌર્ય અને શૌર્યરૂપ કાર્યો આપણે હજી શૌર્યશીલ ભીષ્મ અને આચાર્ય આદિ તરફથી પામી શક્યા નથી. વળી ધૃષ્ટદ્યુમ્ન, સાત્યકી દ્રુપદરાય, વિરાટ અને પાંચ કેકય ભ્રાતાદિક પણ અવજ્ઞા કરવા યોગ્ય નથી. પ્રદ્યુમ્ન સરખો એક જ ગણાતો પાંડય, ચેદીકરૂષક રાજાઓ, નાના પ્રકારનાં આયુધ તથા પરાક્રમવાળા મ્લેચ્છો પણ પાંડવોની સહાયે છે. અરે હે સંજય, જ્યાં વિશ્નુ તથા ઇંદ્ર સરખા શ્રીકૃષ્ણ અને અર્જુન છે ત્યાં અન્ય બળની ગણના પણ શું? શ્રીકૃષ્ણ પોતે જ સનાતન વિશ્નુ સ્વરૂપ છે. જેમ વિશ્નુ અને ઇંદ્રે અસુર લોકનો નાશ કર્યો તેમ શ્રીકૃષ્ણ અને અર્જુન પણ ખાંડવ વનસમ કુરૂકુળને બાળી ભસ્મ કરી દેશે. એમ છતાં પણ એઓથી પણ અધિક ભય તો હું ધર્માત્મા અને સત્યશીલ યુધિષ્ઠિરનો જ માનું છું. જ્યાં સુધી યુધિષ્ઠિરનો અંતર આત્મા પ્રકોપને પામ્યો નથી ત્યાં સુધી જ

સહુ કૌરવો જીવે છે. શ્રીકૃષ્ણ અને અર્જુનને તો શસ્ત્રઅસ્ત્રની ક્રિયા પણ કરવી પડે છે, ત્યારે યુધિષ્ઠિર જો પ્રકોપ પામે તો સંકલ્પ માત્રથી જ સહુનો નાશ કરવા એ પુરતો સામર્થ્યવાન છે. એવાં એનાં શીલ અને તપોપ્રભાવ છે. માટે હે સંજય, એવા સત્યશીલ યુધિષ્ઠિરનો ક્રોધ ન ઊછળે તો સારૂં. યુધિષ્ઠિરની શાંતિમાં જ હમો સહુનું જીવન મર્યાદિત થઈ રહેલું છે. જેટલો હું શ્રીકૃષ્ણ અર્જુન ભીમસેનાદિકથી બીહીતો નથી તેટલો હું મહાત્મા, પુણ્યશીલ, નિર્મળ લજ્જાવાન અને તપોપ્રભાવશીલ યુધિષ્ઠિરથી બીહું છું. કેમકે સંજય !

### ઇંદ્રવજ્રા

જ્યાં ધર્મતેજે સ્થિર ઉર ભાસે
લજ્જાશું એ નિર્મળું હા પ્રકાશે !
કો ? શૌર્યનો વેગ ઝીલી શકે એ !!
સંકલ્પમાત્રે સ્ફુરણા ફળે જે !! ૪૪૨

શાંતિવડે હૃદય વ્યાપતું જે
આનંદકિર્ણો ન શું અર્પતું એ ?!
એ શાંતિઓઘે વસી શૌર્યધારા
ઉગ્રા થતાં ક્યાં રહશે અમારા ?!! ૪૪૩

માટે જ હે સંજય, હું વારંવાર કહું છું કે

### શિખરિણી

જીવી જ્યાં સૌ રહેતા !!! ગતિ ઉલટી શાંતિશું ન હજી !
હજી શાંતિ શૌર્યે સ્વરૂપ પ્રકટાવ્યું ક્રૂર નથી
હજી ના શૌર્યે એ વિચિરૂપ વહે ઉગ્ર ધીકતું
ફુંકારેલી જ્વાળા સમીપ લઈ શું કો ન બળતું ?!!! ૪૪૪

માટે જ હે ગાવલ્ગણ હું કહું છું કે તું મહાત્મા, પુણ્યશીલ અને શાંતિરૂપ યુધિષ્ઠિર પ્રત્યે જા અને એને મારા આશીર્વાદ કહી એની સંગે પ્રેમપૂર્વક સ્નેહવાળી નિર્મળ વાણી વદજે અને જનાર્દન શ્રીકૃષ્ણને પણ કુશળ પૂછી પ્રેમપૂર્વક કહેજે કે ધૃતરાષ્ટ્ર શાંતિની જ ઇચ્છા રાખે

છે. યુધિષ્ઠિર વાસુદેવનું નહિ માને એમ નથી કેમકે પાંડવો એકસરખી રીતે જ શ્રીકૃષ્ણમાં ભાવવાળા છે. તેમજ શ્રીકૃષ્ણ પણ સદા પાંડવોના હિતમાં જ તત્પર અને ઉત્સુક રહે છે જેથી શ્રીકૃષ્ણની વાણી મિથ્યા જવા સંભવ નથી. વળી હે સંજય ત્યાં એકત્ર થએલ દ્રુપદ વિરાટ, સાત્યકી અને દ્રૌપદીના પાંચ પુત્રાદિકને પણ મારૂં કુશળ પુછજે અને સમયને યોગ્ય એ સહુ રાજાઓની મધ્યે જેમ ભરત વંશનું હિત થાય, ક્રોધ વૃદ્ધિ ન પામે અને એ ક્રોધ યુદ્ધના હેતુરૂપ થઈ ન પડે તેમ જે કંઈ પણ વદતું યોગ્ય લાગે તે સહુ પણ વદજે. તું બુદ્ધિમાન છે એટલે મારે હવે વિશેષ કહેવાનું નથી. આજ મારો સંદેશ છે અને એજ મારો આદેશ.

**સંજય**—રાજન્ ધૃતરાષ્ટ્ર, હું અવસ્ય એમ કરીશ અને એ અર્થે હવે આજ્ઞા લઉં.

**ધૃ૦**—સંજય, સુખરૂપ જઈ આવ અને દૂતકાર્યનો યથા સ્વરૂપ અમલ કર.

**સંજય**—મહારાજ હું રજા લઉં છું.

**ધૃ૦**—હા તું હવે જા. (સંજય જાય છે.)

વૃદ્ધ વડિલ, દ્રોણાચાર્ય, કૃપાચાર્ય અને સહુ નૃપજનો તમો સહુને પણ હવે રજા છે.

**સહુ સભાજનો**—હા મહારાજ હમો પણ હવે જઈએ.

**ધૃ૦**—હા. તમો સહુ જાઓ અને સુખરૂપ હો! (સહુ જાય છે.)

ઇતિ સપ્તમ અંકે પ્રથમ પ્રવેશ.

---

# પ્રવેશ ૨ જો.

## ઉપપ્લવ્ય ગ્રામ-યુધિષ્ઠિર સભા.

(સંજય યુધિષ્ઠિર સમીપ થઈ રહતાં)

**સંજય**—(પ્રણામપૂર્વક) મહાત્મન્ યુધિષ્ઠિર હું આપને પ્રણામ કરૂં છું.

**યુ૦**—અહો સંજય આવ અહિં બેસ.

**સં૦**—હા હું બેસું છું. (બેસે છે) (બેસી રહતાં)

યુ૦—વડિલ પિતુ તુલ્ય અને પૂજ્ય ધૃતરાષ્ટ્ર કુશળ તો છે ?

સં૦—હા, ધૃતરાષ્ટ્ર આદિ સહુ કુશળ છે અને આપનું કુશળ પુછાવ્યું છે. તેમજ ભીમસેન નકુલ સહદેવ આદિનું પણ કુશળ પુછાવ્યું છે. અને વાસુદેવ ભગવાન શ્રીકૃષ્ણનું કુશળ પુછાવ્યું છે. એ સહુ કુશળતો છે ?

યુ૦—હા એ સહુ કુશળ છે. પણ ગાવલ્ગણુ તારા આવાગમનથી આજ મારૂં હૃદય હર્ષથી ઊભાઈ જાય છે. અને વડિલ ધૃતરાષ્ટ્ર આદિકનો આજ ઘણે લાંબે કાળે પ્રેમપૂર્વક સમાગમ થયો હોય એમ હૃદય નાચી રહે છે.

સં૦—હે મહાત્મન્! ઇંદ્ર સરખા તમો સહુને કુશળ જોઈ હું ઘણો હર્ષિત થાઉં છું. હે ભારત શ્રેષ્ઠ, સત્યશીલ વીરપત્ની બુદ્ધિમાન રાજકન્યા દ્રૌપદી પુત્ર સહિત કુશળ તો છે ?

યુ૦—સંજય તુ જેમ જુએ છે તેમ હમો સહુ કુશળ છીએ પણ હે તાત! વૃદ્ધ, ધર્મશીલ, બુદ્ધિમાન કુરૂકુળના તેજપુંજ હમારા પિતામહ વૃદ્ધ ભીષ્મ પણ કુશળ તો છે ?

હરિણી

હૃદય મમ આ હર્ષે ઘેલું ધસંતુ ધસંતુ કો
પ્રીતિ ઉર વહી નાચે રાચે તૃષાશું વધંતી તો
સ્મરણ પથ ત્યાં જાતા થાતા કદિ શું હમો કહે ?!
ઉર વર્હો વહી પ્રીતે ઇચ્છે કયે શું કથા ખરે !!! ૪૪૫

વળી હે સંજય

ઇંદ્રવજ્રા

શું પૂર્વ સ્નેહે હમ એ સ્મરંતા ?
આચાર ક્રિયા શુંય નિંદતા ત્યાં ?
છે ભાવ મોટો હમ ઉર એનો
આધાર હા ભીષ્મ વિના તુ કેનો ?! ૪૪૬

હે તાત સંજય, મહાત્મા ધૃતરાષ્ટ્ર પુત્રો સહિત કુશળ તો છે ? વિદ્વાન બાહ્લિક સોમદત્ત, ભૂરિશ્રવા, સત્ય પ્રતિજ્ઞાશીલ શલ, પુત્રે સહિત દ્રોણાચાર્ય અને કૃપાચાર્ય પણ કુશળ તો છે ? સંજય હા ખરેખર

ઇંદ્રવજ્રા

થાય્યા યોદ્ધા સહુ એહ મોટા
કાકા કથા સ્નેહશું એ કથંતા ?
યુદ્ધે શું પ્રીતિ અહિં એ કરંતા
ઇચ્છે શું કુરૂહિત સ્નેહવંતા ?! ૪૪૭

વળી વેશ્યાપુત્ર બુદ્ધિમાન રાજપુત્ર યુયુત્સુ કુશળ તો છે? મંદ બુદ્ધિમાન દુર્યોધન જેની સલાહથી પ્રવર્તે છે તે અમાત્ય કર્ણ તો કુશળ છે? વળી કુરૂકુળની વૃદ્ધ સ્ત્રીઓ, માતાઓ, રસોઈ કરનારીઓ, દાસીઓ, વધૂઓ, ભગિનીઓ, ભાણેજો, પુત્રો દૌહિત્રો આદિ સહુ કુશળ તો છે? હે તાત! વળી બ્રાહ્મણોની વૃત્તિનું યથાર્થ પાલન તો થાય છે? બ્રાહ્મણોને હમોએ આપેલાં ગ્રામાદિક પાછાં તો લઈ નથી લેવાયાં? પ્રધાનાદિકની વૃત્તિઓ પણ અપાતી તો રહે છે? કારભારીઓ સંમત થઈ હૃદયમાં કપટ બુદ્ધિ કે દોષ બુદ્ધિથી તો નથી પ્રવર્તતા? હે સંજય હે તાત! એ સહુ જાણવા મારૂં હૃદય અતિ ઉત્સુક થઈ રહ્યું છે.

**સંજય**—હે મહાત્મન્, એ સહુ તમો જેમ કહો છો અને જેવી રીતે પૂછો છો તેમ જ છે.

**યુ૦**—વળી હે સંજય!

ઇંદ્રવજ્રા

શું દ્રોણ ગુરૂ કૃપ દોષ જોતા?
વા અર્જુને શૌર્ય, શું એહ કહેતા?
શું કૌરવો એ કદિ યુદ્ધ કહેતા?
ટંકાર એ ગાંડિવ ભે શું લેતા? ૪૪૮

શું એ સ્મરંતા સહદેવ યોદ્ધો?
જીતે કલિંગો શરધાર જે તો!
ત્રિગર્ત જીત્યા નકુલે શું કહેતા?
કે ઘોષયાત્રા સ્મરણે શું લેતા? ૪૪૯

હે તાત! અરે સંજય!

## શિખરિણી

શું એ ત્યાં સંભારે ? ભીમ બળ કહું ઉગ્ર ધીકતું !
વહે વેગે ધાતું અનિલ બળ ઝીલો શું વળતું ?!
કથા કો ? કો એવી ફરૂ ઉર—કહે !—વાસ કરતી ?।
પુછું હું સૌ સ્નેહે પ્રીતિ ઉર કઈ પેર વહતી ?!। ૪૫૦

સં૦—હે પાંડવશ્રેષ્ઠ, એ સહુ ઘર પુરૂષો કુશળ છે અને આપ જેમ કહોછો તેમજ એ સહુ ઘરદાર છે સત્પુરૂષોનાં ભાવનામય હૃદય આપ જેમ કહોછો તેવી જ રીતે આપ સહુ પ્રતે પાવન કરતાં વહતાં રહે છે. ધર્મજ્ઞ અને અધર્મજ્ઞ પાપશીલ પુરૂષોથી દુર્યોધન વેષ્ટિત છે. દુર્યોધન શત્રુઓને પણ આપનારો છે તો બ્રાહ્મણોને આપેલાં આસાદિકનો એ લોપ કેમ કરે? હે ધર્માત્મન્ શાંતિસ્વરૂપ! કૌરવોએ તમારો દ્રોહ કર્યા છતાં પણ વનપ્રયાણ સમયે તમારા હૃદયમાં કૌરવો પ્રત્યે મુદ્દલે દ્રોહ દિસ્યો ન હતો, તો આપનું હૃદય આજ કઈ હૃદયસ્થિતિનું ભાન કરાવે? અધર્મી કૌરવો પ્રત્યે દ્રોહ દિસતો ન છતાં આપમાં આજે ક્રૂરપણું સંભવે નહિ અને એવો દ્રોહ આપમાં છે પણ નહિ. અથવા તો એવો દ્રોહ આપે કરવો પણ ઘટે નહિ- એમ છતાં પણ જો ધૃતરાષ્ટ્ર આપનો દ્રોહ કરશે તો તે મિત્રદ્રોહી થઈ એવા દ્રોહના પાપયુક્ત થશે. હે અજાત શત્રુ! વૃદ્ધ ધૃતરાષ્ટ્ર સંધી કરી શકતા નથી પણ એમનું અંતર તો સંતાપ રહી શોકાવેશ યુક્ત જ રહે છે. કેમકે બ્રાહ્મણમુખથી પણ મિત્રદ્રોહને સર્વથી અધિક પાતક જાણી એ પાતકના ભયયુક્ત ધૃતરાષ્ટ્ર રાજન્ સદા સર્વદા વ્યગ્ર રહે છે. અને એમ રહતાં આપની શાંતિનો ઉગ્ર પ્રકાશ, અર્જુનનાં બળ, ભીમસેનના વેગ અને માદ્રી પુત્રનાં શૌર્યને પણ વારંવાર એ ધૃતરાષ્ટ્ર રાજન્ સંભારતા રહે છે. હે મહાત્મન! પુરૂષનું ભાવી કળી શકાતું નથી. નહિ તો સર્વ ધર્મ અને સર્વ ગુણ સંપન્ન આપ સહુને કલેશનો સંભવ કેવી રીતે હોઈ શકે? હે શાંતિસ્વરૂપ અજાત શત્રુ! કષ્ટને પ્રાપ્ત થયા છતાં પણ બુદ્ધિ વડે પ્રાપ્ત સ્થિતિને સુખરૂપ અનુકૂળ કરો, વિપરીત દીસતાં કાર્ય અને વિપરીત દિસતા સમયને સંભાળી લો!!! ઈન્દ્ર સરખા નમો સહુ સ્વકાર્ય માટે પણ ધર્મનો ત્યાગ કરતા નથી એમ સહુ કો

જાણે છે. માટે હે ધર્મશીલ ! આપની શુભ પ્રજ્ઞા આ સમય અને કાર્ય સંભાળી લો કે જેથી કરી જ ધનરાષ્ટ્રના પુત્રો, સહુ પાંડવો અને એકત્ર થયેલ સહુ યોદ્ધા અને સેનાની પણ કલ્યાણને જ પ્રાપ્ત થાય. અમાત્ય તથા પુત્ર સહિત આપના પિતા સ્વરૂપ ધૃતરાષ્ટ્રે જે વાણી હું દ્વારા કહાવી છે તે આપ સહુ એકત્ર થઈ શ્રવણ કરો।

યુ૦—ભીમસેન !

ભી૦—ભ્રાત શી આજ્ઞા ?

યુ૦—આ સંજય ધૃતરાષ્ટ્ર રાજન્ તરફથી કંઈ વાક્યો કહેવા ઇચ્છે છે માટે શ્રીકૃષ્ણ દ્રુપદરાય વિરાટરાય અને સાત્યકી આદિ સહુને અત્ર નિમંત્રી લાવ.

ભી૦—જેવી આજ્ઞા. (જાય છે.)

(સહુ એકત્ર થઈ રહતાં)

યુ૦—હે ગાવલ્ગણ ! હે સૂતપુત્ર સંજય, જનાર્દન શ્રીકૃષ્ણ, દ્રુપદરાય, સાત્યકી, વિરાટરાય એ સહુએ આવ્યા છે માટે ધૃતરાષ્ટરાયે જે વાક્ય કહાવ્યાં હોય તે સુખેથી કહે.

સં૦—યુધિષ્ઠિર, ભીમસેન, અર્જુન, માદ્રી પુત્રો, વાસુદેવ શ્રીકૃષ્ણ, સાત્યકી, ચેકિતાન, વિરાટ, પાંચાળ અધિપતિ વૃદ્ધ દ્રુપદ, પૃષદ્‌ગોત્રમાં ઉત્પન્ન થયેલ એમનો પુત્ર ધૃષ્ટદ્યુમ્ન એ સહુને હું કૌરવોની સમૃદ્ધિ ઇચ્છતો ધૃતરાષ્ટ્રની વાણી શ્રવણ કરવા અત્ર આમંત્રણ કરૂં છું. શાંતિને ઇચ્છતા ધૃતરાષ્ટ્રરાયે મારો રથ દ્રુપદરાયના પુરોહિતના તત્ર આવાગમન પછી સત્વર જ જોડાવ્યો. અને આપ સહુ તરફ મને રવાના કર્યો. માટે સ્વજન સહિત ધૃતરાષ્ટ્રનું વચન પાંડવોને રૂચો અને કૌરવ પાંડવ એમ ઉભય વચ્ચે શાંતિ થાઓ !

હે પાંડવો, તમો સહુ ધર્મસંપન્ન, આકૃતિ દયા અને સરળતાએ કરી શાંત, ઉદાર, લજ્જાવાન, કર્મના નિશ્ચયને જાણનાર અને કુલિન છો. તો એવા તમને હિંસારૂપ કર્મ યોગ્ય ન હોય. તમારૂં સાધુપણું પણ એજ સૂચવે છે. તમોમાં લેશ માત્ર પણ કલ્મશ શ્વેત વસ્ત્રમાં અંજનના કાળા ડાઘ રૂપે સ્વાભાવિક જોવાય તો પાપના ઉદયરૂપ યુદ્ધ

ક્યા ધર્મજ્ઞ પુરૂષને માન્ય હોય? ધર્મશીલ કયું કોમળ હૃદય સહુના ક્ષયરૂપ નર્કે સ્વરૂપની કલ્પના કરી શકે? એવાં કર્મરૂપ નિંદિત જીવિતનો ત્યાગ કરનાર પુરૂષો જ શ્રેષ્ઠ હોઈ ધન્યરૂપ છે. જ્ઞાતિ સ્વજન અને દેશાદિકનું કાર્ય કરનાર પણ ધન્યરૂપ જ છે. જે ક્રિયામાં જય પરાજયનાં સ્વરૂપ સરખાં હોય તે ક્રિયાનું અવલંબન તમો સહુને ઉચિત નથી. કેમકે જય પ્રાપ્ત થતાં છતાં પણ એવો જય જ્ઞાતિ સ્વજન અને દેશજનના વધરૂપ હિંસા યુક્ત જ હોવાથી સદા ક્લેશરૂપ જ હોય છે. કૌરવોરૂપ સ્વજન અને જ્ઞાતિજનના વધરૂપ કૃત્યથી પ્રાપ્ત થતું જીવિત એ તો મૃત્યુ સ્વરૂપ જ છે. માટે કૌરવોનો વૈભવ નિયમથી રહે એમ કરવું એજ યોગ્ય ક્રિયામાર્ગ છે. તમો સહુ સામર્થ્યવાન છો. દેવ પણ તમો સહુને જીતી શકે એમ નથી. એમ છતાં પણ પ્રતાપી ભીષ્મ, બ્રહ્મતેજ દ્રોણ, અશ્વત્થામા, કૃપાચાર્ય અને કર્ણથી રક્ષાયેલને પણ જીતવા કો સમર્થ હોય? એવાં દુર્યોધનનાં સૈન્યનો નાશ કરવા જતાં શું તમો ક્ષય પામ્યા વિના રહશો? ઉભયમાંથી ગમે તેનો જય વા પરાજય હો પણ યુદ્ધથી તો એકેનું કલ્યાણ હું જોતો નથી. હું તો જે વિચારૂં છું તે એજ કે કુરૂકુળના નીચ જનસમ ધર્મશીલ પાંડવોમાં ધર્મ અને અર્થરહિત કાર્યોનો ઉદ્‌ભવ કે સંભવ પણ કેમ હોઈ શકે? એમ ન થાય એ અર્થે હું વાસુદેવ ભગવાન શ્રીકૃષ્ણ અને પાંચાલ અધિપતિ વૃદ્ધ દ્રુપદને પણ પ્રણામ કરૂં છું. કૌરવો તથા સૃંજયનું કલ્યાણ કેમ થાય તે જાણવા અર્થે હું તમો સહુને શરણે છું. વાસુદેવ ભગવાન શ્રીકૃષ્ણ તથા અર્જુન વિષે પણ રાજ્યને માટે કંઈપણ સંકલ્પ વિકલ્પ મા હો! મનુષ્ય માત્ર યાચનાને વશ્ય સ્વપ્રાણ પણ અર્પે છે તો હે વિદ્વન, હે ધર્મશીલ, વિદ્યા અને ધર્મ સંગે વસતાં કોમળ હૃદયનાં ઔદાર્યનું માપ શું કથી શકાય એમ છે? જે કંઈ પણ હું કહું છું તે ફકત આવા પ્રકારના સંપ અર્થે જ છે. ભીષ્મ સહિત ધૃતરાષ્ટ્ર રાજન્ પણ એજ ઇચ્છે છે કે તમો સહુ શાંતિરૂપ રહો. એમાં જ તમારૂં ધર્મરૂપ શ્રેય છે.

યુ૦—હે તાત સંજય! યુદ્ધસૂચક મારી વાણીથી તું બીહે છે. યુદ્ધ કરવા કરતાં યુદ્ધ ન કરવું એજ ઉત્તમ માર્ગ છે. એ અર્થે પ્રાપ્ત થના સં-

પને ત્યાગી કયો સુજ્ઞ પુરૂષ યુદ્ધને ઇચ્છે? યુદ્ધ એ તો દૈવના શ્રાપ સમ છે. હે સંજય ઇચ્છેલ સંકલ્પ જો સિદ્ધ થતો હોય તો યુદ્ધ ન થાય. અને વળી યુદ્ધ ન થાય એ માટે હલકાં કાર્ય કરવાં પડે તો પણ તે કરી યુદ્ધ ન જ કરવું. એ સહુ સુખરૂપ શાંતિને ઇચ્છતા પાંડવો સારી રીતે જાણે છે. પાંડવોનું આચરણ તો લોકને હિતરૂપ ધર્મરૂપયુક્ત જ હોય છે. અને એઓ ધર્મના ઉદયરૂપ સુખ આપનાર કર્મની જ ઇચ્છા કરે છે. પણ અધર્મથી ઉદય થતા સુખની ક્યારે પણ ઇચ્છા કરતા નથી. એ તો સત્ય છે કે સર્વ કર્મ જ દુઃખરૂપ છે. કેમકે કર્મ માત્ર ક્લેશથી જ સાધ્ય થાય છે. કર્મ માત્ર ઇંદ્રિયોના વિષય છે. સુખની પ્રાપ્તિ અને દુઃખની નિવૃત્તિ અર્થે કર્મની પ્રવૃત્તિ પ્રવર્તતી રહે છે. વિષયનું ધ્યાન એ ઇંદ્રિયોનું કાર્ય છે. વિષયનાં ધ્યાનથી દેહને દુઃખ પ્રાપ્ત થાય છે. ત્યારે એવાં વિષયનાં ધ્યાનરહિત પુરૂષ દુઃખને પ્રાપ્ત થતો નથી. ધ્યાનથી વિષય વૃદ્ધિ પામે છે. વૃદ્ધિપામેલ અગ્નિ જેમ ઘૃતથી તપ્ત થતો નથી તેજ પ્રમાણે કામ અને અર્થના લાભથી મનુષ્ય માત્રને તૃપ્તિ હોતી નથી. હમો સહિત એકસો પાંચ પુત્રવાળા ધૃતરાષ્ટ્ર રાજા મોટા વૈભવને પામી " હમારૂં બધું થાઓ " એ બુદ્ધિથી હમને દૂર કરી હજી તૃપ્ત થતા નથી અને સર્વરાજ્ય વિષે પોતાનું જ મમત્વ રાખી " પાંડવોને આપીશ તો મારૂં ઓછું થઇ જશે " એમ માની રહે છે. (નિંદારૂપ ભાષણની શંકાથી વિચાર શૃંખલા પલટાવતાં ) હે તાત સંજય ! પુણ્યવાન પુરૂષો જ પોતાનો ઉત્કર્ષ વધારે અને અપુણ્યવાન નાશ પામે. સંગીતના મધુર સ્વર, સુવાસિત પુષ્પનો સંગ અને ચંદનાદિક વૈભવ પુણ્યશીલ પુરૂષો જ સેવે છે જેથી કરી ધૃતરાષ્ટ્ર રાજન્ ખરેખર પુણ્યશીલ જ છે. કેમકે એમ ન હોય તો હમને વનવાસ સોંપી હમને કૌરવોથી દૂર શું કરવા કરે ? શત્રુઓને રાજ્યથી ભ્રષ્ટ કરવા એ પણ પુણ્યવાનનું જ કર્મ હોય ! એમ છતાં પણ અંતરને દાહ આપનાર એવું કર્મ બુદ્ધિહીન દુર્યોધનાદિકને જ ઉચિત છે. બુદ્ધિમાનને એ કહિયે પણ પ્રિય હોતું નથી. અરે સંજય ! કુટિલપણામાં તત્પર, વિચારહીન, મૂઢ, દુર્બુદ્ધિયુક્ત, ભાગ્યરહિત પુત્રનાં વચનથી ઐશ્વર્ય પ્રાપ્ત થયે છતાં ધૃત-

રાષ્ટ્ર રાજન્ પામર જનસમ દીનવાણી શા અર્થે વદે છે? દુર્યોધને યથાર્થ બોલનાર વિદુરનાં વચનનો તિરસ્કાર કર્યો તે સમયે ધૃતરાષ્ટ્ર રાજન્ વિદુરની વાણીનું યથાર્થત્વ જાણતા છતાં પુત્રનાં હિતની ઇચ્છાથી એમણે તો અધર્મનો જ આશ્રય કર્યો. પણ બુદ્ધિમાન, ચતુર, શીલયુક્ત અને બહુશ્રુત કૌરવોના અર્થને ઇચ્છનાર વિદુરની વાણીનો આદર પુત્રલોભથી કૌરવોનાં હિત અર્થે કર્યો નહિ. હે સંજય! માનને હણનાર પણ માનની ઇચ્છા રાખનાર, પારકો ઉત્કર્ષ સહન ન કરી શકનાર, ક્રોધી, અર્થ તથા ધર્મને અતિક્રમણ કરનાર, ખરાબ ભાષણ કરનાર ક્રોધાવિષ્ટ કર્ણાદિકને અનુસરનાર, કામાત્મા, પાપિષ્ટથી જ વખણાયેલ, સમજાવવા પણ અયોગ્ય, ભાગ્યહીન, ક્રોધાવિષ્ટ, મિત્રદ્રોહી, સ્વાર્થી, પ્રપંચયુક્ત અને અનેક રીતે પાપ બુદ્ધિશીલ પુત્રનું પ્રિય ઇચ્છનાર ધૃતરાષ્ટ્રે, પોતે જાણતાં છતાં પણ ધર્મ તથા કામ એ બેઉનો ત્યાગ કર્યો. હે સંજય! મારાં દ્યૂત રમવાના સમયે વિદુરજીએ હિતનાં વાક્ય કહ્યાં પણ ધૃતરાષ્ટ્રે "વિદુર આ સારૂં છે" એમ એ વાક્યની સ્તુતિ કરી નહિ તે સમયે જ મારો મનોભાવ ઉસ્કેરાયો કે "કૌરવોનો હવે ક્ષય આવી રહ્યો." તો હે સંજય! વિદુરનાં વાક્યના અનાદારથી જ કૌરવોને આ કષ્ટ પ્રાપ્ત થયું છે. જ્યા સુધી એઓ વિદુરજીની બુદ્ધિને અનુસરતા હતા ત્યાં સુધી એઓના દેશની વૃદ્ધિ થતી હતી. હે ગવલ્ગ પુત્ર સંજય! અર્થ વિષે જ લુબ્ધ દુર્યોધનના હાલના મંત્રીઓ સ્થૂલ દૃષ્ટિશીલ, દુઃશાસન શકુની અને સૂતપુત્ર કર્ણ એઓ જ છે. દીર્ઘદૃષ્ટિવાન વિદુરજી જેવા તો ચાલી નીકળ્યા. એમની વાણી તિરસ્કાર નિંદા અને અવજ્ઞાને જ યોગ્ય થઈ પડી. માટે એ સહુની અજ્ઞાનતા અને મૂઢતા તો જો!!! આવી જ રીતે ધૃતરાષ્ટ્ર રાજન્, પારકાઓનું ઐશ્વર્ય ગ્રહણ કરી બેઠા છે. માટે મારી નજરમાં તો કૌરવ અને સંજય એમ ઉભયમાંથી કોનુ પણ કલ્યાણ નજર આવતું નથી. ધૃતરાષ્ટ્ર રાજન્ તો પુત્રે સહિત આ ભૂમિમાં શત્રુ વિનાના મ્હોટાં રાજ્યને ઇચ્છે છે તો જ્યાં એવી ધર્મહીન, અર્થહીન લુબ્ધતા હોય ત્યાં શાંતિ કેવી રીતે પ્રવર્તી શકે? એઓ તો મારાં વનગમનથી સર્વ ધન પોતાનું જ ગણી બેઠા છે. વળી દુર્યોધન કર્ણના બળનો આશ્રય

રાખે છે અને કર્ણ પણ અર્જુનને જીતવા પોતાને સમર્થ માને છે તો હે સંજય! અહિંયાં શું મિથ્યા આડંબર અને મિથ્યા અભિમાનનો ભાસ નથી. શું અર્જુનનાં પરાક્રમ અને શૌર્ય સ્વર્ગ મૃત્યુ અને પાતાળમાં અજ્ઞાત છે?

## શાલિની

ભીષ્માદિ શું અર્જુને શૌર્ય ભૂલે?!!
ઈશ્વ જીત્યો ગૌગ્રહે ના શું કો લે?!!
પ્રાપ્તે કાળે શૌર્ય ક્યાં? ક્યાં? ગયાં એ!
હા કર્ણે હા! હામ તો બાંકતો એ!!! ૪૫૧

એમ છતાં પણ અર્જુન વિદ્યમાન છતે દુર્યોધનને કેવી રીતે રાજ્ય પ્રાપ્ત થયું તે સહુ કૌરવો તથા એકત્ર થયેલ સહુ રાજપુરૂષો પણ સારી રીતે જાણે છે. અરે હે સંજય! હે તાત!

ના ના ઈંદ્રે શાક્ત ઐશ્વર્ય લેવા!
માદ્રી પુત્રો ઈશ્વ જ્યાં ભીમ જેવા
ના શું બુદ્ધિ ધૃતરાષ્ટ્રે ગ્રહે એ?!
અગ્નિ દગ્ધા પુત્ર હા નાશ દે જે!!! ૪૫૨

એમ છતાં પણ હે સંજય! કૌરવોનાં હમારે વિષેનાં કૃત્યો, તેમના પ્રત્યે હમારી વૃત્તિઓ, અને હમારા કલેશો પણ તું સારી રીતે જાણે છે. છતાંય તારા ગુણને માની હું ક્ષમા અને શાંતિયુક્ત જ છું અને હજી પણ એજ ક્ષમા અને શાંતિ હસ્તિનાપુર પ્રત્યે સદા રહો. પણ હમારૂં ઈંદ્રપ્રસ્થમાં રાજ્ય થાઓ અને દુર્યોધનનું રાજ્ય હસ્તિનાપુરમાં રહો!!!

**સં૦**—હે પાંડવશ્રેષ્ઠ ધર્મરૂપ, તમારો આચાર સદા ધર્મયુક્ત જ સંભળાય છે અને પ્રત્યક્ષ પણ એજ છે. હે પાર્થ આ જીવિત તો અનિત્ય અને ચંચળ છે. તો ક્રોધને કેળવી ક્રોધને વૃદ્ધિ પમાડી ધૃતરાષ્ટ્રના પુત્રોનો નાશ મા ઇચ્છો! હે અજાત શત્રુ! હે શાંતિરૂપ! કૌરવો યુદ્ધ વિના ભાગ ન આપે તો ધર્મશીલ અને શાંત જીવન અર્થે યુદ્ધ કરતાં ભિક્ષાટણ એજ ઉત્તમ માર્ગ હોઈ શ્રેય કર છે. અને એ અર્થે

અંધક તથા વૃષ્ણિ આદિક કુળનાં યાદવોનાં રાજ્યમાં ભિક્ષા માગી જીવવું એજ હું તો સારૂં માનું છું. પણ યુદ્ધ કરી રાજ્ય લેવું એ સારૂં નથી. હે પાંડવશ્રેષ્ઠ આ અલ્પ જીવિત દુઃખરૂપ તથા ચલાયમાન છે માટે હે ધર્મશ્રેષ્ઠ યુદ્ધરૂપ પાપ મા કરો. યુદ્ધરૂપી જીવન યશને પાત્ર નથી. મનુષ્ય માત્રની ઇચ્છાઓ ધર્મને મૂળ વિધીરૂપ જ છે. માટે ધર્મશીલ અને બુદ્ધિમાન પુરૂષે ઇચ્છા માત્રનો પ્રથમથી જ નાશ કરવો. લોકમાં એજ અતિ ઉત્તમ પ્રશંસાને પાત્ર છે. ધનની તૃષ્ણા મનુષ્ય માત્રને બંધનકર્ત્તા છે. જેથી કરી ધનને ઇચ્છતા મનુષ્યનો ધર્મ બાધ પામે છે. માટે જે કોઈ ધર્મનાં સમગ્રરૂપને અનુસરે તેને જ બુદ્ધિમાન જાણવો. કામરૂપ સ્પૃહા અર્થને અનુકૂળ છતાં પણ ધર્મથી હીન કરે છે. હે ધર્માત્મન્! ધર્મરૂપ કર્મો જ મનુષ્ય માત્રના પ્રતાપને સૂર્યવત્ જ્યોતિ તેજ અને પ્રકાશ અર્પે છે. ધર્મહીન અખિલ પૃથ્વિને પામતાં છતાં પણ ખેદયુક્ત જ રહે છે. ઉત્પન્ન કરેલ તત્વો દ્વારા પ્રાપ્ત થતાં કર્મ પરલોકમાં ફળ દીધા વગર ટળતાં નથી. બ્રહ્મવિષે આત્માના અનુસંધાન રહિત પુરૂષથી ધર્મનો ત્યાગ થતાં અધર્મમાં જ પ્રવર્તાય છે. અને મલિન બુદ્ધિવાળા એ મૂઢ દેહનો ત્યાગ થતાં કર્મ સમૂહથી વેષ્ટિત જીવ પરલોકમાં અત્યંત દુઃખ પામે છે. અને આ લોકમાં પણ અપયશાદિક પ્રાપ્ત કરે છે. કરેલા કર્મો કર્ત્તાની પૂર્વે જ પરલોકમાં જાય છે અને પુણ્યયુક્ત હોય તો સ્વર્ગસુખ આપે છે; અને પાપયુક્ત અધર્મથી વેષ્ટિત હોય તો દુઃખ અને ક્લેશ જ આપે છે. અત્યંત ભોગ તથા પુત્રાદિને સેવતો પુરૂષ યોગાભ્યાસ વિષે ઉપયોગી પ્રાણાયામાદિ કર્મ કરતો નથી જેથી ધનનો ક્ષય થતાં અને કામના વેગથી પરાભવ પામતાં એને અત્યંત દુઃખ અને ક્લેશ પ્રાપ્ત થાય છે. હે ધર્મરૂપ, તમોએ આચરેલાં વેદાધ્યયન, બ્રહ્મચર્ય, યજ્ઞ અને બ્રાહ્મણને દાનાદિક એ તો પરલોક જ પ્રાપ્ત કરાવનારાં છે, વિશેષ નહિ. માટે હે પાર્થ, દેહનો નાશ થતાં ધર્મરૂપ આચરણ હોઇ શકતું નથી. એ ધર્મરૂપ આચરણ તો આ મનુષ્ય દેહથી જ સાધી શકાય છે. હે પાંડવ, તમે તો સ્વર્ગરૂપ પરલોક સંબંધી જ કર્મ કરેલું છે અને તમારા આત્માનું અનુસંધાન પણ એમાં જ પ્રવર્તે છે. અ-

હિંયા તો કર્મના ફળરૂપ માત્ર ઇંદ્રિય સુખ જ છે. પણ મોક્ષરૂપ આત્મસ્વરૂપની પ્રાપ્તિ આ કથિત કર્મોમાં નથી. માટે હે નરેંદ્ર! એવાં સકામ કર્મથી આવાં અલ્પફળની પ્રાર્થના મા કરો!! પણ આ લોક અને પરલોક એમ ઉભયની ઇચ્છા માત્રનો ત્યાગ કરી વૈરાગ્ય સંપન્ન થઈ કેવળ મોક્ષ અર્થે જ યોગાભ્યાસ આદરો. એ પ્રમાણે જ્ઞાનથી કર્મનો નાશ કરતાં છતાં પણ સત્ય, દમ, સરલતા અને અક્રૂરપણાનો ત્યાગ મા કરો! અશ્વમેધ અને રાજસૂયાદિક કર્મ પણ લોક સંગ્રહાર્થે આદરો! પણ હે ધર્મસ્વરૂપ યુદ્ધરૂપી પાપકર્મ સમીપ મા થાઓ!!! હે પાંડવ શ્રેષ્ઠ, બંધુના વધરૂપ પાપકર્મ કરતાં તો ઘણા વર્ષ સેવેલો વનનિવાસ એજ ઉત્તમ ધર્મરૂપ છે. હે પાર્થ જ્યારે તમો આ પ્રમાણે પાપકર્મમાં ઉદ્યુક્ત થાઓ છો ત્યારે તો વનપ્રયાણ સમયે જ રાજ્યાદિક સહુ તમોએ તમારાં સ્વબળથી ધારણ કરવાં હતાં પણ આમ વનવાસ સેવવો ન હતો. તે સમયે તો સૈન્ય અધીન હતું. મંત્રીઓ પણ અધીન હતા. અને અન્ય નૃપોની સહાયતાથી પણ દુર્યોધનનો ગર્વ તમો સહજ હરી શકત. પણ હે પાંડવશ્રેષ્ઠ, હવે તમોએ તમારા શત્રુને વૃદ્ધિ પમાડી ઉત્તરકાળે આમ યુદ્ધ શા અર્થે ઇચ્છો છો? તમોએ વનમાં નિવાસ કરવાથી તમારા સહાયોને ખરે દુર્બળ જ કર્યા છે. તેમ તમો પણ ધનાદિકે કરી દુર્બળ જ થયા છો. વળી યુદ્ધમાં કોનો જય થશે એ તો સદા અનિશ્ચિત જ હોય છે. બુદ્ધિહીન અને અધર્મી પણ જય પામતાં ઐશ્વર્ય પ્રાપ્ત કરે છે અને બુદ્ધિમાન અને ધર્મને જાણનાર કોઈક વાર કે ઘણી ખરી વાર તો ઐશ્વર્યથી ભ્રષ્ટ થાય છે. તો હે પાર્થ અધર્મ વિષે તમારી બુદ્ધિ મા જાઓ! અધર્મ વિષે ક્યારે પણ હે ધર્મરૂપ તમારી બુદ્ધિ જતી નથી તેમજ હે પાર્થ ક્રોધથી ક્યારે પણ તમો પાપ કર્મ કરતા નથી તો બુદ્ધિ વિરૂદ્ધ આ યુદ્ધરૂપ કર્મ શા અર્થે ઇચ્છી રહો! ધર્મસ્વરૂપ એ ખરેખર સમજી શકાય એમ નથી. માટે આવાં કર્મરૂપ પ્રવૃત્તિનું કારણ કહો! દેહ મસ્તક વિગેરેમાં વ્યાધિ વગર પણ રોગ પ્રાપ્ત કરાવનાર, પાપરૂપી ફળને આપનાર, હિંસા અને દ્રોહરૂપ કાર્યમાં પ્રવર્તાવનાર, અસત્પુરૂષોના જ આશ્રય કરનાર અને સત્પુરૂષોને ત્યાગવા યોગ્ય ક્રોધનું પાન કરી

આપનાં સ્વાભાવિક સ્વરૂપ શાંતિરૂપને જ પામી રહો !! હે આર્ય સ્વરૂપ ! પાપનાં મૂળ રૂપ ક્રોધને કોણ ઇચ્છે ? તમને તો ક્ષમાયુક્ત રહેવું એજ યોગ્ય ઉત્તમ અને આત્માને શ્રેયકર છે. રાજ્યાદિકની ભોગેચ્છા પણ ઉત્તમ નથી. એવી ઇચ્છાથી તો તમારા વૃદ્ધ પૂજ્ય, વડિલ અને શંતનુના પુત્ર ભીષ્મ, તમારા ગુરૂ દ્રોણાચાર્ય અને એમના પુત્ર અશ્વત્થામા એ સહુ તપોથી નાશ પામશે. તેમ જ કૃપ શલ્ય. સોમદત્તનો પુત્ર ભૂરિશ્રવા, વિકર્ણ, વિંવિંશતી, કર્ણ દુર્યોધનાદિકને હણી તમો કયું સુખ પ્રાપ્ત કરશો ? વડિલ પૂજ્ય અને અનેક સ્નેહિનો વધ શું તમને સાલ્યા વિના રહશે ? ત્યારે હે ધર્મરૂપ શું આ વિચારવા યોગ્ય નથી ? સમુદ્ર પર્યંત પૃથ્વી પ્રાપ્ત થતાં છતાં પણ જરા મૃત્યુ સુખ દુઃખ પ્રિય અપ્રિય ઈત્યાદિ દ્વંદ્વ મટી શકતાં નથી તો હે ધર્મરૂપ તમો વિદ્વાન થઈ યુદ્ધ શા અર્થે આદરો ? શું અમાત્ય અને ભ્રાતાદિક માટે ગોત્રવધરૂપ આ નૃશંસ યુદ્ધકાર્ય ઇચ્છો છો ? એથી તો હે ધર્મસ્વરૂપ, તમારી પાસે હજી પણ કંઈ જે હોય તે આપી દઈ એવાં કાર્યથી વિરામો પણ અર્ચિરાદિ મોક્ષ માર્ગથી અન્ય કો પણ માર્ગે મા જાઓ !!!

યુ૦—હે સંજય ! કર્મોમાં ધર્મ શ્રેષ્ઠ છે. એમ જે તેં કહ્યું એ સંશયરહિત સત્ય જ છે. એમ છતાં પણ હું ધર્મ કે અધર્મ આચરૂં એ જાણ્યા પછી જ તને મારૂં આચરણ નિંદવા યોગ્ય છે. વ્યવહારમાં ધર્મ ત્રિધા સ્વરૂપે પ્રવર્તે છે. પ્રથમ એકને વિષે અધર્મ પણ ધર્મરૂપ જ છે. ત્યારે એકને વિષે સમગ્ર ધર્મ પણ અધર્મરૂપ જ દષ્ટિગોચર થાય છે. અને ત્યારે વળી એકને વિષે ધર્મ ધર્મરૂપ જ જણાય છે. વિદ્વાનો આવી રીતે ધર્મને ત્રણ પ્રકારે જુએ છે. અને હે સંજય, તું પણ વિદ્વાન છે માટે મારા આચારને પણ તું એજ દૃષ્ટિથી જોવા યોગ્ય છે. બ્રાહ્મણોએ વેદ ભણવો અને ભણાવવો એ એકને વિષે ધર્મ ધર્મરૂપ જ છે. એમ છતાં આપત્ કાળને વિષે ક્ષત્રીનો શૌર્યાદિક ધર્મ બ્રાહ્મણ વૈશ્યાદિક પાળે તો તે પણ તેમને ધર્મરૂપ જ છે. અને એજ અનાપત્ સમયે અધર્મરૂપ છે. ત્યારે આપત્ કાળ વિષે પણ ક્ષત્રિયે બ્રાહ્મણના વેદ ભણાવવા અને યજન કરવા રૂપ ધર્મનું અવલંબન

કરવું નહિ. ક્ષત્રીયને એ અધર્મરૂપ જ છે. એ તો બ્રાહ્મણને જ પ્રમાણ છે, સમય ભેદે કરી ધર્મ અધર્મ વર્ણાશ્રમને માની સ્વસ્વરૂપ પલટાવતા રહે છે. એકચક્રા વિષે બ્રાહ્મણધર્મનાં હમારા ભિક્ષાટન વિષે પૂછીશ તો કહું કે ક્ષત્રીયોને પોતાની જીવિકાના હેતુ ધન, પૃથ્વી શસ્ત્રાદિક જતાં રહે અને વૈશ્યને જીવિકાના હેતુ ધન તથા પશ્વાદિક જતાં રહે તો સંધ્યોપાસદાનિક કર્મને યોગ્ય ભિક્ષાટનાદિ પણ કર્તવ્ય રૂપ ધર્મ જ છે. કેમકે જીવિકાના અભાવથી કર્મ લોપ પામે અને પ્રાણનો નાશ થાય. જેથી આપત વિષે બ્રાહ્મણોને યોગ્ય ભિક્ષાટનાદિ પણ અત્યંત આપતકાળ વિષે હીનજાતીને પણ ધર્મરૂપ જ છે. એમ છતાં પોતાની જીવિકા છતાં આપદ્ધર્મને જે અનુસરે અને જે આપના વિષે રહેલો હોય અને જીવિકાવાળાના ધર્મને અનુસરે, એ ઉભય તારે નિંદવા યોગ્ય છે. કારણ કે આપત વિષે બ્રાહ્મણોને બીજાની વૃત્તિથી જીવવું એ અત્યંત વિનાશરૂપ જ છે. આપત્કાળ વિરામતાં અવિનાશ ઇચ્છતા બ્રાહ્મણોને વિધાતાએ પ્રાયશ્ચિત કહ્યું છે. એજ પ્રમાણે આપત્ કાળ વિષે એકને બીજા વર્ણના ધર્મનો આશ્રય ઘટે છે જેથી કરી એકચક્રા વિષેનું હમારૂં ભિક્ષાટન અનુચિત નથી. માટે હે સંજય !આપત્ અને અનાપતના ધર્મને તું સમ્યક્ રીતે જો અને આપત્ વિષે જે સ્વધર્મને અનુસરે અને અનાપત્ વિષે જે પારકા ધર્મને અનુસરે તેમની જ તું નિંદા કર ! મન વશ કરવા તથા બ્રહ્મની એકતા ઇચ્છતા મુમુક્ષુ સન્યાસિયોને સત્પુરૂષનાં ઘર વિષે શાસ્ત્રે જીવિકા કહી છે. પણ જે બ્રાહ્મણ ન હોય તથા બ્રહ્મ વિદ્યાસંપન્ન પણ ન હોય તેણે તો આપત્ અનાપત્ વિષે જે ધર્મ યોગ્ય હોય તેજ ધર્મ પાળવો. વળી હમારા પૂર્વ પિત્રાદિક પિતામહાદિક, યજ્ઞને ઇચ્છનારા બીજાઓ તથા સન્યાસિઓ થઈ ગયા તે મારા કહેલા માર્ગને અનુસરતા હતા અને હું પણ આસ્તિક છું એટલે અન્ય માર્ગ મને પણ માન્ય નથી. હે સંજય ! પૃથ્વિનું ધન અથવા તો દેવતા કુબેર પ્રજાપતિ તથા બ્રહ્મલોક સંબંધી ધનને પણ હું અધર્મથી ઇચ્છતો નથી. તેથી જો હું શાંતિને ત્યાગું તો પણ નિંદ્ય થાઉં અને યુદ્ધ ન કરી સ્વધર્મને ત્યાગું તો પણ નિંદ્ય થાઉં. માટે ધર્મનાં ફળને આપનાર કુશળ, નીતિમાન બુદ્ધિમાન કૌરવ અને પાંડવોના અર્થને ઇચ્છનાર,

મહા યશસ્વી આ વાસુદેવ ભગવાન શ્રીકૃષ્ણ જેમ કહે તેમ કરવા હું તત્પર છું. એ કેશવ ભગવાન મહા વિદ્વાન છે. એમણે વૃષ્ણિ, અંધક તથા ઉગ્ર સેનાદિક સર્વ યાદવોને નીતિને માર્ગે પમાડયા છે. અને એઓ વળી ઇંદ્ર સરખા મનસ્વી, સત્ય વિષે તત્પર, મહા બળવાન અને ભોગવાન થયા છે. કાશીનો બભ્રુ રાજા પણ એ મહાત્મન્ શ્રી કૃષ્ણને પામતાં મેઘસમ સર્વ કામના આ વાસુદેવ ભગવાન એને વર્ષે છે. હે તાત સંજય, એ શ્રી કૃષ્ણ કર્મના નિશ્ચયને જાણનારા છે એમ તું સત્ય જાણ! એઓ હમને તથા સત્પુરૂષને અસંત પ્રિય છે. માટે એમનું વચન હું અતિક્રમણ કરૂં નહિ.

કૃષ્ણ—હે સંજય! તું વિદ્વાન છતાં ધૃતરાષ્ટ્રના લોભ અને દુર્યોધનાદિકનાં ધૃષ્ટતા, દ્વેષ, ઈર્ષ્યા, કામરૂપ પ્રપંચતા, પરદ્રવ્ય હરવામાં ચૌર્યરૂપ આચાર, એમની નિર્લજ્જતા દુષ્ટતા અને અનૃત વાણી આદિક પાપાવિષ્ટ કૃત્યો સામે આવિર્ભાવ પામતાં ધર્મનાં શૌર્ય સ્વરૂપને તું કેવી રીતે નિંદી શકે? ધર્મ, ધર્મવેગ, ધર્મબળ, ધર્મનાં રસ અને સૌંદર્ય અને ધર્મનાં વિનય અને વિવેક સ્વરૂપ, જ્યોતિરૂપ કાળનાં પરિક્રમણમાં એ સહુ કેટલોક કાળ સહન કરી શકે? કાળબળમાં અધર્મ સામે ધર્મ સ્વાભાવિક રીતે જ સ્વબળમાં જ્યોતિરૂપ પ્રકાશ પામતો પ્રવર્તી રહે છે. એ સહુ ક્રિયાસૃષ્ટિના ઉત્પત્તિ કાળથી પ્રવર્તવારૂપ તું જાણતો છતાં ધર્મસ્વરૂપ યુધિષ્ટિરનાં ધર્મરૂપ આચરણને તું કેવી રીતે નિંદી એજ આચરણને અધર્મરૂપ કહી શકે? યુધિષ્ઠિરની યુદ્ધ માટેની તત્પરતા એતો સૃષ્ટિમાર્ગની સ્વાભાવિક જ ક્રિયા છે. શું ધર્મરૂપ યુધિષ્ઠિરમાં અસહનશીલતા, ધૈર્ય, લજ્જા, ક્ષમા, સરળતા, વિવેક, ઔદાર્ય અને અવિનયાદિક ગુણોનો લોપ જોવાયો છે? શું ધર્મસ્વરૂપ યુધિષ્ટિરે સત્યનો કદિ પણ ત્યાગ કર્યો છે? તો એમનું આચરણ અધર્મરૂપ નિંદવા યોગ્ય કેવી રીતે હોઈ શકે? મારૂં તથા યુધિષ્ઠિરનું કો પણ કૃત્ય અધર્મયુક્ત હોઈ શકતું નથી કે હમોમાં ધર્મ ચલાયમાન થતો નથી. હમારી સહુ ક્રિયા તો આત્મધર્મને જ અવલંબી પ્રવર્તતી રહે છે. એમ તું સંશયરહિત સત્ય નક્કી જાણતો છતાં યુધિષ્ઠિરમાં ધર્મનો લોપ શા અર્થે વદી રહે છે? હે સંજય, જેમ હું પાંડવોનાં અવિનાશ

જય અને સમૃદ્ધિને ઇચ્છું છું તેમજ ધૃતરાષ્ટ્ર અને તેના પુત્રોમાં પણ એજ જય, અવિનાશ અને સમૃદ્ધિ આદિકને ઇચ્છું છું. યુધિષ્ઠિર તરફથી પણ એજ શ્રવણ કરૂં છું. અને પાંડવોને પણ શાંતિ પામવા અર્થે જ નિરંતર વાણી કહતો રહું છું. અન્યથા નથી કહતો એમ છતાં પણ હે સંજય રાજ્ય અંગે શાંતિ એતો અતિ વિષમ કાર્ય જ છે. કેમકે પુત્રો સહિત ધૃતરાષ્ટ્ર રાજન્ સમગ્ર રાજ્ય અને સમગ્ર સ્વાર્થની જ ઇચ્છા રાખે છે તો કૌરવોનો કલહ શા માટે વૃદ્ધિ નહિ પામે? સન્યાસરૂપ ધર્મ માટે યુધિષ્ઠિરને તું બોધ કરવા ઉદ્યુક્ત તત્પર થયો પણ યુધિષ્ઠિરનો ગૃહસ્થાશ્રમ તો વેદનાં વિધાનરૂપ જ પ્રવર્તતો રહે છે ગૃહસ્થાશ્રમ વિષે બ્રાહ્મણો અનેક પ્રકારની મતિમાં પ્રવર્તતા રહે છે. તો પણ વેદવચન પ્રમાણે તો ગૃહસ્થાશ્રમ એજ સર્વથી શ્રેષ્ઠ આશ્રમ છે. કેટલાક કર્મથી જ પરલોક વિષે સિદ્ધિ માને છે તો કેટલાક કર્મનો ત્યાગ કરી બ્રહ્મ વિદ્યાથી જ સિદ્ધિ માને છે. ઉદર સંતોષવાને તો વિદ્વાનને પણ આવશ્યકતા છે. એટલે ભોજનાદિક અર્થે સન્યાસિઓને પણ ગૃહસ્થાશ્રમનો જ આશ્રય લેવો પડે છે. જેથી કરી બીજા આશ્રમનું જ્ઞાન ગૃહસ્થાશ્રમમાં પ્રાપ્ત થઈ શકે છે પણ ગૃહસ્થાશ્રમનાં કર્મ અને તેથી પ્રાપ્ત થતું ફળ, આત્મરૂપ વિકાસ કાર્ય અન્ય આશ્રમમાં પ્રાપ્ત કરી શકાતું નથી. ગૃહસ્થાશ્રમ સમગ્ર ધર્મનો સમાવેશ કરે છે. ગૃહસ્થાશ્રમ સમુદ્રરૂપ છે ત્યારે અન્ય આશ્રમો નદીના પ્રવાહરૂપ જ છે. બ્રહ્મવિદ્યા પણ જે કર્મસાધક છે તેજ સફળા છે. અન્ય નહિ. તૃષાપીડિત જેમ જળપાનથી શાંતિ પામે છે તેમ કર્મ તથા તેના અભાવનો વિચાર કર્યાથી કર્મ અહિં જ ફળ દેનારૂં થાય છે. જ્ઞાનનો વિધિ કર્મ સહિત જ પ્રવર્તે છે. એ કર્મઅનુષ્ઠાનથી જ કર્મ નાશ પામે છે અથવા તો અન્ય રૂપમાં કર્મ સહિત જ્ઞાન જ સકળ કર્મના નાશના હેતુરૂપ છે, કર્મરહિત જ્ઞાનને શ્રેષ્ઠ માનનાર પુરૂષ એ સ્વદુર્બળતા જ દર્શાવે છે. અને એની વાણી અને આચાર વિકાસક્રિયા રહિત આત્મસ્વરૂપ પ્રાપ્ત કરવાનાં મિથ્યા ફાંફાંરૂપ જ છે. કર્મથી જ દેવ, ઇંદ્ર, સૂર્ય, ચંદ્ર નક્ષત્ર, અગ્નિ, વાયુ અપ, પૃથ્વી, મેઘ નદિ આદિક સ્વગતિ અને સ્વપ્રકાશમાં પ્રવર્તતાં રહે છે, સત્ય,

ધર્મ, દમ, તિતિક્ષા, સમતા અને પ્રેમને સેવીને જ ઇંદ્ર દેવતાઓન અધિપતિપણાંને પ્રાપ્ત થયો. ઇંદ્રિયોને નિયમમાં રાખી, તુચ્છ સુખને ત્યાગ કરવાથી જ તીક્ષ્ણ બુદ્ધિવાન બૃહસ્પતી દેવનાં ગુરૂપણાને પામ્યા રૂદ્ર, આદિત્ય, વસુ, વિશ્વદેવ, યમ, કુબેર, ગંધર્વ, અપ્સરાઓ પ કર્મથી જ દેવલોક વિષે શોભે છે, તેમ ઋષિઓ પણ બ્રહ્મવિદ્યા, બ્ર અર્થ, તથા ક્રિયાને સેવવાથી જ પરલોક વિષે શોભે છે. હે સંજય એ રીતે સર્વ લોક તેમજ બ્રાહ્મણ ક્ષત્રી તથા વૈશ્યના ધર્મને પ તું જાણતો છતાં જ્ઞાનવાન થઈ કૌરવો વાસ્તે પાંડવોનો નિગ્રહ તું શ અર્થે કરે છે? વેદનાં કર્મમાં પ્રવર્તનાર રાજપુત્ર આ યુધિષ્ઠિરને શિક્ષ કરવા અથવા જીતવા લાયક કોઈ છેજ નહિ. કૌરવોને માર્યા વિન જો પાંડવોને રાજ્યપ્રાપ્તિ સંભવિત હોય અથવા એવી રાજ્યપ્રાપ્તિ માટે બીજો કોઈ પણ ઉપાય જાણમાં હોય તો એઓ અવશ્ય બ અને વેગસ્વરૂપ ભીમસેનને અહિંસામાં ગોઠ્ઠ પુણ્યરૂપ કર્મનું જ રક્ષ કરતા રહે. એઓ સર્વ ક્રિયાને આજ સુધી વશ થઈ ચૂકયા છે. એ મનાં પ્રૌઢ મનોભાવે ઔદાર્ય, ધૈર્ય, ક્ષમા અને શાંતિથી એ સ સહન કર્યું છે. એ અર્થે એમનાં શૌર્યરૂપ આવેગને એઓએ શ અને દમનું પુરતું શિક્ષણ આપ્યું છે. વિવેક, વિનય, સરળતા અ સ્નેહનો એમણે કદિ પણ ત્યાગ કર્યો નથી. તો હવે યુદ્ધ શિવાય રાજ્ય પ્રાપ્તિ અર્થે અન્ય કા ક્રિયા હોઇ શકે? શું એમણે અસહ્ય કલેશ અ અનેક કષ્ટ સહન નથી કર્યા? તો એમના તપોબળનું તેજ આવિ ર્ભાવ પામ્યા વિના કેમ રહે? શમ અને દમયુક્ત વિવેક અને વિનય આચારપૂર્વક કલેશાદિક સહન કર્યા વિના તપોબળનો ઉગ્ર પ્રકાશ જ્યે તિસ્વરૂપમાં પ્રકટી આવિર્ભાવ પામી શકતો નથી. તો શૌર્ય છતાં એવ કલેશાદિ સહન કરવાનાં ક્રિયારૂપ વનવાસ અને અજ્ઞાતવાસ પણ અ યોગ્ય કેવી રીતે હોઈ શકે? જ્યાં સુધી એ સહુ સહન કરવા અવ કાશ હતો ત્યાં સુધી એ સહુ અવકાશને ધર્મરૂપ એઓ માર્ગ આપતા રહ્યા છે. એઓ વનમાં પ્રયાણ ન કરતાં દ્યૂત સમયે રાજ લેવા ધારત તો બળથી પોતાનું રાજ્ય પુનઃ લઈ શકત. પણ એમન ભાગ, એમનું શૌર્ય એમની અંતર શાંતિ, એમનો આત્મવિકાસ, એ

મની આત્મશ્રદ્ધા, એમનાં શમ, દમ, તપ અને સંયમાદિક સહુ અનેક કષ્ટ અને કલેશ સહન કરવા શક્તિમાન હતાં. જેથી દ્યૂત સમયે બળથી રાજ્ય ન ગ્રહણ કરતાં એવાં શાંતિરૂપ બળ અને શૌર્યને જ માર્ગ આપતાં એજ બળને અનુભવ સિદ્ધ સ્વતઃ પ્રભાવવાળું દર્શાવી આપ્યું છે. અને એમ થતાં એમના તપોરૂપ પ્રભાવથી સ્વર્ગ મૃત્યુ અને પાતાળ એમ ત્રણે લોકમાં એમની જ્યોતિનો પ્રકાશ વ્યાપી રહેલ છે. એ તપોબળરૂપ ક્રિયામાં પણ એ પાંડવોએ અનેક ધર્મયુક્ત કાર્ય કર્યા છે. અને દૈવયોગે એ અર્થે જ દુર્યોધનના નિમિત્ત માત્રથી જ એમનાં વનવાસાદિક કર્મો પણ હતાં. તો હવે અન્ય કો પણ ક્રિયાને અવકાશ ન હોતાં ક્ષાત્રધર્મ પ્રમાણે પાંડવો સ્વશક્તિથી યુદ્ધ કરતા મૃત્યુ પામે તો એઓને સૃષ્ટિક્રમમાં ઉત્તમ ગતિ જ પ્રાપ્ત થશે. હે સંજય, એ પાંડવોનાં તપોબળ અને કાળબળ આગળ રાજન્ ધૃતરાષ્ટ્રે અને દુર્યોધને તો હૃદયની કુંઠિત ગતિ જ વ્હોરી લીધી છે. અને સમૂહમાં સ્વ નૃશંસપણાને લીધે અપવાદ અપયશ અને નિંદાને પાત્ર થયા તે તો જુદું. આટલું છતાં પણ હે સંજય જો તું શાંતિ એજ એક માર્ગ કહતો હોય તો આત્માની વિકાસક્રિયાને અવકાશ ક્યાંથી હોય? અને એવું જ શાતિનુ સેવન થતાં તો વળી એક જ તત્વ ઐશ્વર્ય ભોગવે, અને બીજાં તત્વ દીનતા, નિર્માલ્યતા, શૌર્યહીનતા આદિકમાં દબાયલાં તેજહીન, પ્રકાશહીન અલ્પ અને હીનપ્રકૃતિ રૂપ જ સડ્યાં કરે!!! હે સંજય આને શું તું ધર્મ કહે છે? આને શુ તું શાંતિનું સ્વરૂપ કહે છે? આને શું તું મોક્ષ કહે છે? અને આને જ શું તું વેદકર્મ અને વેદ ધર્મની આજ્ઞા કહે છે? સ્વઆત્માના વિકાસ અર્થે વ્યક્તિ માત્રને યુદ્ધ એ ધર્મરૂપ જ છે. તેમાં ક્ષત્રીયોને તો યુદ્ધ એજ અવશ્ય સૃષ્ટિક્રમમાં શ્રેષ્ઠ ફળ આપનાર મહત્ ધર્મરૂપે છે. તો હવે યુદ્ધ કરવું કે યુદ્ધ ન કરવું એ ઉભય પક્ષમાં કયો પક્ષ તું ગ્રહણ કરે છે એજ હું શ્રવણ કરવા ઇચ્છું છું. હે સંજય! ચાર વર્ણોમાં તારૂં પોતાનું જ કર્મ શું છે તે જો, પાંડવોનો ધર્મ શું છે તે પણ જો, અને ત્યાર પછી તારી શિક્ષિત બુદ્ધિ પ્રમાણે પાંડવોની પ્રશંસા વા નિંદા કર!!! ધર્મ, યજ્ઞ, દાન, પ્રજારક્ષણ અને

વેદ ભણવારૂપ ઇશ્વરયજન કરતાં એ સહુ પવિત્ર કર્મોદ્વારા સ્ત્રી
સહિત રાજ્યપુરૂષ ગૃહસ્થાશ્રમધર્મ પાળતાં, એજ ધર્મના પ્રભાવથી, ક્ષાત્ર
ધર્મરૂપ રાજ્યપુરૂષ આ લોકમાં જ કૃતાર્થ થઈ બ્રહ્મલોકને અવશ્ય
પામે. બ્રાહ્મણ વૈશ્ય અને શુદ્રના ધર્મ પણ શાસ્ત્રે યથાવિધિ યથા
હિત કહ્યા છે. આ સહુ ધર્મને યથાર્થ જાણનાર પુરૂષ જ યુધિષ્ઠિર
વિષે ધર્મ રહ્યો છે કે નહિ તે જાણી શકે. એ ધર્મસ્વરૂપ અન્ય પુરૂ
ષની જાણવાની શક્તિ બહાર છે. એવો જ પુરૂષ જાણી કહી શકે
યુધિષ્ઠિર વિષે સહુ ધર્મ રહેલા છે; પણ અધર્મ કદિયે એનામાં વાસ
કરી શકતો નથી. જ્યારે ચૌર સરખો ક્રૂર રાજા બળને ગ્રહણ કરી
પારકાં ઐશ્વર્યની ઇચ્છા કરે અને નીતિહીન થઈ પારકાં ધનાદિકને
ઇચ્છે કે ગ્રહણ કરે ત્યારે જ રાજા અને રાજા અને સમગ્ર
રાજા પ્રજાનું પણ યુદ્ધ થાય છે. ઇંદ્રે કવચ શસ્ત્ર, ધનુષાદિક એવા
અધર્મરૂપ પ્રાણીયોને શિક્ષા અર્થે ઉત્પન્ન કર્યા છે. માટે ચૌર્યરૂપ વૃત્તિ
વાળા અને ચૌરાદિક અધમ પ્રાણીને હણવાથી એવા અધમ જીવને
નાશ કરવાથી પુણ્યની જ પ્રાપ્તિ થાય છે. હે સંજય જેમ પરદાર્ય
દોષ ઇંદ્રથી થયો તેમ આ તીવ્ર કપટરૂપ દોષ ધર્મને નહિ જાણનાર
અધર્મમાં જ પ્રવર્તનાર, અને અધર્મને જ સેવનાર સ્વાર્થી કૌરવો
નિમિત્તે ઉત્પન્ન થયો તો એમાં દોષ કોનો? યુધિષ્ઠિર કે કૌરવોનો?
ધર્મથી પ્રાપ્ત થયેલ પિતાનું રાજ્ય પાંડવો પાસેથી ધૃતરાષ્ટ્રે પુત્ર સ
હિત અકસ્માત રીતે હરી લીધું અને એમ કરતાં ધૃતરાષ્ટ્ર દુર્યોધન
અને એના અનુયાયી કૌરવોએ પ્રાચીન રાજ્યધર્મ પણ જોયા નહિ
તો અત્ર કોનો દોષ? વળી હે સંજય અત્ર કયો ધર્મ પ્રવર્તે? હે
સંજય! દીઠા વગર ધન હરનાર, ચોર, તેમજ નજરે જોતાં છતાં પણ
બળાત્કારથી ધન લઈ જનાર, છળ છદ્મ અને પ્રપંચાદિકથી દ્રવ્ય હર
નાર, અને અજ્ઞાનતા, વિશ્વાસ કે શ્રદ્ધાનો લાભ લઈ ધન લુંટનાર પુરૂષ
જેમ તારે નિંદવા યોગ્ય છે તેમ જ ધૃતરાષ્ટ્રના પુત્ર દુર્યોધનાદિક પણ
તારે નિંદવા યોગ્ય છે. એમનાં કૃત્ય અને આચાર પણ એવાં જ છે
દુર્યોધનની ઇચ્છાને અનુસરતાં ધૃતરાષ્ટ્ર લોભાવિષ્ટ થઈ છળથી રા
જ્યનાં હરણને ધર્મ માને છે પણ વનવાસ અંતે આપવા ઠરાવેલો
પાંડવોનો ભાગ તેઓ હવે પણ શું કરવા આપતા નથી? માટે આ

અવશ્ય ગ્રહણ કરવા યોગ્ય ભાગ નિમિત્ત યુદ્ધ કરતાં, એ અર્થે પ્રાણ અર્પતાં હમારો વધ પણ પ્રશંસાને જ પાત્ર છે. પરરાજ્યથી પિતાનું રાજ્ય શ્રેષ્ઠ છે તો હે સંજય! આ પ્રમાણે પ્રાચીન રાજધર્મો તું સહુ એકત્ર થયેલ રાજાઓની મધ્યમાં કૌરવોને કહે! દુર્યોધને મદથી બોલાવેલ અને યુદ્ધ વાસ્તે એકત્ર થયેલ એ સહુ મૂઢ રાજાઓ પણ અવશ્ય મૃત્યુને વશ થયા એમ તું હે સંજય નક્કી જાણ! કેમકે દુર્યોધનનું કર્મ પાપરૂપ જ છે. એનાં એવાં અનેક પાપ કર્મો કાળબળ અત્યાર સુધી સાંખી રહ્યું પણ એ કાળબળ હવે વધુ સાંખી રહશે નહિ. કાળ ક્રિયાનું બળ અમુક હદ પહોંચ્યા પછી જ પ્રવર્તે છે તેમ અત્ર પણ દુર્યોધનનાં દુષ્કૃત્યોની હદ હવે આવી રહી છે, હે સંજય! ધૃતરાષ્ટ્રની સભામાં દ્યૂત સમયે એ દુર્યોધનાદિકનાં હીન અને અધમ કૃત્યો શું પુનઃ પુનઃ સ્મરણ કરાવવા યોગ્ય છે?

### શાલિની.

જોન જોન કીધી ત્યાં ઉપેક્ષા કરું જો
ભિષ્માદિ શું કૌરવો ના હતા એ ?
કો ધર્મે એ દ્રૌપદી કષ્ટ જોતા ?
વસ્ત્રોહીના જ્યાં! શું લજ્જા ન લેતા ?!! ૪૫૪

છદ્મે લંટી ભાખત તીવ્ર વાણી!!
ધર્મે રહેતું શૌર્ય એ હીન જાણી ?
કો ? કો શાંતિ ભાંય તું આમ ભાખે ?!
ધર્મે હીણા શેં ન શાંતિ જ દાખે ?!! ૪૫૫

વસ્ત્રો ખેંચ્યાં! કર્મ દુઃશાસને જો!
વાર્યો શેં ના ધૃતરાષ્ટ્રે નહિં તો ?!
ત્યાં ત્યાં બેઠા વૃદ્ધ શેં જોઇ રહેતા ?!
એ ક્રિયાએ શું ન એ નાશ લેતા ?! ૪૫૬

ક્યાં ? ક્યાં? એ સૌ લોપ પામ્યા હતા ત્યાં!!
ધર્મે વાણી હા વિદુરેશું બ્હેજ્યાં!!
રક્ષા દેવે એહ વિના હતુ કો ?
દીનાંગે હા કષ્ટ શું જોતું ના કો ?! ૪૫૭

નૃપો ત્યાં સૌ મૂઢ દીનાંગ જોતા !
લોપી શેં સૌ શૌર્ય બેઠા હતા ત્યાં ?!
ધર્મે વાણી શેં ન વધ્યુ જ ત્યાં કો ?
શાંતિ નિંદી દોષ જ્યાં આમ દેતો !!! ૪૫૮

અરે હે સંજય ! એ સહુએ જો દુઃશાસનને ત્યાં વાર્યો હોત, ધૃતરાષ્ટ્રે પણ દ્રૌપદીનાં રક્ષણરૂપ કાર્યથી મારૂં પ્રિય કર્યું હોત તો તેના પુત્ર દુર્યોધનાદિકનું પણ આ સમયે પ્રિય થાત! હે સંજય! ધૃતરાષ્ટ્રે સમયના ધર્મ જોયા નહિ, સમય વહી જવા દીધો તો હવે આવી ધર્મરહિત અર્થહીન વાણી તું શા અર્થે વદે ? હે સંજય ! શું તું કે ધૃતરાષ્ટ્ર રાજન્ એ સહુ જોઈ શકતા નથી ? અરે સંજય ! એ અલ્પ બુદ્ધિશીલ ધૃતરાષ્ટ્ર રાજનને વિદુરે જ ધર્મબુદ્ધિથી ધર્મરૂપ અર્થ કહ્યો. એ સહુ સભા વિષેનાં કૃત્ય જાણ્યા શિવાય હે સંજય ધર્મજ્ઞ પાંડવોને ધર્મઉપદેશ દેવા તું શા અર્થે પ્રેરાય છે ? તું ધર્મજ્ઞ હોઈ એવો ઉપદેશ દેવાની ઇચ્છા માત્ર પણ કેમ કરી શકે ? દ્રૌપદીએ સ્વતેજ આત્મપ્રકાશ, અને સ્વશુદ્ધિથી અત્યંત દુષ્કર એવાં શુદ્ધ કર્મદ્વારા પાંડવોનો ઉદ્ધાર કર્યો. એટલું જ નહિ પણ સમુદ્રના નાવસમ સ્વઆત્માનો ઉદ્ધાર પણ કર્યો ! તો હે સંજય હવે આ સમયે.

## શાલિની.

શું આ ભૂલે ? જીર્ણ હા તીવ્ર ધારા !
શલ્યોરૂપે વાણી વ્હે કર્ણદ્વારા
ભીષ્માદિકો શું શ્વસુરો ન શૃણે ?
શેં રાખી સૌ મૌન બેઠા તુ ખુણે ?!! ૪૫૯

હે સંજય ! સભા મધ્યે ઉભેલી, કષ્ટરૂપ દીનતાથી સંતપ્ત થતી દ્રૌપદીને ભીષ્માદિક શ્વસુરો સમીપ જ્યારે કર્ણે કહ્યું કેઃ—હે દ્રૌપદી હાલ બીજે ક્યાંયે તારી ગતિ નથી. માટે દાસી થઈ દુર્યોધનના ગૃહ પ્રત્યે જા ! તારા પતિ તો પરાજય પામ્યા. આ પાંડુપુત્રો તારા પતિ નથી. માટે તારી ઇચ્છાથી બીજા પતિને વર !" ત્યારે જ આ કટુ વાણીરૂપ તીક્ષ્ણ શરધાર અર્જુનનાં હૃદયમાં શલ્યરૂપે પ્રવેશી રહ્યો ! એની જા તીવ્ર તેજયુક્ત ધારા હજીએ અર્જુનનાં હૃદયમાં સાલ્યાં જ કરે

છે. એણે જે મર્મસ્થાન ભેદ્યું છે, જે અસ્થિ કાપ્યાં છે તેના ઘા હજીયે રૂઝાતા નથી. અરે સંજય! વળી વન પ્રયાણ સમયે કૃષ્ણમૃગના ચર્મ પહેરતાં પાંડવો પ્રત્યે એજ ધૃતરાષ્ટ્ર સુત દુઃશાસને કટુ વચન શ્રવણ કરાવ્યાં કે—"આ પંઢતિલ સમા નકામા પાંડવો નાશ પામી ઘણા કાળ પર્યંત નર્કમાં ગયા"—વળી કંધાર દેશના શકુનીએ પણ દ્યુત સમયે છળથી યુધિષ્ઠિર પ્રત્યે કહ્યું કે "નાના ભાઈઓને તું હારી ગયો, હવે તારે પણમાં મૂકવા યોગ્ય શું છે? હવે તારી પાસ કંઈએ ન હોવાથી દ્રૌપદીનો પણ કરી પાસે રમ!!!" આવાં આવાં અનેક અતિ કટુ અને તીવ્ર શરધારરૂપ વચનો પણ તું હે સંજય! સારી રીતે જાણે છે. એમ સહુ પાંડવોનાં મર્મસ્થળ ભેદી રહ્યાં છે, એમ છતાં પણ હે સંજય! આવી રીતે નાશ પામેલ કાર્યને ઠેકાણે લાવવા હું જાતે જ ધૃતરાષ્ટ્ર સમીપ આવીશ. એથી જો પાંડવો વાસ્તે કૌરવોનો નાશ કરાવ્યા વગર જો શાંતિ પ્રાપ્ત કરાવવા સમર્થ થાઉં તો મારૂં પણ પવિત્ર ચરિત્ર પ્રખ્યાત થાય. કૌરવો મૃત્યુપાશથી બચે અને મને પુણ્યનો લાભ મળે. મારી નીતિયુક્ત, અર્થવાળી અને શાંતરૂપ વાણીને ધૃતરાષ્ટ્રના પુત્રો જો શ્રવણ કરે અને તેમની સમીપ થતાં જ તેઓ મારો સત્કાર કરે તો જ એ સહુ શાંતિરૂપ અર્થ સધાય એમ છે. અને એમ જો ન થયુ તો હે સંજય! તું અવશ્ય જાણ કે અર્જુન અને ભીમસેનનાં પરાક્રમથી ધૃતરાષ્ટ્રના સહુ પુત્રો પોતાના અત્યંત પાપાચારથી નક્કી નાશ પામશે. કોઈ પણ દૈવબળ એમને ઉગારવા હવે સમર્થ થઈ શકશે નહિ. ધૃતરાષ્ટ્રના પુત્રો વેલરૂપ છે ત્યારે આ પાંડવો સાગનાં વૃક્ષસમ છે. મોટાં વૃક્ષના આશ્રય વિના વેલ વૃદ્ધિ પામતી શકતી નથી. માટે હે સંજય! એઓ ઉભય અન્યોઅન્યનું પાલન કરો!! શત્રુને દમનાર પાંડવો સેવા કરવા તથા યુદ્ધ કરવા પણ તત્પર છે. માટે હવે તો ધૃતરાષ્ટ્રે સ્વધર્મ સંભાળવાનું છે. અને એમ એ રાજન્ સહુનાં કલ્યાણ અને શાંતિ અર્થે સમ્યક્ રીતે સંભાળો!! હે વિદ્વાન સંજય! ધર્માચારી મહાત્મા પાંડવો યુદ્ધમાં શૌર્યરૂપ કુશળ અને સમર્થ છતાં શાંતિને અધીન જ પ્રવર્તે છે એમ તારે ધૃતરાષ્ટ્રને યથાર્થ કહેવું.!!!

**સંજય**—હે નૃપનોના પણ દેવ મહાત્મન યુધિષ્ઠિર! તમારી આજ્ઞા માગી

હવે હું જાઉંછું. તમારૂ કલ્યાણ થાઓ !!! મનના આવેશે કરી મારાથી કંઈ અવદવા યોગ્ય વાણી વદાઈ હોય તો દરગુજર કરશો. હે જનાર્દન વાસુદેવ શ્રી કૃષ્ણ, ભીમસેન, અર્જુન, નકુળ, સહદેવ, સાત્યકી, ચેકિતાન, રાજન્દ્રુપદ અને વિરાટરાય આદિ ! તમો સહુની રજા લઈ હું જાઉંછું. તમો સહુનું સુખરૂપ કલ્યાણ થાઓ અને મારા ઉપર કૃપાદૃષ્ટિથી જોશો !!!

**યુ૦**— હે વિદ્વાન સંજય ! અમારી આજ્ઞાથી તું જા ! તારૂ કલ્યાણ થાઓ ! કયારે પણ હમને અપ્રિય લાગ્યુ હશે એવું સ્મરણ તું મા કર ! હે સંજય તને તો સહુ કૌરવો તેમજ હમો શુદ્ધ બુદ્ધિવાળો અને સભાનો મધ્યસ્થ જાણીએ છીએ. અત્ર તો તું દૂત થઈને આવ્યો છે તો પણ કલ્યાણ રૂપ વાણી બોલનારો, શીલવાન તથા તૃપ્તિમાન હોવાથી તું હમને અત્યંત પ્રિય છે. હે સંજય ! તારી બુદ્ધિ કયારે પણ મોહ યુક્ત હોતી નથી અને કોઈનાં દુર્વચનથી તું ક્રોધ પામતો નથી. તેમ જ મર્મસ્થાનને ખુંચે એવી રૂક્ષ કટુ તથા સમય વગરની વાણી પણ તું વદતો નથી. હે સૂત ! તારી વાણી ધર્મયુક્ત, ઘણા અર્થ વાળી તથા અહિંસાયુક્ત જ છે એમ હમો જાણીએ છીએ. તું જ હમને અત્યંત પ્રિય દૂત છે; વા બીજો વિદુર છે. અને વળી અર્જુનને તો તું પોતા સરખો જ પ્રિય મિત્ર છે. માટે હે સંજય ! અહિંથી તું હવે સત્વર જા અને વેદજ્ઞ અને ધર્મયુક્ત બ્રાહ્મણોને મારા પ્રણામ કહેજે. સન્યાસી વૃદ્ધો અને તપસ્વીને પણ મારા પ્રણામ કહેજે અને પુરોહિત આચાર્ય ઋત્વિજોને મળી મારા યથાયોગ્ય કહી એ સહુને કુશળ પૂછજે. પિતામહ વૃદ્ધ ભીષ્મ, વડિલ ધૃતરાષ્ટ્ર, ગુરૂ દ્રોણાચાર્ય, કૃપાચાર્ય, બુદ્ધિમાન વિદુરજી, સોમદત્ત, ભૂરિશ્રવા, દુર્યોધન, કર્ણ, શકુની અને અન્ય રાજ્ય પુરૂષોને પણ પ્રણામ અને કુશળતા યથા ઘટે તેમ કહજે. તેમજ નગરવાસી, અન્ય ક્ષત્રી વૈસ્ય શૂદ્ર, અનાથ, મૂઢ, સર્વકાળ દુર્બળ, અંગહીન આદિકને પણ સ્વવૃત્તિ વિષે યથોચિત પૃથક પૃથક પ્રશ્ન પૂછી કુશળતાદિક સાંત્વન જે જેમ કહેવું ઘટે તેમ યથાર્થ કહજે અને ત્યાર પછી હે ગવલ્ગાના પુત્ર ! બળ જાણવા ઇચ્છતા ધૃતરાષ્ટ્ર રાજનને પ્રસન્નતાપૂર્વક મનસુબો કરી જેમ છે તેમ યથાર્થ કહજે હે સંજય ! સત્પુરૂષ, દુષ્ટ, બાળક, વૃદ્ધ નિર્બળ તથા બળવાન એ

સહુને ઈશ્વર વશ કરે છે. કર્માનુસારે પંડિત મૂઢ અને મૂઢ પંડિત પણ બને છે. માટે હે સંજય કૌરવો પ્રત્યે જઈ મહા બળવાન ધૃતરાષ્ટ્રને પ્રણામ પૂર્વક પગે પડી કુશળ પૂછજે અને કૌરવોથી વિંટાઈ બેઠેલા એ રાજનને કહેજે કેઃ—હે રાજન્ ! તમારા પ્રસાદથી જ પાંડવો સુખે કરી જીવે છે. તેમજ તમારા પ્રસાદથી જ એ બાળક પાંડવો પૂર્વે રાજ્યને પ્રાપ્ત થયા હતા તો એઓને પુનઃ રાજ્ય ઉપર સ્થાપન કરી અને નાશ પામતા એવા એઓની ઉપેક્ષા મા કરો ! આ સર્વ બ્રહ્માંડ પણ કોઈ અસંતોષી એકલાને પણ પૂર્ણ ન હોય તો રાજ્ય તો ક્યાંથી જ હોય ? માટે હે તાત !" આપણુ સહુ એકત્ર મળી જીવીએ અને વૃથા શત્રુને વશ મા થાઓ !! વળી ભારતોના પિતામહ શંતનુના પુત્ર વૃદ્ધ અને બુદ્ધિમાન ભીષ્મને પણ મારા નામથી મસ્તકે પ્રણામ કરી કહજે કેઃ—"હે વૃદ્ધ બુડેલો શંતનુનો વંશ તમે પુનઃ ઉદ્ધાર્યો છે. માટે હે પિતામહ ! તમો સ્વતંત્રતાપૂર્વક તમારા મનથી એવી રીતે કરો કે તમારા પૌત્રો પરસ્પર પ્રીતિમાન થઈ જીવે." કૌરવો સંબધે સદ્વિચાર રાખનાર વિદુરને પણ કહેજે કે "હે સૌમ્ય યુધિષ્ઠિરનું હિત ઇચ્છનાર, તમો યુદ્ધ ન થાય તે રીતે ભાષણ કરો." અને રાજપુત્ર ક્રોધી દુર્યોધનને પણ વારંવાર સમજાવીને કહજે કે "સભામાં આવેલી નિરપરાધી દ્રૌપદીને જે તેં કલેશિત અને દુઃખી થતી જોઈ તે દુઃખપણ "કૌરવોને ન મારીએ તો ઠીક" એમ જાણી હમો સહુ સહન કરી ગયા. પૂર્વાપર કલેશ બળવાન છતાં પણ હમો ક્ષમા કરી ગયા એ સહુ કૌરવો જાણે છે. વનવાસ સમયનું દુઃખ પણ કૌરવોને ન મારીએ તો ઠીક એમ જાણી સહન કરી ગયા, માતુશ્રી કુંતીને અતિક્રમણ કરી તારી આજ્ઞાથી દુઃશાસને દ્રોપદીના કેશનું આકર્ષણ કર્યું તો પણ હમો બોલ્યા નહિ. પણ હે મનુષ્યમાં શ્રેષ્ઠ, પર દ્રવ્ય થકી તારી લોભયુક્ત બુદ્ધિને નિવૃત્ત કર કે જેથી હમો હમારા યોગ્ય ભાગને પામીએ. હે રાજન ! આવી રીતે જ શાંતિ થશે અને એથી જ પરસ્પર પ્રીતિ પણ રહશે. શાંતિને ઇચ્છતા હમોને એક ભાગ પણ આપ. તેમાં અવિસ્થળ, વૃકસ્થળ માકંદી તથા વારણાવત એ ચાર ગ્રામ અને એક પાંચમું ગ્રામ પણ નિવાસ વાસ્તે આપ. હે મહા પ્રાજ્ઞ પાંચ ભાઇઓને એ રીતે પાંચ ગ્રામ આપ કે જ્ઞાતિ સહિત હમને શાંતિ થાય. ભ્રાત ભ્રાતને અ-

નુસરે, પિના પુત્ર સાથે જોડાય અને પાંચાલ રાજાઓ પ્રસન્ન થઇ કૌરવો સાથે મળે!" આ પ્રમાણે કહી હે સંજય! વળી તું એ રાજન્ દુર્યોધનને કહેજે કે "હું શમ તથા યુદ્ધ એમ ઉભય કાર્ય વાસ્તે પણ તત્પર છું. ધર્મ અને અર્થ નિમિત્ત મૃદુ અને દારૂણ કાર્ય વાસ્તે પણ તત્પર છું" અને છેવટે હે સંજય! એ અભિમાની દુર્યોધનને કહેજે કેઃ—

### ઇંદ્રવજ્રા

ધર્મે કરી સાંખી સહુજ રહેના!
હા! હા! હવે તે દિન, ના, જ, બ્હેના!
શૌર્યે તુ ધર્મો અહિં આજ સ્ફુરે
પિતા તણું રાજ્ય ન શેં તું હ્યાં દે?!! ૪૬૦

વળી હે સંજય! કહજે કે!

શેં રાજ્ય વિભાગ તું આપતો ના?
શૌર્યહીણાં પાંડવ ધારતો ક્યાં?
સ્ફુરે હિ જવાળા જવ અંગ અંગે
બાળી પ્રજાળે કંઈ રહે ન સંગ!!! ૪૬૧

હે સંજય જે કહેવાનું છે તે આજ! હવે તું સુખેથી જા?

**સંજય**—મહાત્મન્ યુધિષ્ઠિર હવે હું આપની રજા લઉં છું.

**યુ૦**—સુખી ભવ ( સંજય જાય છે )

( સંજય ગયા પછી ) સભાનું કાર્ય સમાપ્ત થતાં સહુકોને હવે રજા છે. ( સહુએ જાય છે )

( સહુ ગયા પછી સ્વગત )

### ઇંદ્રવજ્રા

હા! હા! શુ થાશે અહિં યુદ્ધ હ્યાં કે?!
એ ધૃતરાષ્ટ્ર સહુ શાંતિ ધાશે?!
શું પ્રેમના ભાવ સહુ ઉભારો
કે કુરૂકુળે દવ અગ્નિ ધાશે?!! ૪૬૨

( આવા વિચારમાં યુધિષ્ઠિર પણ વિરામ પામી રહે છે )

ઇતિગુપ્તપાંડવનામનાટકે સંજયવિષ્ટિક્રિયાચિત્ર નામ સપ્તમોઅંકસમાપ્ત.

# અંક ૮ મો.

## પ્રવેશ ૧ લો.

### ધૃતરાષ્ટ્રભવન.

( સંજય દૂતકાર્યથી નિવૃત્ત થઈ ધૃતરાષ્ટ્ર સમીપ આવતાં )

**સંજય**—હે દ્વારપાળ, મહારાજને વિદિત કર કે યુધિષ્ટિર સમીપ મોકલેલ દૂત આવ્યો છે. મહારાજ નિદ્રાઅધીન ન થયા હોય તો મારે એમને સત્વર મળવું જોઇએ.

**દ્વા૦**—હા હું હવણાં જ જઈ આવું. જરા ઉભા રહો.
( દ્વારપાળ ભવનપ્રવેશ કરતાં ) મહારાજના જય.

**ધૃ૦**—દ્વારપાળ શું છે ?

**દ્વા૦**—મહારાજ ! પાંડવો પ્રત્યે મોકલેલ દૂત આપણી આજ્ઞાની રાહ જુએ છે.

**ધૃ૦**—એને સત્વર પ્રવેશ કરાવ. વળી એને કહે કે " હું કુશળ છું અને સ્વસ્થ છું. તારૂં આગમન સુખરૂપ છે. હું મળવા અતિ ઉત્સુક છુ પણ તું દ્વાર આગળ શા અર્થે સ્તંભી રહ્યો ?"

**દ્વા૦**—જેવી મહારાજની આજ્ઞા ! ( જાય છે ) ( દૂત સમીપ થઈ ) હે દૂત, મહારાજે એમનું કુશળ અને સ્વસ્થતા કહાવ્યાં છે. તમારૂં આગમન સુખરૂપ જ છે એમ જણાવ્યું છે અને વળી ઠપકાપૂર્વક જણાવ્યું કે દ્વાર આગળ સ્તંભી શા અર્થે રહ્યા.

**સં૦**—આ હું સત્વર જ ચાલ્યો. ( પ્રવેશ કરી ધૃતરાષ્ટ્ર સમીપ થઈ ) મહારાજને આ હું સંજય અભિવંદન કરૂં છુ. ભૂમિપતિ ! હું પાંડવો સમીપ જઈ આવ્યો છું. રાજન્ ! શૌર્યશીલ પાંડુપુત્ર યુધિષ્ઠિરે આપનું કુશળ પુછ્યુ છે, તેમજ આપનાં પુત્ર પરિવાર સચિવ આદિ અને આશ્રયજીવીઆદિક સહુની પણ પ્રસન્નતા પૂછી છે.

**ધૃ૦**—સંજય, વિનયશીલ પાંડુસુતને એજ ઘટે. પણ એ યુધિષ્ઠિર ભ્રાતા સહિત કુશળ તો છે ?

**સં૦**—હે ભારતશ્રેષ્ઠ ! દૃઢ નિશ્ચયવાન, નિર્મળ અને સત્ય શીલયુક્ત ધર્માત્મા યુધિષ્ઠિર કુશળ છે અને આપને પ્રાપ્ત થયેલ એમનાં રાજ્યધના-

દિકને પુનઃ પ્રાપ્ત કરવાની ઇચ્છાવાળા છે. એ મહાત્મન્ ધર્મથી દયાને અને ધનસમુચ્ચય કરતાં ધર્મને અધિક માનતા એજ પ્રમાણે પ્રવર્તતા પણ રહે છે. એમનાં સુખ અને એમનાં પ્રિય પણ પરોપકાર અર્થે જ છે. કાષ્ટપુતળીસમ મનુષ્ય પણ પ્રભુ પ્રેરણાથી જ ક્રિયા કરતાં ચેષ્ટાયુક્ત પ્રવર્તતાં રહે છે. એ ધર્મશીલ પાડવોમાં એ નિયમનું યથાર્થ દર્શન થતાં મનુષ્યમાત્રના પ્રયાસ કરતાં દૈવઇચ્છા હું બલિષ્ઠ માનું છું. કર્મદોષે કરી હે રાજન! તમારો સત્વર જ નાશ થવો જોઈએ. પણ જ્યાં સુધી તમારા શત્રુ તમારાં જીવિતની અપેક્ષારહિત જ છે ત્યાં સુધી તેટલો જ સમય હે રાજન્ તમો સહુ જીવવા સમર્થ છો અને ત્યાં સુધી જ તમો પ્રશંસાદિકને પણ પાત્ર થાઓ છો. મહાત્મન્ યુધિષ્ઠિર પાપનો ત્યાગ કરી શોભી રહે છે ત્યારે એમનું પાપ તો એમની નિર્મળતા, એમની સાત્વિકતા અને એમનાં આત્મનિષ્ઠપણાંને લીધે તમો સહુને જ પ્રાપ્ત થાય છે. એટલે કે બ્રહ્મનિષ્ઠ પુરૂષનું પાપ એમના દ્વેષ કરનારને જ પ્રાપ્ત થાય છે. હે રાજન્! ધર્મશીલ પુરૂષનાં વર્તનથી તમારૂં કર્મ તો જુઓ!!! તમારાં પળ પળનાં કૃત્યો અને હૃદયતરંગોને એમનાં કૃત્ય અને એમનાં નિર્મળ પવિત્ર અને સરળ હૃદયનાં નિર્મત્સર ક્રિયાસ્વરૂપ સંગે જરા કસોટીમાં તો ઉતારી જુઓ!!! એમ થતાં તો હે રાજન! તમોએ આ લોકમાં નિંદા અને પરલોકમાં નર્કવાસ જ ગ્રહણ કર્યો છે. ધર્મશીલ પાંડવોને ભાગ અર્પ્યા વિના એકલાએ જ અર્થ ભોગવવાની આસક્તિથી હે રાજન્! ભૂમંડળમાં તમો અપકીર્તિને જ પામ્યા છો. અકુલિન અને અસત્પુરૂષોને આપત્તિ સ્વાભાવિક રીતે જ પીડે છે. ત્યારે કુળશીલ પુરૂષ જો અધર્મથી ન વર્તે, ધર્મ અને અધર્મનાં સ્વરૂપને જાણે, ન્યાય અને સત્યની પરીક્ષા અને તુલના કરી જાણે, એજ પ્રમાણે સ્વસ્વરૂપ અને સ્વશક્તિપૂર્વક કર્તવ્ય અદા કરે તો એ કુળશીલ પુરૂષો તેજ, બળ અને યશાદિક સંગે આત્મજ્યોતિ પણ પ્રાપ્ત કરે છે. ત્યારે તમો તો કુલિન છતાં અધર્મથી વર્તતા હોવાથી તમારાં તેજ યશ અને બળાદિ નષ્ટ થયો છે અને હજીપણ એ નષ્ટતામાં તમારાં કૃત્યથી અભિવૃદ્ધિ કરતા રહો છો. એટલે તમો તો એથી શત્રુનાં યશ બળ અને તેજની જ અભિવૃદ્ધિ કરતા રહો છો. કેમકે શત્રુમાં ધૈર્ય, સહનશીળતા, ક્ષમા, નિર્મળતા, સરળતા અને પવિત્રતાદિકને યોગે

યોગે તમો કરતાં એમનાં યશ, બળ અને તેજનાં માપ વધુ ‹
અંકાય છે. હે ભરતર્ષભ ! ભીષ્માદિકે દ્યુતકાર્યમાં તમને વાર્યા છ
મૂઢતાથી એ કાર્યનો તમે આદરપૂર્વક ઉમળકાભેર સત્કાર કર્યો અ
એમાં જ આનંદિત થઈ તમારા સ્વાર્થની અભિવૃદ્ધિ ઇચ્છી. અ
હજી પણ કર્ણાદિક તમારા મંત્રીને જ અનુસરતા અનુવર્તતા રહો છે
એ મંત્રીઓનો, હજી પણ પાંડવોને એમનું રાજ્ય ન જ દેવાનો, ‹
નિશ્ચય છે. તો એજ નિશ્ચય કુરૂકુળનો અવશ્ય નાશ કરશે એ
સત્ય જાણો ! ! મહાત્મા યુધિષ્ઠિર સંકલ્પ માત્રથી જ તમારો ના
કરવા સંપૂર્ણ રીતે સામર્થ્યવાન છે. અને એવી ઇચ્છા વળી એમ
પાપરૂપ પણ નથી. ચૌર્યકર્મયુક્ત અધર્મી પુરૂષોનો નાશ કરવાર
પાપ અને નિંદા સત્પુરૂષને ભેદી શકતાં નથી. એજ એમનું પુરૂષા
સ્વરૂપ હોવાથી અધર્મી પુરૂષોએ સત્પુરૂષને ક્રોધ સ્વરૂપ ઉપર લ
મૂકવાથી એવા ક્રોધના પાપભાગ એ અધર્મી પુરૂષો જ થાય
અને એવા અધર્મી પુરૂષો પોતાનાં સ્વકૃત પાપમાં એથી ઉલટાં ‹
ધિક અભિવૃદ્ધિ કરે છે. ત્યારે પુરૂષાર્થ અંગે તો સહુ વિઘ્નરૂપ હિ
તાં તત્વોનો નાશ કરી આત્મજ્યોતિનો પ્રકાશ વૃદ્ધિ કરવો એ
કર્તવ્ય રૂપ છે. એમ છતાં પણ હે રાજન્ ! સહુ ક્રિયા કાળ અધ
જ પ્રવર્તે છે. નહિ તો સ્વદેહે સ્વર્ગ લોકમાં વિચરનાર ‹
દેવનાં કાર્ય કરનાર અર્જુન વનવાસના કલેશ શા અર્થે સહન કરે
કર્માનુસારે શૌર્યાદિ ગુણ વૃદ્ધિ અને ક્ષયને પણ પ્રાપ્ત થાય છે. એ
પ્રમાણે ઐશ્વર્ય અનૈશ્વર્ય પણ નાશવંત છે. પૂર્વ કર્મના અંતને
જાણતા બલિરાજાએ પણ અભ્યુદય તથા હાનિનું કારણ ઇંદ્રસ
ના સંવાદમાં કાળને જ માન્યું છે. તેમજ તમો તથા પાંડુપુત્ર સં
ધમાં પણ અત્ર કાળ જ બળવાન છે અને એજ કાળબળે તમ
જ નિમિત્ત માત્રથી ભારત પ્રજાનો અવશ્ય નાશ થશે. હે ભરતશ્રે
આજ તમો સત્તારહિત છો જે સત્તા તમે પોતે તમારાં કર્મ ‹
તમારાં વર્તનથી સ્વહસ્તે જ ગુમાવી છે. તો એવા ક્ષોભથી
આ મારી નિંદાયુક્ત વાણી વહે છે કે હા ! હા ! સમય આ‹
અર્જુન કૌરવસમૂહને અગ્નિસમ બાળી ભષ્મ કરી દેશે. હે રાજન્ ! ‹
કામાત્મા પુત્રના મોહપાશથી જ આ સહુ ક્રિયાફળ તમો એને

કુરૂકુળને પ્રાપ્ત થશે. પુત્રને વશ્ય એવા તમોએ ઘુતયુક્ત ક્રિયા ફળની પ્રશંસા કરી પુત્રના કૃત્યને પણ વખાણ્યુ અને પ્રાપ્ત થતા લાભમાં પણ હે રાજન ! તમારાં હૃદયે ઉલ્લાસ પૂર્વક આનંદ માની હર્ષના ઉદ્દગાર કાઢ્યા. એમ છતાં પણ હે કુરૂશ્રેષ્ઠ ! તમને શાંતિ તો હજી પ્રાપ્ત થઈ નથી. કર્ણાદિક મંત્રીના સંગ્રહ અને સત્ય વદનાર વિદુરાદિકની અવજ્ઞાથી હે રાજન્ ! કો પણ કાળે તમો ભૂમિનું નિરંતર રક્ષણ કરવા સમર્થ નથી ! ! ' હવે મને આજ્ઞા દો. રથવેગથી હું શ્રમિત છું એટલે શયનની સ્વાભાવિક અપેક્ષાવાળો પણ છું અને પ્રાતઃકાળે સહુ કૌરવો ગારાથી યુધિષ્ઠિરનાં વચન શ્રવણ કરશે.

ધૃ૦—( દીનાર્ત ) સંજય તારી વાણી યથાર્થ છે પણ હવે તું જા, શયન કર. અને યુધિષ્ઠિરનાં વચન, તું કહે તેમ પ્રાતઃકાળે સભામાં સહુ કૌરવો શ્રવણ કરશે.

સં૦—નરેંદ્ર હું રજા લઉંછું.

ધૃ૦—હા તું સુખેથી જઈ શયન કર અને આરામ લે.

( સંજય જાય છે ) ( સંજય ગયા પછી )

( સ્વગત ) હા ! હા ! ખરેખર સૂતપુત્ર સંજયની વાણી આ મારાં મર્મને ભેદે છે. હૃદય અસ્વસ્થ થઈ રહે છે. અને આ મારૂં મન અકળાતાં હું ઉરપરિતાપ સેવું છું. હા ! હા ! વિદુર જ એને શાંત કરી શકે એમ છે માટે અત્યારે જ વિદુરને બોલાવું. (પ્રકાશ) પ્રતિહાર

પ્ર૦—( પ્રવેશ કરી ) મહારાજનો જય.

ધૃ૦—પ્રતિહાર ! બુદ્ધિમાન વિદુરને અત્ર સત્વર નિમંત્રણ કરી લાવ.

પ્ર૦—જેવી મહારાજની આજ્ઞા.

( જાય છે )

( પ્રતિહાર ગયા પછી પુનઃ ધૃતરાષ્ટ્ર વિચારમાં પડી જતં )

ધૃ૦—( સ્વગત ) હા ખરેખર ! આ સહુ ફળ શાનાં ? સંજય કહે તેમ કર્ણ આદિ દુષ્ટ મંત્રીઓનું જ આ સહુ પરિણામફળ છે. સત્યવકતા અને ધર્મનિષ્ઠ ભીષ્મ, દ્રોણાચાર્ય અને વિદુર એઓ તો સહુ પાંડવોનું જ હિત ઇચ્છતા હોવાથી—" એઓ કૌરવોના દ્વેષી છે. એમની વાણી કૌરવોનું અહિત કર્તા છે અને એથી જ એ ભીષ્માદિકની વા-

ણી માન્ય ન થવી જોઈએ " આજ સૂત્ર એ કર્ણાદિક મંત્રીઓ, ઋષિ ગણોએ પાંડુ પુત્રોને હમને સોંપી જવાના સમયથી, મારી સન્મુખ પ્રતિપાદન કરતા રહ્યા છે. સો કાંકરે એક કાંકરો પણ લાગ્યા વિના રહતો નથી. ખરેખર એ ન્યાયસૂત્રે પુત્રપાશમાં મૂઢ થઈ સત્ય શીળ ભીષ્મ અને વિદુરની વાણી તરફ હુ અવજ્ઞાયુક્ત જ રહ્યો ! દ્રોણાચાર્યને ગુરૂ દક્ષિણા સમયે હા ખરેખર, પાંડુપુત્ર પ્રત્યે મારો હૃદયભાવ શુદ્ધ, સરળ અને નિર્મળ હતો. તે સમયે યુધિષ્ઠિરમાં દઢતા સ્થિરતા, ધૈર્ય, સહનશીલતા ઔદાર્ય, સત્ય, સદાચાર અને સહુ શીળ યુક્ત હૃદયભાવ હા હું જોઈ રહતો. એથી જ એ યુધિષ્ઠિરને મેં યુવરાજપદ પર સ્થાપિત કરી અભિષેક પણ કર્યો. એણે પોતાનાં વર્તન, શીલ અને ધર્મથી પ્રજાની પ્રીતિ સંપાદન કરી ભ્રાત પાંડુ કરતાં એણે પોતાનો યશ વિશેષ વૃદ્ધિ પમાડ્યો અને ભ્રાતની કીર્તિ પણ ઝાંખી પડી ગઈ. અર્જુન અને ભીમનાં પરાક્રમરૂપ શૌર્યથી અનેક દેશના રાજન નમતા થયા. રાજ્યની વૃદ્ધિ થઈ અને એ સાથે કલેશનુ બીજ પણ સમારોપણ થયું. અહો મનોભાવ ! આજ હું એ સહુ પ્રત્યક્ષ કરી શકું છું. અને તે સમયે તો હા ! હા ! હું પુત્રપાશમાં, પુત્રના સ્વાર્થરૂપી મોહ અંધકારમાં અજાન મૂઢ અને બુદ્ધિહીન અંધ જ થઈ રહ્યો ! ! પાંડવોનાં પરાક્રમ શૌર્ય અને શીલ આગળ દુર્યોધનાદિક મારા પુત્રો નિસ્તે જ દિસવા લાગ્યા ! ! આવો અવલોકન ભાવ પ્રદિપ્ત થતાં જ ઈર્ષ્યારૂપી અંકુર પ્રેરાયો ! ! અથવા કહો કે આવાં અવલોકન ફળે ઇર્ષ્યાનો અંકુર પ્રેર્યો—" શું પાંડુ પુત્રો આગળ મારા પુત્રો નિસ્તે જ દબાયલા રહશે ?" " હું અંધ હોવાથી શું પાંડુ પુત્રો આગળ મારા પુત્રોને રાજ્ય પણ ન મળશે ? " " પુરજન પણ પાંડુ પુત્રોનાં જ યશો ગાન ગાતા હોવાથી શું મારા પુત્રોને એઓ પણ રાજ્ય પ્રાપ્ત નહિ થવા દે ?" "આમ જ થયુ તો મારા પુત્રોની કો ગતિ?" "એઓની શિ અવસ્થા ?" "એઓને અભ્યુદય સ્થળ પણ શુ?" "એઓની ગણના પણ શું ?" "એઓને સુખપણ શું?" "એઓને વૈભવ પણ શો ?" " એઓને તો પાંડવોનાં દાસત્વમાં જ રહેવાનુ તો ? " " એ દાસત્વમાં એમની ઇચ્છા માત્રને જ અધીન વર્તવાનુ તો ? " " પોતાનાં સુખ, વૈભવ અને લક્ષ્મી એ સહુનો આધાર એ પાંડુ પુત્રોનાં જશસ્વીપણાં

ઉપર જતો ?” આવી આવી અનેક અંતર ચિંતા વૃદ્ધિ પામવા લાગી. આમ ચિંતામિશ્રિત ઈર્ષ્યારૂપ અગ્નિનું બળ વૃદ્ધિ પામતાં હું પાંડુ પત્રોને,–મારા પુત્રોની વૃદ્ધિ, અને મારા પુત્રોનાં સુખ સાધન લક્ષ્મી અને વૈભવમા—કંટક રૂપ જ જોવા લાગ્યો. ચિંતારૂપી અનલ વૃદ્ધિ પામતો ગયો. નિદ્રા પણ જતી રહેવા લાગી. અને એમ ચિંતામાં અને ચિંતામાં આ મારૂં હૃદય અકળાટ, અને પુત્રસ્વાર્થના ભયરૂપ અસ્વસ્થતા પણ નિરંતર સેવવા ભોગવવા લાગ્યું. એનો પ્રતિકાર શોધવા લાગ્યુ. એવા પ્રતિકાર રૂપ હૃદય ઉદ્દગારનું સ્થાન શોધવા લાગ્યું. એવે કણિક મંત્રી એવાં સ્થાનરૂપ સ્વાભાવિક પ્રાપ્ત થઈ ગયો. એ કણિક આગળ આવું મારૂં અકળાતું બળતું અને દાવાનળથી પરિતાપ પામતું હૃદય ખોલવા માંડયુ અને એમ કરતાં મેં પુછ્યું કે–“હે દ્વિજ શ્રેષ્ઠ, પાંડવોના ઉત્કર્ષથી મારો ઈર્ષ્યાઅગ્નિ વૃદ્ધિ પામતો રહે છે તો શાંતિ અને વિગ્રહમાં એઓ પ્રત્યે હવે મને કર્યો ધર્મ આદરણીય છે. ?” તો કાણિકે યુક્તિ, પ્રયુક્તિ અને સાવધાનતાથી સહજ શત્રુનો નાશ કરી એમને તો તદ્દન નિર્મૂલ જ કરવા બોધ કર્યો. અને એમ કરતાં વિશેષ વિવેચનપૂર્વક રાજ્ય નીતિ શ્રવણ કરાવી સ્વાર્થ પ્રપંચ, કપટ નિષ્ઠૂરતા, કઠોરતા, દંભશીલ ચાતુર્ય અને શાઠ્યયુક્ત રાજ્ય નીતિનાં સૂત્રો પ્રતિપાદન કરી મારા હૃદયપથપર ભમતાં કર્યાં. એ માટે ક્રૂરતા અને દુષ્ટતાદિક ક્રિયામાર્ગને પણ દોષરૂપ ન કહેતાં એમને તો સ્વાર્થનાં સાધનરૂપ જ ગણાવ્યાં. દંભ, છળ અને છદ્મ ક્રિયાદ્વારા અસત્ય, અસમાનતા અને વિષમતાનુ આવરણ કરતાં એ સહુ સ્વરૂપને સત્ય અને ઉત્કૃષ્ટ દર્શાવવારૂપ બુદ્ધિચાતુર્ય અને બુદ્ધિ પ્રભાવ એજ કાર્યસાધક કુશળતા જણાવી. સ્વાર્થ, ગૌરવ અને મહત્તાની વિરૂદ્ધ જતાં સત્ય પ્રત્યે અવજ્ઞા નિષ્ઠુરતા અને કઠોરતારૂપ શૌર્ય બળની જ મહત્તા વર્ણવી. સત્ય, દયા, સરળતા, નિર્મળતા, પવિત્રતા, આર્દ્રતા, સમાનતા, કોમળતા અને પ્રેમને વશ થઈ સ્વસ્વાર્થ, સ્વગૌરવ, સ્વશૌર્ય સ્વયશ સ્વબળ અને સ્વમહત્તાદિક ગુમાવવાં એ તો હૃદયની નિર્બળતા કે હૃદયનું દૌર્બલ્ય જ ગણ્યું. હા ! હા ! એ જ સૂત્રો દુર્યોધને બાળવયમાં ગૃહી લીધાં અને હું પણ પુત્રપાશને લીધે એજ સૂત્રોનો ભોગ થઈ પડયો. આવા સમયનો અને મારી આવી હૃદય

સ્થિતિનો લાભ લેવા દુર્યોધન પણ ચૂક્યો નહિ. અને એવો લાભ લેતાં તે સમયે દુર્યોધને મને કહ્યું કે—" પિતાશ્રી! નગરજનો પાંડુ પુત્ર યુધિષ્ઠરને જ રાજ્યાસન પર સ્થાપિત કરવાની ચર્ચા કરે છે. ભીષ્મને રાજ્ય જોઈતું નથી. અને હે પિતાશ્રી તમો તો અંધ હોવાથી તમને એ રાજ્ય પ્રાપ્ત થયું નથી. સત્ય જોતાં તો પાંડુ કાકાને બદલે એ રાજ્ય તમારે જ ગ્રહણ કરવું જોઈતું હતું. પણ હે પિતાશ્રી એમ થયુ નથી એટલે તમો હું અને આપણા વંશ જ રાજ્ય હીન રાજ્ય રહિત જ રહીશું. અને એમ થતાં હે પિતાશ્રી હમારી ગણુના પણ શું? પાંડવોને આશ્રયે રહી એમની પાસે યાચક વૃત્તિથી જીવવું એ પિતાશ્રી શું થોડું શલ્યરૂપ છે? એ શું થોડું દુઃખકર્ત્તા છે? હે પિતાશ્રી તમે જો રાજ્યગ્રહણ કર્યું હોત તો હમો આજે આ દશાને પ્રાપ્ત નહિ થાત. તમોથી હમને રાજ્ય પ્રાપ્ત થાત અને સમૂહ તો મૌનપૂર્વક એમના જાતી ગુણ પ્રમાણે અવલોકી રહત!!" ખરેખર દુર્યોધનની આવી વાણીથી મારૂં હૃદય ભેદાયું. તેમાં કણિકનાં રાજ્ય સૂત્રે વૃદ્ધિ કરી મારાં હૃદયમાં લાલસાનો અંકુર સ્ફુરાવ્યો. યુક્તિથી પાંડવોને વાર્ણાવત મોકલી એમનો નાશ ઇચ્છ્યો. પણ દૈવ ઇચ્છા એમને અનુકૂળ થઈ. એમનું તેજ, એમનો યશ, અને એમનાં ગૌરવ લક્ષ્મી આદિક તો ઉલટાં વિશેષ વૃદ્ધિ પામ્યાં. અર્જુન સ્વયંવરમાં દ્રૌપદીને વર્યો. દ્રુપદરાયથી એ પાંડુપુત્ર બળાન્વિત થયા. એમને રાજ્યભાગ આપવો પડ્યો અને રાજસૂય યજ્ઞે એમની કળાની સંપૂર્ણતા દર્શાવી એટલે દુર્યોધનનો ઈર્ષ્યાગ્નિ પાછો પ્રકોપ પામ્યો. સાથે એ પાંડવની સભાનાં કૃત્યથી દ્વેષ ઉમેરાયો અને ધૂતરૂપ છદ્મ રચાયો. મેં સમતિ આપી અને એ છદ્મરૂપ ક્રિયાફળની પણ હવે અવધી આવી રહી એટલે મારા જીવને વળી ઉચાટ, કલેશ અને પરિતાપ આમ પીડતા રહે. હૃદય સ્વસ્થ થતું નથી જીવને શાંતિ મળતી નથી કે શું હજી પણ દુર્યોધનનાં કૃત્યમાં સહભાગી થવું? દુર્યોધન દુરાગ્રહી છે એ સ્વમમત્વ કદિ પણ ત્યાગે એમ નથી. હજી પણ એ પાંડવોને રાજ્યથી દૂર અને દૂર જ રાખવાની વાત કરે છે. અને એ માટે મારી સંમતિ માગે છે. અરે હવે તો એને મારી સંમતિની પણ જરૂર નથી. ધીમે ધીમે સર્વ સત્તા સ્વહસ્ત લઈ લેવાથી મારી સંમતિની

પણ હવે એને મુદ્દલે અપેક્ષા નથી. એ તો કહે છે કે " પિતાશ્રી તમો સંમતિ આપો વા ન આપો તો પણ હું તો પાંડુપુત્રને રાજ્ય કો પણ કાળે પાછું આપનાર નથી." આવી સ્થિતિમાં હૃદયને બેચેની ગંચવાટ અને અકળાટ સ્વાભાવિક થાય. તેમાં સંજય વળી મારાં કૃત્ય અને મારા આચાર નિંદી ગયો તેથી એમાં વિશેષ વૃદ્ધિ થઈ. એ સહુનાં શમન અર્થે જ વિદુરને બોલાવ્યો છે. તે હવે આવતો હશે. વિદુર બુદ્ધિમાન, ધર્મજ્ઞ અને નીતિવાન છે. એજ મને શાંતિ આપી શકે એમ છે.

( આવા વિચારમાં ધૃતરાષ્ટ્ર રહે છે એટલે પ્રતિહાર પ્રવેશે છે )

**પ્ર૦**—મહારાજનો જય.

**ધૃ૦**—પ્રતિહાર શું છે ?

**પ્ર૦**—મહારાજ વિદુરજી આવ્યા છે.

**ધૃ૦**—એમને સત્વર પ્રવેશ કરાવ.

**પ્ર૦**—જેવી મહારાજની આજ્ઞા. ( જાય છે. )

( વિદુર પ્રવેશ કરે છે. )

**વિ૦**—( પ્રવેશી ) મહારાજ, હું વિદુર આપને અભિવન્દન કરૂં છું.

**ધૃ૦**—વિદુર ! તું આવ્યો.

**વિ૦**—હા ભરતર્ષભ, મને શી આજ્ઞા.

**ધૃ૦**—વિદુર તું આસન લે.

**વિ૦**—ભ્રાત શ્રેષ્ટ, હું બેસું છું. ( બેસે છે ) આમ રાત્રીના સમયે મને બોલાવવામાં કંઈ ઉદ્દેશ હોવો જોઈએ.

**ધૃ૦**—હા પ્રાજ્ઞ ! સંજય હવણાં જ યુધિષ્ઠિર સમીપથી આવી મળી મને નિંદી ગયો છે. પ્રાતઃકાળે તે ધર્માત્માનો સંદેશ સભા સન્મુખ સહુ કૌરવોને એ વિદિત કરશે. પણ તે પ્રથમ તો હે ભ્રાત !

**શિખરિણી**

ઝુરે હા આ ગાત્રો ઉર વળીં વળી દીન બનતાં ! !
અહા શૌર્યે વ્હેતા કવણ ઉર લૈ ક્યાંય ધસતા ?।
ખરે ચિંતાવૃદ્ધિ ઉર દહી દહે શાંતિ હું હરે
ન હા નિદ્રા જાગું વળીં વળીં શું કૂહે સંજય ખરે ! ! ! ૪૬૩

વિ૦—હે ભરતર્ષભ, બળવાન શત્રુથી વેષ્ટિત, સાધન હીન બળહીન, કામથીપીડિત, ચોર અને દ્રવ્ય જેનું નાશ પામ્યું છે એટલાને નિદ્રા ન હોતાં એ સહુની ચિંતા અભિવૃદ્ધિ પામતી રહે છે. માટે હે ભ્રાત શ્રેષ્ઠ, નમારૂં હૃદય મોહ, ભ્રાંતિ કામ કે ભયથી પીડાતું હોવું જોઈએ.

ધૃ૦—ભ્રાત મને સમજ નથી પડતી કે હું કઈ ઉરબાધાથી પીડાઉં છું. પણ આ મારૂ હૃદય અકળાટ અને વ્યગ્રતાને તો અનુભવે છે.

વિ૦—હે રાજન્! પરદ્રવ્યસ્પૃહાથી તો તમો પરિતાપ પામી તપાયમાન નથી થતા? વ્યગ્રતાનો ઉદ્ભવ મોહાંધપણાને માનીને તો નથી? સ્વકર્તવ્યમાં નિષ્ઠાની હાની તો હૃદયને અકળાવતી નથી?

ધૃ૦—હે તાત વિદુર! આપણાં રાજર્ષિકુળમાં પ્રાજ્ઞ પુરૂષે સંમત એવો તું એક જ છે. માટે હમારૂં શ્રેય ક્યાં આગળ છે તે તું કહે. વળી તું ધર્મ અને અર્થમાં કુશળ હોઈ ધર્મનીતિ અને હૃદરનાં શાસ્ત્રને સારી રીતે જાણે છે. માટે અત્ર હવે મારાં હૃદયને શો માર્ગ છે તે તું અ-અવસ્ય કહેવા યોગ્ય છે.

વિ૦—ભરતર્ષભ નરેંદ્ર! પંડિત પુરૂષો જ એ માર્ગને સારી રીતે જાણી એ પ્રમાણે આચરી શકે છે.

ધૃ૦—ત્યારે હે પ્રાજ્ઞ! પંડિતનાં લક્ષણ શું?

વિ૦—ભ્રાતશ્રેષ્ઠ, હા હું એજ કહું.

ધૃ૦—હું શ્રવણપૂર્વક જ છું.

વિ૦—ભ્રાત ત્યારે શ્રવણ કરો.

### ઈંદ્રવજ્રા

ક્રોધો ન લજ્જા નહિ ગર્વ ભેદ
હા હર્ષ ઉદ્રેક ન અંગ જે દે
વિવેક ત્યાગે ન ઉરે ખીજંતાં
એ શાંત આત્મા ઉરશૌર્યવંતા. ૪૬૪

મોહો ન પીડે નહિ વૃત્તિ બીતા
ના વિઘ્ન હાની ઉર શલ્ય દેતાં
સંકલ્પ ના! ના! કદિ ઉર જાગે
આત્માતણા ભાવ શુઆત્મ રાગે! ૪૬૫

જ્યાં સિદ્ધિ કાર્યો સહુ નિશ્ચયો દે
જાણે સ્વશક્તિ રસ અંગ એ લે
કાજો ન જાતા વિન અર્થ જે જે
શોચે ન કાર્યો નહિ કાળ હા એ. ૪૬૬

એ સંયમી, ના પરિતાપ સેવે
માનાપમાનો સહુ અંગ ટેવે
ના ક્ષોભ લેતો, નહિ દીન બુડે
હા સ્થિર શાંતિ હૃદનીર એ દે. ૪૬૭

ત્યાગે તુ કામો લહી આત્મધર્મો
ને અર્થશું બુદ્ધિ લહે જ કર્મો
હા વસ્તુ સ્થિતિ સહુ નષ્ટ જાણે
નિર્લેપ રૂહેતાં નહિ રાગ આણે. ૪૬૮

ધૈર્યે વહંતો રત આત્મકર્મે
ને શીઘ્ર બુદ્ધિ વહતી સુમર્મે
સ્મર્ણે વ તર્કે જહિં ઉગ્ર બુદ્ધિ
અર્થો વદંતી રૂપ ભાવ શુદ્ધિ ! ૪૬૯

વાણી સભાશું વહતી અખંડા
જાણે ઇતિહાસ વ શાસ્ત્રગંગા
વ્યાખ્યાન ર્હેવા તુ કુશાગ્ર બુદ્ધિ
હા પંડિતે એ સહુ આત્મઋદ્ધિ ! ૪૭૦

કર્તવ્ય જાણે પુરૂષાર્થ સેવે
ને શીઘ્ર બુદ્ધિ સહુ અંગ ટેવે
હા શીઘ્રતાએ, ઋણ અર્પતાં તો
આત્મા ન રૂહે, હીન વિશાળતા તો. ૪૭૧

હા શિષ્ટ મર્યાદ ન લોપતો જે
આરક્ત શાસ્ત્રે રૂપબુદ્ધિ દે એ
ના ભ્રષ્ટ થાતો પુરૂષાર્થ હાવે
આપત્તિ સ્હેતો ન તુ, મોહ ભાવે ! ૪૭૨

હા સત્ય જોતા ઉર એ ધસંતું
જ્યાં જ્યાં ગતિ એ, રૂપ તે વદંતું
ઔદાર્ય ભાવે રૂપ ઉચ્ચ પોષે
એ એ ક્રિયા અંગ હિ શિષ્ટ ક્હેશે ! ! ! ૪૭૩

ના મૂઢ ભાવે કદિ સત્ય લોપે
કાળે ગુંથાતાં નહિ ઉર ડૂબે
ભીતા ન દીના, ઉર એહ ભાવો
આ સત્ય ! આ સત્ય ! પુકારતાં નો ! ' ૪૭૪

હા કાળશું કાળ તુ સત્ય દેતો
આત્મા પ્રકાશે નહિ હીન ર્‌હેતો
એ ઉરશૌર્યો જહિં હા પ્રકાશે
"હા ધન્ય !" "હા ધન્ય !" ઉરો ઉન્નરો ! ! ૪૭૫

એ શિષ્ટ ઉરો કહું જ્યાં વસંતાં
ત્યાં સત્ય ને શૌર્ય સહુ ધસંતા
આચાર હા શિષ્ટશું જોઈ એ એ
મર્યાદ બાંધી ફરતા સહુ એ. ૪૭૬

ઉત્કૃષ્ટ આત્મા કહું શિષ્ટનો હા
આચાર બોધી સુખ અંગ દે જ્યાં
ગુરૂ ખરા ઉરથી એહ લોકે,
ઉન્નત આત્મા સહુ શાંતિ તો ફ્હે ! ૪૭૭

ભ્રાતશ્રેષ્ઠ ! પંડિતનું ઉરકાર્ય આ મેં સંક્ષિપ્તમાં કહ્યું. એ પંડિત લોકો જ જનસમૂહના નેતા છે. એમનાં જ આચરણને સમૂહ અનુકરણરૂપે અનુસરે છે. એમનો સ્વાભાવિક ઉરભાવ જ એવો ઉત્કૃષ્ટ અને ઉન્નત હોય છે કે વ્યવહારમાં સહુ ક્રિયામાર્ગનું એઓ સ્વઆચરણદ્વારા સ્વાભાવિક રીતે જ સ્પષ્ટિકરણ કરી દે છે, કે એવા ક્રિયામાર્ગનાં દર્શક એમનાં એવાં ઉર થઈ પડે છે ! તો હે ભરતર્ષભ. આ સહુ ગુણો એ મહાત્મન્ યુધિષ્ઠિર વિષે વાસો કરી રહ્યા છે. દયા, ધર્મ, સત્ય પરાક્રમ, અને તમો વિષે વડિલ તરીકે પૂજ્યપણાની ભાવનાથી એ ધર્મા-

તેમન્ સહુ ક્લેશો સહન કરી રહે છે. સહુ ગુણસંપન્ન રાજા ત્રૈલોક્યનો અધિપતિ થાય છે અને યુધિષ્ઠિરમાં સહુ ગુણે વાસ કર્યો છે માટે એ પણ ત્રૈલોક્યપતિનાં સ્થાનને જ યોગ્ય છે.

**ધૃ૦**—ત્યારે મારા પુત્રોમાં હે પ્રાજ્ઞ! તું શા દોષ જુએ છે ?

**વિ૦**—હે ધર્મશીલ! તમારા પુત્રોમાં તો મૂઢતાએ જ વાસ કર્યો છે.

**ધૃ૦**—ત્યારે હે પ્રાજ્ઞ! મૂઢતાનાં લક્ષણ શું ?

**વિ૦**—ધર્મશ્રેષ્ઠ, આપની જીજ્ઞાસા વૃદ્ધિ પામતી રહે છે તો એ પણ કહું.

**ધૃ૦**—હા ધર્મજ્ઞ! એ સહુ તું અવશ્ય કહે.

**વિ૦**—ત્યારે હે નરેંદ્ર! શ્રવણ કરો.

**ધૃ૦**—હા ભ્રાત! હું ધ્યાનપૂર્વક જ છું.

**વિ૦**—ત્યારે શ્રવણ કરો.

જાણે ન જે સત્ય વ સત્યભાવો
બુદ્ધિતણા વાદશું જ્યાંય હાવો
જ્યાં લોપ પામી ઉર મંદ ધાતાં
કુંઠિત ઉરો સહુ મૂઢ જાતાં!! ૪૭૮
જે વૃત્તિના ભેદશું વૃત્તિ પાતાં
ને વશ્ય વૃત્તિ થઈ અંગ ન્હાતાં
ઝીલે ન હા સત્ય ન ગર્વ ત્યાગે
એ મૂઢ વૃત્તિશું ન આત્મ જાગે!! ૪૭૯
જ્યાં ઉચ્ચ ઉરે ઉર ભાવ જોતાં
ધાતું ન આર્દ્રા ઉરવૃત્તિ ખોતાં
હા નિર્મળું કુળું હૃદે ન વાતું
નિષ્ઠુરતા મૂઢ હૃદે તુ પાતું!!! ૪૮૦
જ્યાં જ્યાં ગ્રહે ન્યાય ન સત્ ક્રિયાઓ
ને કાળક્ષેપે ડુલી મંદ ધાઓ
ને સત્ય ડુલે જહિં વૃત્તિ ક્ષુદ્રા
ના નિશ્ચયો દે અહિં મૂઢ મુદ્રા!! ૪૮૧
હા તર્ક વિતર્ક વડે ભમંતા
ને સત્ય ભાવો ન ઉરે લહંતા

ના શીઘ્ર બુદ્ધિ રૂપ ઉર જોવા
ત્યાં ત્યાં સહુ ભાવ તુ મૂઢ લેવા !! ૪૮૨
હા વૃત્તિનાં રંગશું વ્રિત્તિ રાચે
લોપે હિ ઉરે કહું વૃત્તિ યાચે
પ્રાધાન્ય ભાવો અહિં વૃત્તિ લેતાં
ડૂલે તુ ઉરે મૂઢ વૃત્તિ વ્હેતાં !! ૪૮૩
મોહે ગ્રહે કાર્યશું જ્યા ક્રિયાઓ
ને સત્ક્રિયા જ્યાં થતી લુપ્ત ક્રિયા
હા દંભને ડોળશું વેશ ધાતાં
સત્યો ડૂબે કો મૂઢતા ન પાતા ? ! ૪૮૪
વૃત્તિતણા પાશ ન જેહ જાણે
ને લુબ્ધ ભૂલે સહુ સત્ક્રિયાને
ક્યાં ઉર વા અર્થ વ કામ ભેદો
જાણે ન સિદ્ધિ અહિં મૂઢ એ તો ! ૪૮૫
જ્યાં સંશયો નિત્ય ઉરોહિ ભેદે
કો કાર્ય સિદ્ધિ નહિ અંગ એ દે
આત્મા, હ્રદે, બુદ્ધિ ન ભેદ જાણે
એ મૂઢ આત્મા કહું કો વખાણે ? ૪૮૬
ક્યાં શૌર્યનો વેગ સદા વહંતો
ક્રિયાશું કો શ્રેષ્ઠ ન જે લહંતો
હા સત્યવેગો જહિં મૂઢ ત્યાગે
સંસર્ગ વૃત્તિશું તુ મોહ માગે ૪૮૭
હા સ્વાર્થશું અંધ થઈ ફરંતો
ચેષ્ટા તુ પોષે હીન વૃત્તિવંતો
ઔદાર્યભાવો નહિ જ્યાંય જાગે
એ સ્વાર્થ જીવી મૂઢ શુંય માગે ? ! ૪૮૮
હા સાંકડું ઉર લઈ ભમંતાં
મૂઢો ન દીઠા કહિં ક્યાં નમંતા

લક્ષ્મી તુ સેવે નિજ સ્વાર્થ અંગે
ક્યાં ઉર જાતું હિ પરાર્થ સંગે ? ! ૪૮૯

આચાર ચેષ્ટા નહિ એહ જાણે
સંસર્ગકીડો નિજ વૃત્તિ ભાને
વિશાળ ભાવો જહિં ઉર માગે
હા સાંકડો થૈ મૂઢ ઉર ત્યાગે ! ! ૪૯૦

વિદ્યા ન જાણે નહિ ઉર જાણે
વિદ્યાતણા ભેદશું મૂઢ જ્ઞાને
એ અંધ આત્મા વહતાં ક્રિયાશું
હા ક્ષોભ, કાળે મૂઢ કો, ન દેશુ ? ! ૪૯૧

જાણે ન જે કાળ વ આત્મશક્તિ
વિશ્વાસ યોગ્યે નહિ ઉર ભક્તિ
વાણી પ્રલાપે જહિં દોષ જોતા
હા આત્મ દોષો નહિ મૂઢ લેતા ! ! ! ૪૯૨

સ્વાર્થો તુ સાધે હીન વૃત્તિ રૂપે
ને ક્રૂરતા રૂપ સદા હિ કૂપે
પોષે ન કુટુંબ વ સ્નેહી વર્ગો
એ મૂઢતાશું કુણ દેત અર્ધ્યો ? ! ૪૯૩

હા શાંત આત્મા તુ અશક્ત માને
દૌર્બલ્ય તુ શીલ ગુણેશું આણે
હા ગર્વને તોરશું જે છકી રહે
એ મૂઢતાશું અતિ કો કદિ કહે ? ! ૪૯૪

સ્વાર્થે મચી જે નહિ ન્યાય જોતા
જે યોગ્ય ને યોગ્ય ન ભાવ દેતા
જ્યાં સત્ય રૂપો ન ઉરે ઠરંતાં
એ એ સહુ દેહ તુ મૂઢવંતા ! ૪૯૫

નિષ્ઠુર જ્યાં સત્ય રૂપે તુ ધાતા
ને ગર્વભેદે નહિ ન્યાય પાતા

ના,—અંધભીરૂ વહી—સત્ય કહેતા
એ એ રૂપો છવ તુ મૂઢવંતા ! ! ! ૪૯૬
હા શક્તિ હોતાં, નહિ શક્તિ માને
ને સત્ય જોતા થતું છિન્ન ભિન્ન
હા સત્યને એમ લુપાવતાં એ
ક્યાં ? ક્યાં ન આપે રૂપ મૂઢ તો એ ? ! ૪૯૭
જે વૃત્તિનાં તોરશું મગ્ન ધાતા
જોતા ન ક્યાં સત્ય તુ રૂપ વાતાં
"યાચે ન શેં સત્યરૂપો અહિ હુ"
ઇચ્છંત ફિરો સહુ મૂઢ લેઉ ! ! ! ૪૯૮

હે ભારત ! આવા મૂઢવૃત્તિનાં ભેદ શું કથી શકાય એમ છે ? સત્ય-સ્વરૂપ આત્માનાં સ્વરૂપથી વિમુખ થતાં અનેક મૂઢતાનાં જ સ્વરૂપ આવિર્ભાવ પામી રહે. તો હે નરેંદ્ર, આવા અનેક દોષ તમારા પુત્રને ભેદી રહે છે. જે હૃદય સત્ય ગ્રહી શકતું નથી, સત્ય વદી શકતું નથી, કર્તવ્યઅંગે સત્ય પ્રકાશી શકતું નથી, કે સત્ય વદવામાં અને પ્રકાશવામાં વિલંબ, આલસ્ય અને ગફલત કરે છે અથવા તો એવી અનેક ક્રિયાદ્વારા કાળચક્રમાં સત્યના આવિર્ભાવને કિંચિત્ કાળ પણ જે હૃદય તીરોભૂત થઈ પડે છે, એ સહુ હૃદયો કાળબળે અને કાળ-સંસર્ગમાં મૂઢતાનાં જ આવિર્ભાવ સ્વરૂપ છે. હે ભ્રાતશ્રેષ્ઠ ! એ મૂઢતા તમારા પુત્રોને ઘેરે છે. તમારા પુત્રોનાં હૃદય, વિશાળ નિર્મળ. કોમળ આર્દ્ર, પવિત્ર હોઈ ઉન્નત પાત્ર અને ઉન્નત હૃદય પરત્વે સમાનતાપૂર્વક સમગ્રરીતે તીવ્ર, શીઘ્ર, આર્દ્ર, કોમળ, સરળ અને પાત્રતાને ગ્રહી વધાવી લેવા યોગ્ય ઉલ્લાસપૂર્વક વહતાં નથી. એથી તો એ ગુણોનો અભાવ એમનાં હૃદયની નિષ્ઠુરતા, કઠોરતા, વક્રતા, આડંબર, આલસ્ય, અવજ્ઞા, દંભ, અને સ્વાર્થરૂપ હૃદયની હીન અને કુંઠિત ગતિ કે એ એવી ગતિસ્વરૂપ મૂઢતાનું જ ભાન કરાવે છે. ત્યારે આત્માનો વિકાસ આત્માનું શૌર્ય, આત્માનું બળ, આત્માનું તેજ અને આત્માનો પ્રકાશ એ સહુ મૂઢતાનો નાશ કરે છે. એવા આત્માની કર્તૃત્વજ્ઞતા આગળ સહુએ પ્રકારની મૂઢતા અસ્તવ્યસ્ત નાશ લોપવંત થતાં સ્વ-

રેણુરૂપે પણ દર્શન યે દેતી નથી. માટે જ હે નૃપવર, આમ એ સહુ સ્વરૂપનું ભાન થતાં આપનાં હૃદયને શાંતિ અવશ્ય પ્રાપ્ત થશે. એમ સહુ ઉત્કૃષ્ટ ગુણોના સેવનથી આત્માનો પ્રકાશ આવિર્ભાવ પામતાં હૃદયના સહુ અકળાટ, ક્ષોભ અને પરિતાપાદિક લય પામી જશે. માટે હે ભરતશ્રેષ્ઠ! આત્માનો પ્રકાશ શોધવા જ પ્રયત્નશીલ રહો! પાંડવો પ્રત્યે સમાન ધર્મે ન્યાયયુક્ત રહતાં સ્નેહ અને પ્રેમનાં સ્વરૂપને આચારક્રિયામાં મૂકી એજ સ્વરૂપવત્ થઈ રહી આત્માનો વિકાસ દર્શાવો! હે નરશ્રેષ્ઠ, એટલે હૃદય,—ક્રિયાસ્વરૂપ દ્વારા— આપોઆપ જ કોમળ, નિર્મળ, પવિત્ર અને આર્દ્ર થતાં સહુ ક્લેશો સ્વાભાવિક રીતે જ નષ્ટ થઈ નિર્મૂલ થઈ જશે. કેમકે હૃદય આત્મામાં જ તન્મય અનુરાગશીલ રહતાં કોઈ પણ પ્રકારના ભય કે ક્લેશાદિક એને ભેદી શકતાં નથી. હૃદય આત્મસ્વરૂપનાં ઉન્નત તત્વોદ્વારા ગતાનુરાગશીલ અને આત્માના બળરૂપ બળિષ્ઠ જ થઈ રહે છે. માટે હે ધર્મશીલ! હૃદય આત્મામાં જ એવું અનુરાગશીલ રહે એ અર્થે હૃદયમાં, સમગ્રતા, વિશાળતા, કોમળતા, નિર્મળતા, પવિત્રતા, શૌર્ય, પ્રેમ, નિસ્પૃહતા, સ્વાર્થત્યાગ અને સત્યપરાયણતા આદિક ઉન્નત ગુણોને જ કેળવી એમને જ ક્રિયામાર્ગમાં મૂકી સ્વઆત્મજ્યોતિનો જ આવિર્ભાવ દર્શાવો! એજ સહુ ક્લેશનાં મૂળ છેદન કરશે. હે નરોત્તમ! પ્રાણી માત્રને કર્મ ક્યારે યે અને ક્યાંયે પણ ત્યાગતાં નથી. માટે હે કુરૂશ્રેષ્ઠ. એજ કર્મ આપને, અંધ તિમિસ્ત્રારૂપ નર્કદ્વાર પ્રત્યે, ગમન કરતા અટકાવો! એજ ઉત્કૃષ્ટ કર્મ આપને મૃત્યુના ભય અને મૃત્યુમાત્રથી મુક્ત કરતાં મોક્ષ સ્વરૂપની પ્રાપ્તિ કરાવો! અને હે ભરતર્ષભ! એથી એજ આપને અભિષ્ટ હો!!!

ધૃ૦—હા ધર્મજ્ઞ! એ સહુ હું હવે સારી રીતે સમજું છું. પણ આત્મસ્વરૂપની મને પ્રાપ્તિ નથી. માટે આત્માનું સ્વરૂપ શું એ મને દર્શાવ. એનો મને બોધ કર કે જેથી એને ક્રિયામાર્ગમાં મૂકવા હું પ્રયત્નશીલ રહું.

વિ૦—મહારાજ, સનાતન અને સર્વ બુદ્ધિમાન સનત્સુજાત "મૃત્યુ જેવી કંઈ વસ્તુ નથી" એમ જેઓ કહે છે તે મહાભાગ એ સહુ ધર્મો તમને કહેશે.

ધૃ૦—હે વિદુર, શું તું એ જાણતો નથી ?

વિ૦—હું એ સહુ જાણું છું પણ એ કહેવા હું ઉત્સાહ રાખતો નથી. યોનિદોષ એ માટે બાધ કરે છે.

ધૃ૦—હા તું શુદ્ર યોનિમાં જન્મ્યો તેથી શું ? તારૂં હૃદય અને તારાં કર્મ એ સહુ શુદ્રત્વને અતિક્રમણ કરે છે.

વિ૦—મહારાજ એ સત્ય હો ! એમ છતાં પણ કાળક્રિયામાં કર્મ, અધ્યાસ, શ્રદ્ધા અને ભાવનાનાં સ્વરૂપ એવી વિચિત્રતાપૂર્વક પ્રવર્તે છે કે એક જ સત્ય બે પુરૂષ કહે પણ અધ્યાસસ્વરૂપ, સંસર્ગગતિ અને વ્યવહારરૂપ એમનાં ક્રિયમાણ આદિને લેતાં, જેમને ઉદ્દેશી એવી બોધરૂપ વાણી વદવામાં આવે તેમની ઉરક્રિયામાં, તેમની શ્રદ્ધાગતિમાં અને તેમની હૃદયગતિનાં ગ્રહણશક્તિસ્વરૂપમાં એટલો બધો અંતર પડી જાય છે કે એકનું સત્ય હૃદયપર ઠરી શકતું નથી. એટલું જ નહિ પણ એજ સત્યસ્વરૂપ વાણીના મિથ્યા પ્રલાપ સ્વરૂપમાં જ દૃષ્ટિગોચર થાય છે. જેથી સત્યને સત્ય છતાં પણ હૃદય ગ્રહણ કરી શકતું નથી. ત્યારે અન્યનાં અધ્યાસસ્વરૂપ, સંસર્ગસ્વરૂપ અને ક્રિયમાણસ્વરૂપરૂપ બોધ કે વાણી શ્રવણ કરતાં પુરૂષનું હૃદય સ્વાભાવિક રીતે જ શ્રદ્ધાન્વિત થઈ રહે છે. એ શ્રદ્ધાબળે હૃદય એવાં વચન કે વાણીદ્વારા સ્વસ્વરૂપનાં ઉંડાણમાં ઉંડું અને ઉંડું પ્રવેશતું જાય છે. તે એવી રીતે કે શૂન્ય દીસતું હૃદય, અલ્પ દીસતું હૃદય, મહાન્ ગંભીર અને અગાધ જળવાળા સાગરરૂપ કે અનન્તકાળ વ્યાપક એવું વિશાળસમગ્ર અનન્તમય થઈ રહે છે. અને એવાં સાગરસ્વરૂપનાં ઉંડાણના કયા ભાગમાં કે અનન્તતાના કયા ભાગમાં એ હૃદયગતિ ઉંડે ઉંડે પ્રવેશતી જાયછે તેના ભાન વગર એવું શ્રદ્ધાન્વિત હૃદય ઉંડું અને ઉંડું સાગરતળ કે અનન્તનાં અંતિમસ્થાન તરફ સરસર ગરકાવ થતું એકદમ નીચે અને નીચે ઉંડું ઉતરતું જાય છે. એમ થતાં ગંભીર સાગરજળસમ સર્વત્ર ઘનગંભીરતા જ વ્યાપી રહે છે. એવી ગંભીરતાની વ્યાપકતા શિવાય અન્ય કશુએ પણ દૃષ્ટિગોચર થતું નથી. તેમ થતાં રક્તવર્ણ, નીલવર્ણ અને શ્વેતવર્ણરૂપ વ્યાપક સ્વરૂપ દૃષ્યમાન થઈ રહે છે. અત્ર જ હૃદય આત્માનું સર્વવ્યાપક બળ પ્રાપ્ત કરે છે. અત્ર જ હૃદય આત્મામાં

આત્મામય થઈ રહે છે. અત્ર નથી સ્ફુરણા કે નથી સંકલ્પ. અત્ર નથી ભાવના કે કોઈ પણ પ્રકારનો ભાવ. અત્ર નથી કો પણ પ્રકારની વસ્તુ કે વસ્તુ સ્વરૂપ! તો હે રાજન્ અત્ર સૃષ્ટિસ્વરૂપ અને સૃષ્ટિનાં લાલસામય આસક્તિયુક્ત ભાવોની તો કલ્પના જ ક્યાંથી હોય? એજ નિર્મળ, પવિત્ર અને આત્મામાં ભક્તિમાન હૃદયનો પ્રદેશ. એજ ભક્તિસ્વરૂપની જ્યોતિ! સૃષ્ટિહૃદયનાં કાળક્રિયામાં આ ભેદ કહિંયે પણ લુપ્ત થતો નથી. સૃષ્ટિક્રિયાનાં કાળચક્રમાં આવું હૃદયસ્વરૂપ પુરૂષાર્થનું સેવન કરતાં કહિંયે પણ લોપ પામતું નથી. માટે જ હે કર્મશીલ, એ મહાભાગ સનત્સુજાત આપને બ્રહ્મજ્ઞાન શ્રવણ કરાવશે. વૃત્તિનાં ક્રિયાસ્વરૂપને માની વર્ણ કે વર્ગ એ અધ્યાસ સ્વરૂપની જ કાળચક્રમાં પરંપરા છે તો એજ અધ્યાસભેદ સ્વાભાવિક ગર્ભિત રહતી શક્તિદ્વારા શ્રદ્ધાની ગતિમાં ફેર પાડે છે. માટે હે રાજન્, મહાભાગ સનત્સુજાત મુનિ એ આત્મજ્ઞાનનો બોધ તમને આપશે.

ધૃ૦—હે ધર્મશ્રેષ્ઠ! એ મહાભાગ મુની અહુણાં ક્યાં હશે?

વિ૦—હું ચિંતન કરૂં અટલે અહુણાં જ એઓ અત્ર પધારશે.

ધૃ૦—ત્યારે તો ઘણું સારૂં.

વિ૦—હું એ મુનિનું ચિંતન કરૂં છું.

(વિદુર સનત્સુજાતનું ચિંતન કરે છે)

(એવે પ્રતિહાર પ્રવેશ કરતાં)

પ્ર૦—(પ્રવેશી) મહારાજનો જય.

ધૃ૦—પ્રતિહાર શું છે?

પ્ર૦—કોઈ મુનિ શ્રેષ્ઠ દ્વાર આગળ ઉભા છે. અને આપની સન્મુખ થવા ઇચ્છે છે.

ધૃ૦—એ મહાભાગને સત્વર પ્રવેશ કરાવ.

પ્ર૦—જેવી મહારાજની આજ્ઞા. (જાય છે)

**સનત્સુજાત**—(પ્રવેશી) હે વિદુર, મારૂં કેમ સ્મરણ કર્યું?

વિ૦—(હસ્ત જોડી) મુનિશ્રેષ્ઠ, હું આપને અભિવંદન કરૂં છું. આપ આ આસન લો.

ધૃ૦—મહાભાગ તમો આસન લો. (વિદુરને ઉદ્દેશી) વિદુર એમનું પૂજન કર. (સનત્સુજાત બેસે છે.)

વિ૦—હા રાજન્! (મુનીને) મુનિશ્રેષ્ઠ આ પૂજન ગ્રહણ કરો.

સ૦—વિદુર સુખેથી એમ હો! (અર્ઘ્યપાદાદિકે પૂજન કરી રહતાં)

વિ૦—(હસ્ત જોડી) મુનીશ્રેષ્ઠ, રાજન્ ધૃતરાષ્ટ્ર આપની જ્ઞાનરૂપી વાણી શ્રવણ કરવા ઇચ્છે છે. મહાભાગ આજ હું બહુ ઉપકૃત થયો.

સ૦—વિદુર કલ્યાણમય હો! શાંતિરૂપ હો! પણ હવે તું શું ઇચ્છે છે?

વિ૦—આ રાજન્ ધૃતરાષ્ટ્રનું હૃદય અતિ સંશય, અતિ કલેશ અને અતિ પરિતાપયુક્ત રહે છે. એમનો આત્મજ્ઞાન સંબંધી સંશય દૂર કરવા હું સમર્થ નથી. એવા સંશયનો છેદ કરવો એ તો મહાભાગ આપને જ ઘટે. આપની અમૃતરૂપ કલ્યાણકારી વાણીનું શ્રવણ કરતાં આ ધૃતરાષ્ટ્ર રાજન સહુ દુઃખને તરે. વળી લાભ, હાની, પ્રિય, અપ્રિય, દ્વેષ, ઈર્ષ્યા, જરા, મૃત્યુ, ભય, અસહિષ્ણુતા, ક્ષુધા, તૃષા, મદ, ઉત્કૃષ્ટ, ઐશ્વર્ય, નિદ્રા, તંદ્રા ક્ષય, ઉદય, પાપ, પુણ્ય, કામ ક્રોધ, ભય, દીનતા, આર્તતા, ક્ષોભ, આદિ સહુ તમારી વાણીથી એમને પીડા નહિ.

ધૃ૦—મુનિ શ્રેષ્ઠ! "મૃત્યુ જેવી કોઈ વસ્તુ જ નથી" એમ આપ કહો છો એવું હું વિદુરમુખે શ્રવણ કરૂં છું જેથી મને મહત્ સંશય ઉત્પન્ન થાય છે કે આ સૃષ્ટિક્રમમાં, આ સંસારમાં, આ જનસમૂહના વ્યવહારમાં આપણે પળે પળે જે મરણાદિક જોઈએ છીએ તે શું? વળી દેવ અસુરાદિક એ મૃત્યુથી ઉગરવા જે જે બ્રહ્મચર્યાદિ પ્રયાસો કરે તે પણ શા અર્થે?

સ૦—રાજન્! ક્રિયા અને અવસ્થાભેદે કરી એ ઉભય સ્વરૂપ સત્ય છે. ક્રિયાભેદે કરી વસ્તુતઃ મૃત્યુ છે જ નહિ અને અવસ્થાભેદે કરી દૃષ્યમાન થતું એ મૃત્યુસ્વરૂપ તો નાશ કે લય કરી શકાય છે.

ધૃ૦—મુનિ શ્રેષ્ઠ! ક્રિયા અને અવસ્થાભેદ કોને કહો!

સ૦—રાજન્, એ ઉભયનું જ્ઞાન,—અવલોકતાં, કેળવાતાં, આત્મામાં શ્રદ્ધાવાન થતાં, ઉન્નત થતાં—હૃદયને સ્વગમ્ય જ છે. એમ છતાં હૃદયક્રિયામાં સ્ફુરતા અંતરગત ભાવ કે ઇશ્વરમાં ભિન્ન ભિન્ન ભાવશીલ વૃત્તિસ્વરૂપથી એનું સહજ ભાન કરાવી શકાય. જ્યારે પણ કોઈ વાર હૃદય અંતરમાં પ્રથમ પુકારી ઉઠે કે

## શાર્દૂલવિક્રીડિત

ફાંફાં આશ ધરી બહુ બહુ કરી, કાયા ગૃહે તો ફરૂ
છોડી કાય મુસાફરી જીવ કરે કર્મો ફળો હું લહું
ખીલ્યાં તત્વ ઉરે લઈ વિચરતાં કાયા ભણી જ્યાં ફરૂં
હા માયા તનની અવિચળ ગણી આત્મા ગતિ મેં હણી ! ! ૪૯૯

આત્મસ્વરૂપમાં લય થવા માટે તત્પર અને આતુર થતાં હૃદયનું આ અંતરગત ક્રિયાચિત્ર છે. આજ સ્વરૂપ સ્વઉન્નત સ્થાનને પામી પ્રકાશ-રૂપ થઈ રહતાં અત્ર મૃત્યુ જેવી કો પણ વસ્તુ હોતી નથી કે અત્ર મૃત્યુ જેવી કો પણ વસ્તુ રહતી નથી. અત્ર તો કર્મસમૂહનો આત્મા પ્રત્યે ઉન્નત સ્વરૂપમાં વૃદ્ધિંગત થતો અને પરિપાક દશાને પામવાની ક્રિયા માટે તત્પર થતો એક જ હૃદયભાવ છે. એ હૃદયભાવ આગળ સ્થૂલાદિ ફેરફારનાં ક્રિયારૂપ મૃત્યુસ્વરૂપને મુદ્દલે અવકાશ નથી. એટલે કે એ હૃદયભાવની એક જ ક્રિયા–કાળના કે સ્થૂલાદિ ફેરફારનાં અંત-રાયરહિત અને વળી કાળ અને સંસર્ગઆદિકની ભાવના રહિત–એક જ આત્મસ્વરૂપરૂપ સતત વૃદ્ધિ પામતી રહે છે. જેથી કરી મૃત્યુ જેવી કો પણ ક્રિયા અત્ર અંતરભૂત કે દૃશ્યમાન થતી નથી. એટલુ જ નહિ પણ મૃત્યુરૂપ વસ્તુસ્થિતિને પણ પ્રાપ્ત થતી નથી. પણ આત્મસ્વરૂપ પ્રાપ્તિરૂપ એક જ પ્રવાહ કાળની અનન્તતામાં સડસડાટ વહ્યો જાય છે. અત્ર નથી ભય કે નથી આસક્તિ, અત્ર નથી જરા કે નથી મૃત્યુ પણ આત્મારૂપ આનંદનો જ એક સતત પ્રવાહ વહતો હોય છે. આ ચિત્ર સંગે હૃદયગતિના અવસ્થાભેદે કરીને દીન થતાં, હીન થતાં આસક્તિમાં ડૂલતાં, સ્થૂલાંતરરૂપ મૃત્યુભાવને પામતાં, એવાં સ્થૂલાંતર અને સ્થાનાં-તરથી ભય પામતાં, ત્રાસ પામતાં, ભયભીત ત્રાસયુક્ત થઈ રહતાં હૃદયનું આ ચિત્ર પણ જુઓ. સ્થૂલાંતર થતાં એવાં હૃદયના ભાવ તો દીનાર્ત ભયાર્ત, ત્રાસાર્ત થઈ રહી આસક્તિમાં ડુલી રહતાં એઓ હૃદયરૂપ, એઓ સૂક્ષ્મ સમૂહરૂપ, એઓ કર્મસમૂહ રૂપ—

### ઝુલણા.

—કાય છોડી જતાં—જીવ કહે દૂતને કેમ ભાઈ ઘસડી ક્યાંય જાશે
નગર નો આ રહ્યું સ્નેહી બેઠાં ખરાં, વિખુટો કરી શિદ ખેંચી ન્હાસે ?!

નેત્રથી નીર ઝરે, હૈયું ડસ્કાં ભરે, આશભંગ થઈ જે માથું કૂટે
પ્રેમનો ભોગી હું, સુખ વિલાસી હજી રંગમંડપ તોડી શિદ લૂટે ?!! ૫૦૦

હે રાજન્, હૃદયની આવી દીન અને આસક્તિયુક્ત અવસ્થાભેદે કરી સ્થૂલદેહથી ક્રિયાસ્વરૂપ હૃદયના વિયોગ એ અધ્યાસ ભાવે અજ્ઞાનતારૂપ મૃત્યુસ્વરૂપ જ છે. ત્યારે આત્માના સતત પ્રવાહસ્વરૂપમાં તો આસક્તિ આદિકનો અભાવ હોવાથી વિયોગભાવના કે સ્થૂલનાં સંસર્ગથી ઉત્પન્ન થતી ભાવનાનો પણ લોપ જ હોય છે. આત્માની સર્વત્ર વ્યાપકતારૂપ ભાવના પ્રાદુર્ભાવને પામી દૃઢ થતાં અગ્નિ, વાયુ, જળ, પૃથ્વી, આકાશ, સ્થાવર, જંગમ, સ્વર્ગ, મૃત્યુ, પાતાળ આદિ હરકોઈ સ્થળે હરકોઈ તત્વમાં સ્વઆત્મા જ વિચરતો–પ્રકાશતો જેવાય છે. એટલે સ્થૂળ શું સૂક્ષ્મ શું, વિયોગ શુ અવિયોગ શું, હર્ષ શુ, શોક શું, લાભ શું, હાની શું, આવી હરકોઈ સૂક્ષ્મમાં પણ સૂક્ષ્મતર ભાવનાને આત્મસ્વરૂપમાં કહિંયે પણ અવકાશ રહતો નથી. જ્યાં ભાવના નથી તો પછી "મૃત્યુ" એવાં સ્વરૂપનું અસ્તિત્વ પણ હે રાજન્ ક્યાંથી સંભવી શકે ?! વિશાળ થતા, સમગ્રરૂપ થતા, ઉન્નત થતા, બળરૂપ થતા પ્રેમાવિર્ભાવથી પ્રકાશમય થતા, તેજથી દેદિપ્યમાન રહતા, સ્વતંત્રતાથી સૃષ્ટિની ક્રિયા માત્રના કાર્યકારણરૂપ બનતા, સર્વ કાળમાં સર્વત્રવ્યાપક રહતા, નિસ્પૃહતાથી સર્વત્ર નિર્લેપ રહતા આત્મસ્વરૂપમાં ઐક્યરૂપ થતા હૃદયવેગ આગળ અન્ય ક્રિયા કા હોઈ શકે ? રાજન્ એજ જાણવામાં જાણવા યોગ્ય છે. એજ સહુ જ્ઞાનમાં શ્રેષ્ઠ જ્ઞાન છે, તો એ જ્ઞાન સતત વ્યાપક રહતાં વિયોગ કે મૃત્યુ આદિ ભાવના કેવી રીતે ઉદ્દભવી શકે ? જ્યાં એવી ભાવના ઉદ્દભવી શકતી નથી તો એવી કો પણ ભાવનાથી હૃદયને ભેદાવવાનું તો હોય જ ક્યાંથી? અત્ર તો એક સતત સર્વવ્યાપક કિયા જ સ્વપ્રકાશનો પ્રભાવ પ્રવર્તાવતી અચળ નિરંતર વ્યાપકરૂપ પ્રવર્તી રહેછે. ત્યારે વિયોગ કે મૃત્યુરૂપ અન્ય સ્વરૂપમાં તો, અથડાતી, પછડાતી, છુંદાતી, કલેશ પામતી, ક્રોધરૂપ અગ્નિથી તપાયમાન થતી ભયાદિકથી દગ્ધ થતી, વિયોગાદિક શલ્યથી ભોંકાતી–ભેદાતી, ઘડિકમાં તરતી, ઘડિકમાં ડુલી જતી, લોપ પામતી જડરૂપ વહતી, આઘાત પ્રત્યાઘાતાદિકથી દુ:ખ પરિતાપ, કલેશ,

ક્રોધ, અને ભયાદિક સેવતી એવી અજ્ઞાનશીલ કે મૂઢ હૃદયઅવસ્થા કે હૃદયગતિનું જ ચિત્ર હોય છે. વ્રત, ઉપાસના, કર્મકાંડ આદિક સહુ ક્રિયાસ્વરૂપ, બ્રહ્મચર્યાદિક અવસ્થાનું સેવન એ સહુ આવી વિયોગ કે મૃત્યુરૂપ હૃદયઅવસ્થાનું ચિત્ર ક ભાવનાસ્વરૂપ પલટાવવા અર્થે જ પ્રવર્તે છે. પ્રથમ ક્રિયાસ્વરૂપમાં તો આત્મજ્ઞાન દૃઢતા, તેજ અને પ્રકાશના જ પ્રભાવો પ્રવર્તી રહે છે. અને એ સ્વરૂપ પ્રાપ્ત કરવા પ્રયાસ કરતું-મંથન કરતું, એમ થવા માટે તલસતું, ધસતું હૃદય શિરની ક્રિયાઅવસ્થામાં તો સ્થૂલ અને સંસર્ગાદિક વિયોગ સમયે તો આજ પ્રમાણે વદતું રહે કેઃ—

પદ

કોઈ ન ધરશો શોક, મુસાફર! મુસાફરી થઈ હવે પુરી;
ચાર દિન માટે મળ્યાં'તાં કર્મની ગતિ છે બૂરી—કોઈ૦ ૫૦૧
એકલવાયા આપે રૂહેવું, જાવું એકલવાયા;
એકલવાયા અખંડ સ્થિતિ છે, વિવેકે ભેદ પાયા.—કોઈ૦ ૫૦૨
મનથી જૂદું તનથી જુદું તત્વ એક ભટકાયે;
ઘડિક પ્રીતે ઘડિક મોહે સુખ લેવા લપટાયે.—કોઈ૦ ૫૦૩
સુખ કેરો સ્વાર્થ સાધવા ટોળામાં ભેળાયે;
કોને માતા કોને પિતા આશાએ કહેવાયે.—કોઈ૦ ૫૦૪
કોને પત્ની કોને પુત્ર હા કોને ભ્રાતા ભગિની;
મિત્ર સંબંધી એમ ગણી લઈ ભુલીએ રીત વિવેકિની.—કોઈ૦ ૫૦૫
સ્થૂલથી સૂક્ષ્મ જુદું પડતાં નહિ કો કોનું કોઈ;
કર્મ નિયમને તાબે થઈને જાવું જ્યાં લેખ હોય.—કોઈ ૫૦૬
પ્રીત જો પૂરી હૃદે ધરો તો પ્રેમ સેવો સર્વ કોઈ
ભાવના કર્મનો નાશ કરી અખંડ પ્રેમનિમગ્ન એક હોઈ—કોઈ૦ ૫૦૭

આ તો આત્મસ્વરૂપ માટે શિક્ષણ લેતાં હૃદયનું ક્રિયાચિત્ર છે. જ્ઞાન તેજ અને આત્મપ્રકાશ તો આથી પણ પર છે. અત્ર હૃદય વિયોગને ગણકારતું નથી. વિયોગરૂપ ભાવનાને ગણતું નથી. એમ છતાં પણ આઘાતરૂપે છાયાસ્વરૂપનો ભાવ અત્ર હૃદયક્રિયામાં દશ્યમાન થાય છે. શિરં થતી ક્રિયામાં એવાં આઘાતનાં આછાં કે છાયારૂપ સ્વરૂપો પણ

સ્વાભાવિક હોય. એ સહુ તો ધીમે ધીમે અનેક અધ્યાસસ્વરૂપને તોડતાં તોડતાં જ લય પામી રહે. આત્મપ્રભાવ તરફ આમ શિરૂ થતી ક્રિયામાં અત્ર વસ્તુ અવસ્તુનાં જ્ઞાનરૂપ વિવેક અને એથી નિર્લેપ રહેવાપણારૂપ વૈરાગ્યનાં અંશો કે અંશરૂપ ભાવો અત્ર જોવાય છે. એજ ભાવો શનૈઃ શનૈઃ વૃદ્ધિ પામતાં આત્મસ્વરૂપની પ્રાપ્તિ કરાવે છે. ત્યારે સ્થુલ સૂક્ષ્મના મૃત્યુ કે વિયોગરૂપ ભાવ કે ભાવનામાં તો આમાંનું કંઈએ પણ હોતું નથી. તો હે રાજન્ આમ સ્પષ્ટ કરેલ હૃદયભેદે કરી વસ્તુતઃ "મૃત્યુ છે કે નહિ" એ તો હવે સહજ સ્પષ્ટ થઈ જશે.

**ધૃ૦**—મહાભાગ, આત્મરૂપ, એ સહુ શ્રવણ કરતાં હું બહુ ઉપકૃત થયો છું. પણ હૃદયની અજ્ઞાનતા કે અજ્ઞાન કે મૂઢ હૃદય કોને કહેવાય ?

**સ૦**—રાજન્, વસ્તુમાત્રમાં આસક્તિ, અહંકાર, પ્રમાદ, ક્રોધ અને લોભરૂપ વિકારો એ અજ્ઞાનતાનાં મુખ્ય લક્ષણ છે. અસહિષ્ણુતા, ધૈર્યલોપ, અક્ષમા ઇર્ષ્યા, નિંદા, દ્વેષ, મિથ્યા પ્રલાપ આદિ સહુ એ અજ્ઞાનતાનાં પુષ્ટિરૂપ કે સાધનભૂત થઈ રહે છે. આવી રીતે સૃષ્ટિનો વ્યવહાર વ્યાપક હોઇ પ્રવર્તતો રહે છે. એ વ્યવહારસ્વરૂપને કોક જ પુરૂષાર્થશીલ ઉલ્લંઘી શકે છે અને અન્ય સહુ તો એનાં જ આવર્તનમાં આમથી તેમ અને તેમથી આમ અફડાયા પછડાયા જ કરે છે. આસક્તિયુક્ત ભોગેચ્છા પ્રાણી માત્રને અનેક યોનિપ્રાપ્ત કરાવે છે. વિષયોમાં પ્રીતિ અને એ માટે પ્રવૃત્તિ એ મોહનું કે મોહરૂપ અજ્ઞાનતાનું જ લક્ષણ છે. વિષયમાત્રનાં સ્મરણથી વિષય ઉદ્દ્ભવ પામી એજ વિષય વૃદ્ધિ પામતો જાય છે. એ વિષય અભિલાષા તૃપ્ત ન થતાં ક્રોધ ઉદ્દ્ભવ પામે છે. હે રાજેંદ્ર ! કામ, ક્રોધ, લોભ, મોહ, માન, ઇર્ષ્યા, તંદ્રા, અસંતોષ, સ્નેહ, શોક, અસૂયા, અધૈર્ય, અક્ષમા તથા નિંદા આદિ એ સહુ મનુષ્ય માત્રનાં પ્રાણને હરે છે. આ સહુમાંથી એક પણ મનુષ્ય માત્રની બુદ્ધિને મૂઢ કરી પાપકર્મનો આરંભ કરાવે છે જેથી ઘણી ઇચ્છાવાળો, નિર્દય, કઠોરવાણીવાળો, ઘણું બોલનાર, ક્રોધી, અંતર અને બાહ્ય સ્વબડાઈ મારનાર, એ છ જણ અર્થને પામતાં છતાં પણ તૃપ્તિ પામતાં નથી અને વિવેકપૂર્વક કર્તવ્યપરાયણ પણ હોઈ શકતા નથી. કર્તવ્યપરાયણ ન હોવાથી એઓ આત્માને ઓળખી

શકતા નથી. આત્માને ન ઓળખવાથી એક સ્થાનથી બીજુ, બીજાંથી ત્રિજુ એમ નિરંતર સ્થાનાન્તર અનુભવ્યા કરે છે. અને એમ સ્થાનાન્તર એજ જન્મ મરણ. ત્યારે આત્મનિષ્ઠ અને જ્ઞાનીપુરૂષને એવું કંઈ પણ સ્થાનાન્તર હોતું નથી. એને તો શાંતિ, શાંતિ સમગ્ર શાંતિ, સર્વવ્યાપક શાંતિ, અનેક કાળચક્રમાં વ્યાપ્ત સ્થિર સ્થિત થયેલ શાંતિ એજ આત્મસ્વરૂપના આનંદરૂપ એક જ ક્રિયા હોય છે. અને એવા જ્ઞાનનિષ્ઠ, આત્માનિષ્ઠ પુરૂષને તો એનો જ સતત પ્રવાહ ચાલુ હોય છે.

**ધૃ૦**—ત્યારે તો હે આત્મનિષ્ઠ, હવે એવા જ્ઞાનનિષ્ઠ પુરૂષની ગતિ શ્રવણ કરાવો.

**સ૦**—હે રાજેંદ્ર સાંભળો ત્યારે.

**ધૃ૦**—મુનિશ્રેષ્ઠ, હું ધ્યાનપૂર્વક જ છું.

**સ૦**—હે નરેંદ્ર

### શાર્દૂલવિક્રીડિત

આત્માચિંતન સેવતો પુરૂષ એ, ઉરેશું આત્મા ધરે
જ્યાં ત્યાં એ ભમતો થકો નહિ અરે, હા આત્મ તુ લોપ દે
ચેષ્ટા કો નહિ જાણતું હૃદય તો આનંદ ઊર્મિ પૂરે
ઉલ્લાસે સહુ અંગ આત્મરસમાં, હા વિશ્વ શું વિશ્વ એ. ૫૦૮

સ્પૃહા જ્યાં નહિ ભેદતી રસવહે નિસ્પૃહ ધારા બળે
પુત્રાદિક ન ભેદતાં હૃદયશું કર્તવ્ય ઉરે ગ્રહે
શુદ્ધિ ચિત્તવડે જ તૃપ્ત બનતાં સંકલ્પ સ્ફુરે ન એ
હા એ આત્મશું આત્મરૂપ બનતાં ક્યાં વ્યાપ્તિ? ન વ્યાપ્ત એ. ૫૦૯

શંકા એ નહિ ભેદતી હૃદયશું, નિર્લેપ જ્ઞાને વહે
ભીતિ છે નહિ જન્મ મર્ણ પીડશે, જ્યાં યજ્ઞ ઉરે ગ્રહે
ક્રિયા સૌ ઉર યજ્ઞ શું વહી વહે નિષ્ઠા વહે ઝામતી
હા એ યોગી પુરૂષ આત્મરત જ્યાં, શાંતિ ધસે વ્યાપતી!! ૫૧૦

એવા જ રસરૂપ વ્યાપક આત્માના ઉદ્‌ગારરૂપ વેદવાણી, શાંતિ અને એવી જ શાંતિના ઘનસમ ગંભીર હૃદયનાં ઉંડાણનું, ગાન કરી રહી છે. એજ ગાન હૃદયનાં નિર્મળતા, પવિત્રતા, સર્વવ્યાપકતા, પ્રેમમ-

થતા, નિસ્પૃહતા, સમાનતા અને સ્વતંત્રતા આદિ ઉન્નત આત્મવિકાસરૂપ સ્વરૂપોનું ભાન કરાવી રહી છે. પણ હે રાજન્, એ સહુ ગ્રહણ કરવું એ તો હૃદયનાં આત્મનિરીક્ષણ અને સુશિક્ષિતપણાં ઉપર જ આધાર રાખે છે. પણ જ્યાં એવું હૃદયનું ઉડાણ, આત્મનિરીક્ષણ સુશિક્ષિતપણુ શુચિ નિર્મળતા, પવિત્રતા આદિક નથી ત્યાં તો એજ વેદવાણી અનર્થરૂપ, બાળકની ચેષ્ટારૂપ પણ જોવાય છે અથવા તો માત્ર કુદરતનાં રસમય ચિત્રોની કલ્પનારૂપ પણ એ અગ્રાહી હૃદયને ત્યાં અવલોકાઈ રહે છે. માટે હે રાજન્! તમો પણ લાભ હાનીથી ન પીડાતાં, નિર્ભય બની, નિષ્કામ કર્મ કરતાં કરતાં, ઇંદ્રિયોના નિગ્રહરૂપ તપ આચરતાં આચરતાં, વસ્તુ અને વિષય માત્રથી નિસ્પૃહ બની એજ શાંતિનું સેવન કરો!!! એવા યોગીપુરૂષોના સંકલ્પ સિદ્ધ જ હોય છે. એટલે કે એવા સંકલ્પો ભાવનાનાં સ્વરૂપ પ્રમાણે અવશ્ય ફળ્યા વિના રહતા નથી. એમ છતાં પણ ગ્નાનનિષ્ઠ પુરૂષો સંકલ્પ માત્રનો ત્યાગ કરે છે. જન્મ, મરણ, સ્વર્ગ, મોક્ષ, પુત્ર, ધન, વૈભવાદિક કશુએ એવા યોગીપુરૂષને સંકલ્પ કે ભાવનારૂપે મુદ્દલે સ્ફુરતુ નથી. જેથી કરી એવા યોગીપુરૂષની શાંતિ, સર્વવ્યાપક શાંતિ એજ એમનો સતત ચાલુ રહતો આનંદ અને એજ એમનો આત્મપ્રવાહ અસ્ખલિત ધારામાં કાળ કે કાળચક્રના અંતરાયરહિત સતત એક આનંદસ્વરૂપમાં જ વહ્યા કરે છે. અને એમ થતાં તો એઓ અત્ર જ પરમૈશ્વર્યરૂપ થઈ રહે છે. એજ આત્માનું સ્વરૂપ છે. એજ પ્રાપ્ત કરવા યોગ્ય વસ્તુમાં શ્રેષ્ઠ જ વસ્તુ છે. અને એજ હે રાજન્, તમને પણ અભિષ્ટ હો!!!

**ધૃ૦**—હે આત્મરૂપ, આજ હુ બહુ ઉપકૃત થયો છું.

**સ૦**—હે રાજન્! એથી જ તું શાંતિમય હો! રાત્રી હવે વ્યતીત થઈ છે. તમો સ્વકર્તવ્યનો આરંભ કરો અને હું પણ હવે જાઉં છું.

**ધૃ૦**—(નમન કરતાં) મુનિ શ્રેષ્ઠ, હું આપને નમસ્કાર કરૂં છું.

**સ૦**—કલ્યાણમય હો! શાંતિમય હો!!! (જાય છે)

**વિ૦**—મહારાજ કુરૂશ્રેષ્ઠ, મને પણ હવે આજ્ઞા દો.

**ધૃ૦**—હા વિદુર, આપણ હવે સંજયનો સંદેશ શ્રવણ કરવા કૌરવસભામાં મળીશું.

**વિ૦**—હા નરેંદ્ર, હું જાઉં છું. (વિદુર જાય છે)

**ધૃ**—(વિદુર ગયા પછી સ્વગત) હા ખરેખર

**શાર્દૂલવિક્રીડિત.**

વ્યાપંતો મુજ અંગ હર્ષ અહુણા, વર્ણી અહિં કો શકે ?
આસક્તિ સહુ આજ લુપ્ત બનતાં, માયા ન ભેદી શકે
હા જે પુત્રશુ પાશ અંગ પીડતો જોઉં ખરે ન્હાસતો
ને આ આ ઉર ધર્મરૂપ બનવા, ઇચ્છા ખરે રાખતો ! ! ૫૧૧

(આમ સ્વહૃદયનુ અવલોકન કરતા કરતા ધૃતરાષ્ટ્ર પણ પ્રાતઃકાળનાં કાર્ય અંગે જાય છે)

ઇતિ અષ્ટમ અંકે પ્રથમ પ્રવેશ.

## પ્રવેશ ૨ જો.

**સ્થળ દરબારગૃહ.**

(ભીષ્મ, દ્રોણાચાર્ય, કૃપાચાર્ય, શલ્ય, કૃતવર્મા, જયદ્રથ, અશ્વત્થામા, વિકર્ણ, સોમદત્ત, બાહ્લિક, વિદુર અને યુયુત્સુ, ધૃતરાષ્ટ્રને આગળ કરી દરબારગૃહ પ્રત્યે આવે છે. એમ આવતાં માર્ગમાં)

**ધૃ૦**—(સ્વગત) **શાલિની**

આજે વાણી સંજયે શું જ વ્હેશે ?
ત્યાંયે ભેગા કૌરવો શુય કહેશે ?
કાળે ક્ષોભે આ હૃદે આજ મારૂ
કા ? કા ક્રિયા આજ સ્ફુરે હું વારૂં ? ! ! ૫૧૨

(એમ વિચારતા ધૃતરાષ્ટ્ર દરબારગૃહ પ્રવેશે છે એટલે)

**દ્વારપાળ**—મહારાજાધિરાજ, ક્ષે–મ, ભૂરિ ક્ષે–મ, ભૂરિ ક્ષે–મ

**સભાજનો**—(ઊભા થઇ) મહારાજાધિરાજનો જય ! (એવે દુર્યોધન, દુઃશાસન, ચિત્રસેન, શકુની, દુર્મુખ, દુઃસહ, કર્ણ, ઉલુક, વિવિંશતી વિગેરે ઊભા થઈ) મહારાજ, હમો અભિવંદન કરીએ છીએ.

**ધૃ૦**—(સભાગૃહ પ્રવેશી રહતાં) તમો સહુ આસન લો. (સહુ બેસે છે.)

( ધૃતરાષ્ટ્ર પણ બેસે છે ) ( એવે સંજય પ્રવેશ કરી )

**સં૦**— મહારાજાધિરાજ ! હું આપને અભિવંદન કરૂં છું.

**ધૃ૦**—હે સંજય! હમો સહુ તારી વાણી શ્રવણ કરવા ઉત્સુકતાથી રાહ જોઈએ છીએ.

**સં૦**—રાજન્ ધૃતરાષ્ટ્ર, વૃદ્ધ ભીષ્મ, દ્રોણાચાર્ય, કૃપાચાર્ય અને સહુ હે કૌરવો, પાંડવો સમીપ હું જઈ આવ્યો છુ. પાંડવોએ વૃદ્ધોને પ્રણામ કહાવ્યા છે અને અન્ય સહુ સમાન તથા યુવાનને યથાયોગ્ય કહાવ્યા છે. પાંડવોને મેં રાજન્ ધૃતરાષ્ટ્રનો સંદેશ યથાવિધિ નિવેદન કર્યો એમ તમો સહુ નિશ્ચયપૂર્વક જાણો.

**ધૃ૦**—હે તાત સંજય! ધર્માત્મા યુધિષ્ઠિરને અનુસરનાર મહાત્મા અર્જુને શ્રી કૃષ્ણ સમક્ષ શું વચન કહ્યાં તે સહુ યથાર્થ કહે.

**સં૦**—હે નરેંદ્ર, હે કુરૂશ્રેષ્ઠ, સ્વબાહુબળને જાણનાર, યુદ્ધની ઇચ્છાવાળો, શૌર્ય અને ધૈર્યશીલ એ અર્જુન મને ઉદ્દેશીને શ્રીકૃષ્ણ સમક્ષ યુધિષ્ઠિરનાં સભાસ્થાનથી પરોક્ષ કહેવા લાગ્યો કે.–હે સંજય! રાજન્ ધૃતરાષ્ટ્ર અને દુરાચારી દુર્યોધન હજી શું કહેવા માગે છે? હમારો ભાગ આપવા એઓ શું કંઈ વિચાર કરે છે? શું એમણે હમને હમારો ભાગ આપવો જ નથી! એમ જ હોય તો હે સંજય

**મત્તમયૂર**

અર્પતો ના રાજ્ય તુ દુર્યોધન જ્યાં જ્યાં
મૃત્યુ વ્હોરે નષ્ટ થઇ સૌ કુરૂશું ક્યાં ?
પ્રાણાંતેના ક્લેશ સહુ વિંટી વળે જ્યાં
તાપે ઘેરી કાય તુ ક્યાં ? ક્યાં ન બળે હા ?!! ૫૧૩

વળી એ અર્જુન ઉરઆવેગથી વદવા લાગ્યો કેઃ–હે સંજય તું ક્યાં નથી જાણતો કે

## શાલિની

આપ્યા ક્લેશો હા યુધિષ્ઠિર જો જો
શૌર્યે સ્હેતાં ઉગ્ર, ના, ઉર દે એ !
એ એ શાંતિ ઉગ્ર જ્યાં જ્વાળ દેશે
ધારાપતિ અંગ કો ક્ષેમ રહેશે ? ૫૧૪

વળી એ વદતો રહ્યો કે:- હે સંજય, શું તું ધર્માત્મન્ યુધિષ્ઠિર સ્વરૂપથી અજ્ઞાત છે? એ સ્વરૂપનો ઉત્કર્ષ શું તું નથી જાણતો?

## શિખરિણી

વહે સત્યે કાયા શમ દમ તપે નિર્ભર જહાં
ધરે લજ્જા ગુણો સરળ ઉર એ નમ્ર વહી હા!!
વળી જ્ઞાને તૃપ્તિ શમરૂપ સહુ સ્વાર્થ તજતી
છતાં કાળે ક્રિયા ઉછળી કહિં ના, શૌર્ય ભજતી ?!! ૫૧૫

એનું ઉર વળી ઉછાળો મારી વદતું રહ્યું કે:-

અરે હે સંજય તું જોતો ખરો!!!

## ઇંદ્રવજ્રા

કીધા પ્રપંચો બહુ છદ્મકારી
સ્વાર્થે મચી ગર્વે "હું" "હું" પુકારી
હા દુષ્ટ એ કાળ ગતિ ન જાણે
મોહાંધ પાપી ઉર જ્યાં વખાણે!! ૫૧૬

હા કર્ણ એ મૂઢ સ્વરૂપ જોશે
મિથ્યા પ્રલાપે સહુ આપ ખોશે
વાણી વહી દુષ્ટ ઉરે શું જે જે
જોશો સહુ રક્ષતિ ક્યાંય એ એ!!! ૫૧૭

હા હા વને જે દુઃખરૂપ દીઠું
આવી સ્ફુરે ત્યાં મુજ અંગ સીધું
એ એ દુઃખો સૌ કુરૂ ઘેરશે જ્યાં
કો રક્ષવા શૌર્યશું હામ દે ત્યાં?!! ૫૧૮

યુધિષ્ઠિરે શક્તિ શું કો ન જાણે?
શે ત્યાં ન એ ક્રોધ ઉરે શું આણે?!
સંકલ્પ માત્રે હિ ત્રિલોક બાળે
એ એ ગતિ શૌર્યશું કોણ ખાળે?! ૫૧૯

આ વેગવંતા ભીમસેન ધાતાં

કો પ્રાણી હા પ્રાણશું પ્રાણ ખાતાં ?!
કુરૂકુળે અગ્નિ પ્રકોપ વ્યાપે
દુર્યોધને કા ગતિ પ્રાણ ભાખે ?! ૫૨૦

હા હા નકુલે જવ શૌર્ય વ્હેશે
ચાતુર્ય યુક્તિ બહુ ક્યાંય રૂહેશે ?
જ્યાં હા સ્મરંતો વનવાસ દુઃખો
કો કો બચે હા વિષ સર્પ મુખો ?! ૫૨૧

સંપન્ન ધર્મે સહદેવ જ્યારે
યુદ્ધે ધસે શત્રુ નહિં શું બાળે ?!
હા હા શકુની નિજ મૃત્યુ જોશે
દ્યૂતે તહિં કો દ્યૂત શૌર્ય દેશે ?!! ૫૨૨

આ આ અભિમન્યુ હું બાળ જો જો
કૃષ્ણે શિખલો યુદ્ધશસ્ત્ર લે કો ?
પાંચાલી પુત્રો સહુ ત્યાંય જો જો
પ્રાણાંત થાતાં નહિ ક્ષોભ દે કો !!! ૫૨૩

વિરાટ ને દ્રુપદરાય આ ત્યાં
સામર્થ્ય શસ્ત્રે ગતિ કો ન લે ક્યાં ?
આ આ શિખંડી જવ ભીષ્મ મારે
દુર્યોધને શોક તુ કોણ ખાળે ?!! ૫૨૪

"હા!" "હા!" પુકારી કુરૂ સૈન્ય ન્હાસે
જ્યાં દ્રોણ ધૃષ્ટદ્યુમ્ને જ ત્રાસે
આચાર્ય એ દેહશું ભંગ થાતા
સેનાપતિ શું નહિ ત્રાસ પાતા ?!! ૫૨૫

આ સાત્યકી ત્યાં શિનિપૌત્ર જો જો
વિશાળ ઉરૂ ગતિસિંહ દે કો ?
ભેદે ન જ્યાં જે બહુ શૌર્ય દાખે
એ યાદવે કો સ્વજીવિત ભાખે ?!! ૫૨૬

વળી સ્વને ઉદ્દેશી એ ગાંડિવધર ગર્જી ઉઠ્યો કેઃ— હે સંજય! હે સંજય!

### શાર્દૂલવિક્રીડિત

સ્તંભી રૂહે સુર દેવ અગ્નિ ગણુ સૌ આકાશશું વ્યાપતાં
ને ભૂમંડળભૂપ સૌ ડરી રહે આ શૌર્ય હું વાધતાં
રોષે તમ હુ શૌર્ય જ્યાં ગતિ વહે ક્યાં કેર એ ના કરે ? !
એ દુર્યોધન કા ગતિ ઉર ધરી જીવિત આશા કરે ? ! ! ૫૨૭

હે સંજય ! હે સંજય ! વળી તું જો

વ્હેશે ધાર હું બાણુ જ્યાં રણુ વિષે બ્રહ્માંડને ઘેરતી
સૂ સૂ સૂગતિ વ્યાપતાં અનિલ એ કોને ન એ ભેદતી ?
વાયુ કોપ ચઢે જહાં ભૂમિ તળે આકાશને માપતો
કો પ્રાણી નિજ પ્રાણુ રક્ષણુ કરે કાયા બને મૃદતો ? ! ૫૨૮

અને એજ સમયે હે સંજય !

### ઇંદ્રવજ્રા

મિથ્યાભિમાની તવ કર્ણ જોશે
ધારાશરો જ્યાં તનતાપ દેશે
હા હા ન જાયે બળ માર્ગ રોધ્યો
આડે થતાં જીવ જડે શુ શોધ્યો ? ! ! ૫૨૯

અરે સંજય ! એટલું જ નહિ પણ

### શાર્દૂલવિક્રીડિત

હા ભીષ્માદિક દ્રોણુને કૃપગુરૂ સામે કદિ આવના
અશ્વસ્થંભ તુ ગર્વ તેજ ધરતો સામો ધસે વ્યાપતાં
રૂંધાશે સહુ પ્રાણુ મૃત્યુ વહશે ભગ્નાગતિ જ્યાં વહે
હા એ ભીષ્મ કહું થશે ક્ષુભિત જ્યાં, કો તેજ કાયા ગ્રહે?! ૫૩૦

હે સંજય! તું એમ સત્ય જાણુ કે આ મારો મિથ્યા પ્રલાપ નથી.

### ઇંદ્રિવજા

જો હિમગિરિ કદિ સ્થાન છોડે
ને ભાસ્વરે ભાસ લુપે જ જોડે
ઉત્પાત નીતિ તજી એહ થાતા
તોયે ન મિથ્યા મુજ અસ્ત્ર જાતાં ! ! ! ૫૩૧

હે સંજય, આ મારી વાણીનાં બળરૂપ તું આ મારાં કૃત્યો જો !

## શાર્દૂલવિક્રીડિત

જો રૂદ્રે બાલરૂપ યુદ્ધ કરતાં મારી પરીક્ષા કરી
માયાવી ત્રણુ કોટી દૈત્ય હણતાં સાહાય્ય ઇંદ્રે હવી
ભૂલે શું બળ મચ્છવેધ સમયે? નિસ્તેજ નૃપો થતા!'
બાળ્યુ ખાંડવ ઉપકૃત-મય જો ને ગોગ્રહે શી વ્યથા?!! ૫૩૨

હે સંજય, એ ઉપરાંત વળી સુરવર્ગ તરફથી મને પ્રાપ્ત થએલ સહુ અસ્ત્ર શું મિથ્યા જશે?

## ઇંદ્રવજ્રા

એ એ પ્રભાવે સુર અસ્ત્ર દેતા
મિથ્યા ન થાશે કદિ કાળ વ્હેતાં
બાળી પ્રજાળે ત્રણુ લોક એ એ
કો કર્ણ દુર્યોધન પક્ષ રહે એ?!! ૫૩૩

હે સંજય, આ સહુથી જો તારાં હૃદયને તૃપ્તિ થતી ન હોય તો વિશેષ કહું છુ કે

## શાર્દૂલવિક્રીડિત

જોશે જ્યાં રથ શ્વેત અશ્વ વહતા હા કૃષ્ણુ સંગે વળી
હા હા ત્યાં કુણુ દિગકેતન ગતિ રૂંધી શકે જ્યાં કપી?!!
જ્યાં ટંકારવ ગાંડિવે ધધણુતા હા પ્રાણુ પ્રાણી છૂટે
ભાથા અક્ષય આ સહુ ઉછળતાં કો પ્રાણુ હા ના ત્રુટે?!! ૫૩૪

હા સંજય, એ ખરૂં છે કે

## વસંતતિલકા

કાળે ક્રિયા ભમતી હીણી અહિં વહે જે
સ્વાર્થે ન લે હૃદય નિર્મળ શુદ્ધિ જે જે
અર્પે તુ ત્રાસ જહિં અંગ સમાન દ્રોહે
ઉદ્ધારવા ઉરશુચિ મુજ ક્રોધ કોપે!! ૫૩૫

આમ વદી રહતાં શૌર્યના આવેગપૂર્વક એ વળી ઉછળ્યો કેઃ— હે સંજય! હે સંજય! એ અર્થે જ

## વૈશ્વદેવી

અર્પું હું કાળો ધર્મરૂપે વહંતા
ઔદાર્યે જે જે શાંતિ શાંર્યો ભજંતા

વ્હેશે જ્યાં જ્વાળા કોપરૂપે ધૂમંતી
કોને ના બાળે હા ક્રિયા અગ્નિવંતી ? ૫૩૬

અરે, વળી હે સંજય !

## ઇંદ્રવજ્રા

જ્યાં પાંચજન્યે મુજ નાદ વ્હેશે
હા ધર્મ ! હા ધર્મ ! પુકારી કહેશે
એ વેગશું હા સહુ શૌર્ય ધાતાં
કા દુષ્ટ ચેષ્ટિત ન દગ્ધ જાતાં ? ! ! ૫૩૭

હે રાજન્ ધૃતરાષ્ટ્ર ! એ અર્જુન વળી હું દ્વારા જાણે ભીષ્માદિક સહુનો ઉપહાસ કરતો હોય તેમ સ્વઅંતર બળ અને સ્વશૌર્યના વેગનું સ્વરૂપ દાખવતાં મારાં દૂતકાર્ય માટે મારા ઉપહાસપૂર્વક વદવા લાગ્યો કેઃ—

## ઇંદ્રવજ્રા

આ કૃષ્ણનું રૂપ શું ના તું જાણે ?
ભીષ્માદિ કો કો ઉર ત્યાં વખાણે ? !
કા શૌર્યધારા ? રૂપ શૌર્ય જ્યાં ત્યાં ! !
કો ? કો ન દગ્ધા ઉરતેજ એ જ્યાં ? ! ! ! ૫૩૮

હે સંજય ! એ કૃષ્ણસ્વરૂપ કોણ છે ?

## શાલિની

ઇચ્છા માત્રે નાશ દેવા સમર્થ
હા એ જીતે હામ કો અંગ કલ્પે ?
યુદ્ધો વિના જે સહુ સ્હાય દેતા
સામે થાતાં કોણ ના મૃત્યુ લેતા ? ! ! ૫૩૯

વળી હે સંજય ! એ કૃષ્ણનું બળ શું તું નથી જાણતો ?

## શાર્દૂલવિક્રીડિત

માયાવી રણવીર શાલ્વ ફરતો વિમાન સૌભે કરી
આકાશે ગતિ દૈત્ય જે નગર લે માર્યો જરામાં અરિ !
પ્રાગ્જ્યોતિષપુરે અસુર મદથી ચોરે મણી કુંડળો
'નર્કાસુર વ મુર દૈત્ય હણતાં શાંતિ ભરે દેવ કો ? ! ! ૫૪૦

હે સંજય! હે સંજય!

ઇંદ્રવજ્રા

જેને જેને શિશુપાળ વ કંસ માર્યાં
ને નગ્નજીતે સહુ બંધ છોડ્યા
હા રૂકમણી શૌર્યરૂપે જ લાવ્યા
એ એ પ્રભાવો શું ફિરે ન આવ્યા ? ૫૪૧

હા મૂઢ દિસે તું જ ભૂપ જો જેને
હું કૃષ્ણનો વિગ્રહ જ્યાં કહે જેને !
હા બંધ દેવા જવ કૃષ્ણ ઇચ્છે
સ્હેતા સહુ કૃષ્ણ તુ હીન પ્રીછે !!! ૫૪૨

ક્યાં ? ક્યાં ? જીવે હા ધૃતરાષ્ટ્રપુત્રો
દુર્યોધને જ્યાં મતિ યુધસૂત્રો
હા પાપચારી સહુ પાપ જોશે
ને દ્યૂતવિદ્યા સહુ ત્યાંય ખોશે !!! ૫૪૩

જા કૂહે—" તું સભાળ, તું મિત્ર ઇષ્ટ "
" ને કર્ણ દુઃશાસન મંત્રી દુષ્ટ "
" ને ભોગસિદ્ધિ–તું તું–ભોગ લૈ લે "
" ને દેવ કાર્યે સહુ જાપ દૈ દે !" ૫૪૪

ત્યાં અર્થસિદ્ધિ ઉર સૌ વદતાં
યુધિષ્ઠિરે ભાવ હિએ વહંતા !
આ કૃષ્ણવાણી વદતા જ એ એ
ને યોગઅધ્યાસ હુંએ કહે એ ! ૫૪૫

જ્યોતિષ શાસ્ત્રો વ તુ કાળશાસ્ત્રો
ચેષ્ટા અહિં દે સહુ એજ અસ્ત્રો
શિયાળ ને પક્ષી સહુ પુકારે
હા મૃત્યુ જાતા અહિં કો ઉગારે ?!! ૫૪૬

હા જવાળ હું અસ્ત્ર સહુ વદંતાં
બ્રહ્માસ્ત્ર આદિ સહુ ઉચ્ચવંતાં

કાળે કરી વૃદ્ધિ થયેલ અગ્નિ
જ્યાં જ્યાં પ્રજાળે—કહિં દેહ લગ્ની ?! ૫૪૭

શાંતિ હું થાશે કુરુનાશ દેતાં
એ નિશ્ચયો સંજય હા તું લેતાં
જ્યાં વૃદ્ધ ભીષ્મો વળી દ્રોણ ગુરૂ
જા પૂછ !—"ક્યાં છે સુખ ક્યાંય કુરૂ ?!!!" ૫૪૮

હે રાજન્ ધૃતરાષ્ટ્ર ! અર્જુનનો આ કોપાનળ પ્રભાવ તમને શ્રવણ કરાવ્યો. વળી હે રાજન્ ! મહાન્ શ્રીકૃષ્ણ અને મહાત્મા યુધિષ્ઠિરે, વિરાટ અને દ્રુપદરાય, સાત્યકી ધૃષ્ટદ્યુમ્ન આદિ શુરવીર નરો સમક્ષ, જે સંદેશ એ અર્જુનના ભાવરૂપ જ કહાવ્યો તેજ મેં યથાર્થ ત્યાં આ કુરૂસભા સન્મુખ કહી સંભળાવ્યો છે. વળી છેવટ સહુ ક્રિયાનો ભાર એ મહાત્મા યુધિષ્ઠિરે, વૃદ્ધ ભીષ્મ, બ્રહ્મતેજ દ્રોણાચાર્ય, આચાર્ય કૃપ, બુદ્ધિશાળી વિદુર આદિ ઉપર નાંખી નિર્વાહ અર્થે ફક્ત પંચ ગામથી સંતોષ માની સહુ સુખરૂપ આયુષ્યમાન રહે એમ અંતઃકરણપૂર્વક ઇચ્છયું અને અહિં આ મારૂં દૂતકાર્ય સમાપ્ત થાય છે. (આ સંદેશ નિવેદન કરી સંજય વિરામ પામી બેસે છે એટલે)

**ભીષ્મ**—હે દુર્યોધન ! આ સંજયની વાણીને તું મિથ્યા મા જાણ ! આ સંજય તેમ જ સત્યવક્તા અર્જુન કો કાળે પણ અસત્ય વાણી ઉચ્ચારતા નથી. એ કૃષ્ણ અને અર્જુન કોણ છે તે તું જાણે છે ?

**ઇંદ્રવજ્રા**

દ્યૌપૃથ્વી જે રૂપ પ્રકાશ અર્પે
નારાયણે એ નર કોણ કલ્પે !
વ્યાપંત હા રૂપ સમગ્ર સૃષ્ટિ
તેજે તપે શૌર્યશું એહ ઋદ્ધિ !!! ૫૪૯

પૌલોમ અર્જુન તુ એજ મારે
ને કાલખંજે સહુ મૃત્યુ આણે
જભાસુરે શિર હિ છેદ્યું જેણે
ત્યાં કો ચલંતો રથ સ્થિર આણે ?!! ૫૫૦

હિરણ્યપુરે તુ નિવાત માર્યા
ને દેવ ઇંદ્રાદિક અર્થ સાર્યા
હા ખાંડવે અગ્નિ તુ તૃપ્તિ દેતો
કો દેવ ઇંદ્રે અહિં શૌર્ય ક્‌હેનો ?!! ૫૫૧
હા જાણું એ પ્રાચીન દેવ મોટા
અર્જુન કૃષ્ણે રૂપ નાહિં જોટા
જ્યાં દેવ ને દાનવ મામ મૂકે
કો પ્રાણી માત્રો અહિં હામ ઝુકે ?!! ૫૫૨
ચૈતન્ય વ્યાપે તુ અભેદરૂપે
દ્વિધા સ્વરૂપો પણ ભેદ લુપે
હા હા તપે એક હિ વ્યાપ્ત જ્યાં ત્યાં
કર્તવ્યબિંદુ યુદ્ધ એજ આત્મા !! ૫૫૩

અરે દુર્યોધન ! **વૈશ્વદેવી**

ચૈતન્યે ક્રિયા જ્યાં સહુ સૃષ્ટિ દેતી
એ એ ક્રિયા ક્યાં ? ક્યાં ? નહિ વ્યાપ્તિ ક્‌હેની !
હેડો જુના–ના, ના તુ ચૈતન્ય જાડું
યુદ્ધ, અશ્રુ, બ્હેસિદ્ધ કર્તવ્ય બિંદુ !! ૫૪૪

એમ છે માટેજ

**ઇંદ્રવજ્રા**

એ એ તું દુર્યોધન ક્યાંય જોશે
અંગે ફરે જે રથ ક્રુર ક્રોશે
ગંતમ ફરો કુરૂ મર્ણ પાશે
વાણી હું હા ત્યાં સહુ સત્ય જાશે ! ૫૫૫
હા ધર્મ ને અર્થ હાણી તું બુદ્ધિ
ના ના ગ્રહે સત્ય હું વાણીઋદ્ધિ
હા કૌરવો એ સહુ નાશ દેશે
આજ્ઞાવડે ધર્મ તું એજ ક્‌હે છે !! ૫૫૬

જ્યાં પર્શુશાપે સહુ શૌર્ય દગ્ધ
સંસર્ગ હીણી વળી બુદ્ધિ નષ્ટ
એ કર્ણ દુઃશાસન શું તું રક્ષે
કો હીન વર્ગે સહુ ગુણ લક્ષે?!! ૫૫૭

હા હા શકુની શુંય તુજ તારે ?
ક્યાં ક્ષુદ્રબુદ્ધિ કદિયે ઉગારે ?
ક્ષુદ્રોઉરે હીન તું ગર્વ સંગે
માનુ થતો નષ્ટ સહુ તુ અંગે !!! ૫૫૮

( એવે કર્ણથી આ સહુ સહન ન થતાં )

**કર્ણ**—હે પિતામહ ! આવી વાણી ઉચ્ચારવી એ તમને યોગ્ય નથી. હું ક્ષાત્રધર્મયુક્ત છું. સ્વધર્મથી કદિયે હું ગલાયમાન થયો નથી તો મારાં કયાં દુષણને માની તમો આમ સદા મને નિંદતા રહો છો ? રાજન્ દુર્યોધન આદિ સહુ કૌરવો મારા વિષે કંઈ પણ પાપ હોય એમ એઓ જાણતા હોય તો કહે. એઓ મારે વિષે એવું કંઈ પણ પાપ જાણતા હોય એમ હુ જાણતો નથી. તેમ જ રાજન્ દુર્યોધનનું કંઈ નબળું પણ હું કરતો નથી. ત્યારે હે પિતામહ, મારી આવી નિંદા શા અર્થે ? યુદ્ધ વિષે તો હું પાંડવોને અવસ્ય હણીશ. એમ થયા વિન વિરોધને પ્રાપ્ત થયેલ મારા સરખુ ક્ષાત્ર હૃદય સત્પુરૂષનાં લક્ષણે કરી કદિ પણ શાંતિ પ્રાપ્ત કરી શકે નહિ. મહારાજ ધૃતરાષ્ટ્ર તેમ જ રાજન્ દુર્યોધનનું પણ મારે અવસ્ય પ્રિય કરવું જોઇએ. એ ધર્મથી હું ચૂક્યો નથી અને હવે ચૂકીશ પણ નહિ.

**ભીષ્મ**—રાજન્ ધૃતરાષ્ટ્ર ! આ સૂતપુત્ર કર્ણની વાણી તો તું શ્રવણ કરે છે. શું એ પાંડવોના સોળમે અંશે પણ છે ? ત્યારે એ મહાત્મા પાંડવોને હણવારૂપ મિથ્યા વાણીથી શા અર્થે ફુલાતો હશે ? હે ધૃતરાષ્ટ્ર ! દુષ્ટબુદ્ધિવાળા તારા પુત્રોનાં અન્યાયયુક્ત કર્મો તો જો ! એ સહુ કર્મો તું આ સૂતપુત્ર રાધેય કર્ણનાં જ જાણ ! એજ કર્મ એમને ભેદ્યા બિના રહશે નહિ. આ મંદબુદ્ધિશીલ દુર્યોધને સત્ય, શૌર્ય અને પરાક્રમશીલ દેવરૂપ પાંડવોનો જે તિરસ્કાર કર્યો તે સહુ આ સૂત્રતપુ

રાધેયના સંસર્ગદોષને લીધે જ! પાંડવોના જેવું શુ એક પણ કૃત્ય એ કરી શક્યો છે? વિરાટ નગરના ગોગ્રહ સમયે એ રાધેય કર્ણના ભ્રાતનું મૃત્યુ અર્જુન હસ્તે થતાં છતાં એકલા અર્જુનને એણે શું કર્યું? એ સમયે જ્યાં સહુ કૌરવોનાં વસ્ત્ર ઉતારી લીધાં ત્યારે એ કર્ણ ક્યાં ગયો હતો? ક્ષાત્રધર્મવાળો છતાં પોતાના રાજાને એકલો મૂકી એ ગંધર્વથી શા અર્થે ભાગી ગયો? ત્યારે વૃષભસમ મિથ્યા-બળના આવા બરાડાથી શું? ઘોષયાત્રા સમયે બંધનને પામેલા હે ધૃતરાષ્ટ્ર તારા પુત્ર દુર્યોધનને એ કર્ણે કેમ ન છોડવ્યો? ત્યાં તો મહાત્મા અર્જુનનું જ શૌર્ય અર્થે આવ્યુ. હે ભરતર્ષભ! ધર્મ અને અર્થના લોપ કરી સ્વપ્રશંસા કરનાર આ કર્ણની સહુ વાણી હે રાજન્ તું મિથ્યા જ જાણ!!!

**દ્રોણા૦**—હે નરેંદ્ર! હે ભરત શ્રેષ્ઠ દુર્યોધન, આ તમારા પિતામહ વૃદ્ધ ભીષ્મ જે કહે છે તે સહુ સત્ય જ છે. કેવળ અર્થને ઇચ્છનાર કર્ણાદિકનાં વચન માન્ય કરવા યોગ્ય નથી. યુદ્ધ કર્યા પ્રથમ જ પાંડવો સંગે સંધિ કરવી એજ હું તો ઉત્તમ માર્ગ સમજું છુ. કેમકે ત્રિલોકમાં અર્જુન સરખો ધનુષ ધરનાર અન્ય કો પણ નથી. સંજયે અર્જુનની જે વાણી નિવેદન કરી તેજ શબ્દશઃ અવશ્ય ફલિભૂત થયા વિના રહશે નહિ. માટે હે રાજન્ યુદ્ધના આગ્રહનો ત્યાગ કરો.

(ધૃતરાષ્ટ્ર કે દુર્યોધન પ્રત્યુત્તરરૂપે કંઈ પણ ન વદતા હોવાથી)

**સહુ કૌરવ**—(સ્વગત) આ રાજા ધતરાષ્ટ્ર તો કંઈએ વદતા નથી. માટે અવશ્ય યુદ્ધ થશે. અને આપણુ સહુનાં જીવિતનો પણ અવશ્ય અંત આવશે.

**ધૃ૦**—હે સંજય, હમો પ્રત્યેના પ્રેમથી, હમો અર્થે એકત્ર થયેલ સેના અને સેનાનીઓનાં શૌર્ય અને બળનું ચિત્ર તો તેં તે મહાત્મા યુધિષ્ઠિર સન્મુખ દોર્યું હશે?

**સં૦**—(સખેદ) હા રાજન્! પણ એથી તમો શું ઇચ્છો?

**ધૃ૦**—ત્યારે હે સંજય! એ સહુ શ્રવણ કરતાં એ ધર્મપુત્રે શો હૃદયભાવ દર્શાવ્યો? "શું એ યુદ્ધ જ ઇચ્છે છે? શું એ ધર્માત્મા યુદ્ધ માટે જ વિચાર કરે છે? અને એમ જ હોય તો એમને યુદ્ધ માટે પ્રેર-

નાર શૌર્યશીલ કયા કયા પુરૂષો ત્યા આગળ આગળ પડતો ભાગ લઈ રહે છે?" એ સહુ મને કહે.

સં૦—રાજન્ ધતરાષ્ટ્ર! એ ધર્માત્મા યુધિષ્ઠિરે તો સહુ પ્રકારે યુદ્ધ માટે જ તત્પરતા દર્શાવી છે. શું એ ધર્મશીલ પુરૂષને કો પણ પ્રકારની પ્રેરણાની આવશ્યક્તા છે? જ્યાં એમનું ધર્મરૂપ કર્તવ્ય ખડું થયું પ્રાપ્ત થયું કે સન્મુખ આવી ઉભું રહ્યું ત્યાં એવા પુરૂષને તો એજ પ્રેરણા!! એજ એમનું બળ!! એજ એમનાં બળની પોતા વિષેની શ્રદ્ધા!!!! કેમકે સ્વશક્તિ અને સ્વબળમાં આત્મા નિષ્ઠાવાન થયા વગર ધર્મશીલ પુરૂષોમાં કર્તવ્યરૂપ કાર્ય કદિયે ઉદ્‌ભવી શકતું નથી. એવું કર્તવ્યરૂપ કાર્ય ઉદ્‌ભવ થતાં કર્તવ્યશીલ પુરૂષો એ કાર્યનો સંપૂર્ણતાપૂર્વક જ અંત આણે છે. એમ કરતાં સ્વકર્તવ્યજ્ઞતા, સંસર્ગ, સમૂહ, કાળ, સામે થતું બળ એ આદિ સહુના બળનું માપ એવાં કર્તવ્યશીલ અને આત્મનિષ્ઠ પુરૂષો પ્રથમથી જ કાઢી લે છે. અને પોતાના બળને સત્ય તુલનાપૂર્વક એવાં બળની કસોટીમાં અવલોકન દ્વારા ઉતારી લે છે. અને એમ સહુ સમગ્ર વસ્તુનો વિચાર કર્યા પછી જ સ્વકર્તવ્યબિંદુ સ્વઆત્મવિકાસને માનીને જ સ્થાપિત કરે છે. એ કર્તવ્યરૂપ કાર્યમાં પછી એમને કો પણ ચલાયમાન કરવા સમર્થ થતું નથી તો હે રાજન્ એવા કર્તવ્યશીલ પુરૂષને પ્રેરણાની શી જરૂર?! એમનું આત્મબળ અને એમનો આત્મવિકાસ એજ એમને તો સર્વદા સર્વથા પ્રેરણારૂપ જ છે. માટે એમને અન્ય તરફથી પ્રેરણાની શી આવશ્યક્તા? આત્મવિકાસરૂપ કાર્યમાં દુષ્ટ પુરૂષોના સંહારરૂપ યુદ્ધ એ પણ કર્તવ્યરૂપ ધર્મ જ છે. તો હે રાજન્! એ ધર્માત્મા ક્ષત્રીધર્મમાં ઉદ્‌ભવ પામ્યા છે તો રાજ્યપુરૂષને યોગ્ય કે રાજ્યપુરૂષને ધર્મરૂપ દુષ્ટોના સંહારરૂપ યુદ્ધને પણ એ અધર્મરૂપ કેવી રીતે માની શકે? ધર્મને સ્થાપન કરવો અને અધર્મનો નાશ કરવો એજ ક્ષાત્રતેજ અને રાજન્ કે રાજ્યપુરૂષને સદા સર્વથા કર્તવ્યરૂપ ધર્મ છે. તો એવા ધર્મને યુધિષ્ઠિર રાજન અનુસરતાં યુદ્ધને અધર્મરૂપ કેવી રીતે માની શકે? ખરેખર મિથ્યા યુદ્ધ એ સર્વદા સાજ્ય અને અધર્મરૂપ જ છે. સ્વાર્થપરાયણ સહુ યુદ્ધો મિથ્યા યુદ્ધ જ છે. અધર્મના નાશ અને દુષ્ટોના સંહારરૂપ યુદ્ધ એ સ્વાર્થી યુદ્ધ

નથી. હે રાજન્ વિષપાન, લાક્ષાગૃહના દાહ, દ્યૂતકાર્ય, દ્રૌપદીનું વૃદ્ધ વડિલ આદિ સહુ સભાજન સન્મુખ વસ્ત્રાપહરણ અને પ્રતિજ્ઞાભંગ એ સહુ શું અધર્મી અને દુષ્ટ પુરૂષોનાં કૃત્ય નથી ? તો એમનો નાશ કરવો એ પણ ક્ષાત્રતેજ અને ક્ષાત્રધર્મ રૂએ એક મહત્ ધર્મરૂપ કાર્ય જ છે. માટે જ એ ધર્મશીલ મહાત્માને યુદ્ધ માટે તત્પર થતાં અધર્મ બાધ કરતો નથી. માટે જ સહુ કો એ ધર્માત્માની આજ્ઞા શિર ચઢાવવા આતુરતાપૂર્વક તત્પર થઈ પ્રવર્તતાં રહે છે. ચાર પાંડવો, પાંચાળ નૃપો, અન્ય નૃપો અને રથીના સમૂહ પણ એ ધર્માત્મા યુધિષ્ઠિરની આજ્ઞાની જ રાહ જોતા આનંદ ઉલ્લાસ અને તત્પરતાપૂર્વક વર્તતા જોવામાં આવે છે. એ મહાત્માની યુદ્ધ સામગ્રી જોવા આવેલ ચારે વર્ણની બાળાઓ પણ એ યુધિષ્ઠિરના જ જયનું યશોગાન આનંદ અને ઉલ્લાસપૂર્વક કરતી જોવામાં આવે છે. અને આગેવાળપર્યંત સહુ વર્ગ પણ એ ધર્માત્માનો જય, શ્રદ્ધા અને નિષ્ઠાપૂર્વક માની રહી, ઉત્સાહ આનંદ અને રંગ કલ્લોલમાં, ફરતા, વિચરતા અને બોલતા જોવામાં આવે છે.

( આ સ્પષ્ટિકરણ ગ્રહી ન શકવાથી કે એ સ્પષ્ટિકરણ ધૃતરાષ્ટ્રનાં હૃદય પર ન ઠરવાથી )

**ધૃ૦**—હે સંજય ! પણ પાંડવો જે આ સહુ યુદ્ધ તત્પરતા દર્શાવે છે તે શું ધૃષ્ટદ્યુમ્ન કે સોમકોનાં બળથી ? અથવા તો બીજાં કોનાં બળથી ? જેનાં બળથી એઓ યુદ્ધ માટે તત્પર થતા હોય તે સહુ કહે !
( ધતરાષ્ટ્રનાં આવાં વાક્ય શ્રવણ કરતાં જ )

**સં૦**—( સ્વગત શોકાર્ત ) હા જીવ ! હા જીવ ! હા મૂઢતા ! હા મૂઢતા ! હા અંધકાર ! હા અંધકાર ! શું આ ધતરાષ્ટ્ર રાજનનું હૃદય કંઇપણ ગ્રહી શકતું નથી ? ( એમ ઉર નિશ્વાસ નાંખતાં નાંખતાં ચિંતાગ્રસ્ત થઈ મૂર્ચ્છાગત જાય છે ) ( એટલે વિદુર )

**વિ૦**—હે રાજન્ ! આ સંજય તો પૃથ્વી વિષે મૂર્ચ્છા પામી અચેતન પડ્યો છે. એ હવે શું બોલે ? હવે એને બોલવાનું પણ શું છે ?

**ધૃ૦**—ખરેખર એણે શૌર્યરૂપ કુંતિ સુતોને જોયા તેથી એ ઉદ્વિગ્ન થઈ ગયો હશે.

( એટલે સંજય સંજ્ઞાને પામી રહે છે ) ( જાગૃત થતાં )

સં૦—હે રાજેંદ્ર ! વિરાટગૃહે નિવાસ કરવાથી દેહે કરી પાંડવોને તો મેં દુબળ જોયા. હવે કોના બળથી એમ પૂછો તો કહું કે—શૌર્યશીલ ધૃષ્ટદ્યુમ્નનાં બળથી, વળી ધર્મરૂપ મહાત્મા યુધિષ્ઠિર કે જે કદિ પણ ક્રોધ, ભય, લોભ, સ્વાર્થ કે નાસ્તિક ભાવથી ક્યારે પણ સત્ય ચૂકે નહિ અને જે એકલા જ ધર્મવિષે પ્રમાણરૂપ છે તે મહાત્મા યુધિ-ષ્ઠિરનાં જ બળથી સહુ પાંડવો યુદ્ધની હરેક તૈયારી કરી રહ્યા છે. વળી શૌર્યરૂપ ભીમસેન જેણે પાંડવોને લાક્ષાગૃહમાંથી ઉગાર્યા, હિડિંબ કિર્મિર આદિક રાક્ષસોને જેણે માર્યા, જેણે જરાસંધને હણી એ પાંડવોને રા-જસૂયયજ્ઞ કરાવ્યો, જેણે દ્રૌપદીની જયદ્રથથી રક્ષા કરી, વળી જેણે ગંધમાદન પર્વત ઉપર કુબેરગણ રાક્ષસોને માર્યા, જેનામાં દસ હજાર હસ્તીનું બળ છે, વળી જેણે કાશીકલિંગ મગધ આદિ દેશો જીત્યા હતા એવા ભીમસેનનાં બળથી—વળી ગાંડિવધર અર્જુન કે જેનાં પરાક્રમથી કો પણ અજ્ઞાન નથી કે જે અર્જુને ઇંદ્રને ખાળી એ ઇંદ્રનું ખાંડવ વન પ્રજાળ્યું હતું, જેણે દેવના પણ દેવ મહાદેવજી એવા ત્રિ-શુલ ધારણકરનારને યુદ્ધમાં સંતુષ્ટ કર્યા હતા, તે ત્રિકોટી નિવાતો પૌલમ અને કાલ ખંજાદિને હણવાથી દેવો જેને વશ્ય થઇ રહ્યા છે એવા સહુ દેવોને પ્રિય અર્જુનનાં બળથી—વળી મ્લેચ્છયુક્ત પશ્ચિમ દિશાને વશ કરનાર શૂરવીર માદ્રીપુત્ર નકુલનાં બળથી–વળી અશ્વત્થામા, ધૃષ્ટ-કેતુ, રૂકિમ તથા પ્રદ્યુમ્ન એ ચાર જણ જ જેના પરાક્રમની બરો-બરી કરી શકે એવા શૂરવીર ધર્મ અને હૃદયશીલ માદ્રીપુત્ર સહદેવનાં બળથી—પ્રથમ કન્યા અને પાછળથી પુરૂષ થનાર અને આ વૃદ્ધ ભીષ્મના કાળરૂપ શિખંડીનાં બળથી—વળી કેકયનાં પાંચ પુત્રો અને મહાબાહુ સત્વર અસ્ત્ર ફેંકનાર ધૈર્ય અને સત્ય પરાક્રમશીલ શૂરવીર યાદવ સાત્યકી અને વિરાટ તેમજ કાશીરાયનાં પણ બળથી–વળી દ્રૌપદીનાં પાંચ પુત્રો, શૌર્યમાં કૃષ્ણ સરખો અને સંયમમાં યુધિષ્ઠિર સરખો એવા અભિમન્યુનાં બળથી–વળી શિશુપાલ સુત ધૃષ્ટકેતુ, જરા સંધ સુત સહદેવ તથા જયત્સેન અને દ્રુપદરાય કે જે સહુ પાંડવો માટે સેનાસહિત આત્મભોગ આપવા સદા તત્પર રહે છે તે દ્રુપદરાય

અને એવા બીજા અન્ય સેનાનીઓનાં પણ બળથી—અને એ સહુએ ઉપરાંત સહુના પ્રેરક, સહુના અધિષ્ઠાતા, વાસુદેવ ભગવાન શ્રીકૃષ્ણની સાહાય્યથી બળરૂપ, તેજરૂપ અને શૌર્યરૂપ બનતા એ પાંડવો યુદ્ધ કરવા તત્પર થઈ રહ્યા છે.

ધૃ૦—તાત સંજય! એ સહુ મેં શ્રવણ કર્યું. પણ એ સહુએમાં ખરેખર ભય પામવા યોગ્ય તો ભીમ અને અર્જુન જ છે એ હું સારી રીતે જાણું છું. અને જે ભય પીડે છે તેનો ખરેખર ભીમનો જ છે. જે વૃથા હાસ્ય કરતો નથી, જે સદા ઉગ્ર અને ક્રોધી રહે છે, જે વૈરને ભૂલતો નથી, અને વળી જે મહા વેગવંત અને શૌર્યરૂપ છે તે કુંતીનો પુત્ર ભીમસેન આ મારા મંદ બુદ્ધિશીલ દુર્યોધનાદિકનો અવશ્ય નાશ કરશે. માત્ર એની બાળપણની ચેષ્ટા જ મારૂં ઉર કંપાવી રહે છે. ક્રિડા માત્રમાં એ મારા પુત્રોને મર્દન કરતો અને એનાં શૌર્યથી જ મારા પુત્રો બ્હીધેલા સદા ક્લેશયુક્ત રહેતા. અમો અને એ પાંડવો વચ્ચે વળી ભેદના હેતુરૂપ પણ એ ભીમસેન જ છે. એ ભીમસેનને હણે એવો કો પણ પુરૂષ હું તો જોતો નથી. એણે યક્ષ તથા રાક્ષસોને માર્યા તેજ પ્રમાણે મારા પુત્રોને એણે ક્યારનાએ ન માર્યા એજ માત્ર મારૂં તો હું અહોભાગ્ય સમજું છું. એ ભીમસેન કદિ પણ શાંતિને પામે એવો નથી. પૂજ્ય વ્યાસજીએ પણ મને એમજ કહ્યું છે. તેમ છતાં પણ આ બાળબુદ્ધિશીલ મારા પુત્રો પોતાને જ પંડિત માનતા મારી હિતરૂપ વાણી શ્રવણ કરતા નથી. અને વિષને જ મધમાની એજ વિષરૂપને પાન કરવા સદા પ્રયત્નશીલ રહે છે તો હે સંજય અત્ર વિધાતા જ બળવાન છે. જેમ હું કહું છું તેજ પ્રમાણે પુરૂષ શ્રેષ્ઠ વૃદ્ધ ભીષ્મ, દ્રોણાચાર્ય તથા કૃપાચાર્ય પણ એ ભીમસેનનાં પરાક્રમને જાણે છે. તોય પણ હે સંજય, હમારાં અન્ન અને ધનાદિકે કરી દાનયજન આદિકમાં એઓ તૃપ્તિપૂર્વક પોષણ પામતા હોવાથી આર્યત્વનાં ભાન અને ભાવવાળા કર્તવ્યશીલ એઓ હમો પ્રત્યે પ્રતિઉપકારરૂપ અવશ્ય યુદ્ધમાં પોતાના પ્રાણ ત્યાગ કરશે. એમ છતાં પણ અત્ર દૈવ જ બળવાન છે. કેમકે એઓની સાહાય્ય છતાંયે પાંડવો જીતાય એમ તો હું માનતો નથી. હું તો હરેક રીતે પાંડવોનો જ જય પ્રત્યક્ષ કરૂં છું. સંકટ સમયે અવલોકનરૂપ આપણાં કાર્યસિદ્ધિની સફળતા દર્શાવતું ન છતાં પણ તૃણ

માત્રથી સાગર તરી જઈ જીવ બચાવવારૂપ આશા તો હરકોઈ હૃદયમાં સ્વાભાવિક જ રહેછે. એમ મારા પુત્રોને અવસાન સમીપ થતાં જોયા છતાં પણ પુત્રલાલસા કે જે હૃદયવૃત્તિનું સ્વાભાવિક લક્ષણ છે તે મારા પુત્રોના જયની આશારૂપ મારાં હૃદયસ્વરૂપમાં રહી જાય છે. જેથી કરી મારા પુત્રોને હું દૃઢતાપૂર્વક યુદ્ધથી વારી શકતો નથી. યુદ્ધમાં ક્ષત્રીએ પ્રાણ ત્યાગ કરવા એજ શ્રેષ્ઠ માર્ગ છે. એજ એમને ધર્મરૂપ છે કે એજ એમનો ધર્મછે. એથી પણ પાંડવો સામે થતા આ સહુ ક્ષત્રીયોનો હું શોક કરૂં છું. પ્રાજ્ઞ વિદુરે મને પૂર્વે જે ભય કહ્યું હતું તે આજ પ્રાપ્ત થયું છે. હે સંજય, જ્ઞાનથી દુઃખ શમે છે પણ ભાવી દુઃખ જ્ઞાનથી શમતું હોય એમ હું તો નથી માનતો કેમકે. હે સૂત! જીવનમુક્ત પુરૂષો પણ લોક સંગ્રહાર્થે કુટુંબજીવન ગાળતાં, કુટુંબનાં સુખે સુખી અને કુટુંબનાં દુઃખે દુઃખી થતા રહેછે. ત્યારે પુત્ર, પૌત્ર, રાજ્ય, ધન, સ્ત્રી, મિત્ર, બંધુ અને સંસર્ગી વર્ગમાં અનેક રીતે આસક્તિ-યુક્ત પુરૂષને મોહ કેમ પણ પીડ્યા વગર રહે ?! આ યુદ્ધમાં કૌરવોનો નાશ અને પાંડવોનો જય અવશ્ય છે અને ખરેખર આ કૌરવોને મહત્ દુઃખ પ્રાપ્ત થશે. ઐશ્વર્યના લોભી આ મંદબુદ્ધિ દુર્યોધને દ્યૂતનો પ્રયોગ ઘણા હીન સ્વાર્થથી કર્યો એનું જ પરિણામ અત્ર ખડું થયું છે. કાળનો ધર્મ વિપરીત છે. એનું અતિક્રમણ કરવા કો પણ સમર્થ નથી. માટે હે સંજય અત્ર હું શું કરૂં ? હું ક્યાં જાઉં ? આ મારા સોએ પુત્ર નાશ પામશે ત્યારે હે તાત! મારૂં મરણ કોણ જાણે કઈ અવસ્થાને અધીન રહશે ? આક્રંદ કરતી સ્ત્રીઓના ભયંકર શબ્દ માત્ર જ મારે શ્રવણ કરવાના રહશે. એવે સમયે વળી પરાધીનતાનાં દુઃખ કોણ કથી શકશે ? હે તાત! અત્ર કાળબળ વિના અન્ય હું શું કહું ? હે તાત સંજય ! અસત્ય ભાષણ જેના મુખમાંથી નીકળતું નથી એવા યુધિષ્ઠિરનો યોદ્ધો બળરૂપ અર્જુન ત્રૈલોક્યનું રાજ્ય પણ લેવા એકલો જ સામર્થ્યવાન છે. દ્રોણાચાર્ય અને કર્ણ અર્જુન સામે જશે ખરા તો પણ મારા પુત્ર દુર્યોધનના જય વિષે તો મારૂં મન લેશ માત્રપણ આશાવંત થતું નથી. કેમકે કર્ણ દયાળુ છે. વળી પરશુરામના શાપથી સમયે કર્ણને વિદ્યાની સ્ફુરણા થશે નહિ

અને દ્રોણાચાર્ય તો વૃદ્ધ છે. ત્યારે અર્જુન તો ગ્લાનીરહિત, સમર્થ અને બળવાન છે. યુદ્ધની શાંતિ તો દ્રોણાચાર્ય કર્ણ અને અર્જુનના વધથી જ થાય. પણ અર્જુનને હણે એવો કો પણ પુરૂષ સામર્થ્ય-વાન હોય એમ હું તો મુદ્દલે જોતો નથી. અન્ય યોદ્ધાઓને વિષે તો જય પરાજય સંભળાયછે. ત્યારે અર્જુન વિષે તો સર્વત્ર એકલો જય જ શ્રવણ કરાય છે. એ અર્જુને તેત્રીસ વર્ષ પૂર્વે પણ સમગ્ર દેવલોકોને જીતી ખાંડવવનના દાહથી અગ્નિનું અજીર્ણ મટાડી એ મહાન્ દેવને તૃપ્તિપૂર્વક સંતોષ પમાડયો હતો. એથી પણ અધિક ઋષિ-કેશ ભગવાન તો એનું સાર્થિપણું ઇચ્છે છે એટલે એ સમર્થ અર્જુ-નનો પ્રકોપ પામતો ક્રોધ મારા પુત્રોને અવશ્ય બાળ્યા વિના રહશે નહિ. તેમ જ સાત્યકી ધૃષ્ટદ્યુમ્ન અને અન્ય રાજાઓ પણ સ્વપ્રાણ-ત્યાગ કરવાના ઉત્સાહવાળા શ્રવણ કરાય છે અને શ્રીકૃષ્ણ પણ પાંડવોના જ જય વાસ્તે તત્પર અને ઉત્સુક શ્રવણ કરાય છે. તો હે તાત સંજય! યુધિષ્ઠિરના ક્રોધથી, અર્જુનનાં પરાક્રમથી, ભીમસેનના વેગથી અને નકુલ સહદેવ આદિકનાં બળથી પણ મને મહા ભય ઉત્પન્ન થાય છે. માટે હે કૌરવો હું વારંવાર પોકારી કહું છું કે પાંડવો સંગે યુદ્ધ ન કરવું એજ હું શ્રેય માનું છું. કેમકે દર્શનમાં પ્રિય, બુદ્ધિમાન, લક્ષ્મીવાન બ્રહ્મતેજયુક્ત, નિર્મળ હૃદયશીલ, ધૈર્યશીલ, કરેલા વિચારને ગુપ્ત રાખનાર, ક્રૂરતા રહિત, દાન અને લજ્જાશીલ, સત્ય પરાક્રમવાળા, બહુશ્રુત, કરેલ ઉપકારને જાણનાર, વૃદ્ધની સેવા કરનાર, જીતેંદ્રિય, સમર્થ સગાસ્નેહી અને અમાત્યયુક્ત એવા ધર્માત્મા પાંડ-વરૂપ અગ્નિમાં પતંગસમ છિછ્રંખળતા અને ઉદ્ધતાઇથી જ પડી કયો મૂઢ બળી ભસ્મ થવા ઇચ્છે? માટે જ યુદ્ધ ન કરવું એજ મને તો ઇષ્ટ છે. અને હે કૌરવો, તમો સહુની પણ જો એ માટે ઇચ્છા હોય તો હું યુદ્ધ ન થાય એમ પ્રયત્ન કરૂં. ધર્મરૂપ યુધિષ્ઠિર આપણી ઉ-પેક્ષા કરશે નહિ. અને એજ મને તેમજ આપણ સહુકો ને શાંતિનું કારણ છે.

સ૦—રાજન્! તમો કહો તેમજ અવશ્ય ગાંડિવ ધનુષથી ક્ષત્રીઓનો નાશ થશે તો પણ તમો યુદ્ધનો ત્યાગ કરો એમ હું માનતો નથી. કેમકે અર્જુનનું પરાક્રમ જાણતા છતા તમો પુત્ર વશ્ય છો. પાંડવોનો

અપરાધ પણ પ્રથમ તમે જ કર્યો છે. તેમજ તેમનો તિરસ્કાર પણ તમો જ કરો છો. માટે હવે આ સંધિનો સમય છે એમ ધારશો નહિ. તમો ધારતા હો કે પિતુતુલ્ય તમારી વાણી આ પાંડવો હજી પણ માન્ય રાખે એ તો ખરેખર હવે મિથ્યા ફાંફાં જ છે. જે સાવધાન-પણે નિરંતર પુત્રનું હિત સંભાળે એજ સ્નેહી વ પિતા કહેવાય. પણ જે પિતુરૂપ ગણાતાં છતાં દ્રોહ કરે તેનો પિતા કે હિતેચ્છુ કહેવાય નહિ. કેમકે મહારાજ, દ્યુતસમયે પરાજીત થયેલા પાંડવોને જોઈ તમો તો હર્ષઉદ્રેકમા "આ અમે જીત્યુ" "આ અમોને મળ્યું" એમ બાળકસમ હર્ષથી ઉભરાઈ જતા હતા તો એ શું દ્રોહ ન કહેવાય? વળી પાંડવો પ્રત્યેની કઠોર વાણીની સભામાં તમોએ ઉપેક્ષા કરી તમારા પુત્રો સમગ્રરાજ્ય છતે છે એથી જ તમો આનંદિત થઈ રહ્યા; પણ એજ ધન ક્ષણરૂપ છે એમ સુદ્ધાં જાણ્યું નહિ. વળી હે રાજન્! તમારૂ રાજ્ય તો કુરૂ અને જાંગળ દેશ સુધી જ હતું. સમગ્ર પૃથ્વી તો શૂરવીર પાંડવોએ જ જીતી આપી છે. તે છતાં એ સહુ તમે જ કર્યું છે એમ માનો છો. ગંધર્વથી તમારા પુત્રોને વળી ઉગારી ઉપકાર કરવા પાંડવ શિવાય અન્ય કો હતું? તો હવે કસમયના આવા વૃથા શોચથી શું? દ્યુતસમયે પણ મેં તેમજ બુદ્ધિમાન વિદુરે તમને વાર્યા હતા. જેથી પાંડવો પ્રત્યેના હવે આ સહુ ઉદ્‌ગાર.: મિથ્યા જ છે. કેમકે એમ વર્તાવા તમો તદ્દન અશક્ય જ છો.

( દુર્યોધન જે અત્યાર સુધી સહુ શ્રવણ કરતો હતો તે બોલી ઉઠયો કે )

દુ૦—મહારાજ! તમને ભય ધરવા કે હમારો શોચ કરવા પણ તમને કશુયે કારણ નથી. હે સમર્થ! શત્રુને જીતવા હમો પુરતા સામર્થ્યવાન છીએ. વળી પાંડવોનાં વનપ્રયાણસમયે જ્યારે કૃષ્ણ અને પાંડવો તમારી અને સહુ કૌરવોની નિંદા કરતા, વિદુર વિના આપણ સહુનો નાશ ઇચ્છતા, અને આપણું રાજ્ય ખુંચવી લેવાની ઇચ્છાવાળા શ્રવણ કરાય ત્યારે જ હું વૃદ્ધ અને શૌર્યશ્રેષ્ઠ પિતામહ ભીષ્મ, ગુરૂજી દ્રોણાચાર્ય, બ્રહ્મતેજ અશ્વત્થામા અને કૃપાચાર્યને શરણે ગયો હતો. તે સમયે એ મહાસમર્થ પુરૂષોએ મારૂં રક્ષણ કરવા પ્રતિજ્ઞા કરેલ છે. તે સમયે મારી ઉરચિંતા દૂર કરતાં એઓએ કહ્યું કે "જો

આપણે પાંડવોનો દ્રોહ કર્યો છે તો પણ હે દુર્યોધન ! તું બીહિશ મા ! કેમકે યુદ્ધ માટે સજ્જ થયેલ એવા અમને જીતવા કો પણ સમર્થ નથી. આ એકલા ભીષ્મે જ એક રથે સહુ ક્ષત્રીઓને જીતી એમને ત્રાસ પમાડયા હતા. જેથી બાંધેલા સહુ રાજાઓ એ પ્રતાપી ભીષ્મને શરણે આવ્યા હતા. તો હમો સહુ એકત્ર થતાં હે રાજન્ દુર્યોધન ! તારે ભય રાખવા કશુએ કારણ નથી ?” હે પિતાશ્રી, હે કુરૂપતિ, શું આ એ સત્યશીલ પુરૂષોની વાણી ત્યાગ કરવા યોગ્ય છે ? વળી હે પિતાશ્રી, તે સમયે તો એ પાંડવોનુ તેજ ક્ષય પામ્યુ ન હતું એટલે અનેક રાજાઓ એમને સહાય પણ થાત. ત્યારે હવે તો હે પિતાશ્રી ! તેમ નથી. જેથી એ પક્ષહીન અને વીર્યહીન પાંડવાથી હવે મિથ્યા ભય માની રહી આમ શોકયુક્ત શા અર્થે રહો ! એ પાંડવો હવે કદિ પણ આપણને જીતવા સમર્થ નથી. હાલતો સમગ્ર પૃથ્વી આપણને જ વશ્ય છે. આ સહુ એકત્ર થયેલ રાજાઓ સ્વપ્રાણ અર્પણ કરવા પણ ઉત્સાહ પૂર્વક તત્પરતા દર્શાવતા રહે છે તો આવી તમારી ઉન્મત્ત શોકગ્રસ્ત અને ચિંતાયુક્ત હૃદયસ્થિતિ જોઈ શું એઓ તમારૂં હાસ્ય નહિ કરે ? શુ તમારે માટે એઓ હલકો અભિપ્રાય ન બાંધે ? એકત્ર થયેલ રાજાઓમાંથી એક એક પણ એ પાંડુપુત્રોને જીતવા શક્તિમાન છે તો હે પિતાશ્રી ! તમો આવો મિથ્યા ભય શા અર્થે ધરી રહો ? ! મારા પ્રભાવને યુધિષ્ઠિર જો જાણતા ન હત અને મારાથી એ જો બ્હીતા ન હત તો હસ્તિનાપુર સરખાં શહેરનો ત્યાગ કરી પાંચ જ ગામડાંની યાચના એ શા અર્થે કરે ? હે પિતાશ્રી, વળી ભીમસેનમાં જો તમો બળ શૌર્ય અને પરાક્રમ માનતા હો તો એ પણ મિથ્યા ભ્રમ જ છે. કેમકે મારા સમગ્ર પ્રભાવથી હે તાત ! હજી તમો અજ્ઞાન છો. સમગ્ર પૃથ્વી વિષે ગદા યુદ્ધમાં તો મારો કો પણ પરાભવ કરી શકે એમ નથી. એ વિષયમાં મને જેણે વિદ્યા આપી છે એવા સમર્થ હલધર બળદેવજીનો પણ એજ નિશ્ચય છે. ભીમસેન મારી ગદાના પ્રહાર ક્યારે પણ સહન કરી શકે એમ નથી. મારો ક્રોધ વૃદ્ધિ પામતાં મારા ગદાપ્રહારથી જ એ ભીમસેન હતો ન હતો થઈ જશે. મારા ઘણા કાલના એ મનોરથને હવે સિદ્ધિનો સમય આવ્યો છે. તો હે પિતાશ્રી ! આવો મિથ્યાભય શા અર્થે ? ગદાના એકજ પ્રહારથી

હું ગિરિના સેંકડો ટુકડા કરી દઉં તો એ ભીમસેનની કા ગણના ? મારા એ પ્રભાવને ભીમસેન, વાસુદેવ ભગવાન, તેમજ અર્જુન પણ સારી રીતે જાણે છે ત્યારે હે પિતાશ્રી ! તમો તો આવો અઘટિત દીનતારૂપ અને હાસ્યયુક્ત મિથ્યા શોક કરતાં ચિંતા ગ્રસ્ત રહી શત્રુને પણ હાસ્ય અને દુર્બળતાનું સ્થાન થઈ પડો છો ! પિતાશ્રી ! ક્ષત્રીવરને એ શું ઉચિત છે ? એ ઉપરાંત સમય અને કાળને માનીને પણ એ શું ઉચિત છે ? એ શું કોઈ પણ યુદ્ધ ક્રિયાને વ્યવહારરૂપ છે ? એ શું કોઈ પણ ક્ષાત્રતેજ અને શૌર્યને અભિયુક્ત છે ? ત્યારે હે પિતાશ્રી ! આવા મિથ્યા આચારમાં તમો શા અર્થે ડૂબી રહો ! ! ! જ્યાં મારી ગદાના પ્રહારથી ભીમસેનનો અંત આવ્યો કે એકલવાયો અર્જુન શું કરી શકશે ? એ અર્જુનને તો સામર્થ્યપૂર્વક હણવા ઘણા શૂર પુરૂષો તત્પર થઈ રહ્યા છે. હે ક્ષત્રીશ્રેષ્ઠ, હે રાજન્, જ્યારે આવો સમય તમો પ્રત્યક્ષ કરશો ત્યારે આ તમારો શોચ તમને નિરર્થક કસમયનો અને મિથ્યા જ ભાસશે ! ! ! માટે હે પિતાશ્રી, આમ હૃદયને મિથ્યા પરિતાપ મા આપો ! ! ! પિતામહ ભીષ્મ, ગુરૂ દ્રોણાચાર્ય કૃપાચાર્ય, અશ્વત્થામા, કર્ણ, ભૂરિશ્રવા, પ્રાગ્જ્યોતિષનો અધિપતિ દાનવ શલ્ય તથા સિંધુપતિ જયદ્રથ એ એક એક જણ પણ સમગ્ર પાંડવોને હણવા સમર્થ છે તો એ સહુનાં એકત્ર બળ આગળ એ પાંડવો શું કરી શકશે ? રણભૂમિમાં યમપુરી એજ એમનું નિર્મિત સ્થાન છે. પિતામહ ભીષ્મ બ્રહ્મર્ષીરૂપ છે અને પવિત્ર ગંગાથી ઉત્પન્ન થયા છે. એમને દેવતાઓ પણ સહન કરવા સમર્થ નથી તો અર્જુનની અત્ર કા ગણના ?! પિતામહને ઇચ્છા પ્રમાણે મૃત્યુનું વરદાન એમના પિતાશ્રી શંતનુ પ્રત્યેથી પ્રાપ્ત થયેલ છે એટલે એમનું તો મૃત્યુ છે જ નહિ. આ વરદાનને ઉલ્લંઘી એમને મૃત્યુ પ્રાપ્ત કરાવનાર કો પણ પુરૂષને આ ભૂમિ વિષે હું તો સમર્થ જોતો નથી. તેમજ આ હમારા ગુરૂ દ્રોણાચાર્ય પણ દ્રોણી નામના યજ્ઞ પાત્રમાં મહર્ષી ભરદ્વાજ મુનિથી ઉત્પન્ન થયા છે. એમનાથી અશ્વત્થામાને અમોઘ એવું બ્રહ્માસ્ત્ર પ્રાપ્ત થયું છે. તે અશ્વત્થામા અને આચાર્ય કૃપાચાર્ય જે ખડના થુંભામાંથી મહર્ષી ગૌતમ થકી ઉત્પન્ન થયા છે એમ આ ત્રણે બ્રહ્મતેજને કોણ પણું હણી શકે એમ છે ? એઓ ઇંદ્રને પણ વ્યથા કરવા શક્તિમાન

છે તો અત્ર અર્જુનની કા કથા ? વળી કર્ણને પણ હું એ ત્રણ સરખોજ માનું છું. એના ગુરૂ પરશુરામે એને પોતા સરખો જ કહ્યો છે. અને જેણે વળી ઇંદ્રને પોતાનાં કવચ અને કુંડળ અર્પી એ ઇંદ્ર પાસેથી કોઇને પણ હણ્યા વગર રહે નહિ એવી અમોઘ શક્તિ પ્રાપ્ત કરી છે. તો એ શક્તિ આગળ શું કો પણ કાળે એ અર્જુન જીવતો રહી શકે એમ છે? માટે હે પિતાશ્રી, હું આપણો જ વિજય નિશ્ચયપૂર્વક માનું છું. એમ છતાં પણ હે પિતાશ્રી, પાંડવો આપણને હણશે કે આપણે પાંડવોને હણીશું એ સમય પ્રાપ્ત થયા વિના આમ મિથ્યા વ્યથા શા અર્થે પામી રહો ?!! એવી વ્યથાથી પ્રયોજન પણ શું? પિતાશ્રી, પાંડવ પક્ષમાં તો એ પાંચ પાંડવો સાત્યકી અને ધૃષ્ટદ્યુમ્ન એમ સાત જ યોદ્ધાઓ છે. ત્યારે આપણા પક્ષમાં તો ભીષ્મ, દ્રોણાચાર્ય, કૃપાચાર્ય, અશ્વત્થામા, વિકર્તન, કર્ણ, સોમદત્ત બાહ્લિક, પ્રાગ્જ્યોતિષના અધિપતિ શલ્ય, અવંતિના વિંદ તથા અનુવિંદ એ બે ભ્રાત, જયદ્રથ, દુ:શાસન, દુર્મુખ, દુ:સહ, શ્રુતાયુ, ચિત્રસેન, પુરૂમિત્ર, વિવિંશતી, શલ, ભૂરિશ્રવા અને વિકર્ણાદિક ઘણા શ્રેષ્ઠ યોદ્ધાઓ છે. તે સાથે વળી આપણી પાસે અગ્યાર અક્ષૌહિણી સૈન્ય છે ત્યારે પાંડવો પાસે તો માત્ર સાત જ અક્ષૌહિણી છે. જ્યારે વસ્તુસ્થિતિ આમ છે ત્યારે હે પિતાશ્રી તમો આપણો જ પરાજય શા અર્થે માની બેઠા છો? બૃહસ્પતિ કહે છે કે શત્રુથી ત્રણ ઘણું સૈન્ય હોય તો જ યુદ્ધ કરવું એ નીતિસૂત્રે આપણ સહુ પ્રકારે બળ યુક્ત, પરાક્રમી યોદ્ધાઓથી વેષ્ટિત અને જયને માટે જ તત્પર અને ઉત્સાહવાળા છીએ. ત્યારે પાંડવોમાં તો એમાંનું કશુંએ નથી. એઓ તો આપણથી સહુ પ્રકારે ન્યૂન ગતિવાળા, ન્યૂન બળવાળા અને ન્યૂન પરાક્રમવાળા જ છે. ત્યારે હે પિતાશ્રી, આવા મિથ્યા મોહથી તમો શા અર્થે પરિતાપ સેવી રહો !!!

–રાજન્ ધૃતરાષ્ટ્ર ! અર્જુનનો રથ શાક્ષાત દેવલોકે જ બનાવ્યો છે. અર્જુનના રથના સોએ અશ્વો હણાય તોપણ પૂર્વે એને પ્રાપ્ત થયેલ વરદાન પ્રમાણે એ સહુ સોએ આપો આપ જ પૂરાઈ રહે. એ અશ્વો વળી એવા છે કે એમની ગતિ આકાશ, સ્વર્ગ, પૃથ્વી અને પાતાળ એમ સર્વત્ર વિચરતાં એમની એ ગતિ કહિંયે પણ પ્રતિહત–કે કુંઠિત થતી નથી. વળી એઓ દિવ્ય સ્વરૂપવાળા અને વાયુ સમાન્ વેગવાળા

છે. વળી એના રથના ધ્વજ ઉપર કપિશ્રેષ્ઠ હનૂમાન સદા વિરાજી રહે છે. એ ધ્વજની ગતિને વૃક્ષાદિક પણ રૂંધન કરી શકતાં નથી. અને એ ધ્વજ વળી અનેક પ્રકારની આકૃતિ ધારણ કરી રહે છે તેમ છતાં એ ધ્વજનો લેશ પણ ભાર રથને નડતો નથી. એવા સત્ય પરાક્રમશીલ અને સમર્થ પાંડુપુત્ર અર્જુનની ગતિનો રોધ કરવા ત્રિલોકમાં કયો પુરૂષ સમર્થ છે એ તો હું હે રાજન્! મુદ્દલે જોઈ શકતો નથી. વળી વાસુદેવ ભગવાન જેના સારથી છે એવા અર્જુન સામે ઉભો રહેવા પણ કયો પુરૂષ સમર્થ છે? માટે હે રાજન્ ધૃતરાષ્ટ્ર! યુદ્ધ વિષે કદિ પણ ઇચ્છા મા કરો! અર્જુન સંગે વૈર કરવાથી હું તમો સહુનો કાળ નજીક થતો જોઉં છું. રણમાં અર્જુન સામે જઈ શકે એવો કોઈ પણ દેવ, અસુર, મનુષ્ય, યક્ષ ગંધર્વ અને સર્પોમાં હું તો જોતો નથી. વિરાટ નગરમાં એકલા અર્જુને જ સહુને મોહ પમાડ્યા હતા તો ત્યાં આ સહુ કુરૂકુળના યોદ્ધા અને સહાયોનું બળ ક્યાં ગયું હતું? આ સહુ કુરૂ યોદ્ધાઓ ત્યાં શા અર્થે ભાગી ગયા? શરીર, બળ, ઉત્સાહ, શૌર્ય, ગ્રહણશક્તિમાં શીઘ્રતા, કર્તવ્યઅકર્તવ્યની તુલનાશક્તિ, શર ફેંકવામાં ત્વરા, ખેદરહિતપણું અને ધૈર્ય એ ગુણો અર્જુન શિવાય કહિંયે પણ નથી. તો હે રાજન્! એવા પાંડવોને જીતવા અને હણવારૂપ મિથ્યા ફાંફાં શા અર્થે મારો?!!!

ધૃ૦—હા તાત સંજય! હું અર્જુનને બાળપણથી જ બ્રહ્મચારી અને ક્ષાત્રતેજયુક્ત જોઉં છું. મારા વિલાપ છતાં એવા અર્જુન સંગે આ મંદ બુદ્ધિ દુર્યોધન યુદ્ધ કરવા તત્પર થઈ રહ્યો છે. (દુર્યોધનને ઉદ્દેશી) હે દુર્યોધન, તું યુદ્ધથી નિવૃત્ત પામ. નિરંતર યુદ્ધ સારૂં નથી. અમાત્ય સહિત જીવવા અર્થે અર્ધું રાજ્ય પુષ્કળ છે. માટે પાંડવોને યથોચિત એમનો અર્ધો ભાગ આપ! પાંડવ અને કૌરવે શાંતિયુક્ત રહેવું એજ ધર્મ છે. હે પુત્ર! આ તું તારી સેનાને તો જો. અશ્વોને ઉપદ્રવ પીડે છે. એજ તારા નાશનું ચિહ્ન છે એમ છતાં પણ હા તું મોહાંધ પણામાં એ સહુ જોઈ શકતો નથી. જેમ હું યુદ્ધને ઇચ્છતો નથી તેમ આ બાહ્લિક, વૃદ્ધ ભીષ્મ, દ્રોણાચાર્ય, અશ્વત્થામા, સંજય, સોમદત્ત, શલ્ય, કૃપાચાર્ય, સત્યવ્રત, પુરૂમિત્ર જય તથા ભૂરિશ્રવા આદિકો પણ યુદ્ધને ઇચ્છતા નથી. તો હે તાત! દુર્યોધન તને પણ એમ

જ રૂચે !! હે તાત ! તું તારી ઇચ્છાથી યુદ્ધ કરતો નથી. કર્ણ, દુઃશાસન, અને પાપ બુદ્ધિશીલ સુબલસુત શકુની એ ત્રણ જ તને યુદ્ધ માટે પ્રેરે છે. (એવે એકાએક વચ્ચે)

—હે પિતાશ્રી ! દ્રોણાચાર્ય, ભીષ્મ, અશ્વત્થામા, સંજય, કાંબોજ, કૃપાચાર્ય, બાહ્લિક, સત્યવ્રત, પુરૂમિત્ર ભૂરિશ્રવા ઈત્યાદિ તેમજ તમો ઉપર પણ આધાર રાખી હું યુદ્ધ માટે પાંડવોને આમંત્રણ કરતો નથી. માત્ર હું તથા કર્ણ એકલા જ એ માટે સર્વ પ્રકારે તત્પર છીએ. અરે પીતાશ્રી ! હું કર્ણ તેમ જ દુઃશાસન એ પાંડવોને હણીશું. અને એમ થતાં આ સમગ્ર પૃથ્વી હું ભોગવીશ અથવા તો એ પાંપાંડવો હમને હણી એજ સમગ્ર પૃથ્વી ભોગવશે. હે ભૂમિપતિ ! મેં જીવિત, રાજ્ય, ધનઆદિ સહુ ત્યાગ કર્યું છે. ભલે એ બધુંયે નાશ પામો. એમ છતાં પણ હું તો પાંડવો સંગે ક્યારે યે સંપીને રહું નહિ. પિતાશ્રી ! સોયના અગ્રભાગ જેટલી ભૂમિ પણ હું તો પાંડવોને આપનાર નથી. માટે એ વિષે હવે મને વધુ મા કહો ! !

(આવી વાણી શ્રવણતાં જ)

—હે એકત્ર થયેલ રાજનો ! આ દુર્યોધનનો તો હું ત્યાગ કરૂ છું પણ હવે તો હું તમો સહુને શોચું છુ. હે દુર્યોધન ! તું તો અવસ્ય ભીમસેનની ગદાથી નાશ પામે જ શાંતિને પામશે. અને એ સમયે જ આ મારી વાણી તને યાદ આવશે. (વળી પુત્રપાશને લીધે આકર્ષાતાં) અરે દુર્યોધન, આ મારી ચિંતા શાંત થતી નથી. પ્રાણીમાત્ર જેમ પુત્રાદિકનું હિત સ્વશક્તિ પ્રમાણે ઇચ્છે છે તેજ પ્રમાણે જ્યાં હું આ મારો ધર્મ અદા કરૂં છું. ખાંડવદાહના ઉપકારનું સ્મરણ થતાં કરેલા ઉપકારના બદલામાં સત્પુરૂષનાં લક્ષણે અગ્નિદેવ અવસ્ય અર્જુનને સાહાય્ય કરશે. તેમજ ધર્મ અને ઇંદ્રાદિ દેવો પણ પાંડવોને જન્મદાતા હોવાથી અવસ્ય એમને સાહાય્ય કરશે. તો હે તાત ! ત્યાં આગળ ભીષ્મ, દ્રોણાચાર્ય અને કૃપાચાર્ય આદિ એઓ શું કરી શકશે ? અર્જુનનો દિવ્ય રથ, એના દિવ્ય અશ્વ હનૂમાને સુસ્થાપિત એનો દિવ્ય ધ્વજ, દિવ્ય ગાંડિવ ધનુષ, અક્ષય ભાથા એવા અર્જુનનો વ્યતિક્રમ કરવા કો સમર્થ છે ? એની બાણ ફેંકવાની ત્વરાને

કોઈ પણ પામી શકતું નથી. વૃદ્ધ ભીષ્મ, દ્રોણાચાર્ય, કૃપાચાર્ય, અશ્વત્થામા, શલ્ય તથા બીજા પુરૂષો પણ એ અર્જુનનાં બળ અને શૌર્યની પ્રશંસા કરતા એ અર્જુનની ગતિનો રોધ કરવો શક્ય ધારતા નથી તો પાંડવકૌરવ પરસ્પર શાંતિયુક્ત શા અર્થે ન રહે? જેમ જેમ હું સૂક્ષ્મ વિચાર કરૂં છું તેમ તેમ એ પાંડવમાં મનુષ્ય અને દેવ એમ ઉભય શક્તિનો અસ્ખલિત પ્રવાહ જ જોઉં છું. એ આગળ હે પુત્ર! તારી સહુ ક્રિયા ક્ષુદ્ર, ચંચળ અને નાશવંત જ દૃષ્ટિગોચર થાય છે. એજ હેતુથી મને રાત્રી દિવસ નિદ્રા નથી. અને સુખ એ શું તે પણ હું જાણતો નથી. માટે હે પુત્ર શાંતિ વિના આ કલેશ શમવાને અન્ય કો પણ માર્ગ નથી. શાંતિ ન થાય તો કૌરવોનો અત્યંત ભયંકર ક્ષય ત્યાં નજીક જ છે. માટે હે તાત! હજી પણ પાંડુ સંગે સંધી કર અને તું તેમજ કુરૂકુળ એ સહુ શાંતિયુક્ત રહો!!! પાંડવોને જ હું નિરંતર અધિક બળશીલ ધારૂં છુ. માટે હે પુત્ર! શાંતિ એજ સહુને શ્રેયકર છે.

દુ૦—(રોષપૂર્વક) હે રાજસત્તમ કામ, દ્વેષ, લોભ અને દ્રોહ આદિક ભાવનાઓનો ત્યાગ કરવાથી જ દેવનાઓ દેવપણાને પામે છે, એમ પુજ્ય વ્યાસજી, મહર્ષિ નારદ અને જામદગ્ન્ય પરશુરામે પૂર્વે મને કહ્યું છે તો દેવતાઓ કયારે પણ મનુષ્યસમ કામ ક્રોધ લોભ અને દ્વેષપૂર્વક પ્રવર્તે જ નહિ. કદિ અગ્નિ, વાયુ, ધર્મ, ઇંદ્ર અને આશ્વિનો કામનાથી પ્રવર્તતા હોત તો પાંડવો વનવાસનાં કષ્ટ શા અર્થે સહન કરી રહેત? જેથી રાજન્, દેવ સંબંધી સહુ તમારી ચિંતા અસ્થાને જ છે. દેવતાઓ તો શમ દમ આદિક દૈવીભાવની જ ઇચ્છાવાળા હોય છે. એઓ કામ ક્રોધાદિક આસુરી ભાવનાના લોભી નથી. એમ છતાં પણ દેવોમાં જો કામ ક્રોધાદિક ઉદ્ભવ પામ્યાં તો વેદઆજ્ઞા પ્રમાણે એ ફલિભૂત થશે નહિ અને એથી આપણને કોઈ પણ પ્રકારના પરાભવનો ભય છેજ નહિ. વળી પિતાશ્રી, હું પણ દૈવબળ ધરાવું છું. મારાં એ દૈવબળનું એવું સામર્થ્ય છે કે સમગ્ર લોકને બાળવા ચોમેરથી ધસતા અગ્નિને અભિમંત્રણથી હું સહજમાં શાંત પમાડું છું. હે ભરતર્ષભ! જેવા દેવો તેજયુક્ત છે તેવું જ અને એથી પણ અધિક તેજ મારે વિષે પણ અધ્યાસિન થઈ રહેલું છે. પૃથ્વી ફાટતી

હોય, પર્વતનાં શિખર જુદાં પડતાં હોય તેને પણ અભિમંત્રણથી સહુ સમક્ષ અસલ સ્થિતિ પર હું આણી મૂકું છું. તેમજ જડ, ચૈતન્ય, સ્થાવર, જંગમ સમગ્ર જગતના ક્ષય વાસ્તે પ્રવૃત્ત થયેલ ભયંકર અને બરફના વર્ષા સહિત પ્રકોપ પામતા અતિ મોટા વાયુને પણ સહુ દેખતાં પ્રાણી માત્ર ઉપર દયાથી હું શમાવી દઉં છું. તેમજ જળનુ પણ હું સ્તંભન કરી શકું છું કે જેણે કરી એ ઉપરથી રથ તથા પાયદળો ચાલ્યાં જાય. હે રાજન્, વળી જે દેશ પ્રત્યે હું જાઉં તે દેશ ગમે તેવો વિકટ હોય તો પણ મારા અશ્વો ત્યાં રોધરહિત વિચરી શકે છે. મારા દેશમાં ભયંકર પ્રાણી રહે નહિ. અને રહે તો એક બીજાની હિંસા કરે નહિ. એ પણ મારા મંત્રબળનો જ પ્રભાવ! વળી મારા દેશમાં વર્ષા પણ પ્રજાજનની રૂચિ પ્રમાણે જ વર્ષે. પ્રજા પણ ધર્મીષ્ટ રહે. અને અતિ વૃષ્ટિ, અનાવૃષ્ટિ અને તીડ આદિક પ્રાણીઓના ઉપદ્રવ પ્રજાજનને પીડે નહિ. વળી હે રાજન્, હું જેના ઉપર દ્વેષ કરૂં તેનુ રક્ષણ કરવા દેવ ગંધર્વ તથા અસુર પણ સમર્થ થતા નથી. એ હું પ્રતિજ્ઞાપૂર્વક સત્ય જ કહું છું. મિત્ર વા શત્રુ વિષે મારો જે હૃદયભાવ સ્ફુરે તેજ હૃદયભાવનુ ફળ આવિર્ભાવ પામ્યા વિના રહતું નથી. આજ સુધી એવા મારા મનોભાવની ગતિનો રોધ તો મેં ક્યાંયે પ્રત્યક્ષ કર્યો નથી. જ્યારે હું કહું કે અમુક ક્રિયા આ પ્રમાણે જ થશે તો અવશ્ય તેમ જ થાય. એથી ઉલટું કશુંએ બન્યું નથી. એથી સહુ કો મને સત્ય પ્રતિજ્ઞાશીલ કહે છે. આ મારૂં ગૌરવ અને આવું મારૂં માહાત્મ્ય સહુ કોને સહુએ સ્થળે સુવિદિત જ છે. પિતાશ્રી! આ કંઈ તમારા આશ્વાસન અર્થે નથી. હું સ્વપ્રશંસા કરતો નથી અને એમ કરવું એ તો દૂષણરૂપ જ છે. સ્વપ્રશંસા એ તો ક્ષુદ્ર અને નીચ પ્રકૃતિનું જ ભાન કરાવે છે. એમ છતાં પણ સત્ય સ્વરૂપના પ્રકાશ અને બળ વિના ક્યાંયે ચાલતું નથી જેથી હે પિતાશ્રી! હે ભારત! એ પાંડવો, વાસુદેવ ભગવાન, સાત્યકી અને પંચાળ આદિ રાજાઓને હું જીત્યો એજ વાણી તમો શ્રવણ કરશો. પાંડવો તો વંશસહિત અવશ્ય નાશ પામશે. બુદ્ધિ, તેજ, પરાક્રમ, વિદ્યા તથા યોગ એ સહુ મારામાં પાંડવો કરતાં પણ અધિક છે. પિતામહ ભીષ્મ, ગુરૂ દ્રોણાચાર્ય, કૃપાચાર્ય, શલ્ય તથા શલ એ સહુ એકત્ર

મળી અસ્ત્રવિદ્યામાં જેટલુ જાણે છે તે સહુ મારે એક વિષે જ છે. માટે હે પિતાશ્રી ! આવો મિથ્યા શોચ મા કરો !!!

( એટલે અર્જુન વિષે પૂછતા ધૃતરાષ્ટ્રને ગણકાર્યા વિગર કૌરવોને હર્ષ કરતો કર્ણ વદવા લાગ્યો )

**કર્ણ**—રાજન્ દુર્યોધન ! પરશુરામે કંઈ મને હું મૃત્યુ પામીશ એવો શાપ આપ્યો નથી. મને જે કંઈ પણ શાપ પ્રાપ્ત થયો છે તે એટલો જ કે "અંત સમયે અસ્ત્ર વિદ્યાની સ્મૃતિ થશે નહિ." રાજન્, મારો અપરાધ તો મહત્ હતો. પણ એ મહાભાગની મારા ઉપર કૃપા હોવાથી મને એટલું જ કહ્યું. મેં સેવા તથા પરાક્રમથી એમને સેવતાં જે અસ્ત્ર પ્રાપ્ત કર્યું હતું તે હજી મારી પાસે જ છે. એ જ મારૂં આયુષ્ય છે. અને એથી જ હું અર્જુનને જીતવા તો શું પણ હણવા યે સમર્થ છું. એ પાંડવો તેમજ પાંચાળ આદિ સહુ રાજાઓના કુળ સહિત હું અવશ્ય નાશ કરીશ. પિતામહ ભીષ્મ, દ્રોણાચાર્ય અને બાજાઓને સહાયતાની મને લેશ માત્ર પણ પરવાહ નથી. હું એકલો જ મારાં બાહુબળથી પાંડવો સન્મુખ થઈશ અને એ સહુને અવશ્ય હણીશ. હે રાજન્, એ સહુ કાર્યનો ભાર મારા શિર ઉપર જ છે.

( ભીષ્મથી આ સહન ન થતાં )

**ભી૦**— **શાલિની**

મિથ્યા વાણી કર્ણ હે! શું બકે તું?
કાળે નષ્ટા બુદ્ધિ ને નષ્ટ છે તું !
ક્યાં ? ક્યાં ભૂલે ? અગ્નિશું તૃપ્તિ દીધી
એ એ કાર્યો ક્યાં ન લે બુદ્ધિ સિધી ?! ૫૫૯

ક્યાં કો જોતા ? કર્ણ સામર્થ્ય તારૂં !
ક્યાં ? ક્યાં ? ભૂલે ગોગ્રહે મોહ વારૂ
ખોઈ વસ્ત્રો માન મૂકી તું નાઠો
ક્યાં તું શૌર્યો અર્પતાં સિદ્ધિ પાઠો ?!! ૫૬૦

હે કર્ણ! આવા મિથ્યા બકવાદથી જ આ ધૃતરાષ્ટ્રના પુત્રો અને તારૂં મૃત્યુ સમીપ જ છે. ખાંડવદાહ સમયથી જ અર્જુનના ઉત્કર્ષ આગળ તમારે નિયમમાં રહેતાં શિખવું જોઈતું હતું. ઇંદ્ર તરફથી પ્રાપ્ત થયેલ

શક્તિ તો વાસુદેવ ભગવાન્ શ્રી કૃષ્ણનાં ચક્ર આગળ ક્યાં એ નષ્ટ થઈ જશે તે હે રાધેય, તું લેશ પણ જાણતો નથી. પરશુરામથી પ્રાપ્ત થયેલ બાણ પણ પાંડવોનાં બાણ આગળ ક્યાંયે લોપ થઈ તારા નાશરૂપ થઈ પડશે તે પણ હે મિથ્યાભિમાની તું જોઈ શકતો નથી. બાણાસુર તથા ભૌમાસુરને હણનાર શ્રીકૃષ્ણ એ અર્જુનની રક્ષા કરે છે તો એવા અર્જુનને હણવા તું કેવી રીતે ઉદ્યત હોઈ શકે? (એટલે)

**કર્ણ**—(સરોષ) હે પિતામહ, વાસુદેવ એવો હો અથવા એથી પણ અધિક હો. પણ આ તમારી કઠોર વાણી હવે હું સહન કરી શકતો નથી. હે ભીષ્મ, તમો વિદ્યમાન હશો ત્યાં સુધી હું યુદ્ધ કરીશ નહિ એટલું જ નહિ પણ સંગ્રામમાં શસ્ત્ર યે મૂકીશ નહિ અને તમો શાંત થયા પછી જ સહુ કો મારા પ્રભાવને પ્રત્યક્ષ કરશે.

(આ પ્રમાણે આક્ષેપ કરી કર્ણ હથિયાર ત્યાગી સભાસ્થાન છોડી ચાલ્યો ગયો.) (એટલે)

**ભી૦**—(હાસ્યપૂર્વક) હે દુર્યોધન, સૂતપુત્ર કર્ણ, સત્ય પ્રતિજ્ઞાશીલ જણાય છે. પ્રથમ એ યુદ્ધ કરવાની પ્રતિજ્ઞા કરે છે અને પાછળથી વળી મારાં વિદ્યમાનપણાં સુધી યુદ્ધ ન કરવા કહે છે. તો એવો મિત્ર શું ભાર સહન કરતો હતો? એને મિત્ર પણ કેમ કહી શકાય? મૂઢતા અને અજ્ઞાનતા શિવાય એ અન્ય કો સ્વરૂપ દર્શાવે? જ્યારથી કર્ણે પરશુરામ પાસેથી પોતાને બ્રાહ્મણ જણાવી બ્રહ્માસ્ત્ર વિદ્યા લીધી ત્યારથી જ એ અધમ પુરૂષનાં તપ, ધર્મ અને તેજ આદિ સહુ નષ્ટ થઈ ગયાં છે. એ સૂતપુત્ર કર્ણની વાણી મિથ્યા પ્રલાપ જ છે. અને હે કૌરવ! એ કર્ણ સહિત તમો સહુ અવસ્ય નાશને પ્રાપ્ત થશો.

**દુ૦**—હે પિતામહ! હમો તથા પાંડવો કુલ આદિમાં સહુ પ્રકારે સમાન જ છીએ ત્યારે તમો પાંડવોનો જ જય શા અર્થે માનો છો? હમો એક જ કુળમાં મનુષ્યયોનિથી ઉદ્ભવ પામ્યા છીએ. વીર્ય, પરાક્રમ, અવસ્થા, સ્મરણશક્તિ, શાસ્ત્રાધ્યયન, અસ્ત્રજ્ઞાન અને શૌર્યશીલ પુરૂષની સમૃદ્ધિએ કરી પણ હમો સહુ સરખા જ છીએ તો પાંડવોનો જય શા અર્થે કહો છો? પિતામહ, હું કંઈ તમો, દ્રોણ અને કૃપ

આદિક પર ભરૂસો રાખી યુદ્ધ આરંભતો નથી. માત્ર સૂર્યપુત્ર કર્ણ મમ ભ્રાત દુઃશાસન અને હું એમ ત્રણ જ પાંડવોને હણીશું અને ત્યારે જ એ કેશવ ભગવાનનો ગર્વ પણ ઉતરશે.

**ભી:**—હે દુર્યોધન, રાજ્ય તને અધર્મથી પ્રાપ્ત થયું છે. અને અર્ધું રાજ્ય પણ તું અધર્મથી જ પચાવી પડ્યો છું. કીર્તિનું રક્ષણ કરવું એજ મનુષ્ય માત્રનો ધર્મ છે મનુષ્યને કીર્તિ એજ ઉત્કૃષ્ટ બળ છે. જેની કીર્તિ નાશ પામી છે તેનું જીવન પણ ભૂમિતળ ઉપર ભારરૂપ મિથ્યા જ વહે છે. જ્યાં સુધી મનુષ્યની કીર્તિ નાશ પામી નથી ત્યાં સુધી એ મનુષ્ય જીવતો ગણાય છે. કીર્તિના નાશ સાથે જ મનુષ્યનાં જીવનનો પણ અંત સમજવો. હે ધાર્તરાષ્ટ્ર ! પાંડવો જીવતાં તો ઇંદ્ર પણ એમનું રાજ્ય લેવા સમર્થ નથી તો તું કોણ માત્ર ? એ પાંડવો તો ધર્મને જ અવલંબે છે. એઓ ધર્મરૂપ જ પ્રવર્તે છે. એ સહુએની ક્રિયા એક ચિત્તરૂપ જ વ્યાપક શરીરવાળી થઈ રહે છે. અને એજ એમનું અમાપ બળ, શૌર્ય, તેજ જે કહો તે એજ છે. ભિન્ન ભિન્ન દૃષ્ટિગોચર થતી એવી પંચ વ્યક્તિ દ્વારા પણ એક જ વ્યક્તિસ્વરૂપ-ચિત્તની ક્રિયા એમને વિષે દૃશ્યમાન થાય છે. અને એમ થતાં એવાં એક જ ચિત્તના ગર્ભભૂ એક જ ચૈતન્યનું રક્ષણ અને પોષણ પણ એમના વિષે જ જોવાય છે. તો એવી રીતે પોષાયેલ ચિત્ત અને ચૈતન્યનાં બળ અને તેજનું માપ પણ કોણ કથી શકે ? એઓ સદા નિયમ અને સંયમમાં રહેનારા અને શમ દમ અને તપનાં ફળને જાણનારા છે. તો એવાં તપોબળથી પ્રકાશ પામતાં ચિત્ત અને ચૈતન્યને કઈ વસ્તુ અસાધ્ય હોય ? જ્યાં સુધી ફક્ત કાળવશ એઓ ધર્મમાં હોય ત્યાં સુધી જ અજ્ઞ અને મૂઢ પ્રાણીની દૃષ્ટિરૂપ સહુ વસ્તુ એમને અસાધ્ય દૃષ્ટિગોચર થાય. પણ એજ કાળ જ્યારે સ્વવિશાળ સ્વરૂપમાં પ્રકાશવું શરૂ કરે ત્યારે એવા કાળનો ધર્મ પણ વિશાળ, ગહન, અનિર્વચનીય, અમાપ તેજવાળો પ્રકટી નીકળતાં હે દુર્યોધન ! એવાં એક જ ચિત્ત અને એક જ ચૈતન્યનાં બળરૂપ પાંડવો સહ તારી તુલના કેવી રીતે હોઈ શકે ? અને એવી તુલના પણ શા અર્થે ? એટલું જ નહિ પણ એવાં બળના દ્રોહ અર્થે મિથ્યા ફાંફાં પણ શા

અર્થે ? હે દુર્યોધન ! તારો કયો પ્રયાસ તું સફળ ગણે છે ? કાળકૂટ વિષથી શું ભીમનું બળ અધિક વૃદ્ધિ પામ્યું નથી ? હે દુર્યોધન વિષમય લાડુથી તેં તો ભીમનો નાશ જ ઇચ્છયો. એને ગંગાજળમાં ફેંક્યો અને એમ એ મરણવશ્ય થયો જાણી તું અંતરમાં સંતોષ-પૂર્વક રહવા લાગ્યો. પણ દૈવબળ એ પાંડવોને રક્ષે છે. સર્પલોકે એનું વિષ ચૂસી લીધું અને વાસુકી નાગે કુંડના રસપાનથી, એને દસ સહસ્ર હસ્તીનું બળ અર્પ્યું. હે દુર્યોધન ! શું તું જોતો નથી કે આમ તારી એમના વિનાશરૂપ ક્રિયા જ એમને સાર્થક અને એમના ઉત્ક-ર્ષની વૃદ્ધિરૂપ જ થઈ પડે છે ? ! જે જે કૃતિ તું એ પાંડવોના અહિત અર્થે જ આદરે છે તે તે કૃતિ એ પાંડવોનાં ચિત્ત અને ચૈતન્યને પોષક અને ફળદાતા જ થઈ પડે છે. લાક્ષાગૃહનું વૃતાંત તો સહુ કોને સુવિદિત જ છે. તેજરૂપ અગ્નિનો પ્રકાશ શુ એવાં કૃત્યથી છૂપો રહ્યો હતો ? હે દુર્યોધન ! તું જરા તપાસી તો જો ! ! એક જ ચિત્ત અને એક જ ચૈતન્યરૂપ પાંડવોને દ્રૌપદીરૂપ રત્ન પ્રાપ્ત થાય તે અર્થે જ કાળે એ સહુ ક્રિયા તારી પાસે કરાવી હતી. વળી એવી ક્રિયામાં ભીમસેને બક રાક્ષસને હણી બ્રાહ્મણકુળને ઉગાર્યું એટલું જ નહિ પણ આખા નગરનો ઉદ્ધાર કર્યો. એ સહુ પુણ્યરૂપ અને આત્માને પોષકક્રિયાનું માપ શું કાઢી શકાય એમ છે ? ત્યારે હે દુર્યોધન, તું તો કલંકિત, નિસ્તેજ અને કીર્તિહીન જ થઈ રહ્યો. તો અત્ર સરખાં કુળ અને સરખાં બળની કઈ તુલના હોઈ શકે એ તો જરા હે દુ-ર્યોધન ! હવે તું પોતે જ કહે. એ સહુ ક્રિયાથી તો પાંડવોનાં ચિત્ત અને ચૈતન્ય તો વિશાળરૂપ બનતાં, સમગ્ર બનતાં, એમનો પ્રભાવ વૃદ્ધિભાવને જ પામતો રહ્યો. ખાંડવદાહ, મયદાનવની સભા અને રાજસૂયયજ્ઞ એ શું કો પણ પ્રાપ્ત કરી શક્યું છે ? હે દુર્યોધન, તારૂં કોઈ પણ કૃત્ય એ પાંડવોને અનિષ્ટ દાતા થઈ પડયું નથી. તેજ પ્ર-માણે દ્યૂતકાર્યનો અંત પણ પાંડવોને સમગ્ર પૃથ્વીની પ્રાપ્તિમાં જ આવશે. નહિ તો અર્ધું રાજ્ય તમને પ્રાપ્ત થતાં અર્ધું જ એમને ભાગ રહે. વનવાસમા પણ એ પાંડવોનો યશ સુરભુવનમાં વ્યાપ્ત થઈ રહેલ છે. તો એવા પાંડવો સહ હે દુર્યોધન, તને તુલનામાં મૂકી પણ કેમ શકાય ? ત્રિકોટી નિવાત કવચ, પોલોમ કાલખંજ આદિને હણી અ-

ર્જુને ઇંદ્રને સ્વઉપકાર તળે જ મૂક્યા છે ત્યારે ભીમસેને અ
રાક્ષસોને વનમાં હણી મનુષ્યકાર્ય કર્યું છે. અને મહાત્મા યુધિ
અનેક ઋષિગણ અને પવિત્ર પુરૂષને સેવી એ સહુના આશિર્વાદ 
કર્યા છે. આ શું એમનું થોડું ગૌરવ છે ? આ શું એમનું 
માહાત્મ્ય છે ? એ શુ એમનો થોડો યશ છે ? એ શું એમને થ
ધન્યવાદરૂપ છે ? એ શું એમના આત્મતેજની કંઈ થોડી વૃદ્ધિ
નાર છે ? તો એવા પાંડવો સહ તું તુલના યોગ્ય હે દૂર્યોધન ! ક
રીતે હોઈ શકે ? તો એવા જ પાંડવોનો હું વિજય કેમ ન
કહું ! એમના યશનું યશોગાન કેમ નહિ કરૂં ? ધૈર્ય, સહનશીલ
સત્ય, અક્રૂરપણું, સરળતા, વિનય, વિવેક અને સૌજન્યમાં એ મ
ત્મા યુધિષ્ઠિર સરખો તો મને કોઈ પણ અત્ર દૃષ્ટિગોચર થતો ન
એજ યુધિષ્ઠિર સહુ પાંડવોનો પોષક થઈ પડે છે. અને એજ પો
શક્તિનું વાસુદેવ શ્રીકૃષ્ણ સદા રક્ષણ કરતા રહે છે તો એવા યુધિ
હૃદયની તુલના તારૂં સ્વાર્થી પરિમિત અંધકારમય હૃદય ક્યાંથી
શકે ? જે પાંડવોનું એક જ ચૈતન્ય ભિન્ન ભિન્ન ગતિ દ્વારા પ્ર
રહે છે એવા પાંડવોની ગતિ કળી શકવા અત્ર કો સમર્થ છે ?
પાંડવો એવા જ હોવાથી સર્વવ્યાપક સમગ્ર કાળના આત્મારૂપ, સર્વ
પ્રેરક અને સહુએના રક્ષક શ્રીકૃષ્ણ વાસુદેવ ભગવાન એમનું સારથ્ય
કરે છે. તો એવા પાંડવો સહ તું હે દૂર્યોધન ! તુલના યોગ્ય કેવી ર
હોઈ શકે ? માટે હજી પણ સમજી તારાં જ હિતનું ચિંતન કરતાં એ
સમર્થ અને મહાત્મા પાંડવોને એમનું અર્ધું રાજ્ય વગર વિલંબે સ્વ
ધીન કર. એજ તારૂં શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ શુભ હોઈ શકે !!! ( એટલું વ
ભીષ્મ વિરામતાં )

**વિ૦**—રાજન્ કુરૂશ્રેષ્ઠ ! નિશ્ચય બુદ્ધિવાળા બ્રાહ્મણ દમને જ કલ્યાણનો
કહે છે. ઇંદ્રિયોને નિયમમાં રાખી દાન, તપ, જ્ઞાન, તથા વેદાધ્યય
કરવાથી જ દાનાદિક યથાર્થ ફળને આપનારાં થાય છે. અને એ
દમ શ્રેષ્ઠતા, પવિત્રતા અને હૃદયતેજ, આત્મતેજ અને વ્યવહારતેજ
વૃદ્ધિ કરે છે. એ પ્રમાણે સમગ્ર રીતે આત્મભાવમાં વૃદ્ધિ પામેલ 
ષ જ પરબ્રહ્મને પામે છે. અદાંત પુરૂષોના રોધ અને નાશ સારૂ
શૌર્ય કે ક્ષત્રીયોની ઉત્પત્તિ હેતુરૂપ જ છે. દમથી જ ધૈર્ય, અહિં

સમતા, સત્યતા, સરળતા, જીતેંદ્રિયપણું, ધૃતિ, કોમળતા, લજ્જા, ચપળતાનો ત્યાગ, કૃપણતારહિતપણું, અક્રોધ, સંતોષ, શ્રદ્ધા તથા આત્મનિષ્ઠાદિક સહુ ઉત્તમ ગુણો ઉદય પામે છે. એ પુરૂષ કામ, લોભ, દર્પ, ક્રોધ, નિદ્રા, સ્વપ્રશંસા, માન ઈર્ષ્યા તથા શોક અને ક્લેશાદિ દુર્ગુણનું સેવન કરતો નથી, એથી જ એવા પુરૂષની ઉર્ધ્વ-ગતિ વૃદ્ધિભાવને પામતી રહે છે. કપટરહિતપણું, અશઠતા, શુદ્ધતા, અને નિષ્ઠુરતા કઠોરતા આદિનો અસંભવ એજ દાંત પુરૂષનાં મુખ્ય લક્ષણ જાણવાં. વળી જે પુરૂષ આશારહિત, થોડું ઇચ્છનાર, સ્ત્રી આદિકનું ધ્યાન ન કરનાર, અને સમુદ્ર સરખો ગંભીર હોય તેને પણ દાંત જાણવો. એજ પુરૂષ રૂડાં આચરણવાળો, શીલસંપન્ન, શુદ્ધ ચિત્તવાન બ્રહ્મવેત્તા પંડિત હોઈ આ લોકમાં જીવન પર્યંત સન્માન પામી મૃત્યુ પછી પણ પરમગતિને પ્રાપ્ત થાય છે. જેને કોઇનો ભય નથી અને જે કોઇને પણ ભયરૂપ નથી તેજ ઉત્તમ જ્ઞાની કહેવાય. જે સહુ પ્રાણીનું હિત ચાહે, સહુની સાથે મિત્રરૂપ રહે અને જેનાથી કોઈ ઉદ્વેગ પામતું નથી તેજ સમુદ્રસમ ગંભિર અને જ્ઞાને કરી સંતુષ્ટ હોઈ શાંતિને પામે છે. વળી જે કાળે પ્રાપ્ત થયેલ ભોગે કરી જ સંતુષ્ટ, સદાચરણેયુક્ત, તેજશીલ હોય તેજ દાંતપુરૂષ સુખી જાણવો. જે પુરૂષ સર્વ ઇંદ્રિયના વ્યાપારનો ત્યાગ કરી સંતુષ્ટ થઈ જીતેંદ્રિય રહી, કા-ળની જ ઇચ્છા રાખી, વ્યવહારમાં વિચરતો રહે તેજ પુરૂષ બ્રહ્મ-ભાવને પામે. આકાશમાં પક્ષીનો માર્ગ જેમ જણાતો નથી તેમ જ્ઞાને કરી તૃપ્ત મુનિનો માર્ગ પણ જણાતો નથી. મોક્ષાશ્રમરૂપ સં-ન્યાસવૃત્તિને જ સેવનાર પુરૂપ પરલોકમાં તેજોમય શાશ્વત ધામની પ્રાપ્તિને જ પામે છે. પરસ્પર કલહ કરવાથી, કુળની લક્ષ્મી શત્રુને હસ્ત જાય છે. તેમજ જે પુરૂષ પાસે ઘણી લક્ષ્મી છતાં પણ જે દીન માફક વર્તે છે કે દીન માફક વ્યવહારમાં ફરતો રહે છે તેની લક્ષ્મી પણ નાશ પામે છે, કે શત્રુહસ્ત જાય છે. એકત્રપણાંથી જ ધારેલાં કાર્યની સિદ્ધિ હોઈ શકે. તેમ સંબંધીઓ પણ એકત્ર હોય તો જ સહુનો પરાભવ કરી શકે પણ હે રાજન, ધૃતરાષ્ટ્ર ! આ તમારો પુત્ર દુર્યોધન તો એકલો જ પૃથ્વીનાં રાજ્યને ઇચ્છે છે અને અત્યંત મોહથી

સુખરૂપ મધુરતાને જુએ છે પણ એ પોતાના વિનાશને જોતો નથી. એકલા અર્જુને જ સમગ્ર પૃથ્વી જીતી ગોગ્રહ સમયે ભીષ્માદિકને પણ ત્રાસ પમાડ્યા એવા પાર્થનું બળ શું હજીએ જોવાનું જ રહ્યું ? યુદ્ધમાં કંઈ ઉભય પક્ષ વિજયવંત થતા નથી. એક પક્ષનો વિનાશ તો છે જ. અને તે પણ વિનાશ હે રાજેંદ્ર તમારો જ છે.

(ભીષ્મ અને વિદુરની આવી વાણી શ્રવણતાં પરિતાપ પામતાં)

ધૃ૦—હે પુત્ર દુર્યોધન!

**માલિની**

નહિ નહિ કદિ જીતે હા યુધિષ્ઠિર તું એ!
કહિં કહિં કદિયે શું અર્જુને યુદ્ધ દે કો?
વળી વળી શું ન જોતો અર્જુને કૃષ્ણ આત્મા ?!
શિદ શિદ જીક રહેતો નાશ દેવા તું આત્મા ?!! ૫૬૧

હા પુત્ર! હા પુત્ર! અરે દુર્યોધન!

**ઇંદ્રવજ્રા**

ઇચ્છું તું શુણે સહુ વૃદ્ધ વાણી
ત્યાં હિતને અર્થ સહુ જ જાણી
આ ભીષ્મ ના, ના, વદતા અસત્યે
એ હિત રહેતા સહુ શુદ્ધ મત્યે!! ૫૬૨

હા સ્નેહ રાખે મમરૂપ એ એ
ને ધર્મનિષ્ઠા સહુ સત્ય દે જે
તું માન આપે મુજ અંગ જેવું
અર્પે હિ વૃદ્ધે અહિં એજ રહેઉં!— ૫૬૩

હા એકલો અર્જુન યુદ્ધ દેતો
ગોયૂથ જોએ સહુ વાળી લેતો!
હા ત્રાસ પામ્યા સહુ કૌરવો જ્યાં
એ સત્ય ભૂલી કહિં જીત લે ત્યાં?!! ૫૬૪

(દુર્યોધને કંઈ પણ પ્રત્યુત્તર ન આપવાથી નિરાશ થતાં) હા તાત સંજય! છેવટે એ પરમાત્મા શ્રીકૃષ્ણ અને અર્જુને શું કર્યું?

સ૦—મહારાજ! એ અર્જુને છેવટે પણ સ્વબળના પ્રકાશને પુનઃ પુનઃ

જુદા જુદા સંસર્ગ અને વસ્તુસ્થિતિમાં મૂકી કહ્યું કેઃ—હે સંજય પિતામહ ભીષ્મ, ધૃતરાષ્ટ્ર, દ્રોણાચાર્ય, કૃપાચાર્ય, કર્ણ, ચિત્રસેન, જય-ત્સેન, અવંતિપુરીના અધિપતિ વિંદ અને અનુવિંદ, દુર્મુખ, અસહ્ય જયદ્રથ, ભૂરિશ્રવા, ભગદત્ત, જળસંધ અને બીજા પણ યુદ્ધરૂપી યજ્ઞમાં આહુતિરૂપ એકત્ર થયેલ સહુ પ્રાજ્ઞ અને મહાપુરૂષોને મારૂં વંદન કહી મારા તરફથી કુશળતા પૂછી, એ સહુની મધ્યમાં, પાપા-ચારીમાં મુખ્ય, ક્રોધી, દુર્બુદ્ધિશીલ, પાપરૂપ અને અત્યંત લોભી અ-માત્ય સહિત બેઠેલા દુર્યોધનને, ધર્મશ્રેષ્ઠ યુધિષ્ઠિર અને મહાત્મા વાસુદેવનાં વચન જેવી રીતે શ્રવણ કર્યા તેવી જ રીતે એ સહુ યથાર્થ કહેતાં આ મારૂં વચન પણ એ સહુ રાજાઓની મધ્યે નિર્ભયતાપૂ-ર્વક યથાર્થ સ્વરૂપમાં કહેજે કેઃ—

### વૈશ્વદેવી

જો ના આપો હા ભાગ યુધિષ્ઠિરે જે
થાશે ક્રિયા ત્યાં યજ્ઞરૂપે સહુએ
અશ્વો હસ્તીને કુરૂ સૌ પ્રાણ છૂટે
હોમાતાં જ્યાં ત્યાં ત્રાસ ક્યાં ના વછૂટે ? ! ૫૬૫

ગંધો વાતાં એહ આકાશ વ્યાપી
મજ્જા મેદે હા કંપ જોશે તું પાપી !
સ્નેહી સર્વે જ્યાં અગ્નિશું એ ઝલાતાં
ક્યાં ? ક્યાં તું જોશે ? ઉર તાપો શમાતા ! ! ૫૬૬

એ અર્જુન વળી વદી રહ્યો કે ! હે સંજય વળી કહેજે કે

### શાર્દૂલવિક્રીડિત

વ્હેશે ધાર હું બાણ જ્યાં રણવિશે, બ્રહ્માંડને ઘેરતી
સૂ સૂ સૂગતિ વ્યાપતાં અનિલ એ કોને ન એ ભેદતી ? !
વાયુ કોપ ચઢે જહાં ભૂમિ તળે આકાશને માપતો
કો પ્રાણી નિજ પ્રાણ રક્ષણ કરે કાયા બને મૂઢ તો ? ! ૫૬૭

હે સંજય, એવા સમયનો તું પણ સાક્ષિભૂત રહે માટે વળી વળી કથેલ વાણી કહું છું કેઃ—

### ઇંદ્રવજ્રા

મિથ્યાભિમાની તવ કર્ણ જોશે
ધારાશરે જ્યાં તન તાપ દેશે
હા હા ન જાયે બળ માર્ગ રોધ્યો
આડે થતાં જીવ જડે શું શોધ્યો ? ૫૬૮

હે સંજય ! વળી પિતામહ ભીષ્મ, આચાર્ય દ્રોણગુરૂ, કૃપાચાર્ય અને અશ્વત્થામાદિક જો એ અધમ, નીચ, સ્વાર્થી, પ્રપંચી, નિષ્ઠુર, કઠોર અને દુષ્ટ હૃદયશીલ દુર્યોધનની વ્હારે ચઢશે તો એઓની પણ એજ ગતિ તું અવશ્ય જોશે. માટે ફરી ફરી પણ આ મારી પ્રતિજ્ઞા શ્રવણ કરતો જા અને સહુ કુરૂ યોદ્ધાને પણ એ શ્રવણ કરાવજે. એમ કહેતાં એ એકવાર વદી ગયેલ જ વાણી વળી પણ વદ્યો કેઃ—

### શાર્દૂલવિક્રીડિત

હા ભીષ્માદિક દ્રોણને કૃપ ગુરૂ સામે કદી આવતા
અશ્વસ્થંભ તુ ગર્વ તેજ ધરતો સામે ધસે વ્યાપતાં
રૂંધાશે સહુ પ્રાણ મૃત્યુ વહશે, ભગ્નાગતિ જ્યાં વહે
જોશે—ભીષ્મ કહુ થતા ક્ષુભિત જ્યાં—કો તેજ કાયા ગ્રહે?!! ૫૬૯

કેમકે હે સંજય પુનઃ પુનઃ હું શું કશું ? એવું આ મારૂં પ્રતિજ્ઞા-બળ કદિયે પણ મિથ્યા ગયું નથી કે જાય નહિ એ ફરી શ્રવણ કર.

### ઇંદ્રવજ્રા

જો હિમગિરિ કદિ સ્થાન છોડે
ને ભાસ્વરે ભાસ લુપે જ જોડે
ઉત્પાત નીતિ તજી એહ થાતા
તોયે ન મિથ્યા મુજ અસ્ત્ર જાતાં ! ! ! ૫૭૦

કેમકે

### શાર્દૂલવિક્રીડિત

જો રૂદ્રે ભીલરૂપ યુદ્ધ કરતાં મારી પરીક્ષા કરી
માયાવી ત્રણ કોટી દૈત્ય હણતાં સાહાય્ય ઇંદ્રે હવી
ભૂલે શું બળ મચ્છવેધ સમયે નિસ્તેજ નૃપો થયા
બાળ્યું ખાંડવ ઉપકૃત મય જો દૈવી સભા અર્પતાં ! ૫૭૧

હે સંજય, કુરૂયોદ્ધાને જઈ સત્વર કહેજે કે

**ઇંદ્રવજ્રા**

એ એ પ્રભાવો સુર અસ્ત્ર દેતાં
મિથ્યા ન થાશે કદિ કાળ વ્હેતાં
બાળી પ્રજાળે ત્રણુ લોક એ એ
કો કર્ણ દુર્યોધન પક્ષ રહે એ ? ! ! ૫૭૨

અને એમ થતાં જ હે સંજય તું સાક્ષિભૂત રહશે કે

**વૈશ્વદેવી**

એ એ અસ્ત્રો હા નાશ દેતાં કુરૂ એ
થાશે ક્રિયા સૌ યજ્ઞરૂપે કહું એ
અશ્વો હસ્તી શું રૂધિરે પ્રાણુ છૂટે
હોમાતાં ત્યાં ત્યાં ત્રાસ ક્યાં ના વછૂટે ! ! ૫૭૩

ગંધો વાશે ત્યાં એહ આકાશ વ્યાપી
મજ્જા મેદે શું કંપ જોશે તું રાચી ?
કુરૂ સર્વે જ્યાં અગ્નિશું એ ઝલાતા
ક્યાં ? ક્યાં હા જોશે ઉર તાપો શમાતા ? ! ! ૫૭૪

હે રાજન્ ધૃતરાષ્ટ્ર! પુનઃ પુનઃ કથાયેલ આવી ઉગ્ર અને દાવાનળ રૂપ વાણી શ્રવણુ કરતાં જ એ મહાત્મા યુધિષ્ઠિર અને શૌર્યશીલ અર્જુનની આજ્ઞા માગી શ્રીકૃષ્ણુ પરમાત્માને નમસ્કાર કરી એ અર્જુનનાં વચન તમો સન્મુખ કહેવા હું અતિ ત્વરાથી આમ તમો સન્મુખ આવી રહ્યો. માટે હે રાજેંદ્ર, હે કુરૂશ્રેષ્ઠ, તમો સહુ કૌરવો અને એકત્ર થયેલ રાજાઓને હવે જેમ યોગ્ય લાગે તેમ કરો ! ! ! ( દુર્યોધને આ વાણી પણુ ગણુકારી નહિં તેમજ બીજું કોઈ પણુ બોલ્યું નહિ એટલે સહુ રાજાઓ ઉઠી ચાલતા થયા )

( ઇતિ દ્વિતીય પ્રવેશ )

## પ્રવેશ ૩ જો.

### શૂન્ય દરબાર ગૃહ.

ધૃ૦—(સ્વગત) હા ! હા ! સભાજનો તો સહુ ચાલ્યા ગયા. હવે મારે શું કરવું ?

**માલિની**

ઉર મમ નહિ ધાતું નિશ્ચયે હા કહિયે
કદિય ફળ મળે શું યુદ્ધદ્વારા અહિંયે
કુરૂકુળ સહુ યોદ્ધા ભીષ્મ આદિય લેતાં
નહિ નહિ કદિ જાણું, હાર એ ક્યાંય લેતા ?! ૫૭૫

મારાં હૃદયની આવી આ સ્થિતિ છૂટતી નથી માટે ફરી હું એકલો સંજયને પાંડવોના નિશ્ચય વિષે પુછું. (એમ ધારી) હે સંજય, હે ગવલ્ગના પુત્ર, અહિં તેમજ પાંડવોની સેનામાં શું અધિક છે ? દોષ પણ શું છે ? કોણ યુદ્ધ કરવા ઇચ્છે છે ? અને કોણ એવું યુદ્ધ નથી ઇચ્છતા ? એ સહુ તું સંજય જાણે છે માટે યથાર્થ કહે.

સં૦—હે રાજન્, અન્ય મનુષ્ય વગર તમારી સન્મુખ હું કંઈ પણ વાણી વદી શકું નહિ. એમ થતાં તો મારા ઉપર દોષબુદ્ધિ સ્ફુરે. માટે અત્ર કોઈ પણ વિવેકશીલ મધ્યસ્થ હોવો જોઈએ. એ અર્થે રાજન્ ધૃતરાષ્ટ્ર ! મહા વ્રતશીલ પિતારૂપ વ્યાસજી તથા ધર્મપત્નિ ગાંધારીને પણ અત્ર બોલાવો.

ધૃ૦—વિદુર ! એમને અત્ર નિમંત્રણ કરી લાવ.

વિ૦—જેવી આજ્ઞા. (વિદુર જાય છે;)

(એટલે વળી ધૃતરાષ્ટ્ર વિચાર કરતા)

ધૃ૦—(સ્વગત) **માલિની**

ખચિત ન દિસતું જ્યાં ધર્મ કો ઉર હું કહે
વળી વળી ભમીને જ્યાં ઉર ગોલાંઠ કો દે ?
ઘડિક ભમતું હા એ સ્વાર્થના સ્નેહપાશે
વળી વળી ખસી ઇચ્છે, ધર્મ હા ધર્મ આશે !! ૫૭૬

નહિ નહિ કદિ ઇચ્છે ત્યાગવા પુત્ર સ્વાર્થો
જય વિજય ન લેતાં માનતું સિદ્ધ અર્થો
નહિ નહિ કદિ જોતું વિઘ્ન હાની અનેકે
મચી પચી બહુ દોડે ભોગ આશા હરેકે ! ! ! ૫૭૭

અરે વળી હૃદયનું આ સ્વરૂપ પણ હું નિમિષમાત્રમાં પલટાતું જોઉં છું. એજ હૃદયસ્થિતિ આ અન્ય બિંદુપર જઈ ઠરે છે. આ હૃદય-ક્રિયામાં હું શું જોઉં છું ?! જાણે કોઈ એજ હૃદયને પોકારી કહેતું હોય એમ આ મારૂં હૃદય સ્તબ્ધ થઈ એ પોકારવાણી શ્રવણ કરી રહે છે. હા હા એ હૃદયની અંતરગત પોકારવાણી શું કથી રહે છે ? (જાણે એ વાણીને શ્રવણ કરતા હોય તેમ સ્થિર હૃદયે એ પોકાર શ્રવણ કરતાં ) અરે રે એ પોકાર તો અંતરમાં ગર્જી ઊઠે છે કેઃ—

ઇંદ્રવજ્રા

ક્યાં ક્યાં ભૂલે કૃષ્ણનું તેજ વિશ્વે ?
કો કો ન જોતું અહિં આત્મ નિશ્ચે ?!
મિથ્યા ફસે સ્નેહશું પાસ શાને ?
શ્રદ્ધા તું હા કૃષ્ણશું ક્યાં ન આણે ? ૫૭૮

હા એજ આત્મા તુજ સ્હાય થાશે
ને શાંતિ એ ઉર સહુ જ પાશે
કો કૃષ્ણ અર્જુનશું દ્રોહ ઇચ્છે ?
દ્રોહે કરી કો ન સ્વ મૃત્યુ પ્રીછે ?! ! ૫૭૯

હા હા અરે દ્રોહથી હાની થાતાં !
કો ઉરહાની લઈ શાંતિ ખાતા ?
એ નર્કરૂપો ઉર સિદ્ધ જોતાં
આ પુત્રપાશો નહિ ઉર લેતાં ! ! ! ૫૮૦

( એવે વ્યાસજી વિદુર અને ગાંધારી આવી રહે છે )

(વ્યાસજી સમીપ થતાં)

**વ્યાસ**—પુત્ર, હમને શા અર્થે યાદ કર્યા ?

**ધૃ૦**—પૂજ્ય શ્રેષ્ઠ હું આપને નમસ્કાર કરૂં છું. આપ આસન લો.

**વ્યાસ**—હા હું બેસું છું. (બેસે છે) પણ મને શા અર્થે બોલાવ્યો ?

**ધૃ૦**—આ સંજય આપની સમક્ષ અર્જુન અને શ્રીકૃષ્ણ વિષે મને કંઈ કહેવા ઇચ્છે છે.

**વ્યાસ**—હે સંજય! તારે જે કંઈ કહેવું હોય તે સુખેથી કહે. એ વાસુદેવ તથા અર્જુનનાં જે પણ કંઈ સામર્થ્યાદિક જાણતો હોય તે પણ યથાર્થ કહે.

**સં૦**—મહારાજ ધૃતરાષ્ટ્ર, લોકના અનુગ્રહ અર્થે આવિર્ભાવ પામેલ અર્જુન અને વાસુદેવ એ ઉભય સ્વરૂપ શાક્ષાત બ્રહ્મરૂપ જ છે. એઓ વળી શ્રેષ્ઠ પુરૂષથી પૂજિત અને ધનુષ ધારણ કરવાવાળા છે. એમાં શૌર્યસ્વરૂપ વાસુદેવનું ચક્ર તો વળી ઇચ્છિત સ્વરૂપ ધારણ કરનાર, જેની ગતિને કોઈ પણ શસ્ત્ર કે અસ્ત્ર રોધ કરી શકે નહિ અને જે વળી નાશ કર્યા વિના પાછું ફરે નહિ એવું છે એ ચક્ર જ વાસુદેવ ભગવાનનાં બળનું માપ આપવા પૂરતું છે. એજ વાસુદેવે નરકાસુર, શંબરાસુર, કંશ, શિશુપાલ અને બાણાસુર આદિકને ક્રિડા માત્રમાં નાશ કર્યા. એવા એ શ્રેષ્ઠ સ્વરૂપવાન સંકલ્પ માત્રે કરીને જ પૃથ્વી અંતરિક્ષ અને સ્વર્ગને પણ વશ કરે. એકબાજુ સમગ્ર જગત અને બીજી બાજુ જનાર્દન ભગવાન એમ લઈએ તો પણ વાસુદેવ ભગવાન સમગ્ર જગત કરતાં પણ અધિક માપ અને બળવાળા છે. એ વાસુદેવ ભગવાનનું સંકલ્પબળ જ જગત માત્રને ભસ્મ કરવા શક્તિવાન છે. ત્યારે સમગ્ર જગત તો એમને કંઈએ પણ કરી શકે નહિ. જ્યાં આગળ સત્ય, ધર્મ, લજ્જા અને સરળતાનો વાસ હોય ત્યાં ત્યાં વાસુદેવ ભગવાન સદાય હાજર રહે છે. અને હે રાજન્ જ્યાં વાસુદેવ ભગવાન છે ત્યાં જ જય છે એમ નિશ્ચય જાણો. સર્વના અંતર આત્મારૂપ એ ભગવાન સ્વર્ગ, મૃત્યુ, પાતાળ, આકાશ આદિ સહુ સૃષ્ટિ માત્રના ક્રિયાત્મક છે. અધર્મીઓનો નાશ એજ એમનું મહત્ કર્તવ્ય છે. જેથી કરી મહાત્મા તમારા પુત્રોને એ અવસ્ય બાળી ભસ્મ કરશે. સ્વઆત્મયોગે કરી એજ ભગવાન કાળચક્ર, વ્યવહારચક્ર અને યુગચક્રના સદાય સર્વદા પ્રવર્તક, વ્યાપ્ત, સ્વરૂપશીલ

જ છે. અને એજ ભગવાન કાળ, મૃત્યુ, સ્થાવર, જંગમ આદિ સહુનાં પણ ઈશ છે એ હું તમને સત્ય કહું છું. એજ હિરણ્યગર્ભ સર્વ જગતના આત્મગર્ભભૂ ઈશ્વર છે. એમ છતાં પણ ધાન્યની વૃદ્ધિ ઇચ્છનાર કૃષિકારસમ એઓ કર્મમાં પ્રવર્તે છે અને એથી કરી જ જ્ઞાનીઓ એની એવી માયામાં છેતરાય છે. પણ જે મનુષ્યો એ મહાત્મા ભગવાનને શરણે જાય તેમને મોહ કે અંધકાર કોઈ પણ કાળે ભેદી શકતાં નથી. હે રાજન્! એ સ્વરૂપ જાણવું એજ અવશ્ય કર્તવ્યરૂપ છે. અને એમ ન થાય તો આ મનુષ્યદેહ પણ નર્કના નિવાસરૂપ જ છે.

**ધૃ૦**—હે સંજય! કયાં સાધનથી એ ભગવાનને તું સર્વ લોકના મહેશ્વર છે એમ જાણે? અને હું એ ભગવાન એવા છે એમ કેમ નથી જાણતો?

**સં૦**—હે રાજન્, મારે વિષે સ્થિર જ્ઞાન છે. તેથી એ એમનાં સ્વરૂપને હું જાણું છું. પણ તમારે વિષે તેમ નથી. જ્ઞાનહીન પુરૂષ પોતાનામાં રહેલ અજ્ઞાનસ્વરૂપનાં આવરણથી એ ભગવાનને જાણી શકતા નથી. હે તાત! એ અજ્ઞાનને દૂર કરનાર વિદ્યાએ કરી આકાશાદિક ભૂતોના ઉત્પત્તિરૂપ, વિશ્વના કર્તા, નિત્યસિદ્ધ, સર્વે યુગ અને કાળચક્રમાં સદાય વ્યાપ્ત અને વ્યાપક સ્વરૂપશીલ એવા જનાર્દન ભગવાનને હું જાણું છું.

**ધૃ૦**—હે ગવલ્ગાના પુત્ર! જે ભક્તિથી તું એવા ભગવાનને જાણે છે તે ભક્તિનું સ્વરૂપ મને કહે.

**સં૦**—હે રાજન્! હું માયાને સેવતો નથી. વ્યાપક આત્મરૂપ એ કૃષ્ણ પરમાત્માને અર્પણ કર્યા વગર કોઈ પણ ધર્મ હું આચરતો નથી. અને કામ અને ક્રોધાદિકનો ત્યાગ કરી હું સદા શુદ્ધ ભાવશીલ જ રહું છું. એ શાસ્ત્રયુક્ત ભક્તિથી એવા કેશવ ભગવાનને હું જાણું છું,

(આવી વાણી શ્રવણ થતાં)

**ધૃ૦**—(દુર્યોધન પ્રત્યે) હે તાત દુર્યોધન, સંજય આપણો હિતેચ્છુ છે અને એ જે કહે તે સત્ય છે. માટે કેશવ ભગવાનને શરણે તું જા.

**દુ૦**—રાજન્, એ દેવકી પુત્ર ભગવાન અર્જુન સહ સખા ભાવે રાખે છે.

જેથી ભલે એ સર્વ લોકનો નાશ કરે તોપણ હું તો એમને શરણે કદિ પણ જાઉં નહિ.

( દુર્યોધનની આવી વાણી શ્રવણતાં )

**ધૃ૦**—( ગાંધારી પ્રત્યે ) હે ગાંધારી ! દુર્બુદ્ધિશીલ ઈર્ષ્યાયુક્ત અને સત્પુરૂષનાં વચનને અતિક્રમણ કરનાર આ તારો પુત્ર નર્ક પ્રત્યે જ જાય છે.

**ગાંધારી**—હે દુષ્ટ ! આમ તું વૃદ્ધની આજ્ઞાનો ભંગ શા અર્થે કરે છે ? એથી કરી હમારા શોકની વૃદ્ધિ પણ શા અર્થે કરે ? હે બાળબુદ્ધિશીલ ! ઐશ્વર્ય, જીવિત, પિતા તેમજ મારો પણ ત્યાગ કરી દુષ્ટ પુરૂષને જ અનુસરતાં આમ તું એમના હર્ષની વૃદ્ધિ શા અર્થે કરે ? હે પુત્ર ! ભીમની ગદાથી નાશ પામવાના સમયે જ તું આ હમારાં વચનને યાદ કરીશ.

( દુર્યોધન કંઇ પણ બોલતો ન હોવાથી )

**વ્યાસ**—હે પુત્ર ધૃતરાષ્ટ્ર, મારી વાણી તું શ્રવણ કર.

**ધૃ૦**—હા પૂજ્ય હું શ્રવણ પૂર્વક જ છું.

**વ્યાસ**—પુત્ર, તારાં કલ્યાણની યોજના કરે એવો આ સંજય સરખો તને દૂત છે તેથી તું શ્રીકૃષ્ણને પણ પ્રિયછે. એ સંજય પુરાણ પુરૂષ ઋષિકેશને જાણે છે તેથી તને એ પ્રાપ્ત થનાર મોટા ભયથી મુક્ત કરશે. હે વિચિત્ર વીર્યના પુત્ર, જે કેવળ પોતાના ધનેકરી સંતુષ્ટ થતા નથી પણ પારકા ધનની સ્પૃહાવાળા, એ જ પારકાં ધનની મહત્ આકાંક્ષા વાળા હોઇ એવાં ધનને ઇચ્છે છે એવા કામપાશે બદ્ધ પુરૂષો વારંવાર નર્કનું જ સેવન કરે છે. પણ જે માર્ગે વિદ્વાન પુરૂષો જાય છે તે જ્ઞાનમાર્ગજ બ્રહ્મની પ્રાપ્તિ કરાવનારો છે. માટે હે પુત્ર, એ માર્ગનું જ તું સેવન કર.

**ધૃ૦**—હા પૂજ્ય, હવેથી હું એમ કરવા અવસ્ય પ્રયત્નશીલ રહીશ. ( સંજય પ્રત્યે ) ત્યારે હે સંજય ! ભગવદ્ પ્રાપ્તિનો મને હવે નિર્ભય માર્ગ દર્શાવ.

**સં૦**—રાજન્ ! ઇંદ્રિયનિગ્રહ એજ પરમાત્માને પ્રાપ્ત કરવાનો સરળ, સુલભ, નિર્ભય અને ઉત્તમમાં ઉત્તમ માર્ગ છે. એ શિવાય બીજો કોઈ પણ અન્ય માર્ગ નથી. બ્હેકી ગયેલ ઇંદ્રિયોની કામનાઓનો શનૈઃ શનૈઃ સાવધપણે ત્યાગ, અપ્રમાદ અને અહિંસા એ જ જ્ઞાનનાં મુખ્ય સાધ-

નરૂપ છે. માટે હે રાજન્, સાવધ થઈ ઇંદ્રિયોને નિયમમાં રાખવા તત્પર થાઓ. ઇંદ્રિયનિગ્રહ, શાસ્ત્રનું જ્ઞાન અને ચિત્તના રૂંધનથી આત્માનુ યથાર્થ સ્વરૂપ પ્રત્યક્ષ થાય છે. કેમકે એમ થતાં અનેક વાસના લાલસા અને આસક્તિઓમાં ભટકતું મન રૂંધન ગતિને પ્રાપ્ત થતાં એ સહુ સ્વરૂપોનો લય થઈ જાય છે, અને એવાં સહુ સ્વરૂપોનો લય થયો એટલે આત્મજ્યોતિનો પ્રકાશ ઝળહળી જ્યોતરૂપ પ્રકટી નીકળે કે આવિર્ભાવપામી રહે છે. એજ આત્મસ્વરૂપનું પ્રત્યક્ષ દર્શન એજ બ્રહ્મપ્રાપ્તિ માટેની વિદ્યા. અને એજ જ્ઞાન માટેનો નિર્ભયમાં નિર્ભય માર્ગ. રાજન્ એનાં સેવનથી આપના સહુ વિભ્રમ ટળી જતાં આપ વાસુદેવ કેશવ ભગવાનને સહજ ઓળખી શકશો. એઓ કૌરવના ક્ષયને ઇચ્છતા નથી જેથી કૌરવોના ઉપર કૃપારૂપ એઓ અત્ર આવશે. ત્યારે હે રાજન્ એજ અચ્યુત ભગવાનને શરણે તમો જઈ રહો.

**ધૃ૦**—હે સંજય! અવશ્ય હું એ અચ્યુત ભગવાનને શરણે જઇશ. કૌરવોની સભા મધ્યે એમની કલ્યાણ યુક્ત વાણી શ્રવણ કરતાં સહુ કૌરવોને પણ એમનાં સ્વરૂપનું પ્રત્યક્ષ ભાન થશે. એમ થતાં હે સંજય! યાદવોના યશરૂપ એ માધવનું અત્ર આગમન હમો સહુકોને આનંદ રૂપ જ થઈ પડશે. દશે દિશાએ પ્રકાશમાન, ચૈતન્યરૂપ, શોભાયમાન, સર્વત્ર વ્યાપક, વિશ્વના કર્તા એ વાસુદેવ ભગવાનને પ્રત્યક્ષ કરતા પુરૂષોનાં ભાગ્યને જ હું અહો ભાગ્ય સામજું છું. હે સંજય, એજ અચ્યુત, એજ માધવ, એજ શ્રીકૃષ્ણ, એજ વાસુદેવ અને સર્વવ્યાપક, સર્વ પ્રકાશમાન એજ પરમાત્મ સ્વરૂપને હું શરણે જાઉં છું.

**સંજય**—રાજન્! એ જ કલ્યાણનો માર્ગ છે. હવે આપણ જઇશું.

**ધૃ૦**—હા તેમ કરો. (ઊભા થતાં) પ્રતિહાર માર્ગ દર્શાવ! (વ્યાસ જીને) પૂજ્ય આપ પણ હવે પધારો.

**વ્યાસ**—હા પુત્ર હું પણ હવે જાઉંછું અને તું કલ્યાણમય શાંતિ રૂપ હો.

**ધૃ૦**—પૂજ્ય આપે આજ મને ઉપકૃત કર્યો.

(વ્યાસ જાય છે)

**પ્રતિહાર**—મહારાજ આ માર્ગ આ માર્ગ (ધૃતરાષ્ટ્ર પાછળ પાછળ જાય છે અને ગાંધારી સંજય આદિ પણ જાય છે. જતાં જતાં માર્ગમાં શ્રી પરમાત્મસ્વરૂપનું ચિંતન કરતાં કરતાં)

ધૃ૦—(સ્વગત) હે પરમાત્મ સ્વરૂપ, હે અચ્યુત સ્વરૂપ, હે શ્રીકૃષ્ણ વાસુદેવ ભગવાન!

ઝુલણા.

વ્યાપીને વ્યાપતો સૃષ્ટિ ઉદ્ધારતો દેવના દેવ તું છે જ મોટો
વિશ્વનો આત્મ તું વિશ્વ સંહારતો, હે કૃપાનાથ તું કયાંય જોટો?
વિશ્વશું રાચતો, વિશ્વશું ભિન્ન તો, વિશ્વમાં વિશ્વ તું કયાંય ગોતું?
આત્મ ઉદ્ધારતો, આત્મશું લીન થતો, આત્મશું આત્મા તું વિશ્વ મોટું!! ૫૮૧
અંત કો ન જાણતું, મૂળ કો ન પામતું, ગૂઢમાં ગૂઢ તું રૂપ મોટું
સૃષ્ટિ આદિ કરી, માયા શું વિસ્તરી, મોહમાં મૂઢ હું લીન લોટું!
રૂપ સૌંદર્ય સૌં, ભૂમિ ભૂત ધૌ, અગ્નિ વાયુ જળ તું જ લેતાં
નાથના નાથ તું કર લ્યાં ઉદ્ધારતું, દાસનો દાસ હા દીન કહેતાં!!! ૫૮૨

હે પરમાત્મ સ્વરૂપ, ઉદ્ધાર કર! ઉદ્ધાર કર!!! ખરેખર

ઈંદ્રવજ્રા.

હા દેવ હા દેવ હું શર્ણ થાતો
ત્રિકાળ વ્યાપી તમ ગુણ ગાતો
હે શાંત આત્મા તમ રૂપ વ્યાપો
આનંદ શાંતિ સહુ એજ આપો!!! ૫૮૩

કેમકે હે દેવ, હે અચ્યુત સ્વરૂપ! એમ થતાં

આ હું ભુલું લ્યાં રૂપ પુત્ર પિતા
હા શાંતિ આનંદ તું એક પીતાં
મોહો ન પીડે નહિ સ્વાર્થ વ્યાપે
આત્માશું આનંદ તુ ઉર થાપે!!! ૫૮૪

હા હા!! હે કાલ સ્વરૂપ, હે આત્મસ્વરૂપ! તું અચિંત્ય છે! અચિંત્ય છે!!!

(આમ ચિંતન કરતા લીન થતા ધૃતરાષ્ટ્ર પણ જતા રહે છે.)

ઇતિ ગુપ્ત પાંડવ નામ નાટકે પાંડવ શૌર્ય વર્ણન અને ધૃતરાષ્ટ્ર હૃદય ક્રિયાં ચિત્ર નામ,

અષ્ટમ અંક સમાપ્ત.

# અંક ૯ મો.

## સ્થળ–ઉપપ્લવ્ય ગ્રામ.

( ધૃતરાષ્ટ્ર સમીપથી દૂતકાર્ય અંગે સંજય આવી ગયા પછી યુધિષ્ઠિર, શ્રીકૃષ્ણ, ભીમ, અર્જુન, નકુલ, સહદેવ, દ્રૌપદી આદિક સંજયનાં દૂતકાર્ય ઉપર અવલોકન કરવા બેસતા )

યુ૦—હે જનાર્દન, પુત્ર સહિત ધૃતરાષ્ટ્રનો સંદેશ તો તમે શ્રવણ કર્યો. ઉત્તમ દૂત સ્વામિનું જ કહેલું યથાર્થ કહે. હમો ધારતા હતા કે ચૌદમે વર્ષ કરેલા ઠરાવ પ્રમાણે હમારા પૂજ્ય અને વડિલ પિતા-તુલ્ય ધૃતરાષ્ટ્ર હમને હમારૂં રાજ્ય પાછું આપવા કહશે. હમોએ બાર વર્ષ વનવાસ અને એક વર્ષ ગુપ્તવાસ પણ સેવ્યો. એમ છતાં પણ ધૃતરાષ્ટ્ર તો રાજ્ય આપ્યા વિના હમારી અંગે શાંતિ ઇચ્છે છે. દ્યુતમ દોષ જાણવા છતાં એમનાં જ વચનને પિતુતુલ્ય આજ્ઞા ગણી દ્યુત–કાર્ય આરંભ્યું. રાજ્ય, દ્રૌપદી આદિક સહુ ગુમાવ્યુ અને એ પાછું પ્રાપ્ત થતાં એના જ બદલામાં વનવાસ અને ગુપ્તવાસ ગ્રહણ કર્યો. એથી વિશેષ દુઃખ શું હોય? માતુશ્રી કુંતા તેમજ વિદુરાદિકને પણ પોષવા હું સમર્થ નથી. એથી વિશેષ પરિતાપ કયો હોય ? અવિસ્થળ, વૃકસ્થળ, માકંદી, વાર્ણાવત અને પાંચમુ કોઈ પણ ગ્રામ એવી રીતે પાંચ ગામ માગ્યાં. અને એ પણ ધૃતરાષ્ટ્ર આદિકની આપવા મરજી નથી. નિર્ધન પુરૂષો હું મૃતવત જ જાણું છું. જમવાના ભોજનની સામગ્રી આજ હોય તો પ્રાતઃકાળે ન હોય એ કરતાં બીજી અધમ અવસ્થા કઈ હોય ? જન્મથી જ નિર્ધનને એ દુઃખ જેટલું પીડે તેથી અધિકગણું જેનો વૈભવ નષ્ટ થયો છે તેને ઉદરાદિક વેદના અતિ કષ્ટરૂપ થઈ પડે. એમ છતાં પણ નષ્ટ વૈભવ પુનઃ પ્રાપ્ત કરવો એ ક્ષાત્રધર્મ છે. ક્ષત્રીને એજ ન્યાયયુક્ત કર્તવ્ય છે. તો પણ યુદ્ધ તો એ સર્વથી પણ અધિક દુઃખરૂપ છે. માટે જય તથા પરાજય ઉભ-યને મૂકી જે અત્યંત શાંત થઈ રહે છે તેજ, હે શ્રીકૃષ્ણ, સુખે કરી નિદ્રા કરે છે. આ આત્મા વનમાં પણ ભૂખ્યો ન હતો. દેહને પોષણ ગમે ત્યાં મળી શકે છે. વનમાં તો મહર્ષિઓના સત્સંગ આદિકથી

ઉલટાં આનંદની અભિવૃદ્ધિ થતી રહતી હતી. અને એમ પણ સિદ્ધ થયું કે કેળવણી અને સંતોષથી આનંદમય રહી શકાય છે. ફક્ત મનને એજ અધ્યાસ અર્પવાની જરૂર રહે. તો વૃદ્ધ અને પૂજ્ય ભીષ્માદિક અને અન્ય સ્નેહીયોને યુદ્ધમાં હણવારૂપ કૃત્યથી કંઈ શાંતિ પ્રાપ્ત કરી શકાય? અને એવા વધથી પ્રાપ્ત થયેલ વૈભવ વડે પણ કયું સુખ અનુભવી શકાય? કેમકે રાજ્યને માટે તર્પી રહતું મન એ તો પ્રકૃતિની વિકળતા જ છે. અને એવી વિકળતાયુક્ત પ્રકૃતિ સર્વથા ત્યાજ્ય છે. વળી એથી પણ અધિક હે કેશવ ધૃતરાષ્ટ્ર પિતુસ્થાને છે, માન્ય છે અને વડિલ તરીકે પૂજ્ય છે. માટે હે જનાર્દન, હે અચ્યુત ધર્મ અને અર્થથી હમો હીન ન થઈએ એવો માર્ગ હોય તે કહો. અભિમન્યુના લગ્ન સમય પછી વિરાટરાયની સભામાં દ્રુપદ પુરોહિતને ધૃતરાષ્ટ્ર સમીપ પ્રેષવા અગાઉ પૂજ્ય દ્રુપદરાયે કહ્યું હતું કે " યુદ્ધ વિના અન્ય માર્ગ નથી. દુર્યોધન સામથી રાજ્ય આપે એમ નથી. કૃપણતાથી ભીષ્મ તથા દ્રોણ અને મૂર્ખતાથી કર્ણ અને શકુની પણ દુર્યોધનને જ અનુસરશે. ધૃતરાષ્ટ્રસુત ક્યારે પણ કોમળ વાણીનુ પાત્ર નથી. કોમળ અને મૃદુ વચન એને ભેદે એમ નથી. કેમકે મૂઢ, મૂર્ખ પાપી અને નિષ્ઠૂર મનુષ્યનાં સંગમાં મૃદુ વચન બોલવાં કે વિનય કરવો એ તો એમને આપણી અશક્તિનું જ માપ આપીએ કે એવાં કૃત્ય કે વર્તનથી એઓ તો આપણને અશક્ત જ માની જયરૂપ પોતાની શ્રેષ્ટતા સ્વીકારે અને પોકારે." આ વિચારપ્રવાહ પણ મને સમ્યક્ લાગતો નથી. માટે હે પુરૂષોત્તમ, સંટક સમયે હમને તમારો જ આશ્રય છે. હે મધુસુદન હમારા નિશ્ચય અને હમારી હૃદયગતિને તમો સારી રીતે જાણો છો માટે ધર્મયુક્ત માર્ગ હોય તે દર્શાવો.! તમો વિન કો અન્ય એ માર્ગ કહેવા, કથવા સમર્થ છે? હમને તમારો જ આશ્રય છે. માટે ધર્મયુક્ત માર્ગનો બોધ કરો કે જેથી યાચનાપૂર્વક દુર્યોધન જે કંઇ પણ આપે તેને મહત્ માની અલ્પથી પણ હમો સંતોષપૂર્વક પ્રવર્તી-રહી-શકીયે.

(આ વાણી વહી નહિ એટલે)

કૃષ્ણ—હે ધર્મરૂપ!

ઇંદ્રવજ્રા

મા મા કરો વિનય કુત્સિતેષુ !
આચાર દુષ્ટે દુઃખ શું ન દે શું?

નિષ્ઠુર હૃદે નહિ ધર્મ જોતાં
વૃત્તિ જ પાશે સહુ ક્લેશ ક્હેતાં ! ૫૮૫

હે યુધિષ્ઠિર ! દીનતાથી કઈ જીવિકા પ્રાપ્ત કરી શકાય ? અને હીન સ્વાર્થરૂપ જીવિકા પ્રાપ્ત કરો તોયે પણ એવી દીનતાયુક્ત જીવિકાથી કયું શ્રેય હોઈ શકે ? આત્માની કઈ ગતિ સાધી શકાય ? આત્માને કઈ ગતિ પ્રાપ્ત કરાવાય ? વિગેરે પ્રશ્નો પણ હે ધર્મસ્વરૂપ વિચારવા યોગ્ય છે. જ્યાં આત્માનું શ્રેય હોઈ શકતું નથી, જ્યા આત્મા પ્રત્યે કોઈ પણ પ્રકારની ગતિ પ્રાપ્ત કરી શકાતી નથી ત્યાં મૂઢ, ખળ, દુષ્ટ અને નિષ્ઠુર જન આગળ દીન વાણીથી શું ?

### શાલિની.

"ગૌ" "ગૌ" વાણી દ્રૌપદીશું ભૂલો ક્યાં ?!!
ખેંચી વેણી દ્રૌપદી ઝીંકતો જ્યાં!!!
કૃત્યો એ એ કર્ણ દુઃશાસને હા
સ્મર્ણે સ્મર્ણે કંપ કો દે નહિ ત્યાં?!! ૫૮૬

લાજે ના જે દુષ્ટ કૃત્યો કરીને
શૌર્યાન્વિતાં શ્રેષ્ઠ પોકારતા એ !
હીણાં માને ગુણના ઓઘને જે
આપ્યા વિના નાશ, શાંતિ ન લે એ !! ૫૮૭

વળી

### શાર્દૂલવિક્રીડિત

ભીષ્માદિક વ કર્ણશસ્ત્રબળ લૈ માને બળિષ્ઠો બહુ
લેખે છે તૃણતુલ્ય સર્વ ભુવને ગર્વે ફુલાઈ કહું
માને પાંડવ ગોત્રશેષ રહિતા દારિદ્રય ને દુઃખમાં
એ દુર્યોધન શૌર્યહીન ગણતો સેવો હિ શું અર્થમાં ? ૫૮૮

કેમકે

### ઇંદ્રવજ્રા

મૃદુ ઉપાયે નહિ વશ્ય થાતો
શૌર્યે ધુમી ના સમ દષ્ટિ પાતો !
ઇચ્છે તુ દેવા તમ નાશ એ એ
છદ્મો વ ક્રિયા હીન સેવતાં યે ! ૫૮૯

માટે હે નૃપુંગવ! શાર્દૂલવિક્રીડિત

મિથ્યા આશ સુખી થવા અહિં ધરે ફાંફાં શું આ મારના ?
ઇચ્છો શું વળી ત્યાંય એહ વિનવે દુષ્ટાકૃતિ ઉર જ્યાં ?
ત્યાગે ના કદિ લોભવૃત્તિ, મૂઢ જે ધારો કશું આપશે !
લોભી દંભ ધરી ફરે ભુવન જ્યાં જ્વાળાગતિ બાળશે !! ૫૯૦

હે ધર્મસ્વરૂપ તમારી બુદ્ધિમાં ધર્મ છે અને દુર્યોધનની બુદ્ધિમાં વૈરરૂપ ઇર્ષ્યા અને લોભે વાસ કર્યો છે. માટે ધર્મયુક્ત ફળસિદ્ધિની જે આશા રાખો તે સહુ મિથ્યા છે.

યુ૦—ત્યારે હે અચ્યુત, હે મધુસુદન, હમને જે સત્ય અને યોગ્ય માર્ગ હોય તે દર્શાવો.

કૃ૦—હું એજ કહેવા તત્પર છું. કેમકે પ્રિયજનને હિતવચન અવશ્ય કહેવાં જોઈએ. એવાં હિતવચનની પ્રિયજનને કદિ અપેક્ષા ન હોય તો પણ એવાં હિતવચનનાં કથનથી કર્તવ્ય અંગે આત્માઋણમુક્ત થાય છે. અને એવું કર્તવ્ય અદા કરવા સદા હું ઉત્સુક છું.

યુ૦—મહાત્મન્, આપને શ્રવણ કરવા હું ઉદ્યુક્ત છું. આપની વાણીથી કંઈ અન્ય મને વિશેષ પ્રિય નથી. આપની વાણી સદા આત્મા અને વ્યવહારને શ્રેયકર જ હોય છે. માટે તે હમને શ્રવણ કરાવો.

કૃ૦—હે ધર્મસ્વરૂપ, ત્યારે શ્રવણ કરોઃ—

"તમો કહો છો કે દેહને પોષણ ગમે ત્યાં મળે છે. વનમાં પણ એ દેહ ભૂખ્યો ન હતો તેમ ક્લેશિત પણ થતો ન હતો. મહર્ષિઓનાં સમાગમ અને સત્સંગથી ઉલટો એ દેહ આનંદ મેળવતો હતો ત્યારે અનેકના સંહારરૂપ યુદ્ધ વડે રાજ્ય પ્રાપ્તિથી ક્યાં વિશેષ ફળની આશા રાખી શકાય ?" વળી કહો છો કે "મન કેળવણીથી અને સંતોષથી આનંદમય રહી શકે છે તો રાજ્ય ચિહ્નાદિક વૈભવ વડે વધુ કયું સુખ પ્રાપ્ત કરી શકાય ?" અને વળી સિદ્ધાંત સ્થાપવા જાઓ છો કે "રાજ્યને માટે તર્ષી રહતું મન એતો પ્રકૃતિની વિકળતા જ છે અને એવી પ્રકૃતિ સર્વથા ત્યાજ્ય છે જેથી એવું મન પણ ત્યાગ કરવા યોગ્ય જ છે એટલું જ નહિ પણ નાશ કે લય કરવા યોગ્ય

છે !! હે શૌર્યશીલ ! હવે હું કહું છું કે આત્માનો પ્રભાવ અગમ્ય છે. મન એજ માત્ર આત્મા નથી. આત્મા એ સમગ્ર સર્વવ્યાપક, સર્વશક્તિમાન, શાશ્વત, અખંડ, અભેદમય એક જ્યોતિરૂપ, મહત્ પ્રભાવસ્વરૂપ જ છે. એ તેજોમય સ્વરૂપનું તેજ અમાપ, અગ્રાહ્ય અને અકલ્પ્ય છે. એનો પ્રકાશ સર્વત્ર વ્યાપી રહે છે. માટે હે ધર્મસ્વરૂપ એ પ્રકાશથી અજ્ઞાત રહેવું એ તો મહાન્ અઘોરમય અંધકાર જ છે. અલ્પપ્રકૃતિની અગાધ અજ્ઞાનતા જ છે, તો એવા પ્રકાશથી વિદૂર રહેવું એ તો આત્મગતિને રોધ કરનાર આત્મઘાતક વૃત્તિ જ કહેવાય !! શું એવી આત્મઘાતક વૃત્તિ આપને માન્ય છે ? !!!

યુ૦—મહાત્મન્, એવી વૃત્તિ માન્ય કેવી રીતે હોઈ શકે ? પણ શું સંબંધપૂર્વક એને આત્મઘાતક વૃત્તિ કહો તે સમજી શકાય એમ નથી.

કૃ૦—સત્યશીલ, હું તેજ કહું છું.

યુ૦—દેવ, હું ધ્યાનપૂર્વક શ્રવણ કરૂં છું.

કૃ૦—આત્મા એ સર્વશક્તિમાન, સમગ્ર, સર્વવ્યાપક, અખંડ, અભેદમય તેજરૂપ આનંદસ્વરૂપ છે.

યુ૦—હા.

કૃ૦—પ્રકૃતિ એ આત્માપોષક કે ઘાતક એક ક્રિયા છે.

યુ૦—હા, એ એમ જ છે.

કૃ૦—આત્મા સમગ્ર છે. એટલે આત્માનાં પોષક તત્વો પણ સમગ્રપણાંની ભાવનાવાળાં હોવાથી જ આત્માનાં સમગ્રપણાંને પોષે છે.

યુ૦—હા, સ્વાનુરૂપ ક્રિયાને જ સ્વાનુરૂપ ફળ કે બિંદુ સાધ્ય હોય છે.

કૃ૦—એટલે આત્માનાં સમગ્ર અને વિશાળ અંગને પોષનાર ક્રિયામાં શુભ પ્રકૃતિ ન રોકાતાં કો એકદેશી પ્રવૃત્તિમાં જ પ્રકૃતિ રોકાઈ રહેતો આત્માની સમગ્રતા અને વિશાળતા કે વિરાટસ્વરૂપત્વતા પ્રાપ્ત થાય નહિ.

યુ૦—એ પણ ખરૂં.

કૃ૦—એટલે આત્મા સમગ્ર, સર્વશક્તિમાન તેજોમય અભેદ છે. અને એકદેશીપણું એ પ્રકૃતિની અલ્પના છે અને આત્મસ્વરૂપ ન હોતાં કાંઈ પણ ન્યૂનતા છે.

યુ૦—હા અવશ્ય.

કૃ૦—ન્યૂનતા એ પ્રકૃતિને દીનતાનું કારણ છે.

ચુ૦—એ પણ અનુભવ કહે.

કૃ૦—શૌર્યનો અભાવ દીનતા પોષે.

ચુ૦—ના કહેવાય નહિ. પણ અંતરપુરૂષાર્થ અને બાહ્યપુરૂષાર્થ એ બન્નેને શું સંબંધ ?

કૃ૦—હું એજ કહું છું.

ચુ૦—ત્યારે કહો હું શ્રવણ કરૂં છું.

કૃ૦—અધ્યાસ એ પ્રકૃતિનું સ્વરૂપ છે.

ચુ૦—હા.

કૃ૦—બિંદુ પલટાવવાથી એક અધ્યાસ ત્યાગી પ્રકૃતિ અન્ય અધ્યાસ ઉપર વળગે છે.

ચુ૦—એ પણ બને છે.

કૃ૦—તેમ ન થાય તો દીન થઈ ઝૂરે છે. અને એવા ઝુરાટમાં પ્રકૃતિનું સમૂહરૂપ હૃદય ગભરાય, અકળાય અને આવેશરૂપ ઉશ્કેરાય પણ ખરૂં.

ચુ૦—એ પણ સત્ય.

કૃ૦—ત્યારે શૌર્યસંવૃદ્ધિ, નિષ્ઠા અને વેગ આદિક તત્વો સ્વાભાવિક ખડાં થઈ જઈ એવાં પ્રકૃતિસ્વરૂપ સંગે બિંદુ પલટાવવાની ક્રિયામાં કલેશ, કલહ કે યુદ્ધ કરવા તત્પર થઈ જાય.

ચુ૦—એ તો સહુ સ્વાભાવિક ક્રિયા છે.

કૃ૦—સ્વાભાવિક છતાં સમૂહની દૃષ્ટિને પ્રત્યક્ષ ન થતી કે દૃષ્ટિ સન્મુખ સ્થિર ચિરસ્થાયી ન રહેતી એવી ક્રિયામાં સહુ તત્વો પોત પોતાની ન્યૂનતા પૂર્ણ કરવા કે સ્વતેજ દર્શાવવા મંથન કરે છે

ચુ૦—શાની ન્યૂનતા ?

કૃ૦—સ્વવિકાસ સ્વરૂપની.

ચુ૦—પણ એવાં તત્વોને માર્ગ ન આપવો, એમને દાબેલ રાખવાં કે એમનો લય કરવો કે રોધ કરવો, એજ શાસ્ત્ર વિહિત કે યોગસિદ્ધ ક્રિયા માર્ગ. છે અને એથી જ વિકાસ સિદ્ધ થાય છે કે પ્રત્યક્ષ થાય છે.

કૃ૦—એ એકદેશી માર્ગ વિકાસની સંકુચિત ક્રિયાનું જ સ્વરૂપ છે.

યુ૦—મહાત્મન્, ત્યારે વિકાસ કોને કહેવો ?

કૃ—પ્રકૃતિનો નાશ થતાં **પુરૂષ**સ્વરૂપ થઈ રહેવું એ જ વિકાસ.

યુ૦—ત્યારે પ્રકૃતિનો નાશ કરવાને બદલે યુદ્ધદ્વારા શૌર્યરૂપ પ્રકૃતિની સંવૃદ્ધિનો બોધ શા અર્થે ?

કૃ૦—એજ **પુરૂષ** પ્રાપ્ત કરવાનો સત્ય પુરૂષાર્થ છે કે **પુરૂષ** પ્રાપ્ત કરવા અર્થે વિકાસનો સત્ય ક્રિયા માર્ગ છે.

યુ૦—**અસત્** ક્રિયામાંથી સત્ ફળ કેવી રીતે હોઈ શકે ?

કૃ૦—સત્ય પુંગવ ! અસત્ ક્રિયામાંથી સત્ ફળ ઉદ્‌ભવી શકતું નથી એ સત્ય છે પણ સત્ ક્રિયા અસત્ ફળનો નાશ કરી સત્‌સ્વરૂપને પ્રાપ્ત કરાવે છે એજ એનું ઉલટું કે બીજું સ્વરૂપ છે.

યુ૦—એક જ વસ્તુરૂપ ક્રિયામાં બે સ્વરૂપ સંભવે નહિ.

કૃ૦—ભાવના, ઉદ્દેશ અને વિકાસ, કે એવી ભાવના, ઉદ્દેશ અને વિકાસનાં સ્વરૂપ કે એવાં સ્વરૂપનાં અનર્થને માની એક જ વસ્તુની ક્રિયા અનેક ક્રિયાસ્વરૂપ ધારણ કરે છે.

યુ૦—પ્રકૃતિને સ્ફુરવા ન દેવી એજ પ્રકૃતિનો નાશ અને પ્રકૃતિનો નાશ થતાં **પુરૂષ** સ્વરૂપ આવિર્ભાવ પામે કે આત્મસ્વરૂપ પ્રકાશી રહે.

કૃ૦—પ્રકૃતિને સ્ફુરવા ન દેવી એ પ્રકૃતિનું રૂંધન છે, પ્રકૃતિપર દબાણ છે. અને પ્રકૃતિને કેદખાનું છે પણ વસ્તુતઃ એ પ્રકૃતિનો નાશ નથી. કોઈ પણ કાળે કે કલ્પે એવી રીતે પ્રકૃતિ નાશ પામી શકતી નથી.

યુ૦—ત્યારે તો, યોગેશ્વર, રૂષિગણ, શાસ્ત્ર અને વેદની સહુ ક્રિયા મિથ્યા ગણાશે.

કૃ૦—એ ક્રિયા માત્ર જ વિકાસનો પરિપાક માર્ગ નથી.

યુ૦—ત્યારે એ ક્રિયાદ્વારા થતી ફળસિદ્ધિની પર્યાપ્તિ શેમાં ?

કૃ૦—**ઐશ્વર્ય** કે **અહંકાર**ની તેજસ્વિતામાં.

યુ૦—શું એવું ઐશ્વર્ય કે એવી તેજસ્વિતા સ્પૃહા કરવા યોગ્ય નથી ?

કૃ૦—પ્રકૃતિનું બળ એથી પણ પર છે.

યુ૦—કેવી રીતે ?

કૃ૦—**અહંકાર**નો ઉદ્‌ભવ પ્રકૃતિમાંથી જ છે એટલે એવું ઐશ્વર્ય કે એવી તેજસ્વિતા એ **પ્રકૃતિનો** જ પરિપાક છે કે પ્રકૃતિનો જ વિકાસ છે.

યુ૦—એવાં ઐશ્વર્ય કે વિકાસથી પર ઇચ્છવા યોગ્ય શું હોય ?

કૃ૦—એવાં ઐશ્વર્ય કે તેજસ્વિતાને પ્રકૃતિ સ્વસાધન કરી સ્વક્રિયામાં જ એમને પુનઃ પ્રવર્તાવતી રહેછે. અને એમ પ્રવર્તાવતાં એનાં બળ, ઐશ્વર્ય અને તેજસ્વિતાનો શનૈઃ શનૈઃ ક્ષય થતો રહે છે, અને એવા ક્ષય અંતે પુનઃ અધોગતિની ક્રિયા થાય છે કે શુભ પ્રકૃતિનાં અવશેષ રહેલ બળનાં પ્રમાણમાં આત્માનું સમગ્રતા પ્રાપ્ત કરવામાં જે ન્યૂનતા હોય તે ન્યૂનતા પૂર્ણ કરવારૂપ વિકાસક્રિયા પુનઃ શિરૂ થાય છે.

યુ૦—ત્યારે પ્રકૃત્તિને માર્ગ આપવાથી પ્રકૃતિનો નાશ કેવી રીતે હોઈ શકે?

કૃ૦—**સ્વતંત્રતા, સમાનતા, નિસ્પૃહતા** અને **પ્રેમ** દ્વારા પ્રકૃતિને નિયમિત કરી એ જ મહાતત્વો દ્વારા પ્રકૃતિને માર્ગ આપવાથી પ્રકૃતિનો નાશ આપો આપ થાય છે, આત્મસ્વરૂપ પ્રકાશે છે અને સ્વતઃ સિદ્ધ પુરૂપ સ્વરૂપનો આવિર્ભાવ ઝળ હળી રહે છે.

યુ૦—એ અસંભવિત ક્રિયા કેવી રીતે હોઈ શકે?

કૃ૦—હું તે જ કહું છું.

યુ૦—હું ધ્યાન પૂર્વક જ છું.

કૃ૦—શીલસ્વરૂપ! અધ્યાસવાળી વૃત્તિઓનું પ્રગાઢ બિંદુ એ પ્રકૃતિ સ્વરૂપ જ છે. પ્રકૃતિને સ્ફુરવા માટે એજ ગર્ભરૂપ બળ છે, કે પ્રકૃતિનું ભૂગર્ભ છે. એવાં અનેકધા વૃત્તિસ્વરૂપને લીધે પ્રકૃતિનાં સ્વરૂપ પણ અનેકધા છે. એવાં અનેકધા વૃત્તિ સ્વરૂપમાં એક વૃત્તિને સ્થળે અન્ય વૃત્તિ અવર નવર સ્થળ જાળવતી રહેવાથી પ્રકૃતિનું યંત્ર સતત નિયમ પૂર્વક ચાલુ રહે છે.

યુ૦—હા અવશ્ય.

કૃ૦—પ્રકૃતિનાં સતત યંત્રતંત્રમાં અને તત્વોની વિકાસ ક્રિયા એમ ઉભયમાં શૌર્યની સ્વાભાવિક અપેક્ષા રહે.

યુ૦—હા.

કૃ૦—ત્યારે તત્વોનાં એવાં વિકાસ કાર્યમાં કે એવી વિકાસ માર્ગની ક્રિયામાં કેટલાંક તત્વોનો ભોગ આપવો પડે.

યુ૦—એ સત્ય સ્વરૂપ છે.

કૃ૦—જે તત્વોનો ભોગ અપાય તે સ્વબળ દર્શાવ્યા વિના રહતાં નથી.

યુ૦—એ પણ ખરૂં.

કૃ૦—એ બળને મહાત કરનાર કોઈ અન્ય તત્વ ન હોય તો એ બળ સ્વસ્વરૂપમાં જ સ્વતંત્ર રીતે પ્રવર્તે છે.

ચુ૦—હા અવસ્ય.

કૃ૦—અનેકધા વૃત્તિઓ પોત પોતામાં પોતામાંથી એવી એકજ વૃત્તિનું બળ સહન કરી શકે નહિ.

ચુ૦—હા.

કૃ૦—એવાં બળ પૂર્વક પ્રવર્તતી વૃત્તિપર એથી અધિક બળ વાળી અને વિશાળ દિશાવાળી વૃત્તિ જ જય મેળવી શકે.

ચુ૦—અવસ્ય.

કૃ૦—એવાં બળનો વિકાસ અને પ્રકાશ સાત્વિક ગુણવાળી વૃત્તિઓ જ દાખવી શકે. અથવા તો અન્ય સ્વરૂપમાં કથતાં સાત્વિક ગુણવાળી વૃત્તિઓમાં જ એવાં બળ અને વિકાસના ભાવ ગર્ભિત રહેલા હોય છે કે જેને અવકાશ આપતાં એ આવિર્ભાવ પામે છે. અને એવા આવિર્ભાવરૂપ વિકાસ અને પ્રકાશક્રિયામાં અધમ વૃત્તિઓનો ઘાત અને સાત્વિકનો વિકાસ શૌર્યયુક્ત દ્વંદ્વ દ્વારા જ સિદ્ધ થાય છે.

ચુ૦—એ તો અંતર કે હૃદયની ક્રિયા છે. એવી બાહ્યક્રિયા અંતરશાંતિને પોષી શકે નહિ.

કૃ૦—ક્રિયા સર્વત્ર એક જ હોય છે. બાહ્ય અને અંતર એવા ભેદ જેવું કશું જ હોતું નથી. અંતર શાંતિના વિકાસ અર્થે એવી બાહ્ય ક્રિયાની વિશેષ આવસ્યક્તા રહે અથવા તો એવી બાહ્ય ક્રિયા વિના અંતર શાંતિ કો પણ કાળ, યુગાન્તર, મન્વન્તર કે કલ્પે પણ અનુભવસિદ્ધ સ્થિર ચિરસ્થાયી ઠરી શકતી નથી.

ચુ૦—કારણ ?

કૃ૦—કારણ એટલું જ કે અનુભવસિદ્ધ માર્ગમાં શાંતિપોષણ અને આત્મરૂપ વિકાસક્રિયામાં પુરૂષાર્થને અવકાશ અવસ્ય આપવો પડે અને જ્યાં પુરૂષાર્થને અવકાશ આપવામાં આવ્યો કે વિઘ્નરૂપ થતાંઅધમ હીનતત્વોનો પણ નાશ કરી એમને વિડારવાં જ પડે. એવી રીતે એમનો નાશ કે એમનું વિડારણ ન થાય તો શાંતિનો વિકાસ હોઈ શકે જ નહિ. કેમકે એક કાળમાં રૂંધન કરેલ કે અવકાસને અભાવે ગુપ્ત રહેલ તત્વો અન્ય કાળમાં કલ્પાન્તરની સતત ચાલુ રહેતી ક્રિયામાં પણ અનુકૂળ પ્રસંગ મળતાં સ્વબળને અવકાશ મળતાં સ્ફુરી આવી સ્વવેગ દર્શાવ્યા

વિના રહતાં નથી. એટલે કે ક્ષેપનક્રિયાથી પ્રાપ્ત થતી શાંતિ કે એવી ક્રિયાથી પ્રાપ્ત થતું એનું આનંદ સ્વરૂપ,–સતત કાળની અનન્તતામાં અવિનાશિત કે ગુપ્ત રહેલ તત્ત્વોનું બળ પ્રાદુર્ભાવ પામતાં,–ક્ષયસ્વરૂપ આઘાતસ્વરૂપ, ક્ષોભસ્વરૂપ, કે સ્તમ્ભનાથી વિકળના સ્વરૂપને પામ્યા વિના રહતાં નથી. એટલા માટે જ શાંતિસ્વરૂપનો લોપ હોતાં ક્ષોભ, વિકળતા કે દીનતા સ્વરૂપ પ્રાદુર્ભાવ પામતાં હૃદય એવી ક્રિયાયુક્ત થઈ રહે. એનું ઝાંખુસ્વરૂપ તો વનવાસ અને ગુપ્તવાસમાં તમારાં હૃદયે પ્રત્યક્ષ જોયું. અનુભવ્યું હશે. તો એજ ક્રિયા સૃષ્ટિના ક્રમમાર્ગની કે સૃષ્ટિના કર્મમાર્ગની. માટે જ બાહ્યક્રિયામાં અધમ તત્વોના માર્ગ સન્મુખ થઈ એવાં અધમતત્વોને વિડારી નાશ કરવાની અતિ આવશ્યક્તા અને **એમ કરતાં આત્મસ્વરૂપનાં બળ અને પ્રકાશ દર્શાવવાની અગત્યતા.**

**શુ૦**—એવી ક્રિયામાં પ્રકૃતિની પ્રવૃત્તિ રહિત ક્રિયા કેવી રીતે હોઈ શકે? કે જેથી કરી પ્રકૃતિ પ્રવૃત્તિ કરતાં છતાં પણ નાશને પામતી રહે!

**કૃ૦**—આત્મસ્વરૂપના વિકાસના ઉદ્દેશની ભાવના, પ્રકૃતિના પ્રવૃત્તિરહિત મનોભાવને કેળવે એટલું જ નહિ પણ પ્રકૃતિને નાશ કરવાની ક્રિયા પણ કરતી રહે.

**શુ૦**—એ કેવી રીતે હોઈ શકે?

**કૃ૦**—પ્રકૃતિનો નાશ કરવા પ્રકૃતિને માર્ગ આપી પ્રકૃતિનાં સ્વરૂપ ઉત્તરોત્તર પલટાવવાં પડે.

**શુ૦**—સ્વરૂપ પલટાવવાની ક્રિયા કોને કહો?

**કૃ૦**—તદ્દન નીચમાં નીચ સ્થાન પરથી પ્રકૃતિ એકદમ તદ્દન ઉચ્ચમાં ઉચ્ચ સ્થાન પર જઈ શકતી નથી. એ સાધારણ વ્યવહારક્રમમાં પણ અનુભવસિદ્ધ ક્રિયા છે. એટલે કે વ્યક્તિત્વમાં પ્રદર્શિત થતી પ્રકૃતિને પોતામાં આવિર્ભાવ પામતાં સ્વરૂપથી સહજ ઉપલાં સ્વરૂપ ઉપર લઈ જવી. અને એ ઉપલું સ્વરૂપ પ્રાપ્ત થતાં દૃઢ પ્રગાઢતાને પામ્યું કે એથી પણ ઉપલાં સ્વરૂપ ઉપર પ્રકૃતિને દૃઢ પ્રગાઢ કરવી. એમ ઉત્તરોત્તર આત્મસ્વરૂપ સુધી પ્રકૃતિને પહોંચાડી પ્રકૃતિનો નાશ કે આત્મસ્વરૂપમાં જ લય કરી શકાય. એટલે કે પ્રકૃતિ નિર્મૂલ થતાં કે

પ્રકૃતિ નિઃશેષ રહેતાં આત્મસ્વરૂપનો જ પ્રકાશ પ્રવર્તી રહે. પ્રકૃતિને નાશ કરવા કે પ્રકૃતિનો લય કરવાની આજ ક્રિયા છે પ્રકૃતિને રૂધન કરવાથી કાળની અનન્તતામાં સતત આત્મસ્વરૂપ પ્રાપ્ત થઇ શકતું નથી પણ પ્રકૃતિરૂપ ઐશ્વર્ય કે ઐશ્વર્યનો આવિર્ભાવ તો પ્રાપ્ત થઈ શકે છે.

ગુ૦—શુભ પ્રજ્ઞાથી મનનો નાશ કરી શકાય છે અને મન નાશ થયેથી વૃત્તિઓનો પણ લય થાય છે.

કૃ૦—સૂક્ષ્મનાં પ્રાધાન્ય પૃથક્કરણ,—અંતઃકરણ, મન અને બુદ્ધિને ઉદ્દેશીને તમો બોલો છો?

ગુ૦—હા.

કૃ૦—એ ત્રણને પ્રેરનાર કે એ ત્રણમાં ઓતપ્રોત વ્યાપક રહેલ **અહંકાર**-તત્વને ચતુર્થ સ્વરૂપ તરીકે પણ તમો ગ્રહણ કરો છો?

ગુ૦—એ પણ ખરૂ.

કૃ૦—**અહંકાર** તત્વને સ્વાભાવિક પ્રેરણા થવી એ પ્રકૃતિનું કાર્ય છે. એ પ્રેરણા સમયે મન કે બુદ્ધિ હાજર હોતાં નથી.

ગુ૦—હા, એમ પણ જોવાય છે.

કૃ૦—એટલે કે એવી પ્રકૃતિની પ્રેરણાનો અમલ થવા સમયે મન અને બુદ્ધિ ઉદ્ભવ પામે છે કે એ સમયે જ ખડાં થઈ જાય છે.

ગુ૦—એ પણ સત્ય.

કૃ૦—જે કારણ કે જે ઉદ્દેશથી કાર્ય ઉત્પન્ન થયું તે કારણ કે તે ઉદ્દેશનો નાશ થયે કાર્યનો પણ નાશ થાય છે.

ગુ૦—હા, એ તો સહુ કો કહે.

કૃ૦—ત્યારે પ્રકૃતિનાં સ્ફુરણ સમયે મન-બુદ્ધિ હતાં નહિ.

ગુ૦—હા.

કૃ૦—ત્યારે પ્રકૃતિની સ્ફુરણાના મન બુદ્ધિ હેતુ નથી.

ગુ૦—અવશ્ય.

કૃ૦—મનબુદ્ધિની ક્રિયા કે ચેષ્ટા પ્રકૃતિના સ્ફુરણકાળ પછી ક્રિયામાં પ્રવેશ પામે છે.

ગુ૦—એ તો કહેવાઈ ગયું.

કુ૦—મન અને બુદ્ધિ પ્રકૃતિની ક્રિયાનાં જ કારણ છે. પ્રકૃતિનાં કારણ નથી.

યુ૦—હા.

કુ૦—એટલે આગળ કહી ગયા તેમ બુદ્ધિથી મનનો નાશ થતાં પ્રકૃતિની સ્ફુરવારૂપ ક્રિયાગતિનું ચિત્ર સ્વરૂપ રહે છે.

યુ૦—હા.

કુ૦—એ સ્ફુરણાને માર્ગ આપનાર બુદ્ધિ અને મન હાજર ન હોવાથી સ્ફુરણા સ્ફુરણા રૂપ જ રહી લઈ થઇ જાય છે.

યુ૦—એ પણ ખરૂં.

કુ૦—એટલે સ્ફુરણા, સ્ફુરણાનો આવેશ, સ્ફુરણાના આવેગ અને એમના ક્રિયામાર્ગ અને પાછાં સ્ફુરણાનો લય કે સ્ફુરણાની અભિવૃદ્ધિ—આવાં સ્વરૂપ આપણને પ્રાપ્ત થાય.

યુ૦—હા.

કુ૦—સ્ફુરણાની અભિવૃદ્ધિ એ સૃષ્ટિક્રિયામાં વૃત્તિ અને વૃત્તિના પટો કે એકજ વૃત્તિની ભિન્ન ભિન્ન રેષાથી પ્રવર્તી રહતી ક્રિયા કે પ્રવૃત્તિરૂપ પ્રકૃતિનો ક્રિયા માર્ગ કે પ્રકૃતિરૂપ પ્રવૃત્તિનો ક્રિયા માર્ગ.

યુ૦—એ પણ સત્ય.

કુ—એટલે કે સ્ફુરણાની અભિવૃદ્ધિ વાળી વૃત્તિની ક્રિયાઓ એ મનબુદ્ધિનું કાર્ય છે. અને મન બુદ્ધિનો લય થતાં એ વૃત્તિરૂપ ક્રિયાઓનો પણ લય થાય છે.

યુ૦—હા, અવશ્ય.

કુ૦—એટલે સ્ફુરણાના આવેશ અને આવેગ સ્વરૂપનો લય થયો પણ સ્ફુરણાના મૂળ સ્વરૂપનો નહિ.

યુ૦—ખરૂં.

કુ૦—એમ લય ન થાય તો સ્ફુરણાના આવેશ અને આવેગને બળપૂર્વક ગતિ મળતી રહે અને એમ ગતિ મળતાં ભિન્નભિન્ન અનેક ક્રિયાઓ ઉત્પન્ન થતી રહે.

યુ૦—હા, સત્ય.

કુ૦—વૃદ્ધિ પામેલ આવેશ અને આવેગનું સ્વરૂપ એકદમ રોકી—અટકાવી-વશ્ય કરી શકાતું નથી. પ્રથમ એ આવેશ અને આવેગ સ્વરૂપને નિયમમાં મૂકવાં પડે છે કે એમને નિયમિત કરવાં પડે છે.

શુ૦—હા.

દૂ૦—એમ નિયમિત કરવાની ક્રિયા એજ પુરૂપાર્થનું શૌર્ય. સ્ફુરણા માત્રની હદ ચૂકાવી જ્યારે આવેશ અને આવેગ બહાર પડી આગળ માર્ગ કરે છે ત્યારે એમને બળપૂર્વક નિયમિત કરવાં પડે. અને એમ નિયમિત કર્યા પછી જ એમનો લય કરી શકાય.

ચુ૦—હા.

દૂ૦—હે શીલપુંગવ, તમો પ્રકૃતિરૂપ અહંકારની સ્ફુરણાનાં આવેશ અને આવેગ સ્વરૂપને નિયમિત કરવાના ક્રિયા માર્ગમાં છો. માટે જ તમારે શૌર્યરૂપ પુરૂષાર્થની આવશ્યકતા છે. શૌર્યરૂપ પુરૂષાર્થને અવકાશ આપ્યા વિના આવેશ અને આવેગનું બળ તૂટતું કે ઓછું થતું નથી. શુભ પ્રજ્ઞાદ્વારા મનને મારવાથી એ સ્વરૂપો કેટલોક કાળ દબાયલાં રહે છે કે પ્રતિકૂળ કાળમાં એ સ્વરૂપો લયરૂપ ભાસે છે. પણ એમને અનુકૂળ કાળ મળતાં સ્ફુરણાના આવેશ અને આવેગ પોતાના સ્વસ્વરૂપમાં વેગવતા ખીલી નીકળે છે. માટે જ એમને માર્ગ આપી, એમને આત્મરૂપ ભાવનાથી અન્ય વિશાળ તત્વોદ્વારા નિયમિત ગતિમાં રાખી એમનાં વેગનું :બળ કમી કરીને જ એમનો નાશ કે લય કરવો. શૌર્યરૂપ સાત્વિક બળ યુક્ત પુરૂષાર્થનાં તત્વને અવકાશ આપ્યા વિના એમનો લય કે નાશ થઈ શકે નહિ. દુર્યોધનાદિકમાં આવેશ અને આવેગની અભિવૃદ્ધિ છે. ત્યારે તમોમાં આવેશ અને આવેગને નિયમિત કરવારૂપ સાત્વિક બળની અભિવૃદ્ધિ છે. સાત્વિક બળ એજ સર્વોપરી બળ છે. માટે શૌર્યરૂપ પુરૂષાર્થ દ્વારા એજ બળને માર્ગ આપો. અભિવૃદ્ધિ પામેલ આવેશ અને આવેગનાં સ્વરૂપ, નિયમિત નહોતાં, અલ્પ શક્તિઓ જ છે. નિયમિત રીતે પ્રવર્તતા પ્રકાશરૂપ સાત્વિક પુરૂષાર્થ આગળ એ નિસ્તેજ જ છે. માટે જ હે શૌર્યસ્વરૂપ, તમારા સાત્વિક પુરૂષાર્થને માર્ગ આપો. પ્રકૃતિરૂપ અહંકાર તત્વની સ્ફુરણા કોનામાં લય પામી છે અને કોનામાં લય નથી પામી એ કાળ જ દર્શાવી આપે છે. દૃષ્ટિગોચર થતી ચેષ્ટા માત્ર એ સ્વરૂપ દર્શાવી શકતી નથી. જેનામાં આવી રીતે આવેશ અને આવેગનાં સ્વરૂપ લય થયાં હોય તેમની અહંકારની પ્રકૃતિરૂપ સ્ફુરણા માત્ર પણ લય થવાના ક્રિયા માર્ગમાં હોય કે લયરૂપ

હોય કે લય થાય. પણ જેનામાં આવેશ અને આવેગનાં સ્વરૂપ લય થયાં ન હોય તેણે તો એમને નિયમત કરવારૂપ પુરૂષાર્થની ક્રિયા-દ્વારાજ એમનું બળ કમી કરવા પુરૂષાર્થ કરવો જોઇએ. તમોમાં એજ ક્રિયા પ્રત્યક્ષ દ્દષ્ટિગોચર થાય છે. માટે જ પુનઃ પુનઃ કહું છું કે શૌર્ય-રૂપ સાત્વિક પુરૂષાર્થ દ્વારા દુર્યોધનાદિક ક્ષીણ શક્તિરૂપ અભિવૃદ્ધિ પામેલ આવેશ અને આવેગ સ્વરૂપને નાશ કરવાનો પુરૂષાર્થ કરો.

યુ૦—ત્યારે **સ્વતંત્રતા, સમાનતા, નિસ્પૃહતા** અને **પ્રેમ** વિષે તમો કહી ગયા તે શું?

કૃ૦—એજ પ્રકૃતિરૂપ વૃત્તિઓને પલટાવી નાશ કરી આત્મસ્વરૂપને પ્રાપ્ત કરવાનાં ભાવનાના ઉંચ્ચમાં ઉંચ્ચ બિંદુઓ. એથી ઉતરતી બીજી ભાવનાઓ દ્વારા ધીમે ધીમે એનને પ્રાપ્ત કરવાં એજ પુરૂષાર્થ. અને એજ પુરૂષાર્થથી આત્મસ્વરૂપની પ્રાપ્તિ.

યુ૦—એ તત્વોને યુદ્ધનાં પ્રકૃતિસ્વરૂપ સાથે સંબંધ શો?

કૃ૦—ઋગ્વેદ प्रज्ञानम् ब्रह्मना ધ્વનિનો બોધ કરે છે. અને એ ધ્વનિ **નિસ્પૃહતાનું** સ્વરૂપ પ્રબોધે છે. એટલે "મારે કશાંની જરૂર નથી" "જ્ઞાનયુક્ત એવો હું જ સર્વમય કે બ્રહ્મમય છું" આવી ભાવનાના સેવનથી ક્ષોભ અને દીનતાને આપનારી સર્વ આસક્તિ યુક્ત પ્રકૃતિનાં સ્વરૂપનો સર્વત્ર નાશ થાય છે. અને ભાવનારહિત પોતાનું તેજરૂપ થતું વિશેષ પ્રગાઢ થતું બ્રહ્મસ્વરૂપ પ્રજ્ઞાનમ્ આવિર્ભાવ પામી રહે.

યુ૦—આથી અન્ય પ્રકૃતિસ્વરૂપ કે પ્રકૃતિરૂપ વૃત્તિનું કયાં આપણે રૂંધન કરતા નથી?

કૃ૦—ક્રિયા કરતાં છતાં, પ્રકૃતિને માર્ગ આપતાં છતાં આપણે એવી ભાવ-નાથી નિશ્ક્રય રહીએ છીએ.

યુ૦—કેવી રીતે?

કૃ૦—વ્યવહાર, કર્મ, ભોગ, યુદ્ધાદિક ક્રિયા મારી નથી કે મારે માટે નથી. એ સહુ કાળ ધર્મના **કર્તવ્ય** અંગે જ છે. મારૂ તો **નિસ્પૃહ** કે प्रज्ञानम् ब्रह्म સ્વરૂપ જ છે. આવી રીતે ભાવના કેળવાવવાથી આપણે પ્રકૃતિ કેળ-વતા નથી પણ પ્રકૃતિને માર્ગ આપી પ્રકૃતિનો નાશ કરીએ છીએ. કેમકે એથી એવી ક્રિયા સમયે હૃદય ભાવનાયુક્ત રહે છે, ક્રિયા યુક્ત રહેતું

નથી. હૃદયધર્મ પ્રમાણે હૃદય જે યુક્ત રહે છે તે તત્વ કે તે કર્મ પ્રકૃતિરૂપ બિજ પામી કેળવાતું રહે છે કે તે તત્વનો ભૂગર્ભ બંધાય છે. અને એ ભૂગર્ભ સૃષ્ટિક્રમમાં પ્રકૃતિસ્વરૂપમાં સ્ફુરતો રહે છે.માટે ક્રિયા સમયે હૃદય કઇ ભાવનામાં રમણ કરે છે એ અવશ્ય લક્ષ્યબિંદુ રહેવું જોઇએ. અને એમ લક્ષ્ય રાખતાં રાખતાં સામાન્ય ભાવનાને પલટાવતાં પલટાવતાં प्रज्ञानम् ब्रह्म કે એના ધ્વનિરૂપ **નિસ્પૃહતા**-ની ભાવનાપર હૃદયને સ્થિર સ્થાપિત કરવું જોઇએ. કે જેથી કરી પ્રકૃતિને માર્ગ મળતાં છતાં પ્રકૃતિ નિષ્ક્રિય રહી પ્રકૃતિ સ્વસ્વરૂપનો જ નાશ કરતી રહે. આવી ક્રિયામાં હીનતા, લાલસા, આસક્તિ, લોભાદિક હલકાં અને અધમ તત્વોનો સ્વાભાવિક ઘાત કે નાશ થાય. છતાં હૃદય આત્મસ્વરૂપ પ્રત્યે આત્મરૂપ પૌઢ તેજસ્વી, મહાનુભાવ-શીલ અને ભવ્ય થતું રહે.

સુ૦—ત્યારે હવે બીજાં તત્વોના માર્ગ કહો.

કૃ૦—યજુર્વેદ अहम् ब्रह्मास्मिना ધ્વનિરૂપ **સ્વતંત્રતાને** પ્રબોધે છે.

સુ૦—એના ક્રિયા માર્ગ પણ સમજાવો.

કૃ૦—अहम् ब्रह्मास्मि દ્વારા હું જ સ્વતંત્ર સર્વ જ્યોતિમય, સર્વ પ્રકા-શક, સર્વ બળાન્વિત, સર્વ શક્તિમાન, એવી ભાવનારૂપ આવિર્ભાવનો ધ્વનિ કેળવાય છે.

સુ૦—એ ક્રિયા શું?

કૃ૦—સ્વતંત્રતા પ્રાપ્ત કરનાર તત્વને બીજાં તત્વને સ્વાભાવિક રીતે મહાત કરવાં પડે કે બીજાં તત્વોનો સ્વાભાવિક રીતે નાશ કરવો પડે.

સુ૦—એનો બાહ્યક્રિયામાં હિંસાયુક્ત પણ થાય?

કૃ૦—પણ એવી હિંસા આપણી ભાવના નથી કે એવી હિંસા આપણો ઉદ્દેશ નથી. પણ સ્વતંત્રતા પ્રાપ્ત કરવાના ક્રિયામાર્ગમાં એ સ્વાભાવિક પરિણામ પામતાં હોવાથી, મૂળ ભાવનાના ઉદ્દેશ તરફ જ લક્ષ્ય રહેતાં એવાં ક્રિયા માર્ગનાં પરિણામ બાધરૂપ કે બંધન કરતાં થઇ પડતાં નથી. એટલે એ હિંસારૂપ ન હોતાં આત્માના પ્રકાશસ્વરૂપને પ્રાપ્ત કરાવનાર સાધનરૂપ જ થઇ પડે છે, કેમકે ક્રિયામાર્ગમાં એમનો સ્વા-ભાવિક ઘાત થઇ એ નાશને પામતાં ન હોય તો પ્રકૃતિનાં પ્રવૃત્તિસ્વ-

રૂપનાં બીજરૂપ હોઈ કે રહી એ ક્ષોભ, દીનતા અને ક્લેશ પ્રાપ્ત કરાવનાર થઈ પડે છે કે એમને પ્રાપ્ત કરનાર સ્વરૂપનાં પ્રવર્તક થઈ પડે છે. એટલે **સ્વતંત્રતા** પ્રાપ્ત કરવાની પુરૂષાર્થક્રિયામાં એમનો નાશ એ પણ ભાવનારહિત સ્વાભાવિક ક્રિયા જ છે. **ભાવનાયુક્ત ક્રિયા પ્રકૃતિને પોષી પ્રકૃતિને પરિણામ પમાડે છે, પણ ભાવનારહિત ક્રિયા પ્રકૃતિનો નાશ કરે છે.** માટે જ હિંસારૂપ કોઈ પણ ભાવનાનો અત્ર સંભવ હોઈ શકતો નથી. એવી ક્રિયામાં જે સંભાળવાનું છે તે એટલું જ કે કર્તવ્ય અંગે જરૂર જેટલી જ ક્રિયાનું સેવન ટુંકામાં ટુંકી હદમાં ન છૂટકે સાત્વિક તત્વના સંગમાં નિસ્પૃહતાથી કર્તવ્યરૂપ જ થવું જોઈએ. કર્તવ્યની હદને બીનજરૂરની અલ્પમાં અલ્પ કો પણ ક્રિયા પ્રકૃતિને જ કેળવે છે. એ સંભાળવું એનું નિરીક્ષણ કરવું અને એ માટે સદા સાવધ રહેવું એ અભ્યાસસ્થિતિમાં અવસ્ય કરી જરૂરનું છે. યુદ્ધાદિકમાં નાશ અને ક્ષયરૂપ ક્રિયાથી તમને જે મોહ કે ક્ષોભ થાય છે તે **સ્વતંત્રતાના** વિકાસમાર્ગનાં અપરિચિતપણાંને લીધે જ. એવી ક્રિયામાં કર્તવ્યની દૃઢતા અને કર્તવ્યની નિષ્ઠા શિવાય કો અન્ય વૃત્તિ સ્ફુરતી નથી. જેથી એ ક્રિયામાં આત્માને પોષનાર દૃઢતા અને નિષ્ઠા જ કર્તવ્યઅંગે કેળવાતાં રહે છે.

**સુ૦**—ત્યારે તો ક્ષમાદિક સાત્વિક તત્વોના સેવનને તો અત્ર મુદ્દલે અવકાશ રહેતો નથી ?

**કૃ૦**—ના એમ નથી. ક્ષમા, ઉદારતા, વિશાળતા, ધૈર્ય, સહનશીલતા, શાંતિ આદિક સાત્વિક તત્વોનું સેવન તો આત્માના પોષણરૂપ આવશ્યક છે. એમનું સેવન છતાં, એવી ક્રિયાને માર્ગ આપતાં છતાં પણ જો આત્માની શાંતિ સ્થિર પ્રગાઢ થતી ન હોય તો ક્ષમાદિકના વારંવાર સેવનને અવકાશ આપ્યા પછી જ **સ્વતંત્રતા**ના ક્રિયામાર્ગનો ઉપયોગ કરવો. કે જેથી કરી વિવેક, વિનય, સરળતાદિક તત્વોનો લોપ થાય નહિ. પણ ઉલટાં એ બળપૂર્વક પોષાઈ **સ્વતંત્રતા**ને બળરૂપ થઈ પડે. અને ઉદ્ધત, ઉચ્છૃંખલ, અધીર, ચંચળ અવિચારરૂપ હીન તત્વો નાશ પામતાં આત્માનો આવિર્ભાવ વૃદ્ધિ પામતો રહે.

**સુ૦**—ત્યારે તો બાકી રહેલાં સ્વરૂપ સમજાવો.

કૃ૦—હવે હું તેજ કહું છું.

સુ૦—હું ધ્યાનપૂર્વક જ છું.

કૃ૦—સામવેદ तत्वमसि દ્વારા સ્ફુરતાં **સમાનતા** તત્વનો પ્રબોધ કરે છે.

સુ૦—કેવી રીતે?

કૃ૦—હું એ જ કહું છું.

સુ૦—કહો.

કૃ૦—तत्वमसि એટલે **તે તું જ છે** એટલે કે સ્થૂલ, સૂક્ષ્મ, જડ, ચૈતન્ય, વ્યક્તિ, પ્રાણી, વનસ્પતિ આદિકમાં જે છે તે તું જ છે. એ ભાવના સ્ફુરતા-કેળવાતાં તમો આગળ કહી ગયા-કલ્પી ગયા તે હિંસાયુક્ત ભાવનાનો લોપ થાય છે.

સુ૦—આવી રીતે એ વિરૂદ્ધ ભાવના કેવી રીતે કેળવાઈ શકે?

કૃ૦—અત્ર વસ્તુ સ્થિતિ જોનાર આપણો દૃષ્ટિ દોષ જ વિરૂદ્ધતા દર્શાવે છે. વસ્તુતઃ વિરૂદ્ધતા નથી.

સુ૦—કેવી રીતે?

કૃ૦—જે નાશ થાય છે તે પ્રકૃતિરૂપ પ્રવૃત્તિનો કે અધ્યાસવાળી પ્રકૃતિરૂપ વૃત્તિ માત્રનો. કંઈ **પુરૂષનો** નાશ થતો નથી. જેથી હિંસાયુક્ત ભાવના એ તમારી દૃષ્ટિ દોષની ભ્રમણા માત્ર જ છે પણ સત્યસ્વરૂપ નથી. પ્રકૃતિ પ્રકૃતિનો નાશ કરે એ ભાવનાયુક્ત કાર્ય છે પણ પુરૂષાર્થ પ્રકૃતિનો નાશ કે ક્ષય કરે એ ભાવનાયુક્ત કાર્ય નથી.

સુ૦—એ તો વિષમતા ઉપજાવે?

કૃ૦—એ વિષમતા નથી. પુરૂષાર્થમાં આત્મસ્વરૂપ પ્રાપ્ત કરવા રૂપ વિકાસ ક્રિયા એજ એ એકજ ભાવના હોય છે. પણ પ્રકૃતિ અને પ્રકૃતિના કાર્યમાં તો મોહ, સ્વાર્થ, લોભ, ઈર્ષ્યા, દ્વેશ, દંભ, છળ, પ્રપંચ, ક્રોધ, મદ, અહમ્ ભાવનાદિક અનેક અગણિત ભાવનાઓ આવી જાય છે. આવી ભાવનાઓ અધ્યાસ બળે અનેક પ્રકૃતિરૂપ પ્રવૃત્તિ કે વૃત્તિસ્વરૂપ ઉત્પન્ન કરે છે અને જે કલ્પે અને કલ્પે કલેશ પમાડ્યા કરે છે. પણ આત્માને પ્રાપ્ત કરનાર વિકાસરૂપ પુરૂષાર્થ તો એ સહુ અનેક પ્રકૃતિરૂપ વૃત્તિઓ અને એ વૃત્તિના કલેશનો ઉચ્છેદ કરે છે. માટે જ અત્ર . વિષમતા નથી. પણ એમ ઉચ્છેદ પામતી ક્રિયા, વિકાસક્રિયાનો માર્ગ સરળ

કરી આપતાં એક મહત્ સાધનરૂપ થઈ પડે છે. આ વસ્તુસ્થિતિ ન ગ્રહણ કરી શકવામાં પણ આપણો પ્રકૃતિદોષ જ વિષમતાનો ભાસ કરાવે છે. કેમકે **સમાનતા** સ્વરૂપમાં દ્વેષ, ઈર્ષ્યા, દંભ, છળ, પ્રપંચ, ક્રોધાદિકનો નાશ થાય છે. એ ઉપરાંત વ્યવહારીક દ્રષ્ટિને સત્ય લાગતા સ્વાર્થનો ભોગ આપણાં સમાન સ્વરૂપસહ એકરૂપ થવા ખાતર જ અપાય છે કે જેથી કરી ભેદનો પટાંતર ન રહેતાં આત્માનું અભેદ સ્વરૂપ સિદ્ધ થતું જાય અને એમ આત્મસ્વરૂપ આવિર્ભાવપૂર્વક સ્વસ્વરૂપ પ્રદર્શિત કરે અને સર્વત્ર પ્રકાશમય થઈ રહે.

**યુ૦**—મહાત્મન્, હું વિશેષ પ્રકાશ પામતો જાઉં છું. હવે પ્રેમનુ સ્વરૂપ કહો.

**કૃ૦**—અથર્વ વેદ अयम आत्मा ब्रह्म દ્વારા **પ્રેમનો** ધ્વનિ પ્રબોધે છે. अयम आत्मा બ્રહ્મ એટલે આ આત્મા બ્રહ્મ છે એમ ભાવના સ્ફુરતાં બે સ્વરૂપને સંયુક્ત કરનાર રસરૂપ પ્રેમનો આવિર્ભાવ ઉદ્ભવ પામે, અભ્યાસથી જ એમાં પ્રગાઢ થતાં સર્વત્ર પ્રેમમય થઈ રહેવાય છે એટલે કે આત્મસ્વરૂપ પ્રેમસ્વરૂપમાં જ વિકાસરૂપ પ્રવર્તી રહે છે. પ્રેમ શિવાય અન્ય કો પણ સત્ક્રિયા હોતી, રહતી, પ્રવર્તતી નથી. તમો હમો જુદા નથી એ સ્વાભાવિક અને પ્રચલિત સામાન્ય વ્યવહાર ભાવનારૂપ અનુભવદ્વારા જે અલ્પસ્નેહનુ ભાન હૃદયને થઇ રહે છે એજ અનુભવસિદ્ધ ક્રિયાદ્વારા अयम आत्मा બ્રહ્મરૂપ ધ્વનિથી પ્રેમમાં આવિર્ભાવ પામી કાળની અનન્તતામાં સર્વવ્યાપક રીતે પ્રવર્તી રહે છે. અને એમ થતાં મંદતા, શિથિલતા, ક્ષોભ આઘાતાદિક ક્રિયા નાશ પામતાં રસરૂપ હૃદયનો સાત્વિક ગુણવાળો રેલાટ ધાવન કરતો રહી એ પ્રેમસ્વરૂપનું પોષણ કરતો રહે છે. એજ પ્રમાણે ચારે તત્વો **નિસ્પૃહતા, સ્વતંત્રતા, સમાનતા** અને **પ્રેમ** ઓતપ્રોત એકબીજામાં પરોવાઈ તદ્રૂપ થતાં એ ચાર તત્વોવાળી ચાર ભિન્ન ભિન્ન ભાવનામાંથી એ ચાર ગુણના તદ્રૂપસ્વરૂપવાળી એક જ ભાવના પ્રકટી નીકળતાં એવું એક જ સ્વરૂપ આવિર્ભાવ પામી પ્રકાશમય જ્યોતિરૂપ આનંદસ્વરૂપમાં સતત પ્રવર્તતું રહે છે. એજ **આત્મસ્વરૂપનો** આવિર્ભાવ, કે વિકાસ અને **પુરૂષ** સ્વરૂપની પ્રાપ્તિ.

**યુ૦**—મહાત્મન્, બહુ ઉપકૃત કર્યો.

કૃ૦—પાત્રનાને એજ સંભવે. હવે તો વિકાસસ્વરૂપથી અજ્ઞાત રહેવારૂપ આત્મઘાતકવૃત્તિ કેમ ઉદ્‌ભવ પામે એ તો સહજ સ્પષ્ટ થયું હશે.

યુ૦—( નમસ્કારપૂર્વક ) આજ જ મારાં જીવનની સફળતા સાર્થક થઈ.

કૃ૦—માટે જ હે ધર્મસ્વરૂપ ! આત્માના વિકાસરૂપ કાર્ય માટે કે આત્મસ્વરૂપના વિકાસ અર્થે ભાવનારહિત ભાવનાના પુરૂષાર્થનો આરંભ કરો.

યુ૦—જ્યોતિસ્વરૂપ ! હું આપને જ અધીન છું માટે હવે અત્ર શું કર્તવ્ય છે તે કહો.

કૃ૦—આપણે હૃદયને છેતરીએ નહિ, વૃત્તિને વૃત્તિનો પટ આપીએ નહિ અને અધ્યાસરૂપ પ્રકૃતિસ્વરૂપમાંથી અન્ય પ્રકૃતિસ્વરૂપ ઉત્પન્ન કરીએ નહિ, તેમજ કોઈ પણ વ્યક્તિ આપણને દોષયુક્ત જુએ નહિ તે અર્થે દુર્યોધનને ચેતાવવું, તેને તેની ફરજનું ભાન કરાવવું, તેની સન્મુખ પરિણામનું સ્વરૂપ આલેખવું એ પ્રથમ કર્તવ્ય છે. એ માટે દ્રુપદ પુરોહિત જઈ આવ્યા પછી સંજયના અત્ર આવી જવાથી યોગ્ય પાત્ર દુર્યોધન સન્મુખ મોકલવાની પ્રેરણી થવી જોઈએ.

યુ૦—મહાત્મન્, એવું યોગ્ય પાત્ર અત્ર કોણ છે ?

દ્રુપદ—હે શ્રીકૃષ્ણ, આપ શિવાય અત્ર એવું કો અન્ય પાત્ર નથી.

કૃ૦—હું અવશ્ય જઈશ. અને દુર્યોધનને વસ્તુસ્થિતિ અને કર્તવ્યસ્વરૂપનું ભાન થવા પ્રયત્ન કરીશ. પણ મૂઢ પ્રકૃતિ સ્વમૂઢતામાં કંઈ સમજી શકે એમ નથી. અને છેવટનો માર્ગ તો યુદ્ધ જ છે.

યુ૦—હે કેશવ, આપ જાઓ એમ હું કહી શકું નહિ અને એવાં અન્ય ઉત્તમ પાત્રને અભાવે આપ ન જાઓ એમ પણ કેમ કહી શકું ?

કૃ૦—કર્તવ્ય અંગે એવા સંકલ્પ વિકલ્પની જરૂર નથી. હું અવશ્ય જઈશ અને દોષ ન આવે એમ યથાર્થ કર્તવ્ય અદા કરીશ. હે રાજન્ ત્યાં જઈ દુર્યોધનની સભા મધ્યે દુર્યોધનના ખરાબ ગુણ વિષે જે સંશય હશે તે ટાળી નાંખીશ. ત્યાં સર્વ રાજાઓની સન્મુખ સર્વ પુરૂષોમાં રહેલા તમારા ગુણનું વર્ણન કરીશ અને દુર્યોધનનું જે વિરૂદ્ધ આચરણ છે તે પણ કહીશ એટલે તમો સત્યવાન અને ધર્માત્મા છો એવો નિશ્ચય સહુ કોને થશે. દુર્યોધને લોભ, દ્વેષ, ઈર્ષ્યા અને વૈરથી જે જે આચરણ કર્યાં છે તે તે પણ શહેર, અને દેશનાં મનુષ્ય સમક્ષ આ-

युद्धथी बाळपर्यंत सहु वर्णु आगळ कहीश अने तमारा तरफथी शांतिनी याचना पण करीश. जेथी करी तमने अधर्म स्पर्श करे नहि. अने धृतराष्ट्र तथा सहु कौरवोने सहुको नींदशे. अने एमनो त्याग करवा सहु को प्रेराशे एटले प्रयत्ननी सफळतामां बाकी कशु जेवुं रहे नहि. एम निंदाने पामतां दुर्योधन मृत्युतुल्य थशे एटले बीजुं करवा योग्य होय ते करवुं. अने एम करतां तमारो अर्थ बगडे नहि तेवी रीते सहु कौरवो प्रत्ये जई शांति थाय एवो प्रयत्न करीश अने तेमनो अभिप्राय पण जाणीश.

यु०—एम छतां पण युद्ध न थाय त्यां सुधी ठीक. अल्पथी पण हमो तृप्त थई शकीशुं.

कृ०—हे धर्मरूप, संजये युक्ति प्रयुक्तिद्वारा भय दर्शावता करेला प्रयत्नथी तेमज द्रुपद पुरोहितनां वाक्यथी मूढ प्रकृति दुर्योधन मोहांधपणा अने सत्तानां अभिमान अने मदमां अल्पमां अल्प पण आपी शके एम लागतुं नथी. तेमज दीनतानो आश्रय पण अनर्थरूप छे. दीनताथी तो आत्मतेजनी हानी अने आत्मतेजनो क्षय थाय छे. माटे दीनताथी पांच गामनी पण याचना करवी ए पण योग्य नथी. जेथी करी दुर्योधननी मूढताने लीधे युद्ध शिवाय अत्र अन्य को मार्ग नथी. धर्मश्रेष्ठ, दीनताना आश्रयथी जीविका सधाय नहि.

यु०—त्यारे तो हे अच्युत, काळनी जेवी मरजी!

कृ०—मूढता सामे पुरुषार्थनां बळ शिवाय कशो प्रतिकार होई शके ज नहि.

यु०—हा वस्तुस्थिति जोतां सहु एम ज दीसे छे.

कृ०—काळनी एज क्रिया छे. अने एवी क्रिया परमात्म स्वरूपने अधीन ज प्रवर्ते छे एटले के सृष्टिना प्रकृतिस्वरूप प्रवृत्ति मार्गने अधीन ज प्रवर्ते छे.

यु०—अवश्य, एज सत्य प्रत्यक्ष थतुं जाय छे.

(युधिष्ठिर शांत थतां)

भी०—हे मधुसुदन, कौरवो समीप जई त्यां आगळ शांतिपूर्वक भाषण करशो.' युद्धरूप वाणीथी तेमने भय आपशो मा. कल्याणनो द्वेषी, अत्यंत निष्ठुर हृदय अने मूढमतिशील दुर्योधन क्रोधी छे. माटे एने

સામ ઉપાયે સમજાવશો. હે કૃષ્ણ સ્વભાવથી જ પાપબુદ્ધિવાળો, ચોર સરખાં ચિત્તવાળો, ઐશ્વર્ય મદે કરી મસ્ત, પાંડવ સહ વૈર રાખનાર, તુચ્છ દૃષ્ટિવાળો, કઠોર વાણીયુક્ત, નિંદા કરનાર, ક્રૂર પરાક્રમશીલ, મહા ક્રોધી, પાપકર્મરૂપ છળભેદમાં સદા પ્રવર્તનાર, મરણ પામતાં યે નહિ નમનાર, અતિમાની, મમત ન મૂકનાર અને એના સહાય, એના પ્રેરક અને એના પોષક સહવર્તમાન એવા દુર્યોધન સંગે શાંતિની કથા એ તો અતિ દુષ્કર કાર્ય જ છે. સ્નેહી અને સગાથી વિપરીત ચાલનાર, અધર્મી, અસત્યવાદી, શુભેચ્છકનું કહ્યું ન કરનાર, સદા ક્રોધાવેશ દુષ્ટ પ્રકૃતિશીલ દુર્યોધન તૃણથી આચ્છાદિત સર્પસમ વિષરૂપ અતિ પાપરત છે. પૂર્વે હમો સહુ કૌરવો એક બીજા સાથે હળીમળી મંગે રહી સંગે કરી કુટુંબઆનંદનાં કલ્લોલમાં હમારા દિન નિર્ગમન કરતા હતા તે સહુના નાશરૂપ હવે વિપરીત સમય પ્રાપ્ત થયો છે. હે મધુસુદન એ માટે દુર્યોધનનો ક્રોધ અને એની દુર્મતિ શિવાય અન્ય કારણ શું હોય ? વિખ્યાત અઢાર કુત્સિત નૃપો જેમ પોતાના સગોત્રી, મિત્ર શાળા શ્વસુર આદિક સ્વકુળનો જ નાશ કરનાર, કુળનાં નાશ અર્થે જ ઉત્પન્ન થયા હતા તેમ આ છેલ્લો અંગારરૂપ કાળે પ્રેરિત અને કાળે ઘેરેલ પાપી દુર્યોધન પણ કૌરવોના ક્ષય માટે જ ઉત્પન્ન થયો એમ સ્પષ્ટ જણાય છે. એમ છતાં પણ હે વાસુદેવ કુળનો ક્ષય ન થાય એ માટે એવા ઉગ્ર પુરૂષને ધર્મ અને અર્થસહિત હિતરૂપ કોમળ વચન જ શાંતિપૂર્વક ધીરેથી શ્રવણ કરાવજો. હે કેશવ, હે કૃષ્ણ હમો સહુ દુર્યોધનને તાબે રહીશું. એટલુ જ નહિ પણ હલકા થઈ એને જ અનુસરીશું. આમ હમો ભોગવતાં પણ ભરતકુળનો નાશ મા થાઓ ! કુળના નાશ કરતાં અધિક પરિતાપ આપનાર અન્ય શું હોય ? માટે હે વાસુદેવ, હે શ્રીકૃષ્ણ, કૌરવો સહ હમારી જેમ શાંતિ થાય તેમ જ તમો ત્યાં આચરજો. પણ. કૌરવોને કુળના ક્ષયરૂપ દોષ સ્પર્શ ન કરે એ અવશ્ય જોશો. વૃદ્ધ પિતામહ ભીષ્મ તથા અન્ય સભાજનોને પણ કહેશો કે ભાઈઓનો અન્યોઅન્ય સ્નેહ કાયમ રહો. અને ધૃતરાષ્ટ્ર રાજન્ શાંતિ પામો. ધર્મસ્વરૂપ યુધિષ્ઠિરને શાંતિ જ રૂચે છે. આ ગાંડિવધર અર્જુનને પણ કુળના ક્ષયરૂપ યુદ્ધ પ્રિય નથી, કેમકે પાંડવો સ્વાભાવિકરીતે

જ કોમળ હૃદયશીલ દયાર્દ્ર ભાવવાળા છે, અને એવાં હૃદયને તો શાંતિ જ પ્રિય છે. માટે હે મધુસુદન, કુળનો ક્ષય ન થાય એ અર્થે શાંતિરૂપ આચાર જ પ્રવર્તાવશો.

( ભીમસેનની આવી શાંતિયુક્ત વાણી શ્રવણ કરતાં કૃષ્ણ આશ્ચર્યયુક્ત થઈ રહતાં )

૬૦—હે ભીમસેન ! આજ શું તમને કાળ વિપરીત થયો છે? ભીમસેન ! આજ શું તમોમાંથી શૌર્ય લોપ પામી ગયુ છે? તમારાં હૃદયની આવી શિથિલ વાણી કઈ ફેરગતિનુ સૂચન કરે? રાત્રી અને દિવસ પ્રકોપ પામતા અગ્નિસમ બળ્યા કરતા એવા તમો આજ આવી શિથિલતાને કેમ પ્રાપ્ત થઈ રહ્યા? ધૃતરાષ્ટ્રના પુત્રો ઉપર, ક્રોધાવેશને લીધે રાત્રી અને દિવસ નિદ્રા પણ ન સેવાતા શય્યા ઉપર આળોટતાં ક્રોધાવેશને લીધે બળતાં હૃદયની અસ્વસ્થતાને લીધે એક પડખે પણ તમોથી ન સુવાતાં, ધગધગી બળતા પ્રજ્વલિત ક્રોધાગ્નિની જ્વાળા ચોમેર પ્રસરાવી રહતાં સંસર્ગ માત્રને પણ ક્રોધરૂપ અગ્નિમય કરી મૂકતા એવા તે એકદમ આમ તમો શિથિલતાને શિદ પ્રાપ્ત થઈ રહ્યા? ક્રોધાવેશમાં તમારા શ્વાસોશ્વાસને લીધે તેમજ એવા ક્રોધાવેશરૂપ તમારી અશાંત વાણીને લીધે અજાણ્યા પુરૂષો તમારી ઉન્મત્તમાં ગણના કરતા એવા તમો આજ બુઝાયેલા અગ્નિની રક્ષાસમ નિર્માલ્યતારૂપ શાંતિને કેમ પ્રાપ્ત થઈ રહ્યા છો? સર્વ વસ્તુ તરફ ક્રોધ–પૂર્વક જોતા અને એવા ક્રોધાવેશને લીધે જ વનમાં બ્રાહ્મણ સમુદાય કે અન્ય કોના પણ સંસર્ગ ન કરતાં એકાંતમાં જ કાળક્ષેપ કરતા તો કોક વાર ક્રોધથી રક્ત નયન સહ કાળવસ્ય કાળને જ રોતા તો કોકવાર હે શૌર્યસ્વરૂપ, તમારાં અતુલ શૌર્યના આવેશમાં એજ શૌર્યથી કાળને પણ મહાત કરવા કાળ પ્રત્યે તિરસ્કારપૂર્વક હાસ્ય કરી રહતા પણ જેનાથી આનંદપૂર્વક હાસ્ય રાત્રીદિવસ કદિયે થયુ નથી એવા તમો ઉછળતા સમુદ્રરૂપ ઉછળતાં વિચિસ્વરૂપનો ત્યાગ કરી, શૌર્યરૂપ બળાન્વિત ગતિનો ભંગ કરી, સ્થિર, સ્તબ્ધ, બંધ જળસમ ગતિને આજ તમો કયા પ્રભાવથી પ્રાપ્ત થઈ રહ્યા છો? રાત્રીદિવસના શ્વાસો-શ્વાસ પણ ગદાથી દુર્યોધનનો નાશ કરવા પોકારી રહતા તે ઉગ્ર

શ્વાસોશ્વાસ પણ હે શૌર્યશીલ આજ તમોમાં શા અર્થે લુપ્ત થઇ રહ્યા ? અરે એટલુ જ નહિ પણ ઉલટા તમો તો આજ એ કુત્સિત દુર્યોધનને અધીન એના સેવકરૂપ થઈ રહો એવી અસંભવ્ય ક્રિયા માટે પણ તમારૂં ઉર તત્પર થઈ રહ્યું છે એ અહો બળરૂપ ! તમોમાં કઈ શૌર્યની ગતિનું સૂચન કરે ? અહો ભીમસેન ! આજના આવા તમારા ઉરભાવથી હુ આશ્ચર્યવત જ થઈ રહુ છું. ખલ અને સજ્જન પુરૂપનો યોગ તો કો પણ કાળે હોઈ શકતો જ નથી. તો એવા ઉભય તમો વિરૂદ્ધ ક્રિયારૂપ ઓતપ્રોત સુખશાંતિમાં પણ કેવી રીતે વિચરી વર્તી કે રહી શકો ? ભીમસેન, અહો બળરૂપ ! શુ કાયર પુરૂપના નિર્વેદ તો તમને ધેર્યા નથી ? પ્રસંગ પ્રાપ્ત થતાં આમ નિર્વેદ પામી જવું એ તો હે શૌર્યશીલ ! કાયરતાનું જ લક્ષણ છે ! તો હે ભીમસેન એવી કાયરતાનો તમોમાં આજ આવો ઉદ્ભવ ક્યાથી ? જ્યાં સંભવની પણ કલ્પના કરી શકાય નહિ ત્યા કાયરતાના આવા ઉદ્ભવથી તો પ્રાણીમાત્રમાં વિરૂદ્ધ ક્રિયારૂપ ભાવોથી તો હું આજ આશ્ચર્યચકિત જ થઈ રહુ ! એવા ભાવો તો ક્ષુદ્રપ્રાણીમાં જ પ્રવેશી શકે પણ હે ભીમસેન તમો જેવા શૌર્યશીલ પુરૂપમા તો એવા ભાવોનો કદિયે પણ સંભવ હોઇ શકે જ નહિ ! ત્યારે શુ ભયે તો તમારા ચિત્તનુ આવરણ કર્યું નથી ? અથવા તો શું દીનતારૂપી કંપ તમારા હૃદયને ઘેરી પીડતો તો નથી ? ન તો ક્લેશને જ આપનાર દુષ્ટ પુરૂપની મૈત્રી અને એવી મૈત્રીથી જ આનંદ અનુભવ લેવા આવી રીતે કેમ તત્પર થઈ રહો ? અવિચારી, દુષ્ટ, પાપી, લોભી અને મૂઢ પુરૂષો કો પણ કાળે સ્વપ્રકૃતિનો ત્યાગ કરી શકતા નથી તો હે ભીમસેન એવા પ્રકૃતિ સંગ તમોમાં રહેલ સદા દેદિપ્યમાન, ઉજ્જવળ, પ્રકાશમય પ્રકૃતિનો યોગ પણ કેવી રીતે હોઈ શકે ? એવા યોગનો સંભવ પણ કેમ કરી શકાય ? અરે એટલુ જ નહિ પણ એવા યોગનો આવિર્ભાવ પણ કેમ પામી શકે ? તો હે ભીમસેન, આવી મિથ્યા અને દીનતારૂપ વાણીથી કયાં શ્રેય કે કયાં ફળની ઇચ્છા રાખી રહ્યા છો ? ભીમસેન હા સત્યસ્વરૂપ તો આજ છે કે આપણા આત્મધર્મ, એ આત્મધર્મના સર્વવ્યાપકપણાં અંગે આપણા ઉરધર્મ અને સજ્જન પુરૂષોની નીતિ આદિને અંગે એજ સ્વરૂપનાં ઉત્કૃષ્ટ નિયમવર્તનને અનુસરતાં વસ્તુસ્થિતિનાં

સ્વરૂપનું અન્યના ઉરને ભાન કરાવવું અને એમ કરતાં ન્યાયનું યોગ્ય તુલનાશક્તિદ્વારા નિરૂપણ કે સ્પષ્ટિકરણ કરી સર્વત્ર સત્ય સ્વરૂપનું જ દિગ્દર્શન કરાવવું એજ હે શૌર્યશીલ આત્મરૂપ કર્તવ્ય છે કે એજ સર્વ-વ્યાપક આત્માનો ધર્મ છે. પણ હે શૌર્યરૂપ, એવાં કર્તવ્યમાં દીનતા, કાયરતા, વિહ્વળતા અને ભીરૂતાનો તો કદિયે સમાવેશ થતો નથી. તો ભીમસેન આત્મધર્મનું સેવના કરતા એવા તમોમાં આજ આવાં દીન, કા-યર, વિહ્વળ અને ભીરૂ તત્વોનો ઉદ્દ્ભવ ક્યાંથી ? તો એજ તત્વોનો પ્રભાવ તમોને શા અર્થે ઘેરી રહે એજ હું તો હે ભીમસેન આજ આશ્ચર્ય-ચકિત્ જોઈ રહું છું. હે શૌર્યરૂપ આવી સ્થિતિમાં કુળધર્મ અને કુળ-કર્મનો પણ વિચાર કરો. અને કોઈ પણ પ્રકારની ગ્લાનિ, ખેદ કે ક્લેદરહિત આમ પ્રાપ્ત થતી વિષમતાનો પણ હે ભીમસેન તમો સર્વથા ત્યાગ કરો. નૌકારહિત મનુષ્ય જેમ સમુદ્રજળમાં ડૂબે છે તેજ પ્રમાણે આ પાંડુપુત્રોનાં મન પણ દુઃખરૂપ સમુદ્રમાં, આવી તમારી વિષમકૃતિથી ડૂબતાં જણાય છે. તો હે શત્રુમર્દન ! હે શત્રુદમન ! તમો આત્મરૂપ ધર્મને જ સત્વર પ્રાપ્ત થાઓ. એજ પરમ કર્તવ્ય છે ! એજ પરમ ધર્મ છે અને હે શૌર્યશીલ એજ પરમ શ્રેય છે ! ! !

( કૃષ્ણની આવી વાણીથી ચમકી ઉઠતાં )

**ભીમ**—હે અચ્યુત, હે જનાર્દન, યુદ્ધ વિષેની મારી નિષ્ઠા મુદ્દલે ડગી નથી. સત્ય પરાક્રમશીલ એવા મને હે કૃષ્ણ શુ તમો જાણતા નથી ? હે દાશાર્હ ! લાંબા કાળના સંસર્ગથી મારી સત્યતા અને મારી સત્યનિ-ષ્ઠાને પણ તમો સારી રીતે જાણો છો. હ્રદમાં તરતો પુરૂષ જેમ એ હ્રદનું ઉંડાણ જાણી શકતો નથી તેમ તમો પણ મને જાણી શક્યા નથી. એથી જ આવી રીતે તમો મારો તિરસ્કાર અને મારાં શૌર્યની અવજ્ઞા કરો છો. સ્વબળની પ્રશંસા કરવી એ તો સર્વથા આર્યપુરૂ-ષનું કર્તવ્ય નથી. એમ છતાં પણ હે વૃષ્ણિનંદન તમારી વાણીથી પીડાતો એવો હું બળપૂર્વક કહું છું કે

## શાર્દૂલવિક્રીડિત

ત્વ્રભાવે મુજ ભુજ આ બળ જુઓ, ઘૌપૃથ્વી દાબે કદા
કો પ્રાણી જીવી પ્રાણુરક્ષણ કરે ભુજા પીડે જો યદા ?

ના, ના, ઇંદ્ર વ હિમવાન સુર કો રક્ષે ભીડી હામ એ
જે જે ક્ષત્રી ચૂરો થયા પગ તળે જોતા ન શું આપ યે ? ' ૫૮૧

હે અચ્યુત **ઉપજાતિ**

પ્રસંગ ભૂલો કદિ આમ એ શું ?
યુદ્ધે તુ જોશો બળ ઉગ્ર જે હુ'
કંપુ ન ભેથી ત્રણુ લોક સામે
દયાર્દ્ર થાતાં વહી વાણી આમે ! ! ૫૮૨

હે મધુસુદન, મેં જે કંઈ પણ કહ્યું હોય તે તો કુરૂકુળનો ક્ષય ન થાય તે માટે જ દયાર્દ્ર થઈ કહ્યુ છે. અને નહિ કે કંઈ મનની વિહ્વળતા, ભય, હૃદયનાં કંપ, દીનતા કે કાયરતાથી. દયા અને સ્નેહ એ પણ હૃદયના ધર્મ છે. અને જે મેં કંઈ કહ્યું હોય તેતો એજ હૃદયધર્મને અનુસરીને જ હોય.

કૃ૦—હે શૌર્યરૂપ ! મે જે કંઇ પુછ્યુ હોય તે પણ તમારા મનનો ભાવ જાણવા અર્થે જ અને નહિ કે તમારો તિરસ્કાર કે તમારાં શૌર્યની અવજ્ઞા કરતાના હેતુથી. અથવા તો નહિ કે તમારા મુખે તમારાં બળનાં શ્રવણાર્થે. હે ભીમસેન તમારૂં માહાત્મ્ય, તમારૂં બળ અને તમારાં કર્મ એ સહુ હુ સારી રીતે જાણું છું. તમો ધારો છો તેથી પણ અધિક કુશળતા હું તમોમાં માનું છું. એમ છતાં પણ કાળબળે શરીરમાંયે નિર્વેદ કે નિર્વીર્યતા પ્રસંગોપાત જણાઈ આવે છે કે એવાં સ્વરૂપ આવિર્ભાવ પામી રહે છે. તેથી જ એ સ્વરૂપતો તમોમાં આવિર્ભાવ નથી પામી રહ્યાં એ હેતુથી મેં જે કંઈ પણ વાણી કહી હોય તે ાય ! યુદ્ધનું પરિણામ સદા. અનિશ્ચિત જ હોય છે ત્યાં આપણું બળ પણ પ્રસંગે ફળસિદ્ધિ અર્પનાર થઈ પડતું નથી. એમ છતાં પણ ખેદયુક્ત થવું નહિ, તેજરહિત રહેવું નહિ, મૂર્ચ્છા, ગ્લાનિ કે ભય પામવું નહિ, દીનતામાં ડૂલવું નહિ, અને દયાર્દ્રતામાં લેવાઈ કર્તવ્યનો લોપ કરવો નહિ એજ આર્યપુરૂષનું આર્યત્વ છે. અને મારે જે કહેવાનું હોય તે પણ એજ છે. હે પાંડવ કાલે હું ધૃતરાષ્ટ્ર સમીપ થઈશ અને તમારા અર્થને હાની ન થાય એમ શાંતિ કરવા પ્રયત્ન કરાશ. અને તેમ થતાં શાંતિ થશે તો સૃષ્ટિ માત્રને ઘણો યશ પ્રાપ્ત

થશે અને તમારૂં કાર્ય થશે તેમજ એ કૌરવોનું પણ ઉત્તમ શ્રેય થશે. પણ જો કૌરવો નહિ જ માનશે તો યુદ્ધરૂપ મહા ભયંકર અનર્થ થશે અને એમ થતાં યુદ્ધનો સહુ ભાર હે ભીમસેન તમો અને આ અર્જુનને શિર જ છે. મને પણ યુદ્ધનો કોડ છે છતાં પણ આ અર્જુનની ઇચ્છાથી હું તો અર્જુનનું સારથીપણું જ કરીશ.

**અર્જુન**—હે પ્રભુ! સારી રીતે સંપાદન કરેલુ કર્મ સફળ થયા વિના રહતું નથી. માટે હે કૃષ્ણ, શત્રુ સાથે જે રીતે સંપ થાય તે પ્રમાણે કરો. બુદ્ધિમાન પુરૂષને કંઈ પણ અસાધ્ય હોતું નથી. ફળનો ઉદય ન હોય ત્યાં પણ યત્નથી ફળ પ્રાપ્ત થાય છે. કૌરવ અને પાંડવના તમો મુખ્ય સંબંધી છો. માટે એ ઉભયનું કલ્યાણ થાય એમ કરો. હે કૃષ્ણ! દુરાત્મા દુર્યોધન સંગે જે કરવા યોગ્ય હોય તે અવશ્ય કરશો. તે અને હમો વચ્ચે સમાધાન થાઓ વા તમારી ઇચ્છા પ્રમાણે થાઓ! દ્યૂત વાસ્તે બોલાવેલા યુધિષ્ઠિર પોતાનો પ્રાણત્યાગ નજીક આવ્યો તોયે પાછા ન હઠયા. ત્યારે ક્ષત્રીસ્વરૂપ હમો હસ્તમા ધનુષ છતે, અધર્મે કરી દુર્યોધનથી જીતાયેલા એવા વન ચાલી નીકળ્યા ત્યારથી મારે પણ દુર્યોધન વધ કરવા યોગ્ય જ છે. સભા મધ્યે દુર્યોધનાદિક પાપાત્માએ દ્રૌપદીને જે કલેશ આપ્યો હતો તે તો તમો સારી પેઠે જાણો છો. અને એ સહુ પણ હમોએ સહન કર્યું અને હજી પણ સામભેદથી સંપ રહતો હોય તો એ પણ હજી સહન કરી લઈશું. એ સહુએ છતાં પણ દુર્યોધન સારી રીતે વર્તે એમ દિસતું નથી. માટે હે કૃષ્ણ પાંડવના હિતાર્થે જે કરવું યોગ્ય હોય તે આશ્રય કરો. અને યુદ્ધથી જ જો નાશ યોગ્ય ધારતા હો તો તેમ પણ થાઓ!!! એમાં વિચારવા જેવું કશુંયે નથી. હે શ્રીકૃષ્ણ આપનો વિચાર એજ હમને તો કર્તવ્યરૂપ છે.

**કૃ૦**—હે મહાબાહો! હું મારાથી બનતો પુરૂષાર્થ કરીશ. પણ દૈવકર્મ અન્યથા કરવા કદિ પણ સમર્થ થવાય નહિ. દુર્બુદ્ધિશીલ દુર્યોધન ધર્મ અને અર્થને બાજુએ મૂકી સદા પ્રવર્તતો રહે છે અને એવાં હીનકર્મથી એ કદિયે તપાયમાન પણ થતો નથી કે એનું હ્રદય કંપતું પણ નથી. ઉલટાં હીનમતિશીલ એના મંત્રિઓ, શકુની, કર્ણ અને દુઃ

શાસન એની એ પાપિષ્ટ બુદ્ધિમાં વૃદ્ધિ કરતા રહે છે. માટે પરિવાર સહિત નાશ પામ્યા વગર દુર્યોધન રાજ્યવિભાગ આપીને શાંતિને પામે એમ લાગતું નથી. ત્યારે આ ધર્મસ્વરૂપ યુધિષ્ટિર તો પ્રણિપાત કરે છે અને તેમ કરતાં રાજ્યનો ત્યાગ તો ઇચ્છતા નથી. અને એ દુર્બુદ્ધિશીલ યાચનાથી રાજ્યવિભાગ આપે એમ નથી. માટે હે ભારત! વૃથા દીનતા દર્શાવી, યુધિષ્ટિર કહે તેમ કરવા હું ઇચ્છતો નથી. એમ છતાં પણ તમારૂં અને કૌરવનું કુશળ થાય એમ કરીશ. પણ પાપરૂપ દુર્યોધનને એ રૂચશે નહિ. અને દુર્યોધન એમ પણ જ્યારે માનશે નહિ ત્યારે એ દુર્યોધન જગતને પણ વધ કરવા યોગ્ય જ દીસશે. તેમ જ મારે પણ એમ ગણવા લાયક થશે. યુધિષ્ઠિરની લક્ષ્મી જોઈ બાળપણથી તમારો દ્રોહ કરતો આવેલો એ દુર્યોધન શાંતિને કેવી રીતે પામી શકે? તમો અને મારા સ્નેહ વચ્ચે પણ ભેદ પાડવારૂપ મને ડગમગાવવારૂપ પ્રયત્નો પણ એ કર્યા વિના રહ્યો નથી. માટે હે પાર્થ વાણી અને કર્મવડ મારાથી જે કરી શકાશે તે હું અવશ્ય કરીશ. પણ શત્રુ સંગે હવે શાંતિની ઇચ્છા તો વૃથા જ સમજવી. વિરાટનગરનાં ગોગ્રહ સમયે ભીષ્મે તમો પાંડવને ભાગ આપવા માર્ગમાં યાચના કરી અને તમો સહ સંધી કરવા કહ્યું તોયે પણ એ દુર્યોધને માન્યું નહિ. અને થોડું રાજ્ય પાછું આપવામાં પણ તે રાજી જણાયો નહિ. એમ છતાં પણ ધર્મસ્વરૂપ આ યુધિષ્ટિરની આજ્ઞા પ્રમાણે મારે કરવું એજ યોગ્ય છે.

**નકુલ**—હે માધવ! ધર્મજ્ઞ ધર્મરાજ, ભીમસેન અને અર્જુનની વાણી તમો એ શ્રવણ કરી અને તમારો અભિપ્રાય પણ તમોએ વારંવાર પ્રદર્શિત કર્યો. એમ છતાં પણ હે પુરૂષોત્તમ! પ્રસંગે તમને જેમ યોગ્ય લાગે તેમ વર્તજો. હે કેશવ, જેવાં જેવાં નિમિત્ત તેના પ્રમાણમાં મતભેદ પણ હોય. તેમ છતાં હે શત્રુને દમનાર મનુષ્યને પ્રસંગે જેમ યોગ્ય હોય તેજ પ્રમાણે સદા વર્તવું. મનુષ્યની બુદ્ધિ સદા કાળ સરખી હોતી નથી. તેથી પ્રથમ કરેલ વિચાર અન્ય પ્રસંગે કે અન્ય પ્રસંગને માની બદલાયા વિના રહતો નથી. હે શ્રીકૃષ્ણ વનવાસમાં જ્યારે હમો વિચરતા હતા ત્યારે હમારી બુદ્ધિ જુદી હતી. ગુપ્તવાસ સમયે વળી

તેથી પણ જુદી જ હતી. અને આ પ્રસિદ્ધિના સમયે અન્ય મતિ જ ઉદ્દભવ પામી રહે છે. હે વાર્ષ્ણેય! હાલ રાજ્ય વિષે હમને જે આદર છે તે વનવાસ સમયે ન હતો. હે જનાર્દન, હે શૌર્યસ્વરૂપ! વનવાસથી નિવૃત્ત થતાં આ સાત અક્ષૌહિણી સેના તમારા પ્રસાદથી અત્ર એકત્ર મળી છે. અચિંત્ય બળ, પરાક્રમ, અને પુરૂષમાં સિંહરૂપ તથા શસ્ત્રધારી એવા આ એકત્ર થયેલ યોદ્ધાઓને જોઇ કયો પણ પુરૂષ વ્યથા ન પામે? હે અચ્યુત કૌરવની સન્નિધિમાં આરંભે શાંતિયુક્ત અને અંતે ભયયુક્ત વાણી તમો બોલશો. ધર્મરૂપ યુધિષ્ઠિર, શૌર્યરૂપ ભીમસેન, અજીત જીષ્ણુસ્વરૂપ અર્જુન, હું અને સહદેવ તેમજ તમો બળરામ મહાપરાક્રમી સાત્યકી, પુત્રે સહિત વિરાટ અને દ્રુપદરાય ધૃષ્ટદ્યુમ્ન, પરાક્રમી કાશીરાજ તથા ચેદી દેશનો અધિપતિ ધૃષ્ટકેતુ એ સહુની સામે કયો પણ પુરૂષ યુદ્ધ કરી શકે? હે નિષ્પાપ, વિદુર ભીષ્મ દ્રોણાચાર્ય તથા બાહ્લિક એટલા શ્રેય જાણવામાં સમર્થ છે. માટે એ સહુને કહેશો એટલે એઓ ધૃતરાષ્ટ્ર તેમજ અમાત્યે સહિત પાપાત્મા દુર્યોધનને પણ સમજાવશે. હે જનાર્દન! જ્યાં શ્રવણ કરનારમાં વિદુર અને કહેનારમાં તમો છો ત્યાં કયું શ્રેય આવી ઊભું ન રહે? અને ગયેલી બાજી પણ ફરી કેમ ન હસ્ત આવે?

**સહદેવ**—હે અરિંદમ! ધર્મસ્વરૂપે કહેલ ધર્મ એ સનાતન ધર્મ છે. તમો તો જે રીતે યુદ્ધ થાય તેજ રીતે વર્તજો. હે દાશાર્હ કદાપિ કૌરવો પાંડવ સંગે શાંતિ કરવા ઇચ્છે તો પણ એ કૌરવો સંગે તો યુદ્ધ થાય એવી જ યોજના કરજો. સભામાં આણેલી દ્રૌપદીને જોયા પછી દુર્યોધનને માર્યા શિવાય મારો ક્રોધ હે જનાર્દન કેવી રીતે શાંતિને પામી રહે? હે શ્રીકૃષ્ણ, કદિ ભીમસેન, અર્જુન તથા ધર્મરાજ યુધિષ્ઠિર ધર્મિષ્ટ થતા હોય તો ભલે એઓ એમ થાઓ. પણ હું તો ધર્મને મૂકી સંગ્રામમાં એ કૌરવ સંગે યુદ્ધને જ ઇચ્છું છું.

**સાત્યકી**—હે મહાબાહો! હે શ્રીકૃષ્ણ યાદવશ્રેષ્ઠ, મહા બુદ્ધિમાન સહદેવે કહ્યું કે "દુર્યોધનને માર્યા પછી જ મારો ક્રોધ શાંત થશે" એજ વાણીસત્ય છે. ચીર તથા મૃગચર્મનાં વસ્ત્ર ધારણ કરનાર એવા પીડા પામતા દુખિત પાંડવોને વનમાં જોઈ હે મહાબાહો તમને પણ ક્રોધ

વ્યાપી રહ્યો હતો તે શું ભૂલી ગયા? માટે હે પુરૂષોત્તમ, શૂરવીર માદ્રીપુત્ર સહદેવે જે વચન કહ્યાં તેજ વચન સર્વ યોદ્ધાઓને પણ માન્ય જ છે.

**અન્ય યોદ્ધાઓ**—(ગર્જનાપૂર્વક) યુદ્ધ! યુદ્ધ! અને યુદ્ધ! હે જનાર્દન યુદ્ધ એજ હમને તો જોઈએ છે. હે મુરારી, યુદ્ધ શિવાય અન્ય પ્રતિકાર હમને જોઈતો નથી. હમારા અંગો અંગે હે કેશવ યુદ્ધનો જ ધ્વનિ વ્યાપી રહે છે. અંગ માત્રમાં યુદ્ધનો ગર્જનારૂપ આવેશ જ સ્ફુરી રહે છે. અને હમો તો આ પરાક્રમી સાત્યકીનાં જ વચનને પ્રશંસાપૂર્વક વધાવી લઈએ છીયે. માટે હમો સહુને તો યુદ્ધ! યુદ્ધ અને યુદ્ધ જ જોઈએ. (ગર્જનાનો ધ્વનિ શાંત પડતાં)

**કૃ૦**—હે સેનાનીઓ અને સૈનિકો, આમ આકળા મા થાઓ. કાળે એજ નિર્માણ કર્યું છે. (એટલે)

**દ્રૌપદી**—હે મુરારી, હે શ્રીકૃષ્ણ! ધર્મરૂપ યુધિષ્ઠિર, આ શૌર્યરૂપ ભીમસેન અને આ ગાંડિવધર અર્જુનની વાણી તો તમે શ્રવણ કરી. આ ભીમસેનની કાયરતા કે શિથિલતા જોઈ મારા અંગમાં અશ્રુનો પ્રવાહ શમતો નથી એ પણ તમો જુઓ છો. દ્યૂતરૂપ છદ્મ છળ પ્રપંચતા તેમજ દુષ્ટતા અને ધૃષ્ટતાદિકથી હમો સહુ કેવી દશાને પ્રાપ્ત થયાં એ સહુ પણ તમો સારી રીતે જાણો છો. એમ છતાં પણ એ દુષ્ટ અને અધમ પુરૂષોની અગ્નિરૂપ જ્વાળાથી બળતી એવી મારાથી વદાય વગર રહેવાતું નથી કે

**શાર્દૂલવિક્રીડિત**

ખેંચી વેણી સભા વિષે બળ કરી દુઃશાસને ગર્વમાં
ગોરૂપે સહુ ભોગ્ય વસ્તુ બનતાં નગ્ના કરી કાય ત્યાં!
દાસીરૂપ કટુ શુણું વચન જ્યાં ભીષ્માદિકો દેખતા
એ એ રૂપશું અંગ લ્હાંય ધીકતાં ઉગ્રત્વ કો સાંખતા? ૫૯૩

હે મધુસૂદન! હે મધુસૂદન! આર્યત્વના ભાવવાળા આ સહુ શૂરવીર પાંડુપુત્રો છતાં આવી મારી વિપરીત અને આવી અતિ વિશમ દશા પણ શા અર્થે? હે દૈત્યારી (હસ્તે કરી વેણી બનાવી)

ઇંદ્રવજ્રા

ખેંચાયલી આ મમ વેણી જુઓ
અગ્નિ શુ જાતા !–તન કષ્ટ આ કો ? !!
પાડુ વધુ !–સ્વામી હું પંચ પામી '
ના, ના, હું શાંતિ! હીન અંગ સ્વામી !!! ૫૯૪

ધિક્ ધિક્ તુ અર્જુન વ શૌર્યરૂપો
હા દુષ્ટ જીવ્યે તન શૂર લુટયાં ! !
આ ધૃષ્ટદ્યુમ્ન ભગિની હું જુઓ
પિતા છતાં દ્રુપદ કષ્ટ આ કો ? !! ૫૯૫

હે કૃષ્ણ ! હે કેશવ ! આવાં બળયુક્ત સંબંધવાળી છતાં મારા સરખી આર્ય સ્ત્રી શું આવાં અકલ્પ્ય કષ્ટ ભોગવવા યોગ્ય છે ? જાણે આટલું કષ્ટ પણ પુરતું ન હોય તેમ આ ભીમસેન અને અર્જુનને પણ હું યુદ્ધથી વિમુખ થતા જોઉં છું. હે મુરારી, શું એ સહુ હજી પણ સાંખી શકાય એમ છે ? મારાથી તો હવે વધુ સાંખી શકાય એમ નથી. હે કૃષ્ણ ! હે કેશવ

શાર્દૂલવિક્રીડિત

જો ત્યાં યુદ્ધ નહિ કરે કૃપણ એ, જીષ્ણુ વ ભીમાદિકો
પિતા આ મમ પંચ પુત્ર સહિતે યુદ્ધે હણે શત્રુ તો
શૌર્યે આ અભિમન્યુ તેજપુંજ જે સંહાર શત્રુ કરે
જ્યાં ધૂલિ નહિ અંગ રિપુ રખડે શાંતિ હું ક્યાં ક્યાં વળે ?!! ૫૯૬

હે મધુસૂદન ! એ દુષ્ટ દુઃશાસનનાં કપાયલાં રક્તયુક્ત અંગને ગૃધ અને શિયાલાદિકને ખાતાં પીખતાં જ્યાં સુધી હું જોઉં નહિ ત્યાં સુધી હે મુરારી આ મારા અંગનો પરિતાપ કદિ પણ શમી શકે એમ નથી. સંજય દ્વારા ધર્મરૂપ યુધિષ્ઠિરે પાંચ ગ્રામ માગ્યાં તે પણ એ નીચ અને પાપી દુર્યોધન આપવા ના પાડે છે તો હે વાસુદેવ રાજ્ય વગર હમને શાંતિ કેવી રીતે હોઈ શકે ? એ લોભી દુષ્ટ અને ધૃષ્ટ દુર્યોધન સંગે સામ અને દામે કરી અર્થસિદ્ધિ હોઈ શકે એમ નથી. માટે એ દુર્યોધન તો કહિયે પણ દયાને પાત્ર નથી. એને તો એનાં પાપફળ રૂપ સત્વર જ સજા થવી જોઈએ અને પાંડવોને એમ

કરવું એજ કર્તવ્યરૂપ અને ધર્મરૂપ પણ છે. એમાં જ એ પાંડવોનો યશ છે અને એથી જ હે મધુસૂદન ક્ષત્રીયોને પણ સુખ થશે. હે દાશાર્હ, સ્વધર્મવિષે નિષ્ઠાવાન અને સ્વધર્મને આચરનાર ક્ષત્રીયે તો જે ક્ષત્રી લોભી કે જે ક્ષત્રી અક્ષત્રીય હોય તેને અવસ્ય હણુવો એજ ક્ષાત્રધર્મરૂપ છે. હે જનાર્દન ન મારવા લાયકને મારવાથી દોષને પ્રાપ્ત થવાય છે તેમજ હણુવા લાયકને પણુ ન હણુવાથી દોષને પ્રાપ્ત થવાય છે. એમજ ધર્મજ્ઞ પુરૂષોની વાણી સિદ્ધ કરે છે. હે મધુસૂદન એમ જો ન હોય તો એવા અધર્મીઓથી જ આખું જગત ઉભરાઈ રહે. માટે હે કેશવ, હે દૈત્યારી, એ લોભી, ધૃષ્ટ, કપટી, દંભી, પાપી અને દુષ્ટ પુરૂષોનો તો જેમ સત્વર નાશ થાય તેમજ કરો. અને એમ કરતાં તમને દોષ ન પ્રાપ્ત થાય એ પણુ જોશો. હે શ્રીકૃષ્ણુ, પ્રદિપ્ત અગ્નિસમ પ્રજ્વલિત–રહેતા ઉગ્ર ક્રોધને શમાવતાં તેર વર્ષ તો વીતી ગયાં અને હજી પણુ તમો ધર્મ વિચારવા જાઓ છો! હા કેશવ! હા કેશવ! એ દુર્જનોનાં વાણીરૂપ શલ્યથી પીડા પામતું આ મારૂં હૃદય હ્યાં ચીરાઈ જાય છે, મારો કંઠ ગદ્ગદ્ બને છે, અને આ નયન પણુ અશ્રુપૂર્વક વહ્યાં જાય છે. માટે હે મમ સખા હવે તમને જેમ યોગ્ય લાગે તેમ કરો.

(આટલુ વદી દ્રૌપદી વિરામી જતાં)

**કૃ૦**—હે યાજ્ઞસેની, હે દ્રૌપદી, હવે તમને આવા શોચનો પ્રસંગ મા હો! થોડા સમયમાં જ કૌરવોની સ્ત્રીઓને તમો રોતી જોશો. આ ધર્મરૂપ યુધિષ્ઠિરની આજ્ઞાથી ભીમસેન, અર્જુન, નકુળ અને સહદેવ મંગે દૈવ ઇચ્છાને જ અનુવસ્ય વર્તતાં બંધુ અને સ્વામી રહિત એ સહુ કૌરવોની સ્ત્રીઓને રોતી કરીશું. ધૃતરાષ્ટ્રના પુત્રો જો મારાં વચન શ્રવણુ કરી ધ્યાન પર ન લેશે તો પકવ થયેલ ફળ માફક કાળબળે અવસ્ય તેઓ નાશને જ પામતાં ભૂમિ ઉપર લાંબુ શયન કરશે. હે પાંચાળી આ મારૂં વચન કદિ પણુ મિથ્યા થશે નહિ. આજ મારી સત્ય પ્રતિજ્ઞા છે. માટે રૂદન મા કરો! થોડા જ સમયમાં પતિ સહ લક્ષ્મીયુક્ત ભોગને તમો પ્રાપ્ત થશો.

**અર્જુન**—હે કેશવ, તમો કૌરવ અને પાંડવ એમ ઉભયના સગા છો. વળી

ઉભયને પ્રિય છો માટે ઉભયનું કુશળ થાય એમ કરશો.

કૃ૦—હે પાર્થ! કાલરોજ સૂર્યોદયે જન્મ નક્ષત્રથી આઠમાં મુહુર્તમાં, કાર્તિક માસનાં રેવતી નક્ષત્રમાં તથા શરદના અંત અને હેમંતના સમારંભમાં, ધાન્યથી ભરપૂર ભૂમિનાં સુખરૂપ કાળમાં હું દુર્યોધન પ્રત્યે જઈશ અને સમયને જેમ યોગ્ય લાગે તેમ વર્તીશ. ત્યાં કુરૂસભા આગળ દુર્યોધનના ખરાબ ગુણ વિષે જે સંશય હશે તે સહુ ટાળીશ. નૃપસમૂહમાં તમારા ઉત્તમ ગુણોનુ કથન કરીશ; અને દુર્યોધનની જે ઉલટી રીતો છે તેનું પણ કથન કરીશ. અને એમ થતાં જે યોગ્ય માર્ગ હશે તે આપોઆપ જ આવિર્ભાવ પામી રહશે.

યુ૦—હે જનાર્દન એમ હો! પણ હે ભગવાન્ ત્યાં જતાં પ્રથમ હમારી માતુશ્રી કુંતીનું સારી રીતે આશ્વાસન કરજો. હે શ્રીકૃષ્ણ, હે વાસુદેવ, જે અબળા બાળપણમાં હમને વૃદ્ધિ પમાડતી, દુર્યોધનના ભયથી હમારૂ રક્ષણ કરતી, અને જે વળી દેવતા વડિલ અને અતિથિની પૂજામાં સદા તત્પર રહે છે, જેનામાં વાત્સલ્યભાવ અંગેઅંગ વ્યાપી રહ્યો છે, જે હમારે માટે સદા દુઃખ, કષ્ટ અને ઉપાધીનું સેવન કરે છે, અને જે હમારે લીધે જ અનેક આપત્તિઓને પામી રહી છે કે જેવાં દુઃખ પામવા એ રાજ્ય માતુશ્રી યોગ્ય નથી તેને સર્વ પ્રકારે કુશળ પૂછી એવી હમારી માતુશ્રીનું હમો તરફથી તેમજ તમો પણ યથાયોગ્ય સાંત્વન કરજો. પુત્રશોકે અત્યંત કષ્ટ પામતી એવી એને હમારા સાષ્ટાંગ પ્રણામ કહેજો. અને હમારા તરફથી આશ્વાસનયુક્ત વચન પણ કહેજો. હે અરિંદમ શ્રીકૃષ્ણ આવિવાહ સમયથી શ્વસુરપક્ષ તરફથી સુખ ન પામતા દુઃખ, કલેશ, કષ્ટ અને તિરસ્કારનો જ જે અનુભવ કરે છે એવી હમારી પૂજ્ય માતુશ્રીને કહેશો કે દુઃખ ટાળવાનો સમય આવતાં કલેશ પામતાં એવાં તમોને હું અવસ્ય સુખ આપીશ. હે કેશવ

### શાર્દૂલવિક્રીડિત.

હા જાતાં વનવાસ પુંઠળ અહો પીડા થકી દોડતી!
આક્રોશે તન કલેદ વ્યાપી રહતાં "હા પુત્ર" હા પુત્ર હો!!"
મૃત્યુએ અહી હોય જો કદિ ન એ, આશ્વાસનો ત્યાં કરો
માતા જ્યાં સુત આધિયુક્ત બળતી સાષ્ટાંગ મારા પુરો!! ૫૯૭

એમ હમારાં માતુશ્રીને હમારા સાષ્ટાંગ પ્રણામ કહી વળી મારા તરફથી કહેજો કે:—

ઇંદ્રવજ્રા

અર્પીશું માતા સહુ સુખ કહેજો
આવ્યે સમો ના તન દુઃખ રહેજો !
હા ધન્ય જે ધૈર્ય સમો વહંતુ
આત્મા તુ પોષે ! ઉર આત્મવંતુ ! ! ! ૫૯૮

વળી હમારા વૃદ્ધ વડિલ અને પૂજ્ય ભીષ્મ, ધૃતરાષ્ટ્ર, વિદુર, ગુરૂ દ્રોણાણાદિકને પણ હમારા પ્રણામ કહી તેમનું સર્વ પ્રકારે કુશળ પૂછી આ મારૂં અભિવંદન કહેજો. અને બીજી જે યોગ્ય વાણી કહેવી ઘટે તે પણ કહેજો.

**અર્જુન**—હે ગોવિંદ, તિરસ્કાર કર્યા વગર સત્કારપુર્વક આપણને અર્ધું રાજ્ય મળે, હમારૂં પ્રિય થાય અને કૌરવો પણ મોટા ભયથી મુક્ત થાય એમ યોગ્ય લાગે તેમ ત્યાં યથાર્થ વર્તશો. હે સમર્થ એમ ન થતાં જો ધૃતરાષ્ટ્રનો પુત્ર ઉલટો વર્તશે તો હું એ સહિત ક્ષત્રીયોનો અવસ્ય નાશ કરીશ.

**ભીમ**—હે વાર્ષ્ણેય ! ધર્મશ્રેષ્ઠ ભ્રાત યુધિષ્ટિર અને ગાંડિવધર અર્જુનના નિશ્ચયથી આ મારૂં અંગ હર્ષથી પ્રફુલ્લિત બની રહે છે. ક્રોધપુર્વક આ મારૂં હૃદય પણ વારંવાર કંપ કરે છે અને "ધન્ય" "ધન્ય" એવા જ ઉદ્દગાર હૃદયમાં સ્ફુરી રહે છે.

**સૈનિક સમૂહ**—હે ભગવન્ ! હમારાં ઉર અને હમારો હૃદયકંપ પણ યુદ્ધનું જ સૂચન કરે છે.

**કૃ૦**—હે શૌર્યરૂપ ભીમસેન, તમો જેમ ધારો તેમજ અવશ્ય બનશે. કેમકે જુઓ તો ખરા

ઇંદ્રવજ્રા

આકાશચેષ્ટા સહુ એજ કહે છે
ક્રિયાભૂમિ અન્ય ન ભાવ દે છે
આ અશ્વ હસ્તી ગતિ અંગ જુઓ
સૈનિક હર્ષે ગતિ એજ લીઓ ! ! ! ૫૯૯

આ ત્યાં જુઓ શસ્ત્રશું શસ્ત્ર ક્રિયા
અગ્નિ પ્રકાશે સહુ રૂપ ત્રિય
આ હર્ષઘોષે સહુ ત્યાં કથંતા
ઉત્કર્ષ દેશે રૂપ શૌર્યવંતાં ! ! ! ૬૦૦

હે શૌર્યરૂપ! આ સહુ સ્વાભાવિક સ્ફુરતા ધ્વનિ વિજયરૂપ યુદ્ધ શિવાય કો અન્ય ગતિનું સૂચન કરતા નથી. અને એ અર્થે જ હવે આપણ સમયને યોગ્ય તૈયારી કરવા છૂટા પડીએ.

યુ૦—હા મહાત્મન્ એમ કરો. (સહુએ જાય છે.)

(સહુના ગયા પછી સ્વગત વિચાર કરતાં)

**શાર્દુલિની**

હા હા દીસે ના ગતિ ત્યાંય બીજી
જ્યાં મૂઢાત્મા, દે નહિ ભાગ રીઝી
કાળે ક્રિયા એજ વિકાસ દેતાં
કા ? કા ક્રિયા અન્ય તુ ઉર કૂહેતાં ? ! ! ૬૦૧

હા! હા! ઉરને હવે અત્ર અન્ય કો પણ ક્રિયા રહી હોય એમ મુદ્દલે દિસતું નથી. આ ઉર સહુએ ક્રિયાને વશ્ય થઈ ચૂક્યુ છે. અને ક્ષાત્ર ધર્મથી વિપરીત અન્ય કો પણ ક્રિયાનું ગ્રહણ થઈ શકે એમ નથી. એવી રીતે એક બાજુએ એક તત્વને સેવવા જતાં તો મહાત્મા શ્રી કૃષ્ણે કથ્યું તેમ અન્ય હીન તત્વોને અવકાશ આપીએ છીએ. એટલું જ નહિ પણ સંસર્ગ આદિને માની સંસર્ગીજનોનાં હૃદયને ક્લેશ અને પરિતાપરૂપ ફળ અર્પતાં તેમના હૃદયનિશ્વાસ પણ વ્હોરી લઇએ છીએ. તો એવા નિશ્વાસ ઉરને પીડી એજ ઉરને ઉર્ધ્વગતિ અર્પવાને બદલે શું અધોગતિ નથી આપતા ? એજ સત્ય મહાત્મા શ્રીકૃષ્ણે સ્પષ્ટ સિદ્ધ કર્યુ છે તો હે ઉર તું પણ એનું જ સેવન કર! અને આત્માથી આત્મવંત થઈ રહે. હે ઉર તને એજ શ્રેયરૂપ હો. તને એજ શાંતિરૂપ હો! અને એમાં જ તારો આનંદ પ્રવર્તો ! ! ! (એમ યુધિષ્ઠિર વિરામી રહે છે.)

ઈતિ ગુપ્ત પાંડવ નામ નાટકે યુદ્ધવિકાસ ક્રિયા ચિત્ર નામ

નવમ અંક સમાપ્ત.

# અંક ૧૦ મો.

## સ્થળ-ઉપપ્લવ્ય ગ્રામ.

( કૃષ્ણનાં દુર્યોધન દરબારમાં વિષ્ટિકાર્ય કરી આવ્યા પછી યુધિષ્ઠિર અને સહુ પાંડવપક્ષ એકત્ર થતાં )

યુ૦—( કૃષ્ણને ) હે વાસુદેવ, હે શ્રીકૃષ્ણ, આપના અત્રથી હસ્તિનાપુર પ્રત્યે રવાના થયા પછી જે કંઈ પણ બન્યું હોય અને જે કહેવા યોગ્ય હોય તે સહુ કહો. હમો સહુ એ શ્રવણ કરવા ઉત્સુક થઈ રહ્યા છીએ. હમારી માતુશ્રી કુંતા કુશળ તો છે? એમણે હમારા ઉપરના પ્રેમને લીધે જે આદેશ કે સંદેશ કહાવ્યા હોય તે પણ સહુ હે શ્રી કૃષ્ણ તમો કહો. પ્રથમ એ માતુશ્રીના આદેશ જ શ્રવણ કરવા હું અતિ ઉત્સુક થઈ રહ્યો છું. તેમજ દુર્યોધનાદિક સંગેનો પ્રસંગ પણ સૂચનપૂર્વક કહો. હે મહાત્મન્ આપનું ત્યાં પ્રાદુર્ભાવ પામેલ માહાત્મ્ય પણ કહો અને જે જે સંબંધપૂર્વક કહેવા યોગ્ય હોયતે પણ સહુ કહો.

કૃ૦—હે પાંડવશ્રેષ્ઠ, હસ્તિનાપુરમાં પ્રવેશ કરતાં બાળક, વૃદ્ધ, સ્ત્રી આદિક સહુ વર્ગને મારાં દર્શન માટે મેં આતુરતાપૂર્વક તલ્પી રહેલાં જોયાં. મારાં માનાર્થે સહુએ ગૃહ શણગરાયેલાં હતાં. મારા સત્કાર અર્થે બની શકતી શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ સહુએ તૈયારી કરાયલી હતી અને હે ધર્મશ્રેષ્ઠ નગરજનમાં તો હું દ્વારા તમો પ્રત્યે પ્રેમનો જ ઉભાતો રેલતો પ્રવાહ તરી આવતો મને દૃષ્ટિગોચર થયો. ત્યારે દુર્યોધન આદિક નૃપ અને ભૃત્યવર્ગમાં તો આડંબર અને દંભના જ પ્રવાહ દૃષ્ટિગોચર થતા હતા. દુર્યોધન શિવાય ધૃતરાષ્ટ્રના સર્વે પુત્રો, તેમજ બુદ્ધિમાન અને વૃદ્ધ ભીષ્મ, દ્રોણાચાર્ય અને કૃપાદિક મારાં સન્માન અને મારા સત્કાર અર્થે મને સામે લેવા આવ્યા હતા. રાજ્યમાર્ગમાં મનુષ્ય માત્ર મારી સ્તુતિ કરતાં હતાં. ગૃહ છજાં પ્રાસાદતલ વિગેરે મનુષ્યથી ભરાઈ ઉભાઈ ગયાં હતાં. માર્ગમાં પણ ભીડ એટલી બધી હતી કે રથના અશ્વની ગતિ પણ પિપીલિકાસમાન જ હતી. આવાં આવાં સ્વરૂપ જોતો સર્વથી સન્માન પામતો, સહુના હર્ષથી વધાવી લેવાતો હું ધૃતરાષ્ટ્ર સમીપ થયો.

ધૃતરાષ્ટ્ર, ભીષ્મ અને દ્રોણાદિકે ઊભા થઈ મારૂં સન્માન કર્યું. બીજા નૃપવર્ગે પણ મારૂં સન્માન કર્યું. મોટાં સુવર્ણ સિંહાસન ઉપર મારૂં આસન રાખ્યું હતું ત્યાં હું આસનસ્થિત થતાં ધૃતરાષ્ટ્રના પુરોહિતે મધુપર્કાદિ મને નિવેદન કર્યાં. આમ સત્કાર ગ્રહણ કરી, કૌરવો સંગે હાસ્યયુક્ત વાર્તાલાપ કરી, ધૃતરાષ્ટ્રની આજ્ઞા લઈ હું વિદુરજીના ભવન પ્રત્યે જવા નિકળ્યો. કેમકે મેં મારૂં નિવાસસ્થાન એ ભાવશીલ વિદુરજીને ત્યાંજ રાખ્યું હતું. એ વિદુરજીના ઉભરાઈ જતા પ્રેમ, ભાવ અને આતિથ્ય વર્ણન કરવાની તો આવશ્યક્તા નથી.

યુ૦—હે વાસુદેવ, ધૃતરાષ્ટ્રે તો તમારા નિવાસસ્થળની યોગ્ય સવડ કહી હશે.

કૃ૦—માર્ગમાં વૃકસ્થળ ગ્રામે દુર્યોધને મને રંજન કરવા અર્થે અનેક પ્રકારની સગવડ અને સુખસ્થાન તૈયાર રાખેલાં હતાં. પણ એ સહુ તરફ દુર્લક્ષ્ય કરી મેં હસ્તિનાપુરમાં પ્રવેશ કર્યો. જેથી કરી માની દુર્યોધને એવો [illegible] નહિ. અને એ કરતે તો પણ હું સ્વીકારત નહિ. કેમકે કાર્યની સિદ્ધિ થયા વગર એવો સત્કાર સ્વીકારવો એ દૂતકાર્ય અંગે ધર્મરૂપ નથી.

[illegible]—હે શ્રીકૃષ્ણ ત્યાર પછી શું બન્યું?

કૃ૦—હે [illegible], [illegible] ગૃહ [illegible] તમો સંબંધી પ્રેમાલાપ, [illegible]માં કર્તવ્ય [illegible] કાર્યનું અવલોકન [illegible]માં કંઈક સમય વ્યતીત થતાં હું પૂજ્ય, રાજ્યકુળમાં શ્રેષ્ઠ, ધૈર્યે કરી યુક્ત, તમ સરખા પુત્રે કરી મહાભાગ એવાં પિતુસ્વસા [illegible] સમીપ અપરાહ્ન સમયે થયો.

યુ૦—હા ભગવન્, "એ હમારી માતુશ્રીને તમો કેવી સ્થિતિમાં મળ્યા; ત્યાં આગળ માતુશ્રીની શું વાણી વહી?" વિગેરે વિસ્તારપૂર્વક શ્રવણ કરવા આ મારૂં મન અધીરૂં થતું જાય છે.

કૃ૦—હે ગુણશીલ! એ સહુ હું કહું છું તે તમો સહુ ધ્યાનપૂર્વક શ્રવણ કરો.

યુ૦—હા મહાભાગ! એ માતુશ્રીની વાણી શ્રવણ કરવા કોણ અવહિત ન હોય? એ સહુ યથાક્રમ હમને સત્વર શ્રવણ કરાવો.

કૃ૦—ત્યારે સાંભળો.

યુ૦—હમો ધ્યાનપૂર્વક [illegible]એ.

કૃ૦—હે ધર્મરૂપ, હે પાંડવશ્રેષ્ઠ, મને જોતાં જ એ પિતુસ્વસા કુંતાજી

### ઉપજાતિ

આક્રોશ દીના મુજ કંઠ બાઝી
સ્મરી તમો અશ્રુની ધાર ત્યાગી
જોતાં મને હા તમ રૂપ જોતી
પ્રેમે ભરાણી વદતી જ રોતી !! ૬૦૨

યુ૦—હા માત ! હા માત ! તારાં કષ્ટથી હમારાં હૃદય ભેદાઈ જાય છે. હમો સહુ પીડાયુક્ત થઈ રહીએ છીએ. હે ભગવન્! શું હમારૂં હૃદય વિદારતું નથી ? હે ભગવન્ એમ રૂદન કરતાં માતુશ્રીએ શું કહ્યું એ શ્રવણ કરાવો. હા ! હા ! એ સહુ શ્રવણ કરવા મારૂં હૃદય કંપ-પૂર્વક ઉત્સુકતાથી ધસે છે.

કૃ૦—લાંબે કાળે મારાં દર્શનથી, તેમજ તેર તેર વર્ષ કષ્ટ ભોગવતા વિયોગી પુત્ર તરફથી હું તેમની સમીપ થતો હોવાથી હા પૂજ્ય અને પવિત્ર પિતુસ્વસા કુંતાજી એક તરફ પ્રેમ અને હર્ષથી ઉભાઈ જતાં તો બીજી તરફ કલેશના શોકાવેશમાં ડુલી રહતાં એવી હૃદયસ્થિતિમાં મને એમનું દર્શન થયું.

યુ૦—હા માતુશ્રી ! "ધન્ય" "ધન્ય" તારા પ્રેમનો બદલો હમો વાળી શકતા નથી !! હે ભગવન્ એ બદલો હમો કેવી રીતે વાળી શકીશું ? મહારાજ, હવે એ માતુશ્રીની શું વાણી વહી ?

કૃ૦—ધર્માત્મન્ હું એજ કહું છું.

યુ૦—હા ભગવન્ કહો !

કૃ૦—હે ધર્મરૂપ ! એ પૂજ્ય કુંતાજી તમો માટે પરિતાપ પામતાં અને તમારા ગુણની પ્રશંસા કરતાં વદવા લાગ્યાં કેઃ—હે કૃષ્ણ

### ઇંદ્રવજ્રા

છદ્મે થતાં ભ્રષ્ટ, વને ગયા હા !
ને રાજ્ય ત્યાગ્યું મૂકી રોતી હું આ !!!
એ શીલ સંપન્ન ગુણે વહંતા
સત્યે વહી કલેશ તુ શેં અહંતા ?!! ૬૦૩

હે ધર્માત્મન્ આવી રીતે વિલાપ કરતાં, આવી રીતે પ્રશ્ન પૂછતાં, એ વળી વદવા લાગ્યાં કે

ઇંદ્રવજ્રા

પાળેલ લાડે મમ પુત્ર હા એ!
ખેંચી રહે ઉરથી અંગ ત્યાં એ!!
સેવ્યો હશે હા વનવાસ કેમે?!!
હા વૈભવો રાજ્ય ત્યજી જતાં યે?!!

યુ૦—હા માતુશ્રી! હા માતુશ્રી! તમને એજ ઘટે.

કૃ૦—ધર્મસ્વરૂપ! તમારા ગુણનું પૃથક્કરણ કરતાં અંબરીશ, માંધાતા, ભરત, ઉશીનરના પુત્ર શિબિ ઇત્યાદિ પ્રાચીન રાજર્ષિઓનાં ધુંસરને ધારણ કરનાર એવા તમારાં લજ્જા, સત્ય, ધૈર્ય, સંયમ, પ્રાણીમાત્રપર દયા વિગેરે શીલગુણોનું કથન કરતાં એ કુંતાજીએ તમારૂં કુશળ પૂછ્યું. ભીમસેનમાં દસ સહસ્ર હસ્તીનાં અને વાયુના વેગ સરખી ગતિને વખાણી હિડિંબાસુર, બક, આદિકને હણવારૂપ ઇંદ્ર સરખું એમનું પરાક્રમ કહી સંભળાવ્યું. વળી એમના મહાદેવજી સમાન ક્રોધને પણ કહી સંભળાવી આજ્ઞામાં રહતા ભીમસેન કેમ વર્તે છે એમ પૂછ્યું. વળી આ ધર અર્જુનનાં શસ્ત્ર અસ્ત્ર અને બાણ ફેંકવાની ગતિનાં વખાણ તેજમાં સૂર્ય, ઇંદ્રિય દમનમાં મહર્ષિ, ક્ષમામાં પૃથ્વી અને પર ઇંદ્રરૂપ એમની ગતિ કહતાં, પાંડવોના આશ્રયરૂપ સત્ય પરાક્રમવ જેની સન્મુખ કોઇ પણ શત્રુ જઇ શકે નહિ એવા એ જીષ્ વર્તે છે એમ પુછ્યું. વળી સર્વ પ્રાણી વિષે દયાવાન, લજ્જ મહાસ્ત્ર જાણનાર, ભ્રાતોની સેવા કરનાર, ધર્માર્થમાં કુશળ હે ધ યુધિષ્ઠિર તમારી સેવામાં તત્પર અને જેનાં વ્રતને સહુકો ભ્રાતો છે એવા માદ્રીપુત્ર સહદેવ કેમ વર્તે છે એમ પૂછ્યું. અને આ વિષે પુછતાં કહ્યું કે “ સુકુમાર અંગવાળો, સર્વ ભ્રાતોને પ્ સુખમાં ઉછરેલ, વિચિત્ર પ્રકારનું યુદ્ધ કરનાર અને જે દુ:ખ પ યોગ્ય નથી એવા બળવાન મહારથી નકુલને શું હું પાછો દેખ એમ વદતાં વદતાં વળી ઉરઆક્રોશ વહવા લાગ્યો કે “ હે મ હું એકનિમિશ પણ નકુલ વગર રહતી નહિ તે આજ એ નકુ શોકાવેશમાં ડૂલી પડી રહી છું.” અને છેવટે પ્રેમપૂર્વક તમો

પોષનાર, વનવાસમાં પણ સંગે ફરનાર, અનેક આપત્તિ, કષ્ટ અને ક્લેશ સહન કરનાર યાજ્ઞસેની વિષે વળી હૃદયની આર્દ્રતા અને હૃદયના શોકાવેશપૂર્વક પૂછ્યું કે "હે અચ્યુત! હે જનાર્દન! પુત્રથી પણ અધિક પ્રિય, કુલિન રૂપસંપન્ન, સર્વ ગુણે કરી યુક્ત, મહા શીલવાળી સ્વ–પુત્રને પણ દૂર રાખી પતિ સંગે ફરનાર, સત્ય ભાષણ કરનાર, મધુર વાણીશીલ અને ઉગ્ર પ્રભાવવાળી મારાં નયનરૂપ એ મારી વહૂ દ્રૌપદી કેમ વર્તે છે?" એ ઉપરાંત વળી એ દ્રુપદ તનયા અને ધૃષ્ટદ્યુમ્નની ભગિની વિષે શોકપૂર્વક ઉદ્દગાર વહવા લાગ્યા કે "હે કેશવ, હે કૃષ્ણ, દ્રૌપદી કરતાં પણ યુધિષ્ઠિર, ભીમ, અર્જુન, નકુલ અને સહદેવ એ સહુ મને વધુ પ્રિય નથી. હા અચ્યુત! હા અચ્યુત!

ઇંદ્રિવજ્રા

ના દીઠી છે હા પતિસંગચારી!
જો કે ગયાં વર્ષ ચઉદ ભારી
હા સંગ સ્વામી બહુ દુઃખી થાતી
શેં પુણ્યશીલા વળી ક્લેશ ખાતી?!! ૬૦૫

હે કેશવ, હે અચ્યુત

શું પુણ્ય કર્મો નહિ સુખ દેતાં?!
જોતી સભા કૌરવ દુઃખ સ્હેતાં!!!
ના દુઃખ મોટું કદિ એથી પામી
દુઃશાસને રૂતુ મતી જ તાણી!!! ૬૦૬

હા! હા! હે જનાર્દન, હે કેશવ! સ્ત્રી ધર્મવાળી એવી એને શ્વશુરરૂપ ધૃતરાષ્ટ્રાદિકે સભામાં એક વસ્ત્રે ખેંચાતી જોઈ એથી અધિક કષ્ટ, એથી અધિક ક્લેશ અને એથી અધિક પરિતાપ આ હૃદયને શુ હોય? તે સમયે હા જનાર્દન! ત્યાં આગળ રાજન્ ધૃતરાષ્ટ્ર, બાહ્લિક, કૃપાચાર્ય સોમદત્ત તથા અન્ય કૌરવો બેઠા છતાં એઓ કંઇએ પણ વદી શક્યા નહિ. પણ હે કેશવ સહુએ કરતાં હું વિદુરને જ ધન્ય માનું છું. **શ્રેષ્ઠ આચરણે કરીને જ મનુષ્ય આર્ય થાય છે. પણ ધન તથા વિદ્યાએ કરીને કો પણ આર્યત્વના ભાવને પામતું નથી.** હે માધવ! એ મહા બુદ્ધિમાન ગંભીર તથા મહાત્મા

વિદુરજીમાં શ્રેષ્ઠશીલ છે એજ એનું ભૂષણ છે અને હા એથી જ એ અખિલ જગતમાં સર્વોપરી છે." હે ધર્માત્મન્ આવી રીતની આ છેલ્લી વાણી અને આવા હૃદયરૂપ ઉદ્ગાર તો અતિભાર અને હૃદયનાં નિષ્ઠાપૂર્વક જ વહતા હતા. વળી એઓ પુનઃ શોક કરવા લાગ્યાં કેઃ—

ઇંદ્રવજ્રા

જાણું ન હા ! હા ! ક્યમ ધર્મ વ્યાપે ? !!
હા કોણ કર્મો વળી સુખ અર્પે ? ! !
આચાર સેવા કુરૂકુળ કર્મો
કે ઘૂતક્રિયારૂપ હા અધર્મો "—! ! ! ૬૦૭

હા અચ્યુત ! હા અચ્યુત !

ક્લેશે પીડી દ્રૌપદી ધાર્તરાષ્ટ્રે ! !
કાઢયા વને હા મમ પુત્ર કષ્ટે ! '
બાળે સ્મરંતાં અહિં તીવ્ર દુઃખો
મૃગાદિમાંસે સુત તૃપ્તિ ભૂખો ! ! ! ૬૦૮

હે માધવ ! શું આ સહુ કષ્ટ મારા પુત્રોને યોગ્ય હતાં ? ! હે જનાર્દન મારા પુત્રોએ અજ્ઞાતવાસ કરવો અને કૌરવોએ મારા પુત્રનું હરેલું રાજ્ય એમને પાછું ન આપવું એ શું થોડું ક્લેશ દાતા છે ? એથી શું કંઈ હૃદયને થોડો પરિતાપ થાય છે ? એથી શું કંઈ આ ઉર થોડું ઉગ્ર વહતું નથી ? હે શ્રીકૃષ્ણ સુખ ભોગવવાથી જેમ પુણ્યનું ફળ ક્ષયને પામે છે તેમ દુઃખ ભોગવવાથી પાપકર્મ શું ક્ષીણ થતું ન હોહ ? હે જનાર્દન, હે માધવ, આમ વિચારતી આવાં કષ્ટ સમયે પણ હું ભય પામતી નથી. હે કેશવ મારા પુત્રો તથા ધૃતરાષ્ટ્રના પુત્રોમાં મને ભેદ નથી. એ મારાં સત્યપણાને લીધે સમૃદ્ધિથીયુક્ત તથા પ્રાપ્ત થનાર યુદ્ધથી મુક્ત થયેલ પાંડવો સહ તમને હું અવશ્ય જોઈશ. હા કૃષ્ણ અત્ર કાળબળ એવું જ છે. શત્રુઓ એ પાંડવોને જીતવા સમર્થ નથી. હું આ મારા આત્મા તથા દુર્યોધનની નિંદા કરતી નથી. પણ હું મારા પિતારૂપ દૈવને જ નિંદુ છું. કેમકે જેમ શ્રેષ્ઠ પુરૂષ દ્રવ્ય આપે તેમ મારા પિતાએ પોતાના સખા કુંતિભોજ રાજનને

મને પુત્રીરૂપે આપી મારો ત્યાગ કર્યો તેમજ મારા શ્વશુરરૂપ ભીષ્માદિકે પણ મારો ત્યાગ કર્યો છે. હા કેશવ મુજ સંબંધમાં આજ દૈવની પરંપરા છે. આવી રીતે દુઃખાનુબંધે કરી યુક્ત એવી હું હવે જીવવાથી પણ શું ? અરે કૃષ્ણ અર્જુનના જન્મ સમયે જનશૌચ પણ પૂર્ણ થયુ ન હતું તેવામાં સ્પષ્ટ શબ્દવાળી આકાશવાણી થઈ હતી કેઃ—

ઇંદ્રવજ્રા

સર્વાંગ પૃથ્વી તવ પુત્ર જીતે
સ્વર્ગે ગવાશે યશ એહ પ્રિતે
એ કૌરવો જીતી તુ રાજ્ય લેશે
યુધિષ્ઠિરે યાગત્રિ અશ્વ દેશે ! ! ૬૦૯

હે કૃષ્ણ એ વાણી પણ હું નિંદતી નથી. કેવળ કૃષ્ણરૂપ ધર્મને જ નમસ્કાર કરૂં છું. હે કૃષ્ણ, હે કેશવ, જો ધર્મ સત્ય હશે તો એ આકાશવાણી સફળ થશે અને એમ તમો સહુ સંપાદન કરશો. પણ હે માધવ !

ઇંદ્રવજ્રા.

વૈધવ્ય કે દ્રવ્ય ન નાશ શોકું
ના વૈર અગ્નિ અહિં અંગ રોકું
સાલે હું પુત્રોશું વિયોગ મ્હોટો
સંસાર પુત્રો વિન માનુ ખોટો ! ! ! ૬૧૦

હે મધુસૂદન, શસ્ત્રધારણ કરનારમા શ્રેષ્ઠ ગાંડિવધરને હું દેખતી નથી તેથી આ મારાં હૃદયને શાંતિ વળતી નથી. હે ગોવિંદ આજ ચૌદ ચૌદ વર્ષ થયાં, યુધિષ્ઠિર ભીમ, નકુલ સહદેવને જોતી નથી તેથી મારે મન તો મારા પુત્રો અને તેઓને મન તો હું નાશ પામ્યાં સરખાં જ છીએ. હે કૃષ્ણ એથી અધિક કષ્ટ શું હોય ? ”

યુ૦—હા કષ્ટ ! હા કષ્ટ ! હા માતુશ્રી ! તારાં હૃદયની આ સ્થિતિ મારાં હૃદયને ભેદી અતિ તીવ્ર કષ્ટ આપ્યા વિના રહેતી નથી. પણ હે અચ્યુત હવે માતુશ્રીએ શું કહ્યું ?

કૃ૦—હે ધર્મરૂપ, પૂજ્ય કુંતાજીએ પછી આ પ્રમાણે સંદેશ કહાવ્યો.

યુ૦—હા ભગવન્ એ સંદેશ શું છે ?

કૃ૦—હું એજ કહું તમો સાંભળો.

યુ૦—હું ધ્યાનપૂર્વક જ છું.

કૃ૦—હે ધર્માત્મન્ ! હે યુધિષ્ઠિર ! તાજીએ પછી કહ્યું કે હે ભગવન્ ધર્માત્મા યુધિષ્ઠિરને આવી રીતે કહેજો કે-રાજ્યની યાચનારૂપ વિષ્ટિ-કાર્યથી તારા ક્ષત્રી ધર્મનો લોપ તું શા અર્થે કરે છે ? હે પુત્ર તું ક્ષાત્રધર્મયુક્ત હોઈ એમ કરવું તને ઉચિત નથી. કેમકે એમ કરવાથી પણ કૌરવો તને રાજ્યભાગ આપે એમ નથી. તો આમ તારૂં મિથ્યા વજન શા અર્થે ખુએ? એમ કહેતાં કહેતાં વળી અગ્નિ તણખાસમ શોકરૂપ ઉદ્‌ગાર વહવા લાગ્યા કેઃ—

ઇંદ્રવજ્રા

ધિક્કાર છે વૃત્તિ પરાશ્રયે જે !
હા ધિક્ જીવું અન્ય ગૃહે વસી યે !
આ દીન જ્યાં કૃપણ વૃત્તિ સેવે
કો ધર્મ આત્માતણું અંગ ટેવે ?!! ૬૧૧

હે મધુસૂદન !

કહેજો વળી અર્જુન ભીમ વાણી
શૌર્યત્વ અર્પો સહુ પ્રેમ આણી
આવ્યો સમો ક્ષત્રી હિ ધર્મ સેવો
મિથ્યા થતાં એ ન હું મુખ જુઓ ! ! ૬૧૨

યુ૦—હા માત ! આ તો અતિ દુષ્કર શાપ. માતુશ્રી ક્ષાત્રધર્મનો લોપ હમો કદિ પણ કરીશું નહિ. હે ભગવન્ પરમાત્મા એવી મતિ હમને મા આપો ! ! ! મા આપો ! ! ! પણ પછી હે કૃષ્ણ શું કહ્યું ?

કૃ૦—આટલું વદી રહતાં આ નકુલ અને સહદેવને પણ કહાવ્યું કેઃ—

આ આ સમે જીવિત ત્યાગ દેજો
ને સુખપ્રાપ્તિ પુરૂષાર્થ લેજો
છે યુક્ત હા શૌર્ય પરાક્રમે જે
પામે ગતિ દેવશું દુર્લભા તે ! ! ! ૬૧૩

વળી આ ભીમસેન અને અર્જુનને પણ પુનઃ કહાવ્યું કે

ના ભૂલશો હા કદિ થૈ અવજ્ઞા!!!
દુઃશાસને કર્ણ તુ મર્મ વિંધ્યાં
જ્યાં દ્રૌપદી ક્લેશ તુ અંગ સાલે
માર્યા વિના શત્રુ ન શાંતિ ઉરે!!! ૬૧૪

વળી એ વદવા લાગ્યાં કેઃ–"હે મધુસૂદન ઘણો કાળ વ્યતીત થયો હોય તો પણ શત્રુને હણ્યા વગર ભીમનું વૈર શાંત થતું નથી. માટે સભામાં ભીમસેન સામે દુઃશાસનાદિકે જે ધસારો કર્યો તેનાં ફળને તેઓ અવશ્ય પ્રાપ્ત થશે. એમ છતાં પણ હે યાદવશ્રેષ્ઠ,

ઇંદ્રિવજ્રા

ના પુત્રદુઃખો લવ લેશ ઝૂરૂં
હા કષ્ટ તો દ્રૌપદી પામી બૂરૂં
જ્યાં દુષ્ટની વાણી શુણી અનેકે
ત્યાં એક વસ્ત્રે દુઃખ દે વિશેકે!!! ૬૧૫

આમ વદી રહતાં છેવટે મને સંબોધીને એ પૂજ્ય કુંતાજીએ કહ્યું કેઃ– "હે મધુસૂદન મારા પુત્રો સહિત તમો, બળરામ તથા પ્રદ્યુમ્નને લીધે નાથવાળી છતાં આ સહુ ક્લેશો અને કષ્ટો હું સહન કરૂં તે તમો કેમ જોઈ શકો? હે કૃષ્ણ જેના પરાક્રમને શત્રુ સહન કરી શકે નહિ એવો ભીમસેન અને યુદ્ધમાંથી બીહી પાછો કદિ ન હઠે એવો જીષ્ણુ અને તમારો સખા અર્જુન છતાં આ સહુ દુઃખો હું કેમ ભોગવું?

યુ૦—હે કેશવ! માતુશ્રીના આ સહુ હૃદયભેદક વચનોનું એમનાં હૃદયવિષે કેવી રીતે સમાધાન કરી તમોએ એ માતુશ્રીનું આશ્વાસન પણ કેમ કર્યું તે કહો.

કૃ૦—હે યુધિષ્ઠિર મેં પૂજ્ય કુંતાજીનું સાંત્વન કરતાં કહ્યું કે "હા પિતુ-સ્વસા, જગતમાં તમ સરખી અન્ય સ્ત્રી કોણ છે? શૂર યાદવકુળમાં તમારો જન્મ હોઈ તમો અજમીઢ કુળમાં વધૂરૂપે પ્રાપ્ત થયાં છો. હે પૂજ્ય શૂરવીર પતિને પામી શૌર્યશીલ એવા પાંચ પુત્રોને જન્મ આપતાં તમો કરતાં અન્ય કો પણ ભાગ્યશાળી હોય? વળી તમો સહુ શ્રેષ્ઠ

ગુણે કરી યુક્ત છો અને એ તમારા ગુણો પ્રસિદ્ધિને પણ પામી રહ્યા છે તો સુખ અને દુઃખ સમ ગણી એ સહુ સહન કરવા પણ તમો જ યોગ્ય છો. હે કુંતાજી, શૌર્યશીલ તમારા પુત્રો શૌર્યસ્વરૂપને યોગ્ય ગુણુમાં જ રચના એ ગુણોમાં જ સુખ માની રહે છે. અને એજ પ્રમાણે એઓ સુખી અને કુશળ પણ છે. એ તમારા પુત્રોએ નિદ્રા, તંદ્રા, ક્રોધ, હર્ષ, ક્ષુધા, તૃષા, ટંડી તથા આપત્ વિગેરે સહુને જીત્યાં છે જેથી એજ એમને મહત્ સુખરૂપ છે. એઓએ સ્પૃહા માત્ર કે સુખેચ્છાનો ત્યાગ કર્યો છે. એવા તમારા વીર પુત્રો કે જેમને વીર-પુરૂષને યોગ્ય સુખ જ પ્રિય છે તે અલ્પ સુખથી સંતોષ માને એવા નથી. કેમકે એઓ આનંદશીલ અને વળી મહા બળવાન છે. હે પૂજ્ય **ધીર પુરૂષો જ રાજ્ય કે વનવાસ અથવા અતિ દુષ્કર કલેશ કે ઉત્તમ ભોગ પણ સેવે છે.** ત્યારે સંસારનાં સુખ જ જેને પ્રિય છે એવા અલ્પ હૃદયશીલ પુરૂષો તો અલ્પ ઐશ્વર્યને જ સેવે છે. એથી કરી હે કુંતાજી તમારા વીર પુત્રો રાજ્ય, વનવાસ, કલેશ અથવા ઉત્તમ ભોગ જે પણ સમયે પ્રાપ્ત થઈ રહે તેની જ ઇચ્છા રાખતા સદા હર્ષમાં જ સ્વદિન નિર્ગમન કરે છે. હે પૂજ્ય કેમકે દુઃખ એજ સુખ આપનાર છે. ત્યારે અલ્પ ઐશ્વર્ય તો સદા દુઃખને જ આપનારૂં છે. બુદ્ધિમાન પુરૂષો એજ વાણીનું પ્રશંસાપૂર્વક કથન કરતાં એજ વાણી-સ્વરૂપને આચારક્રિયામાં મૂકતા પ્રવર્તતા રહે છે. તો હે પિતુસ્વસા તમને આવો વૃથા શોચ મા હો ! ! ! હે પૂજ્ય વળી દ્રૌપદી સહિત પાંડવોએ તમને સાષ્ટાંગ દંડવત પ્રણામ કહાવ્યા છે અને પોતાનું નિરો-ગીપણું પણ કહાવ્યું છે." હે મહાત્મન્ યુધિષ્ઠિર ! આમ આશ્વાસન આપી રહતાં છેવટે મેં કહ્યું કે "હે પૂજ્ય કુંતાજી થોડા જ સમયમાં તમો પુત્રે સહિત રોગ અને કલેશ રહિત સમૃદ્ધિયુક્ત થઈ રહશો અને રાજ્ય સમૃદ્ધિવાળા તમારા પુત્રો સહિત, દ્રોપદીને પણ તમો અવશ્ય જોશો ! ! !

**યુ૦**—ભગવન્! આનો પ્રત્યુત્તર માતુશ્રીએ કેવી રીતે વાળ્યો.

**કૃ૦**—હા ધર્મશ્રેષ્ઠ, એ હું કહું.

**યુ૦**—ભગવન્ ! કહો હું શ્રવણપૂર્વક જ છું.

**કૃ૦**—પૂજ્ય કુંતાજી આવી મારી વાણી શ્રવણ કરતાં બોલ્યાં કે " હે મધુસૂદન

હે કેશવ હે યાદવશ્રેષ્ઠ મને અબુદ્ધિથી શોક ઉત્પન્ન થયો છે. મારા પુત્રો જેમ ઇચ્છે છે તેમ ધર્મનો લોપ થયા વગર સહુ કાર્ય તમો અવશ્ય કરો. હે જનાર્દન! કેમકે, પોતાના મિત્ર વિષે બુદ્ધિ તથા પરાક્રમની વ્યવસ્થા કરનાર હે માધવ! તમારો મહિમા હું સારી રીતે જાણું છુ. વળી કુળનો જે ધર્મ, જે સત્ય, જે મહાન્ તપ તે સહુની રક્ષા કરનાર, પોષનાર તથા મહદ્ બ્રહ્મ પણ તમો જ છો. માટે હે ગરૂડાકેશ તમો જેમ કહો તેમ જ અવશ્ય થશે.

(આવી કૃષ્ણ દ્વારા કુંતાની વાણી શ્રવણતાં)

યુ૦—ધન્ય છે માતુશ્રી! ધન્ય છે! તમારાં ધૈર્યયુક્ત, ધર્મશીલ અને સત્ય-સ્વરૂપને જાણનાર દ્રષ્ટાહૃદયથી આ મારૂં હૃદય પણ આજ આનંદમાં લહેકી ખાતું ઉભાઈ જાય છે. અહો ભાગ્યશીલા, તારા હૃદયોદ્‌ગારથી હમો કૃતાર્થ થઈ રહ્યા છીએ. હવે હે ભગવન્ હે મહાત્મન્, આવી માતુશ્રીની વાણી શ્રવણ કરી તમોએ શું કર્યું?

કૃ૦—હે સત્યશીલ, હે દ્રષ્ટાસ્વરૂપ, આવી વાણી શ્રવણ કરી રહતાં એ પૂજ્ય કુંતાજીની પ્રદક્ષિણા કરી એમની આજ્ઞા લઈ હું દુર્યોધનનાં ગૃહ પ્રત્યે જવા તત્પર થયો.

યુ૦—હે શ્રીકૃષ્ણ, હા હવે એ પ્રસંગ કહો.

કૃ૦—હે યુધિષ્ઠિર, હું દુર્યોધનને ત્યાં ગયો ત્યારે કર્ણ, દુઃશાસન, શકુની આદિ પણ ત્યાં જ હતા. મને જોતાં દુર્યોધન આસન ઉપરથી ઊભો થયો અને ગૌ મધુપર્કાદિ મને નિવેદન કરી મારો સત્કાર કર્યો. અને ત્યાર પછી ભોજન માટે મને આમંત્રણ કર્યુ. મેં એ આમંત્રણ માન્ય કર્યું નહિ. ત્યારે દુર્યોધન કર્ણને બોલાવી શઠતાપૂર્વક વદવા લાગ્યો.

યુ૦—હે ભગવન્ એ વાણી શું હતી?

કૃ૦—હે ધર્મશીલ! દુર્યોધનના ઉદ્‌ગાર વદવા લાગ્યા કેઃ—

ઇંદ્રવજ્રા

ધર્માર્થ તત્વજ્ઞ છતાં તમો ક્યાં
અર્પાતું લેના નહિ શેં તમો આ?
સંબંધી છો કૌરવ પાંડુપુત્રે
હે મિત્ર હિતૈષી શું દોષ અત્રે?!!

વળી દુર્યોધન મને પૂછવા લાગ્યો કે હે "જનાર્દન ! શા કારણથી મારા ક્યા દોષને લીધે અન્ન, પાન કરવાના પદાર્થ, વસ્ત્ર, શય્યાદિક તમો ગ્રહણ કરતા નથી, એ સહુ હું સાંભળવા ઇચ્છુ છું." એમ દુર્યોધને મને પૂછતાં મેં કહ્યું કે "હે ભારત, જે દૂતકાર્યસિદ્ધિથી કૃતાર્થ થયો હોય તેજ એવા પૂજાદિ સત્કારે ગ્રહણ કરે. માટે જ્યારે હું કૃતાર્થ થઈશ ત્યારે જ હે રાજન્ તમો પ્રધાનો સહિત મને પૂજા આદિ સત્કાર કરશો.

દ્રુપદરાય—માની પુરૂષને તો આ યોગ્ય લાગ્યું ન હોય.

કૃ૦—હા રાજન્! કેમકે મારી આવી વાણી શ્રવણ કરતાં જ દુર્યોધન તો બોલી ઉઠયો કેઃ—

### ઇંદ્રવજ્રા

ના ના ઘટે આ અપમાન દેવું
કો કાર્ય સંબંધ અહિં હું લેઉં ?
ઉત્સુક થાતો હિ પ્રસન્ન જોવા
ક્રિયા લહું કા વિન વૈર આ આ ? ! ! ! ૬૧૭

યુ૦—ભગવન્ આવાં વેણ સાંભળી તમે શું કર્યું ?

કૃ૦—મેં હાસ્યપૂર્વક દુર્યોધનને જે વાણી કહી તે હે ધર્મશીલ તમો સાંભળો.

યુ૦—હે મધુસૂદન, હું સાંભળું છું.

કૃ૦—હે ધર્મશ્રેષ્ઠ મેં કહ્યું કેઃ—"હે રાજન્ દુર્યોધન, કદિ પણ કામ, ક્રોધ, દ્વેષ, કપટ, લોભ તથા અર્થના કારણથી હું ધર્મનો ત્યાગ કરૂં એમ નથી. હે રાજન્! પ્રીતિનાં તથા આપત્તિનાં અન્ન મને પ્રસન્ન કરે એમ નથી; કેમકે હું આપત્તિને પામેલો નથી. વળી મેં કહ્યું કે "હે રાજન્

### શાર્દૂલવિક્રીડિત

છે દ્વેષી તમ પાંડુ પુત્ર હિતમાં, ધર્મે કરી જે વસે
ગુણે કીર્તિ પ્રસિદ્ધ દેવભૂમિ એ, દ્વેષે કરી શું થશે ?
હા જે કામ વ ક્રોધ અંગ ધરીને ગુણીશું દ્વેષો કરે
મિથ્યા આયુષ ગાળતા હીન જનો, ભૂમિ તુ ભારે ભરે !!! ૬૧૮

હે આત્મશીલ વળી મેં કહ્યું કે

ઇંદ્રવજ્રા

છું પાંડુ પુત્રોથું હું રૂપ એકી
સાંખી ન રૂહેતો કદિ એહ દ્વેષી
આચાર ધર્મે મમરૂપ પાળે
વિકારૂં કષ્ટો હું અભેદ જ્વાળે ! ૬૧૯

આટલું કહી વળી મેં ઉમેર્યું કે હે રાજન્ દુર્યોધન એમ નક્કી જાણો કેઃ-

પાંડુસુતે જે અનુકૂળ વર્તે
જાણો બને પ્રિય તુ વિશ્વકર્તે
અજીત આત્મા મૂઢ જે ભમંતા
દ્વેષો હિ દેતાં ગુણે મૃત્યુવંતા ! ૬૨૦

વળી મેં કહ્યું કે "હે રાજન્ દુર્યોધન, તમારાં હૃદય દુષ્ટ છે, પાંડુ પુત્રના તમો દ્વેષી છો. માટે દુષ્ટના અન્નનું હું ભોજન કરીશ નહિ. હું તો માત્ર વિદુરજીનાં જ અન્નનું ભોજન કરીશ. "હે ધર્મશ્રેષ્ઠ આ પ્રમાણે વદી હું વિદુરજીનાં ગૃહ પ્રત્યે આવવા નિકળ્યો. વિદુરજીને ગૃહ આવતાં દ્રોણાચાર્ય, કૃપાચાર્ય, ભીષ્મ, બાહ્લિક આદિ કૌરવે મને સત્કાર પૂર્વક ગૃહ આદિ નિવેદન કર્યું. વાણીદ્વારા એ સહુનો સત્કાર ગ્રહણ કરી, એ સહુને સંતોષ આપી, એ સહુને સ્વસ્વ ગૃહ પ્રત્યે જવા રજા આપી. પછી રાત્રીનું ભોજન કરી હું વિદુરજી સંગે બેઠો.

યુ૦—ભગવન્, વિદુરજી સંગે શું પ્રસંગ નિકળ્યો તે મને યથાસ્થિત શ્રવણ કરાવો. કેમકે વિદુરજીની વાણી સદા ધર્મ અને અર્થ યુક્ત હોઈ શ્રેયકર જ હોય છે.

કૃ૦—હે ધર્મશ્રેષ્ઠ હું એજ કહું છું. વિદુરજીએ મને મારાં દુર્યોધન પ્રત્યેનાં ગમન માટે ઠપકા પૂર્વક કહ્યું કે—હે કેશવ, આ તમારૂં આવાગમન કંઈ વિચાર પૂર્વક નથી. જનાર્દન, શું તમો જાણતા નથી કે

શિખરિણી

નહિ માને કોનું, મૂઢ મતિ અહા મંદ ગતિ એ !
તજી ધર્મો ચાલે ક્રૂર રૂપ વહે ગર્વ મતિએ

ઉલંઘે આજ્ઞા એ વડિલ હિત અર્થે જ વદતા
ગૃહે શત્રુ ભાવો, સુખકર ફળો શુંય ફળતાં ?" ૬૨

કેમકે હે વિશ્વરૂપ!

### ઉપજાતી

દુષ્ટાત્મશું વૈર રહેલ વ્યાપી
વિશ્વાસ ના અર્પતું, બુદ્ધિ પાપી !
અસત્ય વાણી વદી મિત્ર દ્રોહે
ઇંદ્રિય રાગે સહુ આપ ખુએ !!! ૬૨

એટલું જ નહિ પણ હે મહાત્મન્! એ દુષ્ટ બુદ્ધિમાન પારકા ઉપકારને જાણતો નથી. ધર્મશાસ્ત્રની આજ્ઞાને ઉલ્લંઘે છે. વૃદ્ધને સેવવાને બદલે વૃદ્ધની અવજ્ઞા કરે છે. પોતાને જ બુદ્ધિમાન માની રહી ગર્વમ મસ્તાન રહે છે. અજીતેંદ્રિય એ, કામ, ક્રોધ અને મોહને વશ્ય હો સ્વેચ્છા પૂર્વક વર્તતો રહે છે. ગુણી પુરૂષ અને અન્યના સ્વાર્થનો તિરસ્કાર કરે છે. હે વાસુદેવ, દુર્યોધન તો આવા અનેક દોષથી ભરપૂ છે માટે દેષાનુરાગી તમારાં વાક્ય માનશે નહિ. વળી હે કૃષ્ણ, ભીષ્મ દ્રોણ, કર્ણ અશ્વત્થામા, કૃપાચાર્ય તથા જયદ્રથના બળથી પોતાને અજીત માને છે, અને સ્વને વિષે જ સ્થિર રાજ્યની પ્રાપ્તિ સમજે છે અને એથી જ હે જનાર્દન એ પાંડવો સંગે સંધીની અવજ્ઞા કરે છે કર્ણ સર્વ શત્રુઓને જીતશે અને ભીષ્મ, દ્રોણ સન્મુખ ભૂતળમાં યુદ્ધ કરવા તો શું પણ ઊભો રહવાયે કો પણ પુરૂષ સમર્થ નથી, એ ભાવમાં મદગ્રસ્ત દુર્યોધન કદિ પણ શાંતિરૂપ સંધીને પામી શકે એ નથી. હે કેશવ! ધૃતરાષ્ટ્ર અને પાંડુ પુત્રને સ્નેહભાવ રહે, એએ સંપીને ચાલે, એ તમારો ભાવ અને એ અર્થે આ તમારો ઉદ્યોગ એ ઉત્તમ કાર્ય જ છે. પણ મોટાં સૈન્યસમૂહ અને બળાન્વિત યોદ્ધા ઓથી વિંટાઇ સ્વને કૃતાર્થ માનતા એ દુર્યોધનને એ સહુ તમાર ભાવ અને પ્રયાસ માન્ય કે રૂચિકર થશે નહિ, અને તમારી વાણી વૃથા જશે. હે મધુસૂદન કેમકે કૌરવોએ એ ધર્મશીલ પાંડવોને કંઈ પણ ન જ આપવાનો નિશ્ચય કરી રાખ્યો છે. જ્યાં શુભ અને કટુ વચન સમાન હોઈ એમની કિમ્મત નથી પડતી ત્યાં બુદ્ધિમાન પુરૂ

કંઈ પણ ન વદવું એજ ઉચિત માર્ગ છે. માટે હે કેશવ! કંઈ પણ ન જાણનાર, મૂઢ તથા મર્યાદા વગરના કૌરવ સન્મુખ તમારે કંઈ પણ વદવું નહિ એજ યોગ્ય છે. હે શ્રીકૃષ્ણ એ સહુએ પાપ ચિત્તવાળા છે તો એમની મધ્યે જવું એ પણ મને તો ઠીક લાગતું નથી. દુર્બુદ્ધિવાળા, અશિષ્ટ, તથા દુષ્ટ ચિત્તવાળા સમૂહ સન્મુખ સર્વનાં હિતરૂપ પણ તેમને ઉલટાં લાગતાં વાકય વદવાં એ પણ મને તો રૂચતું નથી. કેમકે વૃદ્ધ પુરૂષની સેવા વગરનો, સમૃદ્ધિના ગર્વ અને અવસ્થાએ કરી મોહ યુક્ત એ ક્રોધી દુર્યોધન તેનાં જ કલ્યાણરૂપ તમારાં વાક્યો ગ્રહણ કરશે નહિ અને તમો અવમાનિત થશો. હે માધવ કદિ તમો યુધિષ્ઠિરના બળનુ કથન કરશો તો તમને પાડવપક્ષી ધારી એ તમારાં વાકયપર મુદ્દલે લક્ષ આપશે નહિ. કેમકે ઇન્દ્ર પણ એમનું રાજ્ય લેવા સમર્થ નથી એવા નિશ્ચયવાળા તથા કામ, ક્રોધ અને મોહથી ભરેલા કૌરવો તમારાં વાકય ગમે એટલાં સમર્થ અને સમર્થનરૂપ હશે તોયે પણ એ વાક્યને એઓ મિથ્યા બકવાદરૂપ જ ગણશે. સમગ્ર પૃથ્વી જીતી એમ દુર્યોધન માને છે એટલું જ નહિ પણ પોતાનું રાજ્ય શત્રુથી અપ્રતિહત જ છે એમ એ માની મસ્ત રહે છે. કેટલાક તાબાના અને બીજા રાજા પણ પાંડવ સંગે યુદ્ધ કરવા આવેલ છે. કેમકે હે કેશવ, પૂર્વે તમારી સંગે વૈરને લીધે જેમનું પરાક્રમ નિર્બળ અને નિસ્તેજ થયુ છે, એવા રાજાઓ ઉદ્વિગ્નપણાથી જ તમારે લીધે કૌરવોનો આશ્રય લઈ દુર્યોધન સંગે મૃત્યુને ઇચ્છતા છતાં પણ પાંડવ સામે યુદ્ધના ઉત્સાહવાળા છે. માટે હે જનાર્દન એવા સમૂહની મધ્યે જવું ઉચિત નથી. હે અરિંદમ, તમારા પ્રભાવ, બુદ્ધિ, પરાક્રમ અને પ્રકાશને હું જાણું છું છતાંયે એ પાંડવોમાં અને તમોમાં સ્નેહને લીધે આવી મારી વાણી સ્વાભાવિક સ્ફુરે છે. હૃદયના અંતર આત્મા તો હે પ્રભુ તમો જ છો.

યુ૦—હે પુષ્કરાક્ષ! આવી પૂજ્ય વડિલની વાણીને તમોએ શો પ્રત્યુત્તર આપ્યો ?

કૃ૦—હે નિષ્પાપ, મેં એ પવિત્ર અને નિર્મળ વિદુરજીને કહ્યું કે! "હે વિદુરજી તમો બુદ્ધિમાન અને વિચિક્ષણ છો. તમોએ મારા સરખા સં-

બંધીને કહેવા યોગ્ય જ વાણી કહી છે. હે બુદ્ધિશીલ, હું દુર્યોધનનું દુષ્ટાત્મપણું અને સર્વ રાજાઓનાં વૈરને પણ જાણું છું. એમ છતાં પણ **કર્તવ્યધર્મને** અનુસરીને જ હુ કૌરવો સમીપ આવ્યો છું. હે પ્રાજ્ઞ! જે યુદ્ધથી થતા નાશને ખાળે તેને ઉત્તમ ધર્મની પ્રાપ્તિ થાય છે. **શક્તિ પ્રમાણે ધર્મકાર્યનો ઉદ્યોગ કરનારને કદાપિ સિદ્ધિ ન મળે તોએ પણ તેને ધર્મની પ્રાપ્તિ તો થાયજ છે.** એ વિષે મારૂં મન લેશ માત્ર પણ સંશયશીલ નથી. માટે હે બુદ્ધિમાન ! યુદ્ધમાં નાશ પામનાર કૌરવોને પાંડવોસહ સલાહ થાય એવો પ્રયત્ન હું કપટરહિતપણે કરીશ. આજ હું કૌરવોને, કર્ણ તથા દુર્યોધને ઉત્પન્ન કરેલ આપત્તિ યુક્ત જોઉ છું. જે પુરૂષ આપત્તિ સમયે મિત્રને શક્તિ પ્રમાણે છોડાવે નહિ તે નૃશંસ કહેવાય છે. જે પુરૂષ બળના પ્રમાણમાં શત્રુએ ગ્રહણ કરેલ કેશથી તથા અનુચિત કર્મથી નિવૃત્ત કરવા ઉપાય કરે તે ભૂમિમાં ઠપકાને પાત્ર રહતો નથી. માટે હે પ્રાજ્ઞ ! હું દુર્યોધનને સમર્થ હિતરૂપ, શુભ તથા ધર્મ અને અર્થયુક્ત વાક્ય કહીશ. ભલે દુર્યોધન અવળો ભાવ લાવી તેનાં હિતકાર્ય માટે પ્રયત્ન કરતાં છતાં પણ જો મારા વિષે શંકા રાખશે તોયે પણ મારૂં હૃદય તો પ્રીતિ, સ્નેહ અને પ્રેમનુંજ પાન કરશે, અને મિત્રનાં રૂણથી મુક્ત થશે. અને વળી જગતમાં મારે વિષે ઠપકો પણ ન રહશે કે કૃષ્ણ બળવાન છતાં એણે પોતાના સ્નેહિયોને વાર્યા નહિ. એમ છતાં પણ બાળબુદ્ધિ દુર્યોધન ધર્મ અને અર્થ યુક્ત મારાં વચનપર લક્ષ નહિ આપશે તો અવસ્ય એ પ્રારબ્ધનેજ વસ્ય થશે. પણ આપણ તો રાજાઓ અને સમૂહમાં કર્તવ્ય હીન ગણાઇએ નહિ. અને આપણા આત્મધર્મને પણ કર્તવ્યહીન રહીએ નહિ. હે વિદુરજી ક્રોધ પામેલ સહુ રાજાઓ એકત્ર થયા છે, પણ સિંહ સામે જેમ મૃગ ઊભાં રહેવાં સમર્થ નથી તેમજ તેઓ સહુ મારી સન્મુખ ઊભા રહેવા સમર્થ નથી.” હે ધર્માત્મા યુધિષ્ઠિર આ પ્રમાણે વાર્તાલાપ કરતાં હમે રાત્રીનું શયન કર્યું.

યુ૦—હે મહાત્મન્ શ્રીકૃષ્ણ હવે બીજે દિવસે શું કર્યું ?

કૃ૦—બીજે દિવસનું પ્રભાત થતાં પ્રાતઃકાળનાં સંધ્યાવંદનાદિકથી પરવારતાં દુર્યોધન અને શકુની મારી સમીપ આવી રહ્યા અને મને કહ્યું કેઃ—

"હે શ્રીકૃષ્ણ, રાજન્ ધૃતરાષ્ટ્ર તથા ભીષ્મપિતામહાદિક કુરૂકુળના સહુ પુરૂષો તથા અન્ય રાજનો પણ સભામાં વિરાજ્યમાન થઇ રહ્યા છે અને એ સહુ સ્વર્ગમાં ઇંદ્રસમ આપને ઇચ્છે છે." રાજન્ યુધિષ્ઠિર ! આવી રીતે મને નિવેદન કરતા રાજન્ દુર્યોધન અને શકુનીનું મેં સન્માન કર્યું, અને દારૂક સારથીને મેં રથ જોડવાની આજ્ઞા કરી. રથ તૈયાર થઈ આવતાં હું રથમાં બેઠો. દુર્યોધન અને શકુની પણ સહુ સહુના રથમાં બેઠા. સાત્યકી કૃતવર્માદિ યાદવો પણ મુજ સંગ ચાલતાં સહુ સહુના રથમાં બેઠા. મૃદંગ, ભેરી, તુરી, શંખાદિ વાજીંત્રો વાગવાં લાગ્યાં. પાંચસો હસ્તી, એક સહસ્ત્ર રથ અને શસ્ત્રમાં સજ્જ થયેલ હજારો યોદ્ધાઓના સરઘસમાં હું જવા લાગ્યો. મારાં દર્શન અર્થે આવેલ બાળક, સ્ત્રી, પુરૂષ, વૃદ્ધ આદિકથી શહેર અને રાજમાર્ગ ખીચોખીચ થઈ ગયા. અનેક અટારી અને ભીંતો પરથી કુળવાન સ્ત્રીઓ મને જોતી રહી. માર્ગમાં સમૂહનો સત્કારસ્વીકારતાં ધીમે ધીમે ચાલતાં હું ધૃતરાષ્ટ્રની સભા સમીપ આવી પહોંચ્યો. સભાગૃહ સમીપ થતાં રથમાંથી ઉતરી હું વિદુરજી તથા સાત્યકીનો હસ્ત ઝાલી ચાલવા લાગ્યો. કર્ણ તથા દુર્યોધન આગળ ચાલતા હતા. પાછળ યાદવો તથા કૃતવર્મા હતા. સભા પ્રવેશતાં ભીષ્માદિક સહિત ધૃતરાષ્ટ્ર રાજન્, દ્રોણાચાર્ય અને અન્ય રાજાઓ મારા સત્કાર અર્થે આસન ઉપરથી ઊભા થયા. હિરાજડિત સુવર્ણ આસન મને નિવેદન કર્યું. સભામાં કૌરવ તથા અન્ય રાજાઓએ મારો પૂજાદિ સત્કાર કર્યો. એવે અંતરિક્ષમાં ઊભેલા નારદ આદિ ઋષિગણને જોતાં મેં ભીષ્મને ધીમેથી કહ્યું "હે ભીષ્મ આ રાજાઓની મળેલી સભા જોવા રૂષિગણો આવ્યા છે. એમને સત્કારપૂર્વક આસન લેવા નિમંત્રણ કરો. એ સહુના બેઠા શિવાય આપણથી બેસી શકાશે નહિ. એમને બેસાડી એમની પૂજા કરો. મારાં વચન પરથી ભીષ્મે રૂષિઓને જોતાં એ રૂષિગણને ભીષ્મે મણિજડીત સુવર્ણ આસન આપવાની આજ્ઞા કરતાં સહુ તેમ થયું. રૂષિઓની અર્ધ્યપાનાદિકે પૂજા થતાં તેઓ સહુ બેઠા અને ત્યાર પછી હમો સહુએ યથાયોગ્ય આસન લીધાં.

યુ૦—મહાત્મન્ શ્રીકૃષ્ણ, આપના પ્રભાવને એજ ઘટે. આપના પ્રભાવરૂપ વાણી શ્રવણ કરવા જ રૂષિગણો ધૃતરાષ્ટ્રની સભામાં આકર્ષાયા. હે

વાસુદેવ એ આપનાં પ્રકાશસ્વરૂપનાં જ્યોતિરૂપ ફળ શિવાય અન્ય શું હોય?

કૃ૦—હે સત્યસ્વરૂપ, રૂષિગણો સદા સત્યપર જ પ્રીતિવાળા હોય છે. જેથી કરી સત્ય પુરૂષનાં કષ્ટથી એમનાં હૃદય પણ કષ્ટભાવને જ પામી રહે છે. જેથી એવા સત્પુરૂષનાં ક્લેશની મુક્તિ જોવા અર્થે જ એ મહાભાગ રૂષિગણોનું આવાગમન હતું.

યુ૦—મહારાજ! રૂષિગણને પણ એજ ઘટે! પણ હે વાસુદેવ હવે શું થયું?

કૃ૦—હે યુધિષ્ઠિર, સહુએ આસન લેતાં સભામાં તદ્દન શાંતિ પ્રવર્તી રહી. સહુ કોઈ તૂષ્ણીભૂત થઈ રહ્યું. પુતળાં સમ ચેષ્ટાહીન સભાની આવી સ્થિતિ કંઈક કાળ રહતાં મેં મારૂં દૂતરૂપ કર્તવ્ય અદા કરવું શરૂ કર્યું.

યુ૦—હે મહાત્મન્, અરે મધુસૂદન, તમો તેમજ અન્ય સભાજનોની વાણી શું વહી તે યથાસ્થિત શ્રવણ કરાવો.

કૃ૦—હે ધર્મસ્વરૂપ હું એ કહું છું તમો સહુ ચિત્તપુર્વક શ્રવણ કરો.

યુ૦—હે કેશવ હમો ધ્યાનપૂર્વક જ છીએ.

કૃ૦—હે યશસ્વિન્ હે નિષ્પાપ મેં તમારા વડિલ અને તમને પૂજ્ય ધૃતરાષ્ટ્ર રાજનને ઉદ્દેશીને વદવું શિરૂ કર્યું કે—'હે ભારત! હે કુરૂ શ્રેષ્ઠ પરાક્રમી એવા આ કૌરવ અને પાંડવને અન્યોઅન્ય શાંતિ રહે એજ યાચના અર્થે આજ હું તમો સન્મુખ થયો છુ. એઓ ઉભય વચ્ચે વિનાશ ન થાય એજ હું ઇચ્છું છું. હે રાજન્ ધર્મને જાણનાર તમારૂં હૃદય સહુ સ્થિતિ ક્રમ અવલોકી શકે છે. એટલે અન્ય કલ્યાણ યુક્ત વાણી કહેવાની મારે રહતી નથી. હે પ્રાર્થીવ! ધર્મ, આચાર અને ગુણે કરી પ્રસિદ્ધ પામેલું આ તમારૂં કુળ સર્વ રાજાઓમાં શ્રેષ્ઠ છે. કેમકે તમારા કુળમાં આર્જવ, ક્ષમા, સત્ય, અનૃશંસતા, કૃપા, અનુકંપા અને દયાએ વાસ કર્યો છે. પણ હે રાજન્, કેવળ તમોને માની જે વૈર તમારા કુટુંબમાં કલહરૂપે ચાલુ રહે છે એતો ખરે ઘણું અયોગ્ય કર્મ જ છે. ધૃતાદિક અવળે રસ્તેથી કૌરવોને નિવારવા, હે કુરૂ શ્રેષ્ઠ તમો જ સમર્થ છો. અમર્યાદ, અશિષ્ટ, લોભયુક્ત ચિત્તથી મૂઢતાને પ્રાપ્ત થયેલ તમારા પુત્રો દુર્યોધનાદિ ધર્મ અને અર્થનો ત્યાગ કરી તમારા જ પુત્રરૂપ પાંડવો પ્રત્યે નૃશંસપણે વર્તે છે એ સહુ તમો જાણો છો. અને એ જ કુરૂ કુળને મહત્ આપત્તિનું ઉત્પત્તિ સ્થાન છે.

હે ભારત! કૌરવોને તમો સમજાવી શકો એમ છે. જો એમ ન થા-યતો ભ્રાતો વચ્ચે પરસ્પર યુદ્ધ થતાં સર્વે પૃથ્વીનો પણ ઘાત થશે. હે પૃથ્વીપતિ, કૌરવ પાંડવ વચ્ચેની સંધિ તમારે અધીન જ છે. દુર્યોધનાદિ તમારા પુત્રોને તમો સમજાવો અને તમારા શત્રુરૂપ પાંડવોને હું સમજાવીશ. તમારા પુત્રોએ તમારી આજ્ઞા અને સલાહ માન્ય કરવી એજ તમને ઉચિત છે. અને એમાં જ એમનું શ્રેય છે. આવું વૈર નિષ્ફળ છે, જેથી સલાહ થતાં પાંડવો તમને સહાયભૂત થશે. હે રાજન્ મહાત્મા પાંડવોએ સુરક્ષિત એવા તમને દેવતા સહિત ઇંદ્ર પણ જીતવા સમર્થ નથી. તો અન્ય રાજાઓની શી કથા? ભીષ્મ, દ્રોણાચાર્ય, કૃપાચાર્ય, કર્ણ, વિવિંશતી, અશ્વત્થામા, વિકર્ણ, સોમદત્ત, બાહ્લિક, સૈંધવ, કલિંગ, કાંબોજ, સુદક્ષિણ, યુધિષ્ઠિર, ભીમસેન,અર્જુન નકુલ, સહદેવ, મહા તેજસ્વી સાત્યકી તથા મહારથી યુયુત્સુ એ સહુ સન્મુખ હીન મતિ કોણ યુદ્ધ કરી શકે? હે રાજન્ ભરત શ્રેષ્ઠ! આમ થવાથી જ શત્રુથી અજીત એવા તમો પૂર્વ સમ સત્કારને પામતા નિશ્કલંક પૃથ્વીને ભોગવશો. હે ભારત યુદ્ધની ઇચ્છાવાળા કૌરવો અને પાંડવોને પ્રાપ્ત થનાર મોટા ભયથી એમને રક્ષો! એમ ન થાય તો અવસ્ય બન્ને પક્ષની પ્રજાનો નાશ થશે. હે રાજન્! આ સહુ પ્રજા નાશ ન પામે એમ એ પ્રજાનું રક્ષણ કરો! હે ભરત શ્રેષ્ઠ! તમો એક જો સત્વ ગુણનું સેવન કરો તો સહુને જ કલ્યા-ણની પ્રાપ્તિ થાય. હે ધર્મજ્ઞ! તમો શુદ્ધ અંતઃકરણ યુક્ત, લજ્જાવાન, આર્યત્વના ભાવશીલ, પુણ્યશીલ, તથા અન્યોઅન્ય સચિવરૂપ છો. માટે જ હે રાજન્ યુદ્ધથી પ્રાપ્ત થતા ભયથી સહુનું રક્ષણ કરો. સહુ રાજાઓ ક્રોધનો ત્યાગ કરી, સત્કાર પામી સહુ સહુના ગૃહ પ્રત્યે જાઓ. બાળપણમાં હે રાજન્, એ પાંડવો પ્રત્યે તમારી જેવી પ્રીતિ હતી તેવી જ પ્રીતિ પુનઃ એ પાંડવો પ્રત્યે ધાવન કરો. એજ તમારા હૃદયનો રેલતો પ્રવાહ સહુને શાંતિ યુક્ત કરો. એથી જ સહુ શાંતિ પૂર્વક આનંદમાં સ્વદિન નિર્ગમતા રહો!! હે ભારત! બાળપણમાં એ પાંડવોને તમે જ ઉછેરી મોટા કર્યા છે; એમને વિદ્યાદાન અર્પ્યું છે. એ સહુએની રક્ષા કરી છે તો હે કુળ શ્રેષ્ઠ! હવે પણ તમો તમારા પુત્ર સમ પાંડવોનું તમારા પુત્ર કૌરવો સમજ પ્રેમપૂર્વક પાલન

કરો. દુઃખ સમયે એ પાંડવોનું રક્ષણ કરવું એજ હે ભરત શ્રેષ્ઠ ! તમને ધર્મરૂપ છે. એથી જ તમારો ધર્મ અને તમારો યશ વૃદ્ધિ પામતાં સર્વત્ર પ્રકાશને પામી રહો. અને એમ થતાં હે રાજન્ ! તમારા ધર્મ તથા તમારા અર્થનો નાશ થાઓ મા ! ! ! હે રાજન્ ! પાંડવોએ તમને પ્રસન્નતા પૂર્વક દંડવત પ્રણામ કહાવી કહાવ્યું છે કે " તમો હમારા પિતુસ્થાને હોઈ, તમો હમારા પિતારૂપ જ છો. તમારી આજ્ઞાથી જ ચાકરો સહિત હમોએ દુઃખ વેઠયું. પિતારૂપ તમારી આજ્ઞાને અનુસરતાં જ બાર વર્ષ વનવાસ અને એક વર્ષનો ગુપ્તવાસ પણ હમોએ સેવ્યો. એમ સહુ પ્રકારે તમોમાં જ શ્રદ્ધા રાખી તમારી આજ્ઞાનું યથાક્રમ પાલન કર્યું તો હવે હમને હમારૂં રાજ્ય પુનઃ આપવારૂપ કહેલ સમય પ્રાપ્ત થયો છે માટે હે પિતારૂપ ! એ સમયનું પાલન કરો. હમો સદાય તમોમાં શ્રદ્ધાપૂર્વક વર્તતા રહીએ છીએ અને એમ વર્ત્યા પણ છીએ તો હે પિતારૂપ ! હવે સ્વપ્રતિજ્ઞા સફળ કરો ! હે પિતારૂપ વળી તમો ધર્મજ્ઞ હોઈ હમારૂં રક્ષણ કરવા યોગ્ય છો. હમો બહુ કલેશિત થઈએ છીએ. માટે હમને હમારૂં રાજ્ય પુનઃ સ્વાધીન કરતાં હમને કૃતાર્થ કરો ! હમો દુઃખ વેઠીએ છીયે માટે પિતારૂપ તમો હમારૂં રક્ષણ કરો. હમો અવળે માર્ગ જતા હઈએ તો હે પિતારૂપ, તમો હમને બોધ આપો. અને એમ સહુ પ્રકારે સર્વથા હમને પિતારૂપ રક્ષો. હે પિતારૂપ ! તમારી સભા પણ ધર્મજ્ઞ છે માટે વૈર થવું યોગ્ય નથી. અધર્મે કરી ધર્મનો અને અ-સત્યે કરી સત્યનો નાશ થાય છે. એટલું જ નહિ પણ એમ અધર્મ અને અસત્યને માત્ર દ્રષ્ટારૂપ જોઈ રહનારનો ધર્મ પણ લોપ ભાવને જ પામી રહતાં એમ જોનારનાં હૃદય અને ધર્મનો પણ નાશ થાય છે, તો હે પિતારૂપ તમારી સભા પણ દ્રષ્ટારૂપ આમ અધર્મ જોઈ રહતાં સ્વધર્મનો લોપ કરતાં નાશને જ પામી રહે. સભાસદો સભા-પતિનાં દુઃખરૂપ શલ્યને નિવૃત્ત નહિ કરે તો નદીતટનાં વૃક્ષ સમ નદીના ઓઘ સહ સભાસદો પણ તણાઈ–ભેદાઈ–વિંધાઈ નાશ પામે છે " હે રાજન્ ધૃતરાષ્ટ્ર ! આવી રીતે શાંત પાંડવોએ ધર્મરૂપ સત્ય, અને ન્યાય વચન યુક્ત વાણી કહાવી એ પાંડવો પોતાનાં અર્ધ-રાજ્યને પુનઃ ધર્મરૂપ ઇચ્છે છે. માટે હે જનેશ્વર ! એ ધર્મરૂપ પાંડ-

વોને એમનું અર્ધ રાજ્ય પાછું આપો. હે રાજન્ એથી વિશેષ કહેવાનું શું હોય? હે સભાસદો, મારી વાણી જો અસત્ય હોય તો તેમ કહેવા તમો સમર્થ છો. અને એમ કહેવું એ તમને ધર્મરૂપ જ છે. હે પુરૂષ શ્રેષ્ઠ રાજન્ ધૃતરાષ્ટ્ર જો હું ધર્મ તથા અર્થરૂપ વદતો હઉં તો આ સહુ ક્ષત્રિયોને મૃત્યુના પાશથી મુક્ત કરો!! હે ભરત કુળમાં શ્રેષ્ઠ, તમો ક્રોધ વશ્ય ન રહતાં શાંતિને પામો. પાંડવોને એમના પિતાના રાજ્યનો અર્ધ ભાગ આપો, અને એમ કૃતાર્થ થઈ પુત્ર સહિત સુખને ભોગવો!! સત્પુરૂષના ધર્મમાં યુધિષ્ઠિરની વૃત્તિ તમને સુવિજ્ઞાત જ છે. તેમજ પુત્ર સહિત તમો વિષે પણ એ ધર્મશીલ યુધિષ્ઠિરની વૃત્તિ તમને અજ્ઞાન નથી. કેમકે હે કુળ શ્રેષ્ઠ!

## શાર્દૂલવિક્રીડિત

કે કર્યો ભીમ નદિશું વિષ દઈને લાક્ષાગૃહે તો જુઓ!
ઉપાયો સહુ લીધ નાશ કરવા દ્યૂતે ક્રિયા કા કહો?!
ભાર્યા દ્રૌપદી કષ્ટ અશ્રુ વહતી જોતી સભા આ વળી
તોયે પાંડવ ધર્મ ધૈર્ય ધરતા આજ્ઞા ન લોપે જરી!! ૬૨૩

હે રાજન્ ધૃતરાષ્ટ્ર

## ઇંદ્રવજ્રા

આજ્ઞા રૂપો હા હજી એહ ઇચ્છે
કષ્ટો દીધાં તોય હિ પ્રેમ પ્રીછે
હા ધર્મરૂપે સહુ એ જીવંતા
ઉચ્છેદતા ધર્મ શું શ્રેયવંતા?!! ૬૨૪

હે કુરૂ શ્રેષ્ઠ, ધર્મરૂપ યુધિષ્ઠિર હજી પણ એજ આજ્ઞારૂપ આશ્રયને ઇચ્છે છે. હે રાજન્ આ જે મારી વાણી વહે છે તે તમો તેમજ પાંડવ એમ ઉભયના શ્રેય અર્થે જ વહે છે. એમાં જ ઉભયનાં ધર્મ, અર્થ અને સુખની પર્યાપ્તિ સમાયલી છે. માટે હે રાજન્, પ્રજાનો વૃથા નાશ મા કરો!! હે ધર્મજ્ઞ! દ્રોહ તથા સ્વાર્થરૂપ અનર્થને અર્થરૂપ માનતા લોભ ગ્રસ્ત તમારા પુત્ર કૌરવોને યુદ્ધરૂપ કર્મથી નિવારો. પાંડવો તો તમારી સેવા કરવા તત્પર જ છે. તેમ જ હે રાજન્ યુદ્ધ માટે પણ તત્પર છે. હે જનેશ્વર! હે ભારત! આવાં અનર્થરૂપ ક્રિયા

સ્વરૂપમાં હવે તમને જે યોગ્ય લાગે તે આચાર ગ્રહણ કરો. મારે જે કહેવાનું હતું સ્પષ્ટ કરવાનું હતું–તે આજ ! ! !

યુ૦—હે મહાત્મન્ તમોએ પિતારૂપ ધૃતરાષ્ટ્ર તેમજ સભાને પણ ધર્મ અને ન્યાયરૂપ યોગ્ય વાણી જ કહી. હે મહાભાગ ! એ વાણી શ્રવણ કરતાં સભાનું સ્વરૂપ કેવું થયું ? અન્ય વક્તા કો થયા કે નહિ ? હે ભગવન્ એ સહુ કહો !

કૃ૦—હે ધર્મશ્રેષ્ઠ ! સહુ રાજાઓએ સ્વહૃદયમાં એ વાક્ય માન્ય કર્યાં એમ મેં સહુની મુખાકૃતિપરથી જોયું. પણ હે યુધિષ્ઠિર આગળ પડી બોલવા કો પણ સમર્થ થયું નહિ. સત્યરૂપ વહતી મારી વાણીથી સહુનાં અંગ તો હર્ષ પામતાં હતાં, છતાં પણ સભાસદોનાં હૃદય તો સ્તંભિત જ થઈ રહ્યાં હતાં. એમ મારી વાણીનો પ્રત્યુત્તર આપવા કોઈ પણ પુરૂષ તત્પર નથી એવું મુખચિંતન દર્શાવી આપતાં મૌન ધારણ કરી રહેલ સભામાં જ્યારે જમદગ્નિના પુત્ર મહાભાગ પરશુરામે જોયું ત્યારે તેઓ બોલવા ઊભા થયા.

યુ૦—હા નક્ષત્રી પૃથ્વી કરનારના આત્મપ્રભાવને એજ ઘટે. એ મહાભાગની વાણી શું વહી તે હે કેશવ યથાર્થ કહો.

કૃ૦—હે ધર્મરૂપ ! એ મહાભાગ પરશુરામ ઊભા થઈ રાજન્ ધૃતરાષ્ટ્ર તથા સભાજનને નિડરતા અને નિષ્ઠાપૂર્વક કહેવા લાગ્યા કેઃ—" હે ધૃતરાષ્ટ્ર રાજા હું ઉપમાયુક્ત સત્ય વાણી કહું તે શંકારહિત સાંભળો અને એ યથાર્થ લાગે તો તમારૂં શ્રેય થાય એમ કરો. પૂર્વે દંભોદ્‌ભવ નામે સાર્વભૌમ રાજા થઈ ગયાનું મેં સાંભળ્યું છે. તે નિત્ય પ્રાતઃકાળમાં ઊઠીને બ્રાહ્મણ તથા ક્ષત્રીને પૂછતો કે કોઈ પણ શસ્ત્ર અસ્ત્ર ધારણ કરનારમાં મારાથી અધિક વા મારા સમાન છે ? બ્રાહ્મણોએ એ રાજાને ગર્વ કરવા નિષેધ કર્યો. એમ છતાં પણ જ્યારે એ દંભોદ્‌ભવ રાજા ન હઠયો ત્યારે બ્રાહ્મણોએ કહ્યું કે તારી સાથે યુદ્ધ કરે એવા તપસ્વી નર અને નારાયણ છે. ગંધમાદન પર્વત ઉપર તેઓ મોટું તપ કરે છે. એ પરથી દંભોદ્‌ભવ સેના સહિત એ નર નારાયણ સંમીપ ગયો. નર નારાયણે એનો સત્કાર કરી આવાગમનનું કારણ પૂછ્યું. ત્યારે એ દંભોદ્‌ભવે યુદ્ધની માગણી કરી. નર નારાયણે તપ–

સ્ત્રીના આશ્રમમાં તો શાંતિ અને સરળતા જ કહ્યાં. અન્ય વસ્તુ ત્યાં ન હોય એમ કહ્યું. યુદ્ધની ઇચ્છા અન્ય સ્થળેથી તૃપ્ત કર એમ સમજાવ્યો. પણ સહુ વૃથા જતાં દંભોદ્‌ભવે તો વારંવાર યુદ્ધની જ માગણી કરી, એ નરનારાયણને યુદ્ધ માટે જ બોલાવવા લાગ્યો. આવી રીતે ઘણી વાર સમજાવ્યા છતાં એવા એના અનેક અપરાધ ક્ષમા કર્યા છતાંયે જ્યારે એ ન સમજ્યો ત્યારે નરે ઇષીકા માત્રથી આકાશને આચ્છાદિત કરી દીધું. દંભોદ્‌ભવનું સહુ સૈન્ય નાશ પામ્યું. દંભોદ્‌ભવ પરાભવ પામ્યો અને નરને પાયે પડયો. અને એમ કરી સ્વકલ્યાણની યાચના કરી ત્યારે શરણાંગતનું રક્ષણ કરનાર નરે કહ્યું કે "ફરીથી આવું કામ કરતો નહિ. અલ્પ કે અધિક પરાક્રમી કોઈનો આક્ષેપ કરતો નહિ. તું ધર્માત્મા થા અને બુદ્ધિમાન, લોભ તથા અહંકારરહિત, સ્થિર મનયુક્ત, દાંત ક્ષમાવાન, સરલ તથા સૌમ્ય થઈ તું પ્રજાનું પાલન કર, અને વળી પારકાનું બળાબળ જાણ્યા વગર કોઇનો આક્ષેપ કરતો નહિ. તને જવાની રજા આપું, તારૂં કલ્યાણ થાઓ, અને ફરી આવું આચરતો નહિ" હે ભારત એ પ્રમાણે મહાત્મા નરનાં વાક્ય સાંભળી એમને પાદવંદન કરી દંભોદ્‌ભવ પોતાના પુર પ્રત્યે ગયો. આ નરનું ચરિત્ર અદ્‌ભુત હતું તો એથી પણ નારાયણ ગુણે કરી અધિક છે. માટે હે ધૃતરાષ્ટ્ર રાજન્ જ્યાં સુધી અર્જુને ગાંડિવ ધનુષમાં બાણ સાંધ્યું નથી તે પહેલાં માનનો ત્યાગ કરી તેની સમીપ થાઓ. કેમકે પ્રસ્વાપન, મોહન, ઉન્માદન, ત્રાસન, ઐંદ્ર, પૈશાચ, રાક્ષસિય તથા યામ્ય નામનાં આઠ પ્રકારનાં અસ્ત્રે કરી વિંધાયેલ પુરૂષ સંજ્ઞારહિત થઈ મૃત્યુવશ્ય થાય છે. અને જેના બંધુ નારાયણ છે એવો અર્જુન યુદ્ધમાં સર્વને દુઃસહ છે. એને જીતવાની ઇચ્છા ત્રણ લોકમાં કોણ કરે? અર્જુનમાં અસંખ્ય ગુણ છે અને આ જનાર્દનમાં તો એથી પણ અધિક છે. તમો પોતે પણ કુંતાપુત્ર અર્જુન કેવો છે તે સારી રીતે જાણો છો. હે રારાજન્, જે નરનારાયણ કહેવાય છે તેજ શૂરવીર પુરૂષોમાં ઉત્તમ અર્જુન તથા કેશવ ભગવાન છે એમ સત્ય જાણો. માટે હે ધૃતરાષ્ટ્ર શુભ પ્રજ્ઞાનો આશ્રય કરી પાંડવ સહ સલાહ કરો. હે રાજા તમારાં કલ્યાણપૂર્વક પાંડવમાં અભેદ ઇચ્છતા હો તો પાંડવ સાથે સલાહ કરો.

અને યુદ્ધ મા કરો. પૃથ્વી વિષે તમારૂં કુળ બહુ માન્ય છે અને એ એવું જ રહો ! તમારૂ કલ્યાણ થાઓ, અને તમારા પોતાના જ સ્વાર્થનું ચિંતન કરો.

૩૯—હે નારાયણ ! આપ શિવાય સ્વસ્વરૂપ સત્ય અંશમાં કથવા કોણ સમર્થ થાય ? મમતારહિત સ્વસત્યસ્વરૂપનું ભાન કરાવવું એ અતિ દુર્ઘટ કાર્ય છે. શ્રોતાની દૃષ્ટિ હૃદયક્રિયાના સત્ય માર્ગ ઉપર જ રહતાં સ્થુલનું પણ ભાન ભૂલાવી હૃદયને સત્યસ્વરૂપનું ભાન કરાવવું એજ નિર્મમતારૂપ આત્મનું ઉત્તમોત્તમ આત્મઅંગ છે. એ ક્રિયા આત્મસ્વરૂપના પરિપાકે જ સિદ્ધ થાય. માટે હે પ્રભુ હું આપનાં સ્વરૂપથી ઉપકૃત થયો છું અને હજી પણ જે કહેવા યોગ્ય હોય તે કહો.

૪૦—મહાભાગ પરશુરામની એવી વાણી બંધ થતાં સમર્થ કણ્વ ૠષિએ દુર્યોધનને ઉદ્દેશી બોલવું શરૂ કર્યું કે “ હે દુર્યોધન ! જેવા સર્વ લોકના પિતાગહ બ્રહ્મા અક્ષય્ય તથા અવ્યય છે તેવાજ મહાસમર્થ નરનારાયણ છે. ને સર્વ દેવનાઓમાં પણ એકજ વિશ્નુ સનાતન, અજય્ય અવ્યય શાશ્વત પ્રભુ છે. સૂર્ય, ચંદ્ર, જળ, પૃથ્વી, વાયુ, અગ્નિ, આકાશ ગ્રહ નક્ષત્ર તથા તારાગણ જગતના ક્ષયને અંતે ત્રણ લોકનો ત્યાગ કરી ક્ષય પામે છે ને પાછા વળી વારંવાર ઉત્પન્ન પણ થાય છે. મનુષ્ય, મૃગ, પક્ષી, તિર્યગ્યોની તથા બીજાં પણ જીવ લોકનાં પ્રાણી માત્ર મુહૂત મરણવાન છે. તેમાં રાજાઓ તો આયુષનો ક્ષય આવે છે ત્યારે રાજ્ય સમૃદ્ધિ ભોગવી લઈ તરૂણ અવસ્થામાંજ સુકૃત તથા દુષ્કૃત ભોગવવા તૈયાર થાય છે. માટે હે રાજન્ ધર્મ પુત્ર યુધિષ્ટિર સાથે સલાહ કરવી એ આવશ્યક છે. અને પાંડવ તથા કૌરવ એકત્ર મળી પૃથ્વીનું રાજ્ય ભોગવો. હે દુર્યોધન પોતાના બળનો ગર્વ કરવો નહિ. કેમકે બળવાન કરતાં પણ બળવાન હોય છે. દેવસરખા પરાક્રમવાળા પાંડવો મહાબળવાન છે. ભગવાન વિશ્નુનાં વાહન ગરૂડને એકવાર ગર્વ થયો હતો. તે ઇંદ્રે આયુષ અર્પેલ ઐરાવત કુળના આર્યક નાગના પૌત્ર સુમુખને ભક્ષણ કરવા ઉધુક્ત હતો. ઇંદ્રે તેમ ન થવા દેતાં એ ગરૂડ ઇંદ્રને પીડવા પણ તત્પર થયો. અને વિશ્નુને વહન કરવારૂપ સ્વબળનો ગર્વ વિશ્નુ સન્મુખ પણ કરવા લાગ્યો. ત્યારે

વિશ્નુએ કહ્યું "હે અંડજ બહુ થયું, આત્માએ કરી આત્મારૂપ એવા ત્રણ લોક ધારણ થઈ રહ્યા છે. તને મને વહન કરવારૂપ ગર્વ ઉદ્ભવ થયો છે તો આ મારી ભુજાને વહન કર, એમ વદતાં ગરૂડનાં જમણાં સ્કંધ ઉપર વિશ્નુ ભગવાને પોતાનો જમણો હસ્ત મુક્યો. ગરૂડ ભારથી પીડિત થઈ વિહ્વળ ચેતન રહિત થઈ ગયો. એમ થતાં ગરૂડે પોતાના અપરાધની ક્ષમા યાચી સ્વદૌર્બલ્ય જણાવ્યુ. એજ પ્રમાણે હે દુર્યોધન હે ગાંધારી સુત ! જ્યાં સુધી તું મહાસમર્થ પાંડુ સુતને પામ્યો નથી ત્યાં સુધી જ તું જીવતો છે. વાયુ પુત્ર ભીમસેન તથા ઇંદ્રપુત્ર ધનંજય યુદ્ધમાં કોનો પણ નાશ ન કરે ? વિશ્નુ, વાયું, ઇંદ્ર, ધર્મ તથા આશ્વિનૌનાં સ્વરૂપ શ્રી કૃષ્ણ. ભીમસેન, અર્જુન, યુધિષ્ઠિર અને નકુલ સહદેવમાં આવિર્ભાવ પામેલાં છે તો દેવ સરખા એમની સન્મુખ તું જોવા પણ ક્યાંથી સમર્થ થાય ? માટે હે નૃપાત્મજ તું શાંતિને પામ. અને આ વાસુદેવ ભગવાનનાં વાક્ય માન્ય કરી તું કુળની રક્ષા કર ! !!

યુ૦—ભગવન્ આથી ધૃતરાષ્ટ્ર પુત્ર દુર્યોધને શું કહ્યું ?

દે૦—હે યુધિષ્ઠિર ! કણ્વ રૂષિનાં આવાં વચન શ્રવણ કરતાં ભ્રકુટી ચઢાવી નિશ્વાસ પૂર્વક કર્ણ સામુ જોઈ દુરાત્મન દુર્યોધન મોટા શબ્દથી હસવા લાગ્યો અને પોતાનું શિર ઠોકી કણ્વ રૂષિને કહેવા લાગ્યો કે "હે મહર્ષી ઈશ્વરે જેવી રીતે મારે વિષે નિમાર્ણ કર્યું છે તેવી જ રીતે હું વર્તીશ. મને જે ભાવી અને ગતિ પ્રાપ્ત થવાનાં હશે તે થશે. ત્યારે હે મહર્ષિ તમારા આવા મિથ્યા પ્રલાપથી શું ?

યુ૦—આતો ખરેખર મૂઢતાની અવધી ! મહર્ષી કણ્વ રૂષિને આવો તિરસ્કાર અસહ્ય જ હોય.

દે૦—હા એમ છતાં નારદમુનિ દુર્યોધનને કહેવા લાગ્યા કે "હે દુર્યોધન જે વેળા ભ્રાત પણ ઊભો રહેતો નથી તેવા મહા સંકટના સમયે હિતનાં વાક્ય શ્રવણ કરાવે એવો સ્નેહી દુર્લભ છે, માટે હે કુરૂનંદન તારા સ્નેહિઓનાં વાક્ય તારે માન્ય કરવા યોગ્ય છે. મમતથી નાશ થાય છે. માટે મમત મા કર ! હે ધૃતરાષ્ટ્રના પુત્ર, નહુષનો પુત્ર યયાતિએ સ્વર્ગમાં ધર્મજ્ઞપણાનો ગર્વ કર્યો એથી જ એ સ્વર્ગભ્રષ્ટ થયો. તે સમયે બ્રહ્માએ યયાતિને કહ્યું કે "હે રાજર્ષિ

આ સ્વર્ગ લોક માન, બળ, હિંસા, વિશ્વાસઘાત તથા છળે કરી કોઇને સદૈવ પ્રાપ્ત થઈ રહતો નથી. માટે હવેથી તારે ઉત્તમ, મધ્યમ તથા અધમ એવા કોનું પણ અપમાન કરવું નહિ. ગર્વે કરી બળેલા પુરૂષને કો પણ કાળે શાંતિ પ્રાપ્ત થતી નથી" માટે હે દુર્યોધન સંબધીનાં હિતરૂપ વાક્ય શ્રવણ કર. હઠથી વિનાશ થાય છે માટે હે ગાંધારી સુત માન તથા ક્રોધનો ત્યાગ કરી તું પાંડવ સાથે સ્નેહ કર! હે પાર્થિવ! મનુષ્ય જે કંઈ દાન કરે છે, કર્મ કરે છે, તપ કરે છે, હોમ કરે છે તેનું ફળ સદા સ્થિર રહે છે અને એનો ભોક્તા પોતેજ થાય છે માટે હે દુર્યોધન તારાં કર્મ કોઈ બીજો ભોગવનાર નથી. માટે આવી કર્મ ક્રિયાની પરંપરા પર લક્ષ્ય કરી હજી પણ સમજ! એમાંજ હે રાજન્ તારૂં શ્રય છે." હે યુધિષ્ઠિર આટલું વદી નારદ પણ વિરામ પામ્યા.

યુ૦—હે મધુસૂદન! નારદ મુનિને દુર્યોધને કંઈ પણ પ્રત્યુતર આપ્યો નહિ? કર્મ માર્ગને અનુસરી નારદ મુનિની વાણી અતિ ઉત્તમ હતી.

કૃ૦—હે ધર્મ સ્વરૂપ! એમ છતાં એ દુર્મતિને તો કંઈએ અસર જણાઈ નહિ અને તે એક પણ શબ્દ બોલ્યો નહિ.

યુ૦—ત્યારે હે કેશવ અત્ર ખરેખર કાળ જ બળવાન છે. કાળમાં મૂઢ થતા પુરૂષો સત્યાસત્યનો વિવેક કરી શકતા નથી. એમ છતાં પણ સ્વસત્ય હૃદયની પ્રતિષ્ટા ખાતર, સ્વસત્ય હૃદયનાં માન ખાતર, સ્વસત્ય હૃદયનાં મહત્તા અને ગૌરવ ખાતર અને છેવટે એ સહુ સત્યશીલ આચાર વિચારથી સ્વઆત્માનાજ પ્રકાશ ખાતર શ્રાતા કે દ્રષ્ટા હૃદયતો મૌન જ ધારણ કરી રહે નહિ. અને એમ થાય તો એઓ સ્વસત્ય વ્રતનો ભંગ કરતાં સ્વઆત્માનેજ દોષરૂપ થતાં સ્વઆત્માનીજ ઉર્ધ્વગતિ અટકાવી એ ગતિની હાની કરતાં શ્રોતા કે દ્રષ્ટારૂપ એમ મૌન ધારણ કરી રહેવાથી સ્વગૌરવ પ્રતિષ્ટા, માન મહત્તાદિકની હાની કરે અને એજ ક્રિયાથી સ્વઆત્મ પ્રકાશનો લોપ કરી આત્મજ્યોતિનો ધ્વંશ કરતાં સ્વઆત્માનીજ અધો ગતિ કરે અને એથી આત્મરૂપ મહત્ દોષને પ્રાપ્ત થાય તો વદવા યોગ્ય અન્ય શ્રેષ્ઠ પુરૂષો હે ભગવન્ જે કંઈ પણ વાણી વદ્યા હોય તે અવશ્ય કહો.

કૃ૦—હા, હે સત્યશીલ! નારદની આવી વાણી અંતે દુર્યોધને કંઈ પણ પ્રત્યુત્તર ન આપ્યો ત્યારે ધૃતરાષ્ટ્ર રાજાએ નારદને કહ્યું કે "હે મુનિશ્રેષ્ઠ

મારૂં કંઈજ ચાલતું નથી. મહા સમર્થ નારદજી તમો જે કહો તેજ સત્ય છે. હું પણ એમ જ ઇચ્છું છું." આટલું કહી મને ઉદ્દેશીને એ રાજન્ કહેવા લાગ્યા કે "હે કેશવ! તમો આ લોક તથા પરલોકને સુખકર એવાં ધર્મ અને ન્યાયયુક્ત વાક્ય કહો છો. પણ ભગવન્ હું પોતે પોતાને સ્વાધીન નથી. અને આ દુર્યોધનનાં કર્મ મને પ્રિય પણ નથી. માટે હે પુરૂષોત્તમ, પાપ બુદ્ધિમાન, દુરાત્મા અને વળી બુદ્ધિમાન વિદુર ગાંધારી અને વૃદ્ધ ભીષ્માદિકની આજ્ઞાનું ઉલ્લંઘન કરનાર, ધર્મશાસ્ત્ર નીતિ અને આચારનું અતિક્રમણ કરનાર, મંદ બુદ્ધિવાન, વિકારી ચિત્તવાન, ચેતનરહિત દુષ્ટાત્મા, આ દુર્યોધનને નીતિમાર્ગ પર લાવવા પ્રયત્ન કરો અને એને સમજાવો. એમ થતાં હે શ્રીકૃષ્ણ તમારાં સંબંધીપણાંને લીધે મારા ઉપર જ નહિ પણ હમારા કુરૂકુળ ઉપર મહત ઉપકાર થશે.

યુ૦—હે મહાત્મન્, ધૃતરાષ્ટ્રની આવી વાણી સાંભળી તમે શું કર્યું ?

કૃ૦—હે ધર્માત્મન્! ધૃતરાષ્ટ્રનાં આવાં વચનથી મેં દુર્યોધનને મધુર વાણીથી કહ્યું કે "હે કુરૂકુળમાં શ્રેષ્ઠ હે ભારત! પરિવાર સહિત તારૂં શ્રેય થાઓ. આ મારી હિતરૂપ વાણી તારે માન્ય કરવા યોગ્ય છે. હે કુળસંપન્ન

ઇંદ્રવજ્રા

આચાર કુળે નહિ આ ઘટે છે
જે ક્રૂર નિર્લજ્જ રૂપે વહે છે
ક્રિયા તુ ધર્માર્થ રૂપે રહે જે
ના, ના કદિ સજ્જન છોડતા તે!! ૬૨૫

વળી હે ધર્મરૂપ મેં કહ્યું કે—"હે દુર્યોધન અસત્પુરૂષને યોગ્ય. અવળી અને અસત્ પ્રવૃત્તિને હઠથી વળગી રહેવું તારા જેવા રાજ્ય પુરૂષને ઘટે નહિ. આ અનર્થરૂપ હઠનો ત્યાગ કરવાથી, ભ્રાત, સેવકજન અને મિત્રે સહિત દેહનું કલ્યાણ કર! અને આવો અપયશ પ્રાપ્ત કરાવનાર અધર્મરૂપ કર્મથી મુક્ત થા. એ અર્થે હે રાજન્ તું પાંડવો સંગે સલાહ કર. ધૃતરાષ્ટ્ર, ભીષ્મ અને દ્રોણાદિક પણ એજ ઇચ્છે છે. આ વૃદ્ધોની આજ્ઞાનું ઉલ્લંઘન મા કર! માન છોડી દઈ સ્નેહિઓની

જે હિતરૂપ વાણીનું શ્રવણ કરે છે તે આ લોકમાં સુખી થાય છે. હીન જાતીના આશ્રયથી મહત્ આપત્તિને પ્રાપ્ત થવાય છે. હે ભરતકુળમાં શ્રેષ્ઠ શૂરવીર એવા પાંડવો સાથે તું વિરોધ કરી, અસમર્થ, મૂઢ, તથા ખરાબ મનુષ્યોથી તું કેવી રીતે પોતાનું રક્ષણ કે શ્રેય ઇચ્છે છે? ઇંદ્ર સમ બળવાન સંબંધીનો ત્યાગ કરી કો અન્ય મનુષ્ય અસંબંધી એવા અન્ય મનુષ્યથી પોતાનુ રક્ષણ ઇચ્છે છે? વળી હે રાજન્ પાંડવો ધર્માત્મા છે. એવા પાંડવો સંગે તું દ્વેષ શા અર્થે ધરી રહે?

ઇંદ્રવજ્રા

દ્વેષે કરી પાંડવ તું છળે છે
ક્રોધી નહિ એ કદિ વૈર લે છે
આજન્મથી વૈર ધરી કરે તું
ત્યાં એ દઈ ત્યાગ હિ પ્રેમ કહેતું?!! ૬૨૬

માટે હે રાજન્! તારે પણ પાંડવો પ્રત્યે એ જ રીતે વર્તવું યોગ્ય છે. હે ભારત! ધીર પુરૂષો ધર્મનુ જ સેવન કરે છે. મધ્યમ પુરૂષ ક્લેશના હેતુ એવા અર્થને સેવે છે. અને અજ્ઞાની પુરૂષ તો કામને જ સેવે છે. માટે પ્રાકૃત પુરૂષ ઇંદ્રિયરૂપ વિષયના લોભથી ધર્મનો ત્યાગ કરી, દુષ્ટ ઉપાયથી જ કામ તથા અર્થ મેળવવા ઇચ્છે છે. અને એમ કરતાં એ વિનાશને જ પામે છે. માટે હે કુરૂ શ્રેષ્ઠ! કામ તથા અર્થની ઇચ્છાવાળાએ તો પ્રથમથી જ ધર્મનું સેવન કરવું. ક્રોધવશ પુરૂષ ધર્મ કે અર્થ જાણી શકતો નથી. શુદ્ધ મતિવાન પુરૂષ પ્રાકૃતજનનો દ્વેષ કરતા નથી. તો એ શુદ્ધ અંતઃકરણવાળા પાંડવો હે રાજન્ તારો દ્વેષ કેવી રીતે કરે? હે દુર્યોધન તું, દુઃશાસન કર્ણ અને શકુનીનો આશ્રય કરી, સમૃદ્ધિને ઇચ્છે છે. પણ એઓ ધર્મ, અર્થ, જ્ઞાન પરાક્રમ તથા શૌર્યે કરી ધર્મજ્ઞ અને બળવાન પાંડવો સહ તુલનાને યોગ્ય નથી.

ઇંદ્રવજ્રા

આચારયુધિષ્ઠિર કોણ અર્પે?
સત્યે વહી જ્યાં રૂપ સત્ય કલ્પે!

આત્મા ન ત્યાગે કદિ ક્ષોભવંતા
ધૈર્યં કરી ક્લેશ સહુ સહંતા ! !! ૬૨૭

હે રાજન્ વળી પણ જો કે

**શાર્દૂલવિક્રીડિત**

આકાશે ગતિ વ્યાપતાં ઘુમી રહે વાયુ સમો વાધતો
છે કો યોધ સમર્થ ભીમ ભીડવા ? "ત્રાહિ" ન પુકારતો !
બાળ્યુ ખાંડવ સર્પ યક્ષ જીતતાં ગંધર્વ ઇંદ્રાદિ કો
એવા જીષ્ણુશું પામી ધેનુ હરતાં, નિસ્તેજ ભીષ્માદિ કો !! ૬૨૮

હે દુર્યોધન

**ઇંદ્રવજ્રા**

અર્જુન આગે મફ્ઝી મામ નાઠા
તે યોધ સૌ ક્યાં સુધી થાય ત્રાતા ?!
જીવિત હા શું કદિ રક્ષતા એ
ગાંડિવ ટંકારશુ કંપતા જે ! !! ૬૨૯

વળી હે રાજન્ ! જે અર્જુને મહાદેવજીને યુદ્ધમાં સંતુષ્ટ કર્યા છે તે અર્જુનને શુ તું જીતવાની ઇચ્છા રાખે છે ? મારા સહિત આવતા અર્જુનને યુદ્ધ માટે બોલાવવા સાક્ષાત્ ઇંદ્ર પણ સમર્થ નથી તો એવા અર્જુનને હે દુર્યોધન તું કેવા પ્રકારે જીતી શકશે ? હે નરાધિપ આવા ભીમસેન અને અર્જુન હસ્તે કૌરવો નાશ મા પામો. અને હે રાજન્ તું પણ કીર્તિહીન થઇ કુળઘાતક મા થા ! હે ભારત ! તું પાંડવોને એમનુ અર્ધુ રાજ્ય આપ, અને એથીજ સમૃદ્ધિવાન રહે. અને એ માટે સલ્લાહ કરી ભ્રાત અને કુટુંબી જનસંગે તારા દિન શાંતિમાં નિર્ગમતા રહો. ધૃતરાષ્ટ્રને મહારાજપદનો અને તને હે દુર્યોધન યૌવરાજપદનો અભિષેક થાઓ. આવી રીતે પાંડવોસહ સલાહ કરી સંબંધીઓનાં વચનને માન આપી હે રાજન્ તું ઘણા કાળ સુધી સુખી રહે.

**યુ૦**—હે કેશવ, તમારી વાણીનો દુર્યોધને કંઇ પ્રત્યુત્તર આપ્યો ન હોય.

**કૃ૦**—હા ધર્મરૂપ, જ્યારે દુર્યોધને આવી મારી વાણીને કંઇ પણ માન ન આપ્યું ત્યારે ભીષ્મ અને દ્રોણે મારી વાણીની અનુમોદનપૂર્વક પ્રશં-

સા કરી, દુર્યોધનને તેનો નાશ નજીક જણાવ્યો. ભીમસેનનાં બળ અને અર્જુનનાં બાણની શ્રેષ્ઠતાની પ્રશંસા કરી પરશુરામના શબ્દથી પણ અધિક એ ઉભયનું અજય્યપણું દર્શાવ્યું. અને હે ધર્મરૂપ તમને તમારો ભાગ આપવા કહ્યું. વિદુરજીએ પણ અતિ કટુ વચનમાં દુર્યોધનનો તિરસ્કાર કર્યો, ત્યારે ધૃતરાષ્ટ્રે દુર્યોધનને કહ્યું કે 'હે દુર્યોધન મહાત્માશ્રી કૃષ્ણની વાણીને તું માન આપ અને કોઇનો વિનાશ ન થાય તેમ એમના વાક્યનો સ્વીકાર કર. આ શ્રીકૃષ્ણ સાથે એકમત થઈ યુધિષ્ઠિર સમીપ જઈ સર્વેનું કલ્યાણ થાય એમ કર. આવી રીતે શાંતિની યાચના કરતા શ્રી કૃષ્ણની વાણીનો અનાદર કરી સમય જવા દઇશ તો હે દુર્યોધન તું કદિ પણ જય પામનાર નથી." ધૃતરાષ્ટ્રની આવી વાણી પછી પણ પુનઃ ભીષ્મ અને દ્રોણે ભીમ અને અર્જુન કેવી રીતે કુરૂકુળનો નાશ કરશે તે કહી સંભળાવ્યું. અને એવી રીતે એઓ નાશ કરવા તત્પર થાય તે પહેલાં જ સલાહ કરવા કહ્યું. અને એમ કરી પાંડવો સહ પ્રીતિયુક્ત ભ્રાતૃભાવને પામી સંતાપ રહિત પૃથ્વીનું રાજ્ય ભોગવ એમ કહ્યું.

યુ૦—હા ખરેખર સર્વ ધર્મજ્ઞ પુરૂષોએ કહેવા યોગ્ય સહુ વાક્ય કહ્યાં. પણ હે ભગવન્ છેવટ પરિણામ શું આવ્યું?

કૃ૦—હે ધર્માત્મન્ હું એજ કહું છું. ધર્મશ્રેષ્ઠ, આ પ્રમાણે જ્યારે ભીષ્મે અને દ્રોણે દુર્યોધનના નાશનું સ્વરૂપ અંતને સમયે ખડુ કર્યું ત્યારે એ નિષ્ઠુર હૃદયનો દુર્યોધન મને સંબોધી પૂછવા લાગ્યો કે " હે કેશવ! આવી રીતે મારો તિરસ્કાર શા અર્થે કરો છો? તમો બોલો તે વિચારીને બોલવું જોઈએ. શું હું આવાં કઠોર વાક્યથી નિંદાને પાત્ર છું? તમો પાંડવપક્ષી હોઈ મારૂં બળાબળ જાણ્યા વગર બોલો છો. હે કૃષ્ણ! કેવળ તમો જ નહિ પણ આ વિદુર, ધૃતરાષ્ટ્ર, આચાર્ય દ્રોણ અને પિતામહ ભીષ્મ પણ મારી નિંદા કરે છે. હું મારો કંઈ પણ અન્યાય જોઈ શકતો નથી. એ વિષે મેં ઘણોયે વિચાર કર્યો છે. પણ હે વાસુદેવ તમો જ સહુ મારો દ્વેષ કરો છો. વળી દ્યૂતરૂપ પ્રપંચકાર્યનો નિષેધ કરતાં તે વધા કે " હે કૃષ્ણ એ પાંડવો તો

**વસંતતિલકા**

પ્રાતે કરી દ્યૂત રમી શકુનીશું હાર્યા
જાણ્યું શકુની કહતાં વનવાસ પામ્યા
શો દોષ ત્યાં મુજ કહો ? ! દ્યૂતશું હરાયા
કો આ વિરોધ ધરતા ? અસમર્થ કાયા ! ! ૬૩૦

શા શાં નિમિત્ત ધરતાં ? હણુશે હમો એ !
કર્મો અપ્રિય હમશું વદશો તમો તે ? !
જ્યાં ઉગ્રકર્મી હમ સૌ, સુરદેવ કો ત્યાં ? ! !
સ્થાને ચ્યુતો તદપિ ના નમુ ઈંદ્ર, તો ક્યાં ? ! ! ૬૩૧

એમ છતાં પણ હે કૃષ્ણ

છે કો સમર્થ જીતવા સુર ? ભીષ્મ દ્રોણો
જોતો ન, ક્ષત્રી વીરતો કૃપ કર્ણ જોટો !
કો આ તમો બળ અરે હીણ શત્રુ અર્પો ? !
માર્યા જશું જવ કદા હમ સ્વર્ગ કલ્પો ! ! ! ૬૩૨

છે ક્ષત્રી ધર્મ મરવા કરી યુદ્ધ શૌર્યે
ના, ના, નમે ભય ધરી કુળ શ્રેષ્ઠ વીર્યે
સંતપ્ત થાશું ન કદિ, રણ દેહ દેતાં
આ ગર્ભક્ષત્રી હમશું નમવા ન કહેતાં ! ! ૬૩૩

હે માધવ ! કુળવાન ક્ષત્રીએ ઉદ્યમ કરવો પણ કદિયે શત્રુને નમવું નહિ એવો ક્ષાત્રધર્મ શું તમને અજ્ઞાત છે ? હે કૃષ્ણ ! પુરૂષાર્થ કે પૌરૂષ જે કહો તે એજ છે. ક્ષત્રીને એજ ઘટે છે અને એજ ધર્મનું હમો સેવન કરીએ છીએ. એવા ક્ષાત્રધર્મયુક્ત મારા સરખો પુરૂષ ધર્મને જાણી બ્રાહ્મણ કે બ્રાહ્મણ ગુણવાળા પુરૂષનું સન્માન કરે, એવા પુરૂષને પ્રણામ કરે, જીવંત પર્યંત બીજા ઉપાયનું ચિંતન કરી તે પ્રમાણે વર્તે એમ છતાં પણ શત્રુને તો કદિયે પણ નમે નહિ. એજ ક્ષત્રીનો ધર્મ મને સદૈવ માન્ય છે. એટલે હે કેશવ ! મારા પિતા ધૃતરાષ્ટ્રે પ્રથમ આપેલું અર્ધ રાજ્ય હું પાંડવોને કદિ

પણ પાછું આપીશ નહિ. મારા દેહમાં જીવ છતાં એમ કદિ પણ બનશે નહિ. પણ હે માધવ ! આ ધૃતરાષ્ટ્ર જ્યાં સુધી જીવે ત્યાં સુધી શસ્ત્રાદિકનો ત્યાગ કરી પાંડવો ભોજનગૃહમાં ભલે આનંદથી સંગે રહે. પણ હે જનાર્દન, મારાં બાળવયમાં ધૃતરાષ્ટ્રે અજ્ઞાનતા કે ભયથી ન આપવા લાયક રાજ્ય પાંડવોને આપેલું તે મારા જીવતાં પાછું એ પાંડવોને મળી શકે એમ નથી. એટલું જ નહિ પણ સોયના અગ્રભાગ જેટલી ભૂમિ પણ હમો એ પાંડવોને આપીએ એમ નથી. માટે હે કૃષ્ણ ! પાંડવો જો શાંતિને ઇચ્છતા હોય, શાંતિને ચહાતા હોય તો ભોજનગૃહમાં હમોથી ભોજન પામતા એઓ શાંતિપૂર્વક આનંદમાં રહે.

યુ૦—હે જનાર્દન ! હવે તમોએ શું કર્યું ?

કૃ૦—હે યુધિષ્ઠિર, આ વચન શ્રવણ કરતાં તો મારો આંતર ક્રોધ ઉછળતાં છતાંયે શાંતિથી મેં બળપૂર્વક દુર્યોધનને કહ્યું કેઃ—

### વસંતતિલકા

થાશે અહિં સહુ અરે તુજ વાક્ય સિદ્ધિ !
શય્યાશું સોડ ધરશે શર જેહ રિદ્ધિ !
હે મૂઢ ! હે મૂઢ ! ન શેં તુજ દોષ જોતો ?
શુણો અરે ભૂમિપતિ ! નીચ કર્મ દુષ્ટો ! ! ૬૩૪

હે સભાજનો હે નૃપજનો, ભૂમિપતિ આ દુર્યોધન દુષ્કૃત્ય કરતા છતાં પોતાનું એ સદુકૃત્યથી અજ્ઞાતપણું દર્શાવે છે. અને એ રીતે પોતાને કોઈપણ રીતે એ દોષયુક્ત માનતો નથી. માટે હે સભાજનો અને આ દુર્યોધન મારી વાણીને સાંભળો !" હે ધર્મસ્વરૂપ ! દુર્યોધનનાં વચનથી મારો ક્રોધ આ પ્રમાણે ઉછળી રહ્યો.

યુ૦—હે મધુસૂદન, સભા સમક્ષ આમ ક્રોધને પામતાં આપે શું વચન કહ્યાં ?

કૃ૦—હે યુધિષ્ઠિર મેં સભા સમક્ષ દુર્યોધનને કહ્યું કે —" હે સભાજનો ! દુરાચાર, દુષ્ટાચાર, કપટ, અસત્ય, આડંબર, મિથ્યાપ્રલાપ, છદ્મ, ક્રૂરતા, સ્વાર્થાંધપણે મૂઢતા અન્યના ભોગે લોભ વિગેરે એવાં કોઈ પણ આ દુર્યોધનનાં કૃત્ય નથી કે જે છળ, પ્રપંચ, છદ્મ, મિથ્યાચાર અને મિથ્યા આડંબરથી આવરણરૂપ ઢાંકી શકાય. એ સ્વરૂપ તો સ્વસ્વરૂપનાં પરિણામભાગી ફળથી જ પોતાનાં સ્વરૂપને સત્ય સ્વ-

રૂપમાં જ દર્શાવી આપે છે. અને એથી જ પોતાનાં સ્વરૂપની સઘ ક્રિયા સ્પષ્ટ કરી દે છે. એ માટે કંઈ પણ આદર્શ, દીપપ્રકાશ કે સૂર્ય-તેજની આવશ્યક્તા રહતી નથી. એવાં સ્વરૂપનો પ્રકાશ જ સહુએ પ્રકાશ કરતાં અતિ ઘણો વૃદ્ધિ પામી રહે છે. એ પ્રકાશ જ સહુએનાં હૃદયમાં સ્પષ્ટતાપૂર્વક ઠરી રહે છે. સહુએનાં હૃદય વળી મિથ્યા પ્રકાશનાં અંધકાર સ્વરૂપને ગ્રહણ કરી શકે છે. એવા મિથ્યા પ્રકાશનું નિસ્તેજપાણું જાણી શકે છે, એવા પ્રકાશનાં આડંબરસ્વરૂપને ઓળખી શકે છે, અને એથી પણ અધિક એવો નિસ્તેજ, આડંબર અને અંધકારરૂપ પ્રકાશ એના પ્રવર્તકને જ અધોગતિએ પહોંચાડી દે છે. એવા પ્રવર્તકની આત્મગતિની હાની કરે છે. અને એને સૃષ્ટિક્રમમાં નર્કના વાસરૂપ સ્થાન જ પ્રાપ્ત કરાવે છે. આજ સહુ સૃષ્ટિની સ્વાભાવિક ક્રિયા છે. એમા કોને પણ દોષ નથી. માટે હે સભાજનો આ દુર્યોધન એવાં અંધકાર સ્વરૂપને પામી નાશ પામવા તત્પર થયો છે. પોતે પ્રવર્તાવેલ પોતાનુ અંધકારસ્વરૂપ એ જોઈ શકતો નથી. માટે હે સભાજનો અને દુર્યોધન ! એ અંધકારનુ સ્વરૂપ શ્રવણ કરો.

## શાર્દૂલવિક્રીડિત

પ્રેર્યા પાંડવ દ્યુતદાવ રમવા છદ્મે કરી તેડીને
આ પિતારૂપ ધૃતરાષ્ટ્રવચને આજ્ઞા મળી ભેળીને
જાણુતા ધુતદોષ ધર્મ ધરતાં પાશે પડે પાપીના
અંતે સહુ કર્મ દુષ્ટ કરતો શાને કહે દોષ, ના ? ! ! ૬૩૫

હે સભાજનો એટલું જ નહિ પણ

## ઇંદ્રવજ્રા

આજન્મથી લોભશું દેષ સેવે
પાંડુસુતે રાજ્ય વ લક્ષ્મી લેવે
એ છદ્મક્રિયા કહિં સત્ય દાખે ?
જ્યાં ચૌર્યકર્મો સહુ ચોર ભાખે ! ! ! ૬૩૬

હે સભાજનો વળી શ્રવણ કરો

## શાર્દૂલવિક્રીડિત

યોજ્યાં વિષ અનેક બંધન વળી, નિર્જીવ માની અરે
પ્રેષ્યા માતુ સહિત પાંડુસુત એ, વાર્ણાવતે તો બળે
માત્રાઘોષ, અરે ! નિમિત્ત ધરીને જ્યાં પીડવા તો ગયો
ઉપાયો સહુ નષ્ટ દૈવ કરતાં, શું નષ્ટ એ ના થયો ? ! ૬૩૭

હે સભાજનો એથી પણ અધિક,

વસ્ત્રો હીન સભા વિષે અહિં કરે, પાંચાલી શું ના રડે ?
કો કો વિન અધર્મી ધૃષ્ટ બનતાં હા ભ્રાત ભાર્યા પાડે ?!
અર્પી વાણી અનેક તીવ્ર દહતી, કો ધર્મ પામે સહે ?!
આ દુઃશાસન કર્ણ હીન વદતા, કો કો ન ત્યાં એ લહે ?!! ૬૩૮

યુ૦—હા કેશવ ! હા ભગવન્ ! સભામાં એ સહુ સહન કરવા માટે આ ભીમસેને મારૂં અપમાન કર્યા છતાં હૃદયરૂપ ધર્મને જ અવલંબી એ ધર્મનું જ સેવન કરતાં એ સહુ કૃત્યો હમોએ જોયાં કર્યાં.

કૃ૦—હે ધર્મશ્રેષ્ઠ, તમારો ધર્મ સુપ્રસિદ્ધ જ છે અને એથી જ હમો તેમજ અન્ય સહુકો પણ તમારા પ્રત્યે આકર્ષાઈ રહ્યા છીએ. એ આકર્ષણુને લીધે જ સત્ય સ્વરૂપનો પ્રકાશ કરતાં કરતાં છેવટે મેં કહ્યું કે? હે દુર્યોધન ! આવી રીતે સદૈવ સાધુ વૃત્તિવાળા મહાત્મા પાંડવો પ્રત્યે અનેક દુરાચાર આચરતાં છતાં પણ “ મેં શો અપરાધ કર્યો છે ” એમ પૂછતાં શું લજ્જા તને ઘેરતી નથી ? અરે લજ્જાહીન ! એવા પાંડવોને એમનું અર્ધું રાજ્ય ન આપવાથી તું ઐશ્વર્યથી ભ્રષ્ટ થઈ સઘ કુટુંબ સહિત નાશ પામીશ. મારી આ વાણી નીકળતાં તો દુઃશાસન દુર્યોધનને કહેવા લાગ્યો કે “ હે રાજા, તમો જો તમારી ઇચ્છાથી પાંડવો સંગે સલાહ નહિ કરો તો ભીષ્મ, દ્રૌણુ, ધૃતરાષ્ટ્ર આદિ કૌરવો, તમને, મને અને કર્ણને બંધન કરી યુધિષ્ઠિરને સ્વાધીન કરશે. આવાં દુઃશાસનનાં વચન સાંભળી, માની, લજ્જા રહિત, અમર્યાદ, દુષ્ટ અને ધૃષ્ટ દુર્યોધન, ક્રોધથી નિશ્વાસ નાંખતો, ધૃતરાષ્ટ્ર, વિદુર, ભીષ્મ, દ્રૌણુ બાહ્લિક, કૃપાચાર્ય, સોમદત્ત અને મારો પણ અનાદર કરી, અમારૂં અપમાન કરી સભાસ્થાન છોડી ચાલતો થયો. તેની

પાછળ તેના ભ્રાતો, અમાત્યો અને એને અનુસરનાર રાજાઓ પણ સભાસ્થાન છોડી ચાલતા થયા.

**ભીમ**—હે કેશવ! આ સહુ ભીષ્માદિક કેમ સાંખી શકયા?

**યુ૦**—હે જનાર્દન, આમ થતાં તો ખરેખર કાળ જ પોતાનું સ્વરૂપ પ્રકાશે છે. રાજસૂય યજ્ઞ સમયે મહર્ષિ વ્યાસની વાણી મિથ્યા થાય નહિ. હે મધુસૂદન આમ થતાં પિતામહ ભીષ્મ અને પિતારૂપ ધૃતરાષ્ટ્રે શું કર્યું?

**કૃ૦**—હે ધર્મશીલ! દુર્યોધનનાં આવાં ઉદ્ધત, ઉચ્છૃંખળ, અમર્યાદ કૃત્યથી શંતનુના પુત્ર ભીષ્મે કહ્યું કે–ધર્મ અને અર્થનો ત્યાગ કરી જે પુરૂષ કેવળ ક્રોધને જ વસ્ય વર્તે છે તેનો ટુંક સમયમાં કાળ અવિલંબે અવસ્ય નાશ કરે છે." વળી મને ઉદ્દેશી એ ભીષ્મે કહ્યું કે "હે જનાર્દન! રાજ્ય વાસ્તે નિંદિત ઉપાય કરનાર આ ધૃતરાષ્ટ્ર સુત દુર્યોધન, દુષ્ટાત્મા, ક્રોધી, લોભી અને વૃથા અભિમાની છે, "પોતે પોતાના મંત્રિઓ સહિત એની પાછળ જનાર સહુ રાજાઓ કાળે કરી મૃત્યુ માટે પાકી રહેલ મૃત્યુ વસ્ય જ હું જોઉ છું."

**યુ૦**—હે મહાત્મન્, ભીષ્મ પિતામહે કાળનું યથાસ્થિત સ્વરૂપ કહ્યું. પણ પછી શું થયું?

**કૃ૦**—હે ધર્મ સ્વરૂપ! ભીષ્મની આવી વાણી નીકળ્યા પછી મેં વળી સભાજનોને કહ્યું કે

ઇંદ્રવજ્રા

કુરૂકુળે જ્યાં સહુ શ્રેષ્ઠ વૃદ્ધો
સ્હેતા અરે શેં અપમાન દુષ્ટો ?!
કયાં ના નિવારો અહિં દુષ્ટ કૃત્યો ?
નિસ્તેજ શું આમ વૃદ્ધત્વ રહ્યા ?! ૬૩૯

ઐશ્વર્ય પિતુ હરી દુઃખ દેતો
જ્ઞાતિશુ સત્કાર કદિ ન કહેતો
આચાર જાણે ન સભા વિષે જે
કુરૂકુળે શ્રેય કહો શું રહે એ ?!! ૬૪૦

હે સભાજનો, આજ પ્રમાણે પરસ્પર લઢી વિનાશ કરતા દેવ દાનવને,

બ્રહ્માનાં વચનથી, ધર્મે બાંધી એમને વરૂણને સોંપ્યા. જેથી સહુ પ્રાણીને સુખ થયુ. તેજ પ્રમાણે હે સભાજનો, તમો પણ આ દુર્યોધન, કર્ણ, શકુની અને દુ:શાસનને બાંધી પાંડવોને સ્વાધીન કરો.કેમકે આવે સમયે ધર્મ આજ્ઞા કરે છે કે:—

ઇંદ્રવજ્રા

રક્ષા કરો કુળની એક ત્યાગે
ને ગ્રામ રક્ષો તજી કુળ આગે
કુગ્રામ ત્યાગી સહુ દેશ રક્ષો
રક્ષો તુ આત્મા, તજી સૃષ્ટિલક્ષ્યો ! ! ! ૬૪૧

આજ હે સભાજનો શ્રેષ્ઠ સનાતન ધર્મ છે. માટે હે રાજન્ ધૃતરાષ્ટ્ર, દુર્યોધનને બાંધી પાંડવો સંગે શાન્તિ કરો, અને ક્ષત્રીયોનો વિનાશ અટકાવો ! એવા ક્ષત્રીયોના વિનાશ ભૂત તમો મા થાઓ ! ! !

હે ધર્મવીર, આવી મારી વાણી શ્રવણ કરતાં ધૃતરાષ્ટ્રરાયે, વિદુરજીને ગાંધારીને સભામાં તેડી લાવવા આજ્ઞા કરી.

યુ૦—હે મધુસૂદન, હે કંસારી, તીર્થરૂપ ધૃતરાષ્ટ્રે, ગંગાસ્વરૂપ ગાંધારીને સભામાં શા ઉદ્દેશથી બોલાવ્યાં ?

કૃ૦—હે ધર્મશીલ યુધિષ્ઠિર ! ધૃતરાષ્ટ્રે વિદુરજીને કહ્યું કે, "ગાંધારી બુદ્ધિમાન અને દીર્ઘદષ્ટિશીલ છે. એની સહાયતાથી હું દુર્મતિશીલ દુર્યોધનને સમજાવીશ. અને એથી આ ભગવાન્ શ્રીકૃષ્ણના કહેવા પ્રમાણે વિનાશ થતો અટકે અને આપણે કલંકિત પણ ન રહિએ. આપણું દુ:ખ શાંત થશે અને શ્રીકૃષ્ણની વાણી પણ માન્ય થશે."

યુ૦—હા કેશવ, ગંગાસ્વરૂપ ધર્મશીલ છે, એઓ સદા હમારા પ્રત્યે સમભાવ રાખનારાં છે અને વળી પુત્રના દોષને પણ જાણનારાં છે માટે એમણે શું કર્યું તે કહો.

કૃ૦—હે પ્રજ્ઞાસ્વરૂપ, હું એ કહું તે સાંભળો.

યુ૦—હા ભગવન્ હું ધ્યાનપૂર્વક જ છું.

કૃ૦—હે સત્યસ્વરૂપ ! વિદુરજી સંગે ગાંધારીએ સભામાં પ્રવેશ કરતાં ધૃતરાષ્ટ્રરાયે ગાંધારીને આક્રોશ પૂર્વક કહ્યું કે "હે ગાંધારી

## શિખરિણી

નહિ માને કોનુ!!! હીનમતિ અરે પુત્ર અહિંયાં
ખરે દુષ્ટા બુદ્ધિ! ન ગુરૂજન વાણી શ્રવણતાં
જતો તર્છોડી એ સુહૃદ વચનો સ્નેહશીલ જે,
કહે દુષ્ટો સંગે જીવન ધરશે ક્યાં સુત અરે?!! ૬૪૨

અરે ગાંધારી

## ઈંદ્રવજ્રા

મર્યાદ કાંઇ નહિ જાણતો હા
ઐશ્વર્યલોભે મૂઢ દોડતો જ્યાં!
હા દુષ્ટ એ ધૃષ્ટ થતો વળી જ્યાં
પાપીતણા સંગ કરી ભમે હ્યાં!!! ૬૪૩

ધૃતરાષ્ટ્રના આવાં વચન શ્રવણ કરતાં તો ગાંધારીએ દુર્યોધનને ત્વરાથી સભામાં બોલાવી મંગાવવા કહ્યું. અને ધૃતરાષ્ટ્રને પ્રત્યુત્તરરૂપે કહેતાં સભાજનોને સંબોધીને એ ગાંધારી વદયાં કેઃ—હે સભાજનો!

## વસંતતિલકા

નિંદ્ય ન શે નૃપ અહિં અનુષંગી થાતા?
જાણ્યા છતા મૂઢ મતિ પુઠ દોડી જાતા!
છે ના સમર્થ મરતા કદિ શાંતિ દેવા
અર્પે ન રાજ્ય સુત તો ફળ માગી લેવાં!! ૬૪૪
જોતા ન શે નૃપ અહિં તન ભેદ થાતા?
દુષ્ટાત્મ લોભ શું ભમે, મૂઢ અંગ ધાતાં!
ક્રોધે કરી વિચરતાં નીચ કામ સેવે
નિંદિત, ધર્મ હીન હા, નહિ રાજ્ય દે એ!!! ૬૪૫

હે ધર્મશીલ, વળી ગાંધારીએ કહ્યું કેઃ

## ઇંદ્રવજ્રા

ના, ના અરે એ સુત રાજ્ય છાજે!
જાણે ન જે ધર્મ વ નીતિ કાંયે

એ મૂઢ જ્યાં દુષ્ટ સહાય લેતો
ક્યાં બુદ્ધિદોષે કદિ શાંતિ ફહેતો?!! ૬૩૬

વળી ધૃતરાષ્ટ્રને ઉદ્દેશીને કહ્યું કે હે સ્વામિન્!

સંહાર કુટુંબ શું ઇચ્છતું કો?
કુટુંબભેદે વળી કલેશ લે કો?
નિવારવા આપત કાળ આતો
લો ધર્મ જે સુજશ ત્યાં કથાતો!!' ૬૪૭

એવે વિદુરજી સંગે દુર્યોધને સભામાં પુનઃ નિશ્વાસ યુક્ત હૃદયે પ્રવેશ કર્યો. એમ નિશ્વાસ મૂકતા દુર્યોધનને ગાંધારીએ કહ્યું કે "હે પુત્ર! હે દુર્યોધન! વૃદ્ધ ગુરૂજન અને બુદ્ધિમાન તારા પિતામહ ભીષ્મ, આ તારા ગુરૂ દ્રોણાચાર્ય, કૃપાચાર્ય, વિદુરજી અને આ તારા પિતાની હિતરૂપ વાણીનો તું સત્કાર કર! એ વાણીનો અસત્કાર મા કર!! વ્યક્તિની ઇચ્છા માત્રજ ફળસિદ્ધિ અર્પતી નથી. ઇચ્છા માત્રથી જ રાજ્ય મળતું નથી. કે ઇચ્છા માત્રથીજ રાજ્યના ભોગ ભોગવાતા નથી. ઇંદ્રિયોને વશ કરવારૂપ સંયમ એજ સુખનો હેતુ છે. સ્થિર બુદ્ધિયુક્ત એવો સંયમજ ચિરકાળ રાજ્યસુખ ભોગવાવે છે. ઇંદ્રિય સુખેચ્છાને જ અધીન કે એવી ઇચ્છા માત્રથીજ ઉદ્ભવ થતા કામ અને ક્રોધ એતો આપણા જ મહાન્ શત્રુ છે. એજ આપણને પુરૂષાર્થથી ભ્રષ્ટ કરે છે અને એને જ જીતવાથી રાજ્યપુરૂષો સમગ્ર પૃથ્વીને જીતી શકે છે. વળી એ મહાન્ શત્રુને જ જીતવાથી ધર્મ અને અર્થની પ્રાપ્તિ થાય છે. એ મહાન્ શત્રુને જીત્યા વગર અમાત્ય અને ભૃત્ય વર્ગો પણ જીતી શકાતા નથી. અને એમ અમાત્ય અને ભૃત્ય વર્ગ જીત્યા વગર શત્રુ જીતી શકાતો નથી. જેથી ઇંદ્રિય સુખનેજ પરવશ રાજા વિનાશને પામે છે. કામ અને ક્રોધયુક્ત પુરૂષોને જોતાં જ દેવતાઓ પણ સ્વર્ગનાં દ્વાર બંધ કરે છે. આપત્તિ સમયે કામ, ક્રોધ લોભાદિકથી કપટ યુક્ત મૂઢ પુરૂષોને સ્વજન અથવા પરજન પણ સહાયભૂત થતા નથી. એવા પુરૂષનાં કામ, ક્રોધ, લોભ, કપટ, આચાર આદિ સર્વત્ર જ અવિશ્વાસ ઉત્પન્ન કરાવે છે. હે પુત્ર અને અવિશ્વાસ એજ વિનાશનું મૂળ છે. માટે સ્થિર ચિત્તવાન, બુદ્ધિમાન અને શરીર પાંડવો સંગે સલાહ કરી

પ્રેમરૂપ ઐક્ય કરતાં એકીરૂપ બની રહે. હે પુત્ર ! પૃથ્વીમાં રાજ્ય સુખાદિક ભોગવવાનો એજ માર્ગ છે. હે તાત ! તારા વૃદ્ધ પિતામહ ભીષ્મે તેમજ તારા ગુરૂ દ્રોણાચાર્યે કહેલ વાણી એજ સત્યવાણી છે. શ્રી કૃષ્ણ તથા અર્જુન કોઇથી પણ જીતાય એવા નથી. માટે હે પુત્ર ! આ મહાત્મન્ શ્રી કૃષ્ણને શરણે જા ! એજ શ્રી કૃષ્ણ તને તેમજ પાંડવ એમ ઉભયને સુખની પ્રાપ્તિ કરાવશે. સુજ્ઞ સંબંધીઓની આજ્ઞાનું આમ ઉલ્લંઘન કરતાં શત્રુઓને તું આનંદ અર્પનાર મા થા ! હે પુત્ર યુદ્ધથી કલ્યાણ, ધર્મ અર્થ અને વિજય પ્રાપ્ત થતાં નથી તો સુખ ક્યાંથી પ્રાપ્ત થાય ? માટે હે પુત્ર ! તું જો અમાત્ય સહિત રાજ્ય સુખની ઇચ્છા કરતો હો તો અર્ધભાગ પાંડવોને આપ ! એમ કરવાથી તને યશ પણ પ્રાપ્ત થશે. બાકીનું અર્ધું રાજ્ય તારાં અને તારા અમાત્યનાં પોષણ, સુખ અને વૈભવ અર્થે પૂરતું છે. આત્મજ્ઞાની, જીતેંદ્રિય, અને બુદ્ધિમાન પાંડવોને તેં તેર વર્ષ અપકાર કર્યો એજ બહુ થયુ. માટે હે પુત્ર, એમના વૃદ્ધિ પામેલ કોપને શાંત કર ! તું, કર્ણ અને દુઃશાસન પાંડવોનુ રાજ્ય દબાવી–પચાવી પડવા કદિયે સમર્થ નથી. માટે હે પુત્ર, તારે નિમિત્તે કૌરવસહ અન્ય રાજાઓ અને સમૂહ પણ નાશ મા પામો. હે મૂઢ આ તારા પિતામહ ભીષ્મ, ગુરૂ દ્રોણાચાર્ય, કૃપાચાર્ય એ સહુ પોતાનાં સામર્થ્ય પ્રમાણે યુદ્ધ કરશે એમ તું માનતો હો તો એ પણ તારી ભૂલ છે. કેમકે એઓતો તારામાં અને પાંડવોમાં સમાન પ્રીતિવાળા જ છે. અને એથી પણ એમને તો ધર્મજ અધિક છે. એમ છતા પણ એઓ તારૂં અન્ન ખાતા હોવાથી યુદ્ધમાં સ્વજીવિત પણ ત્યાગ કરશે. આટલું છતાંયે હે પુત્ર યુધિષ્ઠિર સામું જોવા તો કોઈ પણ સમર્થ થઈ શકશે નહિ. હે તાત ! મનુષ્યને લોભથી કદિ પણ દ્રવ્યની પ્રાપ્તિ હોતી નથી. માટે હે પુત્ર લોભનો ત્યાગ કરી શાંતિને પામ !

યુ૦—હા ભગવન્, માતુશ્રી ગાંધારીએ શ્રેષ્ઠ અને ધર્મ યુક્ત વાણી કહી. એમ છતાં પણ અત્ર તો હે કેશવ કાળ જ બળવાન જણાય છે. પછી શું થયું?

કૃ૦—હા યુધિષ્ઠિર એમ જ છે. માતુશ્રી ગાંધારીની વાણી શ્રવણ કરતાં એ મૂઢ અતિમૂઢ થયો. ગાંધારીની હિત અને અર્થ યુક્ત વાણીથી એ દુર્યોધનને ફરમાં ક્રોધાવેશ વ્યાપી રહતાં એથી જ તપાયમાન થતો એ

પુનઃ સભાસ્થાન છોડી ગયો અને કર્ણ શકુની અને દુઃશાસનને મળી મને જ બાંધી રાખવાનો મનસુબો કર્યો.

યુ૦—આ તો મૂઢતાની અવધી ! વ્યાપક અને પરમાત્મારૂપ આપને ન ઓળખે એ તે કેવો અંધકાર ! વળી એવાં આપનાં સર્વશક્તિમાન બળને ન જાણે એ તે કેટલી મૂઢતા ! હે જનાર્દન, આમ તમને બંધન કરવાની ખબર તો સભામાં જ મળી હશે.

કૃ૦—હા ધર્મશ્રેષ્ઠ, એ વાત સાત્યકીએ સભામાં નિવેદન કરી.

યુ૦—કેવી રીતે ?

કૃ૦—ધર્માત્મન્ ! સાત્યકીએ આવી સભામાં સહુ સમક્ષ નિવેદન કર્યું કે "દુર્યોધન, દુઃશાસન, શકુની અને કર્ણ એ ચારે જણ એકત્ર થઈ એવો સંકેત કરે છે કે ધૃતરાષ્ટ્ર, ભીષ્મ અને શીઘ્રકાર્ય કરનાર કૃષ્ણ આપણને પ્રથમથી જ બાંધી લેવાની ઇચ્છા કરે છે. માટે જેમ ઇંદ્રે બલિ રાજાને બાંધી રાખ્યો હતો તેમ પુરૂષમાં સિંહરૂપ આ કૃષ્ણને બાંધી રાખીએ. એમ થતાં પાંડવો ક્ષોભ પામી ચૈતન્યરહિત, હત ચિત્તવાળા, ઉત્સાહ વગરના થઈ રહશે. એ પાંડવોનું અણિના સમયે એ કૃષ્ણ જ રક્ષણ કરે છે. એ કૃષ્ણમાં જ એ પાંડવોનાં બળ અને સુખ છે. માટે એ કૃષ્ણને જ અત્ર બાંધી રાખવાથી પાંડવો ઉદ્યમરહિત થઈ જશે. જેથી ધૃતરાષ્ટ્ર સન્મુખ કૃષ્ણને બાંધી, પાંડવ સાથે યુદ્ધ કરી એ પાંડવોનો નાશ કરીએ." આ સંકેતસ્વરૂપની મને ખબર પડતાં એ સંકેત મેં હાર્દિક સહિત કૃતવર્માને કહ્યો અને એજ સંકેત મહાત્મા શ્રીકૃષ્ણને હું નિવેદન કરૂં એટલે કૃતવર્માને સૈન્ય તૈયાર કરવા કહ્યું. અને એમ તૈયાર થયેલ સહુ સૈન્યને સભા દ્વાર આગળ ઊભા રહેવા કહી હે સભાજનો અને મહાત્મન્ શ્રીકૃષ્ણ હું અત્રે આવ્યો છું." વળી એણે ધૃતરાષ્ટ્રને સંબોધીને કહ્યું કે "હે રાજન ધૃતરાષ્ટ્ર, વિદુરજી અને સભાજનો ! દુર્યોધનની આ બાળચેષ્ટાથી હું આશ્ચર્યવત્ થઈ રહ્યો છું. દુર્યોધન એના મંત્રી સહ સત્પુરૂષને નિંદિતકાર્ય કરવા ઇચ્છે છે. પણ એ કદિયે સિદ્ધ થશે નહિ. અગ્નિને બંધન કરવા ઇચ્છતા બાળસમ એઓ એક મુહૂર્તમાં જ મહાત્મા શ્રીકૃષ્ણને

બંધન કરવા ઇચ્છે છે. ક્રોધ તથા લોભવશ એઓ પોતાના મંદ આત્માને જોઈ શકતા નથી."

શુ૦—મહાત્મન્, સાત્યકીની આ વાણીનું શું પરિણામ આવ્યું ?

કૃ૦—સાત્યકીનાં આવાં વચન શ્રવણ કરતાં તો ભક્તિમાન અને પ્રાજ્ઞ વિદુરજી ધૃતરાષ્ટ્રને ઉદ્દેશી વદી ઉઠયા કે "હે રાજન્! હે ધૃતરાષ્ટ્ર

**શિખરિણી**

દિસે છે આ વેળા વિપરીત ગતિ ત્યાં નૃપ અરે!
કરે એ જ્યાં ઇચ્છા–સુત મૂઢ–ગતિ ઇંધન કરે
કદિ કોયે માપી ગતિ બળવતી કૃષ્ણશું વહે ?
વિકાસંતાં તેજે કુણ ઉરગતિ ઘોત ન લહે ? ! ! ૬૪૮

હે રાજન્ **ઇંદ્રવજ્રા**

એ કૃષ્ણ છે ત્યાં ઉર સર્વ વ્યાપી
મૂઢો ન જોતા સ્થૂલ લોભી પાપી !
વ્યાપી રહે ઉર ભૂ મંડળે જે
કુંઠિત કો ત્યાં ગતિ એ કરે એ ? ! ! ૬૪૯

છે શક્તિ સર્વે હણવા મુહૂર્તે
ત્યાગે ન જે ધર્મ કદિય કષ્ટે
એ કૃષ્ણશું બંધન કો કરે ત્યાં ? !
મૂઢાભિમાની ઉર દગ્ધ જ્યાં ત્યાં ! ! !" ૬૫૦

વિદુરજીના આવા ઉદ્ગાર નીકળતાં હે યુધિષ્ઠિર મેં ધૃતરાષ્ટ્રને સહુ સાંભળતાં કહ્યું કે "હે રાજન્! કાળે કરી ક્રોધ પામેલ દુર્યોધન મંત્રી સહ ક્યાંતો મને બંધન કરશે કે કયાં તો એ સહુને હું બંધન કરીશ. મને બંધન કરવા તત્પર થતા દુર્યોધનને શિક્ષા કરવા હું સર્વે પ્રકારે સમર્થ છું તોપણ નિંદિત કર્મ હું કરતો નથી. પાંડવ દ્રવ્યના એ સહુ લોભીઓ ધર્મભ્રષ્ટ થતાં અવશ્ય નાશ પામશે અને યુધિષ્ઠિરનું કાર્ય સિદ્ધ થશે. હે ભારત ! આજજ હું દુર્યોધનને સજા કરી પાંડવોને રાજ્ય આપી શકું પણ એવું નિંદિત કર્મ હું કરીશ નહિ. હે રાજન્! તમારા પુત્રની ઇચ્છા ફળવતી થાઓ! આ મારૂં

કહેવું દુર્યોધનાદિકને મને બંધન કરવા અર્થે આજ્ઞારૂપ જ છે.

૩૭૦— હા કષ્ટ ! હા કષ્ટ ! પિતારૂપ ધૃતરાષ્ટ્રને આ થોડા ક્લેશનું કારણ ન હોય.

૩૭૮—હા ધર્મ સ્વરૂપ ! આવી મારી વાણી શ્રવણ કરતાં ધૃતરાષ્ટ્રને અતિકષ્ટ થયુ. વિદુરજીને આજ્ઞા કરી કે "હે પ્રાજ્ઞ વિદુર ! એ દુષ્ટ અને લોભી દુર્યોધનને મિત્ર, અમાત્ય, ભ્રાત અને સેવકજન સહિત અત્ર લાવો. હજી પણ એને માર્ગપર લાવવાનો ઉપાય કરી જોઉં." આવા ધૃતરાષ્ટ્રનાં વચનથી સભામાં આવવા ન ઇચ્છતાં છતાં પણ વિદુરજી દુર્યોધન આદિને સભામાં બોલાવી લાવ્યા. તે સમયે નિરાશા અને દીનતામાં ડૂલી રહેલ ધૃતરાષ્ટ્ર રાયે કર્ણ દુઃશાસન તથા બીજા જીવોથી વિંટાયેલ દુર્યોધનને શોકાર્ત થઈ રહતાં કહ્યું કે "હે પાપી ! તારા સંગીઓ સહુ તુચ્છ ઇચ્છાવાળા અને તુચ્છ કર્મવાળા છે. એમની સાહાએ એમની સંગે શું તું પણ પાપરૂપજ થઈ રહ્યો છે ? હે કુળને કલંકિત કરનાર, અરે મૂઢ તારા જેવાં નિંદિતકર્મ કરવા અન્યકો તત્પર થાય ? સત્પુરૂષથી નિંદાતાં, અપકીર્તિને અર્પનાર, અશક્ય અને અસત્ય કાર્યમાં આવાં કર્મરૂપ પ્રવૃત્તિ મૂઢતારૂપ અંધકારવિન અન્ય કો સ્થળે પ્રવર્તે ? તું અને તારા સહાય શિવાય એવા ઉદ્યોગમાં અન્ય કો પણ આમ પ્રવર્તતાં ક્રિયમાણની ક્રિયારૂપ થઈ રહે ? અને એથી જ હે હીનમતિ !

### વૈશ્વદેવી

ઇચ્છે તું કયાં ? કયાં ? બાંધવા કૃષ્ણ રૂપો ! !
જ્યાં તો નામંતા શિર્ષ ઇંદ્રાદિ ભૂપો !
દેવો હિ ધ્રૂજે શૌર્ય જ્યાં એ વિકાસે !
ત્યાં કો મૂઢાત્મા ધાવતો મૂઢ આશે ? ! ' ૬૫૧

અરે મૂઢ ! હે અધમ !

### ઈંદ્રવજ્રા

જાણે શુ ના મંદ ! તું એહ રૂપો ? !
ત્યાં મૂઢ ધાતાં શિર ઉર લુપો ? !

કો બાંધવા ઇચ્છતું કૃષ્ણ આ ત્યાં ?
ત્રૈલોકય શક્તિ રૂપ, કો ગ્રહે કયાં ? ૬૫૨

આટલું વદતાં શોકાગ્નિથી દગ્ધ થતાં ધૃતરાષ્ટ્ર રાજન્ મૂક થઈ રહ્યા. એટલે વિદુરજી મારા બળની પ્રશંસા કરતાં વદવા લાગ્યા કે " હે દુર્યોધન! શું કૃષ્ણનો પ્રતાપ અજ્ઞાત છે?

## શાર્દૂલવિક્રીડિત

માર્યા રાક્ષસ ક્રૂર બાળવયમાં ચાણુર કેશી ઘણા !
જે પામી ગતિ પૂતના પય ધરે કાયા તુ પ્રાણો વિના !
ને ગોવર્ધન અંગુલી કરધરી, ગોકુળ રક્ષ્યું અરે !
બાણાસુર શિશુ ઘણાંક બળિઆ, પ્રાણોશું જે ક્યાં ખરે ? ૬૫૩

અરે એ મહાત્મા શ્રીકૃષ્ણના મહિમા અને પ્રતાપ એટલેથી જ અટકતા નથી પણ હે દુર્યોધન તું વળી જો કે

## ઇંદ્રવજ્રા

જીત્યા વળી અગ્નિ વરૂણ ઇંદ્રો
માર્યા મધુકૈટભ દૈત્ય કંસો
પ્રાગ્જ્યોતિ નિર્મોચન પુર દૈત્યો
જોતો ન ક્યાં નાશ કરે હિ ઘોતે ? !! ૬૫૪

હે દુર્યોધન, શુદ્ધ ચરિત્રવાળા, કર્તા, અકર્તા, સર્વ પૌરૂષનું કારણ, ભયંકર પરાક્રમવાળા, યત્ન વગર સહુ ક્રિયા અને સહુનો સંહાર કરી શકે એવા અવિનાશી, તેજસ્વરૂપ આ ભગવાન શ્રી ગોવિંદને શું તું જાણતો નથી ? અરે એટલું જ નહિ પણ ઉલટો તું એ શ્રીકૃષ્ણ પરમાત્માનો ગર્વથી તિરસ્કાર કરે છે. માટે હે દુર્યોધન દીપ સન્મુખ પતંગીઆ સમ, તું અમાત્ય સહિત અવશ્ય નાશને પ્રાપ્ત થઈ રહેશે.

યુ૦—હે ભગવન્, વિદુરજીએ તમારાં બળ અને સ્વરૂપનો ખરો વિકાસ પ્રદર્શિત કર્યો તો એવાં વિકાસસ્વરૂપે હે મહાત્મન્ શું ફળ પ્રદર્શિત કર્યું?

કૃ૦—હે શૌર્યશીલ ! વિદુરજીનાં આવાં વચન પછી મેં દુર્યોધનને વળી કહ્યું કે " હે દુર્યોધન ! શું તું મને અત્ર એકલો જ ધારી મોહથી મારાં

બંધનને ઇચ્છે છે? પણ હે દુર્યોધન, તું જો! જો! તારા વિનાશરૂપ પાંચ પાંડવો, વૃષ્ણિકુળના સહુ યાદવો, દ્વાદશ સૂર્ય, એકાદશ રૂદ્ર, આઠ વસુ એ સહુએ હે દુર્યોધન અત્ર જ પ્રત્યક્ષ છે" એમ વદતાં વદતાં આ સ્વરૂપ વિકાસભાવને પામતાં વિરાટસ્વરૂપમાં આવિર્ભાવ પામી સ્વ-ઉગ્રતેજથી જ પ્રકાશ મારતું જ્યોતિરૂપ ઝળહળી રહ્યું!!

યુ૦—હે પ્રભુ! એ સ્વરૂપનું ચિત્ર શ્રવણ કરવા જીજ્ઞાસા તલ્પી રહે છે.

કૃ૦—હે ધર્મશ્રેષ્ઠ!

ઇંદ્રવજ્રા

હાસ્યે કરી જ્યાં રૂપ હું વિકાસ્યુ
ઉત્પન્ન થાતાં સુર તેજ વાધ્યુ
જ્વાળા પ્રકાશી સહુ અગ્નિરૂપે
અંગુષ્ઠ માત્રે સહુ દેવ દીપે!!! ૬૫૫

બ્રહ્મા લલાટે ઉર રૂદ્રજ્યોતિ
અગ્નિ મુખે સૂર્ય તુ અંગ દ્યુતિ
રક્ષે ભુજા લોક દિ પાળ કાંતિ
સાધ્યા વસુ ઇંદ્રશું દેવદ્યોતિ! ૬૫૬

ગંધર્વ ને રાક્ષસ યક્ષ જ્યાં ત્યાં
અર્જુન સંકર્ષણ શસ્ત્ર લે ત્યાં
આ ભીમ, યુધિષ્ઠિર! માદ્રીપુત્રો
વૃષ્ણિ કુળે યાદવ યોધ તત્ર! ૬૫૭

શસ્ત્રાસ્ત્રકાંતિ સહુ ત્યાં દીપંતી
અગ્નિશું જ્વાળા તન આ વહંતી
આ ઉગ્રરૂપે સહુ ત્રાસ પામી
નેત્રો તુ મિંચે સહુ અંગ નામી!! ૬૫૮

હે યુધિષ્ઠિર! આવું મારૂ ઉગ્ર અને ભયંકર સ્વરૂપ જોઈ ભીષ્મ, દ્રોણ, વિદુરજી, સંજય અને તપોધન એવો ૠષિવર્ગ લેશ માત્ર પણ ત્રાસ પામ્યો ન હતો. એ સમયે હે ધર્મરૂપ, દેવે દુદંભિનાદ કર્યા. પુષ્પની વૃષ્ટિ થવા લાગી. અને અન્ય સહુ કો તો આશ્ચર્યચકિત સ્તબ્ધ

મૂઢવત્ જ થઈ રહ્યું. એ સમયે ધૃતરાષ્ટ્રે મારી સ્તુતિ કરી આવા મારાં આવિર્ભાવ સ્વરૂપનાં દર્શન અર્થે, ક્ષણવાર નેત્રની યાચના કરી. એ પરથી ધૃતરાષ્ટ્રને દર્શન કરવા પુરતા સમય માત્ર નેત્ર અર્પી એ મારાં વિરાટરૂપ વિકાસસ્વરૂપનુ દર્શન મેં ધૃતરાષ્ટ્રરાયને કરાવ્યું. ધૃતરાષ્ટ્ર એવાં મારાં સ્વરૂપનાં દર્શન માત્રથી આશ્ચર્યચકિત થઈ ગયા. અન્ય નૃપો પણ આશ્ચર્યમાં ગરકાવ થઈ ગયા. એવાં આશ્ચર્ય સાથે ભૂમિસ્વરૂપ પણ ઉગ્ર દીસવા લાગ્યું. ભૂકંપ અને સમુદ્રક્ષોભનાં સહુએ ચિત્ર તાદશ્ય થઈ રહ્યાં. દેવ, ઋષિ આદિક સહુ મારી સ્તુતિ કરવા લાગ્યા. અને મેં મારૂં વિરાટરૂપ વિકાસસ્વરૂપ શમાવી લીધુ.

૫૦—હે ભગવન્! એવા વિકાસમાં વિરાટસ્વરૂપને હું નમસ્કાર કરૂં છું. અતિ તીવ્ર મંથન કાળની ક્રિયા અંગે જ ખરેખર આ સ્વરૂપને વિકાસસ્વરૂપમાં આવિર્ભાવ પામવું પડ્યું. પણ પછી હે વાસુદેવ શું થયુ. ?

૬૦—હે આત્મરૂપ! એ મારાં વિરાટસ્વરૂપનું શમન કર્યા પછી સાત્યકી તથા હાર્દિકના હસ્ત ઝાલી ઋષિઓની આજ્ઞા લઈ, હુ સભાગૃહ છોડી જવા લાગ્યો. નારદાદિક ઋષિઓ પણ અંતર્ધાન થઈ ચાલ્યા ગયા. મને નિકળતાં જોઈ સહુ કૌરવો મારી પાછળ આવવા લાગ્યા. એટલે દારૂકે રથ મારી સમીપ આણ્યો. હુ રથમાં બેઠો. સાત્યકી, કૃતવર્મા, હાર્દિક વિગેરે પણ સહુ સહુના રથમાં બેઠા. તે સમયે ધૃતરાષ્ટ્રરાય મારી સમીપ આવી કહેવા લાગ્યા કે "હે જનાર્દન, હે શત્રુ માત્રને દમનાર, મારા પુત્રોનું બળ અજાણ્યું નથી. વળી કૌરવ તથા પાંડવોની શાંતિ અર્થે મારો પ્રયત્ન પણ અજ્ઞાત નથી. મારી અવસ્થા, મારૂં નિષ્ક્રિયપણું, મારી અવજ્ઞા એ સહુ પણ હે કેશવ આપને અજ્ઞાત નથી. માટે હે કૃષ્ણ મારે વિષે કશી શંકા કરશો નહિ. પાંડવો માટે મારો પ્રેમ કંઈ ઓછો નથી. દુર્યોધનને જે કટુ વચન શ્રવણ કરાવ્યાં તે પણ પ્રત્યક્ષ છે. વળી હે માધવ, કૌરવ તથા સહુ રાજાની શાંતિ અર્થે મારો પ્રયત્ન પણ આપને સુવિદિત જ છે." આમ વદી રહી ધૃતરાષ્ટ્ર વિરામતાં હે ધર્મશ્રેષ્ઠ, ધૃતરાષ્ટ્રની છેવટની આ વાણીનો પ્રત્યુત્તર આપતાં મેં કહ્યું કે "હે ધૃતરાષ્ટ્રરાજન્, મહાબાહુ ભીષ્મ, દ્રોણ, કૃપ, વિદુર અને સહુ સભાજનો, મંદ બુદ્ધિવાળો દુર્યોધન સભાસ્થાન ત્યાગી ક્રોધથી ચાલ્યો ગયો એ સહુ આપ સારી રીતે જાણો છો. હેભીષ્મ,

આ ધૃતરાષ્ટ્ર રાજા પોતાનું અસામર્થ્ય દર્શાવી પોતે નિરૂપાય હોવાનું જણાવે છે. માટે હવે હું યુધિષ્ઠિર સમીપ થવા આજ્ઞા માગું છું." હે શીલશ્રેષ્ઠ! આ પ્રમાણે મેં ધૃતરાષ્ટ્ર અને ભીષ્માદિકની આજ્ઞા માગી રથ ચાલતો કરાવ્યો. અને હું પૂજ્ય પિતુસ્વસા કુંતાજી સમીપ આવી રહ્યો.

યુ૦—હે મહાત્મન્! હે ભગવન્ આપે આત્મસ્વરૂપને યથાયોગ્ય ન્યાય આપી એનો માર્ગ યથાક્રમ દર્શાવ્યો. એ સહુ ઉત્કૃષ્ટ ક્રિયા હું કેવી રીતે ભૂલી શકું? આપની છાયા સદાય સ્વરૂપને વિકાસ અર્પી સ્વરૂપનું ભાન કરાવનાર જ હોય છે. હે કેશવ, એ સૂત્ર, એ સત્ય કંઈ નવું નથી. અને આજ પણ એજ સત્યના પરિચયથી હું વિશેષ ઉપકૃત થયો છું. માટે ભગવન્ માતુશ્રી કુંતાજીએ છેવટે શું સંદેશ કહાવ્યો તે હવે કહો.

કૃ૦—હે આત્મજ્ઞ! હું એજ કહું છું તે શ્રવણ કરો.

યુ૦—હું ઉત્સુકતાથી શ્રવણપૂર્વક જ છું.

કૃ૦—હે યુધિષ્ઠિર! પૂજ્ય કુંતાજી સમીપ થઈ મેં એમનાં પાદારવિંદને નમન કર્યું. ધૃતરાષ્ટ્રનાં સભાગૃહ અને દુર્યોધનના અવિવેકનો સહુ વૃત્તાંત કહી સંભળાવ્યો. અને એમ કહેતાં કહ્યું કે કાળે કરી પાકી રહેલ દુર્યોધનાદિ મૃત્યુ જ માગી લે છે, અને એજ અવશ્ય એમને પ્રાપ્ત થશે. પણ હે પૂજ્ય હું આપની આજ્ઞા માગું છું. અને હું હવે યુધિષ્ઠિર સમીપ જ સત્વર જઈશ. માટે તમો તરફથી પાંડવોને હવે મારે શું સંદેશ કહેવો તે કહો. કેમકે હે પૂજ્ય કુંતાજી તમો બુદ્ધિમાન છો અને એથી જ હું તમારાં વચન શ્રવણ કરવા ઇચ્છું છું.

યુ૦—(ગદ્‌ગદ્ થતાં) ભગવન્, માતુશ્રીએ છેવટનો આદેશ શું આપ્યો?

કૃ૦—હે ધર્મશીલ! પૂજ્ય કુંતાજીએ કહાવ્યું કે "હે ધર્માત્મા

**ઇંદ્રવજ્રા**

ક્ષત્રીશું જન્મ્યો બીજ ક્ષાત્ર પાળે!
વેદાંગ શુકો ગતિ ના જ સારે!

રક્ષે તુ પૃથ્વી ન તું ધર્મ લોપે
સેવે હિ ક્રિયા સહુ અંગ ઓપે ! ૬૫૯

આરક્ત ધર્મે ગતિ મંદ થાતો
એ, એ કદિ અંગ ન ક્ષાત્ર પાતો !
હા ધર્મ હાની કરી ક્ષાત્રરૂપે
જો શૌર્ય આત્માતણું તું ન લુપે !!! ૬૬૦

જ્યાં ધ્વંશ આત્મા કદિ આમ થાતો
હે ધર્મ ! આત્મા તું જ ત્યાં હણાતો !
વ્યક્તિત્વ, શૌર્યે ધુમી, આત્મ સેવે
આત્મા તણો ધ્વંશ કદિ ન દે એ !!! ૬૬૧

અર્પી ભૂમિ, ના મુચુકુંદ લેતો
ભુજા બળે પૃથ્વી સહુ જ જીત્યો !
રક્ષે પ્રજા ધર્મ ! તું ધર્મ એ જો !
ભીક્ષા વડે ના ગતિ શૌર્ય વ્હેજો !!! ૬૬૨

શૌર્યે કહિં આમ તું ભ્રષ્ટ થાતાં
રક્ષે પ્રજા, ધર્મ ન હા પળાતાં
જોજે ન આવે અહિં નર્કવાસો
રક્ષે પ્રજા પામ તું દેવભાસો !!! ૬૬૩

શંકા કદિ આમ તું મા જ થાઓ !
"રાજા કરે કાળ" વ "કાળ રાજા"
રાજા કરે કાળ હિ ધર્મ સત્ય
આત્મા તણી શૌર્યશું એજ ગત્ય !!! ૬૬૪

રાજા તણા ધર્મ અધર્મ લેતાં
યુગાંતરે ચાર તુ ભાગ વ્હેતા
રાજા પ્રજા કર્મશું કર્મ ભાગી
ત્યાગે તુ ધર્મો નહિ થા અભાગી !!! ૬૬૫

પિતાતણાં તું કુળધર્મ ત્યાગી
ઇચ્છે તું શાંતિ ગતિ કા નૃ ભાગી ?

જ્યાં ના પ્રજા રક્ષણ આમ દેતો
આત્મા તણી કો ગતિ તું જ લેતો ?!! ૬૬૬

વળી કહાવ્યું કે હે ધર્માત્મા, તારા જન્મ સમયે

આશિષ દીધા પિતુ પાંડુ તુંયે
ઉત્સાહ શૌર્ય બળધર્મ તું લે
માહાત્મ્ય ને દાન અનેક અર્પે
સેવે તપો તેજ તું જન્મ કલ્પે ! ૬૬૭

માટે જ હે ધર્મ

જે ક્ષત્રી જન્મ્યો બહુ દાન દેવા
ભીક્ષા કૃષિ વૈસ્ય કરે ન સેવા !
ભુજોપજીવી બળ શૌર્ય અર્પે
રક્ષા વડે શાંતિ પ્રજાશું કલ્પે ! ૬૬૮

ઉદ્ધાર ભૂમિ કહું શૌર્યભાગો !
ત્યાગી વછૂટી બુડી હસ્ત પાપી !
શૌર્યે છતાં હા તમ પુત્ર જેવા
હા ઇચ્છતી અન્ન હું શત્રુ લેવા ! ! ! ૬૬૯

દીનાંગ કાયા ! પર અન્ન જીવી !
હા કષ્ટ એવાં ! હું ! કથા શું કહેવી ?!
હે ધર્મ ! ઉદ્ધાર તું ભૂમિ શૌર્યે
વૃદ્ધો તણું તેજ લુપે ન આર્યે ! ! ! ૬૭૦

આર્યત્વ લાજે નહિ એહ જોજે
ધર્મે હીના, ના ગતિ ક્ષીણ લેજે !
હા શૌર્યહીણા ગતિ પુણ્ય ક્ષીણા ! !
પામો ન ભ્રાતા સહ એહ દીના ! ! ! ૬૭૧

યુ૦—હા માતુશ્રી ! હા માતુશ્રી ! હું અવસ્ય શૌર્યનું સેવન કરીશ. હવે એજ કાળગતિ અને ધર્મગતિ પણ એજ છે. હે જનાર્દન ! એનો ત્યાગ હવે કદિયે પણ થશે નહિ. પણ હે કેશવ, માતુશ્રીનાં વચનામૃતરૂપ હજી જે કંઈ પણ વિશેષ કહેવા ચોગ્ય હોય તે અવસ્ય કહો.

કૃ૦—હે ક્ષત્રીશ્રેષ્ઠ ! હે ધર્મરૂપ ! હે શૌર્યશીલ ! વિદુલાનો પોતાના પુત્રસહ જે સૂચક બોધરૂપ સંવાદ પૂજ્ય કુંતાજીએ શ્રવણ કરાવી કહાવ્યો તે હવે સાંભળો.

યુ૦— હા ભગવન્ હું શ્રવણ કરૂં છું.

કૃ૦—સિંધુ દેશના રાજાથી પરાજીત થયેલ, પરાભવ પામેલ, રાજ્ય ભ્રષ્ટ થયેલ, શિથિલ મનોવૃત્તિશીલ, દીન ચિત્તવાળા, પોતાના ઔરસ પુત્ર સંજયને બહુશ્રુત, ક્ષાત્રધર્મમાં સદા તત્પર, દીર્ઘદૃષ્ટિવાળી, સંયમી, કુલિન, યશસ્વી શૌર્ય અંગે ક્રોધયુક્ત અને ઉગ્રસ્વભાવવાળી વિદુલાએ જે વાણી કહી તે હે યુધિષ્ઠિર, ભીમ, અર્જુન, નકુલ સહદેવસહ હે સભાજનો તમો સહુ પણ સાંભળો.

યુ૦—હે કેશવ, હમો સહુ શ્રવણપૂર્વક છીએ માટે હે જનાર્દન એ વાણી માતુશ્રીનાં હૃદયપૂર્વક કહો.

કૃ૦—હે શૌર્યશીલ, એ ક્ષાત્રધર્મવાળી શૌર્યયુક્ત વિદુલાએ જ્યારે પોતાના પુત્ર સંજયને શત્રુને જીતવાના ઉદ્યમ માટે ઉત્સાહરહિત, શિથિલ અને દીનકાય જોયો ત્યારે પોતાના પુત્ર એ સંજયની નિંદા કરતાં વિદુલાએ કહ્યું કેઃ—"અરે પુત્ર ! આવી રીતે તું પોતાના શત્રુનો હર્ષવર્ધક ક્યાંથી જન્મ્યો ? તારા પિતા અને આ તારી માતાથી આવો તારો જન્મ પણ નથી. કોણ જાણે આવો તું ક્યાંથી થયો ? જો તું મારો પુત્ર હોય તો ક્રોધરહિત, કાયર, દીન, અને શૂર પુરૂષની ગણનામાં આવો હતવીર્ય તું ન હોય ! હે પુત્ર સંજય, ખરેખર જો તું મારો પુત્ર હો તો તારાં જ કલ્યાણ અને પૂર્વજોના ઉદ્ધાર અર્થે શત્રુને જીતી રાજ્યધુરા વહન કર અને પ્રજાતત્વને પામ. હે અલ્પ સંતોષી, આવી તારી અવસ્થાથી આત્મનો તિરસ્કાર મા કર ! એમ કરતાં આત્માને વૃથા દોષ મા અર્પ ! અને આવી રીતે આત્મસ્વરૂપની અજ્ઞાનતામાં આત્મઘાતી મા થા !!! આત્મા અર્થે ઉદાર અને વિશાળ થા, પણ આમ ભયયુક્ત મા રહે !!! આ તારા આત્માના જ વિકાસ અર્થે સહુ કો પ્રકારના ભયનો સર્વથા ત્યાગ કર !!! હે કુત્સિત ! હે પરાજીત ! હે માનહીન ! હે શૌર્યભંગ અને શૌર્યહીન ! આવી રીતે બંધુ અને બંધુવર્ગને શોક આપી ઉદ્યોગરહિત થતાં શત્રુને આનંદ મા

આપ ! ! આવો ઉત્સાહ રહિત મા થા ! ! ! હે દીન, હે ભીરૂ ! હે અલ્પ સંતોષી, થોડાં જળથી ઉભાઈ જતી નદીસમ, અલ્પ નીરથી છલકાઈ જતી ઉદક અંજલીસમ, અલ્પથી જ સંતોષ પામતા એવા કુત્સિત પુરૂષની ગતિને આમ તું મા પામ ! ! ! હે પુત્ર ! જો કુત્સિત પુરૂષસમ જીવિત અર્થે સંશયયુક્ત હોય તો ભુજંગના મુખમાં હસ્ત અર્પી સત્વર મૃત્યુને પામ ! કેમકે હે પુત્ર ! એવા કુત્સિત પુરૂષને જીવવું એ યોગ્ય નથી. હે પુત્ર, આ જો તારી ગતિ ન હોય તો શૂરસમ પરાક્રમ કર ! ! ! એ અર્થે જ પોતાના પક્ષની વૃદ્ધિ કરી, ગુપ્ત રહતાં, ગુપ્ત સંચરતાં, શત્રુને જીતવા, શત્રુનાં છીદ્ર માત્રને જોતો રહે અને શ્યેન પક્ષીસમ કંઈ પણ ન બોલતાં પોતાની પાંખનો વિસ્તાર કરી એકદમ શત્રુને માહત કરી શત્રુને હણ અને પોતાનું સર્વસ્વ પાછું મેળવ ! ! ! હે કુત્સિત ! શત્રુથી પરાભવ પામેલો તું શબવત્ કેમ સૂઈ રહ્યો છે ? એમ સૂઈ રહેવું તને યોગ્ય નથી. માટે ઊઠ ! ઉત્સાહવંત થા અને શૌર્ય અને ઉદયનુ દર્શન હમો સહુકોને આપ ! ! ! પણ હે કૃપણ ! આવી હૃદયની કૃપણતાથી તું અસ્ત મા પામ ! હે ભીરૂ ! હે દીન ! એવી કૃપણતાથી તું આમ દીનાંગ અસ્ત પામી રહતાં સોડવાળી શય્યાનું જ સેવન કરી મા રહે ! ! ! હે પુત્ર, તું તારાં પરાક્રમ અને શૌર્યથી ભૂમંડળમાં વિખ્યાત થા ! ! ! શત્રુને દંડ આપી શત્રુને વશ કર ! ! ! સામ, દંડ, ભેદ અને જ્ઞાનના ધર્મમાં જ ગુંચવાઈ ઇંધનગતિને પામી મા રહે ! ! ! ઉંબાડીઆની જ્વાળાસમ શત્રુને તારો અલ્પ પ્રકાશ તો જરાયે દર્શાવ ! ! ! પણ જીવનની આશામાં ફોતરાંના અગ્નિસમ, કાયર, દીન, ઉદ્વિગ્નરૂપ બની રહતાં વૃથા ધુંધવાયા મા કર ! ! ! હે પ્રભુ ! હે પ્રભુ ! આવા દયાળુ પુત્રની ઉત્પત્તિ ક્ષત્રીકુળમાં મા હો ! ! ! ઇચ્છિત પ્રાપ્ત થાઓ વા ન થાઓ તોય પણ પંડિતો શોચ કરતા નથી. શૂરપુરૂષ સંગ્રામમા ઘૂમી શૌર્યને ઉચિત કાર્ય અને કર્મ કરી ધર્મરૂણથી મુક્ત થાય છે. પણ પોતાની સ્થિતિ, પોતાનાં હૃદયબળ, પોતાની અલ્પતા અને પોતાનાં પરાક્રમની લઘુતાની કદિયે પણ નિંદા કરતા નથી. ધનાદિકની તૃષ્ણારહિત બળે કરી સાધ્ય એવાં કાર્યમાં પંડિત પુરૂષો તો સદા ઉદ્યત જ રહે છે. માટે હે હતવીર્ય, ક્યાં તો તું પરાક્રમ કર ! કે ક્યાં તો તું મૃત્યુને

પામ!!! પણ આવી રીતે ક્ષાત્રધર્મનો ત્યાગ કરી આ તારૂં જીવિત શા અર્થે ધારણ કરી રહે છે? હે ક્લિબ! તારાં ઈષ્ટિકર્મ, તારાં પૂર્વકર્મનાં ફળ, તારી કીર્તિ, તારૂં રાજ્ય, તારૂં સ્વતંત્રતાનું સ્વરૂપ, તારૂં શૌર્ય, તારૂં સુખ, તારૂં માહાત્મ્ય, તારી મહાનુભાવતા એ સહુએ જો નાશ પામ્યાં તો આ તારૂં જીવિત શા અર્થે ધારણ કરી રહે?! શૂર પુરૂષે ડૂબતાં ડૂબતાં પણ શત્રુ સાથે ડૂબવું પણ શત્રુનો પરાભવ કરવામાં નિરૂદ્યમી તો કદિયે પણ રહેવું નહિ!!! તારો દેશ, તારી ભૂમિ અને તારાં કુળનું અભિમાન રાખી ડૂબી ગયેલા દેશ, પરહસ્ત ગયેલ ભૂમિ અને નાશ પામેલ તારાં કુળ, અને એ કુળનાં યશ ગૌરવાદિક એ સહુનો હે પુત્ર! તું ઉદ્ધાર કર!!' જે પુરૂષનું પરાક્રમ કોઈ શ્રવણ કરતું નથી તે પુરૂષનાં જીવિતને ધિક્કાર છે!!! હે પુત્ર! શું એવા પુરૂષ કદિયે પણ મનુષ્યની ગણનામાં આવે છે? શું એવા પુરૂષમાં હે પુત્ર! કોઈ પણ પ્રકારનું વ્યક્તિત્વ આશ્રિત થઈ રહેલું છે? હે પુત્ર જો એમ નથી તો એવા પુરૂષનું જીવન, માત્ર ભૂમિને ભારરૂપ, ચેતનરહિત, શબતુલ્ય, ભૂમિ સંગે કોહવાટ ઉત્પન્ન કરનાર એક મહત્ અનિષ્ટદાતા કાળની કોપરૂપ ક્રિયા જ છે.! તો એવી કોપરૂપ ક્રિયાનું સ્વરૂપ, હે શબવત્, હે ક્લિબ, તું મા સાર!!! મારા પુત્રને એમ થવું ઘટે નહિ!!! આ ભૂમિનાં બીજરૂપને એ કદિયે પણ સંભવે નહિ!!! માટે હે પુત્ર! ઉત્સાહવાળો થઈ હિમ્મત ધર અને સદા શૌર્યવાન, પરાક્રમી અને ઉદ્યમી થઈ રહે!!! **યશ, દાન, તપ, સત્ય, વિદ્યા** તથા અર્થ લાભે કરી જેનો યશ વૃદ્ધિ પામ્યો નથી તેનો જન્મ હે પુત્ર! માતાની વિષ્ટારૂપ જ છે. જે **પુરૂષ, શાસ્ત્ર, તપ, લક્ષ્મી,** તથા **પરાક્રમે** કરી મનુષ્યનો પરાભવ કરે છે તેજ **પુરૂષ** કહેવાય છે. અને હે પુત્ર! એજ પૌરૂષત્વ છે. દીન, કાયર, અને હતવીર્ય પુરૂષોની ભીક્ષાવૃત્તિથી શત્રુને આનંદ પ્રાપ્ત થતો રહે છે. અપયશ, દુઃખ, ક્લેશ, મંદતા, શિથિલતા, કાયરતા, દીનતા, જડતા, નિર્વીર્યતા અને અવિચારી કાર્યને પ્રાપ્ત કરાવનાર, હે પુત્ર! કુત્સિત પુરૂષને યોગ્ય, ભીક્ષાવૃત્તિનો તું સર્વથા ત્યાગ કર!!! અલ્પમાં જ મહત્ લાભ માનનાર, અલ્પ, દીન, ક્ષુદ્ર જીવિતવાન, અને અલ્પ બુદ્ધિવાન, બંધુ કુટુંબી, સ્નેહી, દેશ અને ભૂમિ એમ સહુ એનાં સુખનો, નાશ કરે છે.

તો હે પુત્ર ! કુળને કલંક લગાડી, કુળનો નાશ કરનાર, હીનસ્વરૂપ ધારણ કરનાર, ઉત્સાહ અને પરાક્રમરહિત શૌર્યભંગ, શત્રુને આનંદ આપનાર એવા પુત્રને જન્મ આપી, મેં તને હે પુત્ર ખરે કલહરૂપ જ ઉત્પન્ન કર્યો છે ! કેમકે તારે લીધે જ દેહભૂમિ અને દેશથી ભ્રષ્ટ, કામ અને સુખના રસેહીન, હરેક પ્રકારે સ્થાન ભ્રષ્ટ નિશ્કંચન, વૃત્તિહીન હમો સર્વ નાશ પામાશું. જેથી કરી હે પ્રભુ ! અરે પ્રભુ ! તારા સરખા પુત્રને કોઈ પણ સ્ત્રી જન્મ મા આપો !!! **સંતોષ, દયા, શત્રુથી વિમુખતા** અને **ભય** એ ચાર લક્ષ્મીનો નાશ કરે છે. એ ચાર સહિત નિરૂદ્યમી પુરૂપ કોઈ પણ મોટાં સ્થાનને પામી શકતો નથી. માટે હે પુત્ર ! આત્માનો પરાભવ કરનાર આત્મઘાતક એ ચારે દોષોથી તું મુક્ત થા !!! વજ્ર સરખું હૃદય કરી, ગયેલ ધન, ગયેલ ઐશ્વર્ય, ગયેલ યશ, ગયેલ ભૂમિ–દેશ અને રાજ્ય, હે પુત્ર તું પુનઃ પ્રાપ્ત કર ! એ માટે હે પુત્ર તું ઉદ્યમ કર ! વળી હે પુત્ર ! જે શત્રુનાં બળને સહન કરે છે તેજ **પુરૂષ** છે. સિંહસમ એવો શૂર અને બળયુક્ત પરાક્રમી પુરૂપ મૃત્યુને પામતાં છતાં પણ પ્રજા, દેશ અને ભાવિને બળપૂર્વક જ સંતોષ અર્પે છે. ભલે રાજ્યભૂમિ અને દેશ તને પ્રાપ્ત ન થાઓ તો પણ હે પુત્ર ! ભાવિ પ્રજાને બળ અર્પનાર તો તું થા ?! અને એથી પણ તારાં આત્મબળનો યશ તો ભાવિ પ્રજામાં તું પ્રવર્તાવ ?! એવા યશનાં યશોગાનથી પણ ભાવિ પ્રજાને તો તું બળરૂપ થઈ રહે ?! એમ કરતાં પણ ભાવિપ્રજાનાં જીવનમાં નૂતન જીવન, નૂતન શૌર્ય અને નૂતન આત્મપ્રભાવ અર્પનાર પણ હે પુત્ર ! તું થા !!! અને હે પુત્ર ! એથી જ તારા અમાત્યો, તારા બંધુઓ, અને તારા અનુગામિઓમાં હર્ષ ઉત્પન્ન કરતાં એમનામાં પણ શૌર્ય, બળ, પરાક્રમ અને આત્મપ્રભાવનો જ પ્રવાહ તો પ્રવર્તાવ ?! ખરેખર હે પુત્ર, એ સહુ એથી જ શૌર્યશીલ બનતાં વૃદ્ધિ પામતા રહી એઓ પોતાની જાતને તેમજ તને પણ આનંદવર્ધક થઈ રહશે. માટે અરે પુત્ર ! સેવકહીન પરાન્નજીવી, બળરહિત કૃપણ જનોની વૃત્તિને તું આમ મા પામ !! અને જેમ મેઘના આશ્રયે નીર અને ઇંદ્રના આશ્રયે દેવલોક આશ્રિત થઈ પોષણ પામતા રહે તેમ જ તારા આશ્રયે બ્રાહ્મણ, સંબંધી, ભૂમિસમૂહ એ

સહુએ આશ્રિત થઈ રહી જીવન ધારણ કરી રહો ! કેમકે જે પુરૂષને આશ્રય પામી અન્ય પ્રાણી જીવે છે, અને એમ જીવતાં પોતાનું જીવન કેળવે છે, તેજ પુરૂષનાં જીવનને હે પુત્ર ! ધન્ય છે ! ! ! જે પુરૂષ, દેશ કે ભૂમિ સ્વભૂજાના આશ્રયે પામતાં, જીવે છે તેજ પુરૂષ દેશ અને ભૂમિ આ લોક અને પરલોક એમ સહુએ સ્થળે યશકીર્તિ અને શ્રેષ્ઠગતિને પામી રહે છે ! ! !'' હે યુધિષ્ઠિર, હે ધર્માત્મન્ ! વિદુલાની ઉત્સાહપ્રેરક આવી વાણી સૂચનપૂર્વક મને હૃદયના બળ, શૌર્ય અને ભાવપૂર્વક શ્રવણ કરાવતા, એથી નવું જીવન પ્રેરતા પૂજ્ય કુંતાજી કંઈક વિરામ પામ્યાં.

યુ૦—હે મહાભાગ ! એવી માતુશ્રીનાં જીવનને જ ધન્ય છે. કે જેનાથી પુત્ર ઉત્સાહવાન, શૌર્યવાન, કર્મવાન, ધૈર્યવાન, ઉદ્યમી અને આત્મવંત પણ થઈ રહે છે. હે પ્રભુ ! હમારૂં અહોભાગ્ય કે એવી માતુશ્રીનાં હમો પુત્ર છીએ. માતુશ્રીના આદેશનો હમો યથાર્થ અમલ કરીશું. પણ હે ભગવન્ હજીયે કંઈ વિશેષ કહેવા યોગ્ય હોય તે કહો.

કૃ૦—હે યુધિષ્ઠિર ! વળી કુંતાજી વિદુલાની વાણીમાં વદવા લાગ્યાં કેઃ—"હે પુત્ર ! આ અવસ્થામાં પરાક્રમને ત્યાગ કરવા ઇચ્છતો એવો તું હીન પુરૂષના માર્ગને જ પામીશ. જે પુરૂષ પોતાની શક્તિ પ્રમાણે પોતાનું શૌર્ય કે ક્ષત્રાયત્વ દર્શાવતો નથી તેને બુદ્ધિમાન પુરૂષો ચોર કહે છે. કેમકે આત્માને એઓ પોતામાં બળ છતાં સ્વસ્વરૂપ દર્શાવતા ન હોવાથી એઓ પોતાના જ આત્માને અને પોતાનાં જ આત્મબળને છેતરે છે, એમ કરી એ આત્મા અને આત્મબળનું હરણ કરે છે, કે એમનાં સ્વરૂપને ચોરે છે અને એમ થતાં સમુદ્રમાં અધોગતિને જ પામી રહે છે. વળી હે પુત્ર ! સિંધુ દેશના રાજા ઉપર તેની પ્રજા અને તેનાં મનુષ્યો રાજી નથી. વળી તેઓ સિંધુરાજાને દુઃખી થયેલ જોવા ઇચ્છે છે એથી સિંધુરાય ક્લેશિત થઈ મૂઢ થતો જાય છે. આવા સમયે જો તારા પક્ષી મનુષ્યો તારૂં પૌરૂષ ન જુએ તો એઓ ઉદ્યમ કરી શત્રુપક્ષનો આશ્રય કરશે. માટે હે પુત્ર ! એ સહુ સાથે એકત્ર મળી—સહુ સંગે ઐક્યરૂપ બની યોગ્ય સમયે શત્રુને જીતવા ઇચ્છાપૂર્વક ઉદ્યમ કર ! કેમકે હે પુત્ર! આ ભૂમિમાં કોઈ પણ અમર

નથી. વળી જેનાં કાર્ય સિદ્ધ થવાથી સંબંધીઓ રાજી થતાં હોય, પોતે ન્યાયયુક્ત વર્તતો હોય, તેનો અર્થ અવશ્ય સિદ્ધ થાય છે. રાજ્યરહિત હોવાને લીધે દરિદ્રતા પ્રાપ્ત થાય છે. હે પુત્ર દરિદ્રતા જેવી બીજી કોઈ પણ પાપિષ્ટ અવસ્થા નથી. પતિ અને પુત્રના વિનાશ કરતાં પણ એ દુઃખ અધિક છે. હે પુત્ર દરિદ્રના કરતાં તો મરણ એજ ઉત્તમ વસ્તુ છે. દરિદ્રતા એ એક મરણરૂપ જ છે. હે પુત્ર વળી દરિદ્રતાને લીધે જ ઐશ્વર્યવાન એવી અને પતિને માન્ય આ તારી માતુશ્રી તથા તારી પત્નિને ગૌરવહીન, માનભંગ, તેજહીન જોતાં શું તારૂં જીવન તને પ્રિય લાગશે? એ સહુને વૈભવહીન, સાધનહીન જોતાં શું તારાં હૃદયને કષ્ટ અને ક્લેશો પ્રાપ્ત નહિ થાય? એવી દરિદ્રતાથી એઓના ક્લેશો–કષ્ટો અને નિશ્વાસો શું તને પીડ્યા વગર રહેશે? હે પુત્ર તારા પૂર્વજોનાં શૌર્યયુક્ત કૃત્યો જોતાં મારા જીવને શાંતિ વળતી નથી. વળી હે પુત્ર અન્યના આશ્રયથી જીવવાનો સમય આવતાં હું મારા દેહનો અવશ્ય ત્યાગ કરીશ. જો તું એક જ જીવવાની આશાનો ત્યાગ કરે તો અવશ્ય તું શત્રુને જીતવા સમર્થ થાય. સત્પુરૂષ જીતેલા શત્રુનાં રાજ્યનો એકદમ નાશ કરતા નથી તથા તેના જીવિતનો પણ ભંગ કરતા નથી. રાજ્ય એ તો સ્વર્ગદ્વાર તથા અમૃત સરખું જ છે. માટે હે રાજા તું યુદ્ધમાં શત્રુનો નાશ કર!!! અને એમ કરતાં ક્ષાત્રધર્મનું પાલન કર!!! કેમકે અત્યંત કૃપણ, શત્રુને નિર્ભય કરનાર, તારો શોચ કરતા એવા સંબંધી અને દીનતામાં અતિ દીન એવા તને હું જોવા ઇચ્છતી નથી. હે પુત્ર! જ્યારે તું શત્રુનું પ્રિય બોલે, શત્રુને અનુસરી તેની પાછળ ચાલે એવા તને જોતાં આ મારાં હૃદયને શાંતિ કેવી રીતે પ્રાપ્ત થાય? આપણા કુળમાં બીજાની પાછળ ચાલનાર એવો કોઈ થયો નથી. માટે તું પણ પારકાના ચાકરસમ શત્રુ કે અન્યની પાછળ ચાલવા યોગ્ય નથી. સત્કુળમાં જન્મેલ તથા ક્ષત્રીયરૂપ ધર્મને જાણનાર ભયથી અથવા પોતાની વૃત્તિ સારૂ દીનતારૂપ કહિયે પણ કોઈને નમે નહિ. હે પુત્ર! પુરૂષે ઉદ્યમ કરવો પણ કોઈને નમવું નહિ, એજ પૌરૂષત્વ છે. અરે પુત્ર પોતાનો સમૂળ નાશ થાય તો પણ ક્ષત્રીયે તો કોઈને પણ નમવું નહિ. હે પુત્ર પોતાની અસમૃદ્ધિ માની લઈ પોતાના આત્માનું

અપમાન કદિ પણ કરવું નહિ. કેમકે અર્થ તો ન હોય ત્યાં પણ થાય છે. અને હોય ત્યાંથી પણ નાશ પામે છે. એ પ્રમાણે હે તાત! કર્મનાં ફળની સદાય અનિત્યતા પ્રવર્તતી રહે છે. એટલે કોકવાર દ્રવ્ય મળે છે અને કોકવાર નથી પણ મળતું. એમ છતાં પણ ઉદ્યોગ કરનાર પુરૂષ તો ઐશ્વર્યને જ પામે છે. ત્યારે ઉદ્યોગરહિત પુરૂષને તો કો પણ કાળે ઐશ્વર્ય કે આત્માની ઉન્નતિ પ્રાપ્ત થઈ શકતાં નથી. માટે હે પુત્ર ફળસિદ્ધિની આશારહિત તું ઉદ્યોગ કર! વળી કહું છું કે આપત્તિ વેળાએ રાજાએનો શું પણ સામાન્ય મનુષ્યે પણ ભય રાખવો નહિ. હૃદય ભયયુક્ત રહે તો પણ ભયયુક્ત વર્તવું નહિ. કેમકે એમ થતાં તો દેશ, સમૂહ અને પ્રધાન આદિની બુદ્ધિ ઉલટી થઈ જાય છે અને એમ થતાં અર્થ માત્રનો નાશ થાય છે." માટે હે શ્રીકૃષ્ણ યુધિષ્ઠિરને કહેશો કે માતાની આવી વાણીથી અલ્પમતિવાળા સંજયને પણ શત્રુ ઉપર ક્રોધ ઉત્પન્ન થયો અને શત્રુને જીતી પોતાનું રાજ્ય પુનઃ પ્રાપ્ત કર્યું તો "હે ધર્માત્મા! તું તો ધર્મને જાણનાર શૌર્યશીલ છે. માટે ગયેલું રાજ્ય પુનઃપ્રાપ્ત કરવામાં કદિ પણ મંદ, શિથિલ કે ધર્મની અજ્ઞાનતામાં દયાયુક્ત થઈશ નહિ કે એવો રહીશ નહિ." વળી હે ધર્મશ્રેષ્ઠ કુંતાજી વધાં કે 'હે કેશવ મારા કહેવાથી અર્જુનને કહેશો કે તારા જન્મ સમયે હું શૌચમાં હતી, તે સમયે મનને આનંદ આપનાર દિવ્ય વાણી વદી હતી કે "હે કુંતી! આ તારો પુત્ર ઇંદ્ર સરખો થશે અને ભીમસેન સહિત સહુ કૌરવોને એ જીતશે. વળી એ સર્વ પૃથ્વીને પણ જીતશે અને એના યશ સ્વર્ગ પર્યંત પણ વ્યાપી રહેશે. એ કૃષ્ણની સહાયતાવાળો થશે અને નાશ પામેલા પોતાના પિતુના રાજ્ય વિભાગને એ કૌરવોને હણી પુનઃ પ્રાપ્ત કરશે. અને ભ્રાતા સહિત ત્રણ અશ્વમેધ યજ્ઞ કરશે "માટે હે અર્જુન આ વાણી તું સત્ય કર!" વળી કુંતાજી આ ગાંડિવધર વિષે કહેવા લાગ્યાં કે "હે જનાર્દન, અર્જુન સત્યવાદી, મહાબાહુ અને શત્રુને અસહ્ય છે એ સહુ તમો જાણો છો. હે અચ્યુત! હે શ્રી કૃષ્ણ! જો ધર્મ હશે તો આકાશવાણી સત્ય થઈ સફળા થશે. અને હે માધવ, વળી ભીમસેનને કહેશો કે "જે અર્થે ક્ષત્રીય વીરની ઉત્પત્તિ સ્રષ્ટાએ નિર્માણ કરી છે તે સમય હે ભીમસેન તને પ્રાપ્ત થયો છે તો એવા સમયે શ્રેષ્ઠ પુરૂષો કદિ પણ ખેદ પામતા નથી.

શત્રુને નાશ આપ્યા વગર હે ભીમસેન તારૂં હૃદય કદિયે શાંત થતું નથી તો આ સમયે તું તારૂં શૌર્ય દર્શાવ." વળી મને કહ્યું કે " હે વાસુદેવ, ભીમસેનનું આવું બળ અને એનુ ધીકતું ઉગ્ર હૃદય તમો પણ જાણો છો." વળી કુંતાજીએ આ માદ્રી પુત્ર નકુળ અને સહદેવને પણ કહાવ્યું છે કે "જીવિત કરતાં પરાક્રમ નેજ પ્રિય કરો અને એથી જ ભોગની ઇચ્છા કરો." વળી મને કુંતાજી કહેવા લાગ્યાં કે " હે પુરૂષોત્તમ પરાક્રમ અથવા ક્ષાત્ર ધર્મથી જે અર્થ તથા જીવિત પ્રાપ્ત થયાં હોય તો મન સદા પ્રસન્ન રહે છે અને છેવટે યાજ્ઞસેની દ્રૌપદીને પણ કહાવ્યું કે " હે મોટાં ભાગ્યવાળી તું મારા પુત્રો વિષે યથાર્થપણે વર્તે છે. એ સહુ તને તારાં કુળ અને તારા યશને પણ યોગ્ય જ છે." વળી એ દ્રૌપદી વિષે મને કહેવા લાગ્યાં કે " હે કેશવ સભા વિષે એ દ્રૌપદીને જે કષ્ટ ભોગવવું પડયું અને જે કટુવચન શ્રવણ કરવાં પડયાં એ સહુતો પુનઃ પુનઃ મને શોચ અર્પતાં રાત્રી અને દિવસ સાલ્યા જ કરે છે. માટે હે જનાર્દન, અર્જુનને કહેશો કે " એ દ્રૌપદીનાં દુ:ખ અને કષ્ટને સંભારી તારાં પરાક્રમનો આવિર્ભાવ દર્શાવ" વળી એ દ્યૂત સભાનું કૃત્ય તમો સહુને વારવાર યાદ કરાવવાનું મને ખાસ સૂચન કર્યું છે. અને હે યુધિષ્ઠિર છેવટે તમો સહુ તેમજ દ્રૌપદીને આશિષ પૂર્વક કુશળ પુછાવી એ પૂજ્ય કુંતાજી વિરામ પામતા હું એમને પ્રણામ કરી એમની પ્રદક્ષિણા કરી ગૃહથી બહાર નીકળી મને વળાવવા આવેલ ભીષ્માદિકને પાછા વાળી કર્ણને સાથે રથમા બેસાડી ચાલી નીકળ્યો. મેં એ કર્ણને માર્ગમાં ભેદ પમાડવા પ્રયત્ન કરી જોયો પણ તે નિષ્ફળ ગયો. અને કર્ણ પણ પાછો વળતાં હું અત્ર આવી રહ્યો. મૂઢમતિ દુર્યોધન તો સભામાં જ ગાંધારી, ધૃતરાષ્ટ્ર, ભીષ્મ, દ્રોણ અને વિદુર આદિકનો અનાદર કરી એ સહુને તરછોડી સભામાથી ચાલી નીકળ્યો હતો. તેની પાછળ જીવિત રહિત બીજા રાજાઓ પણ ચાલી નીકળ્યા હતા. દુર્યોધને એ સહુને એ જ દિવશે પુષ્ય નક્ષત્રનો યોગ હોવાથી કુરૂક્ષેત્ર તરફ યુદ્ધ અર્થે જવાની આજ્ઞા કરી. એ પ્રમાણે ભીષ્મને સેનાની કરી સહુ રાજાઓ કુરૂક્ષેત્ર તરફ રવાના થયા. હે રાજન્ યુધિષ્ઠિર આ સમયે હવે તેમને યોગ્ય લાગે તેમ કરો. હે રાજન્

ભીષ્મ દ્રોણ વિદૂર ગાંધારી અને ધૃતરાષ્ટ્ર એ સહુની મારી સમક્ષ જે વાણી નીકળી હતી તે સહુ કહી સંભળાવી. પાંડવ અને કૌરવ વચ્ચે સ્નેહ રહે એ અર્થે મારો પ્રયત્ન કહી સંભળાવ્યો. કર્ણને ભેદ પણ દર્શાવ્યો. એ વિષે દેવ અને મનુષ્યનાં કર્મ પણ કહી સંભળાવ્યાં. દુર્યોધને મારાં વચનનો અનાદર કરતાં સર્વ રાજાઓને બોલાવી ભેદ પમાડ્યા. સહુએ રાજાનો તિરસ્કાર કરી દુર્યોધનને તૃણતુલ્ય ગણી શકુની તથા કર્ણ જે રીતે ભય પામે તે રીતે આશ્ચર્યરૂપ ભયંકર તથા દારૂણ એવાં અમાનુષ કર્મ પણ દર્શાવ્યાં. દ્યુત નિમિત્તે ધૃતરાષ્ટ્રના પુત્રની નિંદા પણ કરી, કુરૂકુળમાં ભેદ ન થાય તે અર્થે સામપૂર્વક પાંચ ગામનો સ્વીકાર કરી સમગ્ર રાજ્યનાં અર્પણરૂપ દાન પણ કહી સંભળાવ્યું કે શૂરવીર પાંડવો પોતાનું માન મૂકી ધૃતરાષ્ટ્ર, ભીષ્મ,તથા વિદૂરના હાથ તળે રહી સર્વ રાજ્ય એ દુર્યોધનને આપવા પણ એ સહુ પાંડવો તત્પર છે એમ મે કહ્યું. "ભીષ્મ તથા વિદૂર જે રીતે આ પાંડવોનાં હિતની વાત કહે તે રીતે સર્વ રાજ્ય દુર્યોધનનું થાઓ અને ફક્ત પાંચ ગામ પાંડવોને મળો ! પિતારૂપ ધૃતરાષ્ટ્રે પાંડવોનું પોષણ કરવું એ જ જરૂરનું છે." એમ પણ મેં છેવટે કહ્યું. આમ સમસ્ત રાજ્યનાં દાનરૂપ ઉપાય છતાં દુષ્ટ અનેમૂઢ મતિ દુર્યોધને પાંચ ગામ પણ આપવા ના પાડી એટલું જ નહિ પણ સોયના અગ્રભાગ જેટલી ભૂમિ પણ આપવા ના પાડી, તો એ પાપિષ્ટવિષે હવે તો ચોથો ઉપાય દંડનો જ પ્રત્યક્ષ થાય છે અને જે રાજાઓ દુર્યોધનની આજ્ઞા-થી કુરૂક્ષેત્રમાં ગયા છે તેઓ તો પોતાના નાશ અર્થે જ ગયા છે. એ જ મારી મતિમાં આવે છે. હે રાજન્, આ સહુ વૃતાંત મેં તમને કહ્યું. માટે હે યુધિષ્ઠિર હે શૌર્યશીલ, યુદ્ધ વિના કૌરવો તમને રાજ્ય આપશે નહિ. તેમનું મરણ નજીક છે. અને એ સહુના નાશના હેતુરૂપ દુર્યોધન છે માટે હે શૌર્યરૂપ સમયને યોગ્ય આજ્ઞા કરો ! ! !

( કૃષ્ણ આવી રીતે વિરામ પામતાં )

યુ૦—હે સભાજનો, મહાત્મા શ્રીકૃષ્ણનું સહુ વૃતાંત તો તમો સહુએ શ્રવણ કર્યું. શાંતિ માટે આપણે સહુએ પ્રયાસ કર્યા છે. અને તે સહુ નિષ્ફળ જતાં આપણને તો હવે યુદ્ધ એ જ કર્તવ્ય પ્રાપ્ત થાય છે. માટે એ

વિષે તમો સહુએ હવે ઉત્સાહ પૂર્વક જે કહેવું હોય તે કહો અને તમારા સેનાપતિની પણ યોજના કરો !!

**યોદ્ધાયો**—હે રાજન્, ધૃષ્ટધુમ્નને સેનાપતિ કરી ક્ષત્રી ધર્મ પ્રમાણે યુદ્ધ કરવા, હમો સહુ પણ કુરૂક્ષેત્ર પ્રત્યે જવા તત્પર છીએ. હમારાં હૃદય પણ યુદ્ધ! યુદ્ધ! એમ જ પોકરી રહે છે. હે રાજન્ એ સહુ તમો પ્રત્યક્ષ પણ કરો છો. માટે હવે હમને એ અર્થે અવિલંબે આજ્ઞા દો !!!

( એવે )

**સૈનિકો**—મહારાજ! યુદ્ધ માટે તલ્પી રહેલ હમારો ઉરવેગ થન થન નાચી રહતાં એની જ ધારા સર્વાંગ વ્યાપી રહતાં પોકારી ઉઠે છે કે!

**કાવ્યછંદ**

ખેંચીશું તલવાર શત્રુ સુભટ સુમધ્યે!
અર્પીશું દેહ પ્રાણ કાયા ન ઝુરી સત્યે
જોતાં દળનાં પૂર હામશું ધાતાં ધીકતાં
લેતાં શત્રુ પ્રાણ જીવિત જોશું જીવતા !!! ૬૭૨

શૌર્ય છે હમ પ્રાણ! હા શૌર્ય જીવન હમારૂં!
શૌર્ય છે જ્યાંય દેહ માયા નાશતી ન વારૂ?
હા તેજરૂપ પ્રભાવ આજ્ઞા દો હવે હમને
અર્પતાં જીવિતદાન ન કલંક પ્રજાનુ ભવને! ૬૭૩

ભુમિનો નહિ શાપ કદિ નિર્વીર્યે થઈ લેશું
બળનો દાખી બ્હાર જ્યોત જ્યોત તનશું દેશું!
પુત્રો નહિ દે શાપ પિતુ હતી હીન કાયા
ત્યાં ત્યાં અર્પી સર્વ કદિ ન પીડતી હમ માયા! ૬૭૪

હે જગદીશ સ્વરૂપ તમને અર્પતા દેહો
સોંપો એને કાર્ય વિકટ કદિયે એ હો!
ભીરૂ નહિ હમ અંગ રણે ઘુમવાતો વાધે
કો સૃષ્ટિરૂપ માત્ર? શૌર્ય સ્વરૂપ જ્યાં જાગે!!! ૬૭૫

માટે હે અચ્યુત સ્વરૂપ હવે હમને શી આજ્ઞા ?!!

( સૈનિકો એમ વિરામી રહતાં )

**સેનાનિઓ**—હે રાજન્ ધર્મશ્રેષ્ઠ યુધિષ્ઠિર અને મહાત્મન્ શ્રીકૃષ્ણ ! આપણું આર્ય હૃદય એટલાં બધાં શૌર્યહીન, શબવત્, શૂન્ય, જડ થઈ નથી ગયાં કે દુર્યોધનની આ સહુ ધૃષ્ટતા, કુટિલતા અહંતા, સ્વાર્થાધિક્યતા, દુષ્ટતા, પ્રપંચતા અને મૂઢતાદિક હવે વધુ કાળ સહન કરી રહે ! આર્ય પુરૂષ રૂપ હમોમાં એજ આર્યત્વ હમારૂં શૌર્ય અને હમારા આત્મધર્મનો પણ પ્રકાશ પાડ્યા વિના રહશે નહિ. એમ પ્રકાશ પાડતાં સ્વપ્રભાવ દર્શાવ્યા વિના રહશે નહિ. અને સ્વતેજની પ્રભામાં સર્વ તેજને પણ નિસ્તેજ નિહત કર્યા વિના યે રહશે નહિ. એજ આર્યત્વનો ધર્મ છે અને એજ આર્યત્વને કર્તવ્ય રૂપ છે. આત્મગતિનાં સ્ફુરણ પણ વારંવાર હરેક પળે એનો જ પોકાર કરતાં રહે છે. તો હે યોદ્ધાઓ સહુ સાવધ થાઓ! તત્પર થાઓ! અને કુરૂક્ષેત્ર પ્રત્યે પ્રયાણ કરો! યુદ્ધને પામી ક્યાંતો દુષ્ટતા અને મૂઢતા આદિકનો નાશ કરીશું કે શૌર્ય દર્શાવી આત્મતેજરૂપ અવિચળ કીર્તિ પ્રાપ્ત કરીશું. અને એમ થતાં ક્યાં તો સૃષ્ટિના ભોગ ભોગવીશું, કે આત્મવિકાસરૂપ સ્વર્ગ પ્રાપ્ત કરતાં સહુને દૃષ્ટાંતરૂપ થઇ પડીશુ. હે શૂરવીરો ! એજ મનુષ્યત્વ છે, એજ વ્યક્તિત્વ છે, એજ પ્રકાશ છે, અને એજ ઉજ્જવળ યશ હોઈ આત્મધર્મને પ્રાપ્ત કરાવનાર આત્માનો ધોરી માર્ગ છે. એ માર્ગની કોણ પણ ઇચ્છા ન કરે ? જે મૂઢાત્મા એ માર્ગથી વિદૂર રહે છે તે પોતાનાં શૌર્યત્વનો, પોતામાં રહેલ શૌર્ય અંશનો ધ્વંસ કરી અધોગતિને જ પામી રહે છે. તેનો કો પણ કાળે ક્યાંયે પણ ઉદ્ધાર થઈ શકતો નથી. માટે હે શૌર્યસ્વરૂપો ! આપણે આપણું મનુષ્યત્વ ગુમાવીશું નહિ પણ ઉત્સાહપૂર્વક દુષ્ટ અને ખળ પુરૂષના ધ્વંસરૂપ યુદ્ધ અર્થે સદા તત્પર શૌર્યશીલ જ પ્રવર્તતા રહીશું ! હે મધુસૂદન એ અર્થે આપ તેમજ આ યુધિષ્ઠિરરાય આજ્ઞા આપો. હમો સહુ અહુણા જ કુરૂક્ષેત્ર પ્રત્યે પ્રયાણ કરવા તત્પર ઉત્સાહવંત અને હૃદયના વેગ પૂર્વક-જ છીએ. ગર્વ અને મૂઢતાને હરનાર યુદ્ધ કરતાં હમને તો અન્ય કંઇએ પણ પ્રિય નથી. હમારાં હૃદય પણ યુદ્ધ ! યુદ્ધ ! એજ ધ્વનિના આવેગરૂપ પ્રકાશી રહે છે અને એમ થતાં હે૦ મહાત્મન્ આ હમારાં હૃદય તો

ઇંદ્રવજ્રા

હા યુદ્ધ ! હા યુદ્ધ ! પુકાર દેતાં
યુદ્ધે વિના, ના, કદિ શાંતિ લેતાં
અર્પીશું ભોગો તનયજ્ઞ મધ્યે
આત્મા વિકાસે તન શાંતિ સદયે !!! ૬૭૬

હા મૂઢતા આમ ન ભેદતા જ્યાં
આવી પ્રવેશી તન ક્લેશ દે ત્યાં !
હા હીન ! હા હીનનાં અંગ સાલે
વ્યાપંત જ્વાળા નહિ શાંતિ આલે !! ૬૭૭

લોભિષ્ટ એ ના કદિ ધર્મ જોતો
ગર્વંકરી સૌ હીન વીર્ય રહે તો !
હા લોપતું ક્રૂર હિ જ્યાં વહે એ
ભૂગર્ભ કો શૌર્ય રહે સહી તે ?!! ૬૭૮

હે મહાત્મન્ શ્રી કૃષ્ણ હમારાં આવાં બળાન્વિત ઉરોવેગને માર્ગ દો !! માર્ગ દો ! એ અર્થે જ મહારાજ તમો તેમજ આ યુધિષ્ઠિરરાય આજ્ઞા આપો !!! આજ્ઞા આપો !!!

( સેનાનિઓ વિરામતાં )

ધ્રુવવર્મ—હે મહાત્મન્, હે ધર્મશ્રેષ્ઠ

વૈશ્વદેવી

ત્યાં ત્યાં તુ વ્યાપે અંગશું શૌર્યરૂપો
ધર્મે હિ ધાતાં ના કદિ આત્મ લુપો !
ઉત્કર્ષો વ્હેતા દુષ્ટ સંહારવા હા !
વિકાસી રૂપો આત્મની જ્યોત દો ત્યાં !!! ૬૭૯

રાજન્ યુધિષ્ઠિર !

ઇંદ્રવજ્રા

હા ધર્મ જે જે તમ ઉર વ્યાપે
સંતોષસિદ્ધિ અહિં શું ન અર્પે ?

હા ધર્મ ધાતાં તમ કૃત્ય એ એ
સંહારી દુષ્ટો રૂપ શાંતિ દો એ !!! ૬૮૦

( બ્રહ્મવર્ગ પણ આમ વિરામતાં )

**મંદાક્રાન્તા**

**ધૌમ્યાચાર્ય**—મહાત્મન્ ધર્મશ્રેષ્ઠ, યુધિષ્ઠિરરાય

આત્મા સેવ્યો ગુણ અગણિતે ધર્મ આ રૂપ જુઓ !
વિકાસે જ્યાં બળ પ્રકટતાં જ્યોતશું જ્યોત લીઓ !
કૃષ્ણે ક્રિયા સહુ ગુણ ભરે આત્મશું આત્મવંતી !
ન્હાસે જ્યાં ત્યાં તિમિર રૂપ સૌ ઘોતશું ઘાતવંતે !! ૬૮૧

વળી હે ધર્મશ્રેષ્ઠ !

**ઇંદ્રવજ્રા**

ધૈર્યો ધરી જ્યાં સહુ ધર્મ ધાર્યા
એ એ પ્રભાવો કહિં જાય હાર્યા ?।
જ્યાં આત્મપ્રાપ્તિ સહુ ક્લેશ છેદે
કો હીન ? કો હીન ? તુ ધર્મ ભેદે !!!! ૬૮૨

આભૂમિ પાતાળ વ સ્વર્ગ લોકે !
હા શૌર્ય ઉત્કર્ષ તુ સૌ વિલોકે !
સંસિદ્ધિ વ્યાપી સહુ આત્મરૂપે
ક્યાં ? એ કહું આત્મશું જ્યોત લુપે ! ૬૮૩

એ એ પ્રતાપો અહિં પાંડુપુત્રે
જોતા હિ નૃપો ઋષિ દેવ અત્રે !
"હા ધન્ય" "હા ધન્ય" ઉરે પુકારે
આત્માતણી જ્યોત તુ કોણ ખાળે ?!! ૬૮૪

કેમકે હે રાજન્, હે ધર્મશ્રેષ્ઠ

**શાર્દૂલવિક્રીડિત**

ધૈર્યે વાસ કીધો તમે વનતણો દાસત્વ એ સારતાં
શૌર્યે શાંતિ વિવેક ગુણ ધરતાં ઔદાર્ય તો વાધતાં

રૂહો છો નમ્ર તમો લચી વન કળી ક્યાં ક્રોધ, ના આપતા
એ સિદ્ધિ તપ હા સહુ તમ ફળો સર્વાંગ ભૂ વ્યાપતાં !!! ૬૮૫

કેમકે વળી

ક્ષેત્રો જ્યાં તમ પાત્ર, ઉર અહીંને, વિકાસ ઉરે અહો
આવિર્ભાવ વિકાસ વૃદ્ધિરૂપ જ્યાં હાં એકી રૂપે રહો !!
એ આત્મારૂપ શાંતિવેગ ધસતો, ઋષિગણો પામતા
એ એ આર્ય ભૂમંડળે પ્રસરતાં આનંદ તો આવતા ! ૬૮૬

શુ૦—આચાર્યશ્રેષ્ઠ આપની વાણી સદાય ફળવતી હો. ઉલ્લાસપૂર્વક ધસતા શુદ્ધ અને નિર્મળ હૃદયના આપના ઉરભાવો સહુને કલ્યાણમય હો !!! અને એજ ઉરમય કલ્યાણરૂપ વાણીથી આજ હું ઉપકૃત થાઉં છું.

કૃ૦—હે ધર્મસ્વરૂપ ! હે ધર્મશ્રેષ્ઠ યુધિષ્ઠિર

## મંદાક્રાંતા

શૌર્યો છૂપાં ગુણભૂમિ રહે ધર્મ ધારી ફરંતાં
ના, ના લેતા મૂઢ જન ખરે, શૌર્ય ક્રિયાશુ વ્હેતાં !
મ્હામે થાતાં રૂપ નિજ ખુએ, આત્મ વિનાશ દેતાં
ક્રિયા લોપે ઉરભૂમિ સહુ આત્મ તુ કોણ સ્હેતા ? ૬૮૭

અને એથી જ હે ધર્મસ્વરૂપ !

## શિખરિણી

વિકાસે છે રૂપો ઉરશું ઉરક્રિયા સહુ કરી
જુઓ શૌર્યધારા બળરૂપ બની ત્યાં વહી ખરી !
ખરે અર્પે દેહો અભય બનતાં આત્મરૂપશું
કહો ક્યાં જીવંતા ? રિપુગણુ ભમે મૃત્યુરૂપશું ! ! ૬૮૮

કેમકે હે ધર્માત્મન્

## શાર્દૂલવિક્રીડિત

ધર્મે ધારણ ધર્મ જ્યાં અવનિ આ શક્તિરૂપે વ્યાપતો
આવિર્ભાવ ખિલે ઉરે ભૂ નભ એ ક્યાં ? કો ગતિ આપતો ? !

ધાતાં અંધ ઉરે, તુ નષ્ટ બનશે જ્યાં જ્યોત જ્યોતે દીપે
કા દુર્યોધન સ્વાર્થરૂપ ભમતો હા નષ્ટ જો ના લુપે?!! ૬૯૯

હે ધર્મશ્રેષ્ઠ

### ઇંદ્રવજ્રા

એ એ પ્રભાવો તમ ઉર વ્યાપે
શાંતિતણો દેશ સહુ જ સ્થાપે!
એ શાંતિ અગ્નિશું કીટ આવી ધાતાં
નષ્ટા મૃતા ને વળી ભસ્મ જાતાં! ૬૯૦

કેમકે

### શાર્દૂલવિક્રીડિત

સેવ્યો યજ્ઞ કહું યુધિષ્ઠિર તમે, એ શાંતિશું વ્યાપશે
આ, જે જ્યોત કિરીટને ભીમધરે, સિદ્ધિ સહુ આપશે!
આ વ્યાપેલ તુ કાંતિ ઉર ધરતા માદ્રી સુતો ત્યાં જુઓ
પોષંતા સહુ જ્યોત, જ્યોત બનતાં, ક્યાં? ક્યાં ન દીપ્તિ લીઓ! ૬૯૧

માટે જ હે ધર્માત્મન્!

### શાર્દૂલવિક્રીડિત.

આ આ શૌર્યરૂપો કહું સહુ અરે જ્વાળાવિષે વ્યાપશે
અર્પતાં નિજ તેજ આત્મરૂપશું શત્રુ હીણું બાળશે!
ત્યાં આચાર્ય વદેલ આત્મવચનો વિઘ્નો તુ વિડારશે
નિઃશત્રુ ભૂમિ પામતાં અભય રૂહો શાંતિ સહુ વ્યાપશે!!!

હે ધર્મસ્વરૂપ! રથી મહારથી અને અતિરથી એમ સહુકો એ તમારા યુદ્ધરૂપ યજ્ઞમાં સ્વપ્રાણ અર્પવા ઉત્સાહપૂર્વક તત્પર થઈ રહ્યા છે એમજ એ સહુકોનો ઉરઆવેગ અને હૃદય આવેશ પ્રદર્શિત કરે છે. તેમજ આ બ્રહ્મવર્ગ અને આચાર્ય શ્રેષ્ઠ ધૌમ્યાચાર્યે પણ તમારા આત્માનો ઉત્કર્ષ અને એવા ઉત્કર્ષના સંસિદ્ધિરૂપ આશિરવચન પણ અર્પી રહ્યા છે. માટે હે રાજન્! હવે વિશેષ ઇચ્છવા યોગ્ય શું હોય?

યુ૦—મહાત્મન્ જ્યોતસ્વરૂપ ! તમારી કૃપા યુક્ત આશિષરૂપ વાણી શિવાય અન્ય ન્યૂનતા શેની હોય ?

કૃષ્ણ—હે ધર્મસ્વરૂપ અવશ્ય તેમ હો! તમારો ધર્મ ઇચ્છિત ફળને પ્રાપ્ત થતાં વિજયપૂર્વક પ્રવર્તી રહે એ અર્થે કહું છું કે

### શાર્દૂલ

જીત્યા છે સહુ દેવ ઋષિ ગણને કાયા તપે કષ્ટતાં.
ટાળ્યા તાપ સુરો વ ભૂમિગણતણા, દુષ્ટો સુસંહારતાં
પામ્યા શક્તિ અધિક આ ભૂમિવિષે, આશિષ સૌ પામતાં
વાપ્યું તેજ સુગુપ્ત આત્મબળશું શાંતિ ભરો આત્મ ત્યાં !!! ૬૯૩

અને એમ થતાં

### ઇંદ્રવજ્રા

ક્રિયા પ્રપંચે છળ ભેદ વાળી
નીતિ વળી છદ્મ સુવેશ ધારી
લોભી ક્રિયા લોભથી દુઃખકારી
આપો સુનિષ્ઠા સહુ સુખ ભારી ! !! ૬૯૪

યુ૦—મહાત્મન, આપનાં યોગસ્વરૂપે અને કર્તવ્ય સ્વરૂપે મને બહુ ઉપકૃત કર્યો. ( એમ વદી નમસ્કાર કરી વિરામે છે )

કૃ૦—ધર્મસ્વરૂપ, એજ સ્વરૂપ સદૈવ સિદ્ધિ યુક્ત શાંતિને પ્રાપ્તો અને એ અર્થે યુદ્ધરૂપ કર્તવ્યનો આરંભ કરો !

યુ૦—મહાત્મન્ જેવી આજ્ઞા. ( ભીમસેનને ) ભ્રાત, સહુને યુદ્ધ માટે તત્પર થવા અને કુરૂક્ષેત્ર તરફ પ્રયાણ અર્થે તૈયારી કરવા કહે.

ભી૦—રાજન્ જેવી આજ્ઞા.

યુ૦—હવે સહુકોને રજા છે.

( સહુ એ જાય છે )

( ભીમસેન પણ જાય છે )

ભી૦—( જતાં જતાં રોષરૂપ સ્વગત )

### વસંતતિલક

દેતાં દગો કુભૂપ એ શું ભૂમિ વિરાજે?
ઉચ્છેદ કાઢું ભૂમિથી મન હા ન લાજે!
વિકાસનાં સહુ અહિં ઉરશૌર્યરૂપો
ઉચ્છેદવા ધમધમે હીન અંગ યુથો!!! ૬૯૫

હે હૃદય શૂન્ય નરાધમ, હે ધર્મ અને કર્મ ભ્રષ્ટ!

### ઇંદ્રવજ્રા

દુર્બુદ્ધિ જો! જો! તુજ નાશ આવ્યો!
હીણું તુ અંગે જહિં જીવ વાપ્યો!
હા ધર્મને ધૈર્યથી કષ્ટ સેવ્યાં
તો યે ન હા દુષ્ટ તું ઉર ખૂલ્યાં!! ૬૯૬

માટે જ હે નરાધમ!

કાળે હવે હા ફળરૂપ જોશે!
ને આત્મ સંગે સહુ કુળ ખોશે!
જે ગર્વ ને લોભશું ધાઇ ધાયો
તે હવ્ય વાહે ન શું હવ્ય થાતો?!!! ૬૯૭

હા કાળ! હા કાળ! તારી એ જ ગતિ છે તો તારૂં ક્રિયારૂપ કાર્ય પણ સર્વથા એમ જ હો! સહુના પ્રેરક કાળસ્વરૂપ! આ મારા સહુ નમસ્કાર તમને જ હો!!! તમને જ હો!!! (આવાં ઉર-સ્વરૂપમાં ભીમસેન પણ જતો રહે છે)

ઇતિ ગુપ્તપાંડવનામ નાટકે અગુપ્તક્રિયારૂપ શૌર્ય વિકાસ
ક્રિયાચિત્રનામ દશમ અંક સમાપ્ત.



# પરિશિષ્ટ अ

યોગેન્દ્ર પરિશિષ્ટ ब માં લેખક અને લેખક
વૃત્તિનાં ક્રિયારૂપ અનુભવશીલ
દશ વર્ષીય ક્રિયાચિત્ર.

જય સરસ્વતી દેવી તુજને સેવી જય કરે એવી બુદ્ધિ દો
તુજ મંદિરશુ, વાસ કરીશુ સ્નેહ ભરીશુ આશિષ દો
ભય ન કદિ ધરશું, ઉચ્ચ જીવનશું પ્રેમરસ પીશું તુજ સંગે
હર્ષ બહુ વ્યાપે, કષ્ટ જ કાપે રટણ તુ જાપે મને અંગે.

૧૮૯૮–ડીસેમ્બર.

( અપ્રકાશિત કાવ્યસંગ્રહ )

# Some Truths.

THE effect of any writing on the public mind is mathematically measurable by its depth of thought. How much water does it draw? If it awaken you to think, if it lift you from your feet with the great voice of eloquence, then the effect is to be wide, slow, permanent, over the minds of men. If the pages instruct you not, they will die like flies in the hour... ........... ......He that writes to himself writes to an eternal public ...........Life alone can impart life, and though we should burst, we can only be valued as we make ourselves valuable.—Spiritual Laws–Emerson.

The angels are so enamoured of the language that is spoken in heaven that they will not distort their lips with the hissing and unmusical dialects of men, but speak their own, whether there be any who understand it or not. —Intellect–Emerson.

Man is timid, apologetic; he is no longer upright; he dares not say " I think " " I am ", but quotes some saint or sage. —Self Reliance–Emerson.

It is the universal nature which gives worth to particular men and things. —History–Emerson.

To believe your own thought, to believe that what is true for you in your private heart is true for all men —that is genius–Speak your latent conviction, and it shall be the universal sense, for the inmost in

due time becomes the outmost,—and our first thought is rendered back to us by the trumpets of the Last Judgment................A man should learn to detect and watch that gleam of light which flashes across his mind from within more than the lustre of the firmament of bards and sages. —Self Reliance-Emerson.

To the mass of men no such Divine Idea is recognisable in the world; they live merely, says Fichte, among the superficialities, practicalities and shows of the world, not dreaming that there is anything divine under them. But the man of letters is sent hither specially that he may discern for himself, and make manifest to us, this same Divine Idea; in every new generation, it will manifest itself in a new dialect and he is there for the purpose of doing that. —Carlyle, —The Hero as Man of Letters.

On the beaten road there is tolerable travelling, but it is sore work, and many have to perish, fashioning a path through the impassable. —The same.

That royal or parliamentary grants of money are by no means the chief thing wanted! To give your men of Letters stipends, endowments and all furtherance of cash, will do little towards the business. On the whole, one is wearing of hearing about the omnipotence of money. I will say rather that, for a genuine man, it is no evil to be poor; that there ought to be Literary men poor,—to show whether they are genuine or not! —The same.

"Literature will take care of itself" answered

Mr. Pitt when applied to for some help for Barns. " Yes," adds Mr. Southey " it will take care of itself **and of you too**, if you do not look to it "–The same.

The result to individual men of letters is not the momentous one. They are but individuals, as infinitesimal fractions of the great body: they can struggle on, and live or else die, as they have been wont. But it deeply concerns the whole society, whether it will set its **light** on high places to walk thereby, or trample it under foot, and scatter it in all ways of wild waste ( not without conflagration) as heretofore. Light is the one thing wanted for the world. —The same.

Scepticism means not intellectual Doubt alone but moral doubt, all sorts of infidelity, insincerity, spiritual paralysis. —The same,

The fatal man, is he not always the unthinking man, the man who cannot think and see; but only grope and hallucinate anb missee the nature of the thing he works with ? —The same.

But though it should happen that an author is capable of excelling, yet his merit may pass without notice, huddled in the variety of things, and thrown into the general miscellany of life. He that endeavours after fame by writing, solicits the regard of a multitude, fluctuating in pleasures or immersed in business, without time for intellectual amusements; he appeals to judges, prepossessed by passions, or corrupted by prejudices, which preclude their approbation of any

new performance. Some are too indolent to read anything till its reputation is established; others too envious to promote that fame which gives them pain by its increase What is new is opposed, because most are unwilling to be taught, and what is known is rejected, because it is not sufficiently considered that men more frequently require to be reminded than informed. The learned are afraid to declare their opinion early, lest they should put their reputation in hazard; the ignorant always imagine themselves giving some proof of delicacy, when they refuse to be pleased, and he that finds his way to reputation through all these obstructions, must acknowledge that he is indebted to other causes besides his industry, his learniny or his wit. —Johnson, the Rambler.

Yet there is a certain race of men, that either imagine it their duty, or make it their amusement to hinder the reception of every work of learning or genius, who stand as centinels in the avenues of fame, and value themselves upon giving **Ignorance & Envy** the first notice of a prey. —The same.

To these men who distinguish themselves by the appellation of **criticks**, it is necessary for a new author to find some means of recommendation..................I find in the records of ancient times, that Argus was lulled by music, and Cerberus quieted with a sop...... I have heard how some have been pacified with claret and a supper and others laid asleep with the soft notes of flattery. —The Rambler.

Some seem always to read with the microscope

of criticism, and employ their whole attention upon minute elegance or faults scarcely visible to common observation. The dissonance of a syllable, the recurrence of the same sound, the repetition of a particle, the smallest deviation from propriety, the slightest defect in construction or arrangement swell before their eyes into enormities. As they discern with great exactness, they comprehend but a narrow compass, and know nothing of the justness of the design, the general spirit of the performance, the artifice of connection, or the harmony of the parts, they never conceive how small a proportion that which they are busy in contemplating bears to the whole, or how the pretty inaccuracies with which they are offended are absorbed and lost in general excellence. —The Rambler.

Others are furnished by criticism with a telescope. They see with great clearness whatever is too remote to be discovered by the rest of mankind, but are totally blind to all that lies immediately before them. They discover in every passage some secret meaning, some remote allusion, some artful allegory or some occult imitation, which no other reader ever suspected; but they have no perception of the cogency of arguments, the force of pathetic sentiments, the various colours of diction, or the flowery embelishments of fancy; of all that engages the attention of others they are totally insensible, while they pry into worlds of conjecture and amuse themselves with phantoms in the clouds. —The Rambler Nov 23, 1751.

Socrates..............was afraid to decide hasti in his own favour or to conclude that an author h written without meaning, because he could n immediately catch his ideas; he knew that the faul of books are often more justly imputable to t reader who sometimes wants attention and sometim penetration; whose understanding is often obstruct by prejudice and often dissipated by remissne-s, wl comes sometimes to a new study, unfurni hed wi knowledge previously necessary; and finds difficult insuperable for want of ardour sufficient to encount them.

Obscurity and clearness are relative terms: to son readers scarce any book is easy, to others not many a are difficult. —The Adventurer, May 175

There are likewise many modes of compositic by which a moralist may deserve the name of a original writer.... ... ... ... ... ... ... ... .

Whoever can attain to excellence, will be certa to engage a set of readers whom no other metho would have equally allured; and he that communicate truth with success, must be numbered among the fir benefactors to mankind—The Adventurer, Oct. 2.1 75

... ... ...But the public is not easily persua ed to favour an author. If mankind were left to judg for themselves, it is reasonable to imagine, that such writings, at least, as describe the movements the human passions, and of which every man carri

the archetype within him, a just opinion would be formed; but whoever has remarked the fate of books, must have found it governed by other causes, than general consent arising from general conviction. If a new performance happens not to fall into the hands of some who have courage to tell and authority to propagate their opinion. it often remains long in obscurity, and perishes unknown and unexamined. A few, a very few, commonly constitute the taste of time, the judgment which they had once pronounced, some are too lazy to discuss, and some too timorous to contradict, it may however be, I think, observed that their power is greater to depress than exalt, as mankind are more credulous of censure than of praise. —The Adventurer. March 2, 1754.

---

ગુર્જરભૂમિ તેમજ આર્યાવર્તનું અવલોકન અને તુલનાશક્તિનું સ્વરૂપ તેમ જ વિદ્યા અંગે કર્તવ્યજ્ઞતાનું સ્વરૂપ જેનાં "રામ વિયોગ" ની ઇંગ્રેજી પ્રસ્તાવનાનાં વિશેષ સ્પષ્ટિકરણ રૂપે તેમજ યોગેન્દ્ર પરિશિષ્ટ ૪ માં સમાયલાં સત્યને જુદાં દષ્ટિબિંદુથી દર્શાવી શિક્ષિત અને અશિક્ષિત ગુર્જરસમૂહનાં હૃદયવિકાસ અર્થે અને અત્ર આપવામાં આવેલ પત્રવ્યવહાર ઉપરથી ઉપસ્થિત થતા કેટલાક પ્રશ્નોના સ્પષ્ટિકરણ અર્થે આ ઉપરની તારવણી આવશ્યક જણાય. સામાન્ય સમૂહને બાદ કરતાં વિશ્વવિદ્યાલયમાં શિક્ષિત જનોનાં હૃદય પણ ઉપરોક્ત સત્યને રૂએ અવિકાસિત જણાતાં એ સત્યોની તારવણી બીનજરૂરની છતાં અને અનિચ્છાનાં છતાં પણ અત્ર પ્રવેશનાને પામે.

ભાદ્રપદ, શ્રાદ્ધપક્ષ ૧૯૬૭.
વલસાડ.
તા. ૧૪-૯-૧૧

**લ. ના.**

# PREFACE.

No doubt the course adopted by the author in assuming the form presented here is unique and unprecedented in the annals of authors or in the annals of those, who have something to do with pen and ink in the discharge of duty assumed, undertaken or nourished. Those who have to fight a duel with conscience—Universal Conscience—and the discharge of duty to such Universal Conscience, can easily understand and appreciate the value of such a course. Authors have given vents to their sentiments in one form or another assimilating themselves in the mood of Time or placing themselves under the pressure of Time; and thereby they make it believe that they conform to the rules of Time, to the conduct of Time, to the civility of Time, to the surveillance of Time and to such other forms as may be necessary to serve the Time. Thus they satisfy themselves that the ordinance of polished politeness and the ordinance of garnished civility without the breadth of Heart has been fulfilled to the core. Otherwise they fear—and really such fear is death to them as their cravings for fame, money and honour pierce them to the pith of Heart—and under the burden of such fear they shiver, that the generations would not only hear them honour, them, nourish them, adore or

respect them and supply them with such means and tastes as would humour their fancy whims and caprices but that the generations on the contrary would damn them, as vomiting nonsense, hate them and shun them as one assuming the airs of bigotry, egotism, dogmatism and such other moods which countervail the truth. They cannot withstand this. They cannot cultivate their Heart to overcome this and thus they have to propitiate the Heart of the generation, they have to live upon the pleasure of the generation and in every way they have to be a dupe of the generation. They cannot brighten their Heart and the Heart instead of being expanded and brightened, is muzzled and confounded. They have not the courage, strength and purity of Heart to say that the moods of bigotry, egotism and dogmatism hurled against them pervade the narraowed Heart of the very generation. Such was not the case with ancient Rishis of Aryavarta and with those who honoured worshiped and adored their ennobled self They the Rishis, had to appease and please nobody but their own conscience They had to discharge their duties to no body but to their own elevated Self-Universal Conscience. They had to fear nobody but their own Atman They had to flatter nobody but their own sense of right and truthfulness in conformity with the evolution of Atman. They had to gather no other wealth but the lustre of their own Atman. They had to preach no other gospel but the expansion of Self and the ex-

pansion of duty. They set before themselves no other lustre but the lustre of Atman, and so evrey individualised symbol vanished before them as an evaporation. King did not appear to them a sun to be worshiped, neither a poor appeared to them a worm to be trampled down. Without the least distinction all equally shared the breadth and depth of their Heart in the discharge of duty to their own Atman. No fear trampled them down. No pain scorched their Heart. No allurements could induce or entice them to vitiate or violate the path of Atman. No impediments deterred them from the discharge of duty to Atman and as such they shone in the past and shine even in the present generation, shedding lustre to every soul trying to grapple with the vastness and Univarsality of Atman. They sought out virtue, purity of Heart and lustre of Atman found in whatever corner of the world; they approached them and adored them. Neither did they wait nor did they rest satisfied that it was the duty of somebody to bring such qualities to their notice; and they never thought that the only duty which rested with them was to see offhand if there were any qualities. It was to them a great matter of consequence if the least duration passed away without acknowledg'ng and adoring such qualities of an ennobled self. Otherwise they felt their Heart would be rendered callous and unfit for receiving higher and nobler impressions. Thus the Rishis had the strength, ability, intellect, cultivated brain, cultivated Heart

with its purity and clearness to find out, receive and and approciate one's own counter part or one's own image, the lnstre of Atman in any enlightened and purified Heart. But ours is the age of pigmies as one of tho Wostern philosopher says. Our goal of lustre is a shining butterfly and as such our standard of measurement is but a point of a needle. Within such a narrow compass we try to bring down the whole universe or tho whole Universal system. If the point mentioned above cannot cover or bring within its area any system rule or conduct of life, the whole is humbug, sham, useless, not worth bestowing any attention, honour, value or what not ? All big talk of Universal duty to them is a mania, a madness within such a range and a universal impracticability. What is aimed at, desired and practised is the ability, cleverness, practicability, success and adroitness of Reynard the Fox—a figure in the German Epic *

---

* See A. Froude on Essays on Liturature & History. In reviewing Reyanard the Fox, Sir A. Froude at one place observes.—

Tho king of the beasts forgives Reineke on account of the substantial services which at various times he has rendered. His counsel was always the wisest, his hand the promptest in cases of difficulty; and all that dexterity and politeness, and courtesy and exquisite culture had not been learnt without an effort or without conquering many undesirable tendencies in himself... ... ... ... ... ... ... ... ... ...
We might mention not a few eminent public servants

The masses or rather the ages look at and are wonder-struck at a success, a positive quality, but are averse to look at the negative qualities which are bred in silence. The author does not marvel at this but he simply attempts at deciding how far he is justified in pursuing the course adopted by him in conformity with the evolution of Atman, or how far the conditions, circumstances ideals and conduct of life time and generation justify his conscience in its course. If the duty has come upon one's self in the course of cultivating the noble path of assimilation of Self to Atman, it must be discharged to the entire satisfaction of the rules of such assimilation. In such a process of assimilation various moods of Heart have to be brought to play, are to be confronted, are to be subjected to the process of evaporation and then are to be transformed to some other form, so that

---

whom the world delights to honour—ministers, statesmen, lawyers, men of science, artists, poets, soldiers, who if they were tried by the negative test, would show but a poor figure. Yet their value is too real to be dispensed with, and we tolerate unquestionable wrong to secure the services of eminent ability.

Again a little further and he represents Pope Clement replying as follows:- All this is very well, gentlemen; these murders are bad things, we know that. But where am I to get another Benvenuto, if you hang this one for me?

Heart may expand, may acquire new lustre and assimilate itself to conscience. Such a process annihilates whatever moods or elements that are found lurking in the depth of Heart and that are likely to hinder the progress of expansion in the process of assimilation. If one were to shirk, he stumbles in such a process of assimilation and he is lost for ever. The progress of Self to Atman is marred, stupified and stultified; the Self goes downwards instead of raising itself higher and higher. In order that this may not happen, he has always to be on the watch he has to examine every emotion in the inner depth of Heart, he has to seek out every cause and every consequence of any such emotion and he has always to be careful that he may not be captivated by any untoward emotion He has to justify his own course to himself and his own conduct to his own conscience. Every step he takes must be in progress of Self to Atman. The step has to be scrutinised and has to be proved entirely satisfactory to the progress of Atman and thus armed with reason self knows no barriers or hindrance in its progress. If one has faith in such a process of evolution the way should be made clear for it. Our narrow range of perception measures everything by the stultified limits of time, surroundings circumstances, etiquette and respectability. But one whose power of perception extends beyond such limits of time, surroundings, circumstances, etiquette mannerism and respectability, has a nobler aim and a nobler duty to discharge, not to his own Self, but to

all coming within the province of Atman-Universal Atman. This sense* of duty may cause Self to disregard narrow vibrating forces of time for the acquirement of a higher power of Atman, a substantial

---

* The spirit of the sentiments of Cromwell depicted by Carlyle in Cromwell's action of dismissing the Parliament, is worth comparison:

" Christ's Law, the Right and True, was to be in some measure made the Law of this land. In place of that you have got into your idle pedantries, constitutionalities, bottomless cavillings and questionings about written laws for my coming here, and would send the whole matter in chaos again because I have no Notary's parchment, but only God's voice from the battle-whirlwind for being President among you (You have had such an opportunity.) That opportunity is gone ... ... ... You have had your constitutional logic and mammon's Law, not Christ's Law. Law rules yet in this Land. " God be judge between you and me. "

Again at another place.

Ever the constitutional Formula. How came you there? Show us some Notary parchment; Blind pedants;-" Why, surely the same power which makes you a parliament, that, and something more, made me a Protector!" If my Protectorship is nothing, what in the name of wonder is your Parlia mentership-a reflex and creation of that.?

force, strength and vitality in itself. To conform to which of the above two ends, is a struggle of Eternity. And this process of the author may be one of such struggles, which struggle cares but little what others think of it, as such a struggle believes every action, every emotion, measures its own length breadth and width in the eternity of Universal causation in proportion to part displayed by every such action.

Anjalav, }
14-11-10 }

**L. N. DESAI.**



# ઉપોદ્‌ઘાત[1]

પત્રવ્યવહાર અને એને વળી ઉપોદ્‌ઘાત શું? જ્યાં હૃદયને આત્મા પ્રત્યે વિકાસનો ધર્મ હોય ત્યાં હૃદયને સ્વકર્તવ્યનો નિર્ણય અને એવાં કર્તવ્ય અંગે કર્તવ્યનો માર્ગ એ પણ સ્વાભાવિક ક્રિયા હોય. જ્યાં હૃદયે સ્વકર્તવ્યનો માર્ગ પ્રદર્શિત કર્યો હોય[2] ત્યાં ક્રિયાના માર્ગનું સ્પષ્ટિકરણ પણ આવશ્યક હોય. એમ છતાં પણ વિવેક એ વ્યવહારનો મુખ્ય ધર્મ હોઈ એને અવિવેકનો બાધ નડે કે એવો બાધ નડવા હરકોઈ સંભવ રહે. વિવેક એ આત્મધર્મ પ્રત્યે હૃદયનાં વિકાસનું જ કાર્ય હોય કે વિકાસ કાર્ય જ હોવું જોઈએ. એમ જ્યાં ન હોય ત્યાં આત્મધર્મ લોપ પામે છે. એટલે કે વ્યવહારમાં વિવેકને સંકુચિત હદમાં સ્થાપિત કરતાં આત્મધર્મનો લોપ થાય છે. આત્મધર્મ પ્રત્યે હૃદયના વિકાસના માર્ગનુ રૂંધન થાય છે. અને હૃદયને અકળાટ, ક્ષોભ અને દીનતાદિક જ પ્રાપ્ત થાય છે. પણ એવી રીતેઆત્મધર્મ પ્રકાશતાં હૃદય અન્ય તરફ અવિવેક યુક્ત હોઈ અન્યના વિશ્વાસનો ભંગ કરતાં હૃદય કે વ્યક્તિ માત્ર દોષ યુક્ત થતાં એવું હૃદય કે એવી વ્યક્તિ અવજ્ઞાને જ પાત્ર થાય છે. જ્યાં હૃદય આત્મ ધર્મને જ લક્ષે છે ત્યાં આગળ એવા દોષનો લેશ પણ સંભવ હોઈ શકતો નથી. આત્મવિકાસના ઉન્નતિ માર્ગમાં એવી સહુકો ક્રિયાનો લોપ થાય છે. પ્રથમ અવિવેક યુક્ત લક્ષાતું હૃદય સ્વપ્રૌઢતામાં વિકાસનું આવિર્ભાવ સ્વરૂપ દર્શાવતાં અવિવેક યુક્ત લાગતી, અવલોકાતી કે લક્ષાતી ક્રિયાઓ અલ્પભાવ કે લઘુતાને પામતા આત્માનો પ્રાદુર્ભાવ જ પ્રવર્તી રહે છે. અવિવેકરૂપ દોષ આરોપણ કરતી હૃદયક્રિયા સ્વસ્વરૂપ કે સ્વલઘુતાને અનુભવે છે. અને આત્માની પ્રૌઢતામાં લીન થતાં દોષરૂપ દૃષ્ટિ દૂર કરી અવિવેક યુક્ત લાગતી ક્રિયાઓને જ ઉન્નત સ્વરૂપમાં લક્ષતાં, જોતાં કે અવલોકતાં શિખે છે. આ આત્મા પ્રત્યે હૃદયવિકાસનું સામાન્ય સ્વરૂપ છે. તો અત્ર પ્રદર્શિત થતો પત્રવ્યવહાર અને એને અંગે ઉપોદ્‌ઘાત પણ એવી કોઈ ક્રિયા-

---

1 It has seemed to me that a natural history of myself would be a useful accompaniment to the books which it has been the chief occupation of my life to write auto biography Herbert Spencer.

૨ પેગે ૬ લેખક વૃત્તિ—પ્રકરણ ૧ લું.

માંની એક ક્રિયા છે તો દ્રષ્ટા હૃદયને તો એનાં અંગ જગાવાયલાં છે કે નહિ એજ જોવાનું રહે.

હવે લેખક હૃદયપર આવતાં બાળવયમાં માતામહીનાં સંસ્કારથી જાગૃત થતું લેખકનુ બાળ હૃદય ભક્તિમય હૃદય જ હતું. શ્રદ્ધા, સરળતા આર્દ્રતા, શુદ્ધિ અને નિર્મળતાના ભાવો માટે લાલસા એ એવાં બાળહૃદયના અંગ હતાં. એવી ભક્તિરૂપ ક્રિયામાં બાળવયથી જ લેખકહૃદયને સ્વહૃદય ક્રિયા અવલોકવાની ટેવ પડી. એનું બિંદુ સંસ્કાર અને સંસર્ગને માની અલ્પ હદમાં જ હોય. એવું બાળ હૃદય તટસ્થ ઇશ્વર સ્વરૂપનાં કૃપા પાત્ર થવારૂપ ક્રિયા કરતું કે એવી ક્રિયા માટે હોંસ ધરાવતું. માતામહી તરફથી પ્રેરાયેલ ક્ષમાભાવ, દયાભાવ, શાંતિભાવ અને હરીના નામરૂપ યાપની ક્રિયામાં એવું હૃદય વિરામતું કે એવા ક્રિયા કરતું, સંતોષ કે હૃદયની તૃપ્તિ સેવતું અને દ્વેષાદિક ભાવથી દૂર રહતું. સ્વવર્તનનુ એવું હૃદય નિરીક્ષણ કરતું અને વ્યવહાર યોગ્ય ઉત્તમ ગુણોમાં આહ્‌લાદતું કે એવા ગુણો માટે હોંસ ધરાવતું. અને એવા ગુણોના પાત્રરૂપ થવા કે હૃદયની સ્વાભાવિક ક્રિયા કરતાં સ્નેહીજન વડિલવર્ગ અને વિશેષે કરી માતામહીનાં સ્વસા તરફથી ગાંડપણ–ભોળપણનુ વર્તન પત્ર પાદ્વાદશ વર્ષના અંદર જ મળ્યુ હતું. ગૃહવ્યવહાર અને બાહ્ય વ્યવહાર સમાનતા અને પ્રેમના સદા વિરોધી હોય છે. વ્યવહાર કુશળ ગૃહઅધિષ્ઠાતા અને રાજ્યકુશળ પ્રધાન એવાં સમાનતા અને પ્રેમનાં સૂત્ર કે વર્તન સહન કરી શકતાં નથી. ગૃહવ્યવહાર અને રાજ્યમાં એ સૂત્રો એક જાતનુ ગાંડપણ ભોળપણ, નિરર્થક વ્યય, ખોટો ભોગ, અવિચારી ત્યાગ, આદિકના ભાવ ઉત્પન્ન કરાવી સ્વપ્રતિ વ્યવહાર ગૃહ અને સમૂહમાં આક્ષેપ કે તિરસ્કાર જ ઉત્પન્નકરાવે છે એવી કોપણ ભાવનાની સ્ફુરણા સરણી પણ બાળહૃદયમાં પ્રવેશી નહતી કે પ્રવેશી શકતી નહિ. પણ સ્વાભાવિક હૃદયક્રિયામાત્રથી ગુણોત્કૃષ્ટતામાં શ્રદ્ધાન્વિત હોઇ સર્વત્ર ગુણનો જ આવિર્ભાવ જોતું સ્વમાં અપૂર્ણતારૂપ, શરમાળ ભાવો સેવતું એવ બાળહૃદય વિશેષ સંસર્ગ રહિત જ હતું. એનો ઉચ્ચ ગ્રાહ ગુણ કે ગુણની કેળવણી એજ હતો. એવી ક્રિયામાં પાશ્ચાત્ય વિદ્યાનો સંસર્ગ શિરૂ થયો. સુધારાનો પ્રવાહ કર્ણપર અથડાવવા લાગ્યો અને એવાં હૃદયને નિરીક્ષણ અને અવલોકનનાં નવાં દ્વાર પણ હૃદયપથપર અથડાવવા લાગ્યાં. ગૃહસંસ્થામાં સુધારો, વિદ્યા વૃદ્ધિ, દેશોન્નતિ, વ્યાપાર વૃદ્ધિ, કળા વૃદ્ધિ, લક્ષ્મી ઉત્પાદક સ્થાનની વૃદ્ધિ આદિ અનેક નવાં દૃષ્ટિબિંદુઓની શરૂઆત થઇ. ઇશ્વર ઉપરની શ્રદ્ધા અચળ રહી. અને

ગુણુનાં સ્વરૂપ ઉપરથી જ એવાં સહુકો નવાં બિંદુનું માપ સૃષ્ટિ ક્રિયામાં એવું હૃદય કાઢતું રહે. વર્તનમાં એવી ગુણુ વાત્સલ્યતા અને હૃદયની શાંતિને લીધે એવાં બાળહૃદય ઉપર સહુકો સ્નેહી વર્ગ વ્યવહારની ઉત્પાદક ક્રિયામાં ઉચ્ચ આશા બાંધતાં. સામાન્ય સ્મરણુ શક્તિસહ અભ્યાસક્રમ સારો હોવાથી એવી આશા ફળીભૂત થવાનાં ચિહ્ન સહુકો પ્રત્યક્ષ કરતાં. ઈંગ્રેજી પાંચમા ધોરણુથી અભ્યાસક્રમ અવ્યવસ્થિત થયો. વાંચન કરતાં તરંગ સૃષ્ટિમાં લેખક હૃદય વિશેષ ખેલતું. વિદ્યા વૃદ્ધિમાં નિયમિતપણું એ મુખ્ય સૂત્ર છે જે લેખકને મૂળથી જ નહતું. પણુ હવે એ અનિયમિતપણાની અસર જણાવવા લાગી. અત્યાર સુધી અલ્પ શ્રમમાં થતાં કાર્યોને વિશેષ શ્રમ અને નિયમિતપણાની જરૂર હતી, પણુ તેમ થતું નહિ. શાળાના અભ્યાસપર નિયમિત અને આગ્રહી ન રહતાં સામાન્ય વાંચન તરફ લક્ષ્ય રહતું. એમાં પણુ સ્વાભાવિક રીતે જ અકસ્માત યોગે જે પુસ્તકો હસ્ત આવતાં તેજ ઉપલક જોવાતાં. પુસ્તકો માટે જીજ્ઞાસા છતાં પ્રયાસ કે ફાંફાં નહિ, દ્રવ્યનો વ્યય નહિ, તેમજ યાચના પણુ નહિ. હૃદયની તૃપ્તિ અને શરમાળ પ્રકૃતિને લીધે મિત્રમંડળ શોધવા કે વધારવા પ્રયાસે નહિ. ગૃહ અને સ્નેહીજનો એજ સહુમાં સહુ સૃષ્ટિ હતી. ગૃહબહાર પગ નહિ અને ગૃહદ્વાર આગળ જ જે બનતું તે જ સહુ ગૃહબહારની વ્યવહારક્રિયા હતી. (અને એજ ક્રિયા હજી પણુ પરિચિત જનોને સુવિદિત જ છે.)

અભ્યાસ પાછળ આગ્રહ, ખંત અને નિયમિતપણાનું ભાન છતાં, એમની જરૂર લાગતાં છતાં એ પ્રાપ્ત કરાયાં નહિ. સારા સંસર્ગની ગેરહાજરીમાં અભ્યાસની પદ્ધતિ પણુ બારિક અવલોકન, નિરીક્ષણુ અને સ્ફુટાર્થ ભેદવાળી નહિ, કંઈ પણુ વાંચતાં સામાન્ય ભાવ હૃદયે ગ્રહણુ કર્યો એટલે તેને નિયમિત સ્મરણુમાં રાખવા પ્રયાસ નહિ 'અને શાળાના અભ્યાસક્રમમાં એવો પ્રયાસ સંપૂર્ણુ રીતે સફળ પણુ થતો નહિ જેથી કરી હૃદયભાવ ગ્રહી રહતું પણુ દર્શાવી શકતું નહિ. એટલે સ્મરણુ શક્તિના ભોગે હૃદયભાવ ગ્રાહી થતું ગયું. પરીક્ષા આદિકમાં એ ભાવ સ્પષ્ટ કરવાની શક્તિ ઉદ્દિપ્ત થઈ નહિ. હૃદયે ભાવ ગ્રહી લીધો એટલેથી જ વાંચનની સમાપ્તિ થતી, પુનઃ પુનઃ અવલોકન થતું કે કરાતું નહિ. એટલે સ્મરણુ શક્તિને પણુ ક્ષીણુતા કે લોપ પ્રાપ્ત થતાં ગયાં. હૃદય સામાન્ય અવલોકન અને ભાવ ગ્રહણુ કરવા ઉપર જ રાચતું. ગોખવું એ મિથ્યા ફુસકા ખાંડવારૂપ લાગતું. પરીક્ષા આદિક માટે

ગોખવાની જરૂરીયાત તો લાગતી પણ આવો પાછલો ભાવ પ્રવેશ થતાં ગોખ-
વાની ક્રિયા અવશ્ય જ પડતી મૂકાતી. આજ અભ્યાસ ક્રમની વ્યવસ્થા
ઈંગ્રેજી પાંચમાં ધોરણથી બંધાઈ તે બંધાઈ અને હજી પણ એજ વ્યવસ્થા.
જેથી કરી ભાવનો હૃદયપર સંસ્કાર પડતો પણ એ સંસ્કારનો વિકાસ હતો
નહિ. એટલે પરીક્ષા આદિકમાં હૃદયે ગ્રહણ કરેલ ભાવ સ્પષ્ટ સ્વરૂપમાં મૂક-
વાની શક્તિ પ્રાપ્ત થઈ નહતી. કોઈ પણ પુસ્તક કે ગ્રંથનું સંપૂર્ણ કે બારિક
વાંચન કે અવલોકન નહિ. સ્વાભાવિક રીતે હૃદયપર જે ઠર્યું તે ખરૂં. આ સહુ
દોષ ઈંગ્રેજી સાતમા ધોરણમાં જણાવવા લાગ્યા. એ સહુ સુધારવાની જીજ્ઞાસા
છતાં એ સુધારવા તરફ મનોવૃત્તિ વળી નહિ. અને સ્વાભાવિક ક્રિયાથી જે
પ્રાપ્ત થયું તે ખરૂં એવી અવ્યવસ્થિત ક્રિયામાં વિશ્વવિદ્યાલયની પ્રવેશક પરીક્ષા
પસાર થવાઈ. અને એમ બન્યું એ પણ આશ્ચર્ય લાગ્યું. છઠ્ઠા ધોરણમાં
સંસ્કૃતનો રસ લાગ્યો પણ અભ્યાસ વ્યવસ્થિત કે ધોરણ પુરતોયે નહિ. એવી
સ્થિતિમાં પણ હૃદય સમગ્ર સંસ્કૃત સાહિત્ય અને વેદાંગ પર્યંત અભ્યાસમાં
વધવા ઉચ્ચ અભિલાષાઓ બાંધતું. અને આજ પર્યંત એ અભિલાષાઓ
અભિલાષા માત્ર જ રહી ગઇ. કેમકે જ્યાં સુવ્યવસ્થિત અભ્યાસક્રમ નહિ,
પુસ્તકાલયનાં સાધન નહિ અને એવાં પુસ્તકાલય વિગેરે માટે સામાન્ય વ્યવ-
હાર બહાર લક્ષ્મીની છૂટ નહિ ત્યાં એવી અભિલાષાઓ તૃપ્ત થવાનો સંભવ
હોતો નથી. સાતમા ધોરણમાં પણ સંસ્કૃતના અભ્યાસમાં સુધારો થયો નહિ.
અને વિશ્વવિદ્યાલયની પ્રવેશક પરિક્ષા ગુજરાતીમાં અપાઈ અને જે માટે પણ
કો પણ પ્રકારનું વાંચન હતું નહિ. એમ છતાં પણ છઠ્ઠા ધોરણમાં હિતોપદે-
શથી હૃદય પ્રદેશપર જે નીતિમય ભાવોના સંસ્કાર પડયા તેથી વ્યવહારનાં
વર્તન આદિક હૃદયપ્રદેશ તરફ હૃદય કેળવાતું–અવલોકતું રહ્યું. એ બાબતોમાં
રસરૂપ વહતું રહ્યું અને તેમાં તદ્રૂપ થવા પણ પ્રયત્ન કરતું રહ્યું. જેથી કરી
અભ્યાસક્રમ શિથિલ, મંદ, અવ્યવસ્થિત અને પુસ્તકાલય અને સંસર્ગ
આદિકનાં સાધન રહિત છતાં પણ ભાવોના સંસ્કાર પાછળ હૃદય કેળવાતું
રહ્યું. આવી સ્થિતિમાં મુમ્બાપુરીમાં વિશ્વ વિદ્યાલયનો આશ્રય સને ૧૮૯૦
માં લેવાયો. ત્યાં આગળ વ્યવસ્થિત અને સારા અભ્યાસી વિદ્યાર્થીને જોતાં
હૃદય સ્વજાતને અભ્યાસક્રમમાં બહુ જ પાછળ અને છેક અપૂર્ણ માનવા
લાગ્યું. આગ્રહ અને ખંતથી ઉત્તમ વિદ્યાર્થી થવા મનોભાવ ઉશ્કેરાઈ આવતો.
અને એ માટે હૃદય સ્વમાં બળ અને લાયકાત માનતું અને તેમાં શ્રદ્ધાવાન

પણુ હતું. એ માટે બેએક દિવસ અભ્યાસની ક્રિયા જારી રહતી, તેવામાં દેહ વિકાર અને ચક્ષુ પીડા આદિ વિકાર વિઘ્નરૂપ થતાં એવી ક્રિયાઓ પડતી મૂકાતી. અને હૃદય તરંગ સૃષ્ટિની આનંદ લહરી ઉપર જ પાછું ખેંચાઈ જતું. હૃદય એક તરફ સ્વપ્રયાસની નિષ્ફળતા જોતું, તેથી નિરાશ થતું તો તેજ પળે એજ હૃદય સ્વને કોઈ પણ અચિંત્ય સિદ્ધિમાં સાધ્ય થયેલ માનતું. સ્મરણુ શક્તિનો લોપ, ગોખણુપટ્ટીનો કંટાળો અને અભ્યાસની અવ્યવસ્થિત સ્થિતિમાં,—વિશ્વવિદ્યાલયમાં પ્રકાશવા અનેક અભિલાષાઓ અને હોંસો છતાં—બે વર્ષના પ્રયાસે પણુ નિષ્ફળતા પ્રાપ્ત થતાં અન્ય પ્રયાસથી એ દોષ સુધારવા મનોભાવ લોભાયો અને કાયદાનો અભ્યાસ ગ્રહણુ કરાયો. એ બે વર્ષના નિષ્ફળ પ્રયાસમાં પણુ હૃદયે ભાવના ગ્રહણુ કરવાની દિશાત્યાગી નહિ અને હૃદયને સાહિત્યનો રસ છૂટયો નહિ. વિશ્વવિદ્યાલય છુટયા છતાં પણુ એ રસ અંતરમાં તો ઉછાળો જ મારતો રહ્યો. કંઈક કવિતા તરફ પ્રવૃત્તિ વળી. એ પ્રવૃતિનું ધોરણુ પણુ અભ્યાસ સમજ હતું. એમ છતાં પણુ અભ્યાસ દૃષ્ટિથી નહિ પણુ ભાવદૃષ્ટિથી ભરતૃહરીનાં નીતિ અને વૈરાગ્ય શતક અને સ્માઇલ્સનાં વર્તનરૂપ ચિત્રો હૃદયપર રમી રહતાં. પુનઃ પુનઃ એ અવલોકાતાં. એ ઉપર વ્યવહારવ્યવસ્થાને માની પળે પળે અવલોકન તર્ક અને પૃથક્કરણુ આદિ થતાં રહતાં. એ પુસ્તકોના ભાવમાં હૃદય તલ્લીન થઇ રહતું—નાચી રહતું અને એ ભાવમાં જ આનંદમય થઇ રહતું. એમ છતાં પણુ એ વિષયમાં પરીક્ષા આપવા હૃદય હિમ્મત ધરતું નહિ. પરીક્ષા માટે કોઈ પણુ રીતે તૈયાર હતું નહિ અને તૈયાર થતું કે થયું પણુ નહિ. પરીક્ષામાં એમના ભાવ પ્રદર્શિત કરી શકાય એવો કોઇપણુ રીતનો અભ્યાસ આગળ કે પાછળ પણુ નહિ. જે હતું તે એમના ભાવનીજ ધુન અને એમના ભાવનો રસ અને વ્યવહાર વ્યવસ્થામાં એ ભાવોને મળતા કે મળવા જોઈતા માર્ગથી થતાં ફળનું પૃથક્કરણુ. આજ હૃદયનું અભ્યાસ બંધારણુ. વિશ્વવિદ્યાલયમાં ભાષણુ ગ્રહણુ કરવા મનોભાવની એકાગ્રતા હતી નહિ પણુ સ્વવાંચનથી અલ્પ પ્રયાસે સ્વાભાવિક રીતે જે પ્રાપ્ત થતું તેજ ખરૂં. આવી સ્થિતિમાં વિશ્વવિદ્યાલય પણુ છૂટયું. એ સમયમાં એકવાર ભગવદ્‌ગીતાનું ભાષાંતર મૂળ સહિત હસ્ત આવ્યું. એથી હૃદયે જે પ્રાપ્ત કર્યું તે એ જ કે સત્વગુણુની પ્રાપ્તિ અને નિર્લેપ હૃદયભાવ. વિદ્યાની સિદ્ધિ કરતાં વિદ્યાના અભિરાગ સહ લેખકહૃદયની વિદ્યાપ્રવૃત્તિ વિશાની ઉપર વિશ્વવિદ્યાલય અને વિશ્વવિદ્યા-

લયની અભિલાષાથી નિવૃત્ત પામી. વિશ્વવિદ્યાલયના સેવનમાં નજર ગ્રહણ અને સ્મરણ શક્તિના વિકાસ કરતાં અવલોકન પ્રદેશમાં ભિન્નભિન્ન દિશાના માર્ગરૂપ સંજ્ઞાઓ લેખક હૃદયને પ્રાપ્ત થઈ. વિશ્વવિદ્યાલયનો સંસર્ગ લેખક હૃદયને એની એકાંતિક પ્રકૃતિમાંથી દૂર લઈ જઈ એક પણ મિત્રરૂપ સંસર્ગ પ્રાપ્ત કરાવવા કરતાં એનાં ભાવ ગ્રાહી અને ભાવમય રહતાં હૃદયને અવલોકનની અનેક દિશામાં પ્રવૃત્ત કરવા માર્ગરૂપ થયો. ઇતિહાસ એકવાર વાંચ્યો એટલે તેમાં રસ લાગતો નહિ. ઐતિહાસિક પ્રસંગો અને યુદ્ધોનાં ચિત્રો ગોખી નાખવા કંટાળો આવતો જેથી કરી ઐતિહાસિક વસ્તુનાં ચિત્રો ખડાં કરવાની શક્તિ ઉદ્ભવ પામી નહિ. અમુક પ્રસંગમાં અમુક ક્રિયા બની એટલું હૃદયે ગ્રહણ કર્યું એટલે એથી આગળ એ એ ક્રિયાઓનાં ચિત્ર આલેખવાની શક્તિ પ્રાપ્ત કરવારૂપ પ્રયાસ હૃદયને રૂચતો નહિ. અભ્યાસ અંગે એમ થવા મનોભાવ કિસ્કેરાઇ આવતો પણ એવા મનોભાવની અસર એક દિવસ કરતાં વધુ નિભતી નહિ. ગણિતમાં પણ ચિત્ત ચોંટયુ નહિ. ઇંગ્રેજી અને સંસ્કૃત કવિતાના રસથી હૃદય આઘાત પામતું, એમના ભાવ ઉપર અંતર ક્રિયામાં અવલોકન અને પૃથકરણ કરતું, અને એ ભાવમાં જ તલ્લીન થતું. પણ હૃદય સમજ શક્તિ કે ગ્રહણ શક્તિદ્વારા વિકાસ પામ્યું નહિ. અને એ શક્તિ કેળવવા પ્રયાસ પણ કર્યો નહિ. હૃદય તરંગસૃષ્ટિ અને કલ્પના શક્તિની ધૂનમાં જ મચ્યુ પચ્યુ રહતું જેથી કરી સરળ કવિતાના ભાવો સ્વાભાવિક રીતે હૃદયને જે સમજાતા તે ખરા પણ આલંકારિક ભાવો સ્પષ્ટ કરવાની શક્તિ ઉદ્દિપન થઈ નહિ. એમ છતાં બાયરને વિરતવનું, સ્માઇલ્સે વર્તનનું, ભર્તૃહરિએ નીતિ અને વૈરાગ્યનું અને વિક્રમોર્વશીએ સુઘડ શૃંગાર અને રસનું ભાન કરાવ્યુ પણ સંસ્કૃત કે ઇંગ્રેજી શબ્દજ્ઞાનની અભિવૃદ્ધિ થઈ નહિ. ભાવરૂપે હૃદયને જે અસર થઈ હોય તે જ માત્ર. ( Logic ) તર્કનો મોટો ભાગ કેટલીક વ્યાખ્યા શિવાય, હૃદયને સ્વાભાવિક રીતે ગ્રાહ્ય હતો. વ્યાખ્યા ગોખવાની કડાકુટ હૃદય યોગ્ય ધારતું નહિ અને વ્યાખ્યાના ભેદો પણ ગ્રહણ કરવા સમજશક્તિ પુરતા વિકાસને પામી નહતી. આવી સ્થિતિમાં વિશ્વવિદ્યાલયની શિરૂઆત એજ વિશ્વવિદ્યાલયનો અંત થયો. અન્ય દ્વારા મળતું હૃદય ગ્રહણ કરી શકતું નહિ. તેમજ અન્યની ચર્ચા કે વિવેચનપર એ હૃદય એકાગ્ર પણ થઈ શકતું નહિ. આ દોષથી વિદ્યાલયનાં ભાષણો નિરર્થક થઈ પડતાં અને હૃદયનો સ્વવિકાસની ક્રિયાદ્વારા જ જે કંઇ અંકિત થતું તેજ ભાવરૂપ

બીજમાં હૃદયે ધારણું કરી રહતું. આવી હૃદય સ્થિતિ વિશ્વવિદ્યાલયના અભ્યાસ ક્રમ કે હરકોઈ અભ્યાસ ક્રમ માટે પ્રતિકૂળ હતી એટલે પ્રતિકૂળ અવસ્થા ત્યાગી સને ૧૮૯૨ માં કાયદાનો અભ્યાસ હસ્ત ધર્યો. સાથે સાથે વિદ્યાનો અભિરાગ પણ સંલગ્ન રહ્યો. પણ એથી એમ નહિ થયું કે વિદ્યાનો ખાસ અભ્યાસ કરાતો. કાયદા માટે ગૃહ આગળનો વાસ સ્થાપિત થયો. ગૃહવાસ સંગે કર્મમય ભૂમિકા, જ્ઞાનમય ભૂમિકા ગૃહમય ભૂમિકા વ્યવહારમય ભૂમિકા, વર્તનમય ભૂમિકા, દેશમય ભૂમિકા, કર્તવ્યમય ભૂમિકા અને સાહિત્યમય ભૂમિકા આદિ પ્રદેશો હૃદયને ખડા થવા લાગ્યા. એ ઉપર અવલોકન આદિ ક્રિયા જારૂ રહતી ગઈ. સાથે સાથે જીવ, ઈશ્વરભક્તિ. કર્મમાર્ગ, સ્મૃતિના આદેશ, કર્મ-કાંડની ક્રિયા, વેદાન્ત, મોક્ષ અને આત્મા આદિક પ્રદેશો પણ અવલોકન પથ-પર આવવા લાગ્યા. પણ એ કોઈ માટે ખાસ અભ્યાસ કે વાંચન મુદ્દલે ન હતું. વ્યવહારના અથડાટમાં કે અકસ્માત હસ્ત આવેલ પુસ્તકો ઉપરથી હૃદય જે ક્રિયા કરતું તેજ માત્ર હૃદયનો અભ્યાસ હતો. વિશ્વવિદ્યાલયમાં સાહિત્યનો જે રસ નહતો તે પણ સંગે સંગે સ્ફુરવા લાગ્યો. ઘડિકમાં આ ક્રિયા તો ઘડિકમાં તે ક્રિયા તો ઘડિકમાં વ્યાવહારિક વર્તનનો અથડાટ અને તે ઉપર અંતર અવલોકન તો ઘડિકમાં જીવ ઇશ્વર ભક્તિ આદિકનું પૃથક્કરણ હૃદય સ્વયમેવ કરતું રહ્યું. આવી ક્રિયાનો આવેગ જ્યારે જ્યારે સ્ફુરતો ત્યારે કાયદાનો અભ્યાસ પણ દિવસના દિવસ અને માસના માસ સુધી પડતો મુકાતો. સાથે સાથે કવિતાનો રંગ પણ પ્રવેશવા પામ્યો. પણ કવિતાનો અભ્યાસ કરાતો નહિ કે થયો નહિ. હૃદયનું પ્રાધાન્ય બિંદુ આત્મા, ધર્મ અને મોક્ષ એ પ્રશ્નો જ રહ્યા. બાળભાવનો તટસ્થ ઇશ્વિર લોપ થવા લાગ્યો. તટસ્થ ઇશ્વરનો ભાવ લોપ થવાની ક્રિયામાં જડ ભાવ કે નાસ્તિક ભાવમાં પણ હૃદય આંદોલન મારતું, અને એ ક્રિયામાંથી આત્મભાવ અને આત્મધર્મ સ્થાપિત થયાં. ગૃહ, વ્યવહાર, દેશ અને સાહિત્ય આદિ સહુ પ્રશ્નો એજ બિંદુને અવલંબીને અવલોકાવવા લાગ્યા. બાળભાવના બાળ હૃદયમાં જ ભક્તિના સંસ્કાર રોપાયા હતા. ભર્તૃહરિના સંગથી કર્મસંસ્કારનું સ્વરૂપ આવિર્ભાવ પામ્યું હતું. "જ્યાં સુધી આત્મા તત્વ ચિંત્યો નહિ ત્યાંસુધી સાધના સર્વ જુઠી." એ નરસિંહ મેહતાનું બાળ હૃદયપર ઠરેલું પદ આ અવસ્થામાં અવલોકન પથ ઉપર જાગૃત થવા લાગ્યું. એ બિંદુને માનીને તેમજ અન્ય કવિઓની ભાવનાદ્વારા પણ વેદાન્તની દિશા સ્ફુરવા લાગી. વેદાન્તનું સત્ય

સ્વરૂપ શું એ હૃદય સ્વક્રિયાથી જ સ્થાપિત કરવા લાગ્યું. તેમાં સને ૧૮૯૭ માં ઇમર્સન નિબંધ આકસ્મિક યોગે હસ્ત આવ્યા. એણે હૃદયમાં બંધાતાં, અવલોકાનાં, પરિણામ પામતાં ફ્લોને જળ સિંચન કરી પુષ્ટિ આપી પણ નવાં સૂત્રો આપ્યાં નહિ. તેમ છતાં એણે સ્થાપિત થતાં કે સ્થાપિત થયેલ સૂત્રોને દૃઢીભૂત કર્યાં. એ પછી બે વર્ષને ગાળે યોગેન્દ્ર સ્ફુર્યો. કર્મશુદ્ધિ, નિસ્પૃહતા, પ્રૌઢતા, વિવેક વિનય ક્ષમા, ધૈર્ય, નમ્રતા સમાનતા અને પરોપકારની ભાવના ગુણની પ્રશંસા આદિક ભાવનાવાળા કહિં કહિં આખાં વૃત્તો તો કહિં કહિં છૂટક પાઠો ભર્તૃહરિમાંથી વિશ્વવિદ્યાલય છૂટયા પછી પણ નિશદિન કે માસના માસ અને વર્ષનાં વર્ષ હૃદય પ્રદેશપર સ્ફુરતાં રહ્યાં. એવી ક્રિયાદ્વારા દૃઢતા પ્રાપ્ત થતાં આત્મવિકાસનું નવું બંધારણ હૃદયભાવ શોધવા લાગ્યું. પ્રચલિત આર્ય બંધારણ, હૃદય ક્રિયાના શાસ્ત્રીય સંશોધનપૂર્વકની શૃંખલાથી, એક અખિલ આકૃતિસ્વરૂપ ઉદ્ભવ કરતાં સ્વરૂપનાં ભાવવાળું લાગ્યું નહિ. હૃદય ક્રિયાના પ્રદેશોનું ભાન પ્રચલિત આર્ય બંધારણમાં તાદૃષ્ય થતું. પણ ક્રમ દરક્રમ વૃદ્ધિ પામતી ગતિ દર્શાવનાર શાસ્ત્રીય શૃંખલાની ખામીના દોષો હૃદય પથપર તરવરી રહતા. જે દૃષ્ટિબિંદુથી આત્મ વિકાસના પ્રદેશો આર્યતત્વવેત્તાઓએ લક્ષ્યા તે આ જમાનાની શાસ્ત્રીય સંશોધન પ્રદ્ધતિને અનુરૂપ—અનુકૂળતાપૂર્વક લાગ્યા નહિ. કયાં નહિ તો કયાં શૃંખલાની કડિઓ ખૂટતી લાગી અથવા તો આર્યસ્વરૂપનાં આત્મરૂપ તત્વનાજ એક પ્રવાહમાં વહતી શૃંખલાની કડી છિન્ન ભિન્ન થયેલી હૃદયને દૃષ્ટિગોચર થઈ. અવલોકન ચર્ચા, વિવેચન અને પૃથક્કરણ પદ્ધતિઓ એકદેશીય કે સંકુચિત જ જણાવવા લાગી. ત્યારે ચાલુ જમાનાની પ્રક્રિયાઓમાં તો સ્થૂલ ભાવો, સ્વાર્થીભાવો તાર્કિકભાવો, વાકયુદ્ધભાવો, ચર્ચાનાં મિથ્યા સ્વરૂપો, સંકુચભાવો, આડંબર ભાવો, મહત્તાનાં ડોળરૂપ સ્વરૂપો, લક્ષ્મીમાં લુબ્ધતા, એકદ્વારે ઔદાર્ય પરોપકાર આદિનાં ડોળ છતાં અન્યદ્વારે સંકડામણ ક્લેશ કલહ પરિતાપ ઉદ્વેગ કઠોરતા નિષ્ઠુરતા અવજ્ઞા આક્ષેપ મિથ્યા આચાર અને મિથ્યા વિચાર આદિ આત્મગતિને અધોગતિએ પમાડનાર ચિત્રો જ દૃષ્ટિગોચર થયાં. હરકોઈ એક પદ્ધતિ આત્માના સમગ્ર પ્રદેશનો સમાવેશ કરતી ન જણાઈ. આર્યાવર્તનાં પ્રચલિત સ્વરૂપમાં કો એક દેશીય ભક્તિસ્વરૂપ જ સિદ્ધ કરતી જણાઈ તો કો વાદ પદ્ધતિને જ, પુષ્ટિ આપનાર જણાઈ તો કો હઠયોગની રૂધન ક્રિયાથી શક્તિને પ્રાદુર્ભાવ આપવાની લાલસાવાળી જણાઈ. તેની સાથે વળી આત્મવિકાસનાં સત્યસ્વરૂપ અને

હૃદયના પ્રદેશોથી અજ્ઞાત અથવા એ તરફ અવજ્ઞાનાભાવ વાળી પણ દૃષ્ટિગોચર થતાં, આત્મવિકાસ કરતાં આત્મહાનીનાં સ્વરૂપોનો જ પ્રાદુર્ભાવ આપનાર જણાઈ. ત્યારે કોક તો માત્ર હૃદયના છૂટા છવાયા ભાવોને જ પ્રબોધતી જણાઈ અને ચાલુ જમાનાની ક્રિયા તો હૃદયના ભાવો કરતાં બુદ્ધિવાદ તર્કવાદ સૌંદર્યાનુરાગ અને લક્ષ્મીવાદને જ લક્ષતી–પ્રાધાન્ય આપતી જણાઈ–આમ સહુકોની ક્રિયા સહુકોથી ભિન્ન ભિન્ન દૃષ્ટિગોચર થવા લાગી. ત્યારે એ સહુ ક્રિયામાં સાહિત્ય અને રાજ્યતંત્રને તો મુદ્દલે અવકાશ જણાતો જ નહિ. એમ છતાં લેખક હૃદયને તો આત્માની આત્મવિકાસરૂપ ક્રિયામાં, ગૃહ, વર્તન દેશ સાહિત્ય રાજ્ય, ધર્મ મોક્ષઆદિ સહુએ ક્રિયાનુ સમગ્રીકરણ કરતાં એ સહુએ ક્રિયાઓને એકી કરણમાં મૂકનાર આત્માનો પ્રભાવ જ સર્વત્ર સર્વ કાળમાં પ્રવર્તી રહતો દૃષ્ટિગોચર થયો. જેથી કરી એ સહુ ક્રિયાઓ સ્વકાર્ય કરતાં છતાં એક બીજાને પુષ્ટિ આપતી, એક બીજાનું પોષણ કરતી, એક બીજાને સાથે ખેંચી આત્મરૂપ વિકાસ ક્રિયામાં આગળ વધારતી, એક બીજાની મદદે દોડી જઈ હીન શત્રુઓનો સંહાર કરી આત્મતેજની વૃદ્ધિ કરતાં આત્મસ્વરૂપમાં જ પર્યાપ્તિ પામતાં એક બીજાનાં સ્વરૂપ લય કરતાં, એક જ શૃંખલારૂપ એક જ કાર્યે શાધક દૃષ્ટિગોચર થઈ, ત્યારે એ સહુ ક્રિયાઓને ભિન્ન ભિન્ન લેખકો અને ભિન્ન ભિન્ન તત્વવેત્તાઓએ અમુક જ મર્યાદામાં સંકુચિત કરી, અમુક સ્થળે જ અટકાવી પાડી અન્યોઅન્યના સંબંધ રહિત જ ક્રિયા માર્ગમાં મૂકી દીધી. ભિન્નભિન્ન દેશના ભિન્નભિન્ન લેખકો એવી એક ક્રિયામાંથી પણ અનેક વિભાગ પાડી દરેકને એક બીજાના સંબંધ રહિત જ કે સંબંધ ન હોય એવા ઉદ્ભવ થતા ભાવ સહિત જ જુદાં જુદાં સ્થળ આપી એ દરેકને આત્મવિકાસરૂપ ક્રિયામાં પ્રાપ્ત થતી અમુક હદથી જાદે ઉંચી કે પ્રાપ્ત થતી હદથી જાદે નીચી કોટીમાં જ સ્થાપિત કરતા જણાયા. દરેકનું કાર્ય જુદું હોવા છતાં દરેકથી પ્રાપ્ત થતું સાધ્ય બિંદુ તો એક જ હોય એમ પ્રતિપાદન કરતા કે એવો ભાવ ઉત્પન્ન કરતા એઓ જણાયા કે જણાય નહિ. એ સહુના પ્રતિપાદનરૂપ યોગેન્દ્ર અને યોગેન્દ્ર અંગનું પરિશિષ્ટ એ લખાયાં. આવું લેખકહૃદયનું ક્રિયાસ્વરૂપ હોતાં સાહિત્ય અંગે લેખક હૃદયનું કર્તવ્ય શું એ પ્રશ્ન સ્વાભાવિક ખડો થાય.

લેખકનું–અભ્યાસ સ્થિતિમાં–સાહિત્યનું બિંદુ નહતું. લેખકની અભ્યાસ પદ્ધતિ સાહિત્ય માટે ઉત્સાહ કે સ્ફુરણા પ્રેરાવે એમ નહતું. લેખકની મનોવૃત્તિ સાહિત્યમાં રમણ કરશે એમ લેખકનો આત્મા પણ શાક્ષી પૂરતો નહતો.

એમ છતાં પણ લેખકનું ભાવ ગ્રાહી હૃદય,—ભાવ ગ્રહણ અને અવલોકનની સ્વક્રિયાની અભ્યાસ સ્થિતિમાં—કંઇક ભિન્નત ભાવોનું સંવિધાન કરતું. કંઇક વ્યાવહારિક કર્તવ્યની સ્વતરંગ સૃષ્ટિમાં રાચતું અને આત્મશ્રદ્ધાના ભિન્નત ભાવોથી કંઇક સિદ્ધિ હોય એમ પણ માની રહતું. ત્યારે પ્રત્યક્ષ ફળતો અવ્યવસ્થિત અભ્યાસ સ્થિતિમાં પરીક્ષાના પ્રયાસમાં નિષ્ફળતા જ અનુભવાતી. એટલે આત્મશ્રદ્ધાએ માનેલ સિદ્ધિ નિરાશામાં પલટાતી. એવી સ્થિતિમાં એવી સિદ્ધિ માટે કો પણ પ્રકારનો પ્રત્યક્ષ અવકાશ નથી એમ મનોવૃત્તિ ધારતી. એમ છતાં પણ હૃદયનાં ઉંડાણમાં અગમ્ય અસ્પષ્ટ પણ બળ પૂર્વક હૃદય ધ્વનિ વહતો કે ગમે ત્યાં ગમે તે કાળે પણ કંઇક માર્ગ છે. એક તરફ નિરાશા પર નિરાશા તો બીજી તરફ આવી કંઇકિ ગર્ભિત આશાના ધ્વનિ કે બળપૂર્વક હૃદય વેગના આવેશ એમ દ્વિધાં સ્વરૂપ ૧૮૯૬ થી ૧૯૦૧ સુધી અનુભવાતાં—સ્ફુરતાં રહ્યાં. વારંવાર નિષ્ફળતાથી અને લેખક હૃદયની એકાંતિક પ્રકૃતિથી લેખકપર આશા બાંધતાં હૃદયો લેખકને અન્ય દૃષ્ટિથી જ જોવા લાગ્યાં. કાર્યહીન, ક્રિયાહીન, નિર્માલ્ય, માતુ આદિકપર પરતંત્ર, દ્રવ્યોપાર્જન આદિ ઉત્પાદક ક્રિયા રહિત, કોપણ ગણના માટે અયોગ્ય, પુરૂષાર્થહીન,બીરૂ, પ્રકાશહીન, આવા આવા પડધા કે આક્ષેપો લેખક હૃદયપર અથડાવવા લાગ્યા. ક્રિયાહીનપણું અને દ્રવ્યોત્પાદક ક્રિયાનો અભાવ એ તો પ્રસંગોપાત લેખક હૃદયને પણ શલ્યરૂપ થઇ પડતાં. એમ છતાં પણ જ્યાં હૃદય પોકારતું કે સમયને એ માટે અવકાશ નથી ત્યાં આત્માની શાંતિ અને સમયની આશામાં હૃદય સ્થિર થઇ રહતું. અને **ચિંતન કરતું—અવલોકતું હૃદય નિષ્ક્રિય નથી એ ઇમર્સનનાં સૂત્રથી દ્રઢતર વહતું.** બાહ્ય અપવાદ અને સ્નેહીજનોના અકળાટનીયે પરવા ન કરતાં હૃદય તો સ્વસ્થિર સ્વસ્થતામા જ તન્મય રહતું સંકુચિત હદમાં પણ દ્રવ્યોપાર્જન અર્થે કૃષિ સાધનને લીધે ઉદરપોષણ માટે દ્રવ્યોત્પાદક ક્રિયાની અપેક્ષા નહતી. પણ સ્વતેજ, માન, પ્રતિષ્ઠા, ગૌરવ, વૈભવ, પરોપકાર, હૃદયના ઉલ્લાસ અને એવા ઉલ્લાસ પૂર્વક દેશાદિક વ્યાવહારિક કર્તવ્યો અને હૃદયની સ્વાભાવિક ઉદારતાને અંગે, હૃદયની સરળતા અને સમાનતાને અંગે અને હૃદયના પ્રેમ અંગે, વ્યાવહારિક ક્રિયામાં હૃદયનાં સ્વતંત્રતા અને નિસ્પૃહતા અર્થે દ્રવ્યોત્પાદક ક્રિયાની આવશ્યકતા હૃદય માની રહતું. આવાં વ્યાવહારિક હૃદય અનુરૂપ માતુશ્રીનાં હૃદયના અકળાટનો અથડાટ પણ લેખકહૃદય અનુભવી રહતું. તો તેજ સમયે

ભર્તૃહરી પોતાના અનેક ઉન્નત પ્રકાશમય ભાવોદ્વારા, હૃદયને તે જેમય પ્રકાશરૂપ કરવા તત્પર થઈ રહતો. તેમાં પણ क्षुत्क्षामोऽपि* એ શ્લોક તો તરતજ ત્વરા પૂર્વક ખડો થઈ જતો. એનાજ ભાવમાં હૃદય ઉન્નત ઉન્નત તરવરી નાચી રહતું અને હૃદયને પર્યાપ્તિ માટે ફળ સિદ્ધિ માટે नमस्यामो देवान्०રૂપ શ્લોકનો ભાવ એજ આવિર્ભાવ પામેલ હૃદય, ખડો કરી દેતું. પરિણામે લેખક હૃદય અપૂર્વ બળ અને શુદ્ધિના ભાવ અનુભવતું. ×ઇસ્લામી ધર્મપ્રવર્તક મહમુદને

---

*क्षुत्क्षामोऽपि जराकृशोऽपि शिथिलप्रायोति कष्टांदशा।
मापन्नोऽपि विपन्नदीधितिरपि प्राणेषु नश्यत्स्वपि ॥
मत्ते भेन्द्रविभिन्नकुम्भकवलग्रासैकबद्धस्पृह:
किं जीर्णं तृणमत्ति मानमहतामग्रेसर: केसरी ॥

ક્ષુધાથી પીડિત, જરાથી કૃશ, શિથિલ પ્રાય, અતિ કષ્ટદશાને પ્રાપ્ત થયેલ, સ્વપ્રભાથી નષ્ટ અને પ્રાણુ તજવાની તૈયારીમાં હોય તો પણ **જે સિંહની સ્પૃહા, મદગ્રસ્ત હસ્તીમાં પણ મદગ્રસ્ત હસ્તીના કુંભ-સ્થળના ગ્રાસ ઉપર જ,** બદ્ધ થઈ રહેલ હોય એવા માનના ગૌરવમાં સહુ માનિઓમાં પણ અતિમાની કેસરી શું કદિપણ જીર્ણ તૃણ ખાવા ધસશે?

• नमस्यामो देवान्ननु हतविधेस्तेपिवशागा
विधिर्वन्द्य: सोपि प्रतिनियत कर्मैक फलद:
फलंकर्मायत्तं किममरगणै: किंचविधिना
नमस्तत्कर्मभ्यो विधिरपि न येभ्य: प्रभवति ॥

દેવને નમસ્કાર કરીએ પણ હતભાગ્ય તે તો વિધિને વશ છે. ત્યારે વિધિને વંદન કરીએ. એ પણ કર્મનું નિર્માણુ કરેલ ફળ માત્ર જ આપે છે. ફળ કર્મ અધીન છે ત્યાં દેવો શું કરે અને વિધિ પણ શું કરે ? માટે કર્મ-નેજ નમસ્કાર કરો કે જેના ઉપર બ્રહ્માની પણ સત્તા નથી.

× તેમજ વિનય, વિવેક, ઔદાર્ય, નમ્રતા, ક્ષમા, ધૈર્ય, શૌર્ય નિસ્પૃહ-તા, વૈરાગ્ય આદિક તત્વો જે ભર્તૃહરીના ભાવરૂપ, હૃદય ઉપર તરવરી રહતાં તે સહુ હૃદયક્રિયામા આત્માના પોષણરૂપ કેવી રીતે ઓતપ્રોત એક બીજાનું પોષણ કરતાં પ્રવર્તે છે એ સહુ ક્રિયા પણ હૃદય વિલોકી-અવલોકી રહતું.

જેમ તેની નિરાશાની સ્થિતિમાં તેની પત્નીએ તેના આત્મગતભાવની શ્રદ્ધાને પુષ્ટિ આપી પોષી હતી તેવીજ રીતે લેખક હૃદયને પણ તેની અલ્પ સંકુચિત હદ અને સંસર્ગના વાસમાં એની અલ્પ ક્રિયામાં પણ પુષ્ટિ આપી પોષનાર એક મિત્ર હૃદય હતું. એ મિત્ર હૃદયને ઇંગ્રેજી ભાષાનો સંસ્કાર ન હતો. પણ હૃદય શુદ્ધિ, ભાવનાના સંસ્કાર, જ્ઞાનની તીવ્રતર જીજ્ઞાસા, કર્તવ્યનું ભાન અને એ માટે માન, નિર્મળતા, સ્વઅલ્પ અને સંકુચિત હદમાં પણ દેશાદિક ઉદય માટે તર્ષતું હૃદય, સ્વહદમાં પરોપકાર અને ઉદારતા માટે સદા અવિચ્છિન્ન તત્પરતા, ઇતિહાસનું અવલોકન, ઐતિહાસિક પાત્ર પરત્વે પૂજ્ય શુદ્ધ અને ઉન્નત હૃદયભાવ, એવાં પાત્રોની ભાવના અને એમનાં સૂત્રો અને હૃદયનું અવલોકન એ મિત્ર હૃદયમાં હતાં. છતાં એ સહુ મુગ્ધતા રૂપ હોઇ તત્વો અને સૃષ્ટિક્રમની વિશાળતાનાં અવલોકનરૂપ સ્વ કે સાંસર્ગિક ક્રિયામાં ધૈર્ય સહનશીલતા પ્રૌઢતા અને વિશાળતાને બદલે ચંચળતા, અતિ તીવ્રતા, બાહ્ય વિશાળતા છતાં આંતરિક શુદ્ધિનાજ ભાવમાં એકદેશીય સાંકડાંપણું, હીન સંસર્ગમાં ( તત્વોના લયરૂપ ) શાંતિને બદલે હૃદયની અસ્થિરતા, વિશાળરૂપ અવલોકનમાં અસ્પષ્ટતા, અકળાટ, ક્ષોભ ચંચળતા આઘાત, હૃદયની દીનતા, સંકુચિત વૈરાગ્ય સ્વરૂપની કાયરતા, સંસારની નિઃસારતાનાં સ્વરૂપની સમજમાં મૂઢતા પ્રાધાન્ય પદે થતાં આત્માનાં સમગ્રપણાંની ભાવનામાં વિશાળતા, પ્રૌઢતા તેજસ્વિતા, અદીનતા આદિક તત્વોની ભાવનાના અભાવે એ સ્વઆત્માનો ભોગ થઈ પડયો. એની અવલોકન શક્તિ લંબાતી પણ ગ્રહણ શક્તિ ભાવ ગ્રાહી જ રહતી. એ પૃથક્કરણના વિકાસને પામી નહતી. હૃદયની શુદ્ધિ અને નિર્મળતાને લીધે ઉન્નત ભાવો એનું હૃદય તરતજ ગ્રહણ કરી લેતું, તેમાંજ મુગ્ધ થઈ રાચી રહતું અને એ ભાવોનાં પોષક બીજા કે તત્વોની ક્રિયા જાણવા અતિ આતુર અને ત્વરાવાન થઈ ઉમળકાભર થન થન નાચી રહતું. અને એ જાણતાં એ હૃદય ભાવનાની લહરી, ભાવનાનાં સ્વરૂપ, ભાવનાના આનંદ અને ભાવનાના ઉભરામાંજ કુદતું નાચતું એમાં જ રંગાઇ રહતું અને પાત્ર હૃદયને પણ એમાંજ રંગાવતાં, એનાજ આનંદ ઓઘમાં સ્નાન કરાવતાં એ ઉન્નત ભાવમાં જ હૃદયના વિકાસ રહિત મુગ્ધપણાના જ અસ્પષ્ટ અવિકાસિત આનંદ ઓઘમાં વિરામી રહતું. એની નોંધ પણ એવાં અવિકાસિત ભાવમય અને મુગ્ધ હૃદયની જ સાક્ષી પૂરે છે. એનું હૃદય ભાવનામય હોવાથી એનું વાંચન પણ ભાવનામયજ હતું. એથી એ હૃદયમાં ભાવનાની પુષ્ટિ શિવાય સાહિત્ય અંગે અન્ય શક્તિ વિકાસભાવને પામી નહતી. એમ છતાં પણ સાહિત્યનાં

સામાન્ય સૂત્રોથી એ હૃદય અજ્ઞાન નહતું. એવાં હૃદય અને લેખક હૃદયનું સંઘટ્ટન વિશેષે કરીને આત્મધર્મ, કર્તવ્યજ્ઞાન, વૃત્તિ, વૃત્તિના પટા, વર્તન, હૃદય, શુદ્ધિ, નિર્મળતા વિશાળતા, સમગ્રતા, પ્રૌઢતા, નિસ્પૃહતા સમાનતા પ્રેમ ભક્તિ, ભક્તાદિક તત્વો, દેશ અને દેહાદિક ઉદયો એ વિષયો અને એ વિષયોની ચર્ચા અવલોકન અને સંશોધન ક્રિયામાં જ રમી રહતું. એવી સ્થિતિમાં લેખક હૃદયને કંઈ ગીર્વાણ કે ગુર્જરગિરાનો અભ્યાસ પણ નહતો. અવલોકન અને ચર્ચાદ્વારા તેમજ હૃદયક્રિયામાં જે પૃથક્કરણ થતું હોય તેજ માત્ર લેખકને સાહિત્યની કેળવણીમાં ક્રિયારૂપ હતું. એ સંસર્ગનાં ફળરૂપ ૧૮૯૪ માં મિત્રના પ્રશ્નનાં પ્રત્યુત્તરરૂપ કેટલાક પત્રો સ્ફુર્યા જે યોગેન્દ્રનાં બીજરૂપ નીવડ્યા. એ પત્રોમાં ભાવનાનું સ્વરૂપ આલેખતાં **સ્વતંત્રતા સમાનતા નિસ્પૃહતા અને પ્રેમનું** સ્પષ્ટિકરણ સ્વાભાવિક આવી ગયુ. એમાં વળી પૃથક્કરણ ક્રિયાનાં ચિત્રરૂપ ગૌણતત્વો ઓતપ્રોત કેવા સંબંધ પૂર્વક પ્રવર્તે છે અને એક બીજાનાં કેવી રીતે પોષક કે ઘાતક થાય છે એ ચિત્ર પણ સમાઈ ગયું. ૧૮૯૯ ના ડીસેમ્બર માસમાં એક નાટક લખવાની ભાવના સ્ફુરી જે માત્ર એક સાહિત્યમાં બાળ હૃદયની વિનોદચેષ્ટા જ હતી. કેમકે લેખકહૃદય એ સમયે એમ માનતું હતું કે એ એની ચેષ્ટા, એની ક્રિયાગતિ, એના ઉદ્દેશ, એનાં કર્તવ્ય અને એનાં કેંદ્રબિંદુની બહાર છે. એમ છતાં પણ એ ક્રિયા કે એવી ચેષ્ટાનો ઓઘ વૃદ્ધિ પામતો રહ્યો; હૃદયબળ પ્રગાઢ થતું ગયું; અવલોકનના નવીન પ્રદેશો આવિર્ભાવ પામવા લાગ્યા; હૃદયમાં પોષાયેલ કે પોષાતાં તત્વો પ્રકાશસ્વરૂપ ધારણ કરવા લાગ્યાં અને યોગેન્દ્રસ્વરૂપ ખડું થયું. જેમ જેમ એ ક્રિયા વૃદ્ધિ પામતી રહી તેમ તેમ એ ક્રિયા મિત્રહૃદયને દર્શાવાતી. પ્રથમ તો એ મિત્રહૃદય પણ એ પ્રત્યે શંકાયુક્ત જણાયું. એ હૃદયે સંકલના અસંભવિત ધારી. એમ છતાં પણ અપૂર્ણક્રિયાના ઉન્નત ભાવમાં એ મિત્રહૃદય રાચતુ એમાં મુગ્ધ થઈ રહતુ અને એમાં જ તન્મય બની રહતાં હૃદયના ઉમળકા, હૃદયના ઉછાળા અને હૃદયપ્રવાહના ઓઘથી લેખક હૃદયને પણ રંગની આનંદ લહરી ઉપર તરવરાવી નચાવી મુકતું. લેખકહૃદયના રાસની આ ક્રિયાનું સ્થળ એ મિત્રહૃદય શિવાય અન્ય કહિંયે પણ ન હતું. અન્ય સ્થળે તો લેખકહૃદય શૂન્યતામાં જ લક્ષાતું. જેથી કરી જે સૂત્રો હૃદયને પ્રદર્શિત થયાં હોય તેની કસોટી માટે યોગેન્દ્ર સમયે હૃદયક્રિયા અને વ્યવહારક્રિયામાં આઘાતના

અનેક પ્રસંગો ઉપસ્થિત થતા રહ્યા. અને એવા પ્રસંગનાં બળે જ હૃદયે સ્વનિષ્ઠામાં ઉછાળો મારતાં, સ્વક્રિયામાં સંસિદ્ધિ પામતાં, યોગેન્દ્રકાર્ય આત્મબોધના આનંદ–ઉમળકા અને ઉલ્લાસ સહ પૂર્ણ કર્યું. પણ એનું સ્થાન શું? એની યોગ્યતા શું ? એ પ્રશ્નો હવે સ્વાભાવિક રીતે હૃદયપથ પર ખડા થવા લાગ્યા. એ સાથે "એનો માર્ગ શું" એ પ્રશ્ન પણ લક્ષ બહાર ન રહ્યોઃ મિત્રહૃદય સાહિત્ય પરીક્ષક હૃદય ન હતું, પણ ભાવગ્રાહી અને ભાવપરીક્ષક હોઈ ભાવનામય હૃદય જ હતું. પણ ભાવના એજ સાહિત્યની પોષક છે એવી વિશાળતામાં મિત્ર હૃદય સ્થિરતાને પામ્યું ન હતું. નવીનમાર્ગની ઉત્પાદકક્રિયામાં અસ્પષ્ટ પણ નવીનને ભાવનારૂપ વધાવી લેવામાં તત્પર, જમાનામાં કંઈક નવું નવું જોવા અને સ્વહૃદમાં કંઈક નવું કરવા, કંઈક જમાનાથી પર રહેવા અને વળી એ સહુ પ્રત્યક્ષ કરવા અત્યાતુર એ હૃદય જમાનાથી લેવાતું. જમાનાથી આઘાત પામતું. જમાનાથી પ્રસંગે દબાતું અને પ્રસંગે જમાનાની અપેક્ષા કરતું એવું કંઈક એ મિત્રહૃદય હતું. એ સાથે વળી આત્મબળ અને આત્મનિષ્ઠામાં સ્થિરતાવાન નહિ પણ શ્રદ્ધાવાન હતું. એવાં બળને એ હૃદય જમાનાનાં બળની પર ગણતું અને એવું બળ પ્રત્યક્ષ થતાં તેમાં આહ્લાદપૂર્વક રાચતું. પણ એવાં હૃદયશીલ એક ગ્રામ્યશાળાના વીસ રૂપીઆના ગુર્જર શિક્ષકની જમાનામાં ગણના અને સ્થિતિયે શું ? તેમજ વળી વિશ્વવિદ્યાલયની પ્રવેશક પરીક્ષા સુધીના જ અભ્યાસક્રમવાળા લેખકહૃદયની પણ ગણના શું ? વિશ્વવિદ્યાલયની પરીક્ષા તેમજ ઈલાકાના ન્યાયમંદિર તરફથી લેવાતી કાયદાની પરીક્ષામાં જેણે અનેકવાર નિષ્ફળતા મેળવી છે તે હૃદયનો અભ્યાસ પણ શું ? અને એવાં હૃદયની યોગ્યતા પણ શું ? જેણે વળી કાયદા માટે મંથન કર્યું છે તે સાહિત્ય અને વેદાન્તમાં સમજી પણ શું શકે ? એ સાહિત્યમાં માથું પણ કેવી રીતે મારી શકે ? જેને ઉંચી વિદ્યાનો સંસર્ગ નથી, એવી વિદ્યાના સંસ્કારશીલ વ્યક્તિનો જેને સંસર્ગ–સત્સંગ સમાગમ કે લાયકીપત્ર પણ નથી તે વિદ્યાના કાર્યમાં શું સમઝે ? અને એની ગણના પણ શું ? જેનો વાસ તદ્દન એકાંતિક છે, જેને કોઈનો સંસર્ગ નથી જે કોઈનો પણ સંસર્ગ કે આશ્રય શોધતો નથી, જેણે કંઈ કરી બતાવ્યું નથી, જેની નિષ્ક્રિય અને નિર્માલ્યમાં જ ગણના છે, જે માતુ આદિક પર જ પરતંત્ર છે, જે કંઈ પણ કાર્ય માટે શક્તિહીન સિદ્ધ થયો છે તેનામાં કાર્યોત્પાદક-

શક્તિ ક્યાંથી હોય ? આવી જમાના સમૂહ અને સંસર્ગીજનની સમજ અને એવાં એમનાં આઘાતસ્વરૂપમાંથી લેખકહૃદયને યોગેન્દ્ર પૂર્ણ થતાં માર્ગ કરવાનો રહ્યો. સામાન્ય સમૂહને સ્વ કે પરપરીક્ષા હોતી નથી. એઓ તો સદા પરાવલંબી જ હોય છે. અમુક કહેતો જ સત્ય અથવા તો અમુકે કહ્યું તેજ સત્ય આવી અંધકોટીમાં એઓનું મનોભાવ સ્વરૂપ વિચરતું રહેવાથી વિવેકરૂપ સત્યાસત્યની એઓમાં કશા પણ પ્રકારની પરીક્ષકશક્તિ હોતી નથી. જેથી એઓની સ્થિતિ તો "અંધેકી રોળી જે દાતા તો જે જ્ઞાતા" રૂપ ભીક્ષાર્થે પર્યટન કરતા અંધ, અજ્ઞ અને મૂઢ ભીક્ષાચારી જેવી જ હરેક જમાનામાં પ્રવર્તી રહે છે. એટલું જ નહિ પણ જમાનામાં સુશિક્ષિત ગણાતો કે મનાતો વર્ગ પણ સ્વ અને પર પરીક્ષાની કસોટીરહિત દૃષ્ટિગોચર થઈ રહે છે. સ્વપરીક્ષા ન હોવાથી એઓ સહુ અન્યનાં વચન કથન અને વાણી ઉપર જ અંધ શ્રદ્ધાવાન્, પગાશ્રયી, પરાવલંબી થઈ રહે છે. અથવા તો સ્વગૌરવનાં આડંબરસ્વરૂપમાં એઓ સદા અવજ્ઞાશીલ કે આક્ષેપશીલ જ થઈ રહે છે. જેણે એવા અંધ અને આડંબરયુક્ત જમાનાને યોગ્ય યોગ્યના પ્રાપ્ત કરી ન હોય તે કોઈ પણ સ્થાન કે ગણનાને યોગ્ય થતો નથી પણ હાંસી અને અવજ્ઞા યોગ્ય જ થઈ રહે છે. સ્વઆત્મનિષ્ઠા અને આત્મબળને વેચીને પણ એવી છાપ કે એવા જમાનાના પાત્ર થવું એજ જમાનાનું સ્વરૂપ છે અને એજ અંધશ્રદ્ધાવાનને સાર્થકરૂપ સિદ્ધિ છે. આવી સમાજ સમૂહ અને જમાનાની સ્થિતિમાં દ્રવ્યોત્પાદક ક્રિયાને સુલભ મનાતો ધારાશાસ્ત્રોનો માર્ગ ત્યાગ કરી દ્રવ્યથી રહિત વિદ્યાવિષયના સંગની યોગ્યનામાં સ્નેહીજનની શ્રદ્ધા ઉત્પન્ન કરવી–કરાવવી એ પણ ગૃહવ્યવસ્થા શાંતિ અને સુખ અર્થે લેખક હૃદયને શિરૂભાગમાં જ મહત્ મુસિબત અને અગત્યનું કાર્ય હોય. એટલે લેખકે જ્યાં કર્તવ્યસ્વરૂપનાં ભિન્નભિન્ન કેંદ્રબિંદુઓ સ્થાપિત કર્યા હોય ત્યાં તેમને તેવી જ ભાવનાથી પ્રત્યક્ષ પ્રમાણુ અને અનુભવસિદ્ધ વ્યવહારિક અથડામણમાં પોષી કર્તવ્યની સાર્થકતા જ દર્શાવવાનું રહે. અને એ માટે લેખકહૃદયે જે માર્ગ લીધો તે પત્રવ્યવહાર જ પ્રત્યક્ષ કરશે. એ ક્રિયાનાં ફળરૂપ સમૂહના અંધ શ્રદ્ધાશીલ અજ્ઞાત હૃદયને બાજુએ મૂકતાં કર્તવ્યની ભાવનાંવાળાં, કર્તવ્ય માટે મંથન કરતાં કર્તવ્ય માટે તલસતાં, કર્તવ્યની કૃતપરાયણતા દર્શાવી—પોકારી જમાનામાં

યશ, ગૌરવ અને મહત્તા માટે ધાવન કરતા, પ્રયાસ કરતા ફાંફા મારતાં કે આડંબરરૂપ થઈ રહતાં હૃદયની અલ્પતા, લઘુતા, સંકુચિત વૃત્તિ, એકદેશીયતા ડોળરૂપ વૃત્તિ કે એવી વૃત્તિનું આડંબરસ્વરૂપ, અવજ્ઞા, ધૃષ્ટતા, જડતા, ભાવગ્રહણમાં શૂન્યતા, અમુક જ સ્વરૂપમાં વિચારની બદ્ધતા અને એથી અન્ય દિશામાં આક્ષેપ, નિષ્ઠુરતા, કઠોરતા આદિકનુ દિગ્દર્શન સમૂહના વિકાસ અર્થે જ અસ્થાને ન હોય. હૃદયના વિકાસ વિના હૃદયપરીક્ષા હોઈ શકતી નથી. શુદ્ધિ, નિર્મળતા, સમાનતા, સમગ્રતા, સરળતા, આર્દ્રતા, કોમળતા, ઔદાર્ય, રસરૂપ પ્રેમનો આવિર્ભાવ અને પ્રૌઢતારૂપ સ્વતંત્રતાનો આવિર્ભાવ અને દિવ્યતારૂપ નિસ્પૃહતાનો આવિર્ભાવ એજ હૃદયવિકાસનાં ક્રિયાકાર્ય છે. એ તત્વોનાં પોષણથી જ એવાં અન્ય ઉચ્ચ કે સમાન તત્વોને એવું વિકાસિતહૃદય ઝટ ગ્રહી લે છે, તેમાં જ તન્મય તદ્રૂપ બની રહે છે, અને એથી જ આનંદરસના રંગ કલ્લોલમાં નિમગ્ન વિચરતું રહે છે. એવું જ હૃદય, શુદ્ધિ અને નિર્મળતાને યોગે, અન્ય હૃદયનાં પ્રતિબિંબ ઝટ ગ્રહી લેતા તેને યોગ્યસ્થાનમાં સ્થાપન કરવા સદાય તત્પર થઈ રહે છે. એજ એવાં હૃદયની કર્તવ્યપરાયણતા છે. શુદ્ધિ, નિર્મળતા, આર્દ્રતા અને કોમળતા વિના એક હૃદયમાં અન્ય હૃદયના પડઘા કે પ્રતિબિંબ પ્રવેશી શકતાં નથી. એથી જ અવિકાસિત હૃદય વિકાસિત કે વિકાસશીલ હૃદયને પણ અવજ્ઞા બેદરકારી કે દોષદૃષ્ટિથી જ જુએ એ સૃષ્ટિક્રમનો સ્વભાવસિદ્ધ વ્યવસ્થાક્રમ છે. કાળ, જમાના સ્થિતિ અને સંસર્ગ આદિકને લઈ અવિકાસિત હૃદય અને વિકાસશીલ હૃદય એક બીજાના વિરૂદ્ધ ધર્મને લીધે સ્વાભાવિક રીતે અથડામણમાં આવતાં રહે છે. જ્યાં અવિકાસિતહૃદય, હૃદયનાં એકાદ તત્વને માની ક્રિયામાર્ગની ગતિમાં હોય છે ત્યાં વિકાસશીલ હૃદયને વિરૂદ્ધ પ્રસંગમાં સ્વનિષ્ઠાના બળે જ માર્ગ કરવાનો હોય છે. એવે સમયે કર્તવ્યનાં સૂત્રનો નિર્ણય કયા પક્ષની બાજુએ રહે એ અજ્ઞાન અને અંધદૃષ્ટિરૂપ સમૂહને તો એક વિચારવા યોગ્ય પ્રશ્ન રહે. કેમકે એઓને તો ગતાનુગતિકતા જ જાળવવાની હોય છે. સ્વહૃદય કે બુદ્ધિને પરીક્ષા કે વિવેકશક્તિ હોતી નથી. એટલે કયે માર્ગે જવું એ એમને ગુંચવણ ભરેલું થઈ પડે છે. અને એ ગુંચવણનો નિર્ણય, એ સમૂહ સ્વઅજ્ઞાતદશાને લીધે કે પોષી મસ્ત કરેલ અનેક વૃત્તિસ્વરૂપમાં પરવશતા દાસત્વને લીધે કાળસ્વરૂપની સરળ કે સ્વાર્થરૂપ લાગતી ક્રિયામાર્ગની ગતિને જ સોંપી પરવશ

પરાધીન ઘસડાયા કરે છે. ત્યારે વિકાસશીલ હૃદયો તો કાળની સમગ્રતા અને કાળની અનન્તતાનાં સૂત્રરૂપે જ સહુ કો પ્રશ્નનો નિર્ણય કરતાં રહે છે. અને એમ નિર્ણય પર આવતાં એમનું અવલંબનસ્થાન તો એમનો આત્મવિકાસ, એમનુ આત્મબળ અને એમની આત્મશ્રદ્ધા જ રહે છે. જમાનાનાં સ્વરૂપ એમને ભેદી શકતાં નથી. અને જમાનાનો કાળ કે પ્રભાવ વ્યતીત થતાં સત્યાસત્યનો નિર્ણય તો આત્મબળ, આત્મશ્રદ્ધા, હૃદયશુદ્ધિ આદિક સૂત્રરૂપે જ થાય કે જે સમયે મહત્તા, આડંબર, ગૌરવ, અહંત્તા, અવજ્ઞા અને સ્વાર્થ આદિક અંતરાય ભૂત કે વિઘ્નરૂપ થઈ પડતાં તત્વોને અવકાશ હોતો નથી; અને વળી જે સમયે હૃદયની પરીક્ષા હૃદયથી જ કરવાની હોય છે. ચાલુ જમાના કે પ્રચલિત ક્રિયાસ્વરૂપમાં, જમાનાના સંસર્ગરહિત કે જમાનાની ભાવનારહિત કે જમાનાના અથડાટ, આઘાત, આડંબર, મહત્તાનાં સૂત્ર, દીનતા, ક્ષોભ, સ્વાર્થ અને લાલસારૂપ તત્વોરહિત હૃદયની તટસ્થતા, નિર્મળતા અને શુદ્ધિપૂર્વક, ધારણ કરી રાખવી એ તો અતિ ઉત્કટ આત્મબળ, આત્મનિષ્ઠા, સ્વઅવલંબન, નિસ્પૃહતા અને સ્વતંત્રાદિક હૃદયનાં વિશાળ, સમગ્ર, ઉન્નત અને પ્રૌઢ તત્વોની અપેક્ષા રખાવે છે. અત્ર તો સ્વઆત્મારૂપે જ અર્પવાનું હોય છે. ત્યારે અન્યને તો અંધશ્રદ્ધા બળે વિનાશ્રમે અનુસરવાનું જ હોય છે કે જમાનાની પ્રચલિત ભાવનામાં સ્વાર્થ, મહત્તા, આડંબર, ગૌરવ, અહંતા, યશ, કૃપા, દયા અને વૃત્તિનાં લાલસાદિક જ સાધવાનાં કે સાર્થક કરવાનાં હોય છે. આવી સ્થિતિમાં જમાનાનાં સંકુચિત સૂત્રો કાળની સમગ્રતાને રોધપૂર્વક જ પ્રવર્તે છે. વિવેક, વિનય અને માનને નામે પ્રચલિત એકદેશીય અને સાંકડી વૃત્તિવાળો વ્યવહારક્રમ, હૃદયને સંકુચ, શિથિલ, મંદ, કાયર અને પ્રૌઢતા અને વિશાળતારહિત કરી મૂકતાં જમાનાનાં હૃદયને પણ અધોગતિનું પાન કરાવતાં જમાનામાં અધમ કે હીણાં તત્વોનું પ્રવર્તક જ થઈ પડે છે. કર્તવ્ય અદા કરવાની સ્થિતિ અને શક્તિવાળા કે કર્તવ્ય અદા કરવાનો દાવો કરનાર હૃદયનું મૌન, ધૃષ્ટતા, કાયરતા, જડતા, શુષ્કતા, નિષ્ઠુરતા, અવજ્ઞા, ઈર્ષ્યા, અહંત્તા, મહતા, ગૌરવ કે આડંબરરૂપ હીનવૃત્તિ સ્વરૂપનું જ ભાન કરાવે છે. સમગ્રતા, વિશાળતા, પ્રૌઢતા અને કર્તવ્યજ્ઞતાનાં ઉન્નત સૂત્રોને બાજુએ મૂકતાં એઓ પોતાની સ્વલઘુતા, અલ્પતા, હૃદયનું એકદેશીયપણું, હૃદયનાં આડંબ-

રસસ્વરૂપ કે હૃદયની સંકુચિત વૃત્તિનું દર્શન કરાવી ક્રિયામાર્ગમાં અન્યંત પણ એ વૃત્તિનું જ પાન કરાવે છે. પાશ્ચાત્ય વિદ્વાનોમાં માન્ય હૃદય જેન્સન, કાર્લાઇલ, ઇમર્સન અને ફ્રાઉડ આદિકનાં આ લેખની અગ્રે જણાવેલ ઉદ્‌ગાર પણ એજ સહુ સૂત્રની શાક્ષી પૂરે છે, અને એટલા જ માટે લેખકહૃદય માને છે કે સ્વ. ગોવર્ધનરામભાઇનું નવલ ગ્રંથાવળીમાં પ્રદર્શિત થતું સૂત્ર કેઃ—

કોઈ પરીક્ષક પુસ્તક માત્રની પરીક્ષા કરવાને બંધાયલો નથી. પરીક્ષા નથી કરતો કહેવાને પણ બંધાયલો નથી. અને પરીક્ષા ન કરતાં કોઈ પુસ્તકનાં વિવેચનને નિમિત્તે અથવા પ્રસંગે પ્રસ્તુત વિષય ઉપર કંઈ નવીન વાતો કહેવા બેસે અને તેથી ગ્રંથકારને ઉત્તેજન મળે એવું હોય તો એ પણ " એક પંથને દો કાજ " કરવાનો સુતર માર્ગ છે, અને એ માર્ગ બીજા દેશમાં પણ પડેલો છે. કોઈ આ માર્ગને દગાઇ ગણનાર પણ નીકળશે, તો કોઇ એને એવો ઉત્તર પણ આપશે કે " કાણાને કાણો કહી " જેની તેની સાથે લડવા હું બંધાયો નથી. આ બેમાંથી ખરૂં ખોટું કોણ તેના નિર્ણયનો અત્રે પ્રસંગ નથી.

આ સહુ હૃદયભાવ હૃદયની સંકુચિત દિશાનુ જ ભાન કરાવે છે. જે દિશામાં કર્તવ્ય અદા કરવા યોગ્ય આત્મબળ વિકાસ પામ્યુ હોય કે હૃદય શક્તિ સ્ફુરી નીકળી હોય અને જે દિશામાં કર્તવ્યનો પ્રદેશ ગ્રહણ કરાયો હોય તે દિશામાં કર્તવ્ય અંતરાય રહિત, ભયરહિત, શંકારહિત અદા કરવા અર્થે હૃદયબળ અને હૃદયભાવ પ્રૌઢ સમગ્ર વિશાળ અને સત્વને ત્વરાપૂર્વક સ્થાપન કે પ્રકાશ કરવા અર્થે તત્પરતાપૂર્વક સત્વવાળાં હોવા જોઇએ. પાંડવ તરફથી દુર્યોધન દરબારમાં જતાં શ્રી કૃષ્ણને વિદુરજીએ નિવારતાં શ્રીકૃષ્ણે એવો હૃદયભાવ સ્થાપિત કર્યો કે—શક્તિ પ્રમાણે મારે કર્તવ્ય અદા કરવું જોઇએ. ( જુઓ અંક ૧૦ મો ગુપ્તપાંડવ. ) એમ ન કરૂં તો હું દોષભાક્ થાઉં અને એથી એજ અત્ર ધર્મ છે. પ્રયાસથી કાર્ય સિદ્ધિનું ફળ ન પણ મળે પણ એમ થતાં હૃદયને પ્રાપ્ત થતો ધર્મ મિથ્યા થતો નથી. એટલે હૃદયને આત્મા પ્રત્યે પ્રાપ્ત થતી વિકાસક્રિયા એ કોપણ કાળે મિથ્યા થતી નથી. શક્તિ પ્રમાણે એવો ધર્મ કે એવું કર્તવ્ય અદા ન થાય તો આપણે આપણા આત્માને જ દોષરૂપ થઇએ એટલું જ નહિ પણ આપણાપર આધાર રાખતાં, આપણને જ અવલંબતાં, આપણાંથી જ અભ્યુદય પામતાં કે આપણથીજ અભ્યુદય ઇચ્છતાં, આપણપર જ વિશ્વાસદા રાખીસશ્રદ્ધાળુ રહેતાં

એવાં સ્નેહી સમૂહ, વર્ગ અને પ્રજાજન આદિકને આપણે આપણાં મૌનથી આડમાર્ગે કે હાનીરૂપ માર્ગે દોરવવારૂપ મહત્ દોષ આપણુ વ્હોરી લઇએ છીએ; એ સહુના વિશ્વાસ અને એ સહુએની આશાનો આપણે ભંગ કરીએ છીએ. અને આ પ્રમાણે શક્તિરૂપ કર્તવ્ય આપણે અદા ન કરવાથી આપણે આપણા આત્માની જ અધોગતિ કરીએ છીએ. કેમકે એવું કર્તવ્ય અદા ન થતાં તો આપણે આપણા આત્માને દીનતા, કાયરતા અવજ્ઞા, સ્વાર્થ લુબ્ધતા, વૃત્તિ માત્રમાં લીનતારૂપ પરવશતા અને શૌર્યહીનતાદિકનું જ શિક્ષણ આપીએ છીએ. તો આત્મારૂપ વિકાસ ક્રિયામાં એથી અધિક હાની કઇ હોય? હૃદય-વિકાસ અને આત્મવિકાસનું આવું સ્વરૂપ પ્રત્યક્ષ કરતાં સ્વ. ગોવર્ધનરામભાઇનાં વાક્યોમાં પ્રેરાતો હૃદયભાવ હૃદયની સંકુચિત દિશાનું જ ભાન કરાવે છે.પ્રૌઢ ઉન્નત અને વિશાળ હૃદય આક્ષેપાદિકનો ભય ધરતું નથી પણ એવું હૃદય તો પ્રસંગને અનુસરતું સ્વકર્તવ્ય શું છે એજ જુએ છે. એવું હૃદય સ્વબળમાં નિષ્ઠાવાન્ હોવાથી માને છે કે એવા આક્ષેપો કાળે કરી નિર્મૂળ થઇ જાય છે કે કાળે કરી નિર્મૂળ થઈ જશે. કેમકે આક્ષેપશીલ હૃદયોને શીઘ્રતાથી ગ્રહણ કરવાવાળી સ્વપ્રજ્ઞા ક્વચિત જ હોય છે. એઓનાં હૃદય તો ગતાનુ ગતિકતામાં જ તણાયલાં રહે છે. જેથી કાળક્ષેપે કરી એવાં આક્ષેપ શીલ હૃદયો સ્વદોષ જોતાં શિખશે અને તેમ થતાં ઉન્નત હૃદયની શુદ્ધિ, નિર્મળતા સ્વતંત્રતા, પ્રૌઢતા વિશાળતા અને સમગ્રતા પ્રત્યે આદર કે સત્કાર-પૂર્વક હૃદય ધારા વહતી કરશે. અને એમ થતાં આક્ષેપસ્વરૂપ પ્રેમસ્વરૂપ જ ધારણ કરતાં આક્ષેપરૂપ પ્રેમરૂપ જ થઈ રહેશે. પણ એ માટે સ્વઆત્માની નિર્મળતા, શુદ્ધિ, પ્રૌઢતા વિશાળતા અને સમગ્રતાનાં સ્વરૂપમાં નિષ્ઠાનાં સ્વરૂપ બળપૂર્વક જ વહવાં જોઇએ. એવાં બળનું માપ સ્વ હૃદય તેમજ સ્વ-આત્માને ગમ્ય પરિચિત હોવું જોઇએ. અને જ્યાં આવી ક્રિયા પ્રવર્તી રહે છે ત્યાં આત્મકર્તવ્યને માની આત્માનો પ્રવાહ અને આત્માનો પ્રભાવ અસ્ખલિત ધારામાં જ વહ્યો જાય છે. એવા આત્માની સહુ ક્રિયા આત્મધર્મને માનીને જ હોય છે. એવો આત્મા અન્યની વૃત્તિને રૂચશે કે નહિ તે જોવા કે શોધવા જતો નથી. પણ પ્રત્યક્ષ કર્તવ્ય રૂપ શું છે એજ જુએ છે. કેમકે આત્મસ્વરૂપ સમગ્રતાવાળું અભેદરૂપ હોવાથી એક આત્મરૂપ વ્યક્તિ માટે જે ઉન્નત ભાવવાળાં સૂત્રો હોય તેજ. સૂત્રો અન્ય આત્મરૂપ વ્યક્તિને પણ માન્ય આદરણીય અને કર્તવ્ય રૂપ હોય છે. આત્માનું બંધારણ એક જ સ્વરૂપ-

વાળું હોવાથી વ્યક્તિરૂપ આત્માનાં અંતઃકરણ અને હૃદયપણ એકજ સ્વરૂપ-વાળાં હોય છે જેથી એક ઉન્નત આત્માનો પ્રત્યાઘાત અન્ય આત્મરૂપ વ્યક્તિનાં અંતઃકરણ અને હૃદયને પણ તેજ સ્વરૂપમાં દૃષ્યમાન થાય છે. પણ જ્યાં વૃત્તિસ્વરૂપોની જ જાળ અને એની જાળનાં જ આવરણ પથરાઈ રહ્યાં હોય, જ્યાં એવાં વૃત્તિ સ્વરૂપનાં અજ્ઞાનતા અને અંધકારે સદાકાળનો વાસો કરી રાખ્યો હોય અને જ્યાં વૃત્તિસ્વરૂપ બહાર અન્ય સૃષ્ટિ કે અન્ય ઉન્નત-ભાવ દૃષ્ટિ ગોચર થતો ન હોય ત્યાં આત્મસ્વરૂપ કે હૃદયવિકાસની પરિસિ-માના ભાવો દૃષ્યમાન થતા નથી. એથી જ પ્રૌઢ આત્મા, સર્વવ્યાપક આત્મા, ઉન્નત આત્મા, શુદ્ધ અને નિર્મળ આત્મા, સૃષ્ટિક્રમની સમગ્રતા અને અનંત-તામાં, કોપણ પ્રકારના રોત્ર રહિત સ્વમાર્ગ કરતો જ પ્રવર્તી રહે છે. એજ આત્માનાં બળ શૌર્ય અને પ્રભાવ છે. અને એથી જ એ સ્વયમેવ શાક્ષીરૂપ છે. એને કોના પણ અનુમોદનની આવશ્યકતા હોતી નથી. એને કોઇની પણ અપેક્ષા હોતી નથી. એજ એનો પ્રકાશ છે, એજ એની જ્યોતિ છે, અને એજ એનું સર્વવ્યાપકપણું છે. જેથી એજ પ્રકાશ એજ જ્યોતિ અને એજ પ્રભાવથી એવો આત્મા સર્વત્ર પોતાનું જ સર્વ વ્યાપકપણું પ્રવર્તાવી રહે છે, કે જેની સમગ્રતામાં સર્વ આક્ષેપો અને સર્વ વૃત્તિ સ્વરૂપો લય પામ્યા રહે છે. એક વૃત્તિસ્વરૂપને અન્ય વૃત્તિસ્વરૂપની ભીતિ રહે છે પણ આત્માના પ્રકા-શને કોઈ પણ વૃત્તિસ્વરૂપની ભીતિ હોતી નથી. જેથી કરી સ્વ. ગોવર્ધનરામ ભાઈનું નવલ ગ્રંથાવલીમાં પરીક્ષક સંબંધે સ્થાપેલ કે પ્રદર્શિત કરેલ સૂત્ર અલ્પ, મંદ, શિથિલ કાયર અને સંકુચભાવ વાળુ હોઈ કર્તવ્યની વિશાળ-તાનો બાધ કરે એટલું જ નહિ પણ કર્તવ્યલોપરૂપ થઈ રહે. વ્યવહાર ક્રમમાં એવાં સૂત્રનો પ્રચાર અનિષ્ટ દાતા જ છે અને એ આત્માની ઉર્ધ્વ ગતિ કરવાને બદલે અધોગતિ જ કરે છે. યોગેન્દ્ર સંપૂર્ણ થતાં અને મુદ્રા યંત્રને સ્વાધીન થતાં પ્રથમ સ્વ. ગોવર્ધનરામ ભાઇનું એ સૂત્ર લેખક હૃદયનાં વાંચવામાં આવ્યું હતું. ત્યારથી જ લેખક હૃદયને વિશાદ થયો હતો કે " શું આવાં અલ્પ ને સંકુચભાવવાળાં સૂત્રોનો પ્રચાર ઇષ્ટ છે ? " ગમે તેમ હો ! લેખકહૃદય એ સૂત્ર ગ્રહણ કે માન્ય કરી શક્યું નહિ. અને હજીયે પણ એ સૂત્ર ગ્રહણ કે માન્ય કરી શકતું નથી. કેમકે એવાં સૂત્રથી જ ગુર્જર ભૂમિના વિદ્વાનોમાં વિશાળતા, સરળતા અને કર્તવ્યજ્ઞતાનો લોપ જોવામાં આવે છે. અને એવું વૃત્તિસ્વરૂપ અનુકરણરૂપે સમૂહ અને જમાનામાંપ્રવર્તી રહતાં સમૂહ

અને ભાવિ પ્રજાનાં હ્રદય પણ અવજ્ઞાયુક્ત અનાદરશીલ, અજ્ઞાનતાશીલ અને અંધકાર યુક્ત જ થઇ રહે. ગતાનુગતિકરૂપ સમૂહને સ્વગ્રહણ શક્તિ નહોતાં પરઅવલંબનરૂપ અમુકના ઉદ્દગાર ઉપર જ આધાર રાખી વિચરતાં, જેમનાં હૃદય એવાં આધાર પાત્ર થયાં હોય તેમનાં શિરપર કર્તવ્યનો કંઇ-નાનો સૂનો ભાર રહતો નથી. જેથી આધાર પાત્ર હૃદયે કે કર્તવ્ય અદા કરી શકે એવી શક્તિવાળાં હૃદયે વિશાળતા, સમગ્રતા, શીઘ્રતા પ્રૌઢતા અને તત્પ-રતા પૂર્વક સદાય એવું કર્તવ્ય અદા કરવા પ્રયત્ન શીલ રહેવું જોઇએ. એમ ન થાય તો કર્તવ્યનો લોપ થાય અને ઉન્નત સ્વરૂપના માર્ગને ઇચ્છા અનિ-ચ્છાયે પણ રોધપૂર્વક થઈ પડાય. એવા રોધથી કેટલાક કે અનન્ત કાળ પર્યંત ઉન્નત કે વિકાસશીલ સ્વરૂપને માર્ગ મળતો અટકે. એથી જમાના-પર જમાનાની અજ્ઞાનતા અને એવી અજ્ઞાનતાનાં અંધકાર સ્વરૂપ માટે કર્તવ્ય અદા કરવાની શક્તિવાળી વ્યક્તિ જ દોષભાક્ થાય છે. કેમકે એવી વ્યક્તિ જે દિશામાં સમૂહનો વિશ્વાસ ઉત્પન્ન કરે છે તે દિશામાં એ વ્યક્તિ સ્વકર્તવ્ય અદા કરતી નથી. એવું કર્તવ્ય અદા કરવા માટે લાલન, ખુશામત-પ્રિયતા અને યાચના આદિકની પણ અપેક્ષા કે આવશ્યકતા રહતી નથી. અત્ર તો સ્વાભાવ માત્રથી જ, કર્તવ્યજ્ઞતાની હૃદય પ્રેરણાથી જ શક્તિરૂપ દિશામાં કર્તવ્ય આપોઆપ જ અદા થવું જોઇએ. પણ જ્યાં કર્તવ્યનું આડંબર કરતી વ્યક્તિઓ પોતાની સંકુચવૃત્તિ નિર્બળતા, કાયરતા, જડતા, શઠતા, નિષ્ઠુ-રતા, કઠોરતા, પરાધીનતા, સ્વાર્થ લોલુપતા, મમતા, સ્વની યાચનારૂપ સ્પૃહા, સ્નેહાદિક દબાણ યશાદિક ધાવન અને ખુસામતપ્રિયતા આદિકનાંજ પાશમાં મરતરૂપ—વૃત્તિનું જ પોષણ કરે ત્યાં ભલે એ સ્વ. ગોવર્ધનરામભાઇ વાળું સૂત્ર માન્ય હો !! ભલે ત્યાં એનો પ્રચાર અભિષ્ટ હો ! ! પણ સ્વતંત્ર આત્માની જ્યોતિને તો એ કોપણ કાળે માન્ય હોઈ શકે જ નહિ. ત્યાં તો કર્તવ્ય—વિશાળ ઉન્નત અને પ્રૌઢ કર્તવ્ય—ને અવકાશ એજ સૂત્ર સ્થાપિત હોય. આવી હૃદયસ્થિતિમાં જમાનામાં કર્તવ્યરૂપ માર્ગ કરવાની અભિ-લાષાથી યોગેન્દ્ર સંપૂર્ણ થતાં લેખકહૃદયે પાત્રજનોને પત્રદ્વારા સ્વઅ-ભિલાષાનું સ્વરૂપ ખડું કરવું યોગ્ય ધાર્યું. અને એમ થતાં એ પત્રવ્યવહારે આજ એકાદશ વર્ષનાં અંતરમાં કેવું સ્વરૂપ ધારણ કર્યું, અને એ દ્વારા જમાનાનાં કેવાં હૃદયનું ભાન થયું એ સહુતો પત્રવ્યવહાર જ પ્રત્યક્ષ કરશે.

એવા પત્રવ્યવહારની પરનાલિકામાં યોગેન્દ્ર મુદ્રાંકિત થયા પછી એક પત્રના પ્રત્યુત્તરમાં સ્વ. ગોવર્ધનરામભાઈને પત્રોદ્દગાર સ્ફુર્યા કે:—

"યોગેન્દ્ર જેવા વિષયો વિચારનાર તથા લખનાર આવી ન્હાની વાતમાં મોટી કલ્પના કરતા હશે તે ધારવામાં ન હતું. (તા. ૧૬–૧૭–૦૨ નો પત્ર). ગોવર્ધનરામભાઈનાં સ્થૂલ વ્યક્તિસ્વરૂપનો લય હોતાં એમનાં હૃદયરૂપ સૂક્ષ્મસ્વરૂપનો તો લય નથી. એજ ભાવ અન્ય શિક્ષિત અશિક્ષિત હૃદયમાં પણ સ્ફુર્યો હોય સ્ફુરે કે સ્ફુરતો રહે તો લેખકહૃદયે સ્વહૃદયનું સ્પષ્ટિકરણ કરવું એ પણ આત્મધર્મ પ્રત્યે લેખકહૃદયનું એક આવસ્યક કર્તવ્ય જ ગણાય. કેમકે શિષ્ટાચારી ગોવર્ધનરામભાઈના એ ઉદ્દગારહૃદય ગોચર થતાં હૃદયને અનેકવાર પ્રશ્ન ઉઠતા રહ્યા કે "શું ગોવર્ધનરામભાઈના એ હૃદયોદ્દગાર સ્થાને છે? કે અસ્થાને છે?" "જો સ્થાને છે તો આત્મ-ધર્મ પ્રત્યે લેખકહૃદયમાં એ કઈ અધોગતિનું ભાન કરાવે?" અને જો જમાનાનાં હૃદયને માની જમાનામાં કર્તવ્યલોપના આઘાતથી એ ઉદ્દગાર અસ્થાને છે તો આત્મધર્મ પ્રત્યે વિકાસનો કયો માર્ગ ઉત્તમ હોય કે કયો માર્ગ ઉત્તમ હોઈ શકે એ નિર્ણયનિરાકરણ અંગે જ આ સહુ પત્રવ્યવહા-રનું પ્રકાશસ્વરૂપ. એટલે કે જ્યાં જે કાળે હૃદયપરીક્ષા આત્મપરીક્ષા અને કર્તવ્યાદિકનો સમૂહમાં લોપ હોય ત્યાં કર્તવ્યશીલ વ્યક્તિનાં આત્મધર્મનો પ્રકાશ એજ સૃષ્ટિક્રમમાં સ્વાભાવિક ક્રિયા હોય. અને એ પ્રકાશ અનુરૂપ જ આ પત્રવ્યવહાર અને ઉપોદ્દઘાત આદિકની પ્રવૃત્તિ. જો ગોવર્ધનરામ-ભાઈ હૈયાત હોત તો એવા ઉદ્દગારની યોગ્યતા અયોગ્યતા વિષેની શાક્ષી એમનાં સાત્વિક હૃદયભાવે જ આપી હોત. પણ જ્યાં તેમ નથી ત્યાં કાળની સમગ્રતાને જ હૃદય સ્વધર્મની કસોટી સોંપી આત્મધર્મ પ્રત્યે કૃતકૃત્ય રહે. ગોવર્ધનરામભાઈનુ હૃદય જમાનાની ભાવનાનાં દબાણથી પર એમના પત્ર-વ્યવહાર ઉપરથી દૃષ્ટિગોચર થતું નથી. એવાં શિષ્ટપુરૂષોનાં હૃદયો વિદ્યાનાં કર્તવ્ય અંગે સ્વહૃદયનો વિશેષ પ્રૌઢ, વિશાળ, સરળ અને ઔદાર્યશીલ આવિર્ભાવ જમાનાના વહતા પ્રવાહમાં કર્તવ્યરૂપ દર્શાવે એજ લેખકહૃદયનો ઉદ્દેશ હોય. સત્યનો ને ઉન્નતહૃદયનો આવિર્ભાવ સ્વીકારવો, એમને પ્રૌઢતાથી ગ્રહણ કરવાં, અને એટલી જ પ્રૌઢતાથી એમનો પ્રકાશ કરવો કે એવો પ્રકાશ કરવા સદા તત્પર પ્રયત્નશીલ રહેવું એજ માત્ર શિષ્ટજનોનાં હૃદયની તો ઉત્કૃષ્ટ ગતિ હોય. સત્ય કે ઉન્નતસ્વરૂપને જાણતાં છતાં સત્યને

જમાનામાં રઝળવા દેવું ઝુરવા દેવું એનો શિષ્ટ પુરૂષોનાં હૃદયની વક્રતા અહંતા, અવજ્ઞા, કાયરતા, જડતા, મંદતા, શિથિલતા કે નિષ્ઠુરતાદિકથી સંકુચિતહૃદયના ક્રિયામાર્ગનું જ ભાન કરાવે. સત્યને સ્થાપિત કે માન્ય રાખવા જોઇતાં બલ અને તત્પરતાનો અભાવ દર્શાવે. જમાનાના પ્રચલિત વ્યવહાર-ક્રમને લઇને જો સત્ય કે પ્રકાશસ્વરૂપને રઝળતાં રહેવા દેવાનો માર્ગ શિષ્ટ-જનોનું હૃદય અવજ્ઞા, આક્ષેપ કે મૌનાદિકથી ગ્રહણ કરી રહે તો જે કરવાનું બળ છતાં જે કરાતું નથી એવી આત્મવિકાસરૂપ ક્રિયામાં એથી તો હૃદયબળને હાની અને અધોગતિનું જ શિક્ષણ પ્રાપ્ત કરાવાય. અને એથી કાળની સમગ્રતા અને અનન્તતામાં એટલા જ પ્રમાણમાં આત્માની ઉર્ધ્વ-ગતિ થતી અટકે. સત્ય અને પ્રકાશસ્વરૂપનો આવિર્ભાવ પ્રદર્શિત કરવાથી આત્માનાં બળને વેગ મળે છે ત્યારે શિષ્ટજનોનું મૌન કે શિષ્ટજનોની અવજ્ઞાદિક એ વેગની ગતિને કુંઠિત જ કરે છે. જમાનાના પ્રવાહમાં સત્ય સ્વરૂપનો આવિર્ભાવ પ્રકાશ પામવો કે ન પ્રકાશ પામવો એ કાળક્રિયાનું જ કાર્ય છે. જમાનાનો વેગ એવી અનેક સત્ક્રિયાને રોધપૂર્વક જ થઇ રહે છે. પણ આત્મવિકાસશીલ ઉન્નત, પ્રૌઢ અને વિશાળ હૃદયોતો એવા રોધ અને અંધકારનાં આવરણ છતાં ગમે તેટલા અવાંતરે પણ સૂર્ય માફક ઝળકી પ્રકાશી રહે છે. એવા પ્રકાશનું ભાન જે શિષ્ટહૃદય કરાવતું નથી તે શિષ્ટપુરૂષનું હૃદય વિકાસરૂપ દ્રઢતાનાં બળને પામ્યું કહેવાય નહિ. રમણિયતાના રમતા ઝરાના રસને અનેક પ્રદેશ કે અનેક દેશની ભૂમિને ફળદ્રૂપ કરનાર નદીના વેગનું સ્વરૂપ આપી શકાય નહિ. સત્ય અને પ્રકાશસ્વરૂપને શીઘ્રતાથી ગ્રહણ કરનાર, એ સ્વરૂપને માર્ગ આપનાર, અને ઔદાર્ય, સરળતા અને પ્રૌઢતાથી એવાં સ્વરૂપને પ્રકાશિત કરનાર ગતિ એજ સૃષ્ટિના ક્રિયામાર્ગમાં વેગવતી બળવત્તર ગતિ કહેવાય. એમ ન થાય તો એજ ગતિઓ ક્રિયારહિત થતાં શૂન્યતારૂપ માર્ગ અને સ્થિતિનું જ દર્શન કરાવે. જે હૃદયને પરીક્ષકશક્તિને અભાવે વિશાળતા, નિસ્પૃહતા, સ્વતંત્રતા અને પ્રૌઢતાનો આવિર્ભાવ હોતો નથી તે હૃદયો સંકુચિત ક્રિયામાર્ગવાળાં જ ગતિરૂપ સૂત્રોને અવલંબે. એવાં સંકુચિત અને કુંઠિત ગતિવાળાં જ સૂત્રોને આગળ ધરી સ્થાપન કરે, એવાં હલકાં સ્વ-રૂપનાં જ ગુણાનુગાન ગાયા કરે અને એવાં જ સૂત્રોને ક્રિયામાર્ગમાં મૂકી એવાં કુંઠિત ગતિવાળાં શિષ્ટ પણ અલ્પ હૃદયો કાળબળનાં પ્રમાણમાં

એવાં સંકુચિત, પરિમિત, અલ્પ હદવાળાં જ સૂત્રોનાં પ્રવર્તક થઈ પડે. જેથી કરી સત્યના પ્રકાશને જે રોધ કે અટકાવ થાય તેના દોષભાક્ પણ એવા અલ્પ ભાવવાળાં શિષ્ટ હૃદયો જ થઈ પડે. આત્મવિકાસરૂપ સત્યનું બળ એવાં અલ્પ હૃદયની પ્રગતિ માટે ઝૂરતું નથી પણ એથી તો એ ઉલટું સ્વક્રિયામાં વિશેષ બળરૂપ ગતિવાન થઈ રહે છે. જમાનામાં સત્યની ગતિ કુંઠિત ક્રિયામાર્ગમાં રોધવાળી હોય પણ કાળબળમાં કાળની અનન્તતામાં કાળની સમગ્રતામાં અને કાળનાં સમગ્ર ઉરરૂપ આવિર્ભાવમાં સત્યનાં પ્રકાશસ્વરૂપને કોપણ કાળે કોપણ પ્રકારનો રોધ કે કોપણ પ્રકારનાં અંધકારસ્વરૂપનો ભય હોતો નથી કે અંધકારસ્વરૂપનો ભય નડતો નથી કે અંધકારસ્વરૂપનો ભય પીડતો નથી. વ્યક્તિરૂપ આત્મહૃદયમાં જે સત્યનુ સ્ફુરણ ઉઠયુ હોય તે કાળની સમગ્રતામાં, કાળનાં હૃદયરૂપ આવિર્ભાવમાં, વ્યક્તિરૂપ આત્માના કાળની વિકાસક્રિયામાં, કોપણ પ્રકારે નિષ્ફળ કે અર્થરહિત થઈ પડતું કે નિવડતું નથી. ત્યારે વૃત્તિરૂપ સ્ફુરણને એ સૂત્ર લાગું પડતું નથી. એવાં વૃત્તિરૂપ સ્ફુરણ માટે તો અલ્પ હૃદયશીલ શિષ્ટ જનોનાં સંકુચિત માર્ગવાળાં જ સૂત્રો કદાચ યોગ્ય હોય. કેમકે આત્માનું બળ તો કાળનાં પણ માપ રહિત જ છે. ત્યારે વૃત્તિનુ બળતો પ્રસંગ જન્ય હોઈ અતિ પરિમિત ગતિવાળું જ હોય છે. પ્રસંગનો લય થતાં પ્રસંગે ઉત્પન્ન કરેલ વૃત્તિનું બળ પણ એ પ્રસંગ સાથે જ લય પામી રહે છે. પણ એવી વૃત્તિમાં જો કંઈ વિશેષ ભાવ, રસ, અવલોકનનું સામર્થ્ય કે કળાવિધાનનું બળ હોય તો હૃદયને આહ્લાદરૂપ એવાં વૃત્તિચિત્રની ગતિ કંઇક જમાના કે કાળ પણ પ્રચલિત થઈ રહે. આત્માનો આવિર્ભાવ અને વૃત્તિનાં ચિત્ર આ દ્વિધા ભેદમાં અજ્ઞાન જનોનાં હૃદય ગુંચવાતાં અથડાતાં, ભૂલ કરતાં, અસ્પષ્ટ, મંદ અંધકારમય અવજ્ઞા શીલ જ દષ્ટિગોચર થાય છે ત્યારે સ્મશાને ગર્દભનુ પૂછ ઝાલી રહેનાર કેટલાક વિદ્વાન, કર્તવ્યશીલ કે પરીક્ષકરૂપ ગણાતા વર્ગની અવિકાસિત હૃદયસ્થિતિથી તો હાસ્ય અને દયા એમ ઉભય જ ઉત્પન્ન થઈ રહે છે. કાળની સમગ્રતામાં એવાં હૃદયની સ્થિતિનુ માપ જોતાં દયા ઉત્પન્ન થઈ રહે છે અને જમાનાની વિચિત્રતામાં એવાં હૃદયને ક્રિયામાર્ગમાં જોતાં તો હાસ્ય જ ઉત્પન્ન થાય છે* ત્યારે કાળબળ અને વિનયનાં દબાણ તળે દબાતું ભાઇ કેશવલાલનું તીવ્ર આર્દ્ર સરળ અને કોમળ હૃદય પત્રવ્યવહારમાં પ્રત્યક્ષ જ છે. ભાઇ

* એઓમાં ભાવ અને ભાવ, હૃદય અને હૃદય વાણી અને વાણી

કેશવલાલપર પાઠવેલ યોગેન્દ્રની પ્રત પાછી મળતાં લેખક હૃદય તરફથી જે પ્રત્યાઘાતનું સ્વરૂપ ફેંકાયુ તેને જે ત્વરા, તત્પરતા, ઔદાર્ય આર્દ્રતા અને કોમળતાથી ગ્રહણ કરાયું તેજ હૃદયનાં આવેગ સ્વરૂપથી એ સમય પછી એમનાં પ્રત્યે ખસતું લેખક હૃદય પણ પત્રવ્યવહારમાં પ્રત્યક્ષ છે. પત્રવ્યવહાર સંબંધે આટલાં સૂચન પછી વિશેષ સ્પષ્ટિકરણને આવશ્યકતા રહેતી નથી. પણ સમૂહથી પોષણ પામી સમૂહને માર્ગદર્શક થવારૂપ શક્તિવાળી કર્તવ્ય અદા કરતી કે એવાં કર્તવ્ય અદા કરવાનો દાવો કરતી વ્યક્તિ સંબંધે સહજ સ્પષ્ટિકરણ અસ્થાને ન હોય.

અગ્રગણ્યાતાં ત્રિમાસિક, માસિક અને અઠવાડિક પત્રે ×યોગેન્દ્ર અને રામવિયોગ સંબંધમાં સ્વકર્તવ્ય અંગે મૌન જ ઉચિત ધાર્યું. એજ કદાચ તેઓની કર્તવ્યની દિશામાં હોય. અથવા સમૂહ તરફથી પોષણ પામતા હોવાથી એ પોષણ અંગેનાં કર્તવ્યરૂએ, અવલોકનકાર ટીકાકાર અને નવીન માર્ગ કરતા લેખકને સમૂહ સન્મુખ પ્રવેશકાર તરીકે એ-ઓની કર્તવ્યભાવના મૌનમાં જ રાચતી હોય કે એવાં મૌનમાં જ એઓની સ્વાર્થલુબ્ધતા શ્રેષ્ઠતા માનતી હોય. નવીન લેખક તરફ દૃષ્ટિપાત સરખો પણ કરવો એ એમની મહતા, એમની સ્વાર્થલુબ્ધતા અને એમનાં ગૌરવને અધોપાત કરવા સરખું પણ હોય. અથવા તો. લેખક તરફનાં લાલન વગર એવી પારકી પીડા વ્હોરવારૂપ કાર્ય એમનાં કર્તવ્યની દિશામાં આવતું ન હોય. ( કર્તવ્યની દિશામા આવતું ન હોય. ) અથવા તો એમના દૃષ્ટિપાતથી સમૂહમાં લેખકનો માર્ગ સરળ થઈ જાય એ એમને મહત્ ક્ષોભનું કારણ હોય. અથવા તો નવલગ્રંથાવળીમાં સ્વ. ગોવર્ધનરામભાઈ કહે તેમ કાણાને કાણો કહી વૃથા કજીઓ વ્હોરવો એ એમનાં હૃદયનું શલ્ય હોય. અથવા તો એ એમનાં આત્મબળ, આત્મનિષ્ઠા, કર્તવ્યભાન, કર્તવ્યદિશા અને અવલોકનપ્રદેશની ખામીરૂપ દીનતા, ધૃષ્ટતા, શઠતા, કાયરતા, અહંતા, અવજ્ઞા, સ્વાર્થલુબ્ધતા, નિષ્ઠુરતાદિક સંકુચવૃત્તિરૂપ તત્વો પણ કારણરૂપ હોય. ગમે તે હો ! લેખકહૃદયને એ કશાં સાથે લેવા દેવા નથી. લેખકહૃદયને તો સ્વકર્તવ્યઅંગે શિષ્ટ વિદ્વાન, વિદ્યાને અંગનું કર્તવ્ય અદાકરનાર વર્ગ અને સમૂહની સામાજીક સ્થિતિમાં સ્વહૃદયને કયો માર્ગ રહે અને એવી સ્થિતિમાં કાળરૂપ

---

આત્મા અને આત્માની પરીક્ષક શક્તિ હોતી નથી. હૃદય અને આત્માને એઓ સમજતા ન હોવાથી બુદ્ધિવિલાસ અને હૃદયસૌંદર્યાનુરાગને જ એઓ અગ્રમાં અગ્રસ્થાન અર્પી રહે છે.

× સમાલોચક, વસન્ત અને મુમ્બાપુરીનું ગુજરાતી પત્ર.

સમગ્રતામાં સ્વહૃદયને શું કર્તવ્ય રહે કે પ્રકાશનું કયું સ્વરૂપ હોય એજ જોવાનું રહે. એ સૂત્રથી જ આત્મને સંતોષરૂપ પર્યાપ્તિપૂર્વક માર્ગ કરતાં કાળની સમગ્રતામાં વ્યાપક આત્મસ્વરૂપનાં કર્તવ્યરૂપ જ સમાજ, સમૂહ અને સંસર્ગીવર્ગનું આટલું સમાલોચન. એમ છતાં પણ રામવિયોગ સંબંધે ગુર્જરપ્રજાનાં રાજ્યનગર ગણાતાં નગરનાં એક અઠવાડિક પત્રે* અને બે માસિક પત્રે §રામવિયોગની ટુંક સૂચનરૂપ કે યોગ્યતાપૂર્વક જે કંઈ પણ નોંધ લીધી તે એમનાં હૃદયનાં કર્તવ્યભાનની જ શાક્ષી પૂરે. એમાં અઠવાડિક પત્રનાં બે સૂચનરૂપ વાક્ય ઉપર લેખકહૃદયને કંઇક સ્પષ્ટિકરણ કરવાનું રહે. મનુષ્યપ્રકૃતિનું સામાન્ય લક્ષણ એ છે કે સ્વ અથવા સમાજ અને સમૂહની ભાવનાથી હરકોઈ વસ્તુનું માપ જોવું કે કાઢવું અને એજ પ્રમાણમાં તુલનાનું બિંદુ કલ્પવું. પણ કાળની અનન્તતામાં એવાં સમાજ કે સમૂહરૂપ ભાવનાનાં બિંદુઓ દર પા શૈકે કે દર શૈકે બદલાતાં પલટાતાં રહે છે. જેથી કરી કાળની સમગ્રતામાં સમૂહ કે સમાજનું બિંદુ તુલના માટે સત્યપૂર્વક સર્વથા આધાર ભૂત કે પ્રમાણ ભૂત ન હોય. કેટલાક પ્રસંગોમાંજ કે જ્યાં વૃત્તિરૂપ સમાજનું જ અવલોકન કરવાનું હોય ત્યાંજ એ અવલોકનસ્વરૂપ પ્રમાણ ભૂત હોય. પણ એ સાથે અપવાદની દિશા પણ જોવાવી જોઇએ. "ગધ જેવી પધમાં નૈસર્ગિક સરળતા નથી અને લેખક શ્રીમંત છે" આમ દષ્ટિગોચર થતાં આ બે સૂચન કંઇક સ્પષ્ટિકરણની આવશ્યકતા રાખે. કેટલાંક કાવ્યોમાં ભાવનું અસ્પષ્ટિકરણ જણાય. પણ જ્યાં ભાવનું ચિત્ર કે ભાવનાનું સ્વરૂપ આત્મા અને કાળની સમગ્રતારૂપ, એવાં સમગ્રતાનાં સ્વરૂપરૂપ નિયમનાં સંબંધરૂપ, સૃષ્ટિક્રિયા કાળક્રિયા કે હૃદયક્રિયાનાં આવિર્ભાવરૂપ, કે આત્મવિકાસના ઉલ્લેખનરૂપ ચિત્રાયુ હોય ત્યાં તો એવા ભાવ ગ્રહણ કરવા એવું ચિત્ર કે ભાવના સ્વરૂપ હૃદયવિકાસ, અવલોકનની વિશાળતા, હૃદયની આર્દ્રતા, તીવ્રતા, નિર્મળતા, શુદ્ધિ અને સમગ્રતાની જ અપેક્ષા રખાવે. જમાનાનાં હૃદય જમાના બહાર જઈ શકતાં ન હોવાથી એવાં હૃદયને કદાચ અસ્પષ્ટતા લાગે. પણ જ્યાં હૃદયનો વિકાસ છે ત્યાં એવાં અસ્પષ્ટપણાંને કારણ ન હોય એમ સ્વ. ગોવર્ધનરામભાઈ નો તા............નો ×પ્રત્યુત્તર સાક્ષી પૂરે છે. તેમ જ જેમણે ધૈર્યપૂર્વક વાંચ્યુ હોય તેમનાં હૃદય પણ એજ શાક્ષી પૂરે છે. છંદ

* અમદાવાદ પ્રજાબંધુ. અને § સુંદરી સુબોધ અમદાવાદ. મહાકાળ વડોદરા.
× લેખકના તા. ૨૩-૬-૦૩ ના પત્રનો પ્રત્યુત્તર.

ભંગ કે વૃતના નિયમભંગનો દોષ કબુલ કરતાં લેખક કહે છે કે લેખકહૃદયનો એ બાળવયથી જ સ્વાભાવિક દોષ છે. લેખકહૃદય ભાવગ્રાહી અને ભાવપ્રાધાન્ય છે. નિયમગ્રાહી અને નિયમપ્રાધાન્ય નથી. અને એ દોષથી જ વિદ્યાલય આદિમાં લેખકે સફળતા પ્રાપ્ત કરી ન હોય. એક વિદ્યાર્થી માફક લેખકહૃદયે કદિયે પણ છંદ કે વૃતના નિયમનો અભ્યાસ કર્યો નથી. આજે પણ છંદ કે વૃતનુ માપ લેખકને કોઈ પૂછે તો લેખક કહી શકે નહિ. જે સમયે હૃદયનો પ્રવાહ જે દિશામાં અને જે સ્વરૂપમાં વહે તેને અનુસરતું માપ લેખકહૃદય શોધી તેટલા સમય પૂરતું જ લેખકહૃદય નજર આગળ તરતું કરી નોંધી રાખે. સમય ગયો એટલે માપ પણ સ્મૃતિ અને નજર બહાર જતું રહે. આવી હૃદયસ્થિતિમાં છંદભંગ અને વૃતભંગરૂપ દોષ હોવાનો સ્વાભાવિક સંભવ રહે. લેખકહૃદયે એ દોષ સુધારવા કેટલીક વાર પ્રયત્ન કરી જોયો હોય. પણ અન્ય દિશામાં અવલોકનબળ, હૃદયની શાંતિ અને આત્મઅવલોકનરૂપ ક્રિયા એટલા પૂર જોસમાં આવિર્ભાવ પામી વહતાં હોય કે અગત્યનાં પણ એવાં સ્ફુટ અલ્પકાર્ય માટે હૃદયવેગને અટકવું, થોભવું, પા ઘડીનો પણ કાળક્ષેપ કરવો યોગ્ય લાગે નહિ. એટલે કે એવો કાળક્ષેપ યોગ્ય છતાં પણ હૃદયપ્રવાહના વેગનો ધ્વંશ હૃદય સહન કરી શકે નહિ. એવો કાળક્ષેપ યોગ્ય છે જરૂરનો છે એમ ધારી કિંચિત્ કાળ પણ વિરમતાં હૃદયવેગ અકળાઈ ઉઠે, ગભરાઈ ઉઠે અને એમ ગુંથાઈ રહતાં કેમ ચાલવે એવો જ ભાવ ધારણ કરી રહે. જેથી છંદ આદિક માટે જોઈતા અભ્યાસનું કાર્ય લાગી દે. એમ છતાં પણ એ છંદભંગ આદિ દોષો બીજી આવૃત્તિમાં ન સુધરી શકે એવા નથી. મુદ્રાંકિત સમયમાં એવા દોષ સુધારી શકાય પણ હૃદય ભાવસાથે તણાઈ જતું હોવાથી એવા દોષ દૃષ્ટિ બહાર રહી જાય એ સ્વાભાવિક છે. પણ લેખકહૃદયની ક્રિયા સ્વઆત્માને જ માનીને છે. અને એવા આત્માનો સમૂહ જે ગ્રાહક હોય તો એવા અલ્પ દોષ રહિત સ્વરૂપની પણ વ્યવસ્થા થવા લેખકને આવશ્યકતા રહે કે એ માટે લેખકને શિર કર્તવ્યનો ભાર રહે.

હવે " લેખક શ્રીમંત છે " એ ભાવરૂપ સૂચનપર આવતાં એતો સ્વાભાવિક પ્રશ્ન ઉઠે કે " શ્રીમંતાઇની ભાવના શું ? " " શ્રીમંતાઈનું લક્ષણ શું ? " " શ્રીમંતાઇનું સ્વરૂપ શુ ? " અને " શ્રીમંતાઈ વિષે કલ્પના કે ભાવઆરોપણ સ્વરૂપ શું ? " આ પ્રશ્નોનો નિર્ણય

એક ભીખ માગતું, રઝળતું, ક્ષુધાથી પીડાતું બાળક કે ક્ષુદ્ર હૃદય કે ક્ષુદ્ર વર્ગનું મનુષ્ય, એક મજુર, એક ખેડુત, એક દ્રવ્ય સંચયી, એક ઉદર માટે કે દ્રવ્ય સંચય માટે મંથન કરનાર, એક વ્યાપારી, એક પાંચ કે પંદર વિસનો નોકર, એક સો બસોનો નોકર, એક ચારસો પાંચસોનો નોકર, એક હજાર બેહજારનો નોકર, એક ચાર હજાર પાંચ હજારનો નોકર, એક દસ હજાર વિસહજારનો નોકર, એક સત્તાધિશ, એક લક્ષાધિશ કે ક્રોડાધિશ, એક નૃપ અને છેવટે એક લેખિની ધરનાર એક લેખક, એક કવી, એક અવલોકનકાર, એક ટીકાકાર અને એક તત્વજ્ઞ આ સહુએ આ પ્રશ્નના નિર્ણયઅંગે એનાં જુદાં જુદાં સ્વરૂપ આલેખશે. સહુકો શ્રીમંતાઇના લક્ષણમાં લક્ષ્મી કે દ્રવ્ય સંચયને જ અગ્રસ્થાન આપશે. કેટલાક જ ભાવનાનું સ્વરૂપ જોશે અને કોકમાં જ કર્તવ્યભાનની દૃષ્ટિ પ્રવેશી શકશે. અને હૃદય કે આત્મામાં શ્રીમંતાઇનો દ્રષ્ટા તો કો કાળે કો હોય કે ન પણ હોય. દ્રવ્યહીન, દ્રવ્યસંચયી, દ્રવ્યલોભી અને દ્રવ્યની લાલસામાં જ સુબદ્ધ થઈ રહેલ કે દ્રવ્યના ઉપભોગમાં જ મસ્ત થઈ રહેલ મનુષ્ય માત્રનાં સંકુચિત હૃદયમાં એ કદિ પણ પ્રવેશી શકતું નથી કે દ્રવ્યવિના હરકોઈ ક્રિયા હોઈ શકે–દ્રવ્ય વિના હરકોઈ કાર્ય હોઈ શકે. એમનાં હૃદયમાં કર્તવ્યની ભાવનાના પ્રવેશનો અંશ માત્ર પણ હોતો નથી કે એવો પ્રવેશ હોઈ શકતો પણ નથી. અને કદાપિ કોકમાં એ કવચિત દૃષ્ટિગોચર થાય તો એ ઘણાં જ આછાં અને ઝાંખાં પ્રમાણમાં હોય કે જે અકસ્માત હસ્ત લાગતાં ભૂંસાઇ જતા રંગની માફક ઝટ ભૂંસાઈ જાય. એટલે કે એવાં સ્વરૂપમા અનેક આઘાત તળે ધૈર્ય અને બળપૂર્વક નીભી શકવાનું ઉન્નત કર્તવ્યસ્વરૂપવાળું સામર્થ્ય હોતું નથી. જેથી એવાં સ્વરૂપો પણ સમૂહનાં જ પ્રવાહમાં તણાઈ જતાં સ્વહૃદય ઉપર જે સહજ પણ કર્તવ્યભાવનાની આછી છાપ પડી હોય કે પડવાની તૈયારીમાં હોય તેનો ધૈર્ય, બળ અને નિષ્ઠાને અભાવે દીનતા અને લાલસાયુક્ત થઈ તદન લોપ કરી દે છે. જેથી ફરી પરોપકાર, દયા, વિદ્યા, વિદ્યા અંગનું કાર્ય અને સામાજીક કાર્ય કે કર્તવ્ય અંગે દ્રવ્યત્યાગનું સૂત્ર એવાં હૃદયને તેમજ શિષ્ટ ગણાતાં હૃદયને પણ ગ્રાહ્ય હોઈ શકતું નથી. એટલું જ નહિ પણ શિષ્ટ ગણાતાં, વિદ્યામાં ભાગ લેતાં, લક્ષ્મીનાં સંચયવાળાં લક્ષ્મીની છૂટ અને સવડવાળાં હૃદયો પણ વિદ્યાઅંગે દ્રવ્યના બદલા વિન કે દ્રવ્યરૂપ પારિતોષિક વિન સ્વશક્તિનાં પ્રમાણવાળું પણ વિદ્યા અંગનું કર્તવ્ય અદા કરવું એ કર્તવ્યરૂપ ન

ગણુનાં ભીક્ષુક વૃત્તિમાં જ મહત્તા અને ગૌરવ માની રહે છે એટલુંજ નહિ પણ એ માટે લોલુપતાયુક્ત પ્રયત્નશીલ પણ થઈ રહે છે મુસિબતથી પ્રાપ્ત કરેલ દ્રવ્ય ખર્ચી જ કેમ શકાય ?" "એ દ્રવ્ય શું ઉડાવી દેવું" "સ્ત્રી પુત્રાદિકને શું રઝળતાં કરવાં ?" "પારકી પીડા આપણે શીદ વ્હોરવી ?" શું બીજા ખર્ચનારા નથી કે હમોપર જ બી બન્યું છે ?" "હમો એક ન ખર્ચીશું તેથી શું ?" "હમોથી પૈસો છૂટી શકતો નથી પણ મોટી મોટી વાતો કરવામાં તો હમો સદા ઉત્સુક અને તત્પરતાવાળા જ રહેવાના કેમકે એથી લોકને પણ ઊર્મી ઉભરાય તો તે પણ અમારૂં જ કૃત્ય કે કર્તવ્ય ગણાય." "જો હમો પૈસો આવા કાર્યમાં ઉરાડી દેશું તો પછી હમારો ઉપભોગ ક્યાંથી પહોંચ્યો પડે" આવી આવી અનેક ભાવનાનાં સ્વરૂપમાં જમાનાપર જમાનાનું સ્વરૂપ વધુ જાય છે. વળી એજ હૃદયો આડંબર, અહંભાવ, મદગ્રસ્તતા અને ગર્વથી ફુલાઈ ફાલી રહી અંતર્–ઉરની ક્રિયામાં સ્વવૃત્તિને અધમતાનું સ્વરૂપ આપ્યા વિના રહતાં નથી કે "ફલાણાની આટલી બધી ગણના શું?" ફલાણા પાસે શું છે ? ફલાણાને આટલો બધો ચઢાવીએ શું કરવા ? આપણાં સ્વાભાવિક કૃત્ય કે વર્તનથી કોઇ વ્યક્તિ, અમૂક વર્ગ કે અમૂક સમૂહ કે સમાજને લાભ થાય એવું કૃત્ય આપણે બદલા વગર કરી પણ કેમ શકીએ ? "એને વળી આગળ પાડવો કેવો ?" "ફલાણો તો ભાખાર ચોટ છે" "ફલાણો તો દેણમાં ડૂબી ગયેલો છે" "હમારે ત્યાં આમ છે." "હમારી પાસે આટલું છે" "હમો કેવા છીએ ?" "હમારી પ્રતિષ્ઠા અને વજનનું શું એને ભાન નથી? લાભ કે બદલા વગર કો પણ પ્રવૃત્તિ ઉદ્દભવી જ કેમ શકે ? શું હમારે કોનું પણ ઓશીયાળું છે ?" "શું હમારે ભીખ માગવાની છે ?" "હમારે ત્યાં તો આવા આવા વૈભવ છે પણ ફલાણો તો મખ્ખીચુસ છે અને ફલાણાની દુગ્માની તો વાત જ ન કરવી." આવાં આવાં બકવાદસ્વરૂપ કે ઉરભાવે ગ્રહણ કરેલ સ્વરૂપમાં ઉપાર્જન કરેલ કે ઉપાર્જન થતાં દ્રવ્યમાં સ્વને જ કેટલાં બધાં અધમ તત્વોનું દાસત્વ કરવું પડયું હોય કે એવું દાસત્વ કરવું પડતું હોય, અનેક સ્વરૂપ આગળ દીન થઈ યાચના પૂર્વક લાલન કે ખુસામતનાં સ્વરૂપ ધારણ કરવાં પડયાં હોય કે ધારણ કરવાં પડતાં હોય એ સહુ સ્વહૃદયની ક્રિયાઓ એવા આડંબર અને મદગ્રસ્ત સ્વરૂપનાં ડોળમાં એ હૃદયો ભૂલી જાય છે. એક દિશાએ અધમતાનું સેવન કરતાં છતાં અન્ય દિશામાં ઉચ્ચતા કે ગર્વનો દાવો કરતાં એવાં નિષ્ઠુર અને

કઠોરહૃદયને લજ્જા કે આત્મધ્વંશનો ભય, નિસ્પૃતાનું ભાન, સ્વતંત્રપણે કર્તવ્યનો આવિર્ભાવ આદિ લેશ માત્ર પણ ભેદી શકતાં નથી. એઓની હૃદયક્રિયાનું રમણ એજ સૃષ્ટિમાં આનંદ નિમગ્ન, વેગ અને ગર્વ-પૂર્વક વધ્યું-ઘસ્યું જાય છે. એવાં હૃદયને એવી ક્રિયામાં ખીલી ખટકો કશુએ નડતું નથી. પણ એથી તો ઉલટાં એઓને તો ઓરજ મોજ મળે છે. કે "શું હમો જેવા તેવા છીએ ?" "ફલાણાને મારી છક્કડ." "ફલાણાને નાંખ્યો પગ તળે." "ફલાણાને કર્યો ધુળ ફાકતો." "ફલાણો શું હિસાબમાં ?" "ફલાણાની ગણના પણ શું ?" આવાં આવાં સ્વરૂપોના ભિન્ન ભિન્ન અંશમાં ધૃષ્ટ, નિષ્ઠુર, અને કઠોર બનેલ હૃદય, મૂર્ખ, અજ્ઞ, વિદ્વાન, અવિદ્વાન, શિષ્ટ, અશિષ્ટ જનોના વ્યાપારમાં પણ દૃષ્ટિગોચર થયા વિનાં રહતાં નથી. દ્રવ્યની લાલસા વિના સ્વતંત્ર રીતે વિદ્યાઅંગનું કર્તવ્ય પણ એવાં હૃદયો ઉઠાવી શકતાં નથી અને લક્ષ્મીની છૂટ છતાં પણ ભીક્ષુક થઈ રહેવામાં જ મહત્તા, તેજ, યશ અને ગૌરવ માની રહે છે. એજ સૃષ્ટિક્રમની ક્રિયાનું સ્વરૂપ છે. અને એજ ક્રિયાસ્વરૂપમાં, કર્તવ્ય, દયા, પરોપકાર, ઉદારતા આદિકની ભાવના કે સૃષ્ટિ સમાઈ રહે છે. એજ એમની સૃષ્ટિની મર્યાદા છે. વળી એવો વિદ્વાન અને અવિદ્વાન સમૂહનો અતિ મોટો ભાગ એવી માન્યતામાં હૃદયબદ્ધ રહે છે કે અમુક દ્રવ્યસંચય ઉપર જ જો દ્રવ્યની પ્રાપ્તિ હોય તો જ દયા, પરોપકાર કે કર્તવ્ય આદિક અંગે દ્રવ્યનો અમુક જ વ્યય ઉચિત હોય. અત્ર કર્તવ્યભાવના કે આત્મધર્મરૂપ ભાવનાનાં હૃદય ઉછાળાનો લેશ માત્ર પણ સંભવ હોઈ શકતો નથી. કેમકે જ્યાં એવો હૃદયઉછાળો હોય છે ત્યાં તો એવું હૃદય સંચય અસંચય કદિ પણ જોતુ નથી. પણ કાળ અને પ્રસંગને પ્રાપ્ત કર્તવ્ય શું એજ માત્ર લક્ષે છે. લક્ષ્મીની ઉત્પાદકક્રિયા કાળ અધીન છે ત્યારે લક્ષ્મીનો વ્યય એ વૃત્તિ અધીન છે. કોઈ પણ જાતની કર્તવ્યભાવના રહિત પણ રૂણગ્રસ્ત પુરૂષો વૃત્તિ અધીન ઉદાર અને પરોપકારશીલ હોય છે. સમૂહ સ્વઅજ્ઞાનતામાં વૃત્તિઅધીન દ્રવ્યનો વ્યય ઉચિત ધારે છે પણ હૃદય અને આત્મભાવને ઉન્નત કરનાર કર્તવ્ય-અધીન દ્રવ્યનો ઉપયોગ એ મૂર્ખતા કે નિરર્થકતાજ ગણે છે. ત્યારે દ્રવ્ય-સંચયી પુરૂષ પોતાના સમાજ, સંસર્ગ, ગૃહસ્થિતિ અને પોતાનાં પરિમિત ભાવનાબિંદુમાં પણ લક્ષ્મીની છૂટ છતાં અતિ બદ્ધ, સંકુચ અને દ્રવ્યની ઉપાસનામય ભાવનાવાળો જ દૃષ્ટિગોચર થાય છે. સમગ્ર સૃષ્ટિક્રમમાં કર્તવ્યની

ભાવનાનું સ્વરૂપ એને ખડું થઈ શકતું નથી કે એનાં હૃદયમાં એવું સ્વરૂપ પ્રવેશી શકતું નથી. દેખાદેખી કોકને એવું સ્વરૂપ ખડું થાય છે તો તેનો ઉપયોગ તો માત્ર જમાનાનાં આડંબરસ્વરૂપનાં પોષણ પુરતો જ હોય છે. પોતાને મહત્તા, ગૌરવ, માન કે યશની ભાવના હોય તો એ બિંદુ સાચવવા પુરતો જ અમુક શ્રેણીમાં, એ અમુક જ વ્યય કરી રહે છે. ત્યારે અન્ય દિશામાં તો એ સ્વરૂપ પણ પોતાનાં બદ્ધ અને અતિસંકુચિત સ્વરૂપનો જ પ્રકાશ દર્શાવે છેઃ લક્ષ્મીની ઉત્પાદકક્રિયા સૃષ્ટિક્રમમાં આવશ્યક છે પણ લક્ષ્મીની ઉપાસના તો કો પણ કાળે કદિય પણ આવશ્યક નથી. વળી અંધ તમિસ્રાયુક્ત વૈભવ, મોજશોખ, આડંબર, ગાડીઘોડા, લાડીવાડી, ચાકર નફ્ફર, મિષ્ટાન વ્યાકૃત એજ શ્રીમંતાઈનું સ્વરૂપ, એજ શ્રીમંતાઈનું ભાવનાબિંદુ સૃષ્ટિના વ્યવહારક્રમમાં પ્રચલિત હોય છે. કોક જ એને ભેદી શકે છે. કોક જ એ ભાવનાબિંદુનું અતિક્રમણ કરી શકે છે. આજ જમાના પર જમાનાનું વ્યવહારસ્વરૂપ છે. એજ પ્રમાણ કરવા જમાના પર જમાનાની વ્યાવહારિક મંથનક્રિયાઓ છે તો લેખક કયાં સ્વરૂપમાં શ્રીમંત છે એ નિર્ણય લેખકહૃદય કરી શકે નહિ. સમગ્ર કાળસ્વરૂપ કે સમગ્ર કાળહૃદય જ એ પ્રશ્નનો નિર્ણય કરી શકે. કાળાનન્ત સર્વવ્યાપક આત્મસ્વરૂપ જ એનો દ્રષ્ટા હોઈ શકે. આમથી તેમ ઝોકા ખાતી, આથી પેલામાં ગુંચવાતી, લક્ષ્મીની છૂટ છતાં પણ લક્ષ્મી માટે ભીક્ષુક થતી, ઘડિકમાં ક્ષોભ પામતી, તો ઘડિકમાં દીન થતી તો ઘડિકમાં કોઈ પણ વૃત્તિમાં બદ્ધ થઈ રહતી કે નિષ્ઠુર, કઠોર અને કુંઠિત થતી વ્યક્તિ માત્રની પરિમિત ભાવના તો સ્વભાવના અનુરૂપ જ સર્વત્ર સ્વરૂપભાવ આરોપણ કરવા દોડી જાય. જેથી કરી વ્યક્તિ માત્રની પરિમિત ગતિ શ્રીમંતાઈનું સ્વરૂપ આલેખવા શક્તિમાન હો વા ન હો ! એમ છતાં પણ હૃદયે આત્મધર્મ પ્રત્યે સ્વહૃદયનું સ્વરૂપ સ્પષ્ટ કરવું એ પણ આત્મા પ્રત્યે હૃદયનો એક ધર્મ જ છે. આત્માની સમગ્રતામાં હૃદયની સ્વરૂપ રેખાનું સ્પષ્ટિકરણ એ આત્માની સમગ્રતાને પોષવારૂપ મંથનક્રિયા કે એક પ્રયાસ જ છે. એવો પ્રયાસ ઇષ્ટ હો વા ન હો એમ છતાં પણ એવો પ્રયાસ અને એવી મંથનક્રિયા આત્મસ્વરૂપની વિશાળતા, આત્મ સ્વરૂપનાં તેજ અને આત્મસ્વરૂપની દૃઢતા અને પ્રૌઢતાને તો પોષે જ છે. એવું પોષણ જ્યાં ઇષ્ટ છે ત્યાં આવું હૃદયસ્પષ્ટિકરણ પણ ઇષ્ટ જ છે. જેથી કરી હરકોઈ વ્યક્તિની ક્રિયાને તેની

શ્રીમંતાઈ કે ગરીબાઈ કે નિર્ધનતા સાથે સંબંધ નથી પણ તેનાં હૃદય સાથે સંબંધ છે. તેની એટલે સ્વની કર્તવ્યભાવના સાથે સંબંધ છે અને એથી પણ આગળ ચાલતાં સ્વના આત્મવિકાસ અને આત્મસ્વરૂપ સાથે સંબંધ છે. વ્યકિત **માત્રનો આત્મવિકાસ એજ સૃષ્ટિની સમગ્રતામાં, આત્માની સમગ્રતામાં અને કાળની સમગ્રતામાં કાળની અનન્તતામાં સત્યસ્વરૂપ છે, ઉન્નતમાં ઉન્નત સ્વરૂપ છે અને એજ ઉત્પન્ન કરેલ ધન, લક્ષ્મી કે શ્રીમંતાઇ છે, એજ સમગ્રકાળમાં અવિચ્છિન, વૃદ્ધિ પામેલ, હૃદય અને હૃદયથી પર આત્માનું પ્રકાશસ્વરૂપ છે અને એજ પ્રાપ્ત કરવા યોગ્ય તેજ, પ્રાપ્ત કરવા યોગ્ય સત્ય અને પ્રાપ્ત કરવા યોગ્ય લક્ષ્મી કે શ્રીમંતાઇ છે !'!** ॥ ઇતિ શિવમ ॥

**અંજલાવ,**
માર્ગશીર્ષ સુદ ૫ ૧૯૮૭
બુધ તા. ૧૭-૧૨-૩૦ } **લ. ના.**



# યોગેન્દ્ર, લેખ, લેખક અને લેખકવૃત્તિ.

પા. ૨૧૦-૧૧

ઉન્નત લેખકને તો કોઈ પણ જોયા વિના અસૂયા રહિત પોતાનાં કર્તવ્યમાં વળગી વિટંબણામાંથી પણ ઉમંગ, ઉત્સાહ અને આનંદથી માર્ગ કરતા રહેવું એજ કર્તવ્ય છે. જેથી કરી વિશાળ, ઉન્નત અને પ્રૌઢ લેખક ભિક્ષુક કે દીન નથી. પણ યોગ્ય અયોગ્ય સત્કારની દરકાર કે જીજ્ઞાસા રહિત નિજ પર્ણકુટીમાં કર્તવ્ય આનંદરસમાં સદા તલ્લીન હોય છે. એજ કર્તવ્ય સિદ્ધ કરે છે કે લેખકવૃત્તિ અધમ નથી, દીન નથી, ભયાન્વિત નથી, સ્વાર્થ, લોભ, મહત્તા કે યશાદિકને મોહવૃત્તિને અનુવશ પરાધીન નથી, ખુશામત પ્રિય નથી, આડંબરયુક્ત નથી, અધીરી નથી, પણ આત્મનિષ્ઠા-વાળી દિવ્ય, ભવ્ય અને સૂર્યવત્ પ્રકાશવાળી હોય છે. જેથી લેખકે એને એવી જ પ્રૌઢ સદા રાખવી એજ લેખકનું કર્તવ્ય છે. તેમજ જનસમૂહ અને પોષકવર્ગનું પણ એ એક મહત્ કર્તવ્ય છે કે એવી લેખકવૃત્તિને પોતાની મનોવૃત્તિની તૃપ્તિ માટે પરાધીન નહિ કરતાં પવન માફક સ્વતંત્ર વિચરતી રાખવી. અને એ એમ રહે એ માટે જ સહુનો પ્રયાસ, નિજ તેમજ ભવિષ્ય પ્રજાનાં કલ્યાણ, સુખ અને શાંતિ માટે હોવો જોઈએ. પરાધીન વૃત્તિ હીનતાનું દૃષ્ટાંતરૂપ થઈ પડી તેવી જ અસરનું પરિણામ જનસમૂહમાં પ્રચલિત કરે છે. ત્યારે સ્વતંત્ર વૃત્તિ પ્રકાશ આપવાવાળી હોઈ અન્યથી પ્રકાશની ઈચ્છા રાખતી નથી. પણ કર્તવ્યશીલ હોઈ કર્તવ્યના બોધવાળી હોય છે. તેમજ પ્રેમરસ નિમગ્ન હોઈ પ્રેમદાનથી પ્રેમ પોષવા-વાળી હોય છે.

અત્ર દાખલ કરેલ પત્રવ્યવહારમાં લેખકના વિધા નબંધી બધા જ પત્રનો સમાવેશ થતો નથી. પ્રસંગ, વસ્તુસ્થિતિ અને બીનઅગત્યતા ભાવનું પુનરાવર્તન, વિષયાંતર આદિ કારણોને લીધે કેટલાક પત્ર અત્ર દાખલ કર્યા નથી. અત્ર દાખલ કરેલ પત્રોપરથી ગુર્જર સમૂહ સ્વહૃદય અવલોકતાં શીખે અને જમાનાનું હૃદય શું કાર્ય કરે છે એ નિરીક્ષણ કરવા પ્રયાસ કરે અને એથી સમૂહ સ્વ તેમજ જમાનાના ઉરનો આત્મોન્નતિ માર્ગ શોધવા–જાણવા પ્રવૃત્તમાન કે શક્તિમાન થાય એજ ઉદ્દેશ અત્રે રહેલ હોય *

**વલસાડ.**
૧૯૬૮ શ્રાવણવદ ૧૧
શની તા.—૧—૯—૧૨ }   **હ. ના.**

* વિશેષ વિચાર માટે જુઓ રામવિયોગ બીજી આવૃત્તિની પ્રસ્તાવના.

**મહારાજા શ્રી સયાજીરાવ ગાયકવાડ,**
**સેના ખાસખેલ સમશેર બહાદૂર.**

મહારાજાશ્રી,

કર્તવ્ય એ વ્યક્તિ માત્રનું સૃષ્ટિક્રમમાં એક મહત્ ક્ષેત્ર છે. સામાન્ય જનસમૂહથી તે નૃપ પર્યંત સહુ એ જ ક્ષેત્રને આધીન પ્રવર્તતાં રહેવાં જોઈએ એમ સૃષ્ટિક્રમ કે સૃષ્ટિવ્યવસ્થા સુસ્થાપિત કરે છે. લેખક આદિઓ એ ક્ષેત્રના પોષક કે પરિણામભાગી ફળસ્વરૂપ છે. એવાં સ્વરૂપની દિશા જેમ વિશાળ, ઉન્નત, પ્રૌઢ અને સર્વકાળમાં વ્યાપક સ્વરૂપવાળી હોય તેમ એવી દિશાનો પ્રકાશ ઉજ્જવળ, બળવત્તર, પ્રકાશમય, જ્યોતિરૂપ આવિર્ભાવ પામતો રહે. એવાં પ્રકાશસ્વરૂપને આઘાત, પ્રત્યાઘાત, અથડાટ વિગેરે સ્વાભાવિક હોય. અને એવા આઘાત, પ્રત્યાઘાત વિગેરે પર વિજયવના થઈ સ્વસ્વરૂપ પ્રકાશવામાં જ લેખકસ્વરૂપનું મહત્વ સમાયલું છે. એને કાળ જમાના અને વ્યક્તિત્વ કે વ્યક્તિ માત્રનાં ભિન્ન ભિન્ન વૃત્તિસ્વરૂપથી બાધ થવો ન જોઈએ. એની દૃષ્ટિ સર્વ કાળે સર્વત્ર વ્યાપક સત્ય પર જ રહેવી જોઈએ. એવાં કંઈક સૂત્રને અનુસરી તા. ૪–૧૦–૦૨ પછી ઘણે લાંબે કાળે પત્રદ્વારા મહારાજાશ્રીની સમીપ થવાય છે. અને એમ થતાં વ્યક્તિત્વની દૃષ્ટિનો લોપ હોતાં કાળનાં कर्तव्य ની દૃષ્ટિ પર જ લક્ષ્ય આરોપાય છે. એ પુષ્ટિમાં આપને અર્પણ કરેલ યોગેન્દ્ર, આપને ૧૯૦૬ ના ડીસેમ્બર માસમાં કલકત્તા કોંગ્રેસના પ્રદર્શન સમયે પાઠવેલ रामवियोग ( એ પ્રત ) ની અર્પણપત્રિકા પ્રશસ્તિ આદિકમાંથી સ્ફુરતા ધ્વનિ, આપને તા. ૬–૫–૧૯૦૧ ને રોજ પાઠવેલ પ્રથમ પત્ર અને એ સમયથી પાઠવેલ બીજા પત્રો એટલે તા. ૪–૮–૧૯૦૧ નો ઇંગ્રેજી પત્ર, તા. ૨૮–૯–૧૯૦૧ નો ૨૭-૨૮૬ કરી મોકલેલ ગુજરાતી પત્ર અને છેવટનો તા. ૪–૧૦–૦૨ નો યોગેન્દ્ર સંગે મોકલેલ મુદ્રાંકિત ઇંગ્રેજી પત્ર ( જે સહુની નકલ આ સાથે સામેલ છે ) એ તથા આપના કેળવણી ખાતાના વિદ્યાધિકારીસહ ચાલેલો અને એ ખાતા તરફથી મળેલો પત્રવ્યવહાર કે જેની નકલ આ સાથે મોકલાય છે તે, તેમ જ સ્વ. રા. રા. ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠીસહના આ પત્રને સંબંધ પૂર્વક મોકલેલ પત્રવ્યવહારની નકલ તેમ જ ૧૯૦૬ ની કોંગ્રેસના પ્રેસિડન્ટને પાઠવેલ રામવિયોગ સંગે મોકલેલ પત્રની નકલ એ

સહુ લેખકહૃદયનાં ક્રિયાગતિના ચિત્રની પુષ્ટિ અર્થે જ આ સાથ મોકલી અપાય છે. એ સહુ નૃપહૃદયનાં વિદ્યા અંગનાં કર્ત્તવ્ય અને લેખકહૃદયનાં કર્તવ્યરૂપ સ્વસ્વરૂપ ચિત્રનાં સમૂહને અવલોકન અર્થે જ મોકલી અપાય છે. કે જેથી કરી સૃષ્ટિક્રિયા, આર્યાવર્તની હૃદયક્રિયા સ્વમાર્ગનાં સ્વરૂપ જોઈ શકશે, ભિન્ન ભિન્ન દિશા અને એવી દિશાનાં બળ ઉત્પન્ન કરી શકશે અને એમ થતાં કાળચક્રમાં વ્યક્તિત્વ કે વ્યક્તિમાત્રની હૃદયસ્થિતિ સ્વસ્વરૂપ અવલોકી સ્વરૂપનાં દૃઢતા અને પ્રૌઢતાપૂર્વક આવિર્ભાવ પામી શકે. એ અર્થે આ પત્રમાં સ્ફુરતાં હૃદયનુ ક્રિયાચિત્ર કાળને અનુકૂળ હોય તો આલેખાતા **ગુપ્તપાણ્ડવનાં** પરિશિષ્ટમાં જ્યારે કાળ એ ક્રિયા પરિપાક કરે ત્યારે યોગેન્દ્રનાં પરિશિષ્ટના લેખકવૃત્તિના વધારા તરીકે–દશ વર્ષનાં લેખકહૃદયનાં સ્વાનુભવ ચિત્રરૂપ સમૂહને અર્પવા કલ્પના સ્ફુરે. પણ એ કલ્પનાની સ્ફુરણા, મહારાજાશ્રી, **આપની સાથે, આપનાં વ્યકિતત્વ સાથે, આપનાં વિદ્યા અંગનાં કર્તવ્ય સાથે, આપનાં નૃપ ધર્મરૂપ હૃદય સાથે, ભાવિ પ્રજામાં આપના યશ સાથે,** સંબંધ રાખતી હોવાથી એ આપને પ્રથમ જણાવવાની આવશ્યક્તા રહે. કે જેથી કરી લેખકહૃદય સ્વઆત્માને દોષરૂપ રહે નહિ. પ્રચલિત જમાના અને ભાવિ જમાનામાં અવિવેકયુક્ત લાગે નહિ. એજ ઉદ્દેશ સ્વ. રા. રા. ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠીને તેના પત્રમાં સ્ફુરતાં તેનાં એ વાક્યનો રામવિયોગની અર્પણ પત્રિકામાં નામરહિત ઉપયોગ કરવા કરેલ સૂચનાની આ સાથે મોકલેલ નકલ પરથી સ્વાભાવિક જોઈ શકાશે. તેમ જ આપનાં કેળવણી ખાતાના વિદ્યાધિકારીને લખેલ તા. ૨૧—૧૦—૦૩ નો પત્ર ( જેની નકલ સામેલ છે) પણ આ પત્રમાં સ્ફુરતી ક્રિયાગતિની અપેક્ષા રખાવે છે. વિદ્યાધિકારીને લખેલ એ તા. ૨૧–૧૦–૦૩ ના પત્રમાં સ્ફુરતા પ્રશ્નોપર મહારાજાશ્રીનું ખાસ ધ્યાન ખેંચવામાં આવે છે કે લેખકહૃદયની સહુ ક્રિયા સ્વઆત્માને માની સમૂહ પ્રત્યેનાં કર્તવ્ય અંગે જ છે. તેમ જ આ સાથની નકલમાં આપના આગલા વિદ્યાધિકારી રા. બા. છગનલાલ ઠાકોરદાસ મોદીને તા. ૨૧–૧૦–૦૩ ની સાથેના તા. ૧૫–૧૨–૦૩ ના પત્ર પર પણ ધ્યાન ખેંચવાની જરૂર જણાય છે કે જે પત્રને માનીને જ યોગેન્દ્રના આ મુખ પૃષ્ટના વૃત્ત વૈશ્વદેવીનાં પ્રથમ ચરણ •

" જુઓ શું ઉગ્યા ! શિવસૂર્ય સચાઇ ! ( યોગેન્દ્ર )

ને રામવિયોગમાં નૃપહૃદય તરફથી કર્તવ્યક્ષેપના આઘાતની છાયા તળે જ નૃપહૃદય

"જુઓ શું ઉધ્યા ? ! શિવસૂર્યે સયાજી ! ( રામવિયોગ બક્ષિસાવૃત્તિ ) રૂપ જુદાં અને હૃદયને પ્રદર્શિત થતા ભાવ અને સ્વરૂપમાં મુકાયું.

આ પત્ર તેમ જ આ પત્ર સાથે મોકલેલ પત્રોની નકલોપરથી લેખકનું ૧૯૦૧ ના સાલ પછી કેળવાતું, અવલોકતું, સ્ફુરતું અને માર્ગ કરતું હૃદય પ્રત્યક્ષ છે. પત્રવ્યવહારમાં સ્ફુરતું એ હૃદય કર્તવ્ય અંગે સમૂહ પ્રત્યક્ષ થવા તત્પર થયું છે. અને હૃદયનાં વિવેકરૂપ વિકાસ અર્થે આપની સન્મુખ પ્રત્યક્ષ થવા પ્રયત્ન કરતાં–હૃદયનું ચિત્ર રજુ કરવાનું વિકાસરૂપ હૃદયને આવશ્યક હોવાથી આ પત્રથી તેમ કરી સ્વમાર્ગ શોધી સમૂહ સન્મુખ પ્રત્યક્ષ થશે અને તેમ કરતાં પ્રશ્ન પૂછશે કે:—

૧. મહારાજશ્રીની–વાચારૂપ ઉદ્‌ગાર દ્વારા–જે ગ્રહણશક્તિ, અવલોકન શક્તિ અને સ્ફુરણાશક્તિ વિકાસને પામી છે તે વિકાસને અનુસરી મહારાજાશ્રીનું હૃદય, નૃપહૃદય તરીકે, વિદ્યાઅંગનું કર્તવ્ય અદા કરે છે ? અને એમ થતાં એવી ગ્રહણ, અવલોકન અને સ્ફુરણાશક્તિ વ્યવહારમાં રોધપૂર્વક તો પ્રવર્તતી નથી ?

૨ શાળા આદિક માટે મહારાજાશ્રીનાં આવિર્ભાવ, ઉત્સાહ અને ધાવન આર્યાવર્તની પ્રચલિત સ્થિતિ અને પ્રચલિત શિથિલતા, મંદતા અને દીનતામાં સહજ ચઢતા વર્ગનાં હોવા છતાં સમૂહના વિકાસ અર્થે મહારાજાશ્રીએ ગૂર્જર સાહિત્યદ્વારા સ્વરાજ્યની પ્રજામાં અવલોકન, ગ્રહણ, તર્ક, બુદ્ધિની ખીલવણી અને બુદ્ધિના વિકાસ અર્થે અને બુદ્ધિના વિકાસ સંગે હૃદયના વિકાસ અને હૃદયની વિશાળતા, પ્રૌઢતા, દૃઢતા, અદીનતાદિકના પ્રચાર માટે મહારાજાશ્રીનાં નૃપ હૃદયે જેટલું કરવું જોઇએ તેટલું અથવા જેટલું કરી શકાત તેટલું કર્યું છે ? અથવા એવું નૃપ હૃદય જેટલું કરી શકાય તેટલું કરે છે ?

૩ મહારાજાશ્રીનું કેળવણી યંત્ર જે સૂત્રપર ચાલે છે અને એવાં કેળવણી યંત્રની જે વ્યવસ્થા થાય છે તે દ્વારા શું સાહિત્યનો પ્રચાર અને પ્રસાર વૃદ્ધિ પામતો રહે છે ? રાજ્યની ગૂર્જર પ્રજા અને ગૂર્જર ભાષા-

ના વિકાસ અર્થે કે જે અલ્પ ક્રિયામાં રમણુ થાય છે તેવી અલ્પતાને જ મહત્‌રૂપ અપાઈ એવાજ અલ્પ સંતોષમાં ન વિરામતાં પ્રજા તરફનાં કર્તવ્ય અંગે વધુ વિકાસરૂપ શું કરી શકાય એ ઉપર નૃપ હૃદયે જોઇએ તેટલો અવકાશ આપ્યો છે? કે જોઇએ તેટલો અવકાશ નૃપ હૃદયથી અપાય છે?

૪ યોગ્યને યોગ્ય ન્યાય કે યોગ્યને યોગ્ય પોષણ—પ્રજાના વિકાસ અર્થે અને એથી નૃપ હૃદયનાં જ આત્મ કર્તવ્ય અર્થે--પ્રજા કે રાજ્ય વ્યવસ્થાક્રમમાં મળતું રહે છે કે કેમ તેનું નૃપ હૃદય દર ત્રણ ત્રણ માસ છમાસ કે વર્ષે પણ નિરીક્ષણ કરે છે? અને એવાં યોગ્યતા અયોગ્યતાનાં લક્ષણ ક્યાં સૂત્રને આધીન બંધાય છે એનું યથોચિત નિરીક્ષણ થાય છે કે થતું રહે છે?

૫ વિકાસને ભોગે નૃપ હૃદય જમાનાનાં આડંબર સ્વરૂપ કે વૃત્તિસ્વરૂપમાં તણાઈ તો નથી જતું? અને તેમ થતાં વિશાળતા અને સમગ્રતાને ભોગે અલ્પતા સેવાતી તો નથી? કે અલ્પતાને માર્ગ તો નથી મળતો? અને એમ થતાં પ્રજાના વિકાસરૂપ ઉદયની હાની તો નથી થતી?

૬ વિકાસનું એક સ્વરૂપ ગ્રહણ કરવા જતાં વિકાસ કે હૃદયરૂપ વિશાળ પ્રદેશનાં અન્યવિશાળ, પ્રૌઢ સમગ્ર અને ચિરસ્થાયી સ્વરૂપનો રોધ તો નથી થતો? અને એવા રોધમાં નૃપ હૃદય સાધનભૂત તો નથી થઈ પડતું?

૭ કાળ કાળે ભિન્નભિન્ન મૂઢતાનાં સ્વરૂપ સ્વાભાવિક રીતે વ્યક્તિત્વ,કાળ કે વ્યક્તિ માત્રની વૃત્તિમાં આવિર્ભાવ પામે છે તો એવાં કોઈ મૂઢતાનાસ્વરૂપને નૃપ હૃદય વશ્ય તો નથી પ્રવર્તતું?

૮ આત્મા અને હૃદયની નિષ્ઠાને અભાવે બુદ્ધિ વિતંડા સ્વરૂપમાં તો ભ્રમણ નથી કરતી?

૯ મનની અસ્થિરતા, મનની ચંચળતા, મનની શિથિલતા, મંદતા અદ્દઢતા, મનની અનિશ્ચયાત્મકતા, જમાના વૃત્તિ કે વ્યક્તિને મનનું પરવશપણું વિગેરે નૃપ હૃદયનાં શુભકાર્યને ધ્વંશરૂપ તો થઈ પડ્યાં નથી? કે ધ્વંશરૂપ થઈ પડતાં તો નથી?

૧૦ કોઈપણુ પ્રકારના બુદ્ધિ દોષને લીધે કે કોઈપણુ પ્રકારનાં બુદ્ધિ આવરણુને લીધે નૃપ હૃદય કોઈપણુ વ્યક્તિનાં હૃદયને કે કોઈપણુ વિશાળ સત્રને અન્યાય યુક્ત કે રોધયુક્ત હોતું કે વર્તતું તો નથી ?

૧૧ પ્રજા અને આત્માના હિતને ભોગે સ્વઅભિલાષા તો સંતોષાતી નથી? કે સ્વઅભિલાષા કે સ્વવૃત્તિ સ્વરૂપના મદમાં પ્રજા કે આત્મહિતનો ભોગ તો અપાતો નથી ?

૧૨ પ્રજાનાં હિત ખાતરજ નૃપ હૃદય સદા ભોગ આપવા તો તત્પર રહે છે? કે એવી તત્પરતાની ઉત્તરોત્તર વૃદ્ધિ કરતું રહે છે ? અને એમ થાય તે માટે એવી ક્રિયાનું નિરંતર અવલોકન પણુ નૃપ હૃદય સદા કરતું તો રહે છે ?

૧૩ નૃપ હૃદય પ્રશંસાપ્રિય અને એથી ઉતરતાં અને હલકાંસ્વરૂપ ખુશામત પ્રિય અને આડંબર યુક્ત તો નથી વહતું કે નથી રહતું ? તેમજ અધિકારી વર્ગનાં હૃદય પણુ એવાં તો નથી રહતાં તેની નૃપ હૃદય-કાળજી રાખે છે ? કે તેનું અવલોકન કરતું રહે છે ?

૧૪ કર્તવ્ય અંગે નૃપ હૃદય તેમજ અધિકારી વર્ગનાં હૃદય સરળતાથી પ્રવર્તે છે કે નહિ તે નૃપ હૃદય કાળજીપૂર્વક અવલોકતું રહે છે ?

૧૫ સરળતા, યોગ્યતા અને સત્યને ન્યાયપૂર્વક એવાજ ગુણુથી તત્પરતાપૂર્વક માર્ગ કરી આપવામાં નૃપ હૃદયનાં તેમજ અધિકારી વર્ગનાં હૃદયનાં આડંબર, છદ્મ અને એવી અન્ય ક્રિયાઓ રોધપૂર્વક તો થઈ નથી પડતાં ?

૧૬ રાજ્યપુરૂષમાં કર્તવ્યની શીઘ્રતા, દૃઢતા, નિશ્ચયાત્મકતા, મનુષ્ય પરીક્ષા, પાત્રમાં શ્રદ્ધા અને અપાત્રનો ત્યાગ વિગેરે મુખ્ય ગુણુનો વ્યવસ્થાક્રમમાં લોપ તો નથી થતો? અને એવો લોપ હોતાં કેળવાયલી વિશાળ અવલોકન શક્તિનો દુરૂપયોગ તો નથી થતો ? અથવા તો કેળવાયલી અવલોકનશક્તિ વ્યવસ્થાક્રમમાં વિશાળ ઉન્નત ને પ્રૌઢ સ્વરૂપમાં મૂકાતી અટકતી તો નથી ?

૧૭ રાજ્યમાં સ્વાર્થપ્રિયતા કે લક્ષ્મીપ્રિયતા કર્તવ્યને રોધરૂપ તો થઈ નથી પડતાં ?

ત્રણ કલાક અને છેવટ એક કલાક પણ સંયોગ સમાગમને અવકાશ મળશે કે કેમ? કેમકે યોગ્યતા સિદ્ધ થયા વિના પણ જનસમુદને બોજારૂપ થઈ પડવું એમ ઉચ્ચ મનોભાવ ગ્રહણ કરી શકતે તો વિદ્વદ્વર્યના વ્યવસાયમાં રોધરૂપ થઈ પડી નાહક કંટાળો આપવો દુરસ્ત ધારત નહિ. આર્યભૂમિને બાજુએ રાખતાં આંગ્લભૂમિમાં પણ સ્કોટ વિગેરે વિદ્વદ્વરો એવીજ ઉદારતા બતાવી કર્તવ્યની દિશા વિશાળ કરતા રહ્યા છે તો આપ એવી ઉદારતાથી વિમુખ રહો એવી કલ્પના લેશ માત્ર પણ ઉદ્ભવી શકતી નથી. ઉચ્ચતા સિદ્ધ થતાંજ પ્રકાશવું એવાજ જ્યાં સંકલ્પ અને જીજ્ઞાસા હોય ત્યાં એવી ઉદારતાતો કોઈ પણ દિવસ વિમુખ હોય શકેજ નહિ. કેમકે જમાનામાં સંકુચવૃત્તિ અને વિમુખપણાનો દોષ વ્હોરી લેવો કોને પ્રિય હોય? તો ૧૬ મી કે ત્યાર બાદ એકાદ બે દિનમાં વડોદરે જવા જીજ્ઞાસા છે તે પહેલાં જવાબની અપેક્ષા રહે છે. જેથી જવાબના પ્રમાણમાં કાર્યની સવડ કરવા બની શકે. લી.

સુરત. } યોગેન્દ્રના અનાવિલ લેખકના
તા. ૧૧-૧૦-૦૧ } યથાયોગ્ય નમન.
દેશાઇ લલ્લુભાઇ નારણજી.

c/o રા. ભીમભાઈ નાગરજી સીરસ્તદાર હરગોવન સ્ટોરની પાછલી શેરી.

---

નડિઆદ તા. ૧૨-૧૦-૦૧

## રા. રા. લલ્લુભાઇ

લી. ગોવર્ધનરામ માધવરામના આશિર્વાદ, તમારો પત્ર પહોંચ્યો છે. તારીખ ૨૦ મી ઓગસ્ટનો તમારો પત્ર મારા ઉપર આવ્યો હશે તો તેનો ઉત્તર લખ્યો હશે અને તે તમને ન પહોંચ્યો હોય તો તમારૂં શીરનામુ લખવામાં કંઈ ચુક થઈ હોય ને તમને પહોંચ્યો ન હોય એવું લાગે છે. પછી તમારા વાળો પત્ર કંઈ આઘો પાછો મુકાવાથી ઉત્તર લખવો રહી ગયો હોય તો ઇશ્વર જાણે. તમારો એક પત્ર પ્રથમ આવ્યો હશે એવું કદક યાદ આવે છે તા. ૧૬ મી પછી વડોદરા ભણી આવવાનો તમારો

વિચાર છે, અને તે વખત નડીઆદ આવી જવા ધારો છો તે મારી વાત છે. મને તેમાં કોઈ જાતની પ્રતીકુળતા નથી. કોઈ પણ સજ્જનોને માટે મારૂ ઘર ઉઘાડું છે. મારૂં ઘર અત્રે નાગરવાડામાં છે. વખતસર જણાવશો કે તમો અમુક ગાડીમાં આવવાના છો તો સ્ટેશન ઉપર માણસ આવશે.
અંજ. દા. કારકુન મોતીલાલ લલ્લુભાઈ.

---

( ૬ )

તા. ૨૦-૨-૧૯૦૨

**વિદ્વદ્વર્ય,**

ભુજંગે અકળાઈ અંતર તણા ક્રોધી ન આપે જરા
નિરસ્કાર અને જનિત વળી ના ઝમી મુખે દિસતા
શાંતિ પોષિત ધૈર્ય રંગ રમતાં ભાવો સમાનો દીપે
હીનો ઉન્નત કરે શુભ્રી શીખ દઈ જ્ઞાની જનો ધન્ય તે!

વળી— યોગેન્દ્ર હસ્તલેખ.

હૃદય રસ ઉભાઈ કાવ્ય વિનોદ થાતો
રસ સમજ થકો તે રંગ આનંદ પાતો
દિન નિરગમનાં એ નત્વ પ્રેમાંગ ભોગે
સમય સમીપ થાતા મિત્ર સન્નિદ્ધિ યોગે. ૧

હરત મલિનતાને તે શાસ્ત્ર વેદાંત વાતો
નિરમળ ઝરણાંથી શાંત આનંદ થાતો
સુખકર વહતો એ વોહ સર્વે ભૂલાવે
હરત મન ઉપાધિ નિત્ય આનંદ ભાવે. ૨

ઝરણ તન ફુલીને વોહરૂપેજ જાતાં
બનત નદ ખીલીને ફાટી ફૂટી જતાં ત્યાં
સમય વય જુવાની જોસભેરે ખીલે જ્યાં
સમીપ જઈ સુહર્ષે સ્વામી રૂપે બને ત્યાં. ૩

રસ દઢ વધતાં એ કેંદ્રબિંદુ ગ્રહી લે
ન નવ રસ તુલે જ્યાં ઉર્ણુ એકાગ્ર ખીલે

ફરક ફરક લ્હેરો બિંદુ યોગે બનેલી
મન તન તરવાને ગૂઢશક્તિ ખીલેલી. ૪

કિરણ સમૂહ ફેંકી નિર્ઝરાં નૃત્ય ખેંચે
સોમ કિરણ ગયા જ્યાં હર્ષ આનંદ વ્હેંચે
કરી લઈ વશ તેમાં કાર્ય સર્વે સધાવે
વપુ ગુણ રૂપ ભૂલે એમ સત્તા બજાવે! ૫

( લેખકની સ્ફુટક કવિતામાંથી )

**વિદ્વદ્વર્ય,**

આપના પત્રનો પ્રત્યુત્તર ન અપાયાનો અવિનય દરગુજર કરશો. તે પ્રસંગે નડિઆદ આવવા ખાસ જીજ્ઞાસા છતાં નડિઆદમાં પ્લેગ હોવાથી હું વડોદરેથી પાછો ફર્યો. કેમકે શાંતીભંગના સમયમાં શાંતિની ચર્ચા એ શાંતિભંગની વૃદ્ધિ જ કરનારી છે. કારણ કે અસ્થિર મન સ્થિર રહેતું નથી અને અંતર બેચેની ગમે તે દ્વારા નિજ સ્વરૂપ પ્રકાસ્યા વિના રહે નહિ. જેથી એવે પ્રસંગે સરસ્વતીસ્વરૂપ કુમુદની ઘેલી કુસુમના સ્પષ્ટ વકતા સુખી ભવેત્ સિદ્ધાંત બાધ કરતા ન ગણતાં અવિનય અને અવિવેકના દોષ આક્ષેપ પાત્ર થાય. અભિપ્રાયયાચક ભિક્ષુકવૃત્તિને કદાચ સ્પષ્ટ વકતા થવાની જરૂર ન હોય. પણ વિદ્વદ્વર્ય ભિક્ષુકવૃત્તિ અને તેને અંગે રહેતી દીનતા એ મારાં કર્તવ્ય વિષય અને મનોવૃત્તિની બહાર છે. જ્યાં મારૂં કર્ત- સુસ્થાપિત છે ત્યાં અન્ય જનો તેમને યોગ્ય કર્તવ્ય અદા કરો વા ન કરો તેમાં નિસ્પૃહ છું. કર્તવ્ય આનંદ એજ જીવનપર્યાપ્તિ છે. એટલા જ માટે એનો સૂર્યવત્ પ્રકાશ મોડેથી પણ પ્રકાશ પામ્યા વિના રહેતો નથી. એમ છતાં આત્મનિષ્ઠાની કસોટીયાચના એ ભિક્ષુકવૃત્તિ કહેવાય નહિ. એવી કસોટી માટે આર્ય સંપ્રદાયમાં અવકાશ હતો. આંગલભૂમિ અને અન્ય દેશમાં પણ એવાં દૃષ્ટાંત મળી આવે છે તો એકાંતવાસી યોગેન્દ્ર લેખકને એ માટે આર્ય દેશમાં હાલના સમયમાં અવકાશ છે કે નહિ તેનો અનુ- ભવ નથી. પણ આપ પાત્ર દૃષ્ટિગોચર થાઓ છો. સરસ્વતીનાં સાધન તરીકે એને સિદ્ધાંતરૂપે સ્થાપિત કરો છો. અને એટલાજ ખાતર ચંદ્રરૂપ

સરસ્વતીની નવી સૃષ્ટિ ખડી કરી દીધી છે તેથી વિદ્વાને સાચ્ય અધ્યયની વિશાળતા અને રસજ્ઞતા વિષે મારું મન લેશ પણ શંકાશીલ નથી. કેટલેક સ્થળે પ્રેમ કરતાં વ્યવસાયને અગ્રપદ આપનાર વિદ્વાનો અનુભવ ચર્ચામાં આવ્યા છે. આડંબરી, કટામણી, સંકુચ, અવજ્ઞા, અને આક્ષેપશીલ વૃત્તિઓ દૃષ્ટિગોચર થાય છે. હૃદયના વિદ્યા તરફ અભાવ બતાવતા હોય તેમ લેખકવૃત્તિ શિવાય અન્ય સાધન માટે ઝાઝી વહુમી, નૈભવ અને પ્રતિ-ષ્ઠિકા એજ કર્તવ્ય છે એમ ચર્ચાના મમદ્વારા સંબોધી ઉપદેશ કરતા આગલભૂમિની વિદ્યાથી સત્કાર પામેલ અંગ્રેજ પાઠશાળાના શુદ્ધ શાસ્ત્રી-વર્ગનાં મંદતા, દીનતા અને સંકુચવૃત્તિ પ્રેરનાર વાક્ચાતુર્યના રસના સ્વાદના પણ કહિં કહિં અનુભવ મળ્યો છે. અનુભવાર્થીને તો એમાંથી પણ સાર જ ગ્રહણ કરવાનો છે. એમ છતાં જમાનાની સંકુચવૃત્તિથી મનોભાવ ખિન્ન થયા વિના રહેતો નથી. આવા આવાં અનેક કારણને લીધે જ શાંતિભંગમાં શાંતિની ચર્ચા યોગ્ય ધારી નહિ. પણ હવે ખેદ શાંત થયો હશે. તેથી સમીપ થવા જીજ્ઞાસુ રહું છું અને એ જીજ્ઞાસાની તૃપ્તિ હવે તો આપને શાંતિ અને અવકાશની અનુકૂળતાના યોગમાંજ બની શકે. આપની સમી-પમાં આત્મનિષ્ઠાની ખાત્રી થાય એટલી જ જીજ્ઞાસા માત્ર છે. જેથી ખામી હશે તો સુધરવા અવકાશ રહેશે અને આત્મનિષ્ઠા સ્થાપિત થાય તો પ્રકા-શવા અવકાશ રહેશે. એ માટે જ ધૈર્ય ધર્યું છે, ધરીશ અને અનુભવ ચર્ચાની અંતે યોગ્ય સ્વરૂપમાં સકારણ પ્રકાશ પામે એજ સંકલ્પ છે.

વિદ્વદ્વર્ય હું વિદ્વાન નથી કે વિદ્વાનમાં ખપવાનો જીજ્ઞાસુ નથી. એમ છતાં સૂક્ષ્મનો અભ્યાસ હોઈ ચિંતન બળ અનુભવ રસસ્વાદ જન સમૂહ પ્રત્યેનાં કર્તવ્યની રૂએ ચખાડવા જીજ્ઞાસુ છું. તો એ રસ વિદ્વાન આગળ વિદ્યામાં કેવો તરી આવે છે એ જાણવા તો જીજ્ઞાસા રહે છે ગોલ્ડસ્મીથ માફક કદાચ એકાંત વાસની ખામીને લીધે રૂબરૂમાં યોગ્ય ખુલાસો પ્રસંગોપાત કરવા શક્તિમાન નહિ થાઉં તો પણ તેના યોગ્યતા અયોગ્યતાનો અંતરમાં તોલના કરવાનો અવકાશ તો મળશે. કેમકે જે શાંતિ અને રસની ધૂનમાં ઉદ્‌ગાર નીકળ્યા હોય તેનો • સ્વાદ વિવાદ સ્વરૂપમાં ચખાડતાં મૂળ શાંતિ અને રસના ભાવ-કોઈક એકાંતવાસની ખામી, કોઈક સમયસૂચકતાની ખામી, કોઈક માનવ જ્ઞાતાર્થીની ખામી, અને

થોડાં બોલાપણુને લીધે વાક્યચાતુર્યથી તેજ રસનું ભાન કરાવનાર સ્થિતિમા મૂકવાની ખામીને લીધે આપી શકાતો નથી. કેટલાકની શક્તિ કલમમાં જ રહેલી હોય છે તો કેટલાકની વાક્યચાતુર્યમાં જ. વળી કેટલીકવાર રસનો ભાવ વાચક અને ટીકાકારે હૃદયથી જ સમજવાનો હોય છે. વાણીથી તેનું ભાન કરાવી શકાતું નથી. ત્યારે હવે યોગેન્દ્ર Though nominally in a dramatic form is a philosophical work in allegory in compressed language as it where setting down principles in the form of axioms comprising social, political and religious matters evolved out of the Vedant Philosophy, not to be seen elsewhere in axiomatic dialogues fulfilling the conditions of dramatic Personages making the allegory to run all in fours with the principal object (Vedant) which Macaulay even has thought impracticable to be fulfilled.

વિદ્દ્વર્ય મેં કુસુમનું સ્પષ્ટ વક્તાપણું વાપર્યું છે. એનો કેવો સત્કાર કરવો એ આપનાં કર્તવ્યની દિશા અને અનુકૂળતા પર આધાર રાખે છે. અને ત્યાર બાદ જનસમૂહ પ્રત્યે મારૂં કર્તવ્ય શું અપેક્ષા રાખે છે તે નિર્ણય પ્રસંગ આધીન છે.

યોગેન્દ્ર લેખકના
યથાયોગ્ય નમન.
**દેશાઈ લ. ના.**

---

**નડિઆદ** તા. ૨૭–૨–૦૨

**રા. રા. દેશાઈજી,**

લી. ગોવર્ધનરામ માધવરામ ત્રીપાઠીના આશીર્વાદ. ત્હમારો પત્ર પ્હોંચ્યો છે. હાલમાં અત્રે પ્લેગ પુષ્કળ ચાલે છે અને હું ગામ બ્હાર ઝુંપડામાં રહું છું. મુંબઈમાં યુનીવરસીટી કમીશન ચાલે છે ત્યાં સાક્ષી આપવા એ ત્રણ દિવસમાં જવાનું છે તેને માટે કેટલાક દિવસથી રોકાયેલો

છું. મુંબઇમાં તા. ૨ થી ૮ સુધી મ્હારે રહેવાનું થશે ને મ્હારું ઠેકાણું કાલબાદેવીના રસ્તા ઉપર એન. એમ. ત્રીપાઠીની કંપની બુકસેલરની દુકાને તપાસ કરવાથી તમને માલુમ પડશે. તમારે મુંબઇમાં આવવા વિચાર હોય તો ઉપલી હકીકત કામમાં લાગે જાણી લખી છે. નડિઆદ આવવું હોય તો મુંબઇથી પાછા આવ્યા પછી તપાસ કરશો તો લખી જણાવીશ. પત્રદ્વારા પુછવાની રીત કરતાં મળવાથી વધારે ખુલાશો થાય છે. અને તમે મળવાને ઇચ્છો છો એમ સમજીને ઉપર પ્રમાણે લખેલું છે.

એજ લી. હુકમથી કલાર્ક

હરીલાલ ઝવેરદાશ.

(આ પત્ર રૂએ મુંબઇ સ્થળે આપણા કલાકને સુમારે સંસર્ગ થયો હતો.

---

(૪)

યોગેન્દ્રની મુદ્રાંકિત પ્રત નીચે પ્રમાણે મુદ્રાકિત પટી સાથે પાડવવામાં આવી હતી.

**Presented for such treatment and encouragement as the work deserves for the sake of Literature.**

**મુ. નડિઆદ** તા. ૧૭-૧૦-૦૨

**રા. રા. લલ્લુભાઈ નારણજી દેશાઇ.**

નડિઆદથી ગોવર્ધનરામ માધવરામ ત્રીપાઠીના યથાયોગ્ય વિશેષ તમારૂં પુસ્તક "યોગેન્દ્ર" પોહોંચ્યું, અને તે ઉપકાર સાથે સ્વીકારવામાં આવે છે. તેના આરંભમાં જે રીતે ઉત્તેજન મળવા વિષે તમોએ ઇચ્છા દર્શાવી છે તે પુરી પાડવાનું સાધન મારી પાસે નથી તે તમને ખબર છે. તે આપને જાણવા લખ્યું છે.

દા. હુકમથી કલાર્ક દલસુખરામ.

---

( ૫ )

**વિદ્વદ્વર્ય,**

ગામપર હોવાથી આપનો પત્ર વિલંબે મળ્યો. વાચી આનંદ થયો. પણ વિદ્વદ્વર્ય સરળતા અને પ્રેમના ભોગીને અથડાટ પ્રિય હોય નહિ. વિદ્યાને ઘેર વિદ્યા લક્ષ્મીરૂપી વર્ષામાં સ્નાન નિમગ્ન રહેવાની ઇચ્છાથી જતી નથી. ત્યાં તો કર્તવ્યના નિસ્પૃહ આનંદનીજ અપેક્ષા રહે. એવાં કર્તવ્યની વિશાળતાનુ પ્રબળ એવું સબળ હોય છે કે જમાનાપર જમાના પણ એવાં નિસ્પૃહ કર્તવ્ય આનંદમાં સ્નાન નિમગ્ન થઈ રહે.

વિદ્વદ્વર્ય તા. ૭ મીના આપના પત્ર પહેલાં આપ યોગેન્દ્ર વાચીને 'લેખ લેખક અને લેખકવૃત્તિનો' વિષય પણ પૂરો કરી ગયા હો એમ પત્ર ઉપરથી દીસતું નથી. નહિ તો પરહસ્ત લિખિત પત્રમાં આપના હૃદયનો અથડાટ દર્શાવનાર ઉદ્‌ગાર દૃષ્ટિગોચર થાય નહિ. વિદ્વદ્વર્ય, કર્તવ્યની વિશાળતા આપો આપજ પરોપકાર સાધ્ય કરે છે. એમાં બાહ્ય પ્રયાસની અપેક્ષા રહેતી નથી.

કર્તવ્યની વિશાળતાથી આપ વિમુખ હોઈ શકો જ નહિ, તો યોગેન્દ્ર ઉપરથી ઉદ્‌ભવ થતા બાબતોને અંગ આપના તરફથી કર્તવ્ય અદા થતાં (જેવી દરેક જન અપેક્ષા રાખે) આપના પત્રનો છેલ્લો ભાગ નિરર્થક થઈ પડે અને યોગેન્દ્ર પ્રવેશમાં દર્શાવવામાં આવેલ ઇચ્છા આડકતરી રીતે સાધ્ય થાય છે. હુ ભુલતો ન હોઉં તો આપના તરફથી એ ઇચ્છાના ભાવ અને એના ઉદ્દેશ સ્થુળદૃષ્ટિથી જોવામાં આવ્યાં છે પણ પરિશિષ્ટ વ અંત સુધી બારીકાઈથી વંચાતાં એવી દૃષ્ટિ રહેશે નહિ.

નિવૃત્તિનિવાસમાં જો આપને અનુકૂળતા હોય, કર્તવ્યની દિશાને ગાળ્યા હોય. અને વિદ્યાના અભિરૂચી હોય તો યોગેન્દ્ર અને યોગેન્દ્રની સાથે આવેલા વિષયને અંગે લેખકને માટે નહિ તો પણ સાહિત્યને અંગે ભિન્ન ભિન્ન દિશામાં કંઈ થોડી ફરજ બજાવવાની નથી. એજ વિદ્યારસિકના કર્તવ્યની દિશા છે. જેથી આપના પત્રમાં "આરંભમાં જે રીતે ઉત્તેજન મળવા વિષે તમોએ ઇચ્છા દર્શાવી છે તે પુરી પાડવાનું સાધન મારી પાસે નથી તે તમને ખબર છે, તે આગળ જાણવા લખ્યુ છે"

આવા ઉદ્‌ગારને અવકાશ હોય નહિ. અને એજ સરળતાનો ભંગ સૂચન કરી હૃદયના અથડાટનુ ભાન કરાવે છે. કર્તવ્યને અંગે એવું ભાન કરાવવાની કોઈ પણ પ્રકારે જરૂર રહેતી નથી એમ છતાં વિદ્વદ્વર્ય આપ કોઈ પણ પ્રકારનુ કર્તવ્ય અંગે એ કહેવાનું મારૂં કાર્ય નથી અને તમો કરો વા ન કરો તેની સાથે મને સંબંધ પણ નથી. હુ તો પ્રસંગને અનુસરતું મારૂં કર્તવ્ય શું અપેક્ષા રાખે છે એજ જોઉં છું.

इति शीवम.

તા. ૧૩-૧૦-૦૨ યોગેન્દ્ર લેખકના

યથાયોગ્ય.

તા. ક. વિદ્વદ્વર્ય આ પત્ર પૂરો કરી રહેતાં એક વિદ્વાન તરફથી યોગેન્દ્ર has been returned with thanks તે મળતાં સૂચન કરવાની જરૂર જણાય છે કે ઉછળતા લેખકે વિદ્વાનવર્ગ તરફથી શું અપેક્ષા રાખવી? વિદ્વાનવર્ગની વિશાળતાના અભાવે દીન અને સંકુચપણાની કેળવણીનો પ્રસાર શુ કોઈ પણ રીતે યોગ્ય ધારી શકાય? ગમે તેમ હો. મારો મનોભાવ એમ ગ્રહણ કરી શકતો નથી. ભલે હાલનો જમાનો અક્કડ, અતડો, આડંબરયુક્ત અને અહંભાવમાં મસ્ત રહે તોપણ ભવિષ્યના જમાના પર સોંપણ કરતા લેખક પુરતું ધૈર્ય ધરાવે છે. માટે આપ સરખા સુજ્ઞને વધુ લખવાની લેશ માત્ર પણ જરૂર રહેતી નથી.

**લ. ના.**

---

**નડિઆદ** તા. ૧૫-૧૦-૦૨

**રા. રા. લલ્લુભાઇ,**

તમારો પત્ર પ્હોંચ્યો. પુસ્તક પહોંચ્યુ તે formality ખાતર પહોંચ જણાવવા ટુંકો પત્ર લખવાનો ગઈ વખત લખાવ્યો હતો. આખા દિવસનો મ્હોટો ભાગ લખવામાં ગાળવામાં આવે છે તેથી નેત્ર ગળ નબળાં છે ને શ્રાન્ત થાય છે, ને આંગળીમાં શ્રાન્ત થાય છે, અને નિત્ય પાંચ સાત પત્ર લખવા પડે છે. તેથી પરહસ્તે કામ લેવું પડે છે ને ઘરમાંના બાળકવર્ગને પણ પરહસ્તના પત્રો તે કારણથી જાય છે. યોગેન્દ્ર જેવો વિષય વિચારનાર તથા લખનાર આવી ન્હાની વાતમાં મ્હોટી કલ્પના કરતા હશે તે ધારવામાં ન હતું.

તમારા પુસ્તકમાં ટાઈપ ન્હાનાં છે એટલે નેત્ર મારાં હશે તેમ પ્રસંગ તથા હાલ જે ઉદ્યોગમાં રોકાણુ છે તેમાંથી પરવાર્યેથી તમારો લેખ વાંચવાની પ્રવૃત્તિ તે પ્રમાણે અનુકૂળતાએ જરૂર થશે. કાંઈક ઉપર ઉપરથી જોયું છે. પુસ્તકોનો વિષયે વિષયે પત્રવ્યવહાર ચલવવો તે મને સામાન્ય રીતે અનુકૂળ નથી પડતું તે ઉપરનાં કારણથી સમજી શકશો. લી. શુ.

ગોવર્ધનરામના આશીર્વાદ.

---

( ૬ )

વિદ્વદ્વર્ય,

પ્રીતિ પણ મુજ સહુ ચેતનપર, સ્નેહી સબન્ધી દેશીરે
ને પરદેશીનાં સુખ દુઃખો રૂહે મુજ ચિત્ત પ્રવેશી—ચેતન.
દૂર સ્થળેને કોક અજાણ્યો હોય સુજન કદી દુઃખીરે
તો તેને સુખ દઈ સુખ લેવા રતિ મુજ થાતી ભુખી—ચેતન.
દુઃખી જગત નીરખી નિરૂપાય હું ચિત્ત વિશે બહુ દાઝુંરે
બીજું દુઃખ પણ જે મુજ ચિત્ત હોય ! તે પણ ઝાઝું—ચેતન.
કોની આગળ પણ તે બોલુ ? સાંભળનારૂં કોણ રે ?
અસુર દીસે સહુ ચિત્ત જ આજે રતિ રત તેમાં કોણ—ચેતન.
મિત્ર નહિ કો એવું દેખું હું તો સકળ ભુવનમાંરે
તો શું બધિર જગતમાં બોલું ? રાખી મુકી દુઃખ મનમાં—ચેતન.

સ્નેહમુદ્રા.

વિદ્વદ્વર્ય

ઉપલા સ્વાનુભાવથી જ મારા તા. ૧૩–૧૦–૦૨ ના વ્યવહારિક રીતે સખત પત્રનો ખુલાસો આપી શકું અને એમ થતાં પાત્ર હૃદયને હૃદયની લાગણીનું ભાન કરાવતાં કંઈક અવિવેક જેવું હોય તો તે દૂર કરવા યોગ્ય જ છે. કેમકે એવી લાગણીના ઉભરા પાત્ર પરત્વે જ હોય છે. અને આજ નવ માસના અંતર પછી પણ "સાંભળનાર કોણ રે ?" એજ હૃદયના પડઘા અહરનિશ સ્ફુરતા રહે છે. વિચારકને પોતાના વિચારનો પ્રસાર કરાવતાં મનોવૃત્તિના આઘાતની સાથે ધૈર્યથી કંઈ થોડું અવલોકન કરવાનું નથી; કંઈ થોડા આક્ષેપ શ્રવણ કરવાના નથી; કંઈ થોડી બેદરકારી

અવજ્ઞા અને સાથે સાથે સંસારની વિટંબણા પણ ધૈર્ય અને શાંતિથી સ્થિર પાણી નાફક સહન કરી. અવલોકવાની નથી એમ નથી. એમ છતાં પણ પોતાનો માર્ગ કરતાં જમાનાનું સ્વરૂપ જાણવાની વિચારકને કંઈ થોડી અગત્યતા નથી. કેમકે એવાં સ્વરૂપનાં જ્ઞાન ઉપર જ વિચારકના ભવિષ્યના લેખનું સ્વરૂપ આધાર રાખે છે, વિચારકના દોષ સુધરે છે અને જમાનાને ઘણું ઘણું જાણવા, તોલન કરવા અને અવલોકન કરવાનું મળે છે.

વિદ્દદ્દર્ય, વિદ્વાનો એજ જમાનાનું હૃદય તેમજ પ્રતિબિંબ છે. એ સૂત્ર આપને ક્યાં અપરિચિત છે? તો વિચારકને પોતાના વિચારની કસોટીનો સર્વ આધાર સ્વતંત્ર વિદ્વાનવર્ગ ઉપર જ રહે છે. એમ હોતાં, હાલના જમાનામાં નવલગ્રંથાવળીનું સંશોધન કરી પ્રકટ કરનાર, જનસ્વભાવના લાક્ષણિક દૃષ્ટાંત ઉપર વિચાર દર્શાવનાર, સાક્ષરજીવનને પોષનાર અમૃતરસનુ પાન કરતાં તેના આસ્વાદનું જનસમૂહને ભાન કરાવનાર વિશાળ બહુ શ્રુત અને સમગ્રભાવના તરફ વહતા વિચારકના સ્નેહની મુદ્રાના દર્શનની અભિલાષા કયા વિચારકને ન હોય? વિદ્દદ્દર્ય, પરિચય વિના સ્પષ્ટ વક્તા થવું એ અવિવેક ગણાય, પણ સરળ હૃદયના ઉન્નતભાવની કિમ્મત થતાં એજ અવિવેક પલટાઈ ભાવનાની ઉચ્ચતાનુ ભાન થતાં આત્મા ઉન્નત થઈ આનંદમય જ થઈ રહે. એ સૂત્રના પણ આપ અનુભવિ છો. તો અમુક ગણીગાંઠી સંખ્યા શિવાય એવી સરળતાનો ઉપયોગ પણ કેટલા આગળજ કરી શકાય? નવ માસના અનુભવ અંતે જ્યારે કોઇ યોગેન્દ્ર વાંચી શક્યું નથી, વાંચી શકતું નથી, વાંચવાની દરકાર કરતું નથી કે સમજી શકતું નથી, ત્યારે વિચારકનો આધાર ઉન્નત વિદ્વાનવર્ગના અંકોનાં માપ ઉપરજ હોય. હમારા પરોણા મી. ભુલાભાઈ[1] પ્રોફેસર એમ કહે કે "જ્યારે મારા સરખો સમજી નહિ શકે તો તમે કોને માટે લખ્યુ." ત્યારે સહજ શંકા થાય કે શુ યોગેન્દ્ર એટલો બધો જ દુર્ગમ્ય કે અગમ્ય છે? હાલના જમાનાની વિચારમાં શૂન્ય દિશા જોતાં વિચારકને સહજ અકળાટ થાય અને તેનુ શ્રદ્ધાબળ ભવિષ્યના જમાના ઉપર જ ટકી રહી પોતાના સત્યમાં આનંદ નિમગ્ન રહે. અન્યના અનુભવથી પોતાની શ્રદ્ધાને વધુ દૃઢિભૂત કરે અને અંધકારનો સમય જતાં વિચારની કિમ્મત થશે એ સત્યમાં તન્મય રહે શુ જમાનાને વિચારકની જરૂર નથી? વિચારક વિના ક્યા

---

1 હાલ એડવોકેટનું હાઈ કોર્ટ મુંબાઇ.

જમાનો કે કેટલી ઉન્નતિ થઇ છે? વિચારકના સંબંધમાં નીચેનો Emerson નો ફકરો ધ્યાનમાં લેવા જેવો છે:—

Beware when the great God lets loose a thinker on this planet. Then all things are at risk. It is as when a conflagration has broken out in a great city and no man knows what is safe, or where it will end There is not a piece of science but its flank may be turned to morrow; there is not any literary reputation not the so-called eternal names of fame that may not be revised and condemned. The very hopes of man, the thoughts of his heart, the religion of nations, the manners and morals of mankind, are all at the mercy of a new generalization. Generalization is always a new influx of the divinity into the mind. Hence the thrill that attends it. એમ છતાં પણ વ્યવહારિક જમાનાને વિચારકો તિરસ્કારના અને ફીકા લાગ્યા છે. બેકનને પણ પોતાના વિચારનો પ્રચાર કરાવતાં અનેક મુસીબતો નડી હતી.

Elizabeth was told that the son of the late Lord Keeper was a superficial legist and a rash Philosophical dreamer and the unlucky Temporis Partum maximum was doubtless advanced in proof of the allegation that Bacon was more calculated to perplex than to promote the despatch of civil business.

The Philosopher however was preserving and stoically impervious to repulse તો એથી પણ વિકટ અનુભવ યોગેન્દ્ર લેખકને માટે હોય તેમાં લેખકને તો જમાના પર જમાનાનો વ્યવહારક્રમ જોતાં નવાઈ પામવાનું નથી. Lock ને પણ Human Understanding ની પ્રસ્તાવનામાં લખવું પડ્યું હતું કે તેણે પોતાના આરમિત્રો

માટેજ તે લખી હતી. આવા આવા વ્યવહારૂ અનુભવો પછી વિચારની કેળવણીરહિત જમાનાના વહતા પ્રોધના પ્રસંગ પ્રસંગનાં જોસ્સાનું શાંતિ અને આનંદથી, અવલોકન માત્રજ લેખકને તો રહે. એમ છતાં લેખકનો ઉદ્દેશ અને પ્રયાસ નિરર્થ થઇ નહિ પડે તે માટે તો લેખક બેદરકાર નહિ રહી શકે. અને તે માટે લેખકના પ્રયાસો પાત્રપરત્વેજ હોય. અને એમ કરતાં કરતાં પોતાના ભવિષ્યના માર્ગના નિશ્ચય ઉપર આવે. ૧૮૯૮–૯૯ની સાલમાં જ્યારે બીજા વ્યવહારૂ ઉદ્યમ માટે પ્રવૃત્તિ હતી ત્યારથીજ મારા સંકલ્પબળની પ્રેરણાનુ સૂચન તે પ્રસંગના એક પત્રમાં આપને કર્યું હતું. ૧૯૦૧ થી વ્યવહારિક પ્રવૃત્તિનો પ્રયાસ બદલી વિદ્યાવૃત્તિનો બોજો ગ્રહણ કર્યા તો પ્રસંગોપાત અવલોકવું, અનુભવવું અને આપવું એજ સૂત્ર રહ્યાં અને તે માટે હાલ રામ વિયોગનાટકની પ્રવૃત્તિ કંઇક થોડે અંશે શિરૂ થઈ છે. પ્રસંગોપાત વ્યવહારના કર્તવ્યમાં થડકતી ગતીની શિરૂઆત છે. તેથી જે કાળે એ પ્રવૃત્તિ સફળ ઉતરે તે પ્રસંગે તે દરમ્યાનના લેખકને પોતાના અનુભવનુ ફળ જાણવા અને જમાનાને તેનો લાભ આપવા કુદરતી રીતે જીજ્ઞાસા રહે. લેખકે પોતાના ઉદ્દેશપરત્વે તે જોઇતાં ધૈર્યના કાળની હદ ક્યાં સુધી બાંધવી એ પણ એક સવાલ છે. પણ એનો જવાબ વ્યવહાર સૂત્ર બહાર નથી. ક્યાં તો જમાનો એ હદનો નિર્ણય કરે અથવા તો લેખકનો જોસ્સો જો વશ રહી નહિ શકે એવો પ્રબળ હોય તો તે આપો આપજ કરે કે પાછલો જમાનો કરે. આ ત્રણ નિયમમાંથી કયા નિયમાનુસાર લેખકનો માર્ગ થાય એજ શાંતિથી અવિલોકતાં લેખકના હૃદયઆનંદના ભાવપૂર્વક યથાયોગ્ય.

તા. ૨૬–૬–૦૩ લ. ના.

---

નડિઆદ, તા. ૨૯–૬–૦૩

## ૨૧. લલ્લુભાઈ

તમારો પત્ર (તમારા નામના પ્રથમાક્ષરથી તેમ વિષયથી તમારો તે હશે એમ અનુમિત) પ્હોંચ્યો. અન્ય પત્ર લખો તો તમારા અને તમારા પિતાના પૂર્ણ નામસહિત લખવાની કૃપા કરશો કે કેવળ અનુમાનથી લેખકનું પૂર્ણ નામ શોધવું ન પડે, અને મને કાંઈ સગવડ પડે. તમે

તમારી લાગણીના ઉભરો કહાડો તેમાં મને કાંઈ અક્ષમાનું કારણ નથી. તમે શુદ્ધ અંતઃકરણથી જે ઉદ્‌ગાર કરો તે સર્વમાં કારણભૂત પરમાત્માને પ્રત્યક્ષ કરી, એજ પરમાત્માના કાર્યરૂપ મ્હારૂ અંતઃકરણ જેવું ઘડાએલુ છે તેવા ઘડામણમાં નવો આઘાત તેથી થાય તેમ નથી એવું હું અનુભવું છું. પ્રોફેસર ભુલાભાઈથી તમારો લેખ સમજાયો નથી એમ લખ્યુ તે જાણ્યુ. તેઓ ઇંગ્રેજી ઈતિહાસમાં સારા વિદ્વાન છે પણ સાહિત્યમાં તેમ સંસ્કૃતમાં તેમનો અનુભવ કેવો છે તે જાણ્યા વિના તમારો લેખ શાથી ન સમજ્યા એ હું કહી શકતો નથી.

"યોગેન્દ્ર" નવ માસ સુધી કોઈ વાચતું જણાતું નથી એવો તેમને અનુભવ થયો છે અને તેથી તમારા શ્રમની સફળતા ન નીવડી લાગતાં તમને ખેદ થાય તેમાં નવાઈ નથી.

મ્હારૂં અનુમાન એવું છે કે એ પુસ્તકની કીમત આપણા લોકોને પરવડે તેનાથી એવડી જાસ્તી હોવાથી એ પુસ્તક ખપ્યુ નહી હોય. હવે જે લેખ આરંભો તેની કીમત રાખતાં વાચનારવર્ગની સગવડ વિચારશો તો જુદો અનુભવ થશે એમ મ્હારૂં ધારવુ છે. આપણો વાચકવર્ગ સામાન્ય રીતે મધ્યમ સ્થિતિમાં હોય છે અને પુસ્તક હાથમાં લેતાં પ્હેલાં પોતાના દ્રવ્યની સ્થિતિ વિચારવાની તેમને સાહજીક આવશ્યક્તા થાય છે.

વર્ત્તમાનપત્રોમાં અને માસિકપત્રોમાં ગ્રંથોની Notice આવે અને તેમાં Advertisement આવ્યા કરે તે ઉપર પણ વાચકવર્ગનુ ધ્યાન ઘણું રહે છે. અને નવા ગ્રંથોની બાબતમાં તો તેમજ હોય છે.

આપણા દેશમાં લેખકો પોતાનો લેખક ઉદ્યોગ "ધંધા" ને અર્થે પકડે છે. ત્યારે ગમે તો "ધંધા" ના સામાન્ય માર્ગોને અનુસરી ગ્રાહકોમાં પોતાનો માલ ખપાવે છે. અને ગમે તો એ માર્ગથી અવળે માર્ગે ચાલી દ્રવ્ય ગુમાવે છે. સત્ય જોતાં આપણા દેશમાં આ ધંધો અને લેખકનો ઉચ્ચ ઉદ્દેશ એ બે વાનાં સાથે લાગાં શોધનાર લેખક ઉભયમાંથી ભ્રષ્ટ થાય છે.* મધ્યમ માર્ગ એ છે કે લેખકનો ઉચ્ચ ઉદ્દેશ પ્રધાનપણે લક્ષ્યસ્થાનમાં રાખી પોતાની દ્રવ્યસ્થિતિ જેટલો વ્યય નભાવી શકે એથી વધારે જોખમમાં ઉતરવું નહિ અને આપણા ગ્રંથ જેમ જેમ લોકોને અનુકૂળ પ્રતિકૂળ નીવડે તેનું અવલોકન કરી નવો ગ્રંથ છપાવતી વેળા પાછલા

અનુભવનો લાભ લેવો. તેમ કર્યાથી ધીમે ધીમે લોકોને આપણા [illegible] લાભ આપી શકાય છે. લેખકનો જુસ્સો લોકને કલ્યાણકરજ હોય અને એ જુસ્સાને યોગ્ય ઉચ્ચ સત્ત્વ તેના લેખમાં હોય તો ઉપર દર્શાવેલા માર્ગથી તે જુસ્સાને શાન્ત કર્યા વિના ધૈર્ય અને સદાગ્રહથી કાળ પરિપાક તેને પરિપાક અને ફળ આપે છે. એ સર્વ અંશોમાંથી એકની પણ ન્યુનતા હોય તો તે મ્હોટા નાવને તળીએ ન્હાના છિદ્રનું કામ સારે છે.

તમારા હેતુના આરંભને ઈશ્વર શુભ પરિપાક આપે ત્યારે જણાવજો.

લી. શુભેચ્છક

**ગોવર્ધનરામ માધવરામના આશીર્વાદ.**

---

* સંસ્થિતિથી પત્રની શરૂઆતથી અત્ર સુધીના વાક્યનો ઉપયોગ રામ-વિયોગમાં થયો છે.

આપણામાં જેઓ [illegible] પાળતા નથી તેઓ કેવળ અનુકરણ ધર્મ પાળે છે. [illegible] વાક્ય દૃષ્ટિએ ક્વચિત પડે છે. કારણ [illegible] અને [illegible] પ્રસંગોના અનુભવના વ્યાપારથી [illegible] બુદ્ધિ [illegible] શુદ્ધ વિચારવાનું લોહી હોય છે. તે લોહી [illegible] કેવળ [illegible] થી જેમ નથી આવતું, તેમજ [illegible], [illegible], [illegible], વર્તમાનના [illegible], શાળાના માસ્તરો, ઈત્યાદિ [illegible] પણ [illegible] લોહી આવતું નથી. . ... ... ... ... ... ...

વિદ્વાનોની બુદ્ધિ નીચોવાય છે ત્યારે તેમાંથી અનુભવી અક્ષરની ધારા નીકળે છે. આ ધારામાંથી ગળેલા રસ ચાખનારાએ એમ સમજવાનું છે કે જેનો નીચોવાયલો રસ આવો છે તેનો અસલ અનુભવ આથી અનેક ઘણો બળવાન હોવો જોઈએ.

મહા પ્રજાઓમાં જનસ્વભાવનાં લાક્ષણિક દૃષ્ટાંત ઉપર ભાષણ.

**સ્વ. ગો. મા.**

આ પ્રમાણેના ઉદ્ગાર કાઢનારને પત્રમાં દીનતાસૂચક વાક્યો સ્ફુરે એ પણ કાળની જ વિચિત્રતા ! ! ! એજ પ્રમાણે શિક્ષિત અને વિદ્યા સં-સ્થાના ગૂર્જરભૂમિમાં પ્રવર્તકવર્ગમાં શું કર્તવ્ય અંગે ઉદ્ધર્મનો લોપ નથી ?

તા. ૨૭-૪-૧૩ **લ. ના.**

( ૭ )

વલસાડ તા. ૨–૭–૦૩

રા. રા. ગોવર્ધનરામ માધવરામ.

**વિદ્વદ્ધર્ય**

આપનો પત્ર કાલરોજ મળ્યો. વિદ્યાના સંબંધમાં પણ પક્ષમંત્રિની પદ્ધતિ જોઈ વિસ્મય પામું છું. અહિંયાં તો વિશેષ વિશાળતા અને ઉદારતાની સાથે તીવ્ર, નિર્મળ અને કોમળ હૃદયની જરૂર રહે છે. પ્રાધાન્ય ઉદ્દેશને મૂકી દઈ obiter-dictum (સૂચન માત્ર) ને વળગી પડવું એ વિદ્યાને અંગે વિશાળતા અને ઉદારતાનું કાર્ય નથી. લેખકને બાળવયથીજ પોતાના કોઈ પણ કૃત્ય માટે ખેદનું કારણ મળ્યું નથી. પ્રસંગોપાત અકળાટ તો સ્વાભાવિક હોય. અકળાટ એ ખેદ ન હોતાં યોજકની આત્મનિષ્ઠા ઉત્સુકતા, તત્પરતા અને કર્તવ્યની યોગ્યતા સિદ્ધ કરે છે. કિમ્મતના સંબંધમાં જમાનો ગ્રાહક ઉદ્દેશ અને પ્રચલિત ગ્રંથના પ્રમાણમાં ગ્રંથની યોગ્યતાની સાથે પોતાની સ્થિતિ અને પોતાનાં કર્તવ્યની દિશા એ ઉપર પણ પૂર્ણ વિચાર વિના કાર્ય કર્યું નથી. લેખકે પોતાના ગ્રંથની ખપત ઉપર આધાર રાખ્યો નથી. લેખક વિદ્યાથી પોતાનો ધંધો ચલાવવા માંગતો નથી. ગૃહસ્થ તરીકે લેખકને વ્યવહારમાં પોતાનાં કુટુંબ પોષણનું સાધન પુરતું છે. આકરી કિમ્મતથી લેખક ધંધો ચલાવવા માગતો હોય કે ધંધો ચલાવવાનો ઈરાદો રાખતો હોય એવા આક્ષેપ અનુમાન ઉપર જવાય પણ એ પરીક્ષા લેખકે આપવાની છે. એ નિર્ણય કાળે થાય હાલ નહિ. **મારા કાગળમાં જે ઉદ્‌ગારો હતા તે ખપતને અંગે મુદ્દલ હતા નહિ.** પણ વિદ્વદ્વરોની બેદરકારીને અંગેજ હતા. કેમકે લેખ, લેખક અને લેખકવૃત્તિનાં બીજાં અને ત્રીજાં પ્રકરણ ઉપર કેટલાક વિદ્વાન કોઈ કોઈ વિદ્યામાં રસ લેનાર ગૃહસ્થ કે મંડળ અને કેટલાક કેળવણીખાતાં તરફથી તે વિષય ઉપર લેખકને વિશેષ લખવા બની આવે તે માટે તેમના વિચાર માગ્યા હતા. વિદ્યાના સંબંધમાં ઢીલથી લેખકના વિચારની ખીલવણીને કેટલો બધો અકળાટ સોષવો પડે છે એ ચિત્ર ખડું કરવાનોજ માત્ર પરત્વે લેખકનો ઉદ્દેશ હતો. માટે બની શકતું હોય તો એ વિષય ઉપર આપના વિચાર જણાવશો. નહિ તો હાલ એટલું બસ.

મારો તા. ૧૩–૧૦–૦૨ નો પત્ર તેમજ ત્યાં સુધીના આગલા પત્ર પણ એજ ઉદ્દેશને પુષ્ટિ આપે છે.

યોગેન્દ્ર લેખક

**લ. ના. ના**

યથાયોગ્ય.

---

( ૮ )

( તા. ૨–૮–૦૫ નો પત્ર મહારાજાશ્રી સયાજીરાવ ગાયકવાડના પત્ર-વ્યવહારમાં નંબર ૧૨ તરીકે સામેલ હોવાથી અત્ર પુનરુક્તિ દોષથી દાખલ કર્યો નથી. જુઓ પરિશિષ્ટ પૃષ્ટ ૮૨ )

---

**નડિઆદ,** તા. ૮–૪–૦૫

**રા. રા. લલ્લુભાઇ**

નડિઆદથી લી. ગોવર્ધનરામ માધવરામ ત્રીપાઠીના આશીરવાદ. તમારો પત્ર પ્હોંચ્યો છે. રામ વિયોગ ગ્રંથ પુરો થયો વિગેરે હકીકત લખી તે સંતોષકારક છે તમારા હૃદયની ભાવના તમારા પત્રમાં સ્ફુરે છે તે પણ સંતોષકારક છે. અત્રે સર્વે કુશળ છે. હજી સુધી કાંઈ પ્લેગની નીશાની નથી. તમારૂં નગર પણ તેથી મુક્ત હશે અને તમારા પ્રકૃતિ સારી હશે એવી આશા છે.

---

( ૯ )

**વલસાડ,** તા. ૨૭–૯–૦૬

**રા. રા. ગોવર્ધનરામભાઇ**

આ સાથે મોકલવામાં આવેલ રામવિયોગની ભેટ સ્વીકારશો. તમારા ૧૯૦૫ એપ્રીલના પત્ર પછી કુટુંબ વિગેરેમાં અનેક ક્રિયામાંથી પ્રસાર થવાયું છે જેનું કંઇક ભાન રામવિયોગમાં પણ છે હાલ આ તરફ સાધારણ રીતે શાંતિ છે. ભારતવર્ષ વિચિત્ર કાળમાંથી પ્રસાર થાય છે અને આપણુ પણ એજ કાળને આધીન છીએ.

**લલ્લુભાઇના**

યથાયોગ્ય

શ્રી નડિઆદ, તા. ૨૮-૫-૦૬

## રા. રા. લલ્લુભાઇ

નડિઆદથી લી. ગોવર્ધનરામ માધવરામ ત્રીપાઠીના આશીરવાદ. અત્રે કુશળ તત્ર અસ્તુ. આપની તરફથી ભેટનુ પુસ્તક પોહોંચ્યુ છે. રામવિયોગનો વિષય સમર્થ કવિઓને માટે છે. આ તેવો વિષય લેવામાં તમે જે શ્રમ લીધો છે તે સ્તુતીપાત્ર છે. હાલ કેટલાક દિવસથી મારા શરીરની પ્રકૃતિ બહુ મંદ રહે છે. તેથી કાંઈ વિશેષ હાલમાં લખી શકતો નથી.

---

## રા. રા. એન. એમ. ત્રીપાઠી.

તમારો તા. ૨૯-૧-૦૭નો પત્ર મને કાલ રોજ મળ્યો. મારૂં હજી ગામ ઉપર રહ્યાનું હોવાથી તમારા પત્ર ગામ ઉપર મોકલનાર માણસની શરતચૂકથી મોકલવો રહી ગયો હતો.

સાહિત્ય સૃષ્ટિમાં સુઘડતા અને ગૂઢમાધુર્યરૂપી તન્મય રસનું ધામ ગૂર્જરગિરાએ ગોવર્ધનરામભાઈના અકાળ મૃત્યુથી ગુમાવ્યુ છે. ગૂર્જરસમૂહમાં એમની **અવલોકનશકિતની વિશાળતા** અને ગ્રહણશક્તિની શીઘ્રતા અદ્વિતીય હતાં. યોગેન્દ્ર અને રામવિયોગની પહોંચ સ્વીકારનાં એમના અંતર આત્માએ યોગેન્દ્ર સબંધમાં **વિચારક** અને રામવિયોગ સંબંધમાં **સમર્થ કવિના વિષયરૂપી** સંબોધનથી. જે યોગ્યતાનું સ્વરૂપ આલેખ્યું છે, તે એમનાં હૃદયન્યાયો થોડું માનપ્રદ નથી. એ સબંધે ગૂર્જરસમૂહ પ્રત્યેનું એમનુ કર્તવ્ય અપૂર્ણ છતાં લેખક પ્રત્યેનું એમનું કર્તવ્ય એમણે યોગ્ય પ્રૌઢતા અને શીઘ્રતાથીજ અદા કરી લેખકના આત્મમગને નવીન વિચારના સૃષ્ટિ ઉપર મુકયું એમ કહેવામાં લેખકનું હૃદય અતિશયોક્તિ કરતું નથી. એવી "શીઘ્રતા જમાનામાં કવચિત કવચિતજ દૃષ્ટિગોચર થાય છે, એજ એમના આત્મગતિનું અવલોકન આપણને સંપૂર્ણ આનંદ અર્પે છે. કદાચ તમને ખબર હશે, થઈ હશે કે એમનો પત્રવ્યવહાર (જો રાખવાયો હોય તો) જોતાં થશે કે રામવિયોગની અર્પણપત્રિકામા જે ગૂર્જર વિદ્વાનના વાકયોનો ઉપયોગ થયો છે તે એમનાંજ

લાર્ડ એમની સંમતિ લઈનેજ થયા હતા. એ કાર્ય, દેશ, વર્તન, સાહિત્ય, આત્મગતિ અને આત્મોન્નતિ એ સર્વને જરૂરનુ હતુ. એમ કરવામાં એમણે જે શાન્તિથી અને પરિચયમદ જે સંમતિ આપી હતી તે એમના હૃદયની વિશાળતાનું જ કાર્ય હતું. જેને ક પત્રવ્યવહાર ઉપરથી દીસતું હતું કે પ્રકૃતિની મંદતા એમને કેટલાંએક વર્ષ થયાં પીડતી હતી એમ છતાં સમગ્ર કાળસ્વરૂપ તરફ લક્ષ કરતાં કાળને માનીને એમનામાં કંઈક દીનતા હતી કે દીનતા આભાસ હતો વળી પત્રવ્યવહારથી એમની પ્રકૃતિ વિષે એમ પણ અનુમાન આવ્યા વિના રહ્યું નથી કે જમાનાના આઘાત કે પ્રવાહના બળનું દબાણ એમના હૃદય ઉપર વિશેષ હતું. એમની પાછલી વયમાં એ તત્વોની અસર એમના ગ્રંથોમાં પણ જણાયા વિના રહેતી નથી. અનેક ઉત્તમ વસ્તુનુ સંગ્રહસ્થાન હોવા છતાં સરસ્વતીચંદ્ર ૪ થો ભાગ એક સુંદર અને મનોહર આકૃતિસ્વરૂપનો ભાસ પલટી પ્રસ્તાવનામાં એમણે માગેલી છૂટનો લાભ મળતાં પણ નામભાગ કે ખીચડાસ્વરૂપ થઈ રહે છે. અખિલ સમુદ્રમંથન પછી પણ નાયકપાત્રમાંથી દીનતાનો લોપ થયો નથી અને થતો નથી. એજ સ્વરૂપની છાયા એમના વ્યવહારિક હૃદયપટો ઉપર પણ રહી ગઈ છે. જમાનાના આઘાત કે પ્રવાહસ્વરૂપ, હૃદયપટોનું દીનતાસ્વરૂપ અને પ્રકૃતિ કે દેહનું મંદતાસ્વરૂપ જો, એમને બાધરૂપ થઈ પડયાં ન હોત તો ગૂર્જરસમૂહ અને બલકે આર્ય સમૂહને પણ એમનાં સંસ્કારી હૃદયનો જે લાભ મળ્યો છે તેથી પણ વિશેષ પ્રદિમ પ્રૌઢ અને અદીન સ્વરૂપનો લાભ મળી શકત. પણ એ સહુ કાળની ક્રિયા છે અને એવા કાળની ક્રિયામાં ગોવર્ધનરામભાઈએ ગૃહવ્યવસ્થામાં જે સુઘડતા અને માધુર્યસહ તન્મયરસનું ચિત્ર મુકયુ છે તે અદ્વિતીય અને ઉત્તમજ છે એમ જે સર્વકોનો આત્મા સાક્ષી પૂરે છે એજ આપણ સર્વકોને એમના જીવનને માની થોડા સંતોષનું કારણ નથી. એજ સંતોષ તમો હમો અને સર્વકોને વિદિત કરે છે કે ગોવર્ધનરામભાઈ અમૃતમયજ છે. એમનું જીવન એ મરણ નથી અને દેહલોપ છતાં એમનો આત્મા આપણ સહુકો સમીપ હસતો, રમતો, તરતોજ આનંદ નિમગ્ન વહતો રહે છે એ કંઈ થોડા દિલાસાનું સ્થાન નથી. એટલે એજ આપણું ગૂર્જરગિરા અને ગૂર્જરસમૂહનું ધન છે, અને એ અખંડિત છે. એટલે વડિલ બંધુના વિયોગની

ભાવના નરહતાં સંયોગસ્વરૂપમાજ રમતા રહેવાય એજ કર્તવ્ય. મારે હસ્તક રામવિયોગની બક્ષિસવ્યવસ્થા પૂરી થઈ છે. યોગેન્દ્ર સંબંધમાં હજી કેટલી પ્રત બાકી છે ?

**વલસાડ** તા. ૧૧-૨-૦૧ }
માઘ શીવરાત્રી સોમ ૧૯૬૩ } લલ્લુભાઇ.

---

રા. રા. નરહરીરામભાઇ,

તમારો તા. ૧૪ મીનો પત્ર લગ્નાદિક કાર્યોને લીધે હું બહાર ગયો હતો તેથી આજરોજ મળ્યો. રા. રા. ગોવર્ધનરામભાઈ વિષે લખવું એ તો **આર્ય ગૃહવ્યવસ્થા, ગૃહપ્રેમ, ગૃહબંધારણ, રાજ્ય, રાજ્યબંધારણ, વેદાન્ત, વેદાન્તભાવનાની આર્યાવર્તમાં ભિન્ન ભિન્ન રીતે પ્રચાર ક્રિયા, ચાલુ જમાનો, ચાલુ જમાનાનું ભાવનાસ્વરૂપ, જમાનાની રાજકીય** ભાવના વિગેરે ઉપર વિવેચન કરવા બરાબર છે. અને એવી વિશાળતાથી લખાય તોજ સર્વ વિષયને યોગ્ય ન્યાય મળી શકે. મારી અનિયમિત ગૃહવ્યવસ્થા અને વિદ્યાનાંજ વિષયમાં અસ્થાપિતપણાંને લીધે એ કાર્ય તાત્કાળ બની શકે એમ હું ધારતો નથી. જન કાળને અનુકૂળ હશે અને ભવિષ્યમાં જો સ્વતંત્ર વિષય તરીકે લખવા કાળ પ્રેરણા કરે તો કાળને અનુકૂળ તેમ બનવું ન બનવું એ સહુ કાળ આધીન છે. પ્રસંગોપાત હૃદયોદ્‌ગારરૂપ ગ્રંથોદ્વારા **ભાવનાને** અવકાશ આપવો એજ **હાલ તો કર્તવ્યની** દિશા છે. અવલોકનશક્તિનાં કાર્ય માટે વિશાળ વાંચન, અનુકૂળ પુસ્તકાલય અને વિદ્યાના કાર્યમાં નિયમિતપણું વિગેરે તત્વોની આવશ્યક્તા રહે. જે માટે હાલ અનુકૂળતા નથી. અને સમગ્ર અવલોકનદ્વારા સમર્થન વિના જેમ તેમ છૂટક લખવું એ મારી પ્રકૃતિ અને રૂચિને પ્રતિકૂળ છે. જેથી દીલગિર છું કે સમૂહ પ્રત્યેનાં કર્તવ્યનાં કાર્યમાં હું મારી દિશાનો લાભ આપી શકતો નથી. એજ કામકાજ લખશો.

તા. ૧૮-૨-૦૧ **લલ્લુભાઈ.**

---

વલસાડ. તા. ૨-૯-૦૫

**એમ. એમ. શાહની કંપની.**

યોગેન્દ્રની ખરીદી સંબંધી તમારો પત્ર મળ્યો. પણ મારા આગળના કાગળ મુજબ એન. એમ. ત્રિપાઠી મારફત બક્ષિસની વ્યવસ્થા કરી ચૂક્યો છુ. અને આજરોજ બધી પ્રત ( થોડીક રાખી ) મોકલી આપી છે. બક્ષિસના સંકલ્પમાં ફેરફાર થઈ શકે એમ નથી. જો ગ્રાહક હોય તોજ બીજી આવૃત્તિ કાઢવામાં આવશે અને તેમ કરતાં વિદ્યા વ્યાપાર કે સટ્ટાનું સાધન થઈ પડે તેમ જોવા હુ ખ્વાહીશ નહિ. સર્વત્ર વિદ્યાના પ્રમાણમાંજ વિદ્યાનુ પોષણ હોવું જોઈએ. એજ કામ કાજ લખશો.

લલ્લુભાઈ.

---

વલસાડ, હનુમાન શેરી.

તા. ૩-૧-૦૩

**રા. રા. મનઃસુખરામ સુર્યરામ ત્રિપાઠી.**

**વિદ્વદ્વર્ય,**

મારા તરફથી પ્રકટ કરવામાં આવેલ યોગેન્દ્ર નામનો ગ્રંથ આ પત્ર સાથે સાહિત્ય અંગનું કર્તવ્ય વિદ્વદ્વર્ય તરફથી અદા થાય એ માટે મોકલવામાં આવ્યો છે. યોગેન્દ્ર વિચારવાનો ગ્રંથ છે. તત્વનો ભિન્ન ભિન્ન સંબંધ રૂપકદ્વારા સ્થાપિત કરે છે. અવલોકનદૃષ્ટિ કેળવે છે. સાહિત્યદૃષ્ટિમાં તદ્દન સ્વતંત્ર અને શાસ્ત્રીય પદ્ધતિથી નવીન પૃથક્કરણદ્વારા ગ્રંથ પરીક્ષાનાં સૂત્રો સ્થાપિત કરે છે. એ સર્વ પરિશિષ્ટ વ માં લેખ, લેખક અને લેખકવૃત્તિના વિષયમાં છે- જેથી એવું પૃથક્કરણ કેટલે દરજ્જે માન્ય છે એ વિદ્વદ્વરોએ તપાસી કસી જોવાની થોડી અગત્યના નથી. વિચારકના સંબંધનાં Emerson says:—There is not a piece of science but its flank may be turned to morrow. There is not any literary reputation not the so called eternal names of fame that may not be reviewed and condemned. The very hopes of man the thoughts of his

heart, the religion of nations the manners and morals of mankind are all at the mercy of a new generalization. Generalization is always a new influx of the divinity into the mind. Hence the thrill that attends it. Essay on Circles.

અગ્ર વિદ્વાનોએ દેશ, વિદ્યા અને સાહિત્ય ખાતર પોતાનું કર્તવ્ય વિચાર અને વિવેચનથી અદા કરવાની જરૂર છે. આપનો સાહિત્ય માટે પરિશ્રમ, આપની દેશ માટે દાઝ, વેદાન્તમાં શ્રદ્ધા, તત્વ પૃથક્કરણમાં અવલોકનદૃષ્ટિ તેમજ સત્ય અને ઉચ્ચ ક્રિયામાં સહૃદયતાને લીધે લેખક ખાતર નહિ તો પણ દેશ, સાહિત્ય અને વેદાન્તને અંગે આપનું કર્તવ્ય અદા કરશો એવી લેખક આશા રાખે છે.

યોગેન્દ્ર લેખક

**લલ્લુભાઇ નારણજીના** યથાયોગ્ય.

---

ગીરગામ **મુંબઈ.**

તા. ૧૨-૭-૦૩

**શુભોપમા યોગ્ય શ્રીયુત-લલ્લુભાઇ.**

વિ. આપનું તા. ૩ નું સદ્વિચારયુક્ત પત્ર તથા આપે રચિત યોગેન્દ્રનું પુસ્તક એ પહોંચ્યાં છે. એ પુસ્તક અવકાશનુંસાર વાંચી પ્રસન્નતા પામવા આશા છે. આપ વિદ્યાવૃદ્ધિના શુભ કાર્યમાં અભિરૂચિ રાખો છો તથા તેનો પ્રકાશ કરવામાં પ્રયત્નશીલ છો, તેમજ મનુષ્યજન્મ સફળકર સર્વ દર્શન શિરોમણી વેદાન્તમાં શ્રદ્ધાવાન છો એ જોઈ સંતોષ થાય એ સ્વાભાવિક છે. આપના સ્તુત્ય શ્રમો ઈશ્વરકૃપાથી સફળ થઈ તેમાં વૃદ્ધિ થતી રહે એમ પ્રાર્થના છે. એજ.

**મનસુખરામ સૂર્યરામોક્ત જય જય.**

---

ગામગામ મુબઇ.

તા. ૨૮–૯– ૬

**રા. રા. લલ્લુભાઇ નારણજી દેશાઇ.**

વિ. આપે શ્રી રામવિયોગ નાટકનું પુસ્તક મોકલ્યુ તે પ્હોંચ્યુ છે. લોકોને સદ્બોધ આપવાનો સદ્ ઉદ્યોગ પ્રશંસાપાત્ર છે. અને તેથી પ્રસન્ન થવાય છે.

અવકાશાનુસાર આપના પુસ્તકનું અવલોકન કરાશે. એજ.

**મનસુખરામ સુર્યરામ ત્રિપાઠી.**

---

**વલસાડ,** તા. ૨–૭–૦૩

**રા. રા. આનંદશંકર બાપુભાઇ ધ્રુવ.**

**વસન્ત**ની ઢીલ માટે તમોએ થોડા વખત અગાઉ પ્રસરાવેલ પત્રમાં તમારા હૃદયની કર્તવ્ય માટે બતાવેલી તીવ્ર લાગણીથી આનંદ થાય છે કે બ્રહ્મવિલાસી મણિલાલના સ્વર્ગવાસ પછી તેનું સ્થળ જાળવવા તમો ઉત્સુક અને તત્પર છો. તા. ૪–૧૦–૦૨ ને દિને મારા તરફથી પ્રકટ કરવામાં આવેલ યોગેન્દ્ર નામનો ગ્રંથ મળ્યો હશે. એ ગ્રંથનાં પરિશિષ્ટ બ માં લેખ, લેખક અને લેખકવૃત્તિનો સ્વતંત્ર વિષય લખવામાં આવ્યો છે. ગુજરાતી ભાષાની ઉન્નતિ માટે તમોએ શ્રમ લીધો છે અને લો છો તો લેખ, લેખક અને લેખકવૃત્તિનાં બીજાં અને ત્રીજાં પ્રકરણને અંગે તમારૂં વિવેચન અને તમારા વિચાર જાણવાની સ્વાભાવિક ઉત્કંઠા રહે છે. તો એવી ચર્ચા તમો "વસંતમાં" કરવા ધારો છો કે કેમ તે લેખકના ભવિષ્યના ઉદ્દેશ પરત્વે જાણવા સહજ જીજ્ઞાસા રહે છે. એવી લેખકની જીજ્ઞાસા તમારાં કર્તવ્ય અને ઉદ્દેશ બહાર નથી જેથી આશા રાખું છુ કે એ વિષય બનતી અનુકૂળતાએ હાથ ધરવામાં આવશે. વિદ્વરોની ઢીલથી દેશ તેમજ લેખક બન્નેને શોષવું પડે છે એ તમને ક્યાં અપરિચિત છે?

યોગેન્દ્ર લેખક

**લલ્લુભાઈ નારણજી દેશાઇના, યથાયોગ્ય.**

---

( જવાબ નહિ )

To

H. H. The Maha Rao Shri Mirza Savai
Sir Khengarji Bahadur.
CUTCH.

May it please your Highness,

The work Yogendra sent about 4 months ago must have come to your Highness' hand. The author feels great apprehensions as to the intention on your Highness' part to be gracious enough to comply with the author's wishes as suggested by the word "Treatment" in the slip attached to the work. Because there has been no acknowledgment yet.

All the important literary productions have always been appreciated and patronised by the Kutch State Besides literary persons have always engaged your Higaness' mind and have been found in one way or another very near your Highness' person. Hence if the author desires the favour of criticisms on the subject of Lekha, Lekhaka & Lekhakh Vriti and especially the second chapter from the learned of your Highness' State through your Highness, such a desire may not be unreasonable with a view to enlarge upon that subject to further the cause of Literature.

The author remains with the greatest respect,

Bulsar.
Hanuman Stree.
20-2-1903.

Your Highness' most obdt.
Servant,
Lallubhai Naranji Desai.
Author of Yogendra.

( જવાબ નહિ ).

આ. જા. નંબર ૧૩

**રા. રા. લલ્લુભાઇ નારણજી દેશાઇ.**

**મુ. વલસાડ.**

આપના તરફથી યોગેન્દ્ર નામના પુસ્તકની નકલ ૨૫) પચીસ આવેલી છે તે શા કારણથી અને કોના કહેવાથી મોકલવામાં આવી છે તે જણાવશો. અને આની પાછળ લખેલા નિયમ અનુસાર પુસ્તકો પાછાં મગાવી લેવાં

આષાઢ વદ ૭ ગુરૂ ૧૯૫૩ કચ્છી. કચ્છ-**ભુજ.**

**ગૌરીશંકર માધવજી.**
મહારાજાના સેક્રેટરી
સાહેબની આજ્ઞાથી.

---

**માન્યવર સેક્રેટરી,**

**કચ્છ-રાજ્ય.**

આપના તરફના આષાઢ વદ ૭ ગુરૂના ના. ૧૩ ના જવાબમાં લેખક તરફથી જણાવવાનું કે આપના તરફ આવેલ યોગેન્દ્રની પચ્ચીસ પ્રત સાથે લેખકને કંઇજ સંબંધ નથી. વિશેષ લેખકે જે કંઇ કર્યું હોય તે એટલુંજ કે એન. એમ ત્રિપાઠી કંપની (મુંબઇ) ને સામાન્ય નિયમ સુચવી હિંદ ગુજરાત અને અન્ય સ્થળે બક્ષિસ વ્યવસ્થા કરવા માટે યોગેન્દ્રની પ્રતો ગયા શ્રાવણ માસથી સોંપવામાં આવી છે.

**વલસાડ,** હનૂમાન શેરી
ના. ૧૯-૭-૦૬
આષાઢ વદ ૧૩ ગુરૂ ૧૯૬૨.

યોગેન્દ્ર લેખક
**લલ્લુભાઈ નારણજી દેશાઇ.**

---

No. 6206 of 1902-03.

Poona Office of the Director of Public Instruction.

25th October 1902.

Memo:—

With reference to his printed letter without date attached to the book called "Yogendra" Mr. L. N.

Desai is requested to send another copy of the if he has sent it for patronage.

F. G. SELBY.
Ag. Director of
Public Instructic

To

Mr. L. N. Desai,
BULSAR.

---

To

The Director of Public Instruction,
POONA

Sir,

With reference to memo No. 6206 dated 25th October 1902, the author begs to forw another copy of the work "Yogendra" for patron: The author humbly hopes that two English pref (one to Yogendra and the other to the subject Lekh, Lekhaka and Lekhaka Vritti) will convi your Honour of the future scope of the auth career and hence they will receive due considerat every way at your Honor's hands.

Bulsar,
28th Oct. 1902

The author begs to remai
with the greatest respect
Your Honor's most
Obedient Servant
LALLUBHAI NARANJI DESAI

૧૯૦૨–૦૩ ના નંબર ૭૬૬૭ પુના ઓફીસ ના ૧૮ મી ડીસેમ્બર ૧૯૦૨ થી એ. ઈ. નો. ડી. ને બુક કમીટીના સભ્યો આગળ યોગેન્દ્ર મુકવાની વિજ્ઞપ્તિની ખબર લેખકને નં. ૧૧૨૪૭ ના સદરના મેમાથી આપવામાં આવી હતી.

---

No. 11247 of 1904-5.
Poona Office of the Director of Public Instruction.
27th February 1905.

Memo:—

In continuation of this Office No. 7667 dated the 18th December 1902 Mr. Lallubhai Naranji is informed that the Department does not require copies of his book called યોગેન્દ્ર, one copy of which is returned separately by book-post.

Asstt. Director of
Public Instruction.

To

Mr. Lallubhai Naranji Desai.

---

બુક કમીટીએ વરસ દીવસે પણ અભિપ્રાય ન આપવાથી જલદી નીકાલ માટે વધુ પ્રતો મોકલી આપવાની ઇચ્છા ડીરેકટર ઓફ પબ્લીક ઇન્સ્ટ્રકશનને જણાવવામાં આવી હતી તે રૂએ જલદી નીકાલ માટે ત્રણ વધુ પ્રતની માગણી થવાથી તા. ૬–૧૧–૦૩ ને રોજ યોગેન્દ્રની ત્રણ પ્રતો મોકલાઈ હતી.

---

(૧)

**રા. રા. કેશવલાલ હર્ષદરાય ધ્રુવ.**

**વિદ્વદ્વર્ય,**

જયદેવરસનિમગ્નપર્યાપ્તિમાં અવશેષ બિંદુને અવકાશ ન હોય એમ છતાં પ્રેમરસમાં અન્યને સમાવી તેનો પ્રેમ પોષણ કરનાર શક્તિ વિશેષ અ-

બિવૃદ્ધિ પામતી જાય છે. ત્યારે એવી શક્તિનું પાન કરવા તલ્પિ રહેલ જીજ્ઞાસા ઉપેક્ષા.યોગ્ય નથી.

એવી અપેક્ષા આત્મનિષ્ઠાએ યોગ્ય માનેલ કૃતિની યોગ્યતા વિદ્વાન સ્વીકારે એમાં રહેલ છે. યોગ્યતા સ્વીકારતાં આત્મનિષ્ઠાને પ્રકાશવાને અવકાશ છે. અયોગ્યતા સિદ્ધ થતાં અયોગ્ય કૃતિ બહાર પડતી અટકી જનસમૂહને નાહક બોજારૂપ થઈ પડે નહિ. માટે એ માટે અવકાશ મળવો સુલભ છે કે નહિ અને હોય તો ક્યારે એ જાણવા જીજ્ઞાસા રહે છે. જેથી કૃતિ ટપાલદ્વારા મોકલી આપવામાં આવે કે અનુકૂળતાનાં પ્રમાણમાં જાતિ અનુભવનો લાભ મળવાય.

કૃતિ योगेंद्र છે. સ્વરૂપ નાટકનું છે. વ્યવસ્થા આદિ સંસ્કૃત કવિઓને અનુસરીને છે. જેથી भरत नाटय शास्त्र આદિક વિદ્વાન આચાર્યના નિયમ કસોટીમાં કેટલે અંશે ઉતરી શકે તથા ગુજરાતી સાહિત્યમાં નવીન માર્ગ કેટલે અંશે અભિમત છે એ જીજ્ઞાસા તૃપ્ત કરવા અપેક્ષા રહે છે. કલ્પના તદ્દન નવીન અને સ્વતંત્ર છે. વસ્તુ સંકલના સરળ પણ ચિંતનની અપેક્ષા રખાવનારી છે. ચિત્ર આર્યભાવનાનું સામાન્ય ગોવાળથી ભેદુત સન્યાસી આદિક લઈ નૃપધર્મ કે કર્તવ્ય સૂચના પર્યંત છે. અર્થ ગૌરવમાં બનિયન સંસારસરણી કે દૃષ્ટાંતરૂપક છે. ઉદ્દેશ જનસમૂહને માટે દરેક કાળને અવલંબીને છે. જેથી નીચેના પ્રશ્ન નિર્ણયની જીજ્ઞાસા રહે છે.

૧. કૃતિના ગુણદોષ.

૨. પ્રકાશ કરવા યોગ્ય કે નહિ.

૩. ચાલુ તેમજ ભવિષ્ય જમાનામાં અંકિતસ્થાન.

એ નિર્ણય નિરાકરણથી શિષ્યવૃત્તિને ઉપકૃત કરશો એ જીજ્ઞાસામાં તરવરી રહેલ.

**વલસાડ.**
હનૂમાન ફળીઆ.
તા. ૨૧-૮-૧૯૦૧

સેવકવૃત્તિમાં અનાવિલ અનુયાયીના
યોગ્ય નમન.
અગ્રગામી વિદ્વાન પ્રત્યે પૂજ્યભાવ વૃત્તિમય
**દેશાઇ લલ્લુભાઇ નારણજી.**

૧૯૦૨ ના અક્ટોબર માસમા યોગેન્દ્રની મુદ્રાંકિત પ્રત છાપેલી ઇંગ્રેજી પટી સાથે મોકલવામાં આવી હતી તે પર લખાઈ આવેલું કે *યોગેન્દ્ર has been returned with thanks.

* આભાર સાથે યોગેન્દ્ર પાછો મોકલ્યો છે.

ભુજ, રવીવાર તા. ૧-૯-૧૯૦૧

**સદ્‌ભાવશાળી ભાઈશ્રી લલ્લુભાઈ,**

સ્થળ-**વલસાડ.**

તમારા તા. ૨૧ મા ઑગસ્ટના પત્રના ઉત્તરમાં લખવાનું જે તમારી નૂતન કૃતિ ધ્યાનપૂર્વક જોઈ જાઉં એવી અનુકૂળતા નથી. સમયનો સંકોચ કેટલો છે, તે ગીતગોવિંદની બીજી આવૃત્તિ બે વરસ થયાં હું કાઢી શકતો નથી તે ઉપરથી તમે કલ્પી શકશો. મારાં બીજાં કામ પણ અવકાશની સ્વલ્પતાને લીધે લંબાયાં જાય છે. આવા સંજોગોમાં નવું મહત્ત્વનું કામ હાથમાં લેવાના દંભથી વિમુખ રહું, તો તમે મને ક્ષમા કરશો. સર્વ શક્તિમાન કૃપાળુ પરમેશ્વર તમને યશ આપો! તમારી ઇચ્છાને અનુગુણ ન વર્તી શક્યાનો અવિવેક માફ કરશો.

લી. આધીન સેવક

**કેશવલાલ હર્ષદરાય ધ્રુવ.**

( ૨ )

એ ઉપરથી યોગેન્દ્ર has been returned with thanks.

મધુકર શાને નાસે ? મધુવન છોડી આવું રસ ભર્યું
નહિ નહિ કદિ રીસાયે રસમદે અંગ જે લદબદ ભર્યું
કમળ પડે ખરડ્યું શું ? રસજળ નહિ શું એહ શુદ્ધ કરતું ?
ખીજાઈ દુભાતાં સ્વધ્વંસ વિફળ નહિ નહિ કદિ ગતિ તું.
કેશવ કેશવ ગતિ હરી રહી
કેશવ શાંતિ શિદ ન ભળી રહી ?
ગીત કેશવ ધ્યાન કેશવ, ધુન જ્યાં કેશવ કેશવ
હા હા ! ધુળ સર્વે દીસતાં પ્રેમ ન જાણ્યો તું કેશવ
નહિ નહિ કદિ ખીલ્યા પ્રેમ તો કોઈ કાળે
અમુર મધુ લગાતે પ્રેમનો રંગ આલે
વિપરિત ગતિ હા શું ? કૃષ્ણનું ધ્યાન આપે.'
ભ્રમુતન દુઃખ જાણી ચંપીથી શાંતિ આપે.'

સમુદ્રમંથન શિદ કર્યો શું રાક્ષસ પોષે તન ?
હા કેશવ તું ગતિ વિપરિત ! કેમ પામે મુખ જન ?
સુરતણે મુખ અમૃત ધરે પડયુ રાક્ષસ મુખ
કેશવે કેશવ ભૂલ લહી અસુર છેદ્યો દુર્મુખ.
અસુર અવનિ બહુ ભમે કેશવ શું નહિ જાતો ?
નહિ નહિ હોય એમ કદિ ત્રાસ જન શિદ ખાતો ?
જે કેશવ તેજ માધવ તેજ પ્રેમસ્વરૂપ
પ્રેમ જ્યાં પ્રેમ છોડતો કોણ કો અનુરૂપ ?

* અને એમજ હોતાં

**याहि केशव याहि केशव मा वद शून्यज वारदम्**
**तामनुसर सरसीरुहलोचन या तव हरति विपादम्**

તા. ૧૫-૧૦-૧૯૦૨ **યોગેન્દ્ર પ્રતિધ્વનિ.**

---

શ્રી

**અમદાવાદ**, તા. ૧૨ મી નવેમ્બર ૧૯૦૨.

**વિદ્યાવિલાસી ભાઇ શ્રી લલ્લુભાઇ નારણજી દેશાઇ,**

સ્થળ-**વલસાડ.**

તમારી કૃતિ યોગેન્દ્ર હું અમદાવાદ આવવાની તૈયારીમાં હતો તે અરસામાં મને ભુજમાં મળી હતી. તે સમયે સરકારમાંથી મારી અમદાવાદ બદલીનું લખાણ આવી ગયું હતું. તેને લીધે કચ્છ રાજ્ય સાથે મારો સંબંધ બંધ થતો હોવાથી તમારા ગ્રંથનો રાજ્ય તરફથી યોગ્ય સત્કાર કરાવવા હું અસમર્થ હતો. મારો સંબંધ કચ્છ રાજ્ય સાથે દઢ હતો, ત્યારે પણ બહુધા હું અલગ જ રહેતો હતો. તો પણ હું કંઇ પણ પરોક્ષ રીતે કરી શકું તે મારી બદલીના ગરબડાટને લીધે કરી શકાય એમ ન હતું. બાજી તરફથી એમ. એ. ના ગુજરાતી પરીક્ષક તરીકે મારે થોડી મુદતમાં સૂક્ષ્મદષ્ટિથી પંદરસેં પાનાં વાંચી જવાનાં હતાં એટલે બાજું વાંચવાનો અવકાશ ન હતો. આવાં આવાં કારણોને લીધે યોગેન્દ્ર મારે પાછો મોક-

લેવો પડ્યો હતો. જો મે તેનો અનાદાર કર્યો અથવા તેની અવગણના કરી એવો ભાસ તમારા મનમાં ઉત્પન્ન થયો હોય તો તે દૂર કરશો. પુસ્તક પાછું મોકલવાથી તમારા મનને ખેદ ઉપજ્યો તે માટે ક્ષમા ચાહું છું.

લી. આધીન સેવક

**કેશવલાલ હર્ષદરાય ધ્રુવ.**

---

( ૨ )

**વિદ્વદ્વર્ય,**

ગામ ઉપર હોવાથી આપનો પત્ર વિલંબે મળ્યો. વિદ્વદ્વરોની સરળતા વિવેકયુક્ત ધર્મો વિદ્વદ્વરોની ગુણોત્કૃષ્ટતાને શોભાવના, વિદ્યાને થોડું આનંદનું કારણ નથી. વિદ્યાનો વિદ્યા તરફ અવિવેક વિદ્યાના ન્યાયસૂત્ર અસહ્ય જ ગણાય. કેમકે વિદ્યાને ત્યાં અનુયાયીવર્ગની ગણના ગૌણરૂપમાં જ હોવાથી વિદ્યાને વિદ્વાન શિવાય અન્ય સ્થળ કયું હોય? જેથી એવા અવિવેકનો આભાસ લાગતાં એવા આભાસને અનુસરતું કૃત્ય વિદ્યાને માટે જ હોવાથી દરગુજર કરવા યોગ્ય જ છે. વિદ્વદ્વર્ય ગોવર્ધનરામના પત્રોદ્ગારને મળતા ઉદ્ગાર તમારા પત્રમાં પણ દૃષ્ટિગોચર થવાથી તેમને જણાવેલા શબ્દોમાં જણાવું છું કે "વિદ્યાને ઘેર વિદ્યા લક્ષ્મીરૂપી વૃષ્ટિની આશાથી જતી નથી." વિદ્વાન તરફથી નિજ કર્તવ્ય અદા થતાં પરોક્ષ ઉત્તેજન આપોઆપ જ સાધ્ય થાય છે. અને તેમ થતાં પણ વિદ્યા અપ્રસ્તુત રહે તો દોષ વિદ્વાન કે લેખકને શિર રહેતો નથી. જમાનો અને કાળગતિ તે માટે જવાબદાર છે. કાળગતિ સાથે જ્યારે વિદ્વદ્વરો પણ વિમુખ રહે ત્યારે લેખકને માટે બીજો કયો ઉન્નત માર્ગ હોઈ શકે? પ્રસંગને અનુસરી કર્તવ્ય અદા કરતાં વિદ્વદ્વરોને વિલંબ થાય એ સ્વાભાવિક છે પણ વિદ્વદ્વરો વિમુખ રહે એ તો જમાના સાથે વિદ્વદ્વરોનો પણ દોષ જ ગણાય. તો પાત્રતામાં એવા દોષની લાગણી થતાં મનોભાવ ખિન્ન થાય કે "શું પાત્રતા અસ્ત થઈ છે?" "શું લેખકો માટે યાચકવૃત્તિનો જ સૂર્યોદય સકારણ હોઈ કાયમ રહેવો જોઇએ?" તો એવી ખિન્નતા પણ સ્વાભાવિક રીતે જ ઉન્નત કર્તવ્યમગ્નતામાં હોય.

યોગેન્દ્રનો માર્ગ કેવી રીતે અને કેવો થશે એ તો જમાનાને જ સોંપતાં લેખક તો પ્રસંગને અનુસરતું એતું કર્તવ્ય શું છે તેજ જુએ છે. જમાનો જો બેદરકાર રહે તો પણ લેખકે તો નિજ સ્થિત્યાનુસાર કર્તવ્ય અદા કરવું એજ કર્તવ્ય છે. એમ છતાં વિદ્વદ્વરો તરફથી યોગેન્દ્ર અને યોગેન્દ્ર સાથેના અનેક વિષયોમાં સમાયલી અનેક ચર્ચા ઉપર વિદ્વદ્વરોના અભિપ્રાય જાણવા થોડી જીજ્ઞાસા ન હોય ? કેમકે એવી જીજ્ઞાસા તૃપ્ત થતાં લેખકને ભવિષ્યના માર્ગ સ્પષ્ટ થાય છે. લેખકના અનેક દોષો સુધરે છે અને જમાનાની અનેક જરુરીઆતો પુરી પડાય છે. એ સર્વ યોગેન્દ્ર અને લેખ, લેખક અને લેખકવૃત્તિમાં સ્પષ્ટ જ છે તો નાહક લંબાવવાની જરૂર નથી.

લેખક ખાતર નહિ તો પણ વિદ્યાને માટે વિદ્યાને યોગ્ય કર્તવ્ય વિદ્વદ્વરો તરફથી અદા થાય એજ સર્વવ્યાપક અંતઃકરણને પ્રાર્થના છે. અને એ માટે યોગેન્દ્રની એક પ્રત ફરીથી આપના તરફ મોકલવામાં આવે છે તે સ્વીકારી ઉપકૃત કરશો. લી.

**વલસાડ,** તા. ૧-૧૨-૦૨ — યોગેન્દ્ર લેખકના સપ્રેમ યથાયોગ્ય.

**લ. ના.**

---

**ભુજ,** શુક્રવાર તા. ૪-૧૨-૧૯૦૨

યોગેન્દ્ર પત્ર સાથે ગઈ કાલે પહોચ્યો છે. આવતા અઠવાડિઆમાં અહીંની નોકરીનો ચાર્જ છોડી હું અમદાવાદ મારી નવી જગાનો ચાર્જ લેવા જનાર છું. ત્યાં ગયા પછી નિર્વૃત્તિએ યોગેન્દ્રનું પરિશીલન કરી શકીશ. અમદાવાદ ગયા પછી નિર્વૃત્તિએ હું પણ કંઇક મોકલીશ. પછી ફૂલ નહિ તો ફૂલની પાંખડી. પણ તે તમે સ્વીકારશો એવી આશા રાખું છું.

લી.

આધીન

**કેશવલાલ હર્ષદરાય ધ્રુવ.**

---

( ૪ )

**વલસાડ**, તા. ૨—૭—૦૩

**વિદ્વદ્વર્ય,**

વર્તમાનપત્રમાં ભરૂચના હેડમાસ્તર તરીકે આપની નિમણુક વાંચી આપને ધન્યવાદ આપતાં મને હર્ષ ઉપજે છે અને ઇચ્છું છું કે સર્વવ્યાપક પ્રભુ આપની ઉન્નતિ વિશેષ વધારી કરતા રહે.

તા. ૪—૧૨—૦૨ ના પત્રથી લેખકને જે રીતે અભિનન્દો છો તેથી લેખક નિજ હૃદય વધુ આભાર તળે મુકાયુ માને છે. તે પત્રને આજ સાત માસ થયા છે. જેથી આપના શુભેચ્છક પ્રયાસનું ફળ જાણવા સ્વાભાવિક જીજ્ઞાસા રહે છે. એવી જીજ્ઞાસાની તૃપ્તિ લેખકના ભવિષ્યના પ્રયાસમાં વિશેષ કિમ્મતી બોધદાયક અને સૂચક થઈ પડે છે. લેખ, લેખક અને લેખકવૃત્તિનાં બીજાં અને ત્રીજાં પ્રકરણ ઉપર આપના સ્વાનુભવ અને વિચારથી વિશેષ પ્રકાશ મળવાની લેખક ઇચ્છા રાખે છે.

એવી સ્વેચ્છામાં રમતા યોગેન્દ્ર લેખકના

સપ્રેમ યથાયોગ્ય.

**લ. ના.**

---

**ભરૂચ,** શનીવાર તા. ૨૫ મી જુલાઈ ૧૯૦૩

**વિદ્યાવિલાસી ભાઈ લલ્લુભાઇ,**

માફ કરજો. ગયા આઠ નવ મહિનામાં મને એટ એટલાં જુદાં કામ સોંપવામાં આવ્યાં છે કે મને બીજું વાચવાની કે લખવાની તક મળી નથી; જેથી કરીને યોગેન્દ્ર વાંચી શક્યો નથી. આજથી દસ દિવસ ઉપર હું અમદાવાદ કાંઈ કામસર ગયો હતો ત્યારે મારા સંગ્રહમાં યોગેન્દ્ર મેં શોધ્યો પણ હાથ લાગ્યો નહિ. ભુજથી આવ્યા પછી મારાં પુસ્તકો હું ગોઠવી શક્યો નથી. તે કારણથી કે પછી કોઈ એ નાટક વાંચવા લેઈ ગયું હોય, તે પાછું ન આપી ગયું હોય તે કારણથી પણ નાટક મને

જડયું નહિ. આજથી પંદરેક દહાડે પાછો અમદાવાદ જવાનો છું તે ફેરો વધારે કાળજીથી હું શોધીશ.

હાલ તો પરીક્ષાની મોસમ બેઠી છે... ... ...જે તે પરીક્ષાની જ વાત છે. તે છતાં એ યોગેન્દ્ર હાથ આવતાં વાંચી તો જઈશ જ. થયેલી ઢીલને માટે અને હવે પછી થવાની ઢીલને માટે ક્ષમા ચહાઉ છું.

મારૂં પોતાનું માનવું તો એવું છે કે પરિપક્વ થયા પછી આપણી બુદ્ધિ જ આપણા દોષ બતાવી આપે છે. અલબત રસમર્મજ્ઞ વિદ્વાનની સલાહ જો મળી શકે તો ષ્ટિ જ છે. પણ તે ન મળે, તો લેખ લખ્યા અથવા છપાયા પછી કેટલીક મુદત જવા દેવી. દરમ્યાન ઉત્તમોત્તમ લેખ બીજાના વાંચવાનું જારી રાખવું. કેટલીક મુદ્દતે આપણે આપણો લેખ ફરીને વાંચીશું તો આપણી ખામી કેટલીક આપણને જડયા વગર નહિ રહે. આવો અનુભવ મને મારા ગીતગોવિંદમાં થયો છે. અલબત ટીકાકારો તો સંસ્કૃતમાં માન પામેલાં પુસ્તકનાં પ્રાકૃતમાં પણ વખાણ કરે જ. અને ખરૂં પૂછો તો ઝીણી નજરે તપાસવા કરતાં સ્થૂળદૃષ્ટિથી વખાણ કરવાં એ સહેલું છે ને તેમાં જોખમ પણ ઓછું છે. આથી ગીતગોવિંદનું વિવેચન ને સમાલોચન ટીકાકારો તરફનું મને મદદગાર ન થયું. પણ કેટલાક દોષ ફરી વાંચવાથી મને જ સૂઝી આવ્યા. તે મેં બીજી આવૃત્તિમાં સુધારી લીધા. એની એક પ્રત આજની ટપાલમાં ભેટ મોકલું છું, તે તમે સ્વીકારશો. વાંચતાં કોઈ સ્થળે કંઈ સૂચના કરવી યોગ્ય લાગે તો બેલાશક લખી જણાવશો. ઉલટો તેથી આભાર થશે.

આ તરફ વરસાદ બહુ સારો થયો છે. કચ્છમાં દસ વરસ ગાળ્યાં તેમાં એકે વરસ હેલી ન જોયેલી તે આજે અહીં આવી જોઈ. સૃષ્ટિનો દેખાવ પરમ રમણીય થઈ ગયો છે. હજાર હાથે વિશ્વંભર જ જ્યાં સુકાળ વર્ષવા બેસે ત્યાં શી બાકી ?

લી. આધીન

**કેશવલાલ હર્ષદરાય ધ્રુવ.**

---

( ૫ )

**વલસાડ**, તા. ૨૭–૭–૦૩.

**વિદ્વદ્વર્ય,**

આપના પત્ર તથા ભેટની ઉપકાર સાથે પહોંચ સ્વીકારતાં આનંદ થાય છે. પરતંત્રતામાં વિદ્યાવિલાસને અવકાશ બહુજ નિયમિત હોય છે તેથી આપને ઢીલ થાય એ સ્વાભાવિક છે. જવાબ વાળતાં પહેલાં નવીન આવૃત્તિ ઉપલક જોઈ જવા માટે પ્રત્યુત્તર આપતાં ઢીલ કરી. પ્રસંગવશાત્ આપ તેમજ જન સમૂહને મારાં હૃદયનો લાભ આપવા હૃદય લોભાય છે. આ આવૃત્તિમાં આપે ઘણો જ ફેરફાર કર્યો છે. મૂળ સંસ્કૃત, પ્રથમ ભાષાંતર, અને આ નવીન ભાષાંતર એ ત્રણ ઉપરથી ત્રણ જૂદાં જૂદાં હૃદયનું જનસમૂહને ભાન કરાવવું ઘણું કીમતી થઈ પડે. પણ સર્વ કાળ અને સાધનને વશ છે. પણ જે હૃદયઆભાસ હાલ થાય તે જણાવતાં કહેવું પડે છે કે પ્રથમ ભાષાંતર હૃદયને અવલંબે છે ત્યારે બીજું બુદ્ધિને. આમ કહેવું પણ ઉતાવળ ગણાય. રસમય કુદરતમાં રસનિમગ્નને

**યોગેન્દ્રલેખકના** યથાયોગ્ય.

---

**ભરૂચ**, તા. ૧ લી ઑગસ્ટ ૧૯૦૩ શનિવાર.

**સુજ્ઞબંધુ,**

નરસિંહ મહેતાના રસમગ્ન જયદેવની વાણીનું વિવેચન આદરી તમારી રસજ્ઞતાનો લાભ ગુર્જર પ્રજાને આપશો, તો કેળ ભેગો કેવડો પણ પાણી પીવા પામશે. હું ઇચ્છું છું કે તમને ઇચ્છેલી અનુકૂળતા મળો. શાથી જે જો ત્રીજી આવૃત્તિ કાઢવાનો કદીએ વખત આવશે તો તે વખતે તમારી સૂચના મને ઉપયોગી થશે. તમારૂં દૃષ્ટિબિંદુ જૂદું જ હશે; કેમકે સર્વાંશે કોઇ પણ બે માણસનું દૃષ્ટિબિંદુ એક હોઈ શકતું નથી. ભિન્ન દૃષ્ટિબિંદુથી જોતાં મારા લક્ષમાં ન આવેલી એવી ખુબીઓ અને ખામીઓ તમે પ્રકાશમાં લાવી શકશો. સબબ તમારા ઉત્સાહને જો પારકા અનુમોદનની અપેક્ષા રહેતી હોય તો હું અંતઃકરણપૂર્વક તમારો ઉદ્દેશ ફલોન્મુખ થયેલો જોવા આતુર છું.

લિ. આધીન॰

**કેશવલાલ હર્ષદરાય ધ્રુવ.**

---

( ૬ )

વલસાડ, તા. ૧૦–૮–૦૩

**રસજ્ઞ સુજ્ઞસ્નેહી,**

હૃદયોલ્લાસપૂર્વક આપનો પત્ર મળ્યો, વાંચી આનંદ થયો. કોઈ પણ રીતે વિદ્વત્તા ભરેલાં અવલોકનનો હું દાવો કરી શકું નહિ એમ છતાં હૃદયક્રિયાના બારીક ભેદથી ઉપસ્થિત થતી અસરદ્વારા શબ્દો, પ્રસંગો અને પ્રસંગોને અનુસરતાં હૃદયચિત્રમાં અસ્વાભાવિકતાથી હૃદયને જે અથડાટ થાય તેટલું જ દિગ્દર્શન કરાવવાનું કાર્ય કરી શકું. યોગેન્દ્રમાં પરચુરણ વિવેચન એજ હૃદયક્રિયાને આધીન છે. હમારા મામા રા. રા. ભીમભાઈ નાગરજી ભરૂચ આ. સર કારકુન તરીકે આવ્યા છે તે યોગેન્દ્રની બીજી પ્રત આપને આપશે. એમનાં પ્રેમાકર્ષણને લીધે પ્રાચીન ભૃગુક્ષેત્ર જોવા કદાચ બની આવે.

ગુણગ્રાહક **લલ્લુભાઈના** યથાયોગ્ય.

---

ભરૂચ, તા. ૨૩–૮–૧૯૦૩ રવિ.

**રસજ્ઞ બંધુ,**

તમારા મામા તરફથી યોગેન્દ્ર મને આજથી નવ દશ દહાડા ઉપર મળ્યો હતો. પણ જે દહાડે એ મળ્યો તેજ દહાડે મારે અમદાવાદ જવું પડયું, જ્યાંથી માત્ર કાલનો જ હું અહીં આવ્યો છું. તેથી એમને હું મળી શકયો નથી. તમે બીજીવાર યોગેન્દ્રની ભેટ મોકલી તે માટે હું તમારો ફરી આભારી છું. અહીં આવવાને તમારો સંકલ્પ થયેલો જાણી ઘણો ખુશી થયો છું. ક્યારે આવવાના છો તે પત્રદ્વારા જણાવશો. આવતા રવિવારે કદાચ હું અહીં નહિ હોઉં.

લી. આધીન,

**કેશવલાલ હર્ષદરાય ધ્રુવ.**

---

**નડિઆદ**, તા. ૨૪–૧૧–૦૫.

આજની ટપાલમાં **પ્રેમાનંદ** એ નામનો એક લઘુ નિબંધ મોકલ્યો છે. તે ભેટ તરીકે સ્વીકારી આભારી કરશો.

આજ હું મુંબાઈ જાઉંછું. આવતા ગુરૂ શુક્રે પાછો આવીશ. મારા સરખું કામકાજ લખશો.

લી. આધીન, **કેશવલાલ હર્ષદરાય ધ્રુવ.**

( ૧૭ )

## પત્રનો સાર.

૧૯૬૨ કા. વદ ૦) તા. ૨૬–૧૧–૦૫.

કુટુંબમાં ત્રણ ત્રણ ચાર ચાર માસને અંતરે થતાં મરણનું ચિત્ર અને માણુસની ભીડને લીધે ગામપર રહેવાની આવશ્યકતા; નિબંધનો ઉપકાર અને આનંદસહ સ્વીકાર.

શમવિયોગ સંપૂર્ણ થયાનું જણાવતું તેમજ પૂજ્ય માતુશ્રીને અર્પણ કરી પત્ની ભગિની અને ભગિનીની બે પુત્રીઓની આત્મશાંતિ અર્થે બક્ષિસ આપવા સંકલ્પ હોવાનું જણાવવું. બે વર્ષ ઉપરની ઇચ્છાને અનુસરી અનુકૂળતા હોય તો વલસાડ ઉતરવા નિમંત્રણ; દ્રષ્ટા તરીકે રાખવા ઇચ્છા કે જેથી આત્મબળને સંતોષ મળે. અર્પણપત્રિકા અને ઇંગ્રેજી પ્રસ્તાવનામાં સમયનું અવલોકન હોવાનું જણાવ્યું. છેવટે વિશેષ પ્રસંગ, સમાગમ અને હૃદય દર્શાવી શકે એમ જણાવ્યુ.

---

**નડિઆદ**, શુક્રવાર તા. ૧–૧૨–૦૫.

આજરોજ સવારે નડિઆદ આવ્યો છું. તમારો પત્ર શોકમય સમાચારથી ભરેલો મને મુંબાઈમાં મળ્યો હતો. ત્યાં હું પરીક્ષાનું કામ આટોપવામાં ગૂંથાયો હોવાથી ઉત્તર વાળી શક્યો નહિ. મેં મંગાવેલી રજાની મંજુરી ગઇકાલ સુધીમાં મને મુંબાઇમાં ન મળ્યાથી હું એકાએક નોકરી ઉપર હાજર થયો છું. આ કારણથી વલસાડ ઉતરી દુઃખમાં સંવિભાગ કરવામાં પણ હું અસમર્થ બન્યો છું. બેશક, મારા કરતાં પણ તમારે માથે

વધારે ભારે આહ્રત પડી છે. पूरोत्पीडे प्रवाहस्य परीवाहः प्रतिक्रिया એ ન્યાયે રામવિયોગના ઉદ્દગારથી તમારા શોકનું સાંત્વન થાઓ ! એ દેવનાગરી લિપિમાં છપાવવા ધાર્યું છે તે ઉચિત જ છે. હું આવતી કાલે અમદાવાદ જાઉછું. ત્યાંથી તૈયાર થયેલ હશે તો વાગ્વ્યાપાર બીડીશ. સ્કુલમાંથી જ પત્ર ઉતાવળમાં લખ્યો છે.

લી. આપનો,

**કેશવલાલ હર્ષદરાય ધ્રુવ.**

---

**મુંબાઇ,** તા. ૨૪ મી ડીસેમ્બર ૧૯૦૫.

હું મારા સ્નેહી પ્રો. ગજ્જરની ખાતર પાછો ગયા મંગળવારથી મુંબાઇ આવ્યો છું. આવતે મંગળવારે મેલમાં પાછો વળવાનો છું તે શનીવારે સવારે અમદાવાદ પહોંચીશ. સોમવારે નડિઆદથી નીકળ્યો ત્યારે વ્યાગ્વ્યાપારની એક પ્રત તમારા ઉપર રવાને કરવાની ગોઠવણ કરીને નીકળ્યો હતો. તે પ્રત તમને પહોંચી હશે. રામવિયોગના સંબંધમાં મારો પત્ર તમને પહોંચ્યો હશે. રવિવાર અગર સોમવારે પાછો નડીઆદ આવી નોકરી ઉપર હાજર થઇશ. કામકાજ લખશો.

લી. આધીન,

**કેશવલાલ હર્ષદરાય ધ્રુવ.**

---

( ૮ )

**વલસાડ,** તા. ૨૫–૧૨–૦૫.

**સદાસ્નેહી રા. કેશવલાલ,**

ભાષાના અભ્યાસમાં આવી તીક્ષ્ણ દૃષ્ટિ ખરેખર ધન્યવાદને જ ઘટે છે. એવી દૃષ્ટિ જમાનામાં ક્વચિત જ હોય છે. ગીતગોવિંદ રસમાં તીક્ષ્ણ દૃષ્ટિની જે સાક્ષી પૂરે છે તેજ દૃષ્ટિથી આવા શાસ્ત્રીય વિષયમાં બુદ્ધિપ્રભાવનું જૂદું જ સ્વરૂપ પ્રકાશ પામે છે એ ઓછું ધન્યવાદને પાત્ર નથી. મારો

એ વિષય નથી. તેમજ એ વિષે મેં વિચાર સરખો પણ કર્યો નથી. એમ છતાં વાગ્વ્યાપાર જોતાં જે હૃદયભાવ પ્રફુલ્લિત થયો તે જ અત્ર આલેખ્યું છે.

પ્રેમાનંદ વિષેનો નિબંધ પણ એકવાર વાંચી ગયો . . . વિષય પરત્વે એ પાછો જોવાની જરૂર રહે છે. એમ છતાં ગુજરાતી સાહિત્યનાં બિંદુનો જે ઉદ્ભવ દર્શાવ્યો તે ઓછો પ્રશંસાને પાત્ર નથી. કેટલેક પ્રસંગે હમારા સરખા ઉપલક દૃષ્ટિથી જોનારને ધ્વનિનું ભાન થોડું આદરણીય નથી. ગુજરાતી સાહિત્યના ઉત્કર્ષનું તમોએ નવીન જ દૃષ્ટિબિંદુથી ભાન કરાવ્યું એ કહેવું અસત્ય કે અતિશયોક્તિ નથી. અત્ર સમાયલું નિરૂપણ મારી દૃષ્ટિ બહાર હતું તેમજ કેટલાકની દૃષ્ટિ બહાર પણ હોવાનો સંભવ રહે, જેથી એવાં બિંદુ સ્વરૂપના આવિર્ભાવની થોડી આવશ્યકતા નથી.

પાંચેક દિવસ થયાં વ્યવહારીક કર્તવ્યસર હું સુરત ગયો હતો ત્યાંથી કાલ સાંજરે આવ્યો અને તે સમયે જ મને વ્યાગ્વ્યાપાર મળ્યું.

શાંતિને પ્રેરનાર તેમજ રામવિયોગ વિષેનો પત્ર હું અંજલાવ ગામપર હતો ત્યારે મળ્યો હતો. પણ તે પ્રસંગે રા. ભીમભાઇ ( મામા ) તેમજ વલસાડના એક સ્નેહી અંગે રામવિયોગ ઉપરથી ઉપસ્થિત હૃદયભાવનું અવલોકન કરવામાં કાળવ્યતીત થઇ ગયો. તેમજ પત્રમાં સૂચિત વ્યાગ્વ્યાપારની રાહ જોવી પણ યોગ્ય ધારી. વળી નજીક ટપાલ સાધન પણ નહિ. આવાં આવાં કારણથી હું પ્રત્યુત્તર આપી શક્યો નહિ. એમ છતાં પણ આજરોજ હું વિશેષ આનંદવૃદ્ધિ સાથે તમારી એક પછી એક ભેટ માટે આભારપૂર્વક આનંદનિમગ્ન રહુછું એટલુંજ જણાવી હૃદયદ્વારા સંતોષ આપુ.

શુક્રવાર રાત્રે તમો અમદાવાદ જવા ધારો છો તો જો બીજા કાર્યનું રોકાણ ન હોય તો રાત્રીને બદલે શુક્રવાર સ્હવાર અથવા બપોરે મુબાઇથી ઉપડી વલસાડ અનુકૂળતા હોય તો ઉતરવું ઠીક થઈ પડે અને તેમ હોયતો મને કાલરોજ જવાબ આપશો. હું આજરોજ ગામ જાઉં છું અને વલસાડ ઉતરવા નજ બને અને શુક્રવારે મેલમાં જવાનો વિચાર કાયમ જ રહે તો હું સ્ટેશન ઉપર મળીશ.

યોગેન્દ્રની સર્વ પ્રત (પત્નીએ જે રસનું પોષણ કર્યું છે તે રસની શાંતિ અર્થે) બક્ષિસ મૂકી છે એ કદાચ જાણમાં ન હોય. ૫૦૦ પ્રત સમાલોચક

સાથે વહેંચવા અને બીજી એન. એમ. ત્રિપાઠી કંપનીને સામાન્ય નિયમ સૂચવી બક્ષિસ વ્યવસ્થા કરવા તા. ૨–૯–૦૫ ને રોજ મોકલી આપી છે. ૧૫૦ પ્રતને સુમારે હજી પાસે છે.........કોઈ પણ યોગ્ય પાત્ર કે વિદ્યાર્થીને યોગેન્દ્ર આપવો તમને યોગ્ય લાગે તો જણાવશો કે તેની વ્યવસ્થા માટે સવડ પડતી પ્રત મોકલી આપું. હાલ એજ, મારા સરખું કામકાજ લખશો.

સ્નેહાધીન,

**લલ્લુભાઇ**ના યથાયોગ્ય.

---

( ૯ )

તા. ૧૫–૧–૦૬.

રામવિયોગ બુકપોષ્ટથી યુનિયન પ્રેસપર, શનીવારે મોકલી આપ્યો છે. હવે દષ્ટિમર્યાદામાં ગુપ્તપાંડવ છે. પછી કાળ જે કરે તે ખરૂં. રામવિયોગ માટે સંકલ્પ કરતાં લાંબો કાળ થઇ ગયો. રામવિયોગ હસ્ત આવેથી જોઇ શકશો કે કાળ શું કરે છે. કાળ અવલોકવો અને ચિતરવો .એજ કર્તવ્ય અંગે રહે.

**લલ્લુભાઇ**ના યથાયોગ્ય.

---

( ૧૦ )

**વલસાડ**. તા. ૨૭–૯–૦૬

**સદા સ્નેહી ભાઇ કેશવલાલ,**

આ સાથે **રામવિયોગની** ૭ પ્રત મોકલી છે. એક પ્રતમાં તમારૂં નામ છે. અને બાકીની પાંચ પ્રતની વ્યવસ્થા સાતમે પૃષ્ઠે સંમતિથી તમારી સહીથી તમને યોગ્ય લાગે તેમ તમારે કરવાની છે. હાલ મને ૧૦૦ પ્રતજ મળી છે બીજી વધુ પ્રતની વ્યવસ્થા કરવાનું જો તમને અનુકૂળ હોય તો તમો લખો તેટલી પ્રત તમને મળે એ માટે અમદાવાદ લખું.........

હૃદયક્રિયાનાં અવલોકન પરત્વે ભૃગુક્ષેત્રનો આપણો પ્રસંગ મને તો ઘણો કિમતી હતો. અને તેનો શું લાભ લેવાયો છે તે તો તમો સહજ જોઇ

શકશો. ભાઈ, મારે કહેવું જોઇએ કે મારી દૃષ્ટિ સમગ્રકાળને માનીને હૃદયનાં સમગ્ર અને વિશાળ અંગ તરફ જ રહે છે. એ હૃદયની કિમ્મત અન્યને કેટલી હોય તે જોવા પણ હૃદય લેશ માત્ર પણ અટકતું નથી, અને પોતાના જ ભાવમાં તણાતું જાય છે. આ એવાં [illegible] અંગજ रामवियोग અને રામવિલાસ અંગના [illegible] વાન હો એવી ભાવનાની સ્ફુરણા સરખી પણ આપણા ભૃગુક્ષેત્રના સંયોગ પછી ઉઠતી નથી એજ આપણા ભૃગુક્ષેત્રના સમાગમનું મહત્ ફળ. કદાચ હું વધુ જાઉં છું જેથી હાલ એજ.

**લલ્લુભાઈના યથાયોગ્ય.**

---

**અમદાવાદ.** તા. ૩૦–૫–૦૬.

તમારી કીમતી ભેટ પહોચી છે. એમાંની એક પ્રત નડિઆદની નેટિવ જનરલ લાઇબ્રેરીમાં ને એક પ્રત રા. રા. ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠીને ભેટ મોકલી છે. બીજી એક પ્રત કાવ્ય માધુર્યના સંગ્રાહક હિમ્મતલાલ ગણેશજી અંજારિયા પર મુંબઇ બીડી છે. બાકીની પ્રતની પાછળથી વ્યવસ્થા કરી લખી જણાવીશ. મેં પણ ગઇકાલે તમારા ઉપર વિક્રમોર્વશીયની એક પ્રત અનુવાદકની ઇચ્છાથી મોકલી છે તે સ્વીકારશો. પરમ દહાડે પાછો હું નડિયાદ જઇશ. એ દિવસ સારૂ જ અહિં આવ્યો છું. વિશેષ નિરાંતે.

લે. સ્નેહાધીન,

**કેશવલાલ હર્ષદરાય ધ્રુવ.**

---

( ૧૧ )

**ભાઇ કેશવલાલ,**

મોકલેલ વિક્રમોર્વશીય નાટકનો અનુવાદ સુશ્લીલ અને મનહર છે. કાહિં કાહિં વાગ્વ્યવહાર (colloquial) માંજ ઉપયોગી કે રસમય શબ્દનો ઉપયોગ છૂટથી થયો છે. રસમય હૃદયે, ભાવોદ્દીપનને ઉદ્દેશીને એ સરખા-

મણીમાં વાંચવા યોગ્ય છે. કાહિં કાહિં ઉપસ્થિત થતા ભાવનાના ભેદ પણ વિચારવા જેવા છે. સમગ્ર રીતે ભાષાંતર વિદત્તા ભરેલું અને આદરણીય છે.

ભેટના ઉપકાર સાથે અનુવાદકને જણાવવું યોગ્ય લાગે તો જણાવશો.

વલસાડ, તા. ૩૦—૯—૦૬. } સ્નેહાધીન, લલ્લુભાઈ.

---

ખાડિયામાં ગોટીની શેરી.

અમદાવાદ. તા. ૨૯–૧૦–૦૬.

**સદ્ભાવશાળી ભાઇ લલ્લુભાઇ,**

નવીન વર્ષ પ્રવૃત્ત થયું છે. તે નવીન વર્ષ નિઃસ્વાર્થ પ્રવૃત્તિમાં આપણને પ્રેરો. ગયાને ગયુ કરી નવાંને કર્તવ્યના ફલપ્રદ ક્ષેત્ર તરીકે પરમાત્માની કૃપા પ્રાર્થી વધાવી લેઇએ. જે મહાન્ બ્રહ્માના ખેડ ખેડનાર નિર્જન વનના ન્હાનામાં ન્હાના નિર્માલ્ય જેવા લાગતા તૃણને પોખે છે, પુષ્પિત કરે છે ને ફલભાગી પણ કરે છે, તે હઝાર હાથવાળો, હઝાર આંખવાળો વિશાળ હૃદયનો ધીંગો વિશ્વકુટુંબી ધણી આપણાં કાર્યબીજને પણ અંકુરિત પલ્લવિત પુષ્પિત ફલિત કરશે. આપણો સ્વલ્પ પણ અધિકાર આપણે બજાવવાનો છે ને તે આપણે બજાવવા સમર્થ થઇએ એજ વાંછના છે.

તમારી રામવિયોગની ભેટ સ્વીકારતાં કાવ્યમાધુર્યના સંગ્રાહક રા. રા. હિમ્મતલાલ ગણેશજી અંજારીઆ તેમના તા. ૮–૧૦–૬ ના પત્રમાં નીચે મુજબ લખે છે:—

"રામવિયોગ મળેલ છે. પ્રિયજનની સ્મૃતિમાં આવી જાતનું ખર્ચ કરવાનો રિવાજ વધતો જાય અને સાહિત્યનો ફેલાવો થતો જાય એ સહુને ઇષ્ટજ હોય."

નડિયાદની નેટિવ જનરલ લાઇબ્રેરીના સેક્રેટરી એજ સંબંધમાં તા. ૩૦–૯–૦૬ ના પત્રમાં નીચે મુજબ મને લખે છે.

I am further to request the favour of your communicating our thanks to the author who is so magnanimous as to issue a whole edition free of charge. આ તરફ ઇશ્વરકૃપાથી સુખશાંતિ છે. નડિઆદમાં મરકીએ દેખા દીધા છે. તમારે ત્યાં હવા સારી હશે.

લે. સ્નેહાધીન,

કેશવલાલ હર્ષદરાય ધ્રુવ.

( ૧૨ )

વલસાડ, તા. ૧૭-૬-૦૭.

**સદાસ્નેહી ભાઈ કેશવલાલ,**

તમારા કાર્તિક માસના કાગળ પછી અનેક ફેરફાર થયા છે. રા. રા. ગોવર્ધનરામભાઈ અને રા. રા. મનસુખરામના સ્વર્ગવાસથી ગુર્જર ગિરારૂપ જવનિકાનાં બે ચિત્ર બંધ થાય છે. ગુર્જર પ્રવૃત્તિની તત્વમય સૃષ્ટિમાં એ-ઓએ એમનો ભાગ અર્પ્યો છે. તુલના માટે તલ્પી રહેલ હૃદયો સ્ફુરે છે અને કાળે સ્ફુરતાં રહશે. હૃદયઆઘાત જે પ્રમાણે પ્રેરણા કરે છે, બળ આપે છે તે પ્રમાણમાં સ્વહૃદય પ્રદેશાનુસાર ક્રિયાઓ થતી રહે છે, થાય છે અને થશે.

વિશેષ ખંભાતના સર ન્યાયાધિશ કોલેજ સમયથી સ્નેહમાં વૃદ્ધિ કરતા રહ્યા છે. આજ પાંચ વર્ષ થયાં એમનું ખંભાત માટે આમંત્રણ છતાં દર વરસે આશા આપ્યા છતાં મારાથી જવાયું નથી. પણ આવતા શનીવારે તા. ૨૨ મીએ જવા સ્ફુરણા છે. અને ત્યાંથી જો અનુકૂળતા હશે તો તા. ૨૯ તરફ નડિઆદ આવી જવા સહજ સ્ફુરણા છે એ બાબત હજી ચોક્સ નથી.

* * *

નડિઆદ મારૂં આવાગમન સહજ વિદ્યાવિનોદ ખાતર જ ધારૂં. અને એથી મારી અવલોકન શક્તિ માટે નવાં ક્ષેત્રની જ આશા આખું અને બની શકે એવું હોય તો રા. રા. ગોવર્ધનરામભાઈનાં નિવૃત્તિગૃહ અને પુસ્તકાલયનું પણ હૃદય નિરીક્ષણ કરવા ઇચ્છે અને સમીપ હોય તો Nadiad Agricultural Farm પણ જોવા જીજ્ઞાસા ખરી. એ સહુ સમય અને અનુકૂળતાને અનુસરી છે. ચોકસ સંકલ્પ થશે તો ખંભાતથી પત્ર લખીશ.

લલ્લુભાઈ.

નડિયાદ, તા. ૧૮-૬-૦૭

**સદા સ્નેહશીલભાઇ લલ્લુભાઇ,**

સ્થળ-**વલસાડ.**

આજે હું નડિયાદ આવ્યો ને તમારો પત્ર પણ આજે સવારે મળ્યો. તમો આવો ને બે દિવસ તમારા સમાગમનો લાભ આપો એથી શું અધિક હોય ? હું તો કુટુંબ જાળમાં અને પેટનો ખાડો પરવાની મજૂરીમાં એવો ગૂંથાયલો-ગૂંચાયલો રહું છું કે તમારા સ્નેહભરિત આમંત્રણનો પણ સત્કાર કરી શકતો નથી. સ્વર્ગવાસી ગોવર્ધનભાઇનાં નિવૃત્તિગૃહની મુલાકાત સારી રીતે લેઇ શકાશે. ખેતવાડીનું ફાર્મ અહિંથી બહુ છેટે નથી તેથી ત્યાં પણ જવું હશે તો સહજ જઈ શકાશે.

તમે કઈ ગાડીમાં નડિયાદ ઉતરશો તે તે આગમચથી મને લખી જણાવશો. પ્રત્યક્ષ સમાગમની આશાએ પત્રમાં મિતભાખી થાઉં તો ક્ષંતવ્ય ગણશો.

લે. સ્નેહાધીન,

**કેશવલાલ હર્ષદરાય ધ્રુવ.**

( ૧૩ )

**વલસાડ,** તા. ૨૧-૬-૦૭

**હૃદયશીલ ભાઇ કેશવલાલ,**

તમારો તા. ૧૮ મીનો પત્ર કાલરોજ મળ્યો. પત્રમાં જે તીવ્રભાવ પ્રેરાય છે તે થોડો સંતોષકર નથી. વ્યવહારમાં છતાં પણ એજ ભાવના શુદ્ધ નિર્મળ અને તીવ્ર હૃદયની સાક્ષી આપે છે. એ કરતાં વિશેષ ફળપ્રદ બીજું શું હોઈ શકે ? હું આજરોજ ખંભાત જાઉછું. આવતા શુક્રવાર તા. ૨૮ મી સાંજરે સાડાસાત ને સુમારે નડિઆદ ઉતરવા ધારૂં. ખંભાતથી આવ્યા પછી આગળ પત્ર લખીશ.

ખંભાત, મણિભાઇ ગુલાબભાઇ જજને ત્યાં મુકામ છે.

**લલ્લુભાઇ.**

**નડિયાદ** તા. ૨૪-૬-૦૭

તમે અહિં આવવાનો ઠરાવ સ્થિર કર્યો જાણી ઘણો ખુશી થયો છું.
રે સાંજે હું પોતેજ સ્ટેશન ઉપર હોઇશ.

શુક્રવારે રજા છે શાથી જે તે દિવસે શહાનશાહના જન્મ દિવસનો
ર પાળવાનો છે માટે મને સ્ટેશનપર ગમે તે વખતે આવવામાં કંઈપણ
ણુ નથી. જરૂર આવશો. વિચાર ફેરવશો નહિ.

લી. સ્નેહાધીન,

**કેશવલાલ હર્ષદરાય ધ્રુવ.**

---

**ખંભાત,** તા. ૨૬-૬-૦૭

**ઇ કેશવલાલ,**

શુક્રવારે તમને રજાની અનુકૂળતા છે તો હુ ગુરૂવાર સાંજરે આવીશ.
જાતે સ્ટેશન ઉપર આવવાની જરૂર નથી. હરકોઈ માણસથી ચાલશે.

**લલ્લુભાઇ.**

---

( તા. ૨૯-૬-૦૭ ને રોજ નડિયાદ હાથોહાથ આપ્યો. )

**સ્નેહીભાઇ કેશવલાલ,**

સાહિત્યસૃષ્ટિમાં ગુર્જરગિરાએ રા. રા. ગોવર્ધનરામભાઈના સ્વર્ગ-
**સુઘડતા** અને **ગૃહમાધુર્યરૂપી** તન્મયરસનું ધામ ગુમાવ્યું છે.
અવલોકનશક્તિ અને શીઘ્ર ગ્રહણશક્તિ એ એમના મુખ્ય ગુણ
એમ છતાં જમાનાના આઘાત કે પ્રવાહનાં દબાણનું બળ એમનાં
ઉપર વિશેષ હતું એમ એમના પત્રવ્યવહાર અને નવલકથાના છેલ્લા
ઉપરથી પણ જણાયા વિના રહેતું નથી. એમની નવલકથા તરફ
તાં આર્યગૃહવ્યવસ્થા, ગૃહપ્રેમ, ગૃહબંધારણ, રાજ્ય, રાજ્યબંધા-
દાન્ત, વેદાન્ત ભાવનાની આર્યાવર્તમાં ભિન્નભિન્ન પ્રચારે ક્રિયા, ગોવ-
ભાઇનાં પોતાનાં સૂત્રો અને એમની એ વિષયમાં અવલોકન ક્રિયા
જમાના, ચાલુ જમાનાનુ ભાવના સ્વરૂપ, જમાનાની રાજકીય ભાવના

.શી રાજ્યો, દેશી રાજ્યોનાં બંધારણ વિગેરે ઉપર અવલોકન અને વિવે
.નની સ્વાભાવિક આવશ્યક્તા રહે. અને એમ થાય તો જ સમગ્ર વિષયને
ન્યાય મળી શકે અને એમની અવલોકન શક્તિની તુલના આંકી શકાય.
એટલે કે એમની હૃદય ક્રિયાનાં કાર્યની યોગ્યના અયોગ્યના સમર્થન સ્વરૂપ-
.માં દર્શાવી શકાય. નવલકથાનો ૪ થો ભાગ અનેક ઉત્તમ વસ્તુનો સંગ્રહ
.છતાં એક સુંદર અને મનહર આકૃતિ સ્વરૂપનો ભાસ પલટી પ્રસ્તાવનામાં
.માગેલી છુટનો લાભ મળતાં પણ નાસભાગ કે ખીચડા સ્વરૂપ થઈ રહે છે.
એમનો વેદાન્ત શોધન કરતાં બાળકની ક્રિયા છે, પરિપક્વ દશાનો આવિર્ભાવ
.થી. અખિલ સમુદ્રમંથન પછી પણ નાયક પાત્રમાંથી દીનતાનો લોપ
.યો નથી અને થતો પણ નથી. એજ સ્વરૂપની છાયા એમનાં વ્યવહારીક
.હૃદયપટો ઉપર પણ રહી ગઈ છે. ( જુઓ " વસન્ત " માઘમાસ ૧૯૬૩
મારા જીવનનો સૂર્ય આથમવા ઉપર") જમાનાના આઘાત કે પ્રવાહ સ્વરૂપ,
હૃદયપટોનું દીનતા સ્વરૂપ અને પ્રકૃતિ કે દેહનું મંદતાસ્વરૂપ જો એમને
.બાધરૂપ થઈ પડયાં ન હોત તો ગુર્જર સમૂહ અને બલકે આર્ય સમૂહને
.ણ એમનાં સંસ્કારી હૃદયનો જે લાભ મળ્યો છે તેથી પણ વિશેષ પ્રદીપ્ત,
.ઢ અને અદીન સ્વરૂપનો લાભ મળત. પણ એ સહુ કાળની ક્રિયા છે
.ને એવા કાળની ક્રિયામાં ગોવર્ધનરામભાઈએ જે **સુઘડતા** અને **માધુર્ય**
**.હ** તન્મયરસનું ચિત્ર મૂક્યું છે તે અદ્વિતીય અને ઉત્તમજ છે. એથી
.મનું જીવન એ મરણ નથી અને દેહલોપ છતાં એમનો આત્મા એવાં
.જીવનદ્વારા હસતો રમતો તરતોજ આનંદ નિમગ્ન વહતો રહે છે એજ
.એમનાં બિંદુના પરિપાકનું શ્રેષ્ઠત્વ છે.

રામવિયોગની બક્ષિસ વ્યવસ્થા એન. એમ ત્રિપાઠી હસ્તક ૯ પ્રત
.વાય પૂરી થઈ છે. ઉમરેઠથી એક ગૃહસ્થ તરફથી ૫૦૦ પ્રત ખરીદવા માટે
.ચનારૂપ પત્ર હતો. જો એ જીજ્ઞાસા પ્રબળ હોય તો નવીન આવૃત્તિ માટે
.મય કદાચ નજીક પણ આવે.

તા૦ ૯–૨–૦૭ ના **The Bengalee** પત્રમાં—**Alas! Poor
.hakespeare. Neither Art nor morality—Count Tolstoy**
.ે ટાંચણ જમાનામાં દુનિયાના પ્રવાહમાં સ્વરૂપચિત્ર તરીકે જોવા જેવું
.ને બલ્કે મનન કરવા યોગ્ય છે. **Fort—Nightly Review**
**Dec. 1901 & January 1907 ). Count Tolstoy** ના શબ્દમાં-

But above all, having assimilated the immoral
' of life which penetrates all Shakespeare's writ-
, he loses the capacity of distinguishing good from
and the error of extolling an insignificant in-
tic writer not only not moral but directly im·
al—executes its destructive work.

hakespeare's works do not satisfy the demands of
art and besides this their tendency is the lowest
most immoral.

Shakespeare's view of life, his language, his cha-
ers, his only talent, the origin of his fame વિગેરે
નીચે પ્રમાણે ટાંચણ પૂર્ણ થાય છે.

The conclusion of the whole matter is that Sha-
eare must be dethroned and mankind " will have
arch for and work out a new form of modern
a, a drama which will serve as the development
confirmation of the highest stage of religous con-
sness in men."

What do you think of his sonnets ? I think
ı we read them as of Bacon's justifying his
uct and character, they throw a new light
possess a refreshing vigour as a view of a
nating picture of one generation.[1]

---

એ પુષ્ટિમાં લેખકને ૧૯—૭—૧૨ ને રોજ અમદાવાદ રા. રા. કે.
ને ત્યાં ગૃહવાસમાં એમના તરફથી The Shakespeare Myth by
Edwin Durning Lawrence Bt. નું સને ૧૯૧૧માં બહાર
માસિક જોવા મળ્યું હતું. તેમાં અનેક સંજ્ઞા અને મુખપૃષ્ઠ પરનાં ફ્રાન્સ
ાં જણાવાયલાં ચિત્ર પરથી બેકન એજ શેકસપીયર એમ સિધ્ધ
. વળી નીચેનાં પુસ્તકો કે અભિપ્રાયો પણ પુષ્ટિમાં જણાવ્યાં છે.

હાલના જમાનામાં સાહિત્યની પરીક્ષા એકદેશી અને ઘણીજ ટુંક
માં થાય છે. અને એજ ટુંક હદને યોગ્ય સ્વરૂપ માની લઈ વિસ્તૃત
મો લખાય છે. પાત્રો, પાત્રોનું હૃદય પરત્વે પૃથક્કરણ, એમની હૃદયની
ત ગતિના જુદા જુદા ભેદો, એ ભેદોનાં સ્પષ્ટ ચિત્રોનું સ્પષ્ટિકરણ,
ને એ ઉપર કાળની સરખામણીમા વિવેચન હાલના જમાનાની ક્રિયા
ી. લેખનકળાના ભેદ પણ પરીક્ષા દ્વારા વિવેચનથી જવલજ જેવાય છે.
ન સામાન્ય પાત્રોની ક્રિયા ઉપર લબાણુ વિવેચનમાંજ આલેખસ્વરૂ-
ં કાર્ય સમાતું હોય એવો ભાસ પડે છે. લેખકોમાં ચિત્રશકિત એ
ય ગુણ છે. પણ જુદા જુદા લેખકોનાં પાત્રો અને નાયકનાં હૃદય ક્રિયાના
કરણ દ્વારા સરખામણીમાં તરી નીકળતા ઉચ્ચ ગુણો કે તત્વોનું
વલોકન શકિતનું કાર્ય હજી ઉદ્ભવ થયુ નથી. આર્યનાટકો
ે કાવ્યોમાં તરી નીકળતી ભિન્ન ભિન્ન ગુણ અને તત્વવાળી
ક્રિયાનું ભાન કરાવવાની કલ્પના અને વિવેચકશકિતનો ઉદ્ભવ
ી. પાશ્ચાત્યોએ આર્ય સાહિત્યનું જે ચિત્ર ચિતર્યું છે, તે
ન અપૂર્ણ, અલ્પ, એકદેશી, આડ માર્ગે લઇ જનારૂં. ઉન્નત હૃદય
ા જ્યાં વિવેચન સહ દર્શાવવાની અગત્યતા હોય ત્યાં તેનો લોપ બ-
નારૂં કે તદન મૌન ધારણ કરનારૂં, આર્ય હૃદયથી ગુંગવાતું, સ્વસ્વરૂ-
ટુંકી હદના રૂઢી અને નિયમથી આર્ય ઉચ્ચ હૃદયને ખોટું સ્વરૂપ
પનારૂં વિગેરે દોષવાળું હોવાનું ભાન થયા વગર રહેતું નથી.
ાનાની ક્રિયામાં પાશ્ચાત્યોએ આર્યને વ્યવહારીક અવલોકન

---

The Cambridge History of English Literature
. 165–67.) in 1910; Mark Twain's Book in 1910;
o Percy Bysshe Shelly, Lord Palmerston, Lord Hough-
the father of the present Marquis of Crew.
n Bright & Prince Bismark. Prince Bismark
d in 1892:–He could not understand how it were
ssible that a man unacquainted with state affairs
l state courtesies could write state scenes & refine-
nt of state life.

શક્તિની વિશાળતા અને ચિત્રશક્તિની સ્ફુરણા એ બે તત્વો અર્પ્યા એ ખરે કાળની ક્રિયામાં એમનો મોટો આભાર જ છે. આર્ય હૃદય સમજવાની પાશ્ચાત્ય શક્તિની અપરિપકવતાને લીધે આર્ય સ્વરૂપને જે આઘાત પાશ્ચાત્યોએ આપ્યો એ પણ કાળની અજ્ઞાનતામાં એક અગત્યની જ ક્રીયા છે. Sir Monier Williams, Max Muller વિગેરે ઉપરથી એ ભાન સહજ થઇ શકે એમ છે. પાશ્ચાત્યોએ આપેલી દષ્ટિથી આર્ય હૃદયને સ્પષ્ટ કરવાની વિશેષ આવશ્યકતા છે પણ એ સહુ કાળનું કાર્ય છે. કાગળ લંબાયો છે પણ હૃદયવેગ દાબી શકાતો નથી.

તા૦ ૧૮–૨–૦૭
સોમ. ફાલ્ગુન સુદ ૬
૧૯૬૩

લલ્લુભાઈ.

---

વલસાડ, તા. ૧૩–૭–૦૭

ભાઇ કેશવલાલ,

તા. ૨૧–૬–૦૭ થી તે તા. ૧૨–૭–૦૭ સુધી બાહ્ય ગમનદ્વારા મારાં હૃદયે અનેક ક્રિયા અનુભવી છે. ખંભાતમાં કંઈ શાંતિ, સ્નેહ અને શ્રદ્ધાનું પોષણ હતું. ત્યારે નડિઆદમાં હૃદયના તન્મયરસથી વિશેષ આનંદ અને શાંતિનો સંતોષ હતો અને સરભોણ...........તમારે ત્યાં સેવકજન ગૃહિણી અને તમોમાં હૃદય શિવાય મેં કશું જોયું નથી. સેવકજનમાં પણ હું તમારાજ હૃદયભાવને જોતો હતો. મને વળાવતી વખતે નડિઆદ સ્ટેશન ઉપરનું હૃદય શું ભૂલાય એવું છે ?

વિદ્યાનાં વિવેચનથી જુદી જુદી દિશામાં અવલોકનનો લાભ મળ્યો છે ત્યારે..............આપણાં હૃદયના આટલા સહવાસ પછી........... હૃદયે શું અનુભવ્યું એ જો સાથે સાથે સહજ આલેખું તો અયોગ્ય કરૂં નહિ. કેમકે વસન્તોત્સવની હૃદય ક્રિયામાં આપણે આનંદીએ છીએ તો આ પણ એક ક્રિયા. ... ... ... ... ... ...

ભાઈ જ્યાં હૃદય વિશાળ, ઉદાર, ઉન્નત અને પ્રૌઢ છે ત્યાં પ્રભુજ રહે છે. એ હૃદય લાભ હાની, ક્ષોભ કે દુઃખ વિચારતું નથી. ફક્ત પ્રસંગનું

કર્તવ્ય શું એજ વિચારે છે. એજ સૂત્રની રૂએ સુજિવણી ગ્રન્થમાં ગુપ્ત પાંડવમાં[1] યુધિષ્ઠિરે અર્જુનને જે બોધ કહેલા વાંચ્યો હતો તે એજ હતો.

... . ... ... ... ... ... ...

... ઠાકોરનું[2] ગદ્ય–યાજ્ઞિક ઉપર ઘણો સારો સુધારો છે એટલુંજ નહિ પણ અંજારીઆથી પણ ચઢે છે. પણ પદ્યમાં ઠાકોરનામાં અંજારીઆનું લાલિત્ય હૃદય અને માધુર્ય નથી. વસન્તોત્સવપર[2] હું જ્યારે એ પુસ્તકો તમને મોકલું ત્યારે કંઈક વિવેચનથી લખવા ધારૂં. કલ્પનાનો સુર, ચિત્રનો રસ, કુદરત અને હૃદયનું તાદશ્યપણું બહુ વેગવનાં અને પ્રબળ જામ્ છે. હૃદય, કુદરત અને પ્રસંગના ભાવનું તાદશ્યપણું ખડું થવા ઘણો ઉત્કૃષ્ટ ભાવ વહ્યો જાય છે. પણ એ સહુ જ્યારે હૃદય અનુકૂળ સ્થિતિમાં અવલોકન કરવા ચાહે ત્યારેજ લખી મોકલવા ધારૂં.

... ... ... ... ... ... ...

... કાગળ જોઈએ તે કરતાં લાંબો થયો છે પણ હૃદયનો ભાવ તણાયો જાય છે.

લલ્લુભાઇ.

---

નડિઆદ તા. ૨૮–૮-૦૭

## સ્નેહશીલ ભાઇશ્રી લલ્લુભાઇ,

તમારા ઉમળકાથી ઉભરાતા પત્રનો હું દોઢ મહિને ઉત્તર વાળું છું. શું કરૂં ? વચમાં ડાબી આંખે હું બહુ હેરાન હતો. હજુ સહેજ કસર છે. પણ પરિષદને માટે address અગાઉથી લખી મોકલવાનું હતું તેથી દુઃખ ઘસડતું તાણ્યું છે.

હજુ " પદબંધના સ્વરૂપ " વિશેનો મારો પોતાનો લેખતો લખવો બાકી છે. એ લખાઈ જાય, તો હું ઋણમાંથી મુક્ત થાઉં.

---

૧ પ્રથમ અંક. ૨ અભિજ્ઞાન શકુંતલાનો તરજુમો (બ. ક. ઠાકોર) ભાઇ કેશવલાલે નડિઆદવાસમાં ભેટ આપ્યો હતો તેમજ રા. રા. ન્હાના-લાલનો 'વસન્તોત્સવ' ને 'કેટલાંક કાવ્ય' પણ વાંચવા આપ્યાં હતાં

તમારા સાત્વિક સુખની છાયા મારા હૃદયને પણ શીતળ કરે છે. તમારૂં વિસ્તારવાળું લખાણ રુચિકરજ છે. કારણ કે તેમાં હૃદય ઉભરાઈ જાય છે.

વસંતોત્સવ ઉપર તમે જે વિવેચન લખશો તે ઉપયોગી થશે. અવકાશ લઈ લખશોજ. હાલતો મારૂં હૃદય પરિષદ્ પ્રત્યેના ઋણથી પરવશ છે. અને શાંતિ મળશે ક્યારે કે જ્યારે લેખ લખાઈ રહેશે. માટે માફ કરજો, અસ્વસ્થ હૃદયે પત્ર ટુંકાવું છું.

લી. સ્નેહાધીન,

**કેશવલાલ હર્ષદરાય ધ્રુવ.**

(૧૯)

**વલસાડ**, તા. ૧–૯–૦૭

## ભાઇશ્રી કેશવલાલ,

ચારેક દિવસ ગામ ઉપર હોવાથી તમારો પત્ર શુક્રવાર રાત્રે વલસાડ આવ્યો ત્યારે મળ્યો. દેહાદિકવિકારો અને અંતરાયભૂત થતાં વિઘ્નોને કાળને અનુસરી માનજ આપવું પડે. એથી જે સૂત્ર નીકળે તે એટલુંજ કે આપણો હૃદયવેગ શિથિલ નથી, પણ કાળની ક્રિયા અંતરાયભૂત કે પ્રતિકૂળ છે, તો એને પણ માન આપવું એ પણ એક કર્તવ્યનીજ ક્રિયા. ખરે નયનપીડાને લીધે " પદબંધ સ્વરૂપ " ના અગત્યના લેખ વિષે ટુંક સમય તરફ જોતાં તમારો અકળાટ સ્વાભાવિક છે. પરિષદના પ્રમુખ તરીકેનું સમાલોચન ( address ) લેખકાર્ય નયનપીડાના સમયમાં એક વિષમ કાર્યજ હતું. એમ છતાં એ પાર ઉતર્યું એજ કર્તવ્યજ્ઞતાનો સંતોષ. એજ પ્રમાણે પદબંધ વિષેનો લેખ પણ યથેચ્છ પાર ઉતરશે. વિષય કિંમતી છે. એ ઉપર તમારૂં અવલોકન બારીક છે. એને અવલોકનફળરૂપ કે સૂત્ર રૂપમાં મૂકવાની ખાસ જરૂર હતી. એવો અગત્યનો વિષય લેવામાં તમોએ ઘણું રૂડું વિચાર્યું છે. હાલની પીડાને લીધે કદાચ સંપૂર્ણ ન્યાય આપવો તમારાથી નજ બની શકે તો પણ અવલોકનફળરૂપ જે કંઇ પણ સંગ્રહિત થયેલું કહેવાશે તે ભવિષ્યમાં તમો તેમજ અન્યને થોડું ફળપ્રદ નથી.

વસન્તોત્સવ વિષેની તમારી સૂચના ઉત્સાહપ્રેરક છે. મારો સંકલ્પ સરખોણુમાજ બંધાયો હતો. પણ કાળને વિલંબ ગમે છે. એમાં કંઇક કાળનો ઉદ્દેશ હોવો જોઇએ. એવા વિલંબ માટે હું અધીરો થતો નથી કે અકળાતો નથી. પણ કાળનેજ માન આપું છું. અને વિલંબે પણ કાર્યની સફળતા જોઈ એ વિલંબકાળ તરફ અવલોકન કરતાં જે નવી ક્રિયાઓ ઉદ્દ્ભવ થઈ હોય તે તરફ આનંદમયજ થઈ રહું છું કે "કાળ તારો વિલંબ સકારણુજ હતો." એટલે કે હું લખવાનો સર્વ આધાર હૃદયના થનથનાટ ઉપરજ રાખું છું. પછી ભલે એ ગમે ત્યારે આવો. મારૂં હૃદય અનેક ક્રિયાઓ ક્રમપૂર્વકજ કરે છે. કેટલોક કાળ કેટલાક દિવસ કે માસ મારૂં હૃદય આત્મામયજ થઈ રહે. આત્માની શાંતિજ વિલોકે અને અન્ય કશાની ઇચ્છા કરે નહિ. એજ પ્રમાણે કેટલાક દિવસ વગર વાંચને સાહિત્ય અવલોકનજ કરે તો કેટલાક દિવસ ( વધુમા વધુ દસપદર ) વાંચવામાં કાઢે, કોકવાર સૃષ્ટિ ક્રિયા અવલોકે તો પ્રસંગ પ્રસંગે રાજ્યક્રમ અને રાજ્ય ફેરફાર અવલોકે, સાથે સાથે ગૃહ કૃષિ સ્નેહાદિક વર્ગ પણ બહાર રહી જાય નહિ.

ભાઇ ગૃહ અને કૃષ્યાદિકમાં હાલતો દ્રષ્ટાજ છું. આગળ ઉપર એની પ્રકૃતિમાં ફેરફાર થાય કે ન પણ થાય. એમ છતાં હું અને મારી સહુ વ્યવસ્થા એમને આધીન છે. જગ્યાના રહેવાના ફેરફાર વ્યય લક્ષ્મી આદિક સહુ એમનેજ આધીન છે. વલસાડમાં હીંડોળો અને અંજલાવમાંએ હીંડોળો. કર્તવ્યની પ્રેરણા કે મનોવૃત્તિના આનંદ શિવાય એક સ્થળે હીંડોળો છુટતો નથી, અને છોડવો ગમતો પણ નથી. એમ છતાં વ્યવહાર અવલોકનને અવકાશ આપવો પડે. વ્યવહારને રસ, આશ્વાસન, ધૈર્ય અને વિવેક આપવાં પડે. વ્યવહારમાં અન્યના ક્ષોભથી સહજ કિંચિત્ કાળ પણ ક્ષોભ પામવું પડે. ( જે ક્રિયાનું કંઇક ભાન રામવિયોગ વિરહાંજલીમાં " આઘાત પામે મન જો કે મારૂં, શાંતિ અખંડાચિત્ત લેતી ચારૂ " વિગેરે કડીથી કરાવાયુ છે ) માતુશ્રી કે જે કૃષિવ્યવસ્થાનો સઘળો ભાર વહન કરે છે તેમની અભિરૂચી અને અનુકૂળતાં જોવાં પડે, તેમની શ્રદ્ધા પોષવી પડે, તેમનાં પ્રસંગે અકળાતાં હૃદયને ધૈર્ય, બોધ, અને આશ્વાસન શાંતિપૂર્વક આપવાં પડે, ગૃહવ્યવસ્થામાં માશીની મરજી જોવી, જાળવવી, શાંતિ અને મૌનથી શાંતિની ક્રિયા ઉપર નચિંતપણે વ્યવહારક્રમ જાળવવો વિગેરે આ મારો નિરંતરનો સામાન્ય

હૃદયક્રમ છે. એટલે વ્યવહારીક દ્રષ્ટિએ તદન નવરો કે અવકાશવાળો છતાં મારૂં હૃદય ક્યાં કાર્ય માટે ક્યાં નવરૂં છે એ પ્રસંગોપાત મને પણ સમજ પડતી નથી. એમ છતાં Emerson પોતાના રૂપાંતર ફળ (Compensation) ના નિબંધમાં કહે તેમ Justice is not postponed. A perfect equity adjusts its balance in all parts of life. એ સૂત્ર અચળ શ્રદ્ધાથી અનુભવું છું અને અમલમાં મૂકું છું. અને એની અસર પણ અનુભવતાં દ્રષ્ટા તરીકે અવલોકતો રહ્યું છું.

વસન્તોત્સવને ઉદ્દેશીને મારા ઉપર જે બોજો કે કર્તવ્ય ભાર રહે છે તેને અનુસરી મારા હૃદયની કંઈક આવી સ્થિતિનું ચિત્ર ચિતરાય. જેથી ફરી જે સમયે વસન્તોત્સવ નામે હૃદય પ્રબળપણે પ્રાધાન્ય પદપર આવે ત્યારે સ્વાભાવિક રીતે એ કાર્ય હૃદયાનુસાર થવું એ અસંભવિત નથી.

.. ... ... ... ... ... ...

વિશાળ પુસ્તકાલયથી વિસ્તૃત રીતે લખી શકાય પણ વલસાડમાં એવાં પુસ્તકાલયના સાધન નથી એટલે સર્વ આધાર હૃદય અવલોકન ઉપર અને મારા નાનકડાં પુસ્તકાલય ઉપરજ રહે.

આવી રીતના પત્રનો ઉપયોગ ગતસ્નેહી જીવણજી સાથેજ ૧૮૯૯ થી કર્યો હતો. એ જીવણજી બરૈય ગોર વર્ણના મારી સંગે આવ્યા હતા તેજ.

તમારો સ્નેહ, તમારી સરળતા અને તમારા પ્રેમભર્યાં ઉમળકાના આવિર્ભાવથી એવા વિસ્તૃત પત્રની છૂટ લેવા હૃદય સ્વાભાવિક લોભાય. જ્યાં હૃદયની અવલોકનશક્તિ રસમય સ્નેહમય હોતી નથી ત્યાં એવા પત્રો અરૂચિકરજ થઈ પડે છે અને એથી વધુ કંટાળારૂપજ લાગે છે. પછી એવા પત્રો સત્યયુક્ત કે પ્રશંસા અતિશયોક્તિ વિગેરે યુક્ત હો તો પણ એઓ અનેક રીતનાં અવલોકનનો ખોરાક પૂરો પાડે છે. સાધનને કેવાં સ્વરૂપમાં જોવું અને ગ્રહણ કરવું એ સહુ હૃદયક્રિયા ઉપરજ આધાર રાખે છે. અને એવું અવલોકવાપણું અને ગ્રહણ કરવાપણું એજ હૃદયક્રિયાની રસમય સ્થિતિનું ભાન કરાવે છે.

સ્નેહાધીન

**લલ્લુભાઇ.**

---

**નડિઆદ,** ૧૭-૯-૦૭

ગયે ગુરૂવારે હું મુંબઈથી નડિઆદ આવ્યો છું. પરિષદનો એહવાલ તો પત્રોમાં તમે વાંચ્યો હશે. પારસી લેખક મંડળની મદદથી ધાર્યા કરતાં

બહુ વધારે ફતેહ મળી છે. એકતાનાં જે બીજ પરિષદ પ્રસંગે રોપાયાં છે તે જડ નાંખો ને સારાં ફળ ભવિષ્યમાં નીપજો. મારો પદ્યરચનાનો નિબંધ બીજાઓના લેખને અવકાશ આપવાના હેતુથી મેં વાચ્યો ન હતો તે પાછળથી છપાશે ત્યારે મોકલીશ. હાલતો મારા ભાષણ (address) ની નકલ મોકલું છું. તમે જોશો કે એ પારસી પ્રેસમાં છપાયેલ છે. માલીકે માગી લેઈ વગર પૈસે પરિષદને હજાર પ્રતો કાઢી આપી હતી. જે એ જતડાક્ષર છાપી ન શકે તે આટલો મોટો લેખ છાપવાનું માથે લે એમાં કેવો હૃદયનો ઉત્સાહ દૃષ્ટિગોચર થાય છે ? એ ઉત્સાહ જારી રહે ને પારસી તથા ગૂજરાતી ભાઈઓ એકદિલ રહેતો ભવિષ્ય કેવું ઉજ્જવળ નીવડે ? દોરી પરમાત્માના હાથમાં છે તે સૌ સારાં વાનાં કરશે.

લી. સ્નેહાધીન,

**કેશવલાલ હર્ષદરાય ધ્રુવ.**

(૧૮)

**વલસાડ** તા. ૧૮–૯–૦૭

**ભાઈ કેશવલાલ,**

ભાઈ ઉલ્લાસપૂર્વક પત્ર અને ભાષણ મળ્યાં. ભાષણમાં હૃદયની સરળતા અને આર્દ્રતા વિશેષ આનંદે છે. જમાનાનું અવલોકન અને ઉત્સાહપ્રેરક સમાલોચન સમયોચિતજ છે. પારસિઓની સાહસિક વૃત્તિ અને પ્રવૃત્તિનો વેગ હાલના સમયે સહુથી આગળ પડતાં છે. એમને માર્ગમાં લેવા અને માર્ગપર આણવાનો પ્રયાસ પણ સ્તુત્યજ છે. તમારૂં પ્રમુખપદ જે રીતે વિજયવન્તું નિવડયું એ ખરે આહ્લાદજનક છે. તમારૂં સૌજન્ય, તમારી સરળતા, તમારો ભાષાનો રસ અને તમારાં ભાષા પ્રત્યે માન એ સહુની કિંમત દશ વર્ષ પાછળ પણ વિશેષ આનંદદાયકજ થઈ પડે છે. વિશેષ એટલા માટે કે **સાહિત્ય પીઠ સરખી** અગત્યની સંસ્થાના બીજરૂપ તમારૂં પ્રમુખપદ યશસ્વી નિવડવાનાં ચિહ્ન દૃષ્ટિગોચર થાય છે. સાહિત્ય પીઠ તરફ વળવા માટે શ્રીમંત વર્ગને સૂચના પણ અતિ પ્રાસંગિક છે. સાહિત્ય સરખા રસિક પ્રદેશ તરફ શૂન્ય દૃષ્ટિને દૃષ્ટિપાત કરવા પ્રેરવું એ ચાલુ જમાનાનું અગત્યનું કાર્ય થઈ પડયું છે. અને એ કાર્યમાં આ પરિષદ યશસ્વી નિવડે એ સર્વને સાત્વિક ભાષામાં યશે પણ ન કહેતાં એ સર્વ

કર્તવ્યપરાયણતાના રસભોક્તા તમે થયા એથી વિશેષ આનંદકર બીજું શુ હોય ? હવેનુ કાર્ય રોપેલાં બીજ પ્રબળ વેગથી ફાલીફુલી ફલાન્વિત થાય એજ જોવાનું રહે.

ભાઈ હાલ ઘરનાં સમારકામની યોજના, ખટપટ અને પ્રસંગોપાત માશીની મદ પ્રકૃતિથી સહજ ઉચાટવાળી મનોવૃત્તિનો અનુભવ કરૂં છું.

સ્નેહાધીન,

**લલ્લુભાઈ.**

---

વલસાડ, તા. ૧૮-૨-૦૮

**ભાઇ કેશવલાલ.**

તા. ૧૪ માને શુક્રવારે ચો ના ઉપનયનાદિ સસ્કાર કાર્ય માટે ગામ ઉપરથી વલસાડ આવ્યો. અને હવે ઘણું ખરૂં અત્રેજ રહેવાનું થશે. સમાલોચક તરફથી ગોવર્ધનરામભાઈનો દયારામનો અક્ષરદેહ વલસાડ આવતાં મળ્યો. કવિની વિચાર શૃખલાનો જે નિયમ નજર આગળ તરતો કર્યો છે તેમાં ગોવર્ધનરામભાઈની ઉંડી અવલોકન શક્તિનું દિગ્દર્શન થાય છે. અવલોકનશક્તિની દ્વિધાગતિ દૃષ્ટિગોચર થાય છે—સમગ્રીકરણ અને પૃથક્કરણ- એમાં ગોવર્ધનરામભાઇમા પૃથક્કરણ ગતિ એ પ્રાધાન્ય છે. પૃથક્કરણ શક્તિ એકજ તત્વ, વિષય કે વ્યક્તિમાં ઉંડા ઉતરવા, તેનુ બંધારણ જોવા, તેને સાંકળી રાખનાર નિયમ જોવા અને એ નિયમોને સ્પષ્ટ કરી આકૃતિ—સ્વરૂપમા કે વર્ગીકરણમાં ખડા કરવાની ફરજ પાડે છે. ત્યારે સમગ્રીકરણગતિ અમુક તત્વ, વિષય કે વ્યક્તિ સૃષ્ટિની સમગ્ર ક્રિયામાં, કયા સંબંધમાં કે કઈ સ્થિતિમા છે એ જોવા તેના નિયમ સ્પષ્ટ અને સુસ્થાપિત કરવાની ફરજ પાડે છે. સમગ્રીકરણદ્વારા અવલોકનકાર્યમાં અનેક તત્વ વિષય કે વ્યક્તિની ગતિના નિયમનું દિગ્દર્શન હોય છે ત્યારે પૃથક્કરણદ્વારા અવલોકનકાર્યમાં એકજ તત્વ વિષય કે વ્યક્તિના નિયમનું દિગ્દર્શન કાર્ય હોય છે. હાલનાં સામાન્ય અવલોકનો સ્થુલ.પૃથક્કરણ ક્રિયાજ છે. ગોવર્ધનરામભાઈનો નવીન માર્ગ છે. એવાં પૃથક્કરણ ગતિનાં અવલોકન કાર્યમાં ગોવર્ધનરામભાઈ સ્વ આંતરજ્યોતિ કે આંતરતત્વોનો વિકાસ દૃષ્ટિગોચર કરાવે છે. સરસ્વતીચંદ્રમાં

હૃદય અને જીવ, ઇશ્વરને શોધતું હૃદય અક્ષરદેહમા સુસ્થાપિત સંસ્થાનો અનુભવ કરતું પ્રત્યક્ષ થાય છે. એવા અનુભવદ્વારા ઉર્દ્ધ્વતનાં સૂત્રો સમૂહને અવશ્ય વિચારણીય છે.

ભાઇ મારા છેલ્લા પત્ર પછી કૃપ અને માશાની ચાલુ બિમારીની છાયામાં કંઇ પણ નવું વિચારી કે કલ્પી શક્યો નથી. પ્રસંગ પ્રસંગે નિર્લેપ શાંતિનો આનંદ હૃદયે અનુભવ્યો હોય એજ.

... ... ... : ... ...

ગૂર્જર દેશની ઐતિહાસિક સૃષ્ટિમાં આ સાથે મોકલેલ પરહસ્ત લિખિત કડિઓ જોવા જેવી જાણી મોકલી આપી છે. કારતસાંહ અને ભૂખણે ગૂર્જર ઇતિહાસમાં કાવ્યદ્વારા સારૂ અથવા કંઇક લખ્યુ છે એવુ સાંભળવામાં આવ્યું છે. સુરતનગરનું તે જમાનાનું ચિત્ર, પારસી લોકનું શીવાજીના જમાનાનું ચિત્ર, વનરાજ ચાવડા કે આગળના સમયથી ગૂર્જર ભૂમિમાં રણયુદ્ધો અને રજપુત અને રજપુતના સંબંધમાં આવનાર વર્ગનાં ચિત્ર એ સહુ ઉભય કવિઓએ સારી રીતે આલેખ્યા છે. તેમાં અનાવિલ વર્ગે શુ ભાગ અર્પ્યો તેનું આ સાથે મોકલેલ કડિઓ કંઇક છુટક છુટક ચિત્ર છે. એ સંગ્રહ એક તરગી અનાવિલના હસ્તમાં છે. તે કોઇને સંપર્ણ બતાવતો નથી. છુટક છુટક પાનાં કે વિગત ઘણી જ સાવચેતીથી કોકવારજ બેચાર જણને બતાવ્યાં છે. અને જેમને બતાવ્યાં છે તેમના તરફથી મળેલ મોકલી આપુછું કે અન્ય સ્થળે એવા સંગ્રહ માટે જરૂર જણાય તો ચર્ચા થતી રહે. એ જોતાં અનાવિલોએ ગૂર્જર ઇતિહાસમાં સારો ભાગ અર્પો છે તેના ઐતિહાસિક પુરાવા ક્યાં તો મળતા નથી અથવા તો કો કો આક્ષેપ આપે તેમ દાબી રખાયા હોય.

સ્નેહાધીન

**લલ્લુભાઇ.**

(૧૬)

**અમદાવાદ** ૩–૩–૦૮

તમારો • વિગતવાર પત્ર અને કંકોતરી બંને પહોંચ્યાં છે. સ્કૂલમાં માણસની હાલ તાણ છે તેથી લાચાર છું કે હું સમારંભના આનંદમાં ભાગ લેઇ શકતો નથી. પરંતુ બટુકને બિક્ષા તરીકે યત્કિંચિત મનીઓર્ડરથી

મોકલું છું તે તેની વતી સ્વીકારશો. કૃષિવ્યવસ્થાની મુસ્કેલીની હકીકત વાંચી મારૂ મન પણ અસ્વસ્થ થયું છે. તમારા જેવા શાંત એકાંત જીવન ગાળવા ઇચ્છનારને પરમાત્મા અનુકૂળતા કરી આપો એટલીજ પ્રાર્થના છે. નડિઆદમાં જે બાળકીનો ભાવ જોઈ તમારું હૃદય દ્રાવિત થયુ હતું તે જગતકર્તાને ખોળે જઇને બેઠી છે, ત્યારથી મારી શાંતિનો પણ અનેકધા ભંગ થયો છે. પરંતુ તે વિશે વિસ્તારવાનો આ અવસર નથી. મારે હજી નિવૃત્તિ માર્ગ સ્વીકાવાને વાર છે પરંતુ ચિત્ત સમય થતાં પહેલાં પણ નિવૃત્તિ સ્વીકારવા ઉત્સુક થઇ રહ્યું છે. હાલતો નવી નીમણુંકમાં અનેક પ્રકારના વિક્ષેપ અને વ્યવસાયથી ઘડીનો જંપ પામી શકતો નથી. વિશેષ વિગત આગળ ઉપર. આપના મામા રા. રા. ભીમભાઇને મારા સપ્રેમ નમસ્કાર.

લી. સ્નેહાધીન,

કેશવલાલ હર્ષદરાય ધ્રુવ.

---

વલસાડ તા. ૮-૧૦-૧૯

ભાઈ કેશવલાલ.

રા. ભીમભાઈ (મામા) ની બદલી ખારેઘોડે થઈ છે......અમદાવાદ ઉતરી પાંચ કલાકના અરસામાં તમો જે સ્નેહ એમના પ્રતિ દર્શાવોછો તેને આધીન અનુકૂળતાએ તમને મળવાની ધારણા રાખે છે. એ સહજ સૂચન ખાતર લખ્યું છે.

મારી કૃષિવ્યવસ્થા હજી નચિંતપણાની નથી ચોકસ અનુકૂળ માણસ હજી પ્રાપ્ત થયુ નથી. કાળ સહુ કરશે. હાલ વિદ્યામાં હું કંઈ વિશેષ કરી શકતો નથી શિવાય કે ગુપ્તપાંડવમાં ત્રિજો અંક સંપૂર્ણ લખ્યો છે. એ અંકે છ પ્રવેશમાં એક અંતર નાટકનું સ્વરૂપ લીધું છે. કીચકની મદન-ચેષ્ટા, દ્રૌપદી, સુદેષ્ણા, વિરાટની દરબારમાં દ્રૌપદીએ આશ્રયની યાચનાદ્વારા યુધિષ્ટિર ઉપર માર્મિક આક્ષેપ વિગેરે ક્રિયા ચિત્ર છે. પ્રથમ અંકમાં પ્રથમ પ્રવેશ સમાપ્ત જેવો છે અને બીજા અંકોની સકલનાનું સ્વરૂપ નિર્ધારાયુ છે. તેમજ ઇંગ્રેજી પ્રસ્તાવના Mill, Comte, Ernst Haeckel & Macaulay ના materialism ની ગૂર્જરસમૂહ કે આર્યાવર્તમાં દીસતી છાયાના પ્રત્યુત્તરરૂપ લખાઈ છે.

લલ્લુભાઈ.

**અમદાવાદ ૧૨-૧૦-૦૯**

તમારા પત્રના લાંબી મુદતે દર્શને નેત્રને અને રા. રા. ભીમભાઇના **સમાગમના** સમાચારથી મનને સાથે આનંદ થયો. ગાડી મોડી થયાથી મેળાપનો ટૂંકો સમય પણ અધિક ટૂંકો થયો, છતાં ઘણા વર્ષના અંતરે થયેલા સમાગમથી મન ઓર પ્રફુલ્લ થયું. અથડામણને ઉજાગરો વીસારી મૂકી હીંડી ચાલી ખામુખાં મેળાપને માટે તમારા મામાશ્રી ઘેર આવ્યા એ એમનો સ્નેહ શી રીતે ભૂલવાય અથવા શી રીતે અંકાય ?

... ... ... ... ... ...

ગુપ્તપાંડવ વિશે વાંચી ઘણો ખુશી થયો છું કે અડચણો ન ગણકારી હજી સાહિત્ય સેવા તેના તે સ્નેહથી તમો બજાવ્યા જાઓ છો.

લી. આધીન,

**કેશવલાલ હર્ષદરાય ધ્રુવ.**

(૨૧)

**વલસાડ** તા. ૧૩-૧૦-૦૯

**ભાઈ કેશવલાલ,**

ભાઇ તમારો પ્રેમાર્દ્રપત્ર વાંચી આનંદ થયો. મામા ( રા. ભીમભાઈ ) સ્વાભાવિક પ્રેમાળ છે. એટલે તમારા સ્નેહને ઉચિત કાર્ય એ એમને શ્રમ કેવી રીતે હોઇ શકે ? વિદ્યાને અંગે એમની સ્થિતિ અને એમનાં કર્તવ્ય અંગે એમને વિકાસ અને અવકાશ ન હોય પણ એવા વિકાસનાં ફળ ગ્રહણ કરવા એમનું હૃદય આર્દ્ર હોઈ તત્વોની ઉચ્ચતા તરફ સ્વાભાવિક ધાવન કરે છે. જેથી એવાં તત્વોની ક્રિયાનુરૂપ ફળ પણ સ્વાભાવિક જ હોય.

... ... ... ... ... ...

કાલરોજજ હું મારી નોંધપરથી મારાં પાછલાં હૃદયગાતનાં ચિત્ર જોતો હતો—અવલોકતો હતો. અને કાળની ક્રિયામાં આનંદતો હતો, ૬ ઠી ડીસેમ્બર ૧૮૯૯ સને ૧૯૫૬ પૌષ માસ યોગેન્દ્રનું બિંદુસ્વરૂપ હતું. તે એક બાળચેષ્ટાજ હતી. યોગેન્દ્રની સાથે સાથેજ મારી વ્યવહારીક મુસીબતો ઉત્પન્ન થતી ચાલી. માઘમાં ભગિની ગત થઈ. ભગિનીના મંદવાડમાં યોગે-

૧ ફેરવાયલાં હાલના સ્વરૂપમાં ચોથો અંક.

ન્દ્રનો બીજો અંક ચાલુ હતો. ભગિની ગત થવાથી માતુશ્રી તેમજ કુટુંબને આઘાત લાગ્યો. યોગેન્દ્રના પ્રવાહમાં હું એ ભૂલ્યો અને ભૂલતો. ૧૯૫૬ ની વર્ષાઋતુ હૃદયને અતિ અકળાટ, ખળભળાટ, ઉચાટ નિરાશા અને મારાં કર્તવ્ય કે કાર્ય ( લક્ષ્મી ઉત્પાદક ) નું સ્થાન શોધવા ફાંફાં અને મિથ્યા પ્રયાસવાળી હોઈ હૃદય ક્રિયાને ઘડિક ગુંચવી, ઘડિક ગભરાવી, ઘડિક ક્ષોભ આપી પાતાળમાં ગરકાવનારી હતી. અનેક પ્રસંગો હૃદયને ચોમેરથી ઘેરી વિંટી વળ્યા હતા, જે ક્રિયા ફક્ત મારૂંજ હૃદય અનુભવતું હતું. મારી બાહ્ય શાંતિથી બાહ્યજનોને એનું ભાન હતું નહિ, અને હોઈ શકે નહિ. હજી પણ બાહ્યજનો ( સંગી, સ્નેહી કે સમૂહ ) મારા શાંતિના ગોગે મને સ્વાભાવિક રીતે ઇશ્વરનું કૃપાપાત્રજ ગણે. મને કોઈ પણ પ્રકારનો અથડાટ હોવાનું અસંભવિત ધારે અને હા એ કેટલેક દરજ્જે કે ઘણે દરજ્જે ખરૂં છે કે અણીને સમયે કાળ કે પરમાત્મા અણધારી રીતે આપો આપજ સાચવે છે, બળ અર્પે છે અને માર્ગ કરે છે. એવા આઘાત અને ક્ષોભના સમયમાં હૃદયાકાશમાંથી આત્મબળનો જે ધ્વનિ કે આવેગ સ્ફુરતો તે આવેગસ્વરૂપને કાળક્રિયા વિરૂદ્ધ હૃદય માનતું. પણ જોઉં છું કે તેજ આત્મબળનો આવેગ–અનેક વિરૂદ્ધ પ્રસંગો–ક્યાં ગૃહ, ક્યાં લક્ષ્મી, ક્યાં કૃષિ, ક્યાં વૃત્તિઓને આઘાત અને અથડાટ ઉપજાવનારી અનેક ક્રિયાઓ અને ત્યાર પછી વળી ક્યાં વિદ્યા વિગેરેમાં–આપોઆપજ પોતાનો માર્ગ કર્યો જાય છે. એક તરફ ક્ષોભ અને નિરાશાનો સમય–( કેમકે સમૂહમાં મારૂં સ્થળ ન હતું. હું મારી જાતને કાર્યહીન લાગતો કારણ કે મારૂં સ્વતંત્ર લક્ષ્મી ઉત્પાદક સાધન કે કર્તવ્યની દિશાનું બિંદુ એ બેમાંથી એક પણ મને પ્રાપ્ત ન હતું ) અને બીજી તરફ આત્મતરફ ઉર્ધ્વગતિની ક્રિયા હૃદય અને વૃત્તિના અનેક ક્લેશમાં સ્વાભાવિક રીતે દ્વિધા સ્વરૂપમાં થતી રહતી હતી. યોગેન્દ્રના ત્રીજા ચોથા અંકનું કાર્ય એવા સમયનું ફળ હતું. એજ સમયમાં કૃષિ એજ લક્ષ્મી ઉત્પાદક સ્થાન રાખી વિદ્યા એજ કર્તવ્યબિંદુ ગ્રહણ કરવા સ્ફુરણા ઉઠી, પણ હૃદય સ્થિર કે સ્થાપિત થયું ન હતું. ૧૯૫૭ માં ભગિનીની પુત્રીઓનાં લગ્નાદિક કાર્યમાં કર્તવ્ય અદા થયું. સમૂહની દૃષ્ટિની મર્યાદા બહાર એ કાર્ય ગણાઈ વ્યવહારમાં વિશાળતાનાં સ્વરૂપની અસર જણાવવા લાગી. એ પ્રસંગે કંઈ લક્ષ્મીની છુટ ન હતી. પણ કર્તવ્ય આગળ લક્ષ્મીનો પ્રશ્ન ગૌણ હતો. રા. ભીમભાઈ તેમજ એમના પીતરાઇઓ તરફથી સ્વા-

ભાવિક મદદ અને અનુમોદન સ્નેહ–અને પ્રેમ અંગે હતું. લગ્ન પછી બે માસમાંજ ભગિનીની એક પુત્રીને વૈધવ્ય પ્રાપ્ત થયું. ભગિની કરતાં એ આઘાત વિશેષ હતો. એ આઘાતની છાયા તળે ૧૯૦૧ ના મે માસ સુધીનો સમય ગયો. ૧૯૦૧ ના જુન માસમાં હાઇકોર્ટ પ્લીડરની છેલ્લીજ પરીક્ષા આપવી એમ નિશ્ચય થયો. કેમકે ઉપલા આઘાત પછી આત્મબળનો વેગ હૃદયના વૃત્તિ આનંદરૂપદ્વારા અનેક ગણો સ્ફુરવા લાગ્યો. હૃદય અને આત્મા આગળ સૃષ્ટિ અને સૃષ્ટિની સહુ ક્રિયા હૃદય ભૂલવા લાગ્યું. નિજ આનંદમાંજ હૃદય આત્મરૂપ નિમગ્ન થઈ ગયુ. અને પરિણામ ૧૯૫૭ ની વર્ષાઋતુમાં ચોથા અંક પછીનું યોગેન્દ્ર કાર્ય સમાપ્ત થયું. અને ત્યાર પછી હૃદયઅથડાટનું સ્થળ ગૃહ અને વ્યવહાર પલટાઈ ગૂર્જર સમૃદ્ધ થયું. અને પરિણામે ૧૯૫૮ સને ૧૯૦૨ ના મે માસ સુધીમાં યોગેન્દ્ર અંગેના વિષયોનું સ્ફુરણ કાળે કર્યું. વિદ્યાના અનેક પ્રદેશમાં હૃદય વિચરવા લાગ્યું, તરંગ સૃષ્ટિથી રાચવા લાગ્યુ; અને કર્તવ્યની વિશાળતા ગ્રહણ કરવા લાગ્યું. પણ વર્ષ અંતે પાછું સ્તબ્ધ થયું. તરંગ સૃષ્ટિને તરંગ સૃષ્ટિજ માની કાળબળ પ્રતિકૂળ જોયાં પણ હૃદય ક્ષોભ પામ્યું નહિ કે ક્ષોભ પામતું નહિ. પ્રસંગોપાત ક્ષોભ લક્ષ્મીનોજ હતો તે એટલોજ કે છુટ હોય તો વિશાળ કર્તવ્ય અદા થાય. લક્ષ્મીનો જે ક્ષોભ હતો તે વિદ્યાનું કર્તવ્ય અદા કરવા અર્થે જ હતો. અને આત્માએ એ ક્ષોભ પણ અકારણ ધાર્યો. વૃત્તિના લોભથી ક્ષોભ થાય છે તો એવો વૃત્તિ લોભ પણ શા અર્થે હોવો જોઇએ–એ સૂત્રમાં હૃદય નિયમિત થતાં હૃદય પ્રસંગ અને કાળને અનુસરતાંજ કર્તવ્ય-આનંદમાં રમતું રહે. હૃદય સ્વ અવલોકન સ્વરૂપ ચિતરવા લોભાઈ એ ચિત્રમાંજ આનંદ નિમગ્ન રહે. એજ કર્તવ્ય આનંદ થતો રહ્યો અને એજ દ્વારા આત્મસ્વરૂપ પ્રત્યે પ્રગાઢતા કેળવાતી રહે. એવી ક્રિયામાં જે જે સ્ફુરે તે સ્વાભાવિક આલેખાય, અને એ ફળ **રામવિયોગ.** રામવિયોગનું બિંદુ ૧૯૫૮ના વર્ષાઋતુમાં યોગેન્દ્રના મુદ્રાયન્ત્ર સમયે રા. ભીમભાઇને ત્યાં મારા નિવાસ સમયે ઉત્પન્ન થયુ હતું. તે ૧૯૬૦–૬૧ માં પ્રગાઢ થયું. સાથે સાથે ગૃહ વિટંબણા, મૃત્યુઓ–પુત્ર, ભગિનીની બે પુત્રીઓ, પત્ની આદિકના અને નવીન ગૃહરચના ( રહેવાના ગૃહ પાછળ ) આવી અનેક ક્રિયાઓ સાથે સાથે હૃદયનો અંતર આત્મસ્વરૂપ આનંદ અને બાહ્ય કલેશ એમ દ્વિધા ક્રિયાઓ સાથે સાથેજ ચાલુ હતી. ભગિની અને ભગિનીદ્વારા ભગિનીની પુત્રીઓના

રૂા. ૨૦૦ મારી પાસે જમા હતા તેમજ ભગિનીની પુત્રીઓને અર્પણ કરેલ વ્યવહારીક દૃષ્ટિથી ગત પત્નીદ્વારા મારી પાસે કંઈક રૂા. ૭૦૦ ને સુમારે જણસ રહી. ન્યાતના રીવાજ અને પ્રચલિત વ્યવહાર પ્રમાણે એ સ્વાભાવિક રહે. એમ છતાં હૃદયે એનો વિદ્યા અંગેજ ઉપયોગ ઉચિત ધાર્યો અને પરિણામ રામવિયોગ અને યોગેન્દ્ર બક્ષિસવ્યવસ્થા. ભાઈ આ સહુ ક્રિયામાં મારી લક્ષ્મીઉત્પાદક સૃષ્ટિ નથી. કાળે પ્રસંગ ઉત્પન્ન કર્યા અને હૃદયે તેનો દ્રષ્ટા તરીકેજ માત્ર ઉપયોગ કર્યો. **લક્ષ્મીઉત્પાદક સ્થાનતો હજી માતુશ્રીજ છે.** વ્યવહારની ચિત્રવિચિત્ર ક્રિયાઓ તરફ લક્ષ્ય કરતાં માતુશ્રીની પુત્રપોષણ અર્થેની નિષ્ઠાયુક્ત ક્રિયાથી હૃદય સ્વસ્થાન શોધી-ખોળી શકતું નથી. " આવા કાળમાં પુત્ર અનુત્પાદક રહે અને માતુશ્રી કેટલે દરજ્જે નિષ્ઠાયુક્ત ઉત્પાદક હોઈ શકે ? "—એ પ્રશ્ન વારંવાર સ્ફુર્યા વિના રહેતો નથી. પણ એ સહુ કાળનુંજ કાર્ય છે. કાળેજ અમુક માર્ગે હૃદયને પ્રેર્યું છે. મારી શાંતિ માતુશ્રીની શાન્તિને પોષે છે. પરમાત્મા અનેક ગૃહ અને વ્યવહારીક વિટંબણામાં જે રીતે હમને રક્ષે છે, પોષે છે અને હમારો માર્ગ સરળ કરતો રહે છે તે રીતથી માતુશ્રીની નિષ્ઠા મારા પ્રત્યે વિશેષ વૃદ્ધિ પામતી રહે છે. બે વર્ષ પહેલાં માતુશ્રીને સ્વાભાવિક ક્લેશ, ક્ષોભ અને આઘાતની ક્રિયાઓ થતી. પણ એ સહુ હવે ધીમે ધીમે લય થતી જોઉંછું. કાળ પર શ્રદ્ધા થતી જાય છે. અને એવી માતુશ્રીની શાંતિ અને કર્તવ્યજાગ્રતાની છાયામાં મારી જે કંઇ પણ ક્રિયાઓ સ્ફુરી હોય કે સ્ફુરે તે એવી માતુશ્રીનાં હૃદયફળરૂપજ છે. માતુશ્રીને સહાયભૂત મારી હતાં તે એક વર્ષ દર્દથી પીડાઇ ૧૯૬૪ ના ફાલ્ગુન માસમાં ગત થયાં ત્યારથી ગૃહ અને કૃષિવ્યવસ્થાની અનેક વિટંબણા હૃદયદૃષ્ટિ આગળ તરવા લાગી. પણ રા. ભીમભાઈની ત્રણ પુત્રીઓ હમારે ત્યાં રહેવાથી હાલ સમય તો એ સહુ દૂર છે. એટલે ૧૯૬૦-૬૫ વિશેષ ગૃહ અને કૃષિવ્યવસ્થાની મુશ્કેલીઓ હતી. પણ કાળ રક્ષે છે, અને પરમાત્મા માર્ગ કરે છે તેમ તેજ હવે પણ માર્ગ કરતો રહેશે એ મારી શ્રદ્ધા અચળ છે. કેમકે જે પરમાત્માએ ૧૯૫૬-૫૭ માં અનેક પ્રસંગ ઉત્પન્ન કરી રક્ષ્યો તે તજવા માટે ન હોય, પણ અનુભવથી જોઉંછું કે હૃદય કેળવવા માટેજ છે. ભાઈ મારાં જે બળ અને નિષ્ઠા પોષાયાં હોય તે હૃદયક્રિયા અને પરમાત્મા સ્વરૂપનાસ્વાનુભવ પરથીજ છે એમ હું લખું તો હું અસત્ય કહતો, કથતો નથી કે હૃદયને

છેતરતો નથી. પરમાત્મસ્વરૂપની અવલોકક્રિયાનાંજ એ સહુ ફળ. આવી ક્રિયામાં વિઘ્ન એ ઉત્પાદકક્રિયા અર્થે નહિ પણ હૃદયના સ્વઆનંદ ખાતરજ સ્વાભાવિક ક્રિયાફળ છે. એ માટે હૃદય તલસતું નથી. જ્યારે સ્ફુરે ત્યારે હૃદય એ મયજ રહે છે નહિ તો હૃદય અને આત્માના સ્વરૂપ અવલોકન-મયજ રહે છે.

યોગેન્દ્ર સમયથી રૂા. ૨.૦૦૦ થી ૩૦૦૦ હજારના પુસ્તકાલયની સવડ હોત તો અવલોકનનું કાર્ય હૃદયને પ્રાધાન્ય થઈ પડત એમ સમય સમયની હૃદયની સ્ફુરણા અવલોકવાથી જણાય. અને વળી હૃદય એમ પણ માનતું લાગે કે અવલોકનકાર્યમા હૃદયના વેગનું કાર્યલોપ થાત. માટે કાળે જે નિર્માણ કર્યું તેજ યોગ્ય છે એમજ હૃદય તૃપ્તિપૂર્વક રહે છે. જેથી કરી હૃદય આ કે તે દિશા તરફ હવે મુદ્દલે સ્ફુરતું નથી. પ્રસંગ અને કાળને માની જે સ્ફુરે તેજ માત્ર અવલોકતું રહે. અને પ્રગાઢ વેગવતું હોય ત્યારે સર્વ ભૂલી ચિતરતું—આલેખતું રહે; ન તો માત્ર અવલોકનકાર કે દ્રષ્ટારૂપ રહે. જેથી એવી ક્રિયાને સાહિત્યસેવા કહેવી કે હૃદયનાં સ્વઆનંદ ક્રિયાજ કહેવી એ પ્રશ્ન સ્પષ્ટિકરણ હૃદયગોચરજ રહે.

ભાઈ લંબાણ થયુ છે. તમારી .પ્રેમાર્દ્રતાને લીધે હૃદયે લંબાયા કર્યું છે. છતાં કીચકહૃદયનું એક સહજ ચિત્ર અવલોકન અર્થે ઉતારૂં.

સૈરંધ્રી—જે નિષ્ઠાથી કાર્ય થયુ હોય તેનું ફળ સદ્ય મળશે એજ મારી છેલ્લી વાણી છે.

( અહિંથી બીજા પ્રવેશના અંત સુધી માટે જુઓ ગુપ્તપાંડવ અંક ૪ થો–પ્રવેશ ૨ જો )

ભાઈ યોગેન્દ્રમાં નિષ્ઠાનું નિરૂપણ છે, નિષ્ઠાનો આનંદ છે. રામ-વિયોગમાં શાંતિનો પ્રવાહ છે ત્યારે ગુપ્તપાંડવમાં પળપળે તત્વોનો અથડાટ, તત્વોના આવેશ, તત્વોના સ્ફુરી નીકળતા આવેગ અને એવા આવેગ અને આવેશ સામે આત્માનું બળ, હૃદયનાં શૌર્યના આવેગ અને તત્વોનું શમન આવી કંઈક ક્રિયા દષ્ટિગોચર થાય છે. ભાઇ હું વહ્યો વહ્યો ઘણો ગયો છું માટે હવે બસ ! છતાં,

ભાઇ માતુશ્રીએ નચિંત રાખ્યો છે અને તેથી હાલતો નચિંત છું...

... ... ... ... ... ...

અને પડતી રજાનો લાભ લઈ એકાદ બે દિવસ આગમચ અવાય તો

વલસાડથી ચાર માઇલ દૂર પારનેરાનો કિલ્લો અને તીથળ કે જ્યાં પીટીટ કુટુંબે સેનીટેરીઅમ બંધાવ્યાં છે એવું હવાનું સ્થળ પણ જોવાની અનુકૂળતા આવે..............................................................

સ્નેહાધીન;

લલ્લુભાઇ.

---

અમદાવાદ, તા. ૯–૧૨–૦૯

ગૃહતંત્ર અને હૃદયતંત્રના અનેક દૃશ્યોતાદૃશ પ્રદર્શિત કરનારો તમારો પત્ર અનેકવાર હું વાંચી ગયો હતો ને અનેકવાર ઉત્તર લખવા સારૂં મેં એ હાથમાં લીધો હતો, પરંતુ મારી હિલચાલ અનિશ્ચિત હોવાથી ઉત્તર લખવાનું અનેકવાર મારે તત્કાળ માંડીજ વાળવું એટલે કે ભવિષ્ય પર મુલતવી રાખવાનુ પ્રાપ્ત થતું.

જો ડીસેમ્બરમાં મુંબાઈ જવું પડશે તો તે પ્રસંગે એકાદ દિવસ તમને મળવા વલસાડ ઉતરાશે તો ઉતરીશ. ખારાઘોડા પહોંચ્યા બાદ ઉમળકાથી ઉભરાતો રસિકતાથી ભરપૂર રા. રા. ભીમભાઈ સાહેબનો પત્ર આવ્યો હતો. તેમના હૃદયની ક્રિયાઓ પણ તમારા જેવીજ છે, હો. કુદરતી રીતેજ લાગણીઓ ઉંચી કોમળ અને સંસ્કારી છે.

લી. આધીન કેશવલાલ હર્ષદરાય ધ્રુવ.

---

(૨૨)

અંજલાવ, તા. ૧૧–૧૨–૦૯

ભાઇ કેશવલાલ,

તમારો હૃદયને ગ્રહણ કરનારો પત્ર આજરોજ સવારે વલસાડથી મળ્યો. ભાઇ મારૂં હૃદય હાલ ગુપ્તપાંડવમાં રોકાયલું રહે છે. કોલુ (શેરડીનો) નું કાર્ય માતુશ્રીજ તપાસે છે અને વ્યવસ્થા કરે છે. ગુપ્તપાંડવ પાંચને બદલે સાત અંકી થયો છે. છઠ્ઠો લખાયો છે, સાતમો એક બે દિવસમાં પુરો થવા સંભવ છે. એ ગુપ્તપાંડવ અંગે જનસમૂહ પ્રત્યેનાં કર્તવ્યને માની યોગેન્દ્રમાં

લેખક વિષયને અંગે મારૂં હૃદય અનેક ક્રિયા અવલોકનદ્વારા અનુભવે છે. ગુપ્તપાંડવમાં પરિશિષ્ટ અંગે દશ વર્ષની લેખક હૃદયની ક્રિયા સમૂહને અનુભવ કરાવવા હૃદય સ્ફુરે છે. એ સહુ ચિત્ર તમારાં દ્રષ્ટા હૃદયને દર્શાવવા હૃદય ઉમળકો ઉભરાઈ આવી સ્ફુરી આવે છે. પણ કાળ સહુ યોગ્ય વ્યવસ્થા કરે છે અને તેમ થશે..............................................

સ્નેહાધીન,

લલ્લુભાઇ.

---

અમદાવાદ, ૧૧–૧૨–૦૯

આવતી કાલે પાછો મુંબઇ જાઉં છું. તમો તો ઘણું કરીને ગામપર હશો. તમારા મામા પાછા ખારાઘોડે ગયા છે કે ત્યાં છે ? જો ત્યાં હોય તો ક્યાં સુધી ત્યા રહેવાના છે ? એમને અને તમને–ખસુસ કરીને તમને–મળવાનું બને તો હું મુંબઇથી વળતાં વલસાડ ઉતરૂં. હું તા. ૨૦ મી ને સોમવારે મેઈલટ્રેનમાં મુંબઇથી પાછો વળનારછું. હાલતો એજ. વિશેષ રૂબરૂમાં.

લી. સ્નેહાધીન,

કેશવલાલ હર્ષદરાય ધ્રુવ.

---

(૨૩)

વલસાડ, તા. ૧૩–૧૨–૦૯

ભાઈ કેશવલાલ,

તમારો પત્ર કાલ રોજ મળ્યો. અને તમારા વલસાડ ઉતરવાના સંકલ્પથી વિશેષ આનંદ થયો. આગળ તા. ૧૧—૧૧—૦૯ ના પત્રમાં ટુંક સૂચન કર્યા મુજબ સમૂહ પ્રત્યેનાં કર્તવ્ય અંગે મહારાજા શ્રી સયાજીરાવને આ સાથે મોકલેલ પત્ર વ્યવહાર એક બે દિવસમાં મોકલવાની હું તૈયારી કરતો હતો એટલે તમારો પત્ર મળતાં તમારાં દિગ્દર્શન અર્થે પ્રથમ તમને જ એ મોકલી આપવાની તૈયારી કાલ રોજ કરી આજ મોકલી આપું છું કે આપણા સમાગમમાં એટલો કાળ ઓછો રોકાય.

પત્રોની તારીખના અનુક્રમવાર વિધામાં બાળકરૂપ હૃદયે બાલ્યાવસ્થામાં અવિવેક અને અવિનયથી બ્હીતાં વિવેક અને વિનય સાચવતાં પણ નિદ્રા

પ્રકાશવાને બળવત્તર બનનાં હૃદયે પ્રસંગે પ્રસંગે કેમ માર્ગ કર્યો છે અને કરે છે એતો તમો સહજ જોઈ શકશો. યોગેન્દ્ર અને લેખક વૃત્તિને માની એ પત્રો અને એ પત્રોને માની રામવિયોગની ઈંગ્રેજી પ્રસ્તાવના અને અર્પણ-પત્રિકાદિક સ્ફુર્યાં. અને રામવિયોગની ઈંગ્રેજી પ્રસ્તાવના આ ચાલુ ક્રિયાની–ગુપ્તપાંડવના પરિશિષ્ઠમાં લેખકવૃત્તિના વધારા તરીકે–અપેક્ષા રખાવે. અને એ પછી પણ હજી એકાદ કે વધુ ક્રિયા બાકી રહે તે સફળ થવી કાળ આધીનજ છે. કાળ હાલ જેમ પ્રેરે છે તેમ પ્રેરશે તો તે પણ કાળજ સફળ કરશે. ન તો કાળ આધીન જે થયુ તે ખરૂં. ખરેખર એ પત્રવ્યવહાર સમયે હૃદયે હાલ બન્યુ તેથી પણ વિશેષ કરવું ધાર્યું હોય, પણ સહુ ક્રિયા કાળ આધીનજ છે. એટલે જે થાય છે તેનોજ પ્રશ્ન રહે છે, થાત કે થશે તેનો રહતો નથી. એ દશ વર્ષના લેખક હૃદયની કાળક્રિયામાં બિનોદ સ્વરૂપ-માં ચિતરૂં તો " ભ્રગુતન દુઃખ જાણી ચંપીથી શાંતિ આલે. " એ ધ્વનિ, એ હૃદયનો ઉદ્દગાર, એ રંગ, એ આનંદ, એ આત્મસંતોષની પર્યાપ્તિરૂપ નિવડેલ એ ઉદ્દગાર તમને લખ્યો જણાવ્યા ત્યારથી આજ સુધીમાં સ્ફુર્યા વગરનો એક પણ માસ બલ્કે વ્યવહારના રોકાણનો સમય બાદ કરતાં એક પણ અઠવાડીઉં અને પ્રસંગે દિવસના દિવસ પણ સ્ફુર્યા વગરના ગયા નથી. તો એવાં સરળ, પ્રેમી, કર્તવ્યમાં અને કર્તવ્ય તરફ આર્દ્ર થતાં હૃદયને કાળનાં આત્મસ્વરૂપની જ્યોતિમા ન્યાય આપવા હૃદય તરસ્યા વિના રહતું નથી. અને એવી તૃષ્ણા પણ તમારાં નિર્મળ, પ્રેમી, સરળ અને આર્દ્ર હૃદયને યોગ્ય સ્થાન એ ગુપ્તપાંડવનાં પરિશિષ્ટમાં આપવાથીજ છીપી શકે એમ છે. એ માટે એ સ્વરૂપ દર્શાવનારા, એ સ્વરૂપ તાદૃષ્ય કરનારા આપણુ વચ્ચેના કેટલાકજ પત્રો અને પત્રોગત ઉદ્ગાર કે હૃદય હૃદયના સંસર્ગમાં પોષણ પામતા હૃદયરૂપ ધ્વનિત સ્ફુરતા ઉદ્દગારનો ઉપયોગ પણ હૃદય અસ્થાને ધારતું નથી. એમ ન થાય તો હૃદય કાળબળમાં ગૂર્જર સમૂહની એક વ્યક્તિનાં હૃદયને અન્યાય કરતું માને–એવો અન્યાય હૃદયદૃષ્ટિ સહન કરી શકતી નથી. તો હૃદયદૃષ્ટિના ન્યાય ખાતર આત્મસ્વરૂપના વિકાસ અર્થે–એ ક્રિયા ભલે સ્થૂલદૃષ્ટિથી અલ્પભાવવાળી કે સંકુચિત હૃદયને પ્રદર્શિત થાય. પણ આત્મસ્વરૂપની સમગ્રતામાં તો એ ન્યાયરૂપ પ્રેમનો સત્ય આવિર્ભાવજ છે. તો એવા સત્યનો રોધ કેવી રીતે કરી શકાય ? જે હૃદય જે બિંદુ ઉપરથી સમગ્રતાને લક્ષે છે, સમગ્રતાને ચિતરે છે તે હૃદય એવી સમગ્રતામાં

અન્યાયરૂપ લોહશૃંખલાની એક પણ કડી કેવી રીતે પ્રવેશવા દે ? આવી આવી દૃષ્ટિથી સ્થૂલ દૃષ્ટિને ન કરવા યોગ્ય કાર્યનો પણ સમગ્ર દૃષ્ટિમાં ઉપયોગ ઉચિતજ છે. અને એજ ઉત્કૃષ્ટ આવિર્ભાવ સ્વરૂપ છે. એજ મનોભાવનાનું પ્રેમરૂપ બિંદુ છે, અને આત્મપ્રત્યેનાં કર્તવ્યનુ સત્ય લક્ષણ છે. જેથી તમારૂં હૃદય સંકોચ તો ન પામે છતાં પણ કદાચ એવી છાયા આવી જાય તો દૃષ્ટિબિંદુને પલટાવવાથી, દૃષ્ટિબિંદુને યોગ્ય સ્થાન આપવાથી, એવી છાયા માત્રનો લોપ થવો એ પણ સ્વાભાવિક ક્રિયા છે. અને એજ આત્મસ્વરૂપનો વિકાસ છે. ભાઈ આ મોકલેલ પત્રવ્યવહાર સંબંધમાં અને આપણાં હૃદયક્રિયાના સંબંધમાં આટલું બસ લખતાં સહજ જણાવું કે કાળની ક્રિયામાં લેખકહૃદયની ક્રિયા એ ત્રણ ક્રિયામાં એવી ઓતપ્રોત તો સંમિલન થઈ જાય છે કે કઈ ક્રિયાને અવલોકવી એ પ્રશ્ન થઈ પડે.

... ... ... ... ... ...

તમો અવશ્ય વલસાડ તા. ૨૦ મીએ ઉતરશો. ગુપ્તપાંડવના છઠ્ઠા અંકમાં ગર્ભરૂપે પોષાઈ સાતમામાં[૧] પરિપાક થતાં બાળને માની હાલની સહુ ક્રિયા સ્ફુરવા તત્પર થઈ, યોગેન્દ્રનાં ભાવસ્વરૂપ અને લેખક વૃત્તિની ઈંગ્રેજી પ્રસ્તાવનામાં સત્ય છતાં અસત્ય લાગતી ઉદ્‌ગારરૂપ ક્રિયાને સત્ય કરતી હોય એમ જણાય. ગુપ્તપાંડવમાં ત્રિજા અંકને બીજો નામ આપ્યુ છે. એટલે ત્રિજો, ચોથો અને પાંચમો હવે બાકી છે. ગઈ તા. ૨૦ મીથી વ્યવહારીક કર્તવ્ય અંગે વિદ્યાની ક્રિયા લોપ પામી છે. હવે એક માસનુંજ કાર્ય બાકી છે અને હૃદય પાછું સ્વસ્થિતિપર આવતાં એ પણ પૂર્ણ થશે. એ ગુપ્તપાંડવ માતૃસ્વસાને નિવેદનપૂર્વક આત્મજ્યોતિને નમસ્કારરૂપ અર્પણ કરવા સંકલ્પ છે. એ પણ બક્ષિસાવૃત્તિજ કાઢવા સંકલ્પ છે. કેમકે મૃતદેહનું રૂણ પ્રથમ આપવું જોઈએ. તેમ માશીના રૂા. ૨૦૦ ને સુમારે મારી પાસે છે તે રૂણ વિદ્યાદ્વારા આપવા હૃદયે સંકલ્પ કર્યો છે, અને એમ કરતાં વિધવાનાં કર્તવ્ય, ગૃહવ્યવસ્થામાં એમની સ્થિતિ, એમને સ્થાન, એમનાં પ્રત્યે હૃદયધર્મનાં કર્તવ્ય વિગેરે એ નિવેદન સ્વરૂપમાં ચિતરવા કલ્પના સ્ફુર્યા કરે છે. પણ એ સહુ ક્રિયા ગુપ્તપાંડવની ક્રિયા સંપૂર્ણ થયા પછી હસ્ત લેવાશે. આટલાં સૂચન સાથે પુનઃ વલસાડ ઉતરવા લખી વિરમું છું. ગાડી પર હાજર રહીશ.

સ્નેહાર્દ્ર,

**લલ્લુભાઈ.**

---

૧ ફેરવાયલા સ્વરૂપમાં નવ ને દસમો અંક.

તા. ક. આ ઉપરાંત સ્વ. રા. રા. ગોવર્ધનરામ સંગનો પત્ર વ્યવહાર તેમજ બીજા કેટલાક પત્રોનો પણ ઉપયોગ પરિશિષ્ટમાં કરવામાં આવશે. એ સહુ ક્રિયા કાળમાં અનિચ્છાએ સ્વાભાવિક ઉત્પન્ન થઈ, સ્વાભાવિક રીતે જ કાળસ્વરૂપમાં આવિર્ભાવ પામે છે.

---

પ્રા. ટી. કે ગજ્જરને ત્યાં ઓટેને
બંગલે, ડોંગરસીરોડ વાલકેશર,
**મુંબઇ**, ૧૫-૧૨-૦૯

તમારો પત્ર અંદરના લેખો સાથે મળ્યો છે, લેખો હું આદ્યંત ધ્યાનથી આજે પરીક્ષાના કામથી પરવારી વાંચી જઈશ ને પછી હું ત્યાં મારી સાથે લેતો આવીશ. હું અહિંથી આવતે સોમવારે મેઇલટ્રેઈનમાં નીકળી એક કલાક બાવીસ મીનીટે રાતના વલસાડ ઉતરીશ.

લી. સ્નેહાધીન,
**કેશવલાલ હર્ષદરાય ધ્રુવ.**

---

(૨૪)

**વલસાડ,**
૧૯૬૭ કાર્તિક સુદ ૧ બુધ, સ્હવાર
તા. ૨-૧૧-૧૦

**ભાઇ કેશવલાલ,**

**આજ ત્રણ ચાર દિવસ થયું મારૂં હૃદય તમારા તરફ સ્ફુર્યા કરતું હતું. અને ઉદય થતાં વર્ષે એ સ્ફુરણાને અભિનવ આનંદમાં તલ્લિન કરી મૂકી. નવીન વર્ષના ઉદયકાળે સ્નેહિઓને વધાવી લેવાની પત્રિકાનો પ્રચાર જમાનામાં સુપ્રચલિત છે. મારૂં હૃદય તેમાં સ્નેહની મર્યાદા, સ્નેહનું માધુર્ય, વિવેકનો આવિર્ભાવ, વિવેકનું પ્રધાવન, સામાન્ય વિવેક, મહત્તાનું સ્વરૂપ અને છેવટે આડંબરપર ઢળતી વૃત્તિઓનાં સ્વરૂપ પણ જુએ છે. ત્યારે જ્યાં આત્મા પ્રેમમય છે, આનંદને પોષતો હૃદયનો આવિર્ભાવ જ્યાં હરનિમિષ ધાવન કરતો રહે છે ત્યાં એવા બાહ્યાચારથી ભાવ દર્શાવિએ તોએ શું**

અને ન દર્શાવિએ તોયે શું ? એતો મૌન માત્રથીજ હૃદય હૃદયની શાક્ષી પૂરે છે, આત્મા આત્માને આનંદે છે, અને હૃદય હૃદય પ્રત્યે ધાવન કરે છે. એમાં સાક્ષી પુરાવા બાહ્ય ચિહ્ન કે બાહ્યોપચારની આવશ્યકતા રહેતી નથી. એમ છતાં પણ ભાઇ આજે મારૂં હૃદય જે આનંદલહરીપર મૂકાયું તે કથી શકાય એમ નથી. એથી તરતજ મારૂં હૃદય બાર વર્ષપરના નવીન ઉદ્ભવ થતાં આનંદ સ્વરૂપ ન કહેતાં રસ સ્વરૂપના પ્રસંગ ઉપર જઈ ઠર્યું. ૧૮૯૯ કે એ અરસામાં એક મિત્રની મુલાકાતે પરીક્ષા સમયે હું મુમ્બાપુરીમાં ગયો હતો. ત્યાં મેં અમરૂશતક જોયું. હું વાંચવા લાવ્યો અને હજી તે મારી પાસેજ છે. અમરૂશતક વાંચતાં તમારૂં ગીતગોવિંદ ખરીદવા મનને જીજ્ઞાસા થઈ અને તે ખરીદયું. તે પ્રસંગે યોગેન્દ્રની શરૂઆતજ હતી. ભાઇ રસની ભાવનાનો કોઇ પણ ગ્રંથે વિકાસ કરાવ્યો હોય તો તે અમરૂશતક અને ગીતગોવિંદજ છે. એણેજ તમારાં રસમય હૃદયની શાક્ષી પૂરી હતી. એણેજ તમારાં સરળતા અને સૌજન્યનો ભાવ પ્રદર્શિત કરાવ્યો હતો. એણેજ હૃદયની કોમળતા અને આર્દ્રતાનું આહ્લાદપૂર્વક પાન કરાવ્યુ હતું તો તેજ સમય અમરૂશતક આજ મળતા આનંદપૂર્વક ઉછળી ઉભાઈ આવે તેમાં શુ આશ્ચર્ય ? અને એજ હૃદય ઉમળકાથી યોગેન્દ્ર સંપૂર્ણ થતાં પાત્ર હૃદય તરીકે પ્રથમ પત્ર પઠવાયો હતો. ત્યારે આનંદલહરીનુ ભાન કેવી રીતે કરાવી શકું ? આજરોજ ઉદય થતા વર્ષના આનંદના ધસતા ભાવમાં પુસ્તકનાં દર્શનથીજ હૃદય રેલાઇ જતું હોવાથી વાંચ્યા વગર કે બન્ને આવૃત્તિ સરખાવ્યા વગર હૃદય એ આનંદ લહરીનું પાન કરાવવા ધસી આવે છે. એટલે પુસ્તકની વસ્તુસ્થિતિ વિષે ઈસારો ન થાય એ ક્ષંતવ્યજ છે. ભાઇ, શબ્દોની ભાવવાચકતા હૃદયની આર્દ્રતા, હૃદયની તીવ્રતા, હૃદયનું રેલાણુ, હૃદયના આઘાત, એવા આઘાતમાં હૃદયની કોમળતા, હૃદયનું ધૈર્ય, અથવા વિનોદ સ્વરૂપમાં તલ્લિન થતો હૃદય રસનો રેલતો પ્રવાહ, હૃદયનાં વિવેક, વિનય અને માધુર્યનાં—લેખક, ભાષાંતરકાર કે ભાવપ્રદર્ષિતકારના હૃદયોદ્ગારમાંથી આવિર્ભાવ પામતાં સ્વરૂપનુ દષ્ટાંતસહ અને સરખામણી સ્વરૂપમાં ચિત્ર આપવા હૃદય ઉમળકો ૧૯૦૨ થી ઉંચકાયા કરતો. પણ કાળની પ્રતિકૂળતા જોઇ કાળબળમાં એ વિરામ પામ્યો. અને હવે તો એ જો કે તદ્દન લય પામ્યો નથી, તોપણ એ કાળસ્વરૂપમાં જ તદ્રૂપ થઈ રહે એટલે એ વિષે વિશેષ ઉદ્ગાર અનુચિતજ ગણાય. અને એથીજ વસન્તોત્સવપર તમારા તરફથી આગ્રહ છતાં કંઇ કરી શકાતું નથી.

કેમકે હૃદય હાલની અવલોકન પદ્ધતિ ગ્રહણ કરી શકતું નથી. જ્યાં હૃદય સમગ્ર અવલોકાવી શકે નહિ ત્યાં એકદેશીય કે સ્થૂલ અવલોકન કુદરતની ક્રિયામાં સંકુચ ભાવવાળુંજ જણાતાં હૃદયને સંતોષપૂર્વક થઈ રહે નહિ. પણ સમગ્રતાને માટે અને એ સમગ્રતા દૃષ્ટાંતપૂર્વક આલેખવાને માટે વિશાળ પુસ્તકાલયની આવશ્યક્તા રહે. અને જ્યાં એ નથી ત્યાં હૃદય અપૂર્ણ કે અલ્પ અંશવાળું કાર્ય હસ્ત ધરવા લલચાય નહિ. આવી હૃદયક્રિયામાં હૃદયગત ફિકર હૃદયગત જ રહી જાય. અને ભાઈ એજ હવે બસ ! એમ છતાં આનંદનું અનુધાવન આનંદથીજ રાચે છે અને એજ આનંદ સ્વરૂપ અમરૂશતકની તૃતીયાવૃત્તિ માટે આહ્‌લાદપૂર્વક રહો ! ! !

... ... .. ... ... ...

ભાઈ ગુપ્તપાંડવનું કાર્ય હાલતો પાછું થારે પડ્યુ છે. તમને સપ્તઅંકી નાટકની સૂચના કરી હતી પણ તે ફેરવાઇ દસઅંકીનાં સ્વરૂપમાં એ પલટાયો છે. ગયા માઘ માસ સુધી એમાં હૃદયે કાર્ય કર્યુ. પછી કૃષિ-ગૃહવાસે ગૃહસ્થ તરીકેનાં કૃત્ય તેમજ સ્નેહિઓ તરફનાં વ્યવહારીક કર્તવ્ય આદિકમાં જ્યેષ્ઠ માસ સુધીનો સમય ચાલ્યો ગયો. પછી મામાના સંસર્ગ, મંદ પાચનક્રિયાદિક દેહવિકાર આદિમાં ચોમાસુ વ્યતીત થઈ ગયું. એક માસ થયું carlyle આદિ અકસ્માત હસ્ત આવેલ પુસ્તકોનુ અવલોકન ચાલે છે. હાલ એજ ક્રિયા છે. ગુપ્તપાંડવને હસ્ત ધરવા મનોવૃત્તિ અકળાય છે. પણ હૃદય સ્થિતિ ધૃતરાષ્ટ્ર અને વિદુરના સંયોગકાર્યની હૃદયક્રિયા ઉપર હજી આવી શકતી ન હોવાથી અઢી અંકનુ કાર્ય બાકી ચાલે છે. એટલે ત્રીજો અડધો, પાંચમો અને આઠમો આટલું કાર્ય બાકી છે. વિદુરપાત્રનાં નીતિમય હૃદયને વૃત્તિ સ્વરૂપનાં કયાં રેખાચિત્રપર સ્થાપિત કરાય તે હૃદયસ્થિતિ આલેખન ક્રિયાની હૃદયસ્થિરતાને પ્રાપ્ત થઈ નથી. એવા પ્રસંગો આગળ પણ આવ્યા હતા અને એનો હૃદયે આપોઆપ માર્ગ કર્યો હતો તેજ પ્રમાણે અત્ર પણ થશે. પણ તે ક્યારે એ પ્રશ્ન કાળ આધીનજ રહે છે.

હાલ હું ગામપર છું. ગયા શુક્રવારે મામાના આગ્રહથી ઉપલક આવ્યો હતો, અને કૃષિ વ્યવસ્થામાં માતુશ્રીને પ્રસંગોપાત થતા અકળાટ ખાતર તરતજ પાછો જનાર હતો. પણ મામાના આગ્રહથી વલસાડ રહ્યો છું અને કાલ મળસ્કે ગામપર જનાર છું. અને આમ અત્ર રહેવું એ પણ કાળક્રિયામાં

તમારી ભેટથી આનંદવર્ધકજ થઈ પડયું. ચાર પાંચ દિવસ પછી કોલુ ફરતો થશે એટલે લગભગ માસેક તો ત્યાંજ રહેવું પડશે. બાઈ કૃષિકાર. ગૃહસ્થ અને લેખક હૃદય આમ ત્રિધાક્રિયામાં વિભક્ત થયેલ હૃદય, કર્તવ્ય, ધર્મ, ફરજ અને નીતિના ભાનરહિત ગ્રામ્યજન, પ્રેમની ભાવનાશીલ સ્નેહી-વર્ગ અને કાળ અને વ્યવહારશીલ સમાજ હૃદયનું નિરીક્ષણ, અવલોકન અને રસપાન કરતું કાળમાં વહ્યું જાય છે. કાળે પ્રાપ્ત થયેલ ધર્મ અને કાળે પ્રાપ્ત થયેલ હૃદયને વશ્ય થઇ તેનેજ અનુવર્તતું જાય છે. આવીજ ક્રિયામાં હાલનો સમય વ્યતીત થતો રહે છે.

સ્નેહાધીન,

લલ્લુભાઇ.

---

(૨૫)

અંજલાવ, તા. ૨૭–૧૨–૧૦

ભાઇ કેશવલાલ,

મારા છેલ્લા પત્રને લગભગ બે માસ થવા આવ્યા છે. ભાઈ કૃષિ જીવનમાં નિયમિતપણું વિઘ્ન અંતરાય અટકાવ કાર્ય અને વ્યવસ્થાદિકનાં રોકાણ રહિત હૃદયનો રેલાટ કે હૃદય પ્રવાહની સતતા લેખક હૃદય જારી રાખે એતો સંસર્ગ કાળ અને પ્રસંગાદિકને માની અસંભાવ્યજ હોય. અત્ર, કર્તવ્યનાં ભાન રહિત, વ્યવસ્થાના નિયમ રહિત, જડતાયુક્ત આળસ્ય ને સંકુચવૃત્તિશીલ સંસર્ગમાં કાળક્ષેપ, હૃદયની સરળતાને અવકાશ, સ્નેહપૂર્વક કર્તવ્ય બુદ્ધિનો પ્રયોગ, દેખરેખ સૂચના આદિક માટે સમયનું અવલંબન અને કૃષિવ્યવસ્થામાં નવાં શિક્ષણ, નવાં અવલોકન, નવનવા તર્ક અને નવીન પ્રયોગ આદિક ક્રિયાની પણ સંકુચિત હદમાં અપેક્ષા રહે. શિષ્ટસંસર્ગમાં જે હૃદયક્રિયા કાર્ય કરી શકે તે હૃદયક્રિયા અત્રતો પ્રતિકૂળજ હોય. જેથી કરી આત્માને માની ઔદાર્ય કાળનું સેવન, ક્ષમા, દરગુજરરૂપ મનોભાવ સંસર્ગના ભાવમાં તન્મયતા આદિક ક્રિયામાં હૃદયના રેલાટરૂપ કાળક્ષેપનીજ અપેક્ષા રહે. અને એથીજ આત્મરૂપ શાંતિ અવલોકાતી કેળવાતી, અને પોષાતી રહે. અને એથીજ આત્મસ્વરૂપનું નિર્લેપ દ્રષ્ટાપણું જળવાતું રહે. બાઈ જેથી કરી જ્યારે આવી ક્રિયાને અવકાશ ન હોય ત્યારેજ વિદ્યાને માટે

વલસતું હૃદય વિદ્યાના વિષય પર જાય. ત્યારેજ એવું હૃદય અવલોકન અને ચિંતનરૂપ સ્વાનુભવનું ચિત્ર આપવા રેલાય કે ઉભાય. જેથી કરી અમરૂ-શતકની સરખામણી આજ મળસ્કેજ એને સુમારે હસ્ત ધરી. દોઢેક માસ ઉપર એકાદ દિવસ પચ્ચીસેક વૃત્ત ઉપલક સરખાવી ગયો હતો. સમગ્ર રીતે લેતાં તૃતીયાવૃત્તિનો સુધારો ભાવ પ્રસંગ રસ અને હૃદયક્રિયાના અંતરપટોને વિશેષ ઉદ્દિપન કરનારો દષ્ટિગોચર થાય છે. તમારાં ભાષાંતર સ્વતંત્ર કૃતિનું સ્વરૂપ ધારણ કરે એ કહેવું તો પુનરૂક્તિજ કહેવાય. **શબ્દોની ભાવવા-ચકતા, રસની પ્રગાઢતા, રસની ગૂઢતાના નિર્દેશ, હૃદયક્રિયાના અંતરપટોનું રસરૂપ સૂક્ષ્મ અવલોકન, અને એમનું ક્રિયાચિત્ર,** એ તમારી સ્વાભાવિક ક્રિયા છે. એ ક્રિયામાં તમો અદ્વિતીય છો. સ્વ. ગોવર્ધનરામભાઈમાં અવલોકનની વિશાળતા સહ વૃત્તિસ્વરૂપનું રસમય પૃથ-ક્કરણ ક્રિયાચિત્ર છે. પણ એ રસની પ્રગાઢતા કહેવાય નહિ. તમારૂં બિંદુ અમુક હદમાંજ છે. પણ તે સતેજ ઉદ્દિપન કરનાર ઉછાળો મારતું અને તન્મય રસમાં તલ્લિન કર્તા છે. ત્યારે સ્વ. ગોવર્ધનરામભાઈમાં ભિન્ન ભિન્ન અવલોકનસ્વરૂપનાં પાનનુંજ ભાન થાય છે. રસ પ્રગાઢતાને પામતો નથી પણ રસ ઉભરાસ્વરૂપ ઉપરજ વહ્યો જાય છે. એવી રસની પ્રગાઢતાનું ભાન કેટલેક અંશે " વસન્તોત્સવ " માં થાય છે પણ એ રસનું બિંદુ હૃદયનાં વિનોદરૂપ વિલાસ સ્વરૂપની અતિ સંકુચિત હદમાંજ સમાયલું હોવાથી એ પ્રૌઢતાને પ્રાપ્ત થતું નથી. વળી વસન્તોત્સવમાં રસનો પ્રવાહ એકસરખો જળવાયલો રહતો નથી. આગળ ચાલતાં પાછલા ભાગમાં એ શિથિલ થઈ સામાન્યતા પર આવી જાય છે. લાઠીનાં ઠાકોરનાં કાવ્યો કેટલાંક વર્ષપર એક વારજ ઉપલક જોયાં હતાં. તેમાં પ્રસંગોપાત હૃદયની આર્દ્રતા કોમળતા અને તીવ્રતા પ્રત્યક્ષ થાય છે. એ સહુનો ઉભરાસ્વરૂપમાંજ સમાવેશ થાય છે. એ પણ રસની પ્રગાઢતા ન કહેવાય. તમારૂં સ્વતંત્ર બિંદુ નથી. પણ પ્રગાઢ બિંદુનો આવિર્ભાવ દર્શાવવા પ્રગાઢ સ્વરૂપનાં પોષણનીજ આવશ્યક્તા રહે. એવાં પોષણ વિના એવો ભાવ દર્શાવી શકાય નહિ. જેથી કરી એ સ્વતંત્રતાનાં સ્વરૂપનેજ પ્રાપ્ત થાય. અન્ય સ્થળે આપણે પ્રસંગોપાત **માધુર્ય** જોઇ શકીએ છીએ. પણ **માધુર્ય** એ રસની પ્રગાઢતા નથી. એતો ચિત્રસ્વરૂપમાં તન્મયતારૂપ હૃદયનું આદર્શ છે. અને એથીજ તમો પ્રૌઢતાપૂર્વક રસની પ્રગાઢતામાં અને શબ્દો તેમજ હૃદયના અંતરપટોની ભાવવાચકતામાં અદ્વિતીય

છી. અને એથીજ અમરૂશતકના ૨૮ (તૃ૦ આવૃત્તિ) મે પાને અંતિમ ભાગમાં આલેખાયેલ સ્વરૂપ કે—" મૂળની નિર્માણ શક્તિની સરસાઈ કરતી પ્રતિનિર્માણ શક્તિથી જે અનુવાદ રચવામાં આવે છે તેજ સ્વભાષાના સાહિત્યનું અંગ બને છે. " એજ સત્યસ્વરૂપ છે. એમ છતાં દ્વિતીય અને તૃતીય આવૃત્તિના ફેરફારથી જે ભેદસ્વરૂપ હૃદયને દૃષ્ટિગોચર થયું તે વિવેચન સહ અવલોકનાર્થે અત્ર મોકલી અપાય છે. હાલ તાત્કાળ દશ વૃત્તજ આજરોજ આવી રીતે તપાસાયાં છે. વિદ્યા અંગે તમો કે સમૂહને એની જો કંઇ પણ કિમ્મત હોય તો કાળની અનુકૂળતાએ બીજાં વૃત્ત પણ એ રીતે અવલોકાય.

કૃષિકાર્યના રોકાણ સંગે કોક કોક રાત્રીના પ્રસંગે આશ્વિન અને કાર્તિક માસમાં લેખકવૃત્તિના વધારા તરીકે લેખકના સ્વાનુભવરૂપ પ્રદર્શિત કરવા ધારેલ પત્રવ્યવહારની ઉપોદ્ઘાત અને ઇંગ્રેજી પ્રસ્તાવના લખાયાં છે. એ ઉભયનાં સ્વરૂપ, જમાનાની ભાવના, જમાનાનું હૃદય અને જમાનાના વિદ્યા અંગના અંતરપટના પ્રત્યુત્તરૂપ છે. (તૃ. આવૃત્તિની પ્રસ્તાવનામાં તમોએ પણ સૂચનરૂપે જમાનાનું સ્વરૂપ આલેખવા જે પ્રયાસ કર્યો છે તે ઉચિત જ છે). તેમજ લેખક હૃદયને એ માર્ગ શા માટે ઉચિત છે તેના પણ સ્પષ્ટિકરણરૂપ છે. ગુપ્તપાંડવનુ કાર્ય ત્રીજા અંકમાં બીજા પ્રવેશમાં કંઈક ચાલી અટકેલુ છે અને કાળની મરજી હશે તો હવે એજ હસ્ત ધરાય.

સ્નેહાધીન,

લલ્લુભાઇ.

---

અમદાવાદ, તા. ૪-૧-૧૧

**સ્નેહાર્દ્રભાઈ લલ્લુભાઈ,**

હૃદયના ભાવથી ઉભરાતા તમારા બન્ને પત્ર મને મળ્યા છે. એ બે પત્રના ગાળામાં તમે જ્યારે કૃષિજીવન ગાળતા હતા, ત્યારે હું ક્ષુદ્ર પીડાઓથી પીડાતો હતો. આજથી દોઢ બે માસ ઉપર પગમાં કાચ વાગ્યાથી બે ત્રણ ઠેકાણે ઇજા થઈ હતી. ઘા કંઇક ઊંડા હતા તેથી અને કંઈક ઉત્તર વયને લીધે લોહીનો પ્રવાહ કમી તેથી એ અકસ્માતથી હું પંદર વીસ દિવસ હેરાન રહ્યો. તેમાંથી છૂટયો બાદ બેસણીએ ગૂમડું થયું, જેને નસ્તર મૂકાવવું

પડયું. તે રૂઝતાં પણ તેટલોજ વખત ગયો. આ બનાવોને લીધે હું આ વખતે પરીક્ષાઓ ઉપર મુંબઈ પણ જઈ શક્યો નથી. પત્રવ્યવહારના તરફ તો ધ્યાન સમૂળગું નથી અપાયું. આઠ દસ દિવસથી ફરતો હરતો થયો છું. હવે તો મને કંઈ પણ ઇજા રહી નથી.

તમે એકંદરે અમરૂશતકની ત્રીજી આવૃત્તિથી સંતોષ પામ્યા તેથી મારા મનને પણ બહુ આનંદ થયો છે. ગીતગોવિંદની પણ નવી આવૃત્તિ માટે બધી તૈયારી કરી રાખી છે. પણ હજુ બધી નકલો ખપી નથી ગઈ તેથી વિલંબ કરૂં છું. ઇશ્વરાનુગ્રહ હશે તો તે પણ સુધારવાની તક અવિલંબે મળશે.

અમરૂશતકની બીજી ત્રીજી આવૃત્તિની તમે સરખામણી કરવાનું આદર્યું છે તે મને બહુ લાભકારક છે. ચર્ચાથી, ઘણી વાત જે લક્ષ બહાર રહી ગઈ હોય છે તે તરફ લક્ષ ખેંચાય છે, ખામીઓ જડે છે ને તે દૂર કરવા ચિત્ત ઉશ્કેરાય છે, અને નવો ઓપ આપવાનો પ્રસંગ ઉદ્‌ભવે છે. અવકાશે તમે તમારૂં શ્લોકવાર વિવેચન જારી રાખશો એજ અંતઃકરણપૂર્વક ઇચ્છું છું.

તમે પ્રથમ શ્લોકમાં "પૂરાં" બોલ વિશે વાંધો લો છો તે વાસ્તવિક છે. એ પંક્તિ હું નીચે મુજબ તમારી સૂચના અનુસાર ફેરવના ધારૂં છું.[1]

વિગેરે. વિગેરે. વિગેરે,

લિ. સ્નેહાધીન,

**કેશવલાલ હર્ષદરાય ધ્રુવ.**

---

(૨૬)

**વલસાડ.** તા. ૬-૧-૧૧

**ભાઇ કેશવલાલ,**

હું કાલરોજ સ્હવારે વલસાડ આવ્યો; અને સાંજરે બીજી વહેંચણીમાં ૭ વાગે તમારા પત્રથી આનંદ થયો. કાળે પાડેલ આધિ વ્યાધિ અને

---

૧ વિષયાંતર હોવાથી અમરૂશતકની લેખક તરફથી સરખામણી અને ભાઇ કેશવલાલનો સુધારો અત્ર દાખલ કર્યો નથી,

ઉપાધિ આપણે દૂર કરી શકતા નથી. પણ તમો એમાંથી સત્વર મૂક્ત થયા એ સારૂં થયું. તમને પત્ર લખ્યો કે તરત જ ગુપ્તપાંડવનું કાર્ય હસ્ત ચઢયું. ત્રીજો અંક પૂર્ણ થયો. પાંચમો પણ લગભગ પૂર્ણ જેવોજ છે. ફક્ત ૧૯૦૬ ની હૃદય નોંધપરથી છેવટના ભાગમાં ભીષ્મના ઉદ્ગાર સહજ વધઘટ સાથે આપવાના છે. આઠમામાં પણ કંઇ શરૂઆત થઇ છે. હવે કાર્ય પાંચથી આઠ દિવસનું છે. પ્રશસ્તિ પણ લખાઇ ગઇ છે અને રોકાણ વધુ ન પીડે તો બેએક માસ મુદ્રાયંત્ર માટે નકલ કરવામાં જોઇશે. એટલે ધારૂં કે આવતા મે જુન તરફ કદાચ ગુપ્તપાંડવ મુદ્રાયંત્રમાં સોંપાય.

હું ધારૂં છું કે સાથે સાથે અમરૂશતકની સરખામણી પણ એ અરસામાં સંપૂર્ણ થઇ જશે. જો તમને હરકત ન હોય તો એ સરખામણીરૂપ પત્રવ્યવહાર પણ ગુપ્તપાંડવનાં પરિશિષ્ટ લેખકવૃત્તિના વધારામાં આપવા સંકલ્પ સ્ફુરે. એથી વિદ્યાના અવલોકન કાર્યમાં સમૂહને લાભ થવાજ સંભવ છે. રસ અને વૃત્તિનાં અવલોકનરૂપ સમૂહને તો નવું જોવા, નવું શિખવા અને નવું સરખાવવાનું જ મળશે. એથી સમૂહની અવલોકન, તુલના અને તર્ક શક્તિ તેમજ હૃદય અને બુદ્ધિનાં તીવ્રતા, શીઘ્રતા અને રસરૂપ વિકાસક્રિયાને પોષણ મળશે. અથવા તો એવું પોષણ પામવા કે એવાં તત્વોને પ્રયોગ માટે અવકાશરૂપ માર્ગ તો પ્રાપ્ત થશે. એ વિદ્યારસિકનાં કર્તવ્યની દિશા બહાર ન હોય. લેખક કવિ આદિકનું હૃદય કેમ આવિર્ભાવ પામતું રહે એ જોવા, એઓનાં હૃદયની પલટાતી, સ્થિર થતી કે સ્થિર રહતી હૃદયગતિ કે એક સ્વરૂપપરથી બીજા પર જતાં હૃદયક્રિયા શું સ્વરૂપ દર્શાવે એ સહુ ચિત્ર જોવા મારૂં હૃદય પણ સ્વાભિવક ઇચ્છા રાખે. તો તેવી ઇચ્છા રસ અને હૃદયને કેળવવા ઇચ્છતી હરકોઇ વ્યક્તિમાં હોય કે હોવી જોઇએ. જેથી કરી આ સરખામણીરૂપ ક્રિયાદ્વારા એવાં પોષણ માટે જોઇતી સમગ્ર ક્રિયામાં અલ્પ અંશરૂપ ક્રિયાભૂમિ અર્પી શકાય. વિદ્યાનો રસ પ્રાપ્ત કરવો અને અર્પવો એટલુંજ નહિ પણ એની વૃદ્ધિ અને પોષણ માટે હરકોઈ સુલભ ક્રિયાને માર્ગ આપવો એજ વિદ્યા અંગનું કર્તવ્ય હોય. જેથી હું ધારૂં છું કે આ સરખામણી બહાર મૂકતાં આપણે સ્વ કર્તવ્યજ અદા કરીએ છીએ, આત્મધર્મ અને આત્મવિકાસરૂપ ક્રિયાને જ પોષીએ છીએ.

હવે સરખામણીરૂપ ચર્ચાપર આવતાં એથી તમને પણ જે પુનઃ અવ લોકવા, જોવા અને સરખાવવાનું મળે છે અને એથી તમારાં હૃદયને જે તૃપ્તિ પ્રાપ્ત થાય છે તેજ તૃપ્તિ મારાં હૃદયને પણ સંતોષદાતા જ થઈ પડે છે.........................................................

એ પ્રમાણે અનુકૂળતાએ હૃદયવેગને અનુસરી અવસ્ય હું લખતો રહીશ. હાલતો ગુપ્તપાંડવપર જ હૃદય વહે છે. ભાઈ હું હૃદયનેજ સ્વતંત્ર વિચરવા દઉં છું અને એ સ્ફુરે ત્યારે એનેજ અનુસરૂં છું. જેથી કરી મારી સહ્ક્રિયાનો આધાર હૃદય અને કાળને માનીને જ પ્રવર્તે છે.

સ્નેહાધીન,

**લલ્લુભાઈ.**

---

(૨૧)

**અંજલાવ,**

તા. ૨૨-૧-૧૧ ગુરૂ.

**ભાઇ કેશવલાલ,**

૧૯૦૫ ના એપ્રીલ માસમાં આક્રિયા સ્વરૂપમાં આવી ૧૯૦૭ માં અવલોકન ભાવને પામી ૧૯૦૯ ના જુલાઇમા ગતિભાવમાં વૃદ્ધિ પામી ગુપ્ત-પાંડવનું કાર્ય દોઢ વરસે તા. ૨૦ મી મળસ્કે ત્રણને સુમારે સંપૂર્ણ થયું છે. હવે મુદ્રાયંત્ર માટે નકલનુંજ કાર્ય, માતુ સ્વસાને નિવેદન પત્ર, કંઇક ઈંગ્રેજી પ્રસ્તાવનામાં છેવટનો ભાગ અને પત્રવ્યવહારની વ્યવસ્થા એજ ઉપલક કાર્ય બાકી છે. પણ એ કાર્ય અંગે ગુજરાતી પ્રેસનુ મહાભારત ભાષાંતર અને તે પર ગુજરાતી પ્રેસના માલિકનું મહાભારતનાં પાત્રોનું અવલોકન જોતાં "**સાહિત્ય** એ શું?" એ પ્રશ્ન સ્વાભાવિક ઉદ્‌ભવ પામ્યો. "**સાહિત્ય**" શબ્દની વ્યાખ્યા મારૂં હૃદય તો આ પ્રમાણે જ યોજે–" **સાહિત્ય એટલે હૃદયક્રિયાનું સત્ય અવલોકન–સત્ય અવલોકન એટલે હૃદયક્રિયાના નિયમનું યથાર્થ ચિત્ર દર્શન,** અથવા તો એ નિયમોની સત્ય ગતિનું ભાન કરાવનાર જે સૂક્ષ્મ ક્રિયાનું **અનુભવપૂર્વક નિરીક્ષણ એજ સત્ય અવલોકન.** હવે સૃષ્ટિક્રિયા, કાળની અનન્તતા અને પ્રાસંગિક સંસર્ગાદિકને

માની એ ક્રિયા અતિ વિશાળ ગહન અને સૂક્ષ્મ ભેદવાળી થઇ પડે છે. પરિમિત સંકુચિત સંસર્ગ વા પ્રસંગમાં સલગ્ન હૃદય એ હૃદય નથી. હૃદય તો સૃષ્ટિનુંજ હોય. અથવા તો સમગ્રકાળને માની જે હૃદય પ્રદર્શિત થતું હોય તેજ હૃદય વિશાળ, ઉન્નત અને સમગ્રતાવાળું સૃષ્ટિનું ઉર કહેવાય. એમ છતાં પણ કેટલીક હૃદયક્રિયા કાળની એવી સમગ્રતાની અપેક્ષા રાખતી નથી. એટલે કે હરકોઈ કાળમાં એકસરખી રીતે જ પ્રવર્તતી હોવાથી કાળની સમગ્રતા રહિત એ ભિન્ન પણ અવલોકી શકાય છે. એનેજ બીજા શબ્દમાં કહિએ તો કેટલીક ક્રિયા એવી હોય છે કે જે હરકોઇ કાળ પ્રસંગ, વસ્તુ અને સંસર્ગાદિકને માની એક સરખી રીતેજ પ્રવર્તે છે. એવી ક્રિયાનું ભાન કરાવનાર હૃદયનું અનુભવ બિંદુ અવલોકનસ્થાન આદિ હૃદય ક્રિયાનાં અમુકજ તત્વો કે અમુકજ પ્રસગોમાં રમણ કરતાં હોય. અને એવી ક્રિયામાં પણ હૃદયગતિ અને એવી ગતિના નિયમનું અનુભવ સિદ્ધ જે સૂક્ષ્મ અવલોકનચિત્રદર્શન દૃષ્ટિગોચર કરાવાય તે પણ **તેટલીજ હદમાં સત્ય અવલોકન** કહેવાય. ત્યારે ટુકમાં આપણે "**સાહિત્યને**" **હૃદયક્રિયાના નિયમનું ચિત્ર દર્શન** જ કહીશું. એ ચિત્રદર્શન જેટલે દરજ્જે યથાર્થ નિયમવાળું જણાવાય, જેટલે દરજ્જે એવાં ચિત્રદર્શનમાં એ સૂક્ષ્મ અવલોકનનાં તેજ પ્રકાશ અને ઉરગર્ભ ઝળહળ કરતાં અનુભવ સિદ્ધ શબ્દાદિકની ભાવવાચકતાદ્વારા આવિર્ભાવ પામે તેટલે દરજ્જે એવાં ચિત્રદર્શનની યોગ્યતા શ્રેષ્ઠ, મધ્યમ કે હીન કહી શકાય; તેટલેજ દરજ્જે એવાં અવલોકનનો રસ પ્રગાઢ આછો–ઝાંખો ઉભરારૂપ, આડંબરરૂપ કે સ્વરૂપના ચમકારા રૂપજ કહી શકાય. જેથી કરી એવું ચિત્રદર્શન એના આલેખકની હૃદય ગતિનુંજ માપ અને ભાન કરાવે છે અને એ હૃદયગતિનાં અવલોકનરૂપ બિંદુની સાક્ષી પૂરે છે. તેની સાથે કાળ, જમાના, પ્રસંગ અને સંસર્ગાદિકમાં એ હૃદયગતિ ક્યાં પરિમિત, ક્યાં સંકુચિત અને ક્યાં કુંઠિત થઇ જાય છે તેનું પણ આબેહુબ ચિત્ર આપે છે. કેમકે હૃદયક્રિયાનું અવલોકનબિંદુ અમુક વર્તુલમાંજ ફરતું રહે છે. એ વર્તુલની હદ સોયના અગ્ર ભાગથી લેતા કાળની અનન્તામાં અમાપ થઇ પડે છે. વ્યવહારક્રમ અને કાળક્રમ એ વર્તુલનું ક્ષેત્ર અમુક હદમાંજ માન્ય રાખે છે, ત્યારે સમગ્ર અને વિશાળ ઉર એવી કોઇ પણ હદમાં બદ્ધ થઇ રહેતું નથી. એટલે એવાં ઉભય ઉરનાં અનુભવલક્ષણ, અનુભવચિત્ર સ્વાભાવિકજ ભિન્ન દૃષ્ટિગોચર થાય. એક જમાના અને સંસર્ગાદિકને માની, અમુક અધ્યાસની હદવાળુંજ હોય છે ત્યારે બીજાને સંસર્ગ,

કાળ, જમાના આદિ કશુંએ ન લેપતાં એવું બીજુ ઉર સૃષ્ટિક્રિયાના ઉર રૂપજ થઇ રહે છે. જમાના, વ્યવહાર અને સંસર્ગને લઈ કોઇને કયું ઉર માન્ય હોય તો કોઇને કયું, એ સહુ સહુસહુનાં હૃદયક્રિયાનાં અવલોકનસ્વરૂપ ઉપરજ આધાર રાખે છે. જેમનું અવલોકનસ્વરૂપ પરિમિતજ હોય છે તેમને તો પરિમિત ગતિજ માન્ય હોય છે. કેમકે એવાં હૃદયને એજ ગતિને અભ્યાસ છે અને અભ્યાસનો ત્યાગ થવો એતો પ્રકૃતિ સ્વરૂપને પલટાવવા રૂપ જ છે. અને એવો અભ્યાસ પલટાવવાની ક્રિયા પણ કેટલાંક જ હૃદય કરી શકે છે. વ્યવહાર માત્ર તો અભ્યાસમાંજ મસ્ત અને ગુલતાન રહેનાર છે. એને બીજા કશાંનીએ દરકાર કે પરવાહ હોતી નથી. એ અભ્યાસ બહારની સહુ ક્રિયા એમને અમાન્ય હોય છે. અને એવો અભ્યાસ પણ કાળ અને સંસર્ગને માની પલટાતો રહે છે. ત્યારે સત્યસ્વરૂપ શોધનાર પાત્રને તો **સમગ્ર સૃષ્ટિનું ઉર એજ સત્ય અધ્યાસનુંજ યોગ્ય સ્વરૂપ ભાસે છે.** અને એ સ્વરૂપની કસોટીથી જ સહુ સ્વરૂપની તુલના કે કસોટી કરે છે. જેમ આ કસોટી અમુકને જ ગ્રાહ્ય હોય તેટલાજ પ્રમાણમાં એવી કસોટીનાં ગ્રાહક પણ હરકોઈ કાળ અને જમાનામાં અમુકજ પ્રમાણમાં હોય. એમ છતાં પણ સમગ્ર કાળસ્વરૂપમાં જ જે સત્ય સત્યરૂપ હોય તેજ સત્ય સત્ય-સ્વરૂપ કહેવાય. અને એજ સત્યસ્વરૂપ સત્યરૂપ રહે. કાળ, પ્રસંગ, સંસર્ગ અને જમાના આદિકને માની ઉદ્ભવ થતાં બીજાં અનેક સ્વરૂપ તો એવા કાળ સંસર્ગ, પ્રસંગ અને જમાના સાથે જ લય પામી જાય. એમ છતાં પણ એવાં સ્વરૂપ કાળક્રિયામાં સમૂહની હૃદય ગતિને હીન અને અસત્ય ગતિનો અભ્યાસ આપતાં હોવાથી કાળબળને માની હૃદય ખિન્ન થયા વિના રહે નહિ. એવીજ ખિન્નતાનો અનુભવ, ગુજરાતી મુદ્રાયંત્રના માલિકે પોતા તરફથી પ્રકાશિત કરેલ મહાભારત ભાષાંતરની ભારતભૂમિકામાં દર્શાવેલ યુધિષ્ઠિર ભીમ અને બીજાં પાત્રનાં હૃદયક્રિયાનાં અવલોકનરૂપ ચિત્રદર્શન ઉપરથી થયો.

મહાત્મા યુધિષ્ઠિરનું હૃદય બિચારા એક નિર્માલ્ય, અનિશ્ચયાત્મક, ગમે તેમ ઢળી પડનાર, વિચાર અવલોકન અને તુલનાહીન ડાહ્યા, ડમરા, નિરૂદ્યમી નિઃસત્વશીલ ભોળા અને ભલા બ્રાહ્મણના સ્વરૂપમાં આવી ઠરે છે. મહાન્ સાર્વ ભૌમત્વ ઉપરથી, સમગ્ર કાળને વિલોકનાર, એ ધર્મ અને શૌર્યશીલ યુધિષ્ઠિરની યોજના, વ્યવહાર જમાના અને સંસર્ગમાં સમૂહની સામાન્ય

અને અલ્પ હૃદયશીલ એક ન્યાયાધિશની હૃદયગતિ ઉપર આવી રહે છે. બાહ્ય, ખરેખર હૃદયનાં શૌર્યની ગણના ક્ષુદ્ર અને અલ્પ હૃદયશીલ સમુદ્રને હોતી નથી. પ્રકૃતિરૂપ વૃત્તિનાં સ્વરૂપ કરતાં હૃદયની જ ક્રિયા વિશેષ બળવત્તર અને સત્ય સત્વવાળી હોય છે એ સમુદ્રની અજ્ઞ દ્રષ્ટિમાં પ્રવેશી શકતું નથી. ત્યાંતો પ્રકૃતિનાં નાશવંત સ્વરૂપનીજ ગણના હોય છે. પણ હૃદયનાં તેજ-પ્રકાશ, સમગ્રતા, વિશાળતા અને પ્રૌઢતા આદિક ભિન્નત સત્વશીલ તત્વોની ગણના, તત્વોની સમજ કે તત્વોનું ભાન અંધકારમય અજ્ઞ, અલ્પ સંકૃચિત અને કાળ અને સંસર્ગમાં પરિમિત થયેલ હૃદયને હોઈ શકતું નથી. ત્યારેજ મહાત્મા યુધિષ્ઠિરનું વિશાળ હૃદય એક જમાનાનાં પરિમિત અણુમાત્ર ન્યાયા-ધિશની હૃદયસ્થિતિપર આવી પડે છે. જે હૃદયની શ્રીકૃષ્ણ વ્યાસ અને ભીષ્માદિકે પ્રશંસા કરી છે તે મહાત્મા યુધિષ્ઠિરનુ હૃદય ક્યાં ? અને જમાના અને વ્યવહારકાળમાં એક અલ્પ, સંસર્ગથી પરિમિત અનેક પ્રકૃતિનાં ક્ષુદ્ર સ્વરૂપથી બાધિત ન્યાયાધિશ અને ભોળા આત્માનું હૃદય ક્યા ? એવું હૃદય યુધિષ્ઠિરની વિશાળતા અને સમગ્રતાને પામી શકે જ કેમ ? તો એવાં અયોગ્ય સ્વરૂપની તુલના પણ કેમ હોઈ શકે ? આથી હૃદય ખિન્ન થયા વગર રહે નહિ કે શું જમાનાની તુલના, અવલોકન અને ગ્રહણશક્તિ છેક આજ સ્થિતિપર આવી રહી છે ? આત્મરૂપ યુધિષ્ઠિર સહુના રક્ષક અને પોષક હતા. યક્ષથી મૃત્યુવંતને એમણે જ સજીવન કર્યા હતા. ઋષિગણ, વ્યાસ અને શ્રીકૃષ્ણ પણ એમને એજ સ્વરૂપમાં વિલોકતા. પોષક શક્તિ ક્રિયાશક્તિ હોઈ શકે જ નહિ. સમુદ્રજળ વર્ષારૂપ સૃષ્ટિનું પોષક છે. ત્યારે મેઘ એ ક્રિયારૂપ શૌર્ય સ્વરૂપજ છે. સમુદ્રજળવિના મેઘનો ઉદ્ભવ અને ઉદય ક્યાંથી હોઈ શકે ? તેટલા માટે સમુદ્રની સ્થિરતા અને સમુદ્રની શાંતિને નિર્માલ્યતા, દૌર્બલ્યતા અને ક્રિયાહીનપણું આદિ કહેવાં એતો હૃદયની મૂઢતા જ કહેવાય. એજ સ્વરૂપમાં યુધિષ્ઠિર, ભીમ અને અર્જુનના પોષક હતા. એજ સત્ય એ શૌર્યશીલ પાત્રોનાં હૃદય પણ પ્રદર્શિત કરે છે. મહાત્મા યુધિષ્ઠિરની હૃદયક્રિયા અને એ મહાત્માનું વર્તન તેમજ સંજય, વિદુર, ભીષ્મ અને શ્રી કૃષ્ણ આદિક પણ એજ સત્ય સ્થાપિત કરે છે. ત્યારે એવા યુધિષ્ઠિરને દૃઢતા રહિત,' વિચાર રહિત ભોળા, મોળા અને શૌર્યહીન કહેવા એતો પ્રકૃતિ સ્વરૂપની જ' પરમ અવધી !!! શાંતિપ્રિય હૃદય શાંતિને જ ચહાતું હોવાથી એવો શાંતિરૂપ ગુણ અગુણ કે દુર્ગુણ થતો નથી. " સત્યનો સાક્ષી "

" બ્રાહ્મણુનો પૂજક " " હૈનાળ અને વૈનાળ " આદિ શબ્દોની ભાવવાચકના પણ યુધિષ્ઠિર સંબંધમાં કયાં પ્રકૃતિ સ્વરૂપનું ભાન કરાવે છે ? શું એવી ક્ષુદ્રતા અને સામાન્યતા જે એક ગ્રામ્ય હૃદયની તુલનાને જ યોગ્ય હોય તે આવાં વિશાળ અને સમગ્રશીલ હૃદયને આરોપી શકાય ? એમ કરી શું એવાં હૃદયને સમુદ્રની સામાન્ય સપાટીપર આણી શકાય ? એ વિષે વધુ ઊંડા ઉતરવું નિરર્થક છે. ખરેખર જે કાર્ય માટે યોગ્યતા ન હોય તે કાર્યનો ભાર ઉપાડવારૂપ વડાઈ માની સ્વઆડંબરસ્વરૂપ દર્શાવતું એ પણ પ્રકૃતિની વિચિત્રતા જ છે. [1]પ્રથમ ભાગ જોતાં એ ભાગમાં ભાષાંતરની ભાષા, ભાષાંતરમાંથી સ્ફુરતું હૃદય અને એમાં પ્રદર્શિત થતા શબ્દોની ભાવવાચકતા જોતાં એ ભાષાંતર ભટ્ટ મણિશંકર મહાનંદનાં ભાષાંતર કરતાં ઘણે પ્રકારે ઉતરતું છે. મણિશંકરનાં ભાષાંતરમાં જે હૃદયનો વેગ અને પ્રવાહ વહ્યાં જાય છે તે અત્ર નથી. વળી મણિશંકરનાં ભાષાંતરથી જે હૃદયક્રિયાનું ભાન થાય છે તે અત્ર ગુજરાતી મુદ્રાયંત્રના ભાષાંતરમાં થતું નથી.

ભાઇ આ ચિત્રસ્વરૂપની જરૂર હો વા ન હો. પણ જમાનાનું પ્રકૃતિ સ્વરૂપ જોતા હૃદયને અવલોકનક્રિયામાં પ્રત્યક્ષ થતું ચિત્ર તમારાં દ્રષ્ટાહૃદયને શાક્ષીભૂત કરવાની લાલસા હૃદય રોકી શકતું નથી. શુ એ હૃદય પ્રત્યે હૃદયનો ધર્મ નથી ? શુ એથી હૃદય વિશેષ ઉજ્જ્વળ, નિર્મળ અને બળવત્તર સત્યશીલ સ્થાપિત થતું નથી ? એથી શું આપણે સૃષ્ટિનાં સત્ય હૃદયનું તર્પણ કરતા નથી ? હું તો મારાં હૃદયની એજ ક્રિયા અનુભવતો આવ્યો છું. ૧૮૯૮–૯૯ માં એ ક્રિયા ઉદ્ભવ પામી કોમળ, નિર્મળ, આર્દ્ર, શુદ્ધિ અને શુચિશીલ વર્તન માટે તલસતાં, એ રૂપ થવા પ્રયત્ન કરતાં ગત જીવણજીનાં સત્ય ગ્રાહક હૃદયને માની એજ હૃદયને દ્રષ્ટારૂપ રાખી હૃદયે ગતિક્રિયા શરૂ કરી. જીવણજીનો અવસાન કાળ અને એથી પણ વિશેષ સુશિક્ષિત શિષ્ટ અને આર્દ્રહૃદયનો સંસર્ગ એ પણ કાળક્રિયાનુજ ચિત્ર છે. તો એવી કાળ-

---

૧. ૧૯૧૨ આખરે ઇ. સૂ. ગત થયા છે, સ્વ. ઈ. મૂ. સાહિત્યકાર ન હતા. એમનામાં સાહિત્ય માટે આવેશ હોય, પણ એમને સાહિત્યનો વિકાસ ન હતો. ગુર્જરભૂમિની પરિમિત ગતિમાં એમણે પત્રકાર તરીકે એમની ધર્મભાવના અને એમના ઉત્સાહને માની કંઇક અર્પ્યું છે. પત્રકાર તરીકે પણ બીજા પત્રકારોનો વિકાસ જોતાં એમનામાં અનુકરણ માત્રજ હતું. સ્વતંત્ર આવિર્ભાવ જેવું થોડું જ હતું. તા. ૨૯–૬–૧૩. લ. ના.

ક્રિયામાં હૃદયના અપ્રતિહત પ્રવાહને માર્ગ એ પણ હૃદયરૂપ કાળક્રિયાનું કાર્ય. ભૃગુકચ્છના સંસર્ગ સમયે જીવણજીનાં નિર્મળ હૃદયે પણ એજ સત્ય ભાખ્યું હતું. જીવણજી ગુર્જર ગ્રામ્યશાળાનો ગુર્જર વિદ્યાલયમાં શિક્ષણ પામેલ એક સામાન્ય શિક્ષક હતો. इति अलम्

... ... ... ... ... ...

લી. સ્નેહાધીન,

**લલ્લુભાઇ.**

---

વલસાડ, તા. ૪-૨-૧૧

**ભાઇ કેશવલાલ,**

"ચાણાક્ય કોણ હતો ?" એ ઉપર કર્તવ્યકાર્ય અંગે ફરતાં મને જે કાંઇ મળ્યું તે કંઇક ઐતિહાસિક દૃષ્ટિ અને કંઇક દંતકથાની દૃષ્ટિથી જાણવા જેવું જાણી અત્ર મોકલું છું.

રૈબતકે સમયમે આદિખેત[1] ફીર આયે,
તબતક ઉત્તરમેં મહાબસ્તી અનાઉલનકી;
ક્રસુ, ગોમતી મેહતનુ કુંભા કે સબતટન,
બસ ગયે બ્રામનસેં ખ્યાતી બરી અનાઉલનકી.
સરસ્વતી સતદ્રિકે તટનકે બી પ્રદેશ,
બસ્તી હુઇ ફીર પીછે અનાઉલન બ્રામણુકી;
ભૂખન ભનત છત્રપતી શિવાજી સૂનો,
દંડકારણ્ પ્રદેશમેં ભરતી બરી હુઇ ઉત્તરકી.
આર્જાબ્રત આય બસે આહી કાલ કે પૂર્વકાલ,
ઉદિચીમેં એસતેથે ઋષિક આદિ દેશકી;
આર્જન બસ્તી ભમી સીતાતટન દેશ બસે,
આર્જત બીજ બાહ્લીકા આર્જન આયે સબ છોરકે;
પ્રતિચી દછન ઓર પ્રાચિકી સિમા નીકટ,

---

૧ આદિખેત—અનાવિલ નગર.

કીકટ આદી દેશનમેં હુઈ પીછે બસ્તી અનાકિલનકી.
મધ્યદેશકે સ્થળ વિંધ્યાદ્રિકો ઉત્તર,
બસ્તી થોરી સબસ્થાન અનાકિલન બ્રામણકી,
પ્રાચીમે ગયે કે નાહી ઉસકા પ્રમાન કાહીં,
કિંતુ મગધમેં હોતી બસ્તી બીહારકે દેશકી.
ઉહાં રૂપિકા નગરથા અનાકિલન બ્રામણકા,
પાટલી પુત્ર પલટ ગયા નગર પીચ્છે કે કાળકા;
પાટલીથી નાગકન્યા પુત્રક અનાકિલ કુમાર,
આદિખેત નગર ઔર નખત્રા નગરકા.
ભૂખન ભનત છત્રપતિ શિવાજી સૂનો,
પાટલીપુત્રક સંયોજનમેં નગર હુઆ પાટલીપુત્રકા;
પાટલીપુત્રામેં અનેક બંશને રાજ કીયા,
શિશુ, વિશુ, તક્ષક અનેક નાગ બંસકે.
મહીપતીયન સમયમેં જહર શિખર,
ધામધુમ નગરકી જયસી ઇંદ્રકી ભૂબનકી;
નાગન લોકનકી સાથ શરીર સંબંધ થા,
નાગન બંશન પદચ્યુત હુએ હુએ અનેક બંશકે.
પાટલી પુત્રાધિશ્વરા અનેક ઝગરેમેં મુએ,
કટાકટી ચલી બહુત પીચ્છે રાજનંદન કે બંશકે;
નબ નંદ કટા ગયા ચંદમસ અધિશ્વર હુઆ,
પાટલી પુત્ર સિંહાસન બૈઠ ગયા ચઢકે.
ચાણાકયકી ચતુરાઈ સારી ભારત જેરકી,
ઉતર બસ્થામેં થાઇ બાસ રેવાતટકા;
પચ્છાતાપ નાહી મીટા કોરખાના રાજ્યહલ્યાકીટા,
ચાણાક્ય કુશુલબાયા દોહી આયે રેવાત્યાગકે.
આદિખેત આયબસે તબસેં પચ્છાતાપ મીટે,
ધાબલપતાકા સ્યામ હુઇ પાપનકે નાબનકી;
સમશ્રોતા ઇબાગંગા[1] રાજા મંત્રીને કીયા સ્નાન,

---

૧ ઇબાગંગા—અંબિકા ગાયકવાડી બીલી મોરાવાળી નદી.

મોર્ય ગંગાકે તીરથ પીચ્છે બોં ગંગા મોર્ય[1]કે.
ભૂખનભનત છત્રપતી શિવાજી સુનો,
અનેક પ્રકાર ધન દીયે સુબરન ગાડા ભરકે;
ચાણાક્યથા કુટિલ બ્રામન ગંધાર દેશમે જન્મ,
તક્ષકશીલા રાજનગર આયો ગાંધાર ત્યાગકે.
પાટલીપુત્રા નગરમેં નંદબંસકા જોગાનંદ,
ધરમસેં ચલાતે રાજ સિંહાસન આરૂઢકે;
મંત્રી જોગાનંદકા એક મંત્રી થા શકટાલ,
રાજહત્યા કરનેકું દેખતાથા કોઉ કાલકે.
સનદ્રિ સીંધુ તટનકે અધિશ્વર ચંદ્રમસ,
આઇમીલા કાબત્રમેં એકત્ર સબ હોયકે;
જોગાનંદકે મારડાલે કટાકટી બહુત ચલે,
હીરણ ગુમને બંડકીયે સંધાર ચલા પાટલીપુત્રકા.
બાલવૃદ્ધ સબ કટા ગયે નંદબંસમે કોઉ નાહી રહે,
ચઢ બસે સીંહાસન ચંદ્રમસ મૌર્યબંસકે;
ચાણાક્યથા અનાબીલ બ્રામન નાગબંશમે કીયા લગન,
ઓહીથા પાટલીપુત્રા રાજ્ય નાગબંશકે સંબંધ.
ભૂખનભનત છત્રપતી શિવાજી સુનો,
અનાઉલ મત્રીયા ચાણાક્ય ચંદ્રમસકે.

... ... ... ... ... ...

આ કવિતા એક મોટા સંગ્રહમાંથી ફક્ત ફકરારૂપે ઉતરાવેલો ઉતારો છે. જે પુરૂષના હાથમાં ભૂખન અને કીરતનો સંગ્રહ છે તેમાં યુદ્ધનાં ઐતિ-

---

૧ ગંગામોર્ય—ગંગામોરા હાલ ગાયકવાડી ગણદેવી પરગણામાં સનવાડી ગામ નજીક યાત્રાના સ્થળ તરીકે હજી પણ પ્રખ્યાત છે. અત્ર મહા શિવરાત્રીની યાત્રાનો મેળો ભરાય છે.

હાસિક ચિત્રો છે. પણ એ તરંગી અને ઝૂની પુરૂષ કેશને બનાવે એમ નથી. છૂટક છૂટક કંઈ લખાવેલુ તેમથી આ ઉતારો મને એક સગા અને સ્નેહીએ આપ્યો છે.

... ... ... ... ... ...

સ્નેહાધીન,
**લલ્લુભાઈ.**

---

**અમદાવાદ, તા. ૨૨–૨–૧૧**

**ભાઇશ્રી લલ્લુભાઈ,**

તમારા ત્રણેક પત્ર એકઠા થયા છે. પણ વિગતવાર તેનો ઉત્તર વાળી શકતો નથી. હાલમાં Sports ની ધમાધમ ચાલી રહી છે. તેમાંથી આવતા રવિવારે હુ કંઈક મુક્ત થઈશ. દરમ્યાન કહેવૂં જોઇએ કે તમારી સૂચનાઓ વાંચવાથી અમરૂશતકમાં કેટલેક સ્થળે ફેરફાર કરવાનું સૂઝતું આવે છે. હાલતો માત્ર વિચારણીય સ્થાનોજ નોંધુ છું.

અમરૂશતકનાં વિવેચનના તમારા બધા પત્રો સંઘરી રાખ્યા છે. ગુપ્ત-પાંડવ છપાવતાં તે સામેલ રાખવા તમારો વિચાર હોય તો તેમાં મારે શો વાંધો હોય ? પણ તમે ધારો છો કે ઘણા તે પૂરતા લક્ષથી અને ધીરજથી વાંચશે ?

તમે ચાણાક્ય ને ચંદ્રગુપ્તને લગતી ભૂખણની કવિતા મોકલી તે હું વાંચી ગયો. એ બૃહત્કથા કિંવા કથા સરિત્સાગર અને મધ્યકાલીન પ્રબંધોને આધારે ભૂખણે આપી જણાય છે. એમાં ચાણાક્ય અને ચંદ્રગુપ્તનાં નામો શિવાય ઐતિહાસિક તત્વ બહુ જુજ છે.

... ... ... ... ... ...

તમે રા. રા. ઈ. સુ. દેશાઇએ કરેલા વ્યાસભારતની પર્યાલોચનથી અસંતોષ બતાવો છો તે વાસ્તવિક છે. એ કેટલીકવાર નવાની ખાતર જ નવૂં લખે છે, તે આધાર વિગરનું અને નિઃસાર પણ હોય છે. પરંતુ જામેલી ખ્યાતિ અને ઉપરના આડંબરથી તેની તુચ્છતા સામાન્ય જનવર્ગની દૃષ્ટિથી ઢંકાયલી રહે છે.

લી. સ્નેહાધીન,
**કેશવલાલ હર્ષદરાય ધ્રુવ.**

(૨૯)

અંજલાવ, તા. ૧૨-૪-૧૧

ભાઇ કેશવલાલ,

તમારા તા. ૨૨-૨-૧૧ ના પત્રને લગભગ બે માસ થવા આવ્યા છે. એ સમય કંઇક લગ્ન, કંઇક પ્લેગથી સ્નેહીવર્ગમાં મૃત્યુઆઘાત, કંઇક મામા ભીમભાઈની માહુલ બદલી, માતુશ્રીને દેહવિકાર અને છેવટ કોલુ માટે મુંબઈ આદિક ક્રિયામાં સમય અને હૃદયક્રિયાનું રોકાણ વહતું રહ્યું. વિદ્યામાં કંઇપણ વાંચી વિચારી શક્યો નથી. અને લગભગ વૈશાખ જેઠ માસ સુધી એવો સમય ચાલ્યો જવા સંભવ રહે. માતુશ્રીને જે વિકારની પીડા છે તે જો ન શમે તો એ સમય લંબાય પણ ખરો. માતુશ્રીનાં આશ્વાસન માટે મારે સમીપ બેસવું પડે, પ્રસંગોપાત ધૈર્ય આપવું પડે, સ્પષ્ટિકરણથી તેમના મનને થતા સંકલ્પ વિકલ્પને તોડવા પડે અને માતુશ્રીનાં સંતોષ અર્થે હરેક પ્રકારે કર્તવ્યરૂપ ક્રિયા અદા કરવાના સમયમાંથી હાલ પ્રસાર થવાય છે. એ સાથે ગૃહવ્યવસ્થામાં માણસની તાણ અને બીજા સંકોચો પણ કાળનાં વ્યતીતપણાંમાં ભાગ પડાવતા જણાય તો સહુ સહુને સહુનું રૂણ આપવું એજ ક્રિયા હાલનો પ્રવર્તતી જણાય છે. અને એ ક્યાં સુધી જારૂ રહે એ અનિશ્ચિત છે. કાળની વ્યવસ્થા એવી જણાય છે કે વિદ્યા માટે ઉંચકાતું હૃદય પણ શમી જાય છે. તો ચાલુ કાળને માન આપવું એજ કર્તવ્યરૂપ ક્રિયા છે. અને એ ક્રિયામાંથી પણ તમારા તા. ૨૨-૨-૧૧ ના પત્રમાં નીચેનાં વાક્ય ઉપર મારૂં હૃદય કંઇક સ્વચિત્ર આપવા લોભાય છે.

" ગુપ્તપાંડવ છપાવતાં તે સામેલ રાખવા તમારો વિચાર હોય તો તેમાં મારે શો વાંધો હોય ? પણ તમે ધારોછો કે ઘણા તે પૂરતા લક્ષથી અને ધીરજથી વાંચશે ? "

ભાઈ તમારૂં એ લખવું સત્ય છે. એવું જમાનાનું વૃત્તિસ્વરૂપ અજ્ઞાત નથી. એવાં સ્વરૂપનું A. Froude ના વિદ્યા ઉપરનો નિબંધ Reynard the Fox a German translation ડોળી લોકોને સપાટાપૂર્વક વિશેષ સ્પષ્ટ અને આકર્ષક ચિત્ર રજુ કરે છે. એમાંનાં સૂચનરૂપ બેચાર વાક્ય ટાંકું.

(1) "So long as such a phenomenon as a cultivated rogue remains possible among mankind, it will

'eappear in all languages and under any number of philosophical disguises."

(2) " But the object generally for which be lives s the natural one of getting his bread for himself and his family; and the great moralist says " It is better to be bad for something than for nothing.

Worldly prudence is the only virtue which is certain of its reward.

That blind instinct with which the world shouts and claps its hand for the successful man is one of those latent forces in us which are truer than we know; it is the universal confessional to which Nature leads us and in her intolerance of disguise and hypocrisy, compels us to be our own accusers. Whoever can succeed in a given condition of society, can succeed only in virtue of fulfilling the terms which society exacts of him and if he can fulfil them triumphantly of course it rewards him and praises him. He is what the rest of the world would be, if their powers were equal to their desires...............and the character of the conqueror...........the observed of all observers is no more than a very exact indicator of the amount of real virtue in the age, out of which be stands prominent.

એની સાથે સાથે Carlyle on the Heroes as Man of Letters એનાં મુગનતવ પણ જોવા અને સરખાવવા જેવાં છે.

( 1 ) In the true Literary Man there is thus ever acknowledged or not by the world, a sacredness.

(2) On the beaten road there is tolerable travel-

ling but it is soro work, and many have to perish fashioning a path through the impossible !

Money, in truth can do much but it cannot do all. We must know the province of it and confine it thero and even spurn it back when it wishes to get farther.

The result to individual men of Lette s is not the momentous one; they are but individuals, an infinitesimal fraction of the great body; they can struggle on and live or else die as they have been wont.

But it deeply concerns the whole society whether it will set its light on high places, to walk there by or trample it under foot and scattor it in all ways of wild waste (not without conflagration) as here to fore !

His fatal misery was the spiritual paralysis so we may name it, of the Age in which his life lay.

Triviality, Formulism and common place were come forever. On the whole, a man must not complain of his element, of his time or the like: it is thriftless work doing so. His timo is bad, well then, be is there to make it better.

ભાઈ ગયા ચોમાસાના ભાદ્રપદ માસથી જ Carlyle, Froudo અને બીજાં એક બે પુસ્તક હસ્ત આવ્યાં. પ્રાચીન આર્યાવર્તની ભાવનાને એમાં નવું શિખવાનુ નથી. એમ છતાં પણ આ જોતાં જણાય કે જમાના અને દેશપરત્વે સત્યસ્વરૂપનો આવિર્ભાવ દર્શાવનાર પાત્ર કાળકાળે ઉત્પન્ન થતાં હોવા છતાં જમાનાનું અંધકારસ્વરૂપ એવું હોય છે કે એવા અંધકાર આગળ સત્ય સ્વરૂપનો તો લોપજ હોય છે. તો તેથી આપણને ક્ષોભ શો ? એથી આપણને આઘાતનું કારણ પણ શું ? એથી આપણાં કર્તવ્ય પરાયણતામાં અવરોધ પણ શો ? આપણે સમૂહને ઉદ્દેશીને કાર્ય કરતા નથી.

આપણું કાર્ય આપણા આત્માને જ ઉદ્દેશીને હોય છે કે હોવું જોઈએ. અને જ્યાં એમજ છે ત્યાં એટલોજ પ્રશ્ન રહે કે "શું એ કાર્ય કર્તવ્યરૂપ છે ?" "શું એવાં કાર્યમાં કોઈપણ વિકાસનો અંશ રહેલ છે ?" "શું એથી કોને પણ ગમે તે કાળે પણ વિકાસ, લાભ, આનંદ કે સંતોષ પ્રાપ્ત થવા સંભવ છે ?" જો આ પ્રશ્નોનો હકારમાં પ્રત્યુત્તર હોય તો તે કાર્ય કર્તવ્યરૂપ જ છે એમાં સમૂહનું વૃત્તિસ્વરૂપ જોવાની આવશ્યકતા રહતી નથી. જો એમજ હોતતો યોગેન્દ્ર લખી શક્યો ન હોત. રામવિયોગ હસ્ત ધર્યો ન હોત અને ગુપ્તપાંડવ પણ સંપૂર્ણ કરી શકાત નહિ. અને હજી પણ કાળ આધીન જે પ્રવૃત્તિ જારી રહેલા હોય તે જારી રહે નહિ. સમૂહનાં વૃત્તિસ્વરૂપ તરફ લક્ષ કરવા જતાં એનો આઘાત, ક્ષોભ, દીનતા, શૂન્યતા અને શોકનાં વમળમાંજ પાતાળમાં ગરકાવ કરી દે. જેથી કરી મારાં હૃદયને અમરૂશતક સંબંધે "કેટલા વાંચશે" એ પ્રશ્ન નથી પણ એમ પ્રગટ કરવામાં "કોપણ પાત્ર આજે, કાલે અથવા ભવિષ્યમાં ગમે તે કાળે હોય કે ઉદ્‌ભવે તેને વાંચવા યોગ્ય છે કે નહિ એજ જોવાનું છે. અથવા એવું ન હોય એમ છતાં પણ એવું પાત્ર ઉત્પન્ન થવાનો સંભવ માની લઇએ તો એવાં ઉત્પન્ન થયેલ પાત્રને વાંચવા યોગ્ય, વિચારવા યોગ્ય અને વિકાસ યોગ્ય છે કે નહિ એજ દૃષ્ટિથી પ્રકાશવું કે નહિ તેનો નિર્ણય કરવાનો રહે. માટે એવી દૃષ્ટિમાં એ કેટલે દરજ્જે ટકી શકે તેજ જાણવાની આવશ્યકતા રહે. જો એવી દૃષ્ટિમાં ટકી શકે તોજ પ્રકાશવું. નહિ તો એવી કંઈ જીજ્ઞાસા, હોંસ કે કીર્તિની લાલસા નથી.

........કાવ્ય વિષેની તમારી અભિલાષા તમારા રસની શાક્ષી પૂરે છે અને એથી મારાં હૃદયને ઉત્સાહનું જ કારણ પ્રાપ્ત થાય છે. પણ ભાઈ વિદ્યા એ મારો કર્તવ્યપ્રદેશ નથી. વિદ્યા એતો કર્તવ્યની દિશા માત્ર જ છે. કર્તવ્યપ્રદેશ માટે કાળના સંપૂર્ણ વ્યયસહ ગૃહ અને લક્ષ્મી તરફથી નિશ્ચિંતપણું અને એ તરફથી છૂટ અને સવડતા મળતાં રહેવાં જોઇએ. ત્યારે દેશ વર્ગ અને ગ્રામના સામાન્ય જનસમ મારો કર્તવ્યપ્રદેશ ગૃહ છે. કાળના પ્રાધાન્ય વ્યયની આવશ્યકતા એજ કર્તવ્યઅંગે રહે છે અને જ્યારે એને અવકાશ ન હોય ત્યારેજ હૃદય વિદ્યારૂપ કર્તવ્ય માટે તાનપર ચઢે છે. એજ સ્થિતિમાં યોગેન્દ્ર, રામવિયોગ અને ગુપ્તપાંડવ લખાયા છે. અને...... કાવ્ય પણ એજ સ્થિતિને આધીન છે...............................

મારૂં હૃદય કાળની પ્રેરણાનેજ આધીન વર્તે છે. એજ કાળે સહુ વ્યવસ્થા કરી છે અને હજી પણ એજ કાળ કરશે કે કરતો રહશે. એ માટે સંકલ્પ વિકલ્પ કે ત્વરા નથી.

ઉપલક રીતે ૩૦ મા શ્લોકથી આગળ અમરૂશતક પૂરૂં જોઈ ગયો છું. જેમાં આગળ માફક વિવેચનને અવકાશ થોડો જ જણાય છે. પણ એ સહુ કાળની અનુકૂળતાએ. ગુપ્તપાંડવની નકલનું કાર્ય પણ ચોમાસા વિના થાય એમ લાગતું નથી. આવતે શનીવારે હું વલસાડ જઈશ. અને દસપંદર દિવસ ત્યાંજ રહેવાનું થશે.

સ્નેહાધીન,

**લલ્લુભાઇ.**

---

(૩૦)

**વલસાડ,** તા. ૩૧-૧૨-૧૧

**ભાઇ કેશવલાલ,**

આજ લગભગ નવ માસે પત્ર સ્ફુરે છે. એ સમયમાં આષાઢ, શ્રાવણ ગુપ્તપાંડવની શુદ્ધ નકલ કરવામાં વ્યતીત થયા. આસો, કાર્તિક દેહવિકારની નબળાઈમાં ગયા. બીજો સમય કૃષિવ્યવસ્થા અને અન્ય પ્રવૃત્તિમાં ચાલ્યો ગયો અને હજી પણ એમજ જશે એવું પ્રક્રિયા સ્વરૂપ જણાય છે. ગુપ્તપાંડવ ગયા જેઠ માસ તરફ મુદ્રાયંત્રમાં સોંપવા એકાદ પત્રમાં સ્ફુરણા સૂચિત થઈ હતી પણ હજી કાળને તેમ યોગ્ય લાગતું નથી. હવેતો સર્વ રીતે સંપૂર્ણ છતાં ક્યારે મુદ્રાયંત્રમાં સોંપાય એ કાળ આધીન જ છે. ભાઈ મારી સહુ ક્રિયાએ અનિયમિત અને પરિમિત હદમાં જ ભ્રમણ કરે છે. પરિમિત અ-પરિમિત થવું એ કાળ આધીન છે. એટલે જે કાળે જે પ્રેર્યું છે તેજ કાળ સહુ સંપૂર્ણ કરશે વિશેષ એક પત્રમાં અમરૂશતકપર વિવેચનરૂપ પત્રવ્ય-વહાર ગુપ્તપાંડવનાં પરિશિષ્ટરૂપ પત્રવ્યવહારમાં સામેલ રાખવા મેં તમારૂં અનુમોદન ઇચ્છયું હતું અને તમોએ સરળ હૃદયે તે આપ્યું પણ હતું. છતાં પત્રવ્યવહાર તેં ઉપર ઉપોદ્દ્ઘાત અને ઇંગ્રેજી પ્રસ્તાવના વિગેરેનું સ્વરૂપ જોતાં એમ દાખલ કરવું મને વિષયાંતર જણાયું. જેથી હવે એમ કરવા હૃદય ઇચ્છતું નથી. પણ કાળની મરજી હોય અને ગુર્જર સાહિત્યનો સમગ્ર

પ્રદેશ અવલોકવા જો કાળ સમય અને સગવડના પ્રાપ્ત કરાવે તો તેવા સમયે **ભાષાના ભેદ અને ભાવનાનાં સ્વરૂપ** એ વિષયનાં સ્પષ્ટકરણરૂપ કાર્ય હસ્ત ધરવા હૃદય હોંસ રાખે. પણ ભાઈ આપણી હોંસ ફળીભૂત થવાનાં સાધન આપણા હસ્તમાં નથી. જેથી એ હોંસ હોંસ માત્રજ છે. એવા અનુકૂળ કાળનાં સુલભ ચિહ્ન દૃષ્ટિ મર્યાદામાં નથી. જેથી એજ કહેવું ઉત્તમ છે કે કાળને યોગ્ય સહુ વ્યવસ્થા કાળ કરે છે અને કાળ કરશે.

હાલ હજી હું ગામપર છું. મામા ભીમભાઇ બેએક દિવસ આવ્યા હતા તેથી હું બેએક દિવસ આવ્યો છું. ભાઈ તમારૂં હૃદય આર્દ્ર છે, સરળ છે અને ભાવગ્રાહી છે એની અસર મારાં હૃદય પર જુદીજ થાય છે, જેથી કરી ગુપ્તપાંડવ અને પત્રવ્યવહાર સંબંધે કંઇક હું તમારાં હૃદય તળે કાઢી જવા ઇચ્છું. એટલે પત્રવ્યવહારની ઉપોદ્ઘાત કે જેમાં મારાં હૃદયની વિકાસક્રિયાનું કંઇક ઝાંખુ ચિત્ર છે અને જે વળી પત્રવ્યવહાર સમૂહ સન્મુખ મૂકવાના કારણનાં સ્પષ્ટિકરણ રૂપે છે તે સ્વરૂપને તમારૂં હૃદય કઈ સ્થિતિમાં ગ્રહણ કરે એ જોવા હૃદય સ્વાભાવિક ઇચ્છા રાખે. મારૂં એજ સૂત્રછે કે એક પાત્ર હૃદયે જે સત્ય ગ્રહણ કર્યું તે સર્વકાળે સર્વથા સત્યજ છે. જો તેમ ન હોય તો આપણાં હૃદયની ગતિ આપણને પુનઃ વિલોકવાની ફરજ પડે. પછી સામાન્ય સમૂહ અને અવિકાસિત જણાતાં હૃદયની ત્યાં ગણના નથી. એ સૂત્રરૂપે હું તમારાં હૃદયની કસોટીમાંથી પસાર થવા ઇચ્છું. એ ઉપરાંત ગુપ્તપાંડવના પ્રથમ અંક, કીચક અને દ્રૌપદીનો પ્રસંગ અને તત્પ્રસંગે દ્રૌપદીનું હૃદય, ગૌહરણ સમયે અર્જુનનું યુદ્ધચિત્ર અને આઠમા અંકમાં વિદુરનાં ધૃતરાષ્ટ્ર આગળ પંડિત અને મૂઢનાં લક્ષણ ઇંદ્રવજ્રામાં છે તે કસી જોવા હૃદયને સ્વાભાવિક ઇચ્છા રહે. યુદ્ધચિત્ર અદ્યાપિપર્યંત સંસ્કૃત નાટકો કે કોઈ પણ ભાષાના નાટકોમાં અપાયાં નથી એમ મારો અલ્પ અને પરિમિત અભ્યાસ ધારે તો એવી વ્યવસ્થા ગુપ્તપાંડવમાં કેટલે દરજ્જે સંમત છે એ પણ જાણવા સહજ જીજ્ઞાસા રહે. જેથી એ માટે બે માસમાં જો તમને હવાફેરને બહાને વલસાડ આવવા અનુકૂળતા હોય તો તેમ સવડ કરાય નહિ તો પછી હુતાશની કે બે માસના સમય સુધી બેએક દિવસ જ્યારે તમને અનુકૂળતા હોય ત્યારે હુંયે તમો તરફ આવી જાઉં.

... ... ... ... ... ...

સ્નેહાધીન,

**લલ્લુભાઈ.**

## ૧૮૨

અમદાવાદ, તા. ૬-૨-૧૨

**ભાઈશ્રી લલ્લુભાઈ,**

તમારો તા. ૩૧-૧૨-૧૧ નો સાહિત્ય ચર્ચા અને રસકુતૂહળનો પત્ર કેટલીક મુદ્દત થયાં આવ્યો છતાં એ પુસ્તકો સાથે છપાવવાના અને પરીક્ષાઓના વ્યવસાયને લીધે તેનો ઉત્તર આજે લખૂં છૂં.

શુભપાંડવ સાથે અમરૂશતકના વિવેચનનૂં લખાણ છપાવવાનો વિચાર બંધ રાખ્યો તે ઠીક કર્યૂં. જમાનો હજી એવૂં સાહિત્ય વાંચવાની યોગ્યતાએ પ્હોંચ્યો નથી. સિદ્ધાંત ગ્રાહ્યરૂપમાં નિવેદન કરિયે, તે પણ રસાસ્વાદપૂર્વક તેમજ સચોટપણે લોક ગ્રહણ કરી શકતા નથી. ત્યાં આવી સામગ્રીની તો શી વાત ? જો કે આ રીતે એ વિવેચન છપાવવાનૂં બંધ રાખો છો તે ભલે, પણ એ અધૂરૂં રહેલૂં લખાણ આંતર સ્ફુરણાએ અનુકૂળતાએ પૂર્ણ તો કરશો જ.

શુભપાંડવનો અમુક ભાગ અને પત્રવ્યવહાર મને વંચાવવા તમો પ્રેરાઓ છો તે તમારો પ્રીતિભાવ મારાં હૃદયને દ્રવિત કરે છે. ઘણી ખુશીની સાથે હૂં ઊન્હાળામાં વલસાડ આવીને રહત, પરંતુ ચિ. વિલોચનનો અભ્યાસ તાજો જ શરૂ થયો છે. ગૂજરાતી નિશાળોમાં ઊન્હાળાની રજા નથી હોતી. આ વિઘ્ન નડે છે. માટે જો બની શકે તો તમે અનુકૂળ સમયે ટુંક મુદ્દત પણ સહવાસનો આનંદ ઉપજાવશો. તમારાથી આવી શકાય એમ નહિ હોય, તો હૂં બેચાર દિવસ બે માસમાં વલસાડ આવી જઈશ.

આજની ટપાલમાં " વિક્રમોર્વશીય નાટક " કિંવા " પરાક્રમની પ્રસાદી " ની બે પ્રતો મોકલૂં છું. તેમાંની એક તમે પોતે સ્વીકારશો ને બીજી રા. રા. ભીમભાઈ ઉપર એઓ જ્યાં હોય ત્યાં મોકલશો. તિલગુળ સાથે એમનો ઘણા ઊમળકા ભરેલો કાગળ બે દિવસ ઉપર કોંકણમાં માહુલ મુકામથી આવ્યો હતો. એ પત્રનૂં ભાવસ્ફુરણ બરાબર તમારા જ જેવૂં છે. એમનૂં હૃદય સ્વાભાવિક રીતે બહુ સંસ્કારી જણાય છે. એમનૂં ચોકસ સરનામું જાણવામાં ન હોવાથી હૂં ઉત્તર લખી શકતો નથી. તેમ "પરાક્રમની" પ્રસાદી પણ પરભારી મોકલી શકતો નથી. પરંતુ તેમને મારી વતી લખશો કે એમના પત્રે ભરૂચના આનંદપ્રદ દિવસોની સ્મૃતિ તાજી કરી છે. તિલગુળ

અમે આખા કુટુંબે વહેંચી લીધા છે. એમના આશીર્વાદ સાથે બાળકોને આપતાં તેઓ રાજી રાજી થયાં છે.

ગીતગોવિંદની ત્રીજી આવૃત્તિ છપાય છે. મહિનાએકમાં તૈયાર થઈ બહાર પડશે. અમદાવાદ આવ્યો છું ત્યારથી કંઈ નવું લખી શક્યો નથી. મુદ્રારાક્ષસ અને અમરૂશતકની નવી આવૃત્તિઓ કાઢીને હાલમાં વિક્રમોર્વશીય નાટક અને ગીતગોવિંદની નીકળે છે. હવે તો એમ ઇચ્છા થાય છે કે કંઇ નવું હાથમાં લેવું.

તા. સ્નેહાધીન,

કેશવલાલ હર્ષદરાય ધ્રુવ.

---

(૩૧)

વલસાડ, તા. ૭–૨–૧૨

ભાઇ કેશવલાલ.

આજરોજ તમારાં ભેટનાં પુસ્તકની બે પ્રત એક મારે માટે અને બીજી મામા રા. ભીમભાઈ માટે મળતાં હૃદય ઉલ્લાસપૂર્વક વહવા લાગ્યું. આ ભાષાંતર મુદ્રારાક્ષસનાં ભાષાંતર કરતાં પણ ઉત્કૃષ્ટ બની રહ્યું છે. માધુર્યનો પ્રસરી રહતો ઓઘ, પાત્રોનાં રેલાઈ જતા હૃદયના ભાવો અને પાત્રનાંજ પ્રમાણમાં સુશ્લિષ્ટતા સહ તરી નીકળતી ભાષાની ઝમક એ આ ભાષાન્તરમાં પ્રાધાન્ય ગુણો છે. સુસ્થિત અને પ્રગાઢ થયેલ હૃદયના મનોભાવ જ્યારે સ્વકૃતિનાં સૌંદર્યનું નીરીક્ષણ કરે ત્યારે तत्र सर्वं आत्मीयकान्तं पश्यति એ દોષ લાગુ પડતો નથી. પણ જ્યાં અપક્વ હૃદય સ્વકૃતિને હદથી બહાર અલંકૃત દર્શાવવા લોભાય ત્યાંજ એ દોષની ભાવના આરોપાય. પણ ભાઈ ખરેખર અંજારીઆના નામપર પ્રથમાવૃત્તિ કાઢવાનું કારણ તો અકલ્પ્યજ છે. એ આવૃત્તિ મારાં પુસ્તકાલયમાં ન જડતી હોવાથી હાલ તાત્કાળ સરખામણીનું સાધન મારી પાસે નથી. કાલરોજ હું લગ્નાદિક પ્રસંગમાં બહાર જનાર છું ત્યાંથી રવિ સોમ તરફ પાછો આવીશ ત્યારે કાળની મરજી હશે તો અમરૂશતક સમ આ નવીન ભેટના ભાવપર પણ કંઈક જણાવવા પ્રયત્ન કરીશ. ભાઈ જો મને રસનું ભાન કરાવ્યુ હોય તો તેમાં અગ્રસ્થાન વિક્રમોર્વશીય નાટકનેજ મળે છે. ૧૮૯૦–૯૧ માં વિશ્વવિદ્યાલયમાં એનો હૃદયને

સંસર્ગ થયો હતો. પણ મારા અભ્યાસનો વિકાસ તે સમયે પૂરતો ન હતો. એમ છતાં પણ હૃદયપર રસની ઝાંખીનીજ જે છાયા રહી ગયેલી તે કારણજ મારૂં હૃદય કેળવાતું રહેલું. ભાઈ મારી ખરી અભ્યાસી સ્થિતિ વિદ્યાર્થી અવસ્થામાં ન હતી અને હજીયે પણ નથી. પાછળથી અભ્યાસી સ્થિતિ ગાળવાની ઘણીયે હોંસ છતાં કાળની તેમ મરજી ન જણાઈ એટલે એ બાબત હૃદયને ક્ષોભ પણ નથી.

ભાઈ તમોએ વલસાડ આવવા જે હૃદયભાવ દર્શાવ્યો એથી મારૂં હૃદય આનંદ નિમગ્ન થઇ રહ્યું છે. હુંએ અમદાવાદ આવત પણ કૃષિ વ્યવસ્થા અને માતુશ્રીને દોઢેક વર્ષથી પીડતી હસ્ત પ્રકૃતિ આદિ કારણને લીધે મારાથી નિશ્ચિંતપણે નીકળી શકાય એમ નથી. એમ છતાં પણ કાળની અનુકૂળતાએ એવો પ્રસંગ આવે એ જોવા હું પણ ઉત્સુક છું.

સ્નેહાધીન,
લલ્લુભાઇ.

---

(૩૨)

વલસાડ, તા. ૨૦-૨-૧૨

## ભાઈ કેશવલાલ,

હું ગયા મંગળવાર એટલે તા. ૧૩ મી સાંજરે બહારથી આવ્યો. તા. ૧૪ મીને બુધવાર મારા સંકલ્પને માની એક અગત્યનો દિવસ હતો. જ્યાં સમૂહને કર્તવ્ય ભાન નથી ત્યાં કર્તવ્ય અંગે બક્ષિમાવૃત્તિથી આપણે આપણું કર્તવ્ય અદા કરવું એજ સૂત્ર હૃદયે ગ્રહણ કરેલ છે. જેથી સમૂહની માગણી હોય તો જ બીજી આવૃત્તિ કઢાવવાની હોય. જયા લેખક સ્વકર્તવ્ય અદા કરે ત્યાં સમૂહે પણ સ્વકર્તવ્ય અદા કરવા તત્પર રહેવું જોઇએ. એ ઉદ્દેશને અનુસરીને જ રામનિયોગ સંબંધે સૂચના બક્ષિવ્યવસ્થાપક તરફથી તા. ૧૩-૨-૦૭ ને રોજ પ્રકટ કરવામાં આવી હતી અને એક માસ પર્યંત "વસન્ત" માં પણ અપાઈ હતી. એ રૂએ બક્ષિસવ્યવસ્થાપકને માત્ર બે કે ત્રણ પ્રતનીજ માગણી મળી હતી. તે સમયને આજ છ વર્ષ થઈ ગયાં ત્યારે એ ભાવનાને પોષનાર ચીન પ્રદેશમાં વ્યાપાર અર્થે રહેતો એક પારસી

યુવક નીકળી આવે છે. એ પારસી યુવક દશ વર્ષ ઉપર યોગેન્દ્ર બહાર પડવાના સમય પછી મારી પાસે આવ્યો હતો. તે સમયે એ ઇંગ્રેજી ચોથા પાંચમાં ધોરણનો જ અભ્યાસ કરતો હતો. ત્યારપછી એ ચીન વ્યાપાર અર્થે ગયો. અને ચીનથી સ્વદેશ આવતાં એ મને મળવા આવ્યો. અને યોગેન્દ્રની પોષાયેલ ભાવનાથી એની આત્મસ્ફુરણા મને કંઇક અર્પવા તત્પર થઇ. મેં પ્રતિગ્રહ આત્માના રોધપૂર્વક જણાવ્યો, પણ રામવિયોગ વિષેની સૂચના દ્વારા વિદ્યાના અંગના કર્તવ્યનો માર્ગ દર્શાવ્યો. એ એણે ઉત્સાહ અને તત્પરતાથી ગૃહણ કર્યો. તા. ૨૩–૨–૧૨ ને રોજ એ પાછો ચીન જનાર છે અને ત્યાં ગયા પછી રૂ. ૨૦૦–૨૫૦ મોકલી આપનાર છે. ત્યારબાદ એટલે મે–જુન તરફ રામવિયોગની બીજી આવૃત્તિ મુદ્રાયંત્રમાં સ્વાધીન કરવા સંકલ્પ છે. એ દ્વિતીય આવૃત્તિને માની રામવિયોગમાં પ્રસ્તાવના, દ્વિતીય આવૃત્તિના પ્રસંગનું ચિત્ર અને એ દ્રવ્ય અંગે લેખકનું બંધન ન છતાં પણ એ દ્રવ્યના સંરક્ષકરૂપ કર્તવ્ય એ ચિત્ર, તેમજ યોગેન્દ્ર અને રામવિયોગનો ગુપ્તકાળ આ ઉપર અવલોકન–વિચાર અને સંકલનામાં ત્રણેક દિવસ ગયા. યોગેન્દ્ર અને રામવિયોગના ગુપ્ત કાળરૂપ વિષયમાં ગુર્જર સમૂહ અને વિદ્વદ્વર્ગની ભાવના ચિત્રાઈ છે અને છેવટે સાહિત્ય પરિષદના પ્રમુખપદપરથી તેમોએ સાહિત્ય પીઠ માટે કરેલા ઉદ્ઘોષનુ અવતરણ તેમજ અમરૂશતકની પ્રસ્તાવનામાં ઝવેરી અને ચોકસીઓનાં કર્તવ્યને ઉદ્દેશી આલેખેલાં ચિત્રનું અવતરણ આપવામાં આવ્યાં છે. એ કાર્ય સંપૂર્ણ થતાં હું તમારૂં વિક્રમોર્વશીય નાટક જોઈ ગયો. રા. કિલાભાઈનું ભાષાંતર એક સ્નેહી પાસે હતું તે મંગાવી સરખાવ્યુ. એના પરિણામરૂપ મારો હૃદયભાવ જણાવું છું કે તમારાં ભાષાંતરમાં કોમળતા, મૃદુતા, મધુરતા, હૃદયનુ ઉંડાણ, હૃદય પ્રવાહને ઉદ્દિપન કરનાર વાકૃશ્રેણી, હૃદય પ્રવાહનું સડસડાટ વહતું પ્રધાવન આદિ પ્રાધાન્ય ગુણો છે, જેથી એને ભાષાંતર ન કહેતાં સ્વતંત્ર કૃતિ કહેવી એજ વિશેષ ઉચિત છે. કેમકે હૃદયના સ્વતંત્ર પ્રવાહ વગર વિચાર સંકલના અને વાકૃશ્રેણીનો સતત પ્રવાહ ક્રમપૂર્વક હૃદયભાવોને ઉદ્દિપન કરતો વહતો નથી. એમ થવામાં વસ્તુસ્થિતિ સાથે હૃદય તન્મય એકીરૂપ જ થઈ રહે છે. અને એવું એકીરૂપ પ્રાપ્ત થતાં હૃદયનો સતત સ્વતંત્ર પ્રવાહ જ આપો આપ સડસડાટ કરતો વહ્યો જાય છે અને એજ તમારાં ભાષાંતરનું લક્ષણ છે.

ત્યારે રા. કિલાભાઈનાં ભાષાંતરમાં હૃદય પ્રવાહની તન્મયતા નથી.

એનું હૃદય કવિના ભાવમાં જ બંધનયુક્ત થઈ રહેવા પ્રયત્નશીલ રહે છે. જેથી ભાષાંતર અને વિશેષે કરી કવિતાના ભાવો ફીકા, લુખા નિસ્તેજ, ક્રમરહિતપણાંને લીધે અસ્પષ્ટ ઝાંખા હૃદયક્રિયા અને હૃદયક્રમના ધ્વંશવાળા દૃષ્ટિગોચર થાય છે. જેથી કરી વિચાર શ્રેણી, વાક્‌શ્રેણી અને હૃદયભાવના રસ અને ક્રમ સ્વતંત્ર કે સડસડાટ ધસતા–રેલાતા વહતા નથી. આટલું હૃદયને પ્રત્યક્ષ થતું ચિત્ર દર્શાવ્યા પછી એટલું પણ જણાવ્યા વગર ચાલતું નથી કે વાક્‌શ્રેણીની લેહમાં તેનો હદથી બહાર છુટથી ઉપયોગ કરવામાં પણ તમારૂં હૃદય ધસ્યુ જાય છે. જેથી કરી પાત્ર અને પાત્રોના ભાવો તેમજ પ્રસંગ અને વસ્તુ સ્થિતિ અને કાળ ચિત્રને માની પાત્ર અને પ્રસંગમાં ક્ષુદ્રતા કે જેને આપણે હલકાપણું કહીએ તેવા ભાવો ભાષાંતરમાં આવી જાય છે. એવા દોષો ચાર પાંચેક સ્થળે છે તે જો પ્રવેશવા પામ્યા નહત તો ઠીક.

પ્રથમ તો પ્રથમ પાને–" અરે વડાનટ " અત્ર સૂત્રધારમાં ક્ષુદ્રતા કે વિવેક હીનતાનુ ભાન થાય છે જેમ ન થવું જોઇએ, અને મૂળમાં પણ એમ નથી.

વળી બીજે પાને ગાથામાં " ધરિયેજી ધીરજથી " અત્ર પણ હૃદય-વૃત્તિની ક્ષુદ્રતાનું જ ચિત્ર છે. હાલનાં જમાનાનાં પાત્ર અને નાટકકારોને ભલે એ શોભે પણ અત્ર હૃદયનું ઉચ્ચ દર્શન થતું નથી કે રસવિકાસ પામતો નથી. એ તો વૃત્તિનો લ્હેકો કે ચાળો છે. જેથી કરી " જી " ને બદલે " સુ "ના પ્રયોગથી એ ક્ષુદ્રભાવ ટળી જતાં વિશેષ ઉદ્દિપનતા આવે છે. તેમજ પ્રથમ ચરણમાં પણ આ ફેરફાર તપાસી જોશો.

મ્હેર કરી મુજ ઉપર ... ... ... ... ... ... ... ...

રાણી સાહેબ અને બા સાહેબ આદિ પ્રયોગો વાંધા લેવા યોગ્ય નથી પણ એ પ્રયોગો આ જમાનાની પ્રચલિત ભાવનાનું જ ભાન કરાવે છે. એટલે એમાં સામાન્યતા આવી જતાં પાત્રના પાત્ર પરત્વે ઉચ્ચ હૃદયભાવ અને માનનું ભાન એ પ્રયોગોથી થતું નથી, જે તે જમાનાના વિવેકબળનું પ્રાધાન્ય સૂત્ર હતું. જેથી કરી એક પ્રસંગે માણવકને મુખે " રાણી સાહેબ" ને બદલે મૂળ પ્રમાણે " કાશીરાજ પુત્રી " એજ પ્રયોગ વિશેષ માણવકના ભાવ અને માનપૂર્વક દૃષ્ટિગોચર કરાવાય.

વળી પા. ૨૧ ગાથા ૩ જી માં "નાણું" શબ્દનો પ્રયોગ અતિસામાન્ય છે. એથી રસ ઉદ્દીપન થવાને બદલે ઉલટો ક્ષીણ થાય છે. સામાન્યતાને લીધે એમાં વિશેષ ભાવવાચકતા સમાતી નથી. એટલે ક્ષીણતાનો દોષ પ્રાપ્ત થાય છે. જો "નાણું" ને બદલે "જાણું" નો પ્રયોગ આદરો તો હૃદયનાં ઉંડાણપૂર્વક હૃદયનાં સૌંદર્યાનુરાગમાં મુગ્ધપણાની અતિ તીવ્ર આર્દ્રતાનું ભાન થયા વગર રહે નહિ.

પા. ૫૮ મે નિપુણિકા અને માણવકનો લાડુનો પ્રસંગ હાલનાં નાટકને જ શોભે. પણ આવાં પ્રૌઢ હૃદયભાવવાળાં નાટકમાંતો એ ક્ષુદ્ર હૃદયનુંજ ભાન કરાવે. વિનોદનું સૂચન કે વિનોદનો ભાવ જોઇએ પણ વિનોદ ક્ષુદ્રતાપર ન જવો જોઇએ.

પા. ૭૦-"ભૂંગળ વગાડ્યે વળ્યું શું"—જે હૃદય જે પ્રસંગે રસનાં ગાંભીર્ય, રસની તીવ્રતા, રસની મધુરતા, કોમળતા, આર્દ્રતા, મૃદુતા અને રસમાં રાગાવેશકતાનું સંકલનાપૂર્વક અવલોકન હૃદયક્રિયાદ્વારા કરતું હોય તેવાં હૃદયમાં આવી રીતે હલકી પ્રકૃતિના પુરૂષની વિચારશ્રેણીનાં હૃદયનું ભાન કરાવવું એતો ઉલટું હૃદયને ક્ષોભ પમાડે છે. માટે પ્રસંગ અને સંબંધપૂર્વક એવા પ્રયોગો ન પ્રવેશવા પામ્યા હત તો ઠીક.

પા. ૮૨—"કટિની રસના, કાં ખગ, રસે" આ ચિત્ર અસ્પષ્ટ છે..........માટે એ સુધારવા અને વિશેષ સ્પષ્ટ, સરળ કે સંબંધદર્શક થાય એમ જોશો.

હવે છેવટે પા. ૧૧૨—છેલ્લે "રૂડું રૂડાતણું કરો" અત્ર "રૂડાતણું" માં સામાન્યના શિવાય વિશેષ ભાવવાચકતા નથી. જેથી કરી "સંતોતણું રૂડું કરો" કે એવો કોઇ બીજો પ્રયોગ થાય તો ઠીક. સામાન્ય કરતાં વિશેષ ઉંચા પાત્રનો ભાવ અત્ર પ્રદીપ્ત થવો જોઇએ.

આવી રીતે જણાવેલાં સૂત્રોને અનુસરી બીજા પણ ચાર પાંચ દોષ રહી ગયા હોય પણ તે એટલાબધા અને એવા નથી કે આ સૂત્રો ધ્યાનમાં આવતાં તે દોષો ઝટ નજર તળે ન આવે.

હાલતો ભાઇ Cattle Breeding ઉપર પુછેલા પ્રશ્નોના પ્રત્યુત્તરરૂપ Report Directorn of Agriourture તરફથી કલેકટર અને મામલત-

દ્વારદ્વારા યોગ્ય ગૃહસ્થ પાસે છ માસમાં માગવામાં આવેલ તે મને આજ પાંચ માસ ઉપર થયું સોંપાયલો છે તે પૂરો કરવામાં હું ત્રણ ચાર દિવસ રોકાઇશ.

... ... ... ... ... ...

સ્નેહાધીન,

**લલ્લુભાઇ.**

---

( ૩૩ )

વલસાડ, તા. ૨૮-૩-૧૨

**ભાઈ કેશવલાલ,**

મારો તા. ૨૦-૨-૧૨ નો પત્ર મળ્યો હશે. અમરૂશતકની સરખામણી કાલ રાત્રેજ પૂર્ણ થઈ. આજ જેટલું મોકલી અપાય તે શિવાયનું અન્ય પ્રસંગે મોકલી અપાશે. હવે તો નકલ કરી મોકલવાનું જ કાર્ય બાકી રહે છે. ભાઇ આ સાથે ગીતગોવિંદને કંઈક મળતાં હૃદયનું ચિત્ર નજર તળે કાઢવા મોકલી આપું...........માં એનો ઉપયોગ થાય.

એ સહુ કાળ આધીન અનિશ્ચિત છે. જે સમયે જે હૃદયભાવ પરિપાક પામી રહે તે સમયે તે સ્વાનુરૂપ ભાવ ધારણ કરી રહશે.

ક્યાં વસંતી ? શું હિસંતી ? પ્રિયે, પ્રિયવિન આ, તું ! ! !
વિરહવિયોગી આ તન યોગી, જુએ શું ન અકળાતું ? ! ધ્રુવ.
મધુરૂં મુખ પંકજ તારૂં ઉડી આસ્વાદ દેતું,
વિરહવિયોગે ઉરરસભોગે--મધુરસ લ્યાં સૌ વ્હે,–તું. ક્યાં.
રમણી ! રમણના ઉરઉલ્લાસો થૈ થૈ ધાતા આવે,
મુખકમળ સૌ બહાર બહવતાં મુખરસગંધ લ્યાં લાવે —ક્યાં.
પયપાન ભરંતું ઉર નમંતું રસાસ્વાદ ડુલી રૂહેતું,
રમણી રસના એ આસ્વાદો–વિરહે આવી વ્હે, તું—ક્યાં.
નિરમળ ઉરની લલિત શોભા ઉર પીવા હોંસ ભરતું,
રમણી રૂપશું આવી રૂહેતાં પાનલીલા સૌ ધરતું.—ક્યાં.
રક્તકમળ શ્રીરૂપ બહવતું શશી શું ચિબુક ચારૂ,
પોયણી પત્ર અધર કુંબારસ નીર્ખી રૂહે ન કો વારૂં ?—ક્યાં.

કુળાં કુળાં એ રસપત્રો શૌનરૂપ ઝરમર વ્હેતાં,
પાન ભરંતાં ઉરહરંતાં મુખશુ રસ જઈ ઠરતાં.—ક્યાં.
ઉરરમણના ઉરવિલાસો ઉરશું સ્થિર થઈ રમતાં,
ક્રિયાસ્વરૂપ સૌ ત્યાં લુપંતાં તન્મય રૂપ ઉર ભરતાં.—ક્યાં.
રમણી ! રમણના એ ઉર ભાવો ત્યાં ત્યાં હા નહિ જોવા,
વિરહી ઉરના આ ઉરહાવો સ્તંભી પૂછે ઉર કેવા ?—ક્યાં૦

## શાર્દૂલ.

વાંકડું તોય ઉર, ના જ વળતું ભિડી જોડી ધાવતું,
કૂદી ઉડતું કંઇ ચોર ગતિએ, બાઝે વહે ફાવતું:
મુખાશ્લેષશું લુબ્ધ, ધોધ વહતો, જોઉ પીવા એ ધસે,
હા હા હંસી રહેજ એ અધરને તૃષા ન તોયે ખસે.
જોને જોને એ ઉરશુ શમીજ શમવા ભીડી ભુજાએ રહે,
હ્દેશુ લગ્ન હ્રદયે જ શમતાં શાંતિ તુ કો ? કો કહે ?
સંક્રાંતિ જો રસે કરી રસ વહે, ગાંભીર્ય કો પામતું, ?
એ પાને લીન ઉર ધોધ વહતાં કો શાંતિ તો માપતું ? !

## માલિની.

રમણી ! રમણતારૂં ઉર, ના, ના, જ છોડે,
ભમી રમી જહિં ત્યાંથી ઉર તુંશુ જ જોડે;
શમન, ન અહિં તોયે ઉર શાંતિ સુશોધે,
કર લઇ ઉરશસ્ત્રો ઉર ભાવો હું ફોડે.

---

ઉર લચંતુ મુખ હસંતુ મૃદુ મૃદુ સ્વરશું ધાતું,
લળી લળી ઉર જ્યાં કોમળ થાતું રસાસ્વાદ શું ન પાતું ?
પ્રિયે ! પ્રિયવિન આ તું ક્યાં ઠરે ઉર શમાતું–ધ્રુવ.
બાળપણાના બાળાવેશો ઉર પલટી ભાવ વ્હેશો,
થનથન નાચતી ઉરલીલા તું રંગ ભરે ત્યાં શો ? શો ? પ્રિયે.
લચી લચી નમતી મૃદુ મુખવાણી ઉર જઈ ઉર પુછંતી,
તન્મય સુરના એક ઉરતાને ક્રિયા વહે ધોધવંતી–પ્રિયે.

ઉર હિસંતી ઉર ધરંતી ઉરશું ઉર ડુલી જાતી,
ઉર શમનશું દીન યાચ્ગ્નાએ શું ન રહે તું અકળાતી ?–પ્રિયે.
વપુલીલાશું રસભર વ્હેતાં વપુરસ રસબસ પાતી,
ભાવ ભરંતાં ઉર નમંતાં સ્મરી શું ન દુખી યાતી ?–પ્રિયે.
બાળક્રીડાની બાળચેષ્ટાશું ઉરરસ નિર્ભર ભરતી,
તે સહુ લીલા ઉર સ્મરંતા શું પરિતાપ ન કરતી ?–પ્રિયે.
હા શું જોતી ઉર્મીસામણું ઉર ભૂલી ઉર ધાતાં,
સો એ ક્રિયા રસભર વાતાં ઉર એ શું ઉવેખાતાં ?–પ્રિયે.
વિરહી જનના આ ઉરતાપો ક્યાં પ્રિયે નહિ સાલે,
સંગમ દોડી ધાતાં ધાતાં હા ક્યાં નહિ તું આલે ?–પ્રિયે.

---

ઉર હીજરાતું તન અકળાતું મૃદુ કલરવ ક્યાં ? ક્યાં તું
હસી હસી નયનો ઉર ભીંજવતાં વિરહે ઉરસુખ, ના, તું
મધુરી ! મધુદીપના રસાસ્વાદો નહિ નહિ ત્યાં જોવા, તું
મધુવનની કુંજઘટાએ ઉર ભમે ત્યાં અકળાતું–ધ્રુવ.
લળી લળી હાસે ઉર હું અવાસે થનથન થૈ થૈ કરતું
મધુર મધુરૂં ગુંજી ગુંજી રસબસ રસ ઉર ભરતું–મધુરી.
રસ મધુરાં વિનય વિધુરાં નયનો ચકચક થાતાં
"શું શું આ આ નહિ નહિ અર્પો" તનશું તન દોડી ધાતાં–મધુરી.
પાદપ્રણયશું કહિં કહિં ચળતાં ઉરશુ ઉર ધસમસતાં
"આ પટાંતર શિદ પટકુળનો" ઉરશુ ઉર લચી ભમતાં–મધુરી.
અધરસુધા મધુમદશું લોભી ઉરરસ ગુંજન કરતો
"જોઉં જોઉં તારૂં ચિબુકચારૂં" રસ પી રસમદ ધરતો–મધુરી.
રસનસદનશું સુધાકુપ ઢળતાં–"મા, મા કુપ આકરડો"
"રસ હું ઢોળું મુખ ઉછળતો" "શાને મુખ ત્યાં મરડો ?"–મધુરી.
ના, ના, ઘેલી મુખ મરડતો ભુજ જુગ જો ઉરધાયે
તંત્રે ભીડાંતાં મુખઆશ્લેશો ઉરશું રસ કો વાયે ?–મધુરી.
રસરમઝટની આ લીલાએ ઉર થૈ થૈ જ્યાં ન્હાતાં
ઉરશું ખુડી ઉર લુપતાં દ્વિધારૂપ ક્યાં વાતાં ?–મધુરી.

ભાઇ તમને મે માસની રજા ક્યાંથી ક્યાં સુધી પડે છે ?

સ્નેહાધીન,

લલ્લુભાઇ.

---

વલસાડ, તા. ૨૦-૪-૧૨

( ૩૪ )

( નંબર ૩૪ નો પત્ર મેઘદૂત ભાષાંતરને લગતો હોવાથી એ ભાષાંતર જ્યારે બહાર મુકાશે ત્યારે એ ભાષાંતરની પ્રસ્તાવનાનાં વિશેષ સ્પષ્ટિકરણ ( ફુટનોટ ) રૂપે આવશે.

---

અમદાવાદ, તા. ૨૨-૪-૧૨

**ભાઇશ્રી લલ્લુભાઈ,**

તમારા સર્વ પત્રો પહોંચ્યા છે. ટર્મીનલ પરીક્ષા ચાલતી હોવાથી ઉત્તર લખવામાં વિલંબ થયો છે. ને દરેક પત્રની સવિસ્તર નોંધ લેઈ શકાતી નથી. પરંતુ આ પત્રથી મને બહુ વિનોદ મળ્યો છે એતો મારે જણાવવું જ જોઇએ. તમારાં હૃદયની ક્રિયાઓનાં એમાં સંકુલ પ્રતિબિંબ છે. ભાવોનો વંટોળ એની ઝડપમાં આવનાર ચિત્તને ક્ષણભર ભમાવે છે. શબ્દો અર્થની રેખાઓ ઉપર રેખાઓ દોરે છે, જે ઝડપથી ઝીણી નજરે જોનારજ ઊકેલી શકે છે. તમે વિક્રમોર્વશીય નાટકના અનુવાદના સંબંધમાં જે વિચાર દર્શાવ્યા છે, તે નવીન આવૃત્તિ તૈયાર કરતી વખતે વિચારવા જાળવી રાખ્યા છે. અમરૂશતકનૂં વિગતવાર વિવેચન પણ ચિત્તપૂર્વના પાકટ નિજ અભ્યાસથી થવાય તેટલૂં નિરાળૂં થાય ત્યાં સૂધી વિચારમાંલેવાનું અને તારતમ્ય જોવાનૂં મુલતવી રાખ્યૂ છે.

હાલ હું બીજા કામમાં પણ રોકાઊં છું. વિક્રમોર્વશીય સંસ્કૃત મૂળ છાપવા આપૂં છૂં. છાપેલી બધી પ્રતોથી ઘણે ઠેકાણે તેનો પાઠ ભિન્ન પડશે. વ્યાખાનમાં પણ તેવીજ ભિન્નતા આવશે. મૂળ છપાઈ રહ્યા પછી ઇંગ્રેજી ટિપ્પણ લખવાનૂં છે. તે લખાઇ રહ્યા બાદ કાલિદાસના સમયના નિર્ણયની સ્વતંત્ર ચર્ચાવાળી કંઇક લાંબી પ્રસ્તાવના લખવાનૂં ધાર્યૂ છે, બહુ

બહુ આને સંગે જોવાનું છે, બહુ બહુ વિચારવાનું છે, અનેક મૂઝવણનો ઉકેલ પાડવાનો છે, કેટલીક મહત્ત્વની વાતો પ્રકાશમાં આણવાની છે. જેટલે દરજ્જે ફતેહમંદીથી એ કામ પાર પાડી શકાશે, તેટલે દરજ્જે ઇતિહાસની અને સાહિત્યની સેવા બજાવ્યાનો સંતોષ મળી શકે એમ છે. ભગવાન માર્ગ સરળ કરો !

... ... ... ... ... ...

બનતાં સુધી જ્યૂનની શરૂઆતમાંજ ચારેક દિવસ હૂં વલસાડ આવી જઈશ.........................................................

તમે તા. ૨૮-૩-૧૨ ના પત્રમાં મોકલેલી પ્રસાદી તેમજ છેલ્લા પત્રમાં લખેલો મેઘદૂતનો પ્રથમ શ્લોક બંને ધ્યાનપૂર્વક વાંચી ગયો છું. પ્રથમ લેખ વાંચતાં પહેલી પ્રતિતી જે થાય છે તે એ છે કે તમારી કવિતામાં પદ લાલિત્ય વધતૂં જાય છે. વિચારની જુંવાળ તો હજુ પણ પૂર્વવત બહુ ઝડપથી ઉભરાઇ ક્ષોભ મચાવે છે.

... ... ... ... ... ...

પરમદહાડે ગીતગોવિંદ રજિસ્ટર કરવા મોકલ્યૂં છે તે આ પત્ર મળતાં પહેલાં પ્હોંચ્યૂં હશે. પ્રસ્તાવના ત્રીજી આવૃત્તિનીજ કાયમ રાખી છે. કવિતામાં ઘણે સ્થળે ફેરફાર કર્યો છે. એ ફેરફારનો ઝોક બે દિશામાં છે. કેવળ ભક્તિશૃંગાર મૂળમાં જ્યાં જોવામાં આવે છે ત્યાં અનુવાદમાં રસશાસ્ત્ર શૃંગાર જમાવવા યત્ન કર્યો છે, વળી મૂળમાં જ્યાં ઊઘાડો શૃંગાર જમાવ્યો છે ત્યાં અનુવાદમાં મર્યાદિત શૃંગાર ખીલવ્યો છે. સરળતા ને પદ લાલિત્ય તરફ પણ લક્ષ રાખ્યું છે. પરંતુ તે ગૌણ છે.

... ... ... ... ... ...

લી. સ્નેહાધીન,

**કેશવલાલ હર્ષદરાય ધ્રુવ.**

---

**વલસાડ**, તા. ૨૪-૪-૧૨

( ૬૫ )

**ભાઇ કેશવલાલ,**

કાલરોજ તમારી ભેટ ગીતગોવિંદ અને તમારો પત્ર એમ ઉભય સાથેજ મળતાં અતિ આનંદ થયો. ગૂર્જરગિરા અંગે ગૂર્જર ભૂમિનાં પ્રચલિત

હૃદયોને માની આમુખ કવિતા રસમય છે. એજ ભાવનાને કંઈક મળતાં સ્વરૂપમાં ગુપ્તપાંડવની પ્રશસ્તિમાં ગુપ્તપાંડવનાં ક્રિયા અંગી કંઈક મારાં હૃદયને પણ આમ નીચે પ્રમાણે હૃદયગત અવલોકનભાવ નોંધવાની આવશ્યકતા લાગી છે. એ ભાવ લગભગ ૧૯૧૦ માં નોંધાયલો છે.

હશે તું ક્યાં સૃષ્ટિ ? અભિનવપરાગે ખીલી રહે,
કદાપી કાળે કો ભ્રમર તુંશું હા સંગ ધરી રૂહે;
રખે દુભી જાતો બકુલ વનશું ખીલી ખરતાં,
ન હા ! હા ! ક્રિયાશું ઉરનભ કદિ વિફળ થતાં.

---

અનંતકાળો હિ અસંખ્ય આત્મા,
કો પ્રિય આહિં વતુ કો દુરાત્મા;
આત્માબળે શ્રેષ્ઠ થતો હિ આત્મા,
ખીલી થતો કાળશુ કાળ આત્મા.
વિગેરે.... ......................

તમોએ દર્શાવેલા ભેદથી ગીતગોવિંદ હું અવકાશે સરખામણી પૂર્વક જોઇશ.

બાઈ ૧૮૯૯ થી ૧૯૦૧ એ મારાં હૃદયરસનો કાળ, વિકાસકાળ, મંથનકાળ કે આત્મનિયમન કાળ જે કહો તે એ સર્વ એજ સમય હતો. સને ૧૯૦૧ ના છેવટના ભાગથી તે ૧૯૦૨ એ વિદ્યાનાં કર્તવ્ય અંગે મારો તરંગસૃષ્ટિનો કાળ હતો. તરંગસૃષ્ટિનું રમણ તો બાળવયથી જ વળગ્યું હતું. પણ હૃદયે રમાડેલ કે ઉદ્ભવ કરેલ સૃષ્ટિ હૃદયક્રિયાના વિકાસ સ્વરૂપમાંજ વપરાતી. તરંગસૃષ્ટિ વિફળ જતાં ઘણુંએક હૃદય આઘાત પામી દીન થઈ રહે છે. પણ મારૂં ક્રિયાસ્વરૂપ એવું ન હતું અને હજીયે પણ તરંગ ઉદ્ભવી આવતાં એવું નથી. એ તરંગસ્વરૂપ બીજું કાંઈ કંઇએ ન કરે તોપણ રસનાં વિકાસ સ્વરૂપને પોષી આત્માને આનંદરૂપ થઇ રહેવામાં તો એ ચૂકતું નથી. અને એથી નિર્લેપ નિર્વિકાર આત્માનંદની અભિવૃદ્ધિ પણ એ કરી રહે છે. બાઇ ઉપલા મારા હૃદય, રસના કાળમાં એવું મારૂં તરંગમય હૃદય કંઇક નીચે પ્રમાણે તા. ૨૨-૩-૯૯ ને રોજ વહ્યું હતું.

હૃદયરસ ઉભાઈ કાવ્યવિનોદ થાતો,
રસ સમજ થકો તે રંગ આનંદ પાતો;
દિન નિરગમતાં એ તત્વપ્રેમાંગભોગે,
સમયસમીપ થાતાં મિત્ર સન્નિધિયોગે. ૧
હરત મલિનતા તે શાસ્ત્રવેદાંત વાતો,
નિરમળ ઝરણાંથી શાંત આનંદ થાતો;
સુખકર વહતો એ વોહ સર્વે ભુલાવે;
હરતમન ઉપાધી નિત્ય આનંદ ભાવે. ૨
ઝરણુ તન ફુલીને વોહ રૂપેજ જાતાં,
બનત નદ ખીલીને ફાટીફુટી જતાં ત્યાં;
સમયવય જુવાની જોસભેરે ખીલે જ્યાં,
સમીપ જઈ સુહર્ષે સ્વામી રૂપે બને ત્યાં. ૩
રસ દૃઢ વધતાં એ કેંદ્રબિંદુ ગ્રહી લે,
ન નવરસ તુલે જ્યાં કીર્ણ એકાગ્ર ખીલે;
ફરક ફરક લ્હેરો બિંદુ યોગે બનેલી,
મનતન તરવાને ગૂઢ શક્તિ ખીલેલી. ૪
કિરણ સમૂહ ફેંકી નિર્બળાં તત્વ ખેંચે.
સિમકિરણ ગયા જ્યાં હર્ષ આનંદ વ્હેંચે;
કરી લઈ વશ તેમાં કાર્ય સર્વે સધાવે,
વપુ ગુણરૂપ ભૂલે એમ સત્તા બજાવે. ૫

સાહિત્ય કે વિદ્યાઅંગના કર્તવ્યની ભાવના રહિત અન્ય દિશાથીજ કર્તવ્યરૂપ થવા અર્થેજ સાધનપ્રાપ્તિ મેળવવા પ્રયાસ કરતાં એક તરંગી હૃદયનું જ આ ચિત્ર હતું. પણ ભાઈ, એજ તરંગસૃષ્ટિનાં ચિત્રને આપણા સહવાસથી હું કંઈક અંશે સાર્થક થતું જોઉં છું. ભાઈ એજ કવિતા તા. ૨૦–૨–૧૯૦૨ ને રોજ સ્વ૦ ગોવર્ધનરામભાઈને પાઠવેલ પત્રમાં મોકલી આપવામાં આવી હતી. પણ ભાઈ એ પ્રમાણે લેખક હૃદયનાં અજ્ઞાત સ્વરૂપમાં એમ કવિતા મોકલવી એ શું સાહસ કે ઉતાવળજ હોય ? લેખક હૃદય તો યોગેન્દ્ર સમય પછી સ્વ આત્મનિષ્ઠાનાંજ બોજે વહ્યું જતું હતું અને હજી પણ એમજ વહે છે. એમ કહેતાં ગુપ્તપાંડવપરિશિષ્ટમાં સ્વએજ સ્વનાં ચિતરેલ હૃદયને એ અન્યાય કરતું કહેવાય નહિ. આજ હજી પણ

સ્વ૦ ગોવર્ધનરામભાઈ હૈયાત હોત તો તેમના પાછલા ભાગના પત્રોનાં સ્વરૂપપરથી તે સમયે જે હૃદયભાવ હું અંગે પ્રેરાયો હોય તેજ હૃદયભાવ અનુભવપૂર્વક અમલમાં આવનાં નિષ્ઠાયુક્ત જ ગણાઇ રહત. સ્વ૦ ગોવર્ધન-રામભાઇનાં હૃદયે શું કલ્પના કરી હોય તે હું કહી શકતો નથી. પણ પરિણામ પામેલ ફળ ઉપરથી જ આવું મારૂં અનુમાન સ્વરૂપ છે. જે ક્રિયા ગોવર્ધનરામભાઈના સંબંધમાં કાળને બોઝ નહિ તે ક્રિયા તમો સંગેજ નિર્માણ થયેલ હોય એમજ કાળસ્વરૂપ દર્શાવી રહે છે. એથી જ ભાઈ હું જોઈ શકું છું કે જ્યારે ગોવર્ધનરામભાઈ સરખાં વિશાળ, વિદ્યાશીલ અને કર્તવ્યની ભાવનાવાળાં હૃદયને પણ યોગેન્દ્રલેખકહૃદયનાં ભાવનાસ્વરૂપ ઉપર આવતાં અન્ય ભાવનાઓ તિરોભૂત થઈ રહી હોય તો સામાન્ય ગૂર્જરસમૂહનાં હૃદયની કા ગણના ? જેથી ભાઇ ગૂર્જરસમૂહનાં ગૂર્જરગિરામાં અવિકાસિત હૃદયને દયારૂપ જોઇ રહેવા શિવાય અન્યકો ક્રિયા અત્ર રહતી નથી. એવાં હૃદયો સરળતાનો પોકાર કરી રહે છે. પણ સરળતા તો જે બિંદુથી લક્ષાય તેજ બિંદુને માનીને હોય. ગિરિતળ અને ગિરિશિખર ઉપરથી જોનાર એક જ સ્વરૂપ જોઈ શકે નહિ. રસવિકાસ અને હૃદયવિકાસને ઉચ્ચતર ગતિ તરફ લઈ જતી ભિન્ન ભિન્ન પગથીઓ હોય છે. જેથી જુદી જુદી પગથી પરથી જોનારનાં લક્ષ્યબિંદુ જુદાંજ હોય. પણ શિખરપરથી જોનાર તો એ સહુએ લક્ષ્યબિંદુનાં સ્થાનની ગણના કરી શકે છે. એટલાજ ખાતર આવા કાળબળમાં આપણાં આત્મબળ, આપણા આત્મવિકાસ, આપણાં હૃદયવિકાસ, રસવિકાસ અને આત્મનિષ્ઠાદિકનો લોપ કરી કર્તવ્યની વિશાળતામાંથી પણ ચૂકતાં આત્મગતિનોજ અધોપાત કરવો એ શું હૃદયને રૂચિકર હોય ? ભાઇ આજ ભાવનામાં મારૂં હૃદયનો ક્રિયા કરતું, વિચરતું રહે છે. અને એ હૃદય પણ સહુ ક્રિયા સ્વઆત્માને માનીને જ કરતું રહે છે. અને એ ભાવનાનાં ફળરૂપજ ગુમપાંડવની પ્રશસ્તિ આલેખાઇ. અને કંઈક એવાજ ભાવનો પડઘો તમારાં ગીતગોવિંદની આમુખ કવિતામય ભાવમાં જોવાઇ રહતાં હૃદય આનંદ નિમગ્ન થઇ રહે છે કે રસ નિમગ્ન, આત્મ નિમગ્ન અને કર્તવ્ય નિમગ્નને એ શિવાય અન્ય ક્રિયા હોતી નથી. વળી ભાઇ જે હૃદયે તરંગસૃષ્ટિની અનેક સૃષ્ટિમાં અનેક દિશામાં અનેક સત્યશીલ ક્રિયા સત્ય કલ્પનાપૂર્વક કરી આત્માનું એકીકરણ લક્ષવા પ્રયાસ કર્યો હોય અને તેમાંજ રમણ કર્યું હોય, અને એવીજ સૃષ્ટિમાં જાણે વાસ કરી કર્તવ્ય અદા કર્યું હોય વળી એવાં કર્તવ્યમાંજ રમણ કર્યું હોય તે હૃદયનું બંધારણ પણ

એવીજ સૃષ્ટિના ભાવમય થઈ રહતાં વંટોળરૂપેજ , ઉડી રહે છે અને જેથી જ ભાવપર ભાવમાંજ એવાં સંઘટ્ટન ફળ આવિર્ભાવ પામી રહે છે. એથીજ સામાન્ય માણસને મારી ભાષા સાદી લાગતા છતાં સમજવામાં અઘરી લાગે છે. એવાં હૃદયો શબ્દોપરથી ભાવ ઉપજાવી શકતાં નથી, કે ભાવગ્રહણ કરી શકતાં નથી. જેથી મારાં વાક્યો, લેખ કે કવિના ઝીણી નજર માટે અપેક્ષા રખાવે એ પણ સત્ય છે. પણ ભાઈ હૃદય અન્યથા થઈ શકતું નથી. હૃદય જે દિશામા વેગપૂર્વક વિકાસ પામ્યું હોય કે હૃદયે જે દિશાનો વેગ જોયો હોય તેજ દિશામાં હૃદયના ભાવો આવિર્ભાવ પામી રહે છે. અને એવા ભાવોની જો કિમ્મત હોય, એવા ભાવોમાં જો બળ હોય, રસ હોય, સત્વ હોય, અવલોકનાદિ પ્રદેશો પણ જો એવા ભાવમાં સમાયલા હોય, વળી એવા ભાવોથી જો કર્તવ્યની ભાવનાનો વેગ અને એના રસમાં બળ, પ્રૌઢતા પૂર્વક, ઉદ્દીપન થતાં હોય તો એવા ભાવો સમજવા પ્રયાસ કરવો એ સમૃદ્ધનાં આત્મવિકાસનુ જ કાર્ય છે. સમૃદ્ધ સ્વઆત્મવિકાસનું કર્તવ્ય અદા કરે કે ન કરે તે સાથે આપણને કંઇએ પણ સંબંધ નથી. આપણે આપણું કર્તવ્ય અદા કર્યું છે એજ આપણને આત્મવિકાસરૂપ, આત્માને બળરૂપ અને આત્માને પર્યાપ્તિપૂર્વક સંતોષરૂપ હોઈ સદા સર્વદા એટલે આ પરિમિત જીવનમાં જ નહિ પણ કાળની અનન્તતામાં સર્વથા આનંદરૂપજ છે. એજ આત્મવિકાસભાવ આપણાં હૃદયને પ્રેરે છે અને એવો અને એવો એ સદાય પ્રેરતો રહો ! ભાઇ આવા વંટોળરૂપ ભાવમાં પણ તમને આનંદ નિમગ્ન થતા જોઈ મારૂં હૃદય પરમ હર્ષિત બની રહે છે.

ભાઈ પાશ્ચાત્ય વિદ્વાનો પોતાના દેશમાં પ્રચલિત આચાર વિચારની બદ્ધ શ્રેણીમાં આર્યાવર્તનાં વર્તન, હૃદય, ધર્મ, કર્તવ્ય ભાવના અને ઐતિહાસિક વસ્તુનાં સ્વરૂપ આદિકને સ્વકલ્પિત મનોભાવ સ્વરૂપથી વિકૃત કરતા રહ્યાછે. કાલિદાસના સમયનો નિર્ણય એ પણ એમાંનીજ એક ક્રિયા છે અને અવશ્ય એ પ્રૌઢતા અને સત્યપૂર્વક નિર્ણિત થવો જોઇએ. પ્રભુ તમને .એમાં સહાયરૂપ હો !

ભાઈ આવાં ચિત્રો પણ મારી તરંગ સૃષ્ટિની દૃષ્ટિ બહાર ન હતાં. એ ઉપરાંત હૃદયશાસ્ત્ર માનસશાસ્ત્ર, બુદ્ધિશાસ્ત્ર આદિ વિષયો પણ હૃદયપથ બહાર ન હતા. પણ એ સહુ તરંગસૃષ્ટિનીજ કલ્પના હતી. વ્યવહાર અને કાળબળમાં મારાં હૃદયને એ અર્થે અવકાશ નથી અને એમ અવકાશ ન

આપવામાં કાળે કંઈ ઉચિતજ ધાર્યું હોય. કેમકે મારા સંબંધમાં બાહ્યથી પ્રથમ નિષ્ફળ દેખાતી ક્રિયાઓ પણ આત્મવિકાસને માની મારાં હૃદયને કંઇ પણ ફળ આપ્યા વગરની રહતી નથી. અને જ્યાં આત્મવિકાસરૂપ ફળ છે ત્યાં આવી ક્રિયા પ્રાપ્ત થઇ હોય તોયે શું અને ન પ્રાપ્ત થઈ હોય તોયે શું ? આપણાં હૃદયબળને તો ગમે ત્યાં કર્તવ્ય માટે અવકાશ જ છે.

... ... ... ... ... ..

અમરૂશતક પણ આ સાથે પૂરૂં કરૂં છું.

લી. સ્નેહાધીન,

**લલ્લુભાઇ.**

---

**વલસાડ**, તા. ૧૬–૯–૧૨

**ભાઇ કેશવલાલ,**

... ... ... ... ... ...

ભાઈ હું અમદાવાદથી નીકળ્યા પછી કાગળ ન લખી શક્યો તે ફક્ત " થશે " " થશે " એ હૃદય સ્થિતિથીજ ન લખી શક્યો. હૃદય ઉંચકાતું તો ઉતાવળ શી છે એમ પાછું બેસી જતું એટલે તમારો પત્ર મળ્યો, તેથી વિશેષ આનંદ થયો. તમારે ત્યાં જે આનંદ અનુભવ્યો તેવોજ ખંભાતમાં પણ વિદ્યાનાં કર્તવ્ય અંગે આનંદ મળ્યો. ખંભાત જતાં મુકુન્દાશ્રમ નામના સ્વામીએ યોગેન્દ્રનો બારીક અભ્યાસ કર્યો છે એવી ખબર મળી અને પાત્ર પુરૂષને વાંચવાની ભલામણ પણ કરે છે એમ સાંભળ્યું. તેથી સહજ એને મળવા જીજ્ઞાસા થઇ. એ કથા કરે છે. લગભગ ૧૫૦–૨૦૦ સ્ત્રી પુરૂષ કથા શ્રવણ કરનાર હશે. હું કથા ઉઠવાના સમય અગાઉ સહજ આગળ ગયો હતો. એણે સ્વ૦ મણિલાલનો અભ્યાભ કર્યો જણાય છે. પણ મણિલાલમાં બુદ્ધિવિકાસ હતો હૃદય વિકાસ ન હતો એમ એણે કબુલ કર્યું. વિશેષ... ... ... ...જે શરૂઆતની બીજી ગીતિ ક્લિષ્ટ લાગી હતી તે એણે વિશેષ વખાણી. કમળપત્રના ઉપર જળબિંદુમાં ચંદ્રનાં પ્રતિબિંબનાં એકતાનની એકતાથી આત્માના અભેદરસના આનંદનું એથી વિશેષ ભાન થતું એણે જણાવ્યું. ત્યારે... ... ... . અનેક મિથ્યા પ્રશ્ન અને મિથ્યા તર્ક, ગત સ્નેહી જીવણજી સહ જ્યારે ૧૯૦૧ ના ડીસેંબરમાં હું સ્થળે એમને મળવા ગયો હતો ત્યારે મારી આગળ કર્યા હતા કે–

" તળાવની પાળ નજીક કમળપત્ર ક્યાંથી હોય ? " " રાત્રે ચંદ્રમાનું બિંબ તેમાં ક્યાંથી જોવાય ? " વિગેરે. ત્યારથી જ મેં ....... માપ જોયું હતું અને એને મળતીજ એનાં રૂપાંતરવાળી ભાવનામાંજ બીજા વિદ્વાન અવિદ્વાન પણ ભ્રમણ કરતા જણાયા. જ્યારે જમાનાનું આવું સ્વરૂપ હૃદયને જણાયું ત્યારે હૃદયનો વેગ તે સમય એવા વેગમાં સ્ફુરી રહ્યો કે " જમાનો કેટલાબધા અંધકારમાં છે ? " અને એવા વેગનાં પ્રક્રિયારૂપો જ આઘાતની સામે આઘાત અને નિષ્ઠાનાં સ્વરૂપ–આવિર્ભાવ પામી રહ્યાં તે યોગેન્દ્ર સમયથી ચાલુ રહી હજી મેઘદૂતનાં સ્નેહાર્પણ સુધી જારૂજ છે. પછી માટે તો કાળ જ જાણે. વળી એ સ્વામી લેખકવૃત્તિમાં હૃદયના ભેદથી વિશેષ આનંદ પામ્યા એમ જણાવ્યું. એણે કહ્યું કે વ્યાસ અને શંકરાચાર્યના સમય પછી આવું લખાયું નથી એ જે યોગેન્દ્રમાં છે તે સત્ય છે. વળી લેખકવૃત્તિ વાંચતાં તેને સ્ફુર્યું કે લેખક એ ભેદ લાવ્યો ક્યાંથી. તે પરથી યોગેન્દ્ર ત્રણ વાર ફરી વાંચ્યો, ત્યારે તેને પ્રત્યક્ષ થયું કે યોગેન્દ્રમાંજ એ સહુ ભેદો પ્રત્યક્ષ છે. વળી તેણે કહ્યું કે આર્યમુનિના સૂત્ર ગ્રંથો સાથે પણ એ ભેદ તેણે સરખાવ્યા, ત્યાં પણ એજ પ્રક્રિયા સ્વરૂપ જણાયું.

ભાઇ આવી રીતે યોગેન્દ્રનું આટલું બારીક મનન કરનાર એક પાત્ર પણ દશ વર્ષને અંતરે મળ્યુ તેથી મારાં હૃદયે સ્વકર્તવ્યની સાર્થકતા માની.

... ... ... ... ... ... ...

પાત્ર ગામેગામ કે ગલીએ ગલીએ રઝળતાં નથી. એક પણ ગ્રાહક હોય તોયે બહુ છે પણ તે હૃદયના વિકાસવાળુ ઉંચું પાત્ર હોવું જોઇએ. એજ દષ્ટિથી હૃદયે ક્રિયા કરી છે, કરે છે, અને હજી પણ કાળ કરાવે તેમ કરશે.

( ગુજરાતી પત્રકાર ) રા. ઇચ્છારામને તમોએ પ્રત્યુત્તર આપ્યાનું મેં સાંભળ્યું છે પણ હજી એ મેં વાંચ્યો નથી. રા. ઇચ્છારામ પોતાનાં લખાણ પદ્ધતિથી અશિક્ષિત, આડંબર અને અહંભાવયુક્ત વૃત્તિ શિવાય અન્ય વૃત્તિનું ભાન કરાવતા નથી. મતભેદ હૃદયની કેટલી પ્રૌઢતા, કેટલી સ્થિરતા, કેટલી ન્યાય વૃત્તિતા, કેટલાં વિવેકબળ, કેટલાં અવલોકન અને તુલના સ્વરૂપ આદિકથી દર્શાવવો જોઇએ એ શિક્ષણ એનાં હૃદયને પ્રાપ્ત

થયું નથી અને પ્રાપ્ત થાય એમ પણ નથી. પણ પરીક્ષાહીન જમાનામાં એવાં પ્રકૃતિ સ્વરૂપને માર્ગ હોય એમાં આશ્ચર્ય પણ પામવાનું નથી.

... ... ... ... ... ...

સ્નેહાધીન,

**લલ્લુભાઈ.**

---

**અંજલાવ**, તા. ૨૩-૧૧-૦૬

**રા. રા. તંત્રી, પ્રજાબંધુ,**

આપનુ તા. ૧૮ મી નું વર્તમાનપત્ર પરમદિવસ રાત્રે ગામપર મળ્યું. પ્રશંસાયુક્ત નોંધ લેતાં આપે આપનું કર્તવ્ય ખરે અદા કર્યું છે. એમ છતાં સ્વાભાવિક રીતે ઇચ્છવામાં આવે કે પત્રકારોને એવાં વ્યક્તિ માત્રને ઉપયોગી સાહિત્ય કાર્ય માટે વિશેષ અવકાશ અને સવડતા મળતાં રહે. કદાચ એ માટે માસિકકારોની જવાબદારી યોગ્ય ગણાય. પણ એ વિષય નથી. સહજ સૂચન માત્રજ છે. વિદ્યાના સ્નેહી તરીકે એમાં તરી નીકળતાં એક વાક્ય વિષે પ્રસંગોપાત ભૂલ સુધારવા તેમજ તે ઉપર વિચાર કરવા તક મળે એ અર્થે શમવિયોગમાંથી દૃષ્ટાંત ખાનગી રીતે અથવા યોગ્ય લાગે તો પત્રદ્વારા જણાવવા કૃપા કરશો. એ દૃષ્ટાંત વાદમાટે ઇચ્છવામાં આવતાં નથી પણ સ્વ અવલોકન અર્થેજ ઇચ્છવામાં આવે છે કે ભવિષ્યમાં એવા દોષ થતા અટકે. તે વાક્ય એ છે કે........................................ ..........પ્રસન્ન થયા છીએ પરંતુ તેની સાથે અમુક અમુક કવિતા અસ્પષ્ટ, કિલષ્ટ, અને પિંગળ દોષવાળી છે. નાટકનો અંક અને કવિતાના આંક જણાવશો તો પણ બસ થશે.

**લલ્લુભાઇ.**

---

**વલસાડ**. તા. ૪-૧૦-૦૭

એજ્યુકેશનલ સુપ્રીન્ડેન્ડન્ટ, પાલીતાણા સ્ટેઈટ.

શમવિયોગની માગણી સંબંધી આપના તરફનો તા. ૧-૧૦-૦૧ નો પત્ર આજરોજ મળ્યો. ગુર્જરસમૂહની અનેક વ્યક્તિઓને પહોંચી વળવું એ

એક લેખક માટે અશક્યજ હોય. લેખકની કર્તવ્ય પ્રેરણા એની વ્યવહારીક શક્તિમાંજ સમાશ્રિત હોય. એવી શક્તિનો અવકાશ બંધ થતાં બક્ષિસ વ્યવસ્થાપક તરફથી આ સાથેની સૂચના[1] લગભગ આઠ માસ થયાં બહાર પાડવામાં આવી છે. અને ફાલ્ગુન માસનાં " વસન્ત " માં પણ આપવામાં આવી છે. પાંચ પ્રતની માગણી સુધી પણ સમૂહ કર્તવ્યઅપેક્ષાશીલ હોય એમ જણાતું નથી. જેથી બીજી આવૃત્તિનો પણ હાલ સંભવ થોડોજ છે. તમારો પત્ર લગભગ નવ માસ જેટલો મોડો હોવાથી રામવિયોગનો લાભ આપી શક્યો નથી. યોગેન્દ્રની ફક્ત દસબાર નકલ છે. જો જરૂર હોય તો ત્રણ આના પોષ્ટેજ આવેથી મોકલી શકાશે.

લલ્લુભાઈ.

---

૧ એ સૂચના રામવિયોગની હાલ પ્રકટ થયેલ બીજી આવૃત્તિમાં આપવામાં આવેલ હોવાથી અત્ર દાખલ કરી નથી. તા. ૭-૯-૧૨

લ. ના.

# શુદ્ધિ પત્ર.

આ પત્ર સૂચક માત્ર જ છે. કો સ્થળે અનુસ્વાર ઉઠયાં હોય, કો સ્થળે અનુસ્વાર ઉઠવાના રહી ગયાં હોય, શબ્દ તૂટયા હોય, સામાસિક શબ્દ છૂટા પડી ગયા હોય વિગેરે સુધારી વાંચવા વિજ્ઞપ્તિ છે. વળી યુધિષ્ટિરને બદલે યુધિષ્ઠિર પ્રયોગ શુદ્ધ છે. એજ પ્રમાણે કહિં કહિં અશુદ્ધ પ્રયોગો સુધારવા રહી ગયા હોય ત્યાં શુદ્ધ પ્રયોગજ ગ્રહણ કરવા વિજ્ઞપ્તિ.

વલસાડ.
૧૯૬૯ આષાઢ વદ ૩
સોમ તા. ૨૧-૭-૧૩

લ. ના.

| આ મુખ પૃષ્ટ | પંક્તિ | શુદ્ધ | આ મુખ પૃષ્ટ | પંક્તિ | શુદ્ધ. |
|---|---|---|---|---|---|
| ૭ | ૨૫ | નિર્દિષ્ટ | ૧૬ | ૨૯ | દ્રવ્યાદિકના |
| ૮ | ૧૩ | બળવત્તર | ૨૨ | ૩૦ | Corruption so |
| ૮ અ ૭ | ૮ | એક્ષે ના ગૃહે ગર્જના ત્યાં !!! | ૫૧ | ૮ | નિમેષ |
| ૮ અ ૩ | ૨૬ | ધર્મ | | | |
| ૮ અ ૧૩ | ૧૦ | ક્રિયાશુ | | | |

---

| પૃષ્ટ | પંક્તિ | શુદ્ધ | પૃષ્ટ | પંક્તિ | શુદ્ધ |
|---|---|---|---|---|---|
| ૫ | ૨૭ | પ્રૌઢતા | ૪૩ | ૧૬,૧૭, | પ્રદીપ્ત |
| ૧૬ | ૧૭ | વિચારતો | ૪૪ | ૪ | ઘોતેશું |
| ૨૦ | ૮ | કૃહેની | ૫૦ | ૧૯ | મારાથી |
| ૨૨ | ૧૦ | ત્રણ લોક | ૫૪ | ૨૫ | અલાં- |
| ૨૨ | ૨૫ | આવિર્ભાવ | ૫૭ | ૧૮ | ધમધમે |
| ૨૩ | ૨૬ | નિષ્ક્રિય | ૫૮ | ૧૩ | નિર્વાર્થપણું |
| ૨૬ | ૫ | તુ, | ૬૪ | ૧૪ | હા આ દશા |
| | | | ૬૪ | ૧૮ | વાણી |

| પૃષ્ઠ | પંક્તિ | શુદ્ધ | પૃષ્ઠ | પંક્તિ | શુદ્ધ |
|---|---|---|---|---|---|
| ૬૫ | ૧૫ | વિદુર વ બાહ્લિકો | ૨૫૩ | ૨ | કહે |
| ૬૫ | ૧૯ | નિર્વચન | ૨૫૩ | ૧૫ | સામર્થ્ય |
| ૮૫ | ૨૮ | વ્રત | ૨૫૪ | ૧૯ | ઉત્કટ |
| ૯૧ | ૮ | જો કોપણુ | ૨૬૯ | ૨ | આ આ |
| ૧૦૫ | ૧૧,૧૪ | આશીર્વાદ | ૨૭૦ | ૨૫ | સુંધી સુપ્રેમે |
| ૧૧૪ | ૨૭ | પાંડુપુત્રો | ૨૭૧ | ૩ | પ્રેમે |
| ૧૩૧ | ૨૫ | વળી વહે | ૨૭૫ | ૧૨ | અનુષંગી |
| ૧૪૪ | ૨૮ | કહે | ૨૭૮ | ૧૧ | માટે હે કુંવર |
| ૧૪૬ | ૯ | પશુધણુ | ૨૮૧ | ૧ | યુવાવસ્થાવાન |
| ૧૫૩ | ૧૦ | મૌન | ૨૮૩ | ૮ | વિવિંશતી |
| ૧૬૩ | ૧૦ | અવિઘ્ન | ૨૮૮ | ૨૧ | વિમુખ |
| ૧૭૧ | ૯ | થતાં | ૨૯૩ | ૨ | પ્રશંસા |
| ૧૭૧ | ૧૨ | યાત્રાવાળાં | ૨૯૮ | ૧૭ | વધંતા |
| ૧૭૯ | ૪ | અકળાય | ૩૦૪ | ૧૬ | અનાદર |
| ૧૭૯ | ૨૭ | કનકકણશું | ૩૦૬ | ૫ | મૂળ વિઘ્ન |
| ૧૮૦ | ૫ | જ્યોતશું | ૩૦૭ | ૭ | અશ્વમેધ |
| ૧૮૫ | ૭ | નિશ્ચયાત્મક | ૩૦૯ | ૬ | સંધ્યોપાસનાદિક |
| ૧૯૯ | ૨૪ | આવતાં | ૩૦૯ | ૧૦-૧૧ | આપત્ |
| ૨૦૦ | ૪ | અસ્ત્રો | ૩૧૦ | ૨૨ | સહનશીલતા |
| ૨૦૭ | ૨૨ | જ્ઞાન | ૩૧૦ | ૨૩ | વિનયાદિક |
| ૨૦૯ | ૨૬ | તો ત્યાં | ૩૧૬ | ૩ | વધ્યું |
| ૨૧૧ | ૧૦ | તમિસ્ત્રા | ૩૧૭ | ૨૩ | પામી શકતી |
| ૨૧૧ | ૨૩ | પ્રકાશસ્વરૂપ | ૩૧૭ | ૩૦ | નૃપોના |
| ૨૧૨ | ૧૯ | પ્રાપંચ્યશીલ | ૩૨૨ | ૨૮ | થયાં છે. |
| ૨૧૩ | ૨૨ | કરાવવાનો | ૩૨૬ | ૧ | ઉપરજ તો |
| ૨૧૩ | ૨૭ | સોંપ | ૩૨૬ | ૧૪ | કણિકે |
| ૨૧૫ | ૧૪ | નિંદાપ્રધાનનો | ૩૨૮ | ૧ | મુદલે |
| ૨૩૪ | ૨૬ | અક્ષય્ય | ૩૩૧ | ૪ | ક્રિયા |
| ૨૩૬ | ૨૩ | અગણ્ય | ૩૩૪ | ૨૦ | દૌર્બલ્ય |
| ૨૪૧ | ૩ | ક્ષાણુ આદિ | ૩૩૭ | ૨૪ | અનન્તતા |
| ૨૪૨ | ૨૪ | ઉર્વશી | | | |

| પૃષ્ઠ | પંક્તિ | શુદ્ધ |
|---|---|---|
| ૩૩૮ | ૬ | સૃષ્ટિ હૃદયની |
| ૩૪૧ | ૨૪ | ક્રિયા |
| ૩૪૭ | ૨૯ | ધારાવૃદ્ધિ |
| ૩૪૮ | ૧૩ | * શિખેલો |
| ૩૪૯ | ૨૧ | ધૃષ્ટદ્યુમ્નને ઝલાશે |
| ૩૫૩ | ૧૭ | ભોગ સિદ્ધિ સહુ ભોગ લે લે |
| ૩૫૩ | ૧૯ | વદંતાં |
| ૩૫૪ | ૨૭ | જંભાસુરે |
| ૩૫૬ | ૨૮ | સૂતપુત્ર |
| ૩૫૮ | ૨૫ | કર્તવ્યરૂપ |
| ૩૫૯ | ૨૫ | થઈ જાય છે |
| ૩૬૦ | ૧૬ | ને ત્રિકોટી |
| ૩૬૩ | ૨૫ | પ્રયત્ન |
| ૩૬૪ | ૨૬ | કરાયા |
| ૩૬૯ | ૨ | બુદ્ધિશીલ |
| ૩૮૨ | ૨૪ | કહે |
| ૩૮૪ | ૧૪ | કંસ |
| ૩.૮ | ૮ | અંતકો નવ જાણતું. મુગ કો નહિ પામતું |
| ૩૮૮ | ૧૦ | ભૂમિ ને ભુન |
| ૩૯૦ | ૨૦ | શ્રેષ્ઠતા |
| ૩૯૦ | ૨૨ | મધુસૂદન |
| ૩૯૬ | ૫ | સમગ્રતા સ્વરૂપ |
| ૪૦૩ | ૨ | બીજ |
| ૪૦૯ | ૯ | દુષ્ટ |
| ૪૧૨ | ૬ | સેવન |
| ૪૧૩ | ૧૫ | કરવાના |
| ૪૧૩ | ૨૨ | હોય તે હોય |
| ૪૧૬ | ૧૧ | ધૃષ્ટકેતુ |
| ૪૧૮ | ૭ | તન શું ન લુપ્યાં? |
| ૪૩૦ | ૮ | રાજ્ય |
| ૪૩૨ | ૪ | રાચતા |
| ૪૩૯ | ૨ | વિરાજમાન |
| ૪૪૮ | ૨૧ | શ્રોતા |
| ૪૫૧ | ૨૩ | યુવરાજપદ |
| ૪૫૫ | ૧૦ | આત્મગતિ |
| ૪૫૫ | ૧૮ | આજ્ઞાગતિ ભેળીને |
| ૪૬૬ | ૨૭ | દુંદુભીનાદ |
| ૪૭૩ | ૨ | પૂર્તકર્મનાં ફળ |
| ૪૭૪ | ૫ | નિષ્કિંચન |
| ૪૭૮ | ૨૯ | તમને |
| ૪૭૯ | ૨૨ | વૃત્તાંત |
| ૪૮૧ | ૧ | આપણાં |
| ૪૮૩ | ૯ | ધોતવંતે |
| ૪૮૩ | ૧૭ | વિલોકે |
| ૪૮૬ | ૧૮ | પામો |
| ૭ | ૧૯ | lies |
| ૧૧ | ૧૯ | worshipped |
| ૧૯ | ૨૯ | દેશોન્નતિ |
| ૨૭ | ૧૦ | આશાના |
| ૨૯ | ૮ | અવિચ્છિન્ન |
| ૨૯ | ૨૭ | અવિકાસિત |
| ૩૫ | ૩૦ | વિશ્વાસ રાખી સદા |
| ૪૩ | ૨ | * પર્યાપ્તિપૂર્વક ક-ર્તવ્ય અહા કરતાં કાળની |
| ૪૭ | ૧ | નિસ્પૃહતાનું |

| પૃષ્ઠ | પંક્તિ | શુદ્ધ |
|---|---|---|
| ૫૩ | ૨૯ | વૈશ્વદેવી |
| ૬૬ | ૪ | ધીમે ધીમે |
| ૬૬ | ૮ | આનંદ |
| ૭૨ | ૨૩ | years'Con-templeation |
| ૭૬ | ૭ | જાણવાની |
| ૮૧ | ૧૬ | જોવા |
| ૯૬ | ૩ | તત્વ |
| ૯૬ | ૧૭ | કર્તવ્ય |
| ૧૦૫ | ૪ | નિરર્થક |
| ૧૦૫ | ૨૦ | અવલોકના |
| ૧૦૬ | ૧૦ | તમને |
| ૧૦૮ | ૧૧ | સ્વાભાવિક |
| ૧૨૦ | ૨૬—૨૮ | આ ત્રણ પંક્તિ પા. ૧૨૧ મે આંક(૨) પછી લેવી |
| ૧૩૫ | ૨૫ | રાખું |
| ૧૩૮ | ૨૨ | ૯૫ પ્રત |
| ૧૪૮ | ૮ | જોવા જેવી |
| ૧૫૦ | ૨૦ | તલ્લીન |
| ૧૬૪ | ૧૪ | પ્રત્યુત્તર |
| ૧૭૮ | ૨ | impassablo |
| ૧૮૭ | ૨૮ | Director of Agric-ultpre. |
| [illegible] | ૮ | નોંધ |

